


આદ્ય [હાલ નિવૃત્ત] તંત્રી

રામનારાયણ વિશ્વનાથ પાઠક


૧૯૯૪ સંચાલક વર્ષ ૧૩

શ્રાવણ રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી અંક ૭

# અનુક્રમણિકા

પુ. ૨૬ વૈશાખ : ૧૯૯૪ અંક ૧



લવાજમ — હિંદમાં રૂ. ૫ — પરદેશમાં રૂ. ૬ાા — છૂટક અંક રૂ. ૦ાા.

પ્રકાશક: રણછોડજી રેંદુભાઈ મિસ્ત્રી: પ્રસ્થાન કાર્યાલય: પારસી અગિયારી સામે: ખમાસા ચોકી: અમદાવાદ.
મુદ્રક: મણિલાલ પુરુષોત્તમ મિસ્ત્રી, બી. એ. આદિત્ય મુદ્રણાલય: રાયખડ રોડ: અમદાવાદ. તા. ૧૫-૬-૩૮

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत्पादम् ।

પુસ્તક ૨૬ વૈશાખ · ૧૯૯૪ અંક ૧

## વિચારસંક્રમણ

રામનારાયણ વિ. પાઠક

શ્રીયુત વિશ્વનાથ મગનલાલ ભટ્ટના વિવેચન લેખોનો સંગ્રહ આ વરસ બહાર પડ્યો તેને જે આવકાર મળ્યો તે યોગ્ય મળ્યો છે. એમના લેખોમાં સત્યપ્રિયતા, સત્યને ખાતર લીધેલો શ્રમ અને પોતાનો અભિપ્રાય રજુ કરવામાં નીડરપણું, એ ખાસ ગુણો પ્રતીત થાય છે. એમની રસિકતા પણ ઉચ્ચ કોટિની છે.

વિવેચક, સર્જક કે કવિ ગણાય!

તેમના સંગ્રહના પહેલા નિબંધ 'વિવેચનનો આદર્શ'માં તેમણે એક અભિપ્રાય દર્શાવ્યો છે તે મને ચર્ચાસ્પદ લાગવાથી તેની અહીં ટૂંકમાં ચર્ચા કરવાની તક લઉં છું. તેઓ કહે છે:

"વિવેચક પણ કવિના જેવોજ સર્જનશીલ કલાકાર." (પૃ. ૪)

આ અભિપ્રાયનાં તેમણે આપેલાં કારણો તપાસવા પહેલાં જે અર્થમાં હું ઉપરના તેમના મત સાથે સંમત થઈ શકું તે પ્રથમ જણાવું. એક એવો મત છે કે આપણે જ્યારે જ્યારે બોલીએ છીએ ત્યારે ત્યારે સર્જન કરીએ છીએ. કારણકે આપણામાં અમૂર્ત રહેલા વિચારને આપણે વાણીના ઉપાદાન દ્વારા મૂર્ત કરીએ છીએ. આ અર્થમાં વિવેચક અવશ્ય સર્જક છે. પણ આ મત પ્રમાણે તો ઇતિહાસકાર, વિજ્ઞાનનો લેખક, રસાયનશાસ્ત્રનો લેખક અને ગણિતલેખક પણ સર્જક ગણાય. પણ શ્રી. વિશ્વનાથ આ અર્થમાં વિવેચકને સર્જક કહેતા નથી.

એક બીજા પણ એવા જ સામાન્ય અર્થમાં દરેક માણસમાં સર્જકતા રહેલી છે. તત્ત્વદષ્ટિએ જોતાં ઇન્દ્રિયોદ્વારા મન પર બાહ્યજગતના જે સંસ્કારો પડે છે, તેને આપણું મન એ ને એ રૂપે રાખતું નથી, પણ તેના ઉપર પોતે પોતાના સ્વરૂપ પ્રમાણે કામ કરે છે, તે પછી જ તે સંસ્કારો જ્ઞાનનો વિષય બને છે. જેમ પાણીને તેના વાસણનો આકાર મળે છે, તેમ બાહ્ય સંસ્કારોને મનના આકારો મળે છે અને એ આકારનિષ્પન્ન વસ્તુ એ જ જ્ઞાનનો વિષય છે. આ દૃષ્ટિએ દરેક જ્ઞાનમાં મનના સર્જનનો અંશ રહેલો છે એમ કહેવાય. આખો જ્ઞાનવ્યાપાર આ રીતે ઉત્તરોત્તર ચઢતી જતી કોટિનો સર્જનવ્યાપાર છે. એક છૂટી વસ્તુની ઇન્દ્રિયદ્વારા છાપ મેળવવી, તે પછી તેને અમુક વર્ગમાં મૂકવી, પછી તેને કાર્યકારણની કોઈ શૃંખલામાં મૂકવી, પછી વિજ્ઞાનની કોઈ યોજનામાં મૂકવી, આ દરેક પગલે એ જ ચિત્તારોપિત સર્જન વ્યાપાર ચાલે છે. અને આ વ્યાપારમાં કલ્પના ઘણો મોટો ફાળો આપે છે. વિજ્ઞાનનો કોઈ પણ નિયમ શોધવામાં આ કલ્પનાજન્ય તર્ક ( hypothesis ) કેટલું બધું કામ કરે છે તે અર્વાચીન પ્રમાણશાસ્ત્ર જાણનારને સુવિદિત છે. ઇતિહાસનિરૂપણમાં પણ આ કલ્પનાનો ફાળો બહુ મોટો છે. તેમ છતાં, આપણે આ વ્યાપારનિષ્પન્ન સાહિત્યને સર્જન નથી કહેતા. અને શ્રી વિશ્વનાથ ભટ્ટ પણ આ અર્થમાં વિવેચકને સર્જક ગણતા હોય એમ જણાતું નથી.

શ્રી વિશ્વનાથ નીચે આપેલા કારણથી વિવેચકને સર્જક કહે છે. તેઓ કહે છે:

"કોઈ પદાર્થ કે વિષયના સંસ્પર્શથી પોતાના ચિત્તમાં ઉદ્‌ભવેલી ઊર્મિઓને અન્યના ચિત્તમાં સંક્રાન્ત કરી શકે એવી કોઈ કૃતિનું નિર્માણ કરનારને આપણે કલાકાર કહીએ છીએ અને વિવેચક પણ એવો જ કલાકાર નથી? એ પણ સાહિત્ય કે કલાની કૃતિના સંસ્પર્શથી—એના દર્શન, શ્રાવણ, અધ્યયન, મનન આદિરૂપ સંસ્પર્શથી—પોતાના ચિત્તમાં ઉદ્‌ભવેલી ઊર્મિઓને અન્યના ચિત્તમાં સંક્રાન્ત કરવાની જ પ્રવૃત્તિ કરી રહ્યો છે. તો પછી એને સર્જનશીલ કલાકાર શા માટે ન કહેવો?" (પૃ: ૫)

એમના મન્તવ્યની મુખ્ય દલીલ આ જ છે. પણ આટલી સમાનતાથી વિવેચકને સર્જક ન કહી શકાય એમ મને ભાસે છે.

આપણે એક દાખલો લઈએ. માનો કે એક કવિને એવો પ્રસંગ પડ્યો કે તેણે કોઈ ને ત્યાં થાપણ મૂકેલી, તે પોતે લેવા ગયો ને તે માણસે થાપણ પાછી આપી. આમાં કશું જ નવું કે વિલક્ષણ બન્યું નથી. પણ આટલા બનાવ ઉપરથી તેની કલ્પના ઉત્તેજાય અને તે ઉપરથી તે એવી એક સુંદર વાત લખે કે કએ ખને ત્યાં થાપણ મૂકી અને ક તે થાપણ પાછી લેવા ગયો ત્યારે ખએ ન આપી. આમાં કવિને થાપણના પ્રસંગરૂપી વિષયનો સ્પર્શ થયો. પણ તેથી તેને જે ઊર્મિ ચિત્તમાં ઉદ્‌ભવી, તેને મૂળ પ્રસંગ સાથે બહુ સંબંધ નથી. મૂળ પ્રસંગ શો હતો, એ ખરું પૂછો તો એ વાર્તામાં જરા પણ પ્રસ્તુત નથી. માત્ર કવિએ રચેલી વાર્તા અને તે દ્વારા સંક્રાન્ત થતી ઊર્મિ જ પ્રસ્તુત છે. ફરી કહું તો કાવ્યકૃતિને મૂળ વાસ્તવિક પ્રસંગ અપ્રસ્તુત છે, મૂળ વાસ્તવિક પ્રસંગથી ઊલટી જ દિશાએ જવાની કવિને છૂટ છે! આ બેમાંથી એક પણ છૂટ વિવેચકને વિવેચનાના વિષય વિશે છે? વિવેચક કહી શકે કે મારે મન કવિની કૃતિ ગૌણ છે, એ વિશે હું જે વિવેચન કરું છું એ જ પ્રસ્તુત છે? વિવેચનાના વિષયભૂત કાવ્યથી સ્વતંત્ર રીતે તે પોતાની ઊર્મિને જવા દઈ ને વિવેચના કરી શકે? એમ કરે તો તે વિવેચના કહેવાય? નહિ જ.

કવિ જ્યારે પોતાની ઊર્મિ વાચક કે ભાવકમાં સંક્રાન્ત કરે છે ત્યારે તે પોતાની કૃતિદ્વારા કરે છે. એ એની ઊર્મિ અખંડરૂપે એની કૃતિમાં મૂર્ત થયેલી હોય છે. એ કૃતિને બહારની કોઈ પણ વસ્તુના અનુસંધાનની જરૂર રહેતી નથી. ખરું તો કાવ્યના ઉપભોગને સમયે બીજા સર્વ વેદનાવ્યાપારો બંધ થયા હોય છે. विगलितवेद्यान्तरम्[1] એ વિશેષણ વારંવાર કાવ્ય માટે વપરાય છે. અલબત કવિએ પણ કાવ્યમાં નિરૂપેલું સૌન્દર્ય ક્યાંક સ્પષ્ટ કે અસ્પષ્ટ રૂપે દુનિયામાં જોયેલું હોય છે. પણ જ્યારે એ કાવ્ય રજુ કરે છે ત્યારે એ કાવ્યને તેના મૂળ અનુભવના પ્રસંગ સાથે કશો જ સંબંધ રહેલો હોતો નથી. વળી એ પણ ખરું કે કાવ્યમાં એક વાર અમુક સૌંદર્ય કે રહસ્ય જોયા પછી વાચક એ સૌંદર્ય કે રહસ્ય દુનિયામાં જોઈ શકે છે. પણ એ તો એક કેવળ પૃથક્ માનસિક પ્રયત્નથી. કાવ્યમાં સૌંદર્ય જોવું અને પછી દુનિયામાં એ જ સૌંદર્ય જોવું એ બે ભિન્ન પ્રયત્નો છે. પહેલું કરીને અટકી જાય તોપણ કાવ્યનો ઉપભોગ તેનો પૂરો થયો ગણાય. બીજો પ્રયત્ન એ તો કાવ્યનું એક ડગલું આગળ ગયેલું પરિણામ છે. પણ વિવેચનામાં એમ નથી બનતું. વિવેચનનું મુખ્ય પ્રયોજન જ એ છે કે તેણે કાવ્યનું સૌંદર્ય બતાવવું. કાવ્યનું જેમ સ્વતંત્ર અસ્તિત્વ છે, તેવું વિવેચનનું નથી. વિવેચનનું ઠેઠ સુધી વિષયભૂત વસ્તુ સાથે અનુસંધાન રહ્યા જ કરે છે. વિવેચનનું મુખ્ય પ્રયોજન જ એ છે કે કાવ્યમાં ક્યાં સૌંદર્ય છે તે બતાવવું. કાવ્યનું પ્રયોજન અને દાવો એ છે કે તેનામાં પોતામાં સૌંદર્ય છે. પછી એ સૌંદર્ય તમે જગતમાં જોઈ શકો કે નહિ તેની સાથે તેને સંબંધ નથી. વિવેચન એમ કદી કહી શકે નહિ કે જુઓ મારામાં આ સૌંદર્ય છે, પછી એ સૌંદર્ય તમે કાવ્યમાં જોઈ શકો કે નહિ તેની સાથે મારે સંબંધ નથી. કાવ્ય સ્વસંપૂર્ણ, સ્વાયત્ત છે, વિવેચન હમેશાં પરાયત્ત છે. કવિને જે વાસ્તવિક અનુભવ થયા હોય તેને છોડીને ગમે ત્યાં જવાની છૂટ છે. વિવેચકને તો, જે મલ્લિનાથનું શ્રી વિશ્વનાથ અવતરણ આપે છે તેના પ્રમાણે नामूलं लिख्यते किंचित् । મૂળમાં ન હોય એવું કશું ન લખવું એ મુખ્ય પ્રતિજ્ઞા છે.

શાસ્ત્ર અને કલા બેનો તફાવત એવો ગણાય છે કે શાસ્ત્ર જે છે તેને શોધીને બતાવે છે, કલા નવું નિર્માણ કરે છે. એ કસોટીથી કસી જોતાં વિવેચન જે છે તેને કથવાનું કામ કરે છે, વિવેચન બતાવે છે કે કાવ્યમાં શું શું છે, અને કેવી રીતે છે. કાવ્યકલા તો એક નવું નિર્માણ નવી સૃષ્ટિ આપણા અનુભવ માટે રજુ કરે છે.

એવું ઘણીવાર બને છે કે આજસુધી કોઈએ ન બતાવ્યું હોય તેવું કોઈ સૌંદર્ય વિવેચક અમુક કૃતિમાં બતાવે છે. પણ ત્યાં પણ તે કૃતિમાં જે છે તેને જ તે બતાવે છે. એમ તો જગતમાં વૈજ્ઞાનિક પણ સામાન્ય માણસ ન જાણતા હોય• તેવું ઘણું બતાવે છે, પણ તે શાસ્ત્ર જ છે, કલા નથી. અને આ જાતની નવીનતામાં વિવેચક ઇતિહાસકારને ઘણો મળતો છે. જેમ ઇતિહાસકાર કોઈ નવી જ યોજના કે ઘટના અમુક અમુક નક્કી થયેલી હકીકતના ખુલાસા તરીકે મૂકે છે, અને અમુક જમાનાની પરિસ્થિતિ અને માનસ સમજાવે છે, જેમ જીવનચરિત્રલેખક, ચરિત્રનાયકનાં કાર્યો બતાવી તેનો ખુલાસો અમુક માનસથી કરે છે, તેમ જ વિવેચક કાવ્યના બનાવો અને પાત્રોનાં કાર્યોનો ખુલાસો અમુક માનસથી અથવા અમુક યોજના બતાવીને કરે છે. વિવેચક ઊર્મિ પ્રેરે છે એ ખરું પણ એ ઊર્મિની પ્રેરણા મૂળ તો

૧. ભાવાર્થ: જ્ઞાનના બીજા સર્વ વિષયો તે વખતે ગળી ગયા હોય છે.

કાવ્યમાં છે, અને તે બતાવવાનું કામ માત્ર વિવેચક કરે છે. અને એમ તો ઇતિહાસકાર ' કે ચરિત્રનિરૂપક પણ મૂળ વિષયને ઉચિત ઊર્મિ પ્રેરે જ છે. એટલા જ ઉપરથી તેને સર્જક 'કે કલાકાર ન કહી શકાય. એટલે વિવેચકમાં સર્જનવ્યાપાર ચાલે છે એ ખરું; પણ તે વ્યાપાર, જગતની યોજનાના નિયમો શોધતા મોટા વિજ્ઞાનશાસ્ત્રી કે ઇતિહાસના બનાવોનો ખુલાસો કરતા મોટા ઇતિહાસકાર કે ચરિત્રનિરૂપકના જેવો છે. સ્વતંત્ર નિર્માણ કરતા કલાકાર જેવો નથી. સ્વતંત્ર ચિત્ર કાઢતા, સ્વતંત્ર રાગ ગાતા, કે સ્વતંત્ર સૃષ્ટિ રચતા કવિનો સર્જનવ્યાપાર પેલા વિવેચક કરતાં જુદો છે. અને બન્નેને માટે સર્જન શબ્દ વાપરવાથી સમજણમાં અને ભાષામાં ગોટાળો થવા સંભવ છે. એટલે વિવેચક કવિ કે સર્જક નથી.

* * *

**લગ્નવિચ્છેદ વિશે કંઈક**

હમણાં બ્રિટિશ ઇંડિયામાં છૂટાછેડા કે લગ્નવિચ્છેદ વિશેના કાયદાની વિચારણા ચાલે છે. આમાં સૌથી વધારે સંભાળ લગ્નવિચ્છેદ માટે કયાં કારણો પૂરતાં ગણવાં, અને વિચ્છેદ પામેલાં માબાપનાં ફરજંદોનું શું કરવું એ મુખ્ય પ્રશ્નો છે.

અહીં હું એ આખા પ્રશ્નની ચર્ચા કરવા માગતો નથી. માત્ર એક જ પ્રકારના પ્રસંગની દૃષ્ટિએ વિચાર કરવા ચાહું છું. અત્યારે લગ્નવિચ્છેદ ઇચ્છનારા કેળવાયેલાઓની લગ્નભાવનામાં બે માન્યતા સ્પષ્ટ રહેલી છે. તેમાં પહેલી એ છે કે એક પુરુષને એક સાથે એકથી વધારે પત્ની કરવાની છૂટ ન હોવી જોઇએ. અને બીજી એ કે અમુક અમુક કારણોથી સ્ત્રી પુરુષ બન્નેને લગ્નનો વિચ્છેદ કરવાની છૂટ હોવી જોઇએ. આમાંની પહેલી માન્યતા, જે એક પાત એકથી વધારે પત્ની એક સાથે ન કરી શકે, એને માટે કાયદામાં કશું થતું નથી. માત્ર લગ્નવિચ્છેદ માટે જ કાયદો ઘડવાનાં પગલાં લેવાય છે.

અત્યારની ભૂમિકાએ એક સ્ત્રી સંબંધી કાયદો કરી શકાશે કે કેમ તે કહેવું મુશ્કેલ છે. હિંદુ મુસલમાન બન્નેને ધર્મથી હજારો વરસથી અનેક સ્ત્રી કરવાની છૂટ છે. હિંદુઓમાં એક સ્ત્રીના મતના ઘણા નીકળે, પણ મુસલમાનો તેને સંમત થશે કે કેમ એ વધારે સંદેહ પડતું છે, અને મુસલમાનો એ નિયમન નહિ સ્વીકારે ત્યાં સુધી હિંદુઓ પણ નહિ સ્વીકારે એમ જણાય છે. એટલે કાયદાની એ અપૂર્ણતા ધ્યાનમાં રાખીને આપણે વિચારવું જોઈએ.

આ સ્થિતિમાં હું માનું છું કે એક પત્ની જીવતાં પતિ બીજી પત્ની કરે એટલાથી જ પત્નીને અમુક અમુક હકો મળી જવા જોઇએ એવો કાયદો જોઇએ. હું માનું છું કે પતિ બીજી પત્ની કરે કે તરત જ પહેલી પત્નીને કાયદેસર પૃથગ્વાસ અને ખોરાકી પોષાકીનો હક મળી જવો જોઇએ. અને આવા પ્રસંગે નિર્વાહની રકમ બને તેટલી મોટી, દાખલો બેસાડવા જેટલી મોટી, અપાવી જોઇએ. એ નિર્વાહની રકમ માત્ર પતિની જ નહિ પણ તેને બીજી વાર પરણીને આવતી પત્નીની મિલકત ઉપર પણ બોજો ગણાવો જોઇએ, તેના પીયરથી લાવી હોય તેના ઉપર પણ. અને આમ કરવામાં ફરી પરણનાર સ્ત્રી પુરુષ ઉપર કાયદો કાંઈ જુલમ કરે છે એમ માનવાની જરૂર નથી. કારણકે નવા લગ્નને માટે પુરુષ તેમ જ

બીજીવાર પરણતી પત્ની બન્ને પ્રથમ દર્શને સરખાં જવાબદાર છે. તેમાં પણ પ્રથમ પત્નીને ફરજંદો હોય તો નિર્વાહનો હક અનેક ગણો વધારે પ્રબળ બની જાય છે.

આ પૃથગ્વાસ અને નિર્વાહની સાથે જ, પોતાની મરજીમાં આવે ત્યારે લગ્નવિચ્છેદ કરી ફરી પરણવાનો હક પણ તેને મળવો જોઈએ. અલબત લગ્નવિચ્છેદ કરે તે ક્ષણથી નિર્વાહનો હક નાબૂદ થાય. હું માનું છું આ બન્ને બાબત એક જ હુકમનામાથી કરી શકાય. પતિ બીજી પત્ની કરે કે તરત જ તેની પ્રથમ પત્નીને પૃથગ્વાસ અને નિર્વાહની રકમનું પ્રાથમિક હુકમનામું મળવું જોઈએ, અને એ હુકમનામાની રૂઇએ જ તે બાઈ લગ્નવિચ્છેદ પૂરો કરી એ હુકમનામાનો અંત લાવી શકે. પૃથગ્વાસ અને નિર્વાહ લેવો કે લગ્નવિચ્છેદ લેવો, લગ્નવિચ્છેદ લેવો હોય તો ક્યારે, તે બધાની સંપૂર્ણ અખત્યારી પહેલી સ્ત્રીને રહેવી જોઈએ. લગ્નવિચ્છેદ માટે તેને ફરી કેસ કરવાની જરૂર રહેવી જોઈએ નહિ. માત્ર, પૃથગ્વાસ અને નિર્વાહના હુકમનામાને અંગે કોર્ટને ખબર આપીને તે લગ્નવિચ્છેદનું હુકમનામું પૂરું કરી શકે. તેમાં ધણીને ખબર આપી સાંભળવાની પણ જરૂર રહેવી જોઈએ નહિ. આમ થાય તો જ બીજીવારનાં લગ્નો ઉપર ઉચિત નિયમન રહેશે, અને પહેલી સ્ત્રીને થતા જુલમો, ગેરફાયદા અને અન્યાયોમાંથી તેને કંઈક પણ રાહત મળશે. હું ઇચ્છું છું કે કાયદાના જાણકારો આ દષ્ટિએ કાયદાના વહેવારુપણાનો વિચાર કરી જુએ અને એની ચર્ચા કરે.

———o———

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

### બોઝ-જીન્ના મુલાકાત

એ ઉઘાડી વસ્તુ છે કે કોમવાદ એ આપણા રાજકીય જીવનનો મહારોગ છે. હિંદી રાષ્ટ્રીય મહાસભા જેમજેમ એ રોગને નિર્મૂળ કરવાનો પ્રયત્ન વધારતી જાય છે તેમ તેમ એના પ્રત્યાઘાત રૂપે કોમવાદ ફેલાતો જતો હોય એવું હમણાં લાગે છે. કોમવાદના ઝેરથી પીડાતી પ્રજા રાષ્ટ્રવાદના તંદુરસ્ત ધોરણે સંગઠ્ન નહિ કરી શકે એ વસ્તુ આપણે અનુભવી રહ્યા છીએ. આપણે ત્યાં કોમી ઐક્યની બીજી મહત્ત્વની બાજુ એ છે કે કોમવાદ હિંદી પ્રજાને વિભક્ત કરી મૂકે છે, જેને પરિણામે પરદેશી અમલને દૂર કરવા માટે જે જાતનો એકસાથ સામનો હિંદીઓએ કરવો જોઇએ એમાં નિષ્ફળતા મળે છે. આપણા રાષ્ટ્રીય જીવનની આ એક દર્દનાક નબળાઈ છે. વિભક્ત પ્રજાનું બળ વહેંચાઈ જાય છે. એની માગણીઓ પણ વિભક્ત હોય છે. હિંદી રાષ્ટ્રવાદને વ્યક્ત કરતી રાષ્ટ્રીય મહાસભા અને કોમવાદી મંડળો જેવાં કે હિંદુ મહાસભા કે મુસ્લીમ લીગની માગણીઓ વચ્ચે રહેલો ભેદ રાષ્ટ્રવાદ અને કોમવાદ વચ્ચેનો ભેદ છે. રાષ્ટ્રવાદનો એ નિષેધક હોવાથી આપણા દેશમાં જેટલે અંશે હિંદુ કે મુસ્લીમ કોમવાદ વધારે મજબૂત હશે એટલે અંશે રાષ્ટ્રવાદ નબળો રહેવાનો.

પરંતુ આપણે માટે રાષ્ટ્રવાદ કે કોમવાદ સૈદ્ધાંતિક ચર્ચાનો વિષય નથી. આપણા રાષ્ટ્રવાદને શાહીસત્તાનો સામનો કરવાનો હોવાથી એ રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનું પ્રતીક છે. કારણકે હિંદમાં રાષ્ટ્રવાદ, બ્રિટીશ રાજને નાબૂદ કરવા માગે છે. અને બ્રિટીશ રાજની નાબૂદી આપણે માટે રાષ્ટ્રીય મોભાનો સવાલ જ નહિ પરંતુ પ્રજાકીય આત્મનિર્ણયના હક્કની સ્થાપનાનો સવાલ છે, જેના વિના રાષ્ટ્રના સર્વાંગી વિકાસની કોઈ પણ યોજના મોટા ને ઝડપી પાયા ઉપર આપણાથી હાથ ધરી શકાય એમ નથી. કારણકે આપણા ભાવિ નિર્માણની સત્તા આપણા હાથમાં નથી.

આથી કોઈ પણ રીતે કોમવાદને નાબૂદ કરી રાષ્ટ્રવાદના પાયા ઉપર આખી હિંદી આલમને મહાસભા એક કરવા માગે છે. કારણકે ત્યાં સુધી શાહી સત્તાનો સફળ સામનો થઈ શકે એમ નથી એ મહાસભાનો અનુભવ છે. માટે આજે જ્યારે મહાસભા વધારે ને વધારે શાહીવાદવિરોધી સંસ્થા થતી જાય છે અને આમજનતા ઉપર એનો કાબૂ વધારે દૃઢ થતો જાય છે, ત્યારે એના મોરચામાં ભંગાણ ન પડે, રાષ્ટ્રીય માગણીમાં બસૂરો અવાજ ન નીકળે અને એક સંસ્થાના નિયમન કે ભાવના હેઠળ પ્રજાને ભેગી કરી શકાય એ માટે વધતા જતા કોમવાદનાં ઝેરી મોજાં ખાળવાનો યત્ન કરવાનો પ્રયત્ન મહાસભાએ નવેસરથી શરૂ કર્યો છે એ જ આવકારદાયક વસ્તુ છે.

આગામી ફેડરેશનનો સામનો કરવા માટે જો મુસ્લીમ જનતાનો સામુદાયિક સાથ મહાસભા મેળવી શકે તો બ્રિટીશ સત્તાને નમાવવાનો રસ્તો ઘણો સરળ થઈ જાય એમ છે.

આ હેતુથી મહાત્માજી અને રાષ્ટ્રપતિએ મુસ્લીમ લીગના નાયક શ્રી જીન્ના સાથે ગયા માસમાં કોમી સમજૂતી ઉપર આવવાના પ્રયાસ માટે વાતચીત શરૂ કરી હતી. એ વાતચીત થતાં પહેલાં શ્રી જીન્નાએ પોતાની માગણીની જાહેરાતો તો કરી દીધી હતી. એ જાહેરાત ગયા અંકની નોંધમાં મેં જણાવી હતી. શ્રી જીન્ના એ મુદ્દા ઉપર જ મહાસભાના મોવડીઓ સાથે ચર્ચા કરવા તૈયાર થયા હતા એમ કહેવાય છે. પરંતુ મહાસભાના રાષ્ટ્રવાદી ને શાહીવાદ વિરોધી સ્વરૂપનો ઘાત ન થાય એ વસ્તુ ધ્યાનમાં રાખીને જો કંઈ પણ સમાધાનનો રસ્તો જડી શકે તો એ શોધી કાઢવાની સૌથી વધારે ગરજ મહાસભાની જ છે એટલે શ્રી જીન્ના સાથેની વાટાઘાટમાં શ્રી જીન્નાના હાથ ઊંચા જ રહ્યા હોય એવો સંભવ છે. મંત્રણાઓ દરમ્યાન મહાસભાની કારોબારી તરફથી શ્રી સુભાષબાબુએ નીચેના ચાર અફર મુદ્દાઓ ઉપર જ શ્રી જીન્નાની જાહેર કરેલી માગણીઓનો વિના વિલંબે સ્વીકાર કરવાની તૈયારી બતાવી હોવાનું કહેવાય છે.

(૧) મુસ્લીમ લીગ કોઈપણ જાતના દ્વિઅર્થ વિનાની સ્પષ્ટ જાહેરાત કરવા તૈયાર થાય, કે રાષ્ટ્રીય-મહાસભા સાથે જોડાઈને, દેશના સ્વાતંત્ર્યની લડાઈ માટે અને ખાસ કરીને આગામી ફેડરેશનનો સામનાનો જે રસ્તો મહાસભા ગ્રહણ કરે એમાં લીગે સાથ આપવો, પછી ભલે એ રસ્તો સીધી લડતનો પણ હોય.

(૨) જો મહાસભાની આ શરત લીગને મંજૂર હોય તો લીગની માગણીઓ, (શ્રી જીન્નાના જગજાહેર ૧૪ મુદ્દાઓ, ઉપરાંત હમણાં એમણે જાહેર કરેલા ૭ મુદ્દાઓ—જે આગલી નોંધમાં મેં આપ્યા છે)—જે રાષ્ટ્રવાદ સાથે સુસંગત હોય—મહાસભા વિના વિલંબે મંજૂર કરે.

(૩) લીગના જે સભ્યોને શ્રી જીન્નાની માગણી અનુસાર મહાસભાવાદી પ્રધાન મંડળોમાં દાખલ કરવામાં આવે એઓ મહાસભાના પક્ષનિયમનથી બંધાય અને મહાસભાનો કાર્યક્રમ અમલમાં મૂકે.

(૪) પોતાના ધ્યેય ને કાર્યક્રમનો મુસ્લીમ જનતામાં પ્રચાર કરવાની મહાસભાને સંપૂર્ણ સ્વતંત્રતા મળે. એની શરત માત્ર એટલી જ હોય કે પ્રચારકાર્ય લીગવિરોધી ન હોય. ('નેશનલ ફ્રન્ટ' તા. ૨૯-૫-૩૮ નો અંક.)

છાપાંમાં પ્રગટ થયેલા આ મુદ્દાઓ અક્ષરશઃ સાચા નહિ હોય તો પણ, તત્વતઃ સાચા હોવા વિશે શંકા નથી. શ્રી જીન્નાએ એ મુદ્દાઓ વ્યક્તિગત રીતે કબૂલ કર્યા છે કે નહિ તે પણ આપણે જાણતા નથી. પરંતુ શ્રી જીન્નાની કારકીર્દિ અને એમનાં કોમવાદી વલણથી જેઓ માહિતગાર છે એમને એમ લાગ્યા વિના નહિ રહે કે શ્રી જીન્ના ઉપલી માગણીઓ નહિ જ સ્વીકારી શકે. મહાસભાની માગણીઓ લીગની કારોબારી સમક્ષ વિચારણા અને નિર્ણય માટે રજૂ કરવાનો વખત મેળવવા માટે તાત્કાલિક તો બોઝ-જીન્ના વાટાઘાટ મુલતવી રહી છે. પરંતુ મહાસભાની આ શરતો સામે પોતાની માગણીઓ ઉપરાંત શ્રી જીન્નાએ બીજી એક વિચિત્ર માગણી એ રજુ કરી કહેવાય છે કે મહાસભા મુસ્લીમ કોમના પ્રતિનિધિત્વનો દાવો છોડી દે. મહાસભા માત્ર હિંદુ કોમની પ્રતિનિધિ સંસ્થા બને અને લીગ મુસ્લીમ પ્રતિનિધિ સંસ્થા. આ બંને સંસ્થા આ મુદ્દા ઉપર સહકાર કરે.

આ માગણી મહાસભા સ્વીકારી નહિ જ શકે. કારણકે જો શ્રી જીન્નાએ આવી માગણી કરી હોય (જે વિશે મને શંકા નથી) તો મહાસભા એક રાષ્ટ્રવાદી અને શાહીવાદવિરોધી સંસ્થા મટીને માત્ર હિંદુ કોમની સંસ્થા થઈ જાય. રાષ્ટ્રવાદ ને રાજકારણ પછી મહાસભાને

છોડવાં પડે. શ્રી ઝીણાની આ માગણી 'રાષ્ટ્રવાદને સુસંગત' ગણી નહિ શકાય. અને પોતાના રાજકીય ને રાષ્ટ્રવાદી મીશનને ભોગે મહાસભા લીગનો સહકાર કઈ રીતે ખરીદી શકે?

### લીગ સીધી લડતમાં સાથ આપે!

બીજી વસ્તુ. મહાસભા લીગની માગણીઓ મંજૂર રાખે પરંતુ એ સાથે બ્રિટીશ સરકાર સામે સંયુક્ત મોરચો ખડો કરી શકાય એ એનો હેતુ છે. એટલે કે લીગ–મહાસભા તહનામુ, મહાસભાને મતે એ પાયા ઉપર જ થઈ શકે કે બ્રિટીશ સરકાર સામે મહાસભાની લડતમાં લીગ જોડાય. મહાસભા લીગને શાહીવાદવિરોધી સંસ્થા બનાવવા માગે છે; જ્યારે શ્રી ઝીણા મારફત લીગ મહાસભાને કોમી સંસ્થા બનાવવા માગે છે. બન્ને વચ્ચે સમજૂતી થઈ શકે એવું છે જ નહિ. સિવાય કે બન્ને સંસ્થામાંથી કોઈ પણ એક પોતાનો વાદ છોડે. મહાસભા શાહીવાદવિરોધ ને રાષ્ટ્રવાદ છોડે એમ નથી; જ્યારે સામે પક્ષે લીગ કોમવાદ છોડે એમ નથી.

મહાસભાની માગણી પ્રમાણે લીગ મહાસભાની સીધી લડતમાં જોડાય ખરી? સીધી લડતમાં જોડાવાની જે સંસ્થાની મનોવૃત્તિ હોય તે સંસ્થા કોમવાદનાં સાટાં કરવા બહાર પડે ખરી? ક્રાંતિની મનોદશા સાથે કોમવાદી સાટાંને મેળ કેમ બેસે? અને લીગના ખેતાબધારી અગ્રણીઓની ભૂત અને વર્તમાન કારકીર્દિનો ઈતિહાસ ક્રાંતિકારી લડત સાથે એમને કેટલું છેટું છે એ બતાવી આપે છે. આમ છતાં શ્રી ઝીણાએ હમણાં જ લીગ કાઉન્સિલની બેઠક મહાસભાની શરતો મંજૂર કરવા ન કરવા બાબતની વિચારણા ચલાવવા બોલાવી છે.

આજે ઘણાને એ પ્રશ્ન થાય છે કે આગામી લીગ કાઉન્સિલની બેઠક મહાસભા સાથે સમજૂતી કરવા તૈયાર થશે? એનો જવાબ એક જ શબ્દમાં આપવો હોય તો કહી શકાય કે 'ના.' આજના લીગ મોવડીઓની મનોદશા એ જાતની સમજૂતી કરવા તરફ છે જ નહિ. એમનો પ્રધાન હેતુ તો એ છે કે કોઈપણ રીતે રાષ્ટ્રીય મહાસભાને એવા ચક્કરમાં નાખી દેવી કે જેથી આજની એની મુસ્લીમ આમસંપર્કની હિલચાલ એ છોડી દે અને મુસ્લીમ જનતા ઉપર વધતો જતો મહાસભાનો કાબૂ તૂટી જાય. કોઈપણ જાતનું સમાધાન બે પક્ષ વચ્ચે તો જ થઈ શકે કે જે મુદ્દા ઉપર સમાધાની કરવાની હોય એનો સ્વીકાર કરવાની તૈયારી અને ગરજ બન્ને પક્ષની હોવી જોઇએ. એટલે કે સમાધાન તરફ બન્નેની લગભગ સરખી અભિમુખતા હોય. લીગ–મહાસભા સમાધાનીની વાટાઘાટોમાં એ તત્ત્વ લીગને પક્ષે સદંતર ગેરહાજર દીસે છે. જ્યારે સમાધાન કરવા માટે મહાસભા સંપૂર્ણ ગરજ બતાવે છે. કારણ કે રાષ્ટ્રીય પ્રશ્નના ઉકેલ પહેલાં કોમી પ્રશ્નનો ઉકેલ સાધી લેવાની અનિવાર્ય આવશ્યક્તા મહાસભાને સમજાય છે. કોઈ પણ ભોગે કોમી સમાધાન કરવાની તૈયારી મહાસભા એટલા વાસ્તે જ બતાવે છે કે એના પછી રાષ્ટ્રીય સ્વાતંત્ર્યનો રસ્તો સરળ થાય એમ છે. પરંતુ જે સમાધાન એ રસ્તો સરળ ન કરતું હોય એ સમાધાન મહાસભા શી રીતે કરી શકે? શ્રી ઝીણાની સમાધાનની શરતો એ રસ્તો સરળ કરતી ન હોવાથી મહાસભા સાથેની વાટાઘાટનું પરિણામ નિષ્ફળતા લાવશે એમાં શંકા નથી.

### ભંગાણ પછી—

'રાષ્ટ્રવાદ સાથે સુસંગત' ન હોય એવી શરતો મહાસભા કબૂલી નહિ શકે એટલે કોમી સમાધાની ભાંગી પડ્યા પછી વરસો સુધી એની અસર આપણા રાજકારણ ઉપર નિરાશાભરી જ રહેશે એમાં શંકા નથી. આથી, એક રીતે તો, એમ પણ લાગે છે કે જે વાટાઘાટો નિષ્ફળ નિવડવા સરજાઈ હોય એની શરૂઆત જ નહિ કરવી જોઇએ. કારણ કે એના પ્રત્યાઘાતી પડઘા બહુ દૂરગામી પડે છે. એ આપણે થોડા વખતમાં જ જોઇ શકીશું.

લીગ–મહાસભા વિરોધ એટલો બધો વધી જશે કે મહાસભાની મુસ્લીમ આમસંપર્કની હિલચાલ તોડી પાડવા માટે લીગના અનુયાયીઓ અત્યાર સુધી અખત્યાર નહિ કરેલી એવી પદ્ધતિનો આશરો લેવા તૈયાર થશે.

બીજી બાજુ મહાસભા પણ બદ્ધનિશ્ચય–desperate–થશે. જ્યાં પ્રગતિવાદ ને દુર્ગતિવાદની અંતઃસ્થ અથડામણો હોય ત્યાં આપલેના સિદ્ધાંતને અવકાશ નથી હોતો એ વસ્તુ હવે પછી આપણને પાકે પાયે સમજાશે. લીગ અને મહાસભાનો વિરોધ કોમી વિરોધ નથી. તત્ત્વતઃ પ્રત્યાઘાત ને ક્રાંતિવાદનો વિરોધ છે.

હિંદુ–મુસ્લીમ કોમી એકતા માટે હજી વરસો સુધી થોભવું પડશે. રાષ્ટ્રીય પ્રશ્નના નિરાકરણની ઝડપ વધારવા માટે, કોમી નિરાકરણ થઈ જવું અનિવાર્ય થઇ પડયું છે. પરંતુ મુસ્લીમ આમવર્ગનું કોમી ઝનૂન અને વ્યાપક પછાતપણું એને રાષ્ટ્રવાદી અપીલની અસરથી વેગળું રાખે છે. આથી લીગની પ્રત્યાઘાતી નીતિ અને રાષ્ટ્રવાદવિરોધી વલણ જે લઘુમતિ કોમ તરીકે મુસ્લીમ કોમનાં દૂરગામી હિતોને તો નુકસાન જ કરે છે એની મુસ્લીમ જનતાને ખાતરી નહિ થાય ત્યાં સુધી મહાસભાને થોભવું જ રહ્યું. એ સિવાય બીજો રસ્તો દેખાતો નથી. પરંતુ આમસંપર્કની હિલચાલ મહાસભાના હાથમાં એક એવું શસ્ત્ર છે કે જે ધીમું પરંતુ સંગીન કાર્ય કરશે. આથી જ શ્રી જીન્ના મુસ્લીમ આમસંપર્કની મહાસભાની હિલચાલથી આટલા બધા ભડકી ઊઠયા છે અને સમાધાનની માગણીઓમાં મુસ્લીમ સંપર્કની હિલચાલ છોડી દેવાની માગણીનો એમણે સમાવેશ કર્યો છે. મહાસભા એ માગણી નહિ સ્વીકારી શકે, કારણકે એમ કરવાથી એને આમજનતાના પ્રતિનિધિત્વનો પોતાનો દાવો ને કાર્યક્રમ જતો કરવો પડે, જેના વિના મહાસભા આટલા પ્રચંડ બળનું પ્રતીક નહિ બની શકે.

## સમાધાનીની જરૂર

રાષ્ટ્રીય મુક્તિની હિલચાલ વધારે વેગવાન ને ઝડપી બનાવવા માટે કોમી વિખવાદનો કાયમ માટે નિકાલ કરી દેવો જોઇએ એ મેં આગળ જણાવ્યું છે. અહીં આપણે એ જોઇએ કે વર્તમાન સંજોગોમાં કોમી સવાલ આપણા રાજકારણ ઉપર શી અસર પાડી શકે એમ છે. હોદ્દાસ્વીકાર પછી રાષ્ટ્રીય મહાસભાની પ્રતિષ્ઠા અને શક્તિ અનેકગણાં વધ્યાં છે. અને કોઈપણ સંસ્થાને પોતાના મીશનની સિદ્ધિ માટે પ્રતિષ્ઠા અને શક્તિની અસાધારણ થાપણ હોય છે. આજે મહાસભાની સ્થિતિ એવી છે કે ખુદ બ્રિટિશ સરકાર પણ બને તો મહાસભાનો સાથ મેળવવા તલસે છે. કારણ કે છેલ્લા એક વર્ષમાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ ઘણી બગડી છે. યુદ્ધભયે આજે નિશ્ચિત સ્વરૂપ ધારણ કર્યું છે. આગામી યુદ્ધમાં બ્રિટિશ સામ્રાજ્યની સ્થિતિ ઘણી કફોડી થવા સંભવ છે. સામ્રાજ્યના ભાગોની ઘનતા પહેલાંના જેટલી આજે રહી નથી, કારણકે શાહીસત્તાની જુલમી વૃત્તિ તક મળતાં એમને ખુદ બ્રિટનની વિરૂદ્ધના દળમાં ધકેલી મૂકશે. આ સ્થિતિ બ્રિટનની લશ્કરી શક્તિને ઘણી નબળી કરી દેશે. બ્રિટિશ સત્તાધીશોના દૂરદેશી વર્ગને એનું ભાન થતું જાય છે. આનાં બે કારણો છે. દિવસે દિવસે મહાસભાની વધતી જતી શક્તિ અને વિપક્ષે બ્રિટનની ઘટતી જતી શક્તિ, કેટલાક બ્રિટિશ રાજપુરુષોને પરિસ્થિતિનો સાચો તાગ કાઢવાની ફરજ પાડે છે.

મહાસભાના અગ્રણીઓ ભવિષ્યની પરિસ્થિતિ પામી ગયા હોવાથી, કોઈપણ રીતે મુસ્લીમ લઘુમતિ કોમ સાથે સમજૂતી કરી લઈ દેશની કોમોને વખતસર એક ને અવિભક્ત કરી સંગઠિત કરવા માગતા હોવાથી તેમણે હમણાં લીગનાયક સાથે વાટાઘાટ કરવાનું યોગ્ય ધાર્યું છે. પરંતુ સામે પક્ષે લીગનાયકોને પરિસ્થિતિનો લાભ લેવાની કશી પડી નથી. મહાસભા

એ ક્રાંતિકારી સંસ્થા હોવાથી શાહીવાદનો સામનો કરતાં કરતાં આમવર્ગનાં હિતોને સર્વલક્ષી બનાવતી સંસ્થામાં એનું રૂપાંતર થતું જશે એ હકીકત લીગના પ્રત્યાઘાતી નાયકો સમજે છે. આમવર્ગની જાગૃતિ કે આમસત્તાનાં વધતાં જતાં મોજાં બ્રિટીશ સત્તા જ નહિ પરંતુ દેશનાં બધાં પ્રત્યાઘાતી ને પ્રગતિવિરોધી તત્ત્વોને પણ સાફ કરી નાખશે એની બીક છે. લઘુમતિ કોમોનાં હિતનાં રક્ષણને નામે આજે મુસ્લીમ જનતાનાં અગ્રગણ્ય પ્રત્યાઘાતી તત્ત્વો લીગના ઝંડા હેઠળ ભેગાં થઈ રહ્યાં છે. એમની પાસે બ્રિટીશ શાહીવાદ સામે મોરચો માંડવાની આશા રાખવી તદ્દન નકામી છે. તો પણ મહાસભા તરફથી એ જાતની માગણી કરવાથી એમનું પ્રત્યાઘાતીપણું સાવ ખુલ્લું પડી જશે.

વાટાઘાટો નિષ્ફળ જતાં એ બે જાતની નુકસાનકારક અસર આપણા રાજકારણ ઉપર પડી જશે. પ્રથમ તો મહાસભાવાદીઓને એ નિરાશ કરશે. મુસ્લીમ કોમવાદ કોઈપણ જાતની છૂટછાટ કે ઉદારતાથી પણ સમજવા તૈયાર નથી એનું ભાન એમને શું કરવું એ સંબંધે ઘણા વખત સુધી ગૂંચવણમાં મૂકી દેશે. બીજી બાજુ સમજૂતી ન કરી શકવાની હકીકત બ્રિટીશ સત્તાના હાથ વધુ મજબૂત કરશે. બ્રિટીશ સત્તાધીશોને હાલની વિષમ પરિસ્થિતિમાં ખાતરી થશે કે કટોકટીની ઘડીની વેળાએ હિંદની બે મોટી કોમો ભેગી થઈ શકે એમ નથી. એમની કોમવાદી મનોવૃત્તિ એમને વિભક્ત જ રાખશે, જે રાષ્ટ્રીય મહાસભાને ઘણી રીતે નબળી રાખશે. આને લીધે ફેડરેશનના મુદ્દા ઉપર મહાસભાને માન્ય હોય એ મુદ્દા ઉપર સમજૂત કરવાની આવશ્યકતા એમને લાગશે નહિ. અથવા તો જેટલે અંશે એ મુદ્દા ઉપર મહાસભા બ્રિટિશ સત્તાને નમાવવા માગે છે એટલે અંશે એ નમવા તૈયાર નહિ થાય. કોમી વાટાઘાટની નિષ્ફળતાના પડઘા આપણે આ બાબતમાં થોડા વખતમાં જ જોઈ શકીશું.

## હિંદી વજીરની જાહેરાત

એક તરફ શ્રી બોઝ-ઝીણા વાટાઘાટ આપણા ચાલુ રાજકારણનો મહત્ત્વનો બનાવ બન્યે જતી હતી એ જ વખતે હિંદી વજીરે આગામી ફેડરેશન સંબંધે એક મેળાવડામાં મહત્ત્વની જાહેરાત કરી છે. પ્રાંતીય ધારાસભાઓમાં મહાસભાએ અધિકારગ્રહણ કર્યા પછી ફેડરેશનનો મુદ્દો હવે આપણા રાજકારણમાં બહુ મોટો ને મહત્ત્વનો વિષય બન્યો છે. ફેડરલ યોજનાની પ્રત્યાઘાતી કલમોનો મહાસભા કોઈપણ રીતે સ્વીકાર કરી શકે એમ નથી અને એમાં ફેરફાર કરાવવા કે આખી યોજના પડતી મુકાવવા મહાસભા પોતાની બધી શક્તિ વાપરશે એ જાતની જાહેરાત મહાસભાને પક્ષે અનેકવાર થઈ ચૂકી છે. આને લીધે તો ફેડરેશન દાખલ કરવાનો દિવસ દૂર ને દૂર ઠેલાતો જાય છે. ફેડરેશન દૂર ને દૂર ઠેલાતું જવાને કારણે કેટલાક વખત થયાં આપણે ત્યાં એવી માન્યતા પ્રચલિત થઈ છે કે મહાસભાના ઉગ્ર વિરોધને કારણે અને આંતરરાષ્ટ્રીય વિકટ પરિસ્થિતિમાં મહાસભા સાથે ઝઘડામાં ઉતરવું બ્રિટીશ સરકારને પક્ષે સલાહ ભરેલું ન હોવાથી, એ યોજનામાં મહત્ત્વના ફેરફાર કરવાની વિચારણા શાહીસરકાર કરી રહી છે. લૉર્ડ લોધિયન અને લૉર્ડ સેમ્યુઅલની હિંદની મુલાકાત અને વાઈસરોયનું લંડન જવું એ બનાવોએ ઉપલી માન્યતાને વધારે દૃઢ કરી હતી. લૉર્ડ ઝેટલાંડે ફેડરેશનમાં ફેરફાર ન કરવા સંબંધે કરેલી જાહેરાત ઉપલી માન્યતાને દૂર કરે છે. પરંતુ સાથેસાથે એ જાહેરાત પરિસ્થિતિની સંપૂર્ણ ચોખવટ પણ કરી નાખે છે. ગમે તેટલી વિકટ પરિસ્થિતિ હોવા છતાં હજી બ્રિટીશસત્તાની મગરૂબી સાબૂત છે એ વસ્તુ હિંદી વજીરના શબ્દોથી સ્પષ્ટ થાય છે. હિંદી પ્રજાના ગમે તેટલા ઉગ્ર વિરોધ છતાં વરસોની વિચારણાને અંતે ઘડવામાં આવેલી યોજનામાં ફેરફાર કરવા બ્રિટીશ સત્તા તૈયાર નથી. આ વસ્તુ એ જ સૂચવે છે કે

હિંદના સંબંધમાં પણ બ્રિટન, આયર્લૅાંડ અને દક્ષિણ આફ્રિકાની માફક પરિસ્થિતિ હાથમાંથી જશે ત્યારે જ જાગવા તૈયાર થશે. સામ્રાજ્ય ચલાવવાની લાંબા સમયની લઢણે બ્રિટીશ રાજપુરુષોને પરિસ્થિતિનો સાચો આંક લેતાં ઘણીવાર અટકાવ્યા છે. હિંદના સંબંધમાં પણ એમનું વલણ સ્વાર્થી ને ટૂંકી દૃષ્ટિવાળું જ લાગે છે.

## નિખાલસ એકરાર

મહાસભાવાદી મંડળોમાં અધિકારગ્રહણના વિરોધીઓની એક દલીલ એ હતી કે અધિકારગ્રહણના વેશો લાંબે ગાળે મહાસભાના ક્રાંતિકારી મિશનનો જુસ્સો ઉતારી નાખશે. બંધારણીય માનસ અને તકવાદ દાખલ થઈ ને મહાસભાના ક્રાંતિવાદી કલેવરને ઝાંખપ લગાડશે વગેરે. અધિકારગ્રહણને દશ માસ થઈ ગયા એ દરમિયાન પ્રધાનમંડળો તરફથી બનેલા કેટલાક બનાવો દિલગીરી ઉપજાવે એવા છે. હમણાં જ એ વસ્તુસ્થિતિ તરફ પૂનામાં પંડિત જવાહરલાલે આપણું ધ્યાન ખેંચ્યું છે. એમણે હોદ્દાસ્વીકાર પછી મહાસભામાં દાખલ થયેલ બૂરાં તત્ત્વોની નિખાલસ કબૂલાત કરી છે. કાર્યસિદ્ધિની એકતાનતા ઓછી થઈ છે. અગત્યના પ્રશ્નો તરફ ધ્યાન દોડાવવાને બદલે અધિકાર વહેંચવા ને ભોગવવાની અનેક નાનીમોટી તકરારો મહાસભાવાદીઓમાં પેઠી છે અને અંતિમ ધ્યેય તરફ ધ્યાન રાખીને આપણી લડત આગળ ધપાવવા તરફ કામ કરવાને બદલે આપણે વહીવટીતંત્રના નાના પ્રશ્નોમાં ગૂંચવાઈ પડયા છીએ એમ પંડિતજીએ બહુ સાફ શબ્દોમાં જણાવ્યું છે. મેં આગલી એક નોંધમાં જણાવ્યું હતું કે અધિકારગ્રહણ મહાસભાવાદીઓમાં અમુક અંશે બંધારણીય મનોવૃત્તિ પેદા કરશે અને એ અનિવાર્ય વસ્તુ છે. કારણકે જે જાતનાં સાધનોનો વ્યક્તિ કે સંસ્થા પોતાની કાર્યસિદ્ધિમાં ઉપયોગ કરે છે એ સાધનો એની મનોવૃત્તિ ઉપર વત્તેઓછે અંશે અસર તો કરવાનાં જ. અધિકારગ્રહણે મહાસભાની ક્રાંતિકારી કારકીર્દિને બંધારણીય કારકીર્દિના પ્રદેશમાં દાખલ કરી હતી બંધારણીય પ્રદેશની બંધારણવાદી હવાની અસર મહાસભાવાદી માનસ ઉપર થવા લાગી છે એ વસ્તુ દિવસે દિવસે સ્પષ્ટ થતી જાય છે. પરંતુ એ સાથે જ અધિકારગ્રહણે મહાસભાની શક્તિ, પ્રતિષ્ઠા, સંગઠન અને પ્રચારશક્તિ ક્યાંયે વધારી મૂક્યાં છે એ કંઈ નાનોસૂનો લાભ છે? અંગ્રેજ સરકારની ગેરહાજરીમાં મહાસભા સિવાય બીજો કોઈપણ પક્ષ હિંદનું રાજ્ય ચલાવવા સમર્થ નથી એ નકરું સત્ય પ્રજાની અને શાહીસત્તાની આંખો સમક્ષ હોદ્દાસ્વીકાર પછી જ મૂર્તસ્વરૂપે ખડું થયું છે. મોટા ક્રાંતિકારીઓ ને બંડખોરો, મોટા વહીવટદારો ને રાજકારભારી થઈ શકયા છે એ હકીકતે મહાસભામાં ઘણો આત્મવિશ્વાસ પેદા કર્યો છે.

બાકી કોઈ પણ સમર્થ ને વિશાળ સંસ્થામાં ગમે એટલી સાવચેતી રાખવા છતાં તકવાદ જરૂર ઘૂસવાનો જ. એ ન અટકાવી શકાય એવી વસ્તુ છે. દુનિયાના મહાન ક્રાંતિકારી પક્ષનો ઇતિહાસ પણ એ જ બતાવે છે. મહાસભાનું લોકશાસનવાળું—Republican—બંધારણ એને તકવાદના ઝેરથી મુક્ત રાખી શકે એમ નથી. આપણો મુખ્ય સવાલ તો એ હોવો જોઈએ કે મહાસભા પોતાનો ક્રાંતિકારી વર્ણ નહિ છોડે. અને મહત્ત્વના મુદ્દાઓ સિદ્ધ કરવા માટે જરૂર પડે ત્યારે શાહીસત્તા સામે મોરચા માંડવા એ તૈયાર રહેશે તો તકવાદ દાખલ પડેલો હશે તે પણ બંડવેળાએ ભાગી જશે.

૪-૬-૩૮

---

સુધારો: ગયા અંકમાં, પૃ. ૪૪૫, લીટી ૬-૭ નીચે મુજબ સુધારી લેવી:

... ... ... ... , ... ... એનું દમન
ન કરી શકાય તો પણ એનું શમન તો જરૂર કરી શકાય છે. ...

# પારિજાતનું સખ્ય

હરિશ્ચંદ્ર ભટ્ટ

સમીરનું જોર, અષાઢ મેઘનો
ધરિત્રીને ભીંજવતો પ્રપાત
શમે, ભરે આર્દ્ર મધૂર ગંધથી
મારા વાડામહીંનો નભ કલગી સમો ગર્વિલો પારિજાત.

વસંતે જગનાં પુષ્પો, ખીલતાં તે સમે તને
વરવું રૂપ ત્યાગીનું, લઇને રહેવું ગમે;
ગભીરા પૃથિવી જ્યારે સ્નાનથી પરવારતી
વર્ષાના, તવ સત્કારે માર્ગમાં પુષ્પ પાથરી.

સાથી થઈને તહીં દેવવૃક્ષનો
ઉભો હતો દેવકપાસ નાનડો,
લાવણ્ય હેમંતનું આથમે અને
લજ્જા ધરી પધારે શિશિર તવ ખીલે નાનડો એ કપાસ.



# પાનગોષ્ઠી

અ-કવિ

આજે લગભગ દરેક લેખક, ચિત્રકાર, કવિ, અને આગળ વધીને કહીએ તો દરેક માણસ ચિંતામાં પડ્યો છે કે પોતે પ્રગતિશીલ છે કે પ્રત્યાઘાતી? શ્રી. રમણભાઈ એ દર્પણપંથમાં બતાવ્યો છે તેવો કોઈ સહેલો માર્ગ આને માટે ન મળે, ને પ્રગતિશીલ તથા પ્રત્યાઘાતીનાં ખાસ રંગીન પાટિયાં તૈયાર કરી દરેક માણસ પોતાના ધર્મચિન્હ તરીકે એને વાંસા ઉપર કે છાતી ઉપર ન લટકાવે ત્યાં સુધી આ કોયડો સૌને મૂંઝવશે. હું તે છું શું? હું તે પ્રગતિશીલ છું? પ્રત્યાઘાતી છું? બન્ને છું? બન્ને નથી? છેવટ પછી હું છું કે નથી? એ સવાલ દરેક ચિંતનશીલ મનુષ્યના મગજમાં આજે ઉદ્‌ભવે છે.

એટલા માટે જો આ વિષયનો થોડો ઊહાપોહ થાય તો એનાથી પ્રગતિશીલ કે પ્રત્યાઘાતીને ફાયદો થાય કે ન થાય તે સવાલ જુદા છે, પણ કોઈકને તો જરૂર ફાયદો થાય. પશુ પંખીની લડાઈ થઈ ત્યારે, કહે છે કે, ચામાચીડિયું બન્નેમાંથી કોઈ વર્ગમાં ભળ્યું નહિ ને છેવટે અપયશ પામ્યું. હિતોપદેશમાં તો કાગડો મોરનાં પીંછાં ખોસે છે ને છેવટે પ્રગટ થઈ જતાં લજ્જા પામે છે. પણ કાગડો, બીજું કાંઈ નહિ તો, છેવટે કાગડો તો હતો જ ને મોરનો સ્વાંગ ભજવવા જતાં પોતાની જાતને પ્રગટ કરી બેઠો. પણ પ્રત્યાઘાતી કે પ્રગતિશીલને બેમાંથી એકનો વેષ ભજવવાની જરૂર પડે તેમ નથી. કારણ કે ખરી રીતે તો તે બેમાંથી એક નથી. એટલે, આ વિષયનો ઊહાપોહ કરનારે બેમાંથી એક-પ્રત્યાઘાતી કે પ્રગતિશીલ–હોવાની જરૂર નથી. જરૂર વિષયના ઊહાપોહની છે. ખરી વાત જ એ છે કે પ્રગતિશીલ ને પ્રત્યાઘાતી એ બન્ને કાલ્પનિક વર્ગ છે, પણ વિષયનો ઊહાપોહ એ વસ્તુસ્થિતિ છે. આપણે હિંદુઓ ખાસ કરીને કલ્પનાશીલ છીએ. એ મેણું ટાળવા માટે પણ આ જરૂરી છે કે કાલ્પનિક વર્ગને એક બાજુએ મૂકી વસ્તુસ્થિતિને થોડો વખત સચ્ચાઈથી ભજીએ. એટલે આપણે પ્રત્યાઘાત કે પ્રગતિશીલતા–એ બન્નેની વ્યાખ્યા કરવાની, સમજવાની, કે જાણવાની જરૂર નથી, પણ એ વિષેના ઊહાપોહની ખાસ જરૂર રહે છે. તમે કહેશો ઊહાપોહ શા વિષે કરવો? પણ આ સવાલ જ તમારું અજ્ઞાન સૂચવે છે. શા વિષે એ સવાલ જ ઉત્પન્ન થતો નથી. ઊહાપોહ કરવો એટલો જ સવાલ છે.

જે જૂનું છે તેને પ્રત્યાઘાતી કહેવું કે નવું છે તેને પ્રગતિશીલ કહેવું કે કાલિદાસનો પેલો શ્લોક પુરાણમિત્યેવ ન સાધુ સર્વં માન્ય રાખવો–કે એવી કોઈપણ વિચારસરણીનો આશ્રય લેવાથી પૂર્વગ્રહથી માનસ દૂષિત થવાનો સંભવ છે, માટે જેટલું ધ્યાન ઊહાપોહ ઉપર રાખવું તેટલું વિષય ઉપર ન રાખવું. છતાં આ વિષયમાં પણ તમને ડાબા ને જમણા કે જમણા ને ડાબા એવા બે વર્ગ પાડવાની અનિવાર્ય જરૂરિયાત ઊભી થાય જ તો એનો રસ્તો એટલો સહેલો છે કે જેમ થર્મોમિટરને જોઈને કેટલો તાવ છે એમ તરત કહી શકાય, તેમ તમારી 'આઈડિયોલોજી' સ્પષ્ટ નથી એમ કહેવાથી જ, ઋષિના તાત્કાલિક શાપની પેઠે,

માણસ પ્રત્યાઘાતી વર્ગમાં જઈ પડે છે. ત્યાંથી એણે ઊઠવું જ હોય તો વિચારસરણી સ્પષ્ટ કરવી રહી. કઈ વિચારસરણી સ્પષ્ટ છે, એ પ્રશ્ન પણ, લૉગેરિથમ જોવાથી સંખ્યા મળી જાય એટલો સહેલો છે. સ્પષ્ટ વિચારસરણી એ શબ્દ જ બતાવે છે કે એમાં સઘળું સ્પષ્ટ હોય છે માટે વિચાર કરવાની જરૂરિયાત ઊભી થતી નથી. અને એ વિચારસરણી સ્પષ્ટ છે કે જે આપણી છે. આમાં સમષ્ટિને ભોગે વ્યક્તિ પ્રાધાન્ય મેળવતી લાગે છે. પણ એનો હેતુ એવો નથી. એમ લાગે તો એ એક અકસ્માત માત્ર છે. વિચારસરણીના ભોગે ઊહાપોહ પ્રાધાન્ય ભોગવે, ને ઊહાપોહને ભોગે વ્યક્તિ પ્રાધાન્ય ભોગવે–એવો દ્વિમુખી કાર્યક્રમ એમાં છે એટલે છેવટે એ વિચારસરણી પ્રગતિશીલ ઠરે છે કે જેમાં 'હું' કેન્દ્રસ્થાને હોય.

પ્રગતિશીલતાનું ખરું કેન્દ્ર 'હું'ને બનાવવાથી બીજા બે મહાન લાભ છે તેની ઉપેક્ષા કરવી ન ઘટે. પહેલું એ કે કોઈ પણ 'હું' એમ બોલે કે તમારી 'આઈડિયોલૉજી' સ્પષ્ટ નથી–એટલે તરત જ એ માણસ પ્રગતિશીલતાની દૃષ્ટિએ અસ્પૃશ્ય બની જાય છે. પણ એ અસ્પૃશ્યતાથી ઉગરવા માટે એણે તરત કઈ કઈ બાબત પ્રગતિશીલ છે ને કઈ કઈ પ્રત્યાઘાતી છે, એવો લાંબો અભ્યાસી માર્ગ લેવાની જરૂર રહેતી નથી. એણે માત્ર એમ કહેવું કે આ પ્રગતિશીલ છે, ને આ પ્રત્યાઘાતી છે. ને અલાદીનના ફાનસની પેઠે તેની વિચારસરણી પણ સ્પષ્ટ બની જશે. એને પણ તરત લાગવા માંડશે કે વસ્તુના માયાવી રૂપમાં પડવાની એને જરૂર નથી. શબ્દનું માયાવી રૂપ જ એના ઉદ્ધાર માટે બસ છે.

નવલકથાઓમાં તો પ્રેમત્રિકોણ છે ને આ પ્રત્યાઘાત–પ્રગતિશીલમાં માત્ર દ્વંદ્વ છે એ જોઈ ને મને ઘણું લાગી આવે છે. આનો એક ઉપાય મને સૂઝે છે: જો કે એ સૌને ન રુચે. પ્રત્યાઘાતીને પ્રગતિશીલની વચ્ચે પ્રેમને મૂકવો. એમાં એક કવિત્વમય વર્ણસગાઈ પણ છે. પ્રત્યાઘાતી–પ્રગતિશીલ–પ્રેમ. પ્ર–પ્ર–પ્ર. પ્રત્યાઘાતીની દૃષ્ટિએ જોઈએ તો દારૂની પેઠે પ્રેમ જૂનો થવો જોઈએ. પ્રગતિશીલની દૃષ્ટિએ જોઈએ તો દૂધની પેઠે પ્રેમ તાજો જોઈએ. એ બંનેનું સમાધાન કરવું હોય તો તમારે પ્રેમને જૂનો પણ થવા ન દેવો, પ્રેમને નવો પણ થવા ન દેવો. ખરી રીતે પ્રેમની 'આઈડિયોલૉજી' સ્પષ્ટ નથી—માટે પ્રેમને રહેવા જ ન દેવો. એમ કરવાથી ત્રિકોણભંગની સ્થિતિ પાછી આવે છે ખરી–પણ પ્રેમ વિશેની વિચારસરણી સ્પષ્ટ થઈ જાય છે. પ્રેમ–ની વિચારસરણી સ્પષ્ટ નથી માટે પ્રેમનો જ બહિષ્કાર કર્યો. એ પ્રમાણે જેની જેની વિચારસરણી સ્પષ્ટ ન હોય તેનો બહિષ્કાર કરવો. ઉદાહરણ તરીકે, આપણા પોતાના વિશે આપણને સ્પષ્ટ વિચારસરણી મળી આવતી નથી—આપણે ક્યાંથી આવ્યા ક્યાં જવાના—એ વિશે વિચારસરણી સ્પષ્ટ નથી. માટે એવા કોઈ પણ તાત્ત્વિક કોયડાને તમારે સ્પર્શ જ ન કરવો. ઉદાહરણ તરીકે, જીવન શું છે–એ વિશે તમે વિચાર કરો તો તમે પ્રત્યાઘાતી ગણાશો. પણ જીવન જે વડે ટકે છે તે રોટી વિશે વિચાર કરો તો તમે પ્રગતિશીલ ગણાઓ. તમે એમ કહો કે જીવનમાં રોટીની જરૂરિયાત છે, પણ જીવન કેવળ રોટી ઉપર નિર્ભર નથી, તો તમારી એ અસ્પષ્ટ વિચારસરણીને અમે આવી રીતે સ્પષ્ટ બનાવી શકીએ! તમને પંદર કલાક રોટી વિના રાખીએ ને તરત જ તમે બોલવાના " યાર! જીવન કી બાત છોડો. વો ચાહે હો ન હો–મગર યે રોટી કી બાત સચ્ચી હૈ—

સ્પષ્ટ વિચારસરણીનો આ પ્રયોગ વિવેચનમાં અજમાવવો હોય તો આવી રીતે અજમાવી શકાય:

જે જે વસ્તુ વંચાય છે તે લોકપ્રિય થાય છે.

જે વસ્તુ લોકપ્રિય થાય છે તે સામાન્ય હોય છે.

જે વસ્તુ સામાન્ય હોય છે તે આપણા પૂર્વગ્રહોને પોષે છે.

જે આપણા પૂર્વગ્રહોને પોષે છે તે અસ્પષ્ટ વિચારસરણીમાંથી જન્મે છે.

માટે જે વસ્તુ લોકપ્રિય થાય છે તે પ્રત્યાઘાતી છે.

તુલસીકૃત રામાયણ લોકપ્રિય છે માટે પ્રત્યાઘાતી છે.

ગીતા લોકપ્રિય છે માટે પ્રત્યાઘાતી છે.

ઇતિ સિદ્ધમ્।

ત્રણ પ્રગતિશીલ મિત્રો નવલકથા લખવા બેસે ત્યારે ઘણું કરીને ટેબલને ત્રણ ખૂણે ત્રણ ખુરશીઓ મૂકે. પછી નવલકથા શરૂ થાય.

અ બોલે: નવલકથાનું નામ શું પાડવું છે?

વ બોલે: નાયક ઉપરથી પાડીએ.

ક બોલે: એ વિચારસરણી પ્રત્યાઘાતી છે.

કોઈપણ માણસને Hero બનાવવો ન જોઈએ.

એટલામાં ચા આવે.

ત્રણ જણા ચા પીએ.

પાછો અ બોલે: વાર્તાનું નામ 'ધૂળ' રાખીશું.

વ બોલે: ધૂળ એ ધૂળ છે.—'ધૂળેભર્યા' રાખીશું.

ક બોલે: કેવળ વિશેષણ નવલકથાના નામ તરીકે બરાબર નથી.

અ: નવલકથાના નામમાં આપણે રૂઢિ તોડવી જ જોઈએ.

વ: તો પછી 'ધૂળેભર્યાં માનવબાળ' રાખો.

ક: 'માનવબાળ' એ હલકો શબ્દ છે. એમાં જોર નથી. 'ધૂળેભર્યાં માનવવત્સ' એમ રાખો.

ત્યારપછી એક નાયક ને બે નાયિકા રાખવી–પ્રતિનાયક રાખવો–ઉપનાયક રાખવો, એ ચર્ચા ચાલે.

આવી રીતે નવલકથા લખી શકાય. ને તે એક માણસની નહિ પણ ત્રણની સહિયારી કૃતિ છે માટે પ્રગતિશીલ ગણાય. તમે કહેશો કે કૃતિ એકની છે કે ત્રણની એ અગત્યનું નથી: પણ તેમાં રસનિષ્પત્તિ એ મુખ્ય પ્રશ્ન છે: તો એનો જવાબ આટલો જ છે કે કૃતિ અત્યંત સરસ હોય છતાં પ્રત્યાઘાતી હોઈ શકે: જ્યારે કૃતિ નીરસ હોવા છતાં પણ પ્રગતિશીલ હોઈ શકે.

આપણે એક વાર્તા લઈ એને પ્રગતિશીલતાની દૃષ્ટિએ તપાસીએ.

ઉદાહરણ તરીકે, શ્રી. રામનારાયણ પાઠકની 'ખેમી' કે શ્રી. રમણલાલની 'પ્રભુનો દરવાન' લ્યો. શ્રી. પાઠકની ખેમી પ્રગતિશીલ છે, પણ એ વાર્તા પ્રત્યાઘાતી છે. માણસ, ભલેને એક ધૂળના ઢેફાને પણ આદર્શ ગણીને ઊંચે જવાનો પ્રયત્ન કરે–પોતાની દરેક નબળાઈ પર સંયમ મેળવવાનો યત્ન કરે તો એ માણસ પ્રગતિશીલ મનાવો જોઈએ. પણ,

એમ એ દબાવેલી લાગણી છે. જે વસ્તુ દબાય છે તે પરાર્થનપૂજક ગણાય છે. માટે વાર્તાની 'પ્રેમી' પ્રગતિશીલ છતાં, પ્રેમીની 'વાર્તા' પ્રત્યાઘાતી છે. શ્રી. રમણલાલની વાર્તામાં 'પ્રભુનો દરવાન' એ 'હેડીંગ' પ્રત્યાઘાતી છે માટે વાર્તા પ્રત્યાઘાતી હોવી જોઈએ. વસ્તુ સુંદર હોય છતાં એને તમારે પ્રત્યાઘાતી કરવી હોય તો એને ચૂંથવા માંડવી. એ વિચારસરણી પાસે ટાગોરથી માંડીને ત્રિલોકપતિ સુધી કોઈ સ્પષ્ટ વિચારસરણીવાળો જન્મ્યો નથી અને હવે જન્મવાનો નથી. જેણે જેણે સ્પષ્ટ વિચારસરણી કરવી હોય તેણે તેણે– અથવા જવા દો, આ વિજ્ઞાનયુગમાં સ્પષ્ટ વિચારસરણીનાં થોડાં 'ઇન્જેક્શન' આપી દેવાની કોઈ શોધખોળ કરે તો એને ઘણો લાભ થાય તેમ છે. ઉદાહરણ તરીકે કોઈ છોકરું માંદું હોય ને માથી અચાનક 'હે પ્રભુ!' એમ બોલી દેવાય તો એની એ પ્રત્યાઘાતી વલણ માટે તરત પ્રગતિશીલતાનું 'ઇન્જેક્શન' આપી દેવામાં આવે તો એ માતા 'હે પ્રભુ!' એમ બોલવાને બદલે, વિજ્ઞાનની પરિભાષામાં બોલવા માંડેઃ અને 'હે લીવરટ્યુબ! હે લીવરટ્યુબ!' એમ કહેવા માંડે. અલબત, તમે એમ કહો કે ઈશ્વર પરની કાલ્પનિક શ્રદ્ધા આ એવા જ બીજા કાલ્પનિક પદાર્થ પર સંક્રાન્ત થાય છે, માટે મનુષ્યસ્વભાવ ત્યાંનો ત્યાં છે, તો તમારે ભૂલવું ન જોઈએ કે અદૃશ્યના આધાર પરથી મનુષ્ય જેટલો દૃશ્યના આધાર પર વધુ આવે એટલો એ પ્રગતિશીલ થયો કહેવાય!

હવે એક ઉંહલી પેલી જુનવાણી વાત તમને સંભળાવી દઉં. એક પટેલે આવીને કહ્યું: 'પટલાણી! આજે તો ગામને પાદર ખાડું આવ્યું છે. એક ભૂરી ભેંસ ગાળી ભારે છે!'

પટલાણીએ જવાબ દીધો: 'ઈ તમને ભેંશ જોતાં નહિ આવડે હો. મારા વિના કાંઈ કરતા નહિ હો!'

પટેલે કહ્યું: 'તો દેસાણ (ભેંસની જાત) લઈ!'

પટલાણી બોલ્યાં: 'હવે તમે લેતા નહિ, તમને લેતાં નહિ આવડે, હું જઈને મૂલ કરાવીશ.'

પટેલ બોલ્યા: 'તો ભલે; પણ મારા કાકાના છોકરાને છાશનું દોણું ભરી દેજે હો!'

પટલાણી બોલ્યાં: તમારો કાકાનો છોકરો? મારી બોનના છોકરાને નહિ દઉં?'

પટેલ બોલ્યા: 'ના, મારો કાકાનો દીકરો પહેલો.'

પટલાણી બોલ્યાં: 'ના, મારી બોનની દીકરી પહેલી.'

પટેલ તપી ગયા: 'મારા કાકાના દીકરાને દેવી જ પડશે.'

પટલાણી બોલ્યાં: 'મારી બોનની દીકરી તો છાશ લેશે જ.' લડાઈ આગળ વધી ને લાઠીમાર સુધી પહોંચી. ત્યારે કોઈ પાડોશીએ આવીને અટકાવ્યાં:

'પણ હજુ ભેંશ ક્યાં છે! ભેંશ પહેલી કે છાશ! ભેંશને તો આવવા દો!'

એના જેવું જ કાંઈક આ નથી! પ્રગતિશીલ સાહિત્ય! ના, પ્રત્યાઘાતી સાહિત્ય! ના, પણ પ્રગતિશીલ! ના, બસ, પ્રત્યાઘાતી. અરે પણ મારા દોસ્તો! પહેલાં નક્કી તો કરો કે તમે લખો છો ને સાહિત્ય છે ખરું! લેખ તો લાવો, પછી છાપ માટે માથું કોણ રોકે છે ને!

———o———

# મફતિયા માલપાણી

નગીનદાસ પારેખ

ઓફિસના પોશાકમાં અક્ષય બાબુ

(હસતા હસતા): આજે ખરો લાગમાં લીધો છે. ભાઈસાહેબ રોજ પારકે પૈસે લહેર ઉડાવે છે અને રાજાબાદશાહના જેવી લાંબીચોડી વાતો કરે છે. મહેરબાન આજ વરસેક દિવસ થયાં રોજ કહે છે કે આજે જમાડીશ, કાલે જમાડીશ, અને જમાડવાની વાત નહિ! જેટલી આશા આપી તેના ચોથા ભાગનું યે જો ભોજન આપ્યું હોત ને તો આજ સુધીમાં ત્રણ રાજસૂય યજ્ઞો થઈ ગયા હોત. હશે. પણ આજે તો મહામહેનતે નોતરું મળ્યું છે. બે કલાકથી અહીં બેઠો છું છતાં હજી ભાઈનાં દર્શન થતાં નથી. છેતર્યો તો નહિ હોય ને? (નેપથ્યમાં જોઈને) અરે એઈ, તારું નામ શું? ભૂલો કે માધુ કે હરિ?

ચંદ્રકાંત? સારું ભાઈ ચંદ્રકાંત. ભાઈ ચંદ્રકાંત, તારા શેઠ ક્યારે આવશે ભાઈ?

શું કહ્યું? શેઠ હોટલમાંથી ખાવાનું લાવવા ગયા છે? શું કહે છે? આજ તો ત્યારે રીતસરની જ્યાફત ઊડવાની! ભૂખ પણ કકડીને લાગી છે! ખમણ તો હશે જ. અને લસણ નાખેલી કઢી પણ આવવાની જ ત્યારે તો. આપણે તો બસ વાડકો ઉપાડીને જ પીવાના. અને શાક તો ત્રણચાર વાનીનાં આવશે. વળી ઉનાળો છે એટલે શીખંડ નહિ તો રસ તો ખરો જ ખરો. સાથે જો ઈદડાં હોય તો પછી કશી ખામી નહિ રહે! આજ સવારથી જમણી આંખ ફરક્યા કરે છે, એટલે મને તો લાગે છે કે ઈદડાં ને રસ જ આવશે! અરે ઓ ચંદ્રકાંત, તારા શેઠ ક્યારેકના ગયા છે?

ઘણી વારના ગયા છે? ત્યારે તો હવે બહુ વાર નહિ લાગે. ત્યાં સુધી એક ચલમ ભરી આપને. હું ક્યારનો બોલ બોલ કરું છું પણ તું તો કંઈ જવાબ જ દેતો નથી!—

તંબાકુ બહાર નથી? શેઠ કબાટમાં મૂકી ગયા છે? આ તો નવું જ સાંભળ્યું! એ તે કંઈ શૅરનાં કાગળિયાં હતાં? હવે શું કરવું? મને જરા અફીણ ખાવાની ટેવ છે. એટલે હવે તંબાકુ વગર રહેવાય એમ નથી. અરે ઓ માધુ, ના, ના, ચંદ્રકાંત, ગમે તેમ કરીને માળી બાળી પાસેથી માગીને એક ચલમ તંબાકુ લાવને ભાઈ.

બજારથી વેચાતો લાવવો પડશે? પૈસા જોઈએ છે? સારું ભાઈ, તેમ. આ લે, એક પૈસાનો તંબાકુ ઝટ કરતો લઈ આવ.

એક પૈસાનો તંબાકુ નહિ ચાલે? કેમ નહિ ચાલે? ભાઈ, મને કંઈ સચીનનો નવાબ બવાબ તો નથી માની બેઠો ને? સોળ રૂપિયાના ભાવનો તળબદો તંબાકુ નહિ હશે તો યે મને તો ચાલશે.—એક પૈસામાં થઈ રહેશે.

હૂકો ચલમ પણ વેચાતાં લાવવાં પડશે? તે પણ તારા શેઠ તિજોરીમાં મૂકી ગયા છે કે શું? ઈંડિયા બેંકમાં સેફ ડિપોઝીટ તરીકે જ મૂકી આવવાં હતાં ને? અરે વાહ રે! આ તો અજબ જગ્યાએ આવી પડ્યો છું. ભલે, લે, આ ૭ પૈસા ટ્રામના ભાડા માટે

રાખ્યા હતા. ઉદય આવશે એટલે તેની પાસે વ્યાજ સિક્કે લેવા પડશે!—અત્યાર સુધી ઊભાં ઊભાં અને ફરી ફરીને મારા તો પગે દૂખી ગયા. આમ ક્યાં લગી ઊભા રહેવું! આ એક ખુરસી છે ખરી, પણ ભાર ખમશે એમ લાગતું નથી. લાવ નીચે જ બેસીએ.

[ પોતિયાના છેડા વતે ધૂળ ઝાટકી નાખી છાપું બિછાવી બેસે છે, અને ગણગણ કરતો ગાય છે. ]

હમેશાં જો મળે આવી
મફતની મોજ કરવાને

કેમ અસ્યા, તંબાકુ લાવ્યો! આ શું! એકલી ચલમ જ! હુક્કો ક્યાં છે! અંહીં ૭ પૈસામાં હુક્કો મળતો નથી! ચલમના જ બે આના પડે છે! જો ભાઈ ચંદ્રકાંત, બહારથી હું જેટલો દેખાઉં છું તેટલો બધો બેવકૂફ નથી. શરીર કરતાં બુદ્ધિ જરા સૂક્ષ્મ છે. તારા શેઠ હુક્કો ચલમ પણ લોઢાની તિજોરીમાં રાખે છે, એનું કારણ હવે સમજાયું. માત્ર તારા જેવા રત્નને બહાર રાખે છે એ જ તેમની ભૂલ છે. મને લાગે છે કે તારે ઝાઝા દિવસ બહાર રહેવું યે નહિ પડે. સરકાર બહાદુરને એક વખત ખબર પડવી જોઈએ—તરત જ પહેરાની વ્યવસ્થા કરી આપશે અને તને ખૂબ સાચવીને રાખશે. હશે. પણ તંબાકુ વગર તો મારો જીવ જાય છે. ( ચલમમાં દમ મારી ખોંખનાં ખોંખતાં ) ઓ બાપ રે! આ ક્યાંનો તંબાકુ! આ તો વીસ કરીને તાણવો પડે એવો લાગે છે! બે દમ મારતાં જ મારું તો માથું ફરી ગયું. રહેવા દે ભાઈ મારે એ નહિ જોઈએ. તારા શેઠને પહેલાં આવવા દે. પણ તારા શેઠને આવવાની કંઈ ઉતાવળ હોય એમ લાગતું નથી. તે કદાચ એકે એકે ઈંડાં પૂરાં કરતો હશે અને અહીં મારા પેટમાં એવી લાય લાગી છે કે હમણાં કપડાં સળગી ઊઠશે એવી ધાસ્તી લાગે છે. તરસ પણ ખૂબ લાગી છે. પણ જો પાણી માગીશ તો હમણાં ચંદ્રકાંત કહેશે કે પ્યાલો વેચાતો લાવવો પડશે, શેઠ કબાટમાં મૂકી ગયા છે. કંઈ નહિ, પાણી વિના ચલાવીશું. બાગમાંથી એકાદ નાળિયેર પડાવી લઈશું.

અરે ભાઈ ચંદ્રકાંત, એક કામ નહિ કરે! બાગમાંથી એક લીલું નાળિયેર નહિ પાડી લાવે! બહુ તરસ લાગી છે.

કેમ! કેમ નહિ મળે! બાગમાં તો પુષ્કળ નાળિયેર છે. હું હમણાં જોઈને આવ્યોતો.

બધાં ઝાડ આપી દીધેલાં છે! તે હશે ભાઈ, પણ એક નાળિયેર નહિ મળે!

પૈસા જોઈએ! પૈસા તો હવે રહ્યા નથી. તો રહેવા દે. શેઠને આવવા દે. ત્યાર પછી જોઈ લેવાશે.—ખિસ્સામાં બજારના પૈસા તો છે. પણ એને વટાવવા આપવાનો જીવ ચાલતો નથી. હજી સરકારના રાજ્યમાં આવો મોટો એક ધાડપાડુ છૂટો ફરે છે, એની મને ખબર નહોતી!—હવે તો ઉદય આવે તો સારું!

આ આવતો લાગે છે! પગલાં ભેળવાય છે. હા...શ. સારું થયું. અરે ઓ ઉદય, ઓ ઉદય! ક્યાં છે, આ તો નહેર. નું કોણ છે ભાઈ!

શેઠ તને બોલાવે છે! તેના કરતાં જાતે આવ્યા હોત તો સારું થાત. ભૂખે હું તો મરવા જેવો થઈ ગયો છું.

'હોટલના શેઠે મોકલ્યો છે ? ગુમાસ્તાએ ? કેમ, તેમની સાથે તો મારે કંઈ સંબંધ નથી. કંઈ ખાવાનું મોકલ્યું છે કે શું ? ખમણ બમણ ?

નથી મોકલ્યું ? બિલ મોકલ્યું છે ? ઉપકાર થયો ! જે શેઠના નામનું બિલ છે તેઓ અહીં નથી.

અરે ના રે ના ! હું નહિ ! આ ખરી મુશ્કેલી,—મારા સમ, ના.

તને છેતરવાથી મને શો લાભ બાપુ ? હું અહીં નોતરું જમવા આવ્યો છું ને ત્રણ કલાકથી બેઠો છું—તું હોટલમાંથી આવે છે એટલે તને જોઈને પણ કંઈક સંતોષ વળે છે ! તારી આ ચાદર જો રાંધીએ ને તો તેમાંથી યે કંઈ નહિ તો યે—ગભરાઈશ નહિ. હું તારી ચાદર નહિ લઉં, પણ બિલ પણ મારે જોઈતું નથી.

આ ભલી આફત દેખું ! અરે ભાઈ ના કહું છું ના, હું ઉદય બાબુ નથી, હું તો અક્ષય બાબુ છું.

મારું નામ હું જાણું કે તું જાણે ? આટલી બૂમ શું કરવા પાડે છે ? તું નીચે જઈને જરા બેસ, ભાઈ, ઉદય બાબુ હમણાં આવશે.

સવારમાં આટલા માટે મારી જમણી આંખ ફરકતી હતી ? હોટલમાંથી ભાણાને બદલે બિલ આવી પહોંચ્યું.

## અકલિત તવ લીલા, પ્રભુ !

હે ભગવાન ! તમારી જ અકળ કળાને લીધે સમુદ્રમંથન વખતે પણ એકને અમૃત અને એકને હલાહલ મળ્યું હતું. આ હોટલમંથનમાં પણ શું એક જણને મજા અને બીજાને તેનું બિલ મળવાનું છે ? અને વળી તે પણ બેપાંચ દિવસનું લાગતું નથી !

તું વળી કોણ છે ? શેઠે મોકલ્યો છે ? શેઠની મોટી મહેરબાની ! પણ શેઠ શું એવું માને છે કે તારું મુખદર્શન કરતાંજ મારી ભૂખતરસ મટી જશે ? તારા શેઠ તો બહુ સારા માણસ લાગે છે.

શું કહ્યું ? ધોતિયાંના પૈસા ? કોનાં ધોતિયાંના ?

ઉદય બાબુ ધોતિયાં લઈ આવે અને અક્ષય બાબુ તેના પૈસા ચૂકવે ! તારી પણ અક્કલની બલિહારી છે !

ખરું કે ? કેમ જાણ્યું કે મારું નામ જ ઉદય બાબુ છે ? કપાળ ઉપર નામની છાપ મારી હશે કેમ ? મારું અક્ષય બાબુ નામ તને પસંદ નહિ પડ્યું કે શું ?

મેં નામ બદલ્યું છે ? સારું ભાઈ, પણ શરીર તો કંઈ સહેલમાં બદલાય એમ નથી ને ! મારામાં અને ઉદય બાબુમાં શું મળતાપણું જોયું, કહે તો ?

ઉદય બાબુને કદી નજરે જોયા નથી !—કંઈ વાંધો નહિ. જરા સબૂર ખમ. તારા મનનો એ ખેદ હમણાં દૂર થશે. બહુ વાર નહિ થાય. તેઓ હમણાં આવશે.

અરે માર્યો ! આ વળી કોણ આવે છે ? આપ મહેરબાન ક્યાંથી પધારો છો ? તમને પણ અહીં નોતરું છે કે શું ?

ઘરભાડું ? ક્યા ઘરનું ભાડું ? આ ઘરનું ? ભાડાનો દર શો છે ?

મહિને સત્તર રૂપિયા ? તો હિસાબ કરીને કહોને સાડા ત્રણ કલાકનું કેટલું ભાડું થાય ?

મશ્કરી કરતો નથી, ભાઈસાહેબ. મશ્કરી કરવા જેટલું મન પ્રફુલ્લ નથી. અહીંનું નોતરું આવ્યું હતું એટલે સાડા ત્રણ કલાકથી હું અહીં આવ્યો છું! એનું પણ જો ભાડું આપવાનું હોય તો ન્યાયની રીતે હિસાબ કરીને લઈ લો. તંબાકુ સુદ્ધાં ગાંઠના પૈસાનો તાણ્યો છે.

જી ના, આપનું અનુમાન સાચું નથી—આપની જરા ભૂલ થઈ છે—મારું નામ ઉદય નથી, અક્ષય છે. આવી સામાન્ય ભૂલથી એમ તો કંઈ ખાસ નુકસાન થતું નથી, પણ ઘરભાડું ઉઘરાવતી વખતે માબાપે જે નામ પાડ્યું હોય તે જ કાયમ રાખીને ચાલવું તે સારું!

મારે ઘરમાંથી નીકળી જવું પડશે એમ કહો છો? માફ કરજો, એ નહિ બને. સાડા ત્રણ કલાક થયાં પેટમાં હોળી લાગી છે, અને હવે જ્યારે ભોજન આવવાનો વખત થયો ત્યારે તમે ગાળ દેશો એટલે હું ઘર છોડીને ચાલ્યો જઈશ એવો ગર્દભ મને માનશો નહિ. આપ અહીં જ બેસો. જે જે કહેવું હોય તે કહી જાઓ. હું જમ્યા પછી ઘર છોડી જઈશ!

બોલી બોલીને મારું ગળું યે સુકાઈ ગયું. હવે તો બોલાતું યે નથી. ભૂખથી પેટમાં વેંત વેંતના ખાડા પડી ગયા. આ કોઈનાં પગલાં સંભળાય. અરે ઉદય, ઓ મારા અંધની લાકડી, હૈયાના હાર, આંખના તારા, એક વાર દર્શન આપ. હવે તો નથી રહેવાતું!

તું વળી કોણ છે? જો ગાળ બાળ દેવાની હોય તો ત્યાં બેસીને શરૂ કરી દે. હોંકારો પૂરનાર ઘણા જણ ત્યાં બેઠા છે.

હરિબાબુએ મને બોલાવ્યો છે? એ વાત સાંભળીને મને ખૂબ સંતોષ થયો. તે મારા ઉપર ખૂબ હેત રાખે છે, એમાં શક નહિ; પણ મારા પરમ મિત્ર જેમણે મને નોતરું દઈને બોલાવ્યો છે, તેઓ દેખા જ દેતા નથી, અને જેમની સાથે મને કદી ઓળખાણ પિછાન નહોતી તેઓ આજ સવારથી ઉપરા છાપરી મારી સંભાળ લે છે, એનું કારણ શું? વારુ ભાઈ, હરિબાબુ નામે કોઈ એક ગૃહસ્થ કેમ મને અચાનક યાદ કરે છે, અને મને મળવા આમ અધીરા થઈ ગયા છે? કંઈ કહી શકીશ?

શું! મારી સ્ત્રીને માટે બંગડી ઘડાવવા નમૂનો જોવા તેમને ત્યાંથી બંગડી લઈ આવ્યો હતો તે મેં પાછી જ આપી નથી? જુઓ, આ સંબંધે મારે ઘણું કહેવાનું છે, પણ હાલ તુરત તો આટલું જ કહીને સંતોષ માનું છું, કે મેં કોઈને ત્યાંથી કોઈ ઘરેણાં આણ્યાં નથી, અને મારે સ્ત્રી જ નથી. જે બધી અંગતની વાતો મારે કહેવાની હતી તે આજે કહેતો નથી, માફ કરજો. ગળું સુકાઈ ગયું છે. તરસથી છાતી ફાટી જાય છે! તમે હવે અરધોક કલાક રાહ જુઓ, એટલામાં તમે બધી ખબર જાણવા પામશો. (મોટેથી) ઓ ઉદય, ઓ ઉદા, અરે અભાગિયા, પાજી, છછુંદર, ડેમ સ્વર, સ્ટુપિડ—આ મારું પેટ તો બળી ગયું, ગળુંયે સુકાઈ ગયું, માથું ફાટી ચાલ્યું—ઓ નરાધમ, કુલાંગાર!—

ના ના, ભાઈસાહેબ, તમને નથી કહેતો! તમો આમ આકળા થશો નહિ. હું તો ભૂખનો માર્યો મારા પ્રાણપ્રિય મિત્રને બોલાવું છું. તમો સોફા બેસો!

હવે નથી બેસાતું, એમ? બહુ મોડું થઈ ગયું છે! એ કંઈ મને કહેવું પડે એમ નથી. મોડું થઈ ગયું છે એમાં શંકા નથી. તો પછી હું તમને આગ્રહ કરીને રોકી રાખવા માગતો નથી. તો આપ ભલે પધારો! આપની સાથે મીઠી વાતચીત કરવામાં મારો વખત ખૂબ આનંદમાં ગયો!

પણ તમે હવે જે શબ્દો બોલો છો તે જરા વધારે પડતા લાગે છે! ખૂબ નિકટના મિત્રને પણ માણસ પ્રેમથી સ્યાલક કહેતાં અચકાય છે, પણ તમે તો થોડી જ ઓળખાણમાં મારી સાથે આટલી બધી આત્મીયતા બતાવો છો, એથી મને જરા સંકોચ અને શરમ લાગે છે. તમો એટલું જાણજો કે તમો મારી પાસે જેટલાની આશા રાખો છો તેટલું હું આપી શકવાનો નથી.

હવે તમે બસ કરો! તમે બે વેળ નિયમિત ભોજન કરો છો, એટલે તમને ખબર નહિ હોય કે માણસ ભૂખ્યો થાય છે ત્યારે તેનો સ્વભાવ કેવો થઈ જાય છે. એટલ જ હવે તમે મને આ સ્થિતિમાં ચીડવવાની હિંમત કરો છો!

જુઓ પાછા, ફરી બોલ્યા કે? જુઓ ભાઈ, મને તમે નહિ પહોંચો. શરીર જોઈને એટલુંયે સમજતા નથી. મહા મહેનતે ગુસ્સો દબાવી રાખ્યો છે—રખેને એકાદ ખૂનખૂન થઈ જાય. ભલે, મને ચીડવો, જોઉં વારું! જોઉં તો ખરો કે તમારામાં કેટલું પાણી છે! તમે ચીડવો ત્યારે ખરા. આ જુઓ, હું ખૂબ ગંભીર થઈને શાંત બનીને બેસું છું! ઓ બાપરે! આ લોકો તો બધા મળીને મારવાની વાત કરે છે. ખાલી પેટે માર નહિ ફાવે. વારું, ભાઈ, તમો બધા બેસો. તમો દરેક જણ કેટલું માગો છો, કહો.—સારું થયું કે પગારના પૈસા ખીસામાં હતા, નહિ તો આજ ભગવાનનું નામ લઈને ભૂખે પેટે જ દોટ મૂકવી પડત. હમણાં જીવ બચાવું, ત્યાર પછી રૂપિયા ઉદયની પાસેથી લઈ લેવાશે!

તું ફક્ત પાંચ રૂપિયા માગે છે, પણ તે પંચાવન રૂપિયાની ગાળ દઈ દીધી છે—આ લે તારા રૂપિયા.

અરે એ—તારું હોટલનું બિલ આ ચૂકવી દઉં છું, જો કોઈ વાર કવખતે તમારે શરણે આવી પડું તો ઓળખાણ રાખજે.

તું ત્રણ મહિનાનું ઘરભાડું માગે છે ને? એક મહિનાનું ભાડું આજ આપું છું, બાકીનું પછી લઈ જજે.

તેં તો ભાઈ મને ગાળ દઈને સોળેસોળ આના વસૂલ કરી લીધા, એટલે તારું મન પણ કંઈક હળવું થયું લાગે છે. હવે આશીર્વાદ દઈને રસ્તે પડ!

અરે ભાઈ, તારાં ઘરેણાં પાછાં આપવાં સહેલી વાત નથી. જો મારી સ્ત્રી હોત અને મેં તારાં ઘરેણાં તેને આપ્યાં હોત તોયે તે પાછાં લાવવાં મુશ્કેલ થઈ પડતઃ પણ હવે સ્ત્રી છે જ નહિ, અને તારાં ઘરેણાં તેને આપ્યાં જ નથી, તો પછી તે પાછાં લાવવાં એ કેટલું કઠણ કામ છે તે સહેજ વિચાર કરશે તો તને પણ સમજાશે. છતાં જો તું હઠ જ પકડશે તો પછી મારે તારા હરિબાબુને ત્યાં આવવું પડશે—પણ ખાવાનું આવે છે કે નહિ એની હજી થોડી વાર રાહ જોયા વિના ખસવાનું મન થતું નથી! ઓ રે, હવે તો નથી રહેવાતું. ચંદ્ર, ઓ ચંદ્ર, અહીં ઉદયનો તો સંબંધ જ જણાતો નથી, હવે તો માત્ર તું સુદ્ધાં જો અસ્ત થઈ જાય તો પછી મારે તો પૂરેપૂરું અંધારું જ વળી જાય. ચંદ્ર, ઓ ચંદ્રકાંત. આ આવ્યો! ચંદ, તું તો તારા શેઠને બરાબર ઓળખતો હઈશ. સાચું કહેજે. આજ કાલ કે પરમ દિવસ સુધીમાં તે હોટલમાંથી આવશે ખરા?

બનતાં સુધી નહિ આવે? આટલા અનુભવ પછી મને તારી આ વાત પર વિશ્વાસ

આવે છે. ભાઈ, ખૂબ ભૂખ લાગી છે. હવે ગાળ દેવાનો પણ વખત રહ્યો નથી. આ અડધો લઈને જો ચટ દઈને કંઈ ખાવાનું લઈ આવે તો મારો જીવ બચે.

ભાઈસાહેબ રાજા બાદશાહના જેવો રોફ રાખે અને કામકાજ કંઈ કરે નહિ; અમને થતું આ શી રીતે ચલાવે છે! હવે બધી ખબર પડી! પણ રોજ આટઆટલી ગાળ ખાવી, આટઆટલાં બિલ પાછાં ઠેલવાં, એ કંઈ જેવી તેવી વાત નથી! આટલી મહેનત આપણને તો નહિ પોસાય, એના કરતાં ઘાણી ખેંચવી તે સારી.

અરે કેમ અલ્યા? એકલા મમરા કેમ લઈ આવ્યો? બીજું કંઈ મળ્યું નહિ? પૈસા કંઈ પાછા આવ્યા?

નહિ? સારું, તો લાવ, મમરા તો મમરા. (ખાય છે.)

ઓ ચંદ્ર, શું કહું, ભૂખને પ્રતાપે આ વાસી મમરા પણ અમૃત જેવા લાગે છે! ઘણી ઘણી જ્યાફતો ખાધી છે, પણ આવી મજા કયાંય નથી ચાખી! ચંદ્ર, તું સાચે જ સુધાકર છે, પણ આજે કલંકનો હિસ્સો જ જરા વધી ગયો. નારિયેળ પણ લાવ્યો લાગે છે, એને માટે કાંઈ જુદું આપવું પડશે કે શું?

નહિ આપવું પડે? મનમાં દયા છે ખરી. હવે જો એક ગાડી બોલાવી લાવે તો આસ્તે આસ્તે ઘેર પહોંચું.

અહીં ગાડી મળતી નથી? ત્યારે તો ભારે આફત! મારાથી આમ ભૂખે પેટ થાકેલે શરીરે ચાર માઈલ નહિ ચલાય. ભોજનની આશા હતી એટલે આવતી વખતે જોર હતું. હવે શું કરવું? ચાલો, નીકળીએ ત્યારે!

અરે ભગવાન! અત્યારે હવે હરિબાબુને ત્યાં જવું પડશે? ચંદ્ર, આજ તેં મારા ઉપર અનેક ઉપકાર કર્યા છે, હવે બીજું કંઈ નહિ પણ આ ભાઈને જરા સમજાવ કે હું ઉદય બાબુ નથી, હું તો રતનપોળનો અક્ષય બાબુ છું.

એ તારું કહ્યું નહિ માને? એમાં હું એનો ઝાઝો વાંક નહિ કાઢી શકું, કદાચ એ તને ઘણા વખતથી ઓળખતો હશે. ગમે તેમ હવે મારામાં ઝઘડો કરવાનું જોર રહ્યું નથી. ધીમે ધીમે હરિબાબુને ત્યાં જ જાઉં. ભાઈ, જોઈને મારી દશા. જો રસ્તામાં જ કંઈ થયું, તો અગ્નિસંસ્કારનો ખર્ચ તારે માથે જ પડશે.—પહેલેથી કહી રાખું છું.

ચંદ્ર, તું પાછો શું કામ હાથ લંબાવે છે? તમારા પ્રતાપે આજે એટલા સસ્તામાં ભોજન જમ્યો છું કે ઘણા દિવસ લગી મને હવે ભૂખ જ લાગવાની નથી. હજી શું જોઈએ છે?

ઓ! બક્ષિસ! એ પતાવેલી જ સારી. જો આટલું બધું કર્યું તો છેવટે એટલી ઊણપ શું કામ રાખું! પણ મારી પાસે હવે એક જ રૂપિયો બાકી છે. તેમાંથી બાર આના મારે ગાડીભાડા માટે રાખવા છે. જો તારી પાસે કંઈ પરચુરણ હોય તો—

પરચુરણ નથી? (ખીસું ઉલટાવી છેલ્લો રૂપિયો આપી) તો આ લે ભાઈ, તમારા ઘરમાંથી હું તો બિલકુલ ગજભુક્ત કપિત્થ જેવો થઈને નીકળ્યો.

પણ આ બધા રૂપિયા મેં આપ્યા તે ઉદય પાસે પાછા શી રીતે કઢાવાશે! કોઈ કીમતી વસ્તુ જો હાથમાં આવે, તો તે આડમાં રાખી લેવાય.

કીમતી વસ્તુમાં તો આ એક ચંદ્રકાંત છે! પણ એને રાખવો એ મારું કામ નથી, મને જ એ ખિસ્સામાં ઘાલીને ફરે એવો છે.

(ખૂણામાંનો એક કબાટ જોરપૂર્વક ઉઘાડીને) વાહ! આ સારુ થયું! અછોડો પણ સુંદર છે! તો તો ઘડિયાળ અને અછોડો બંને જ રાખી લઉં.

કેમ રે ચંદ્ર, આટલો બધો ગભરાયેલો કેમ દેખાય છે?

પોલીસ? પોલીસ આવે છે?

મારે ભાગી જવું જોઈએ? કેમ, મેં શું ગુનો કર્યો છે? એક ગૃહસ્થને ત્યાં નોતરું જમવા આવ્યો છું, અને તેની યે મને જોઈએ એટલી સજા થઈ ચૂકી છે!

અરે, વાત સાચી લાગે છે! ચંદ્ર કયાં ગયો? હરિબાબુનો પેલો માણસ પણ જણાતો નથી. બધા નાસી ગયા લાગે છે.

જો ભાઈ, શરીર પર હાથ ઉગામીશ નહિ. પરિણામ સારું નહિ આવે. હું પણ ગૃહસ્થ છું. ચોર નથી.

અરે, અરે, આ શું કરે છે! વાગે છે! ભાઈ આજ આખો દિવસ મમરા ખાઈને રાહ જોવામાં કાઢયો છે, આજે મને તમારા લોકોની આ મશ્કરી સારી નથી લાગતી.

સિપાઈ દાદા, જોઈએ તો ચાપાણીના પૈસા લો. (ખીસામાં હાથ ઘાલીને) હાય, હાય, એક પૈસો યે નથી! જમાદાર સાહેબ, જો તમારે ચોર પકડવો હોય તો ચાલો હું તમને બતાવું છું! જેલ શરૂ થઈ ત્યારથી આજ સુધીમાં આવો મોટો ચોર આખી દુનિયામાં નહિ જોયો હોય!

મેં શું કર્યું છે, કહો તો ખરા. જીવન બાબુના નામની સહી કરીને હૅમિલ્ટનની દુકાનેથી ઘડિયાળ લઈ આવ્યો છું? જમાદાર સાહેબ, ગૃહસ્થ થઈને ગૃહસ્થ ઉપર આવો આરોપ મૂકતાં અચકાતા પણ નથી?

અરે આ શું કરો છો? શું કરવા આમ ખેંચો છો? એ મારી ઘડિયાળ નથી, જો અછોડો અછોડો તૂટી ગયો તો હું મુશ્કેલીમાં આવી પડીશ.

શું! આ જ તે હૅમિલ્ટનની ઘડિયાળ! ઓ બાપરે! સાચું કહો છો? તો ભલે લઈ જાઓ, લઈ જાઓ, અત્યારે ને અત્યારે લઈ જાઓ. પણ ઘડિયાળ ભેગો મને યે શું કરવા ખેંચો છો? હું કાંઈ સોનાની ચેન થોડો જ છું. હું સોનાનો અક્ષય છું ખરો, પણ તે તો મારી માને મન.

જો છોડી શકો એમ ન જ હોય તો ચાલો. બાપુ, મારા પર સૌ કોઈ હેત રાખે છે, એનો પુરાવો મને સવારથી અત્યાર સુધીમાં ખૂબ મળી ચૂકયો છે. હવે તમારા મૅજિસ્ટ્રેટનું હેત મારા ઉપર ન ઊતરે તો ગંગા નાહ્યા.*

---

* શ્રી રવીન્દ્રનાથ ઠાકુરના બંગાળીનો આ અનુવાદ ભજવવાના હેતુથી કરેલો હોઇ મૂળના શબ્દે

# બાની ચીમટી

સુંદરજી ગો. બેટાઇ

'હતો તું તોફાની,
અરે જિદ્દી માની;
કદિ કદિ મ્હને ખૂબ પજવી,
અને મ્હેંયે રીસે ઘણું ઘણું ત્હને ચૂંટીય ખણી.
સુંવાળા એ ગોરા તુજ વદનની રોશની હણી.

'અરે, તું શું જાણે?
હતો તું એ ટાણે
કની ઠમકતો બાલ ભૂલણો;
ઘડી પ્હેલાંનું સૌ તુજ રમતમાં વીસરી જતો.
ફરી મ્હારો ખોળો ભરી હૃદય મ્હારું ભરી જતો.'

*

'મીઠી માડી મ્હારી,
ભરી દૂધે ઝારી
મુજ મુખ ધરીને ઉલટથી
ન શું પાયાં મોંઘાં અમૃતઅધિકાં દૂધ દિલનાં?
ન શું છાનાં હેતે નયન ઉર ઉદ્દીપિત કર્યાં?
ન શું નીચોવીને મુજ જીવનમાં જીવન ભર્યાં?

'તું તો મ્હારી બા—એટલું બસ મ્હને નિત્ય સ્મરવા
નવ હું સ્મરતો લાત પ્રહરી,
અવ વિસરી જા, બા, તું ચીમટી.'



# दारिद्र्यना राग

કિશોરલાલ ઘ. મશરૂવાળા

કવિતાના કાવ્યગુણની દૃષ્ટિએ સમાલોચના કરવાનું મારું ગજું નથી. પણ ગરીબોનાં જીવન ચીતરનારી કવિતાઓ હાલહાલમાં સારી સંખ્યામાં લખાતી જોવામાં આવે છે; તે પરથી જે વિચારો ઊઠે છે તે રજૂ કરું છું.

ગરીબોની કવિતાઓની ત્રણ જાત મારા જોવામાં આવી છે. મારી પાસે એવાં પુસ્તકોનો સંગ્રહ નથી, એટલે મારે એકબે કવિની કૃતિઓમાંથી જ નમૂના આપવા પડે છે. પણ બીજા કવિઓમાંથી યે એવા નમૂના શોધી શકાય, અને મેં અવારનવાર વાંચ્યા છે.

પહેલી જાતના નમૂનામાં નીચેની કવિતાઓ મૂકી શકાયઃ હિંદી ભાષાના એક જાણીતા અને ઊગતા કવિ શ્રીમન્નારાયણ અગ્રવાલના 'રોટીકા રાગ' નામનાં નવા પુસ્તકમાંથી નીચેની કવિતાઓ લઉં છુંઃ

આજ હમારી વર્ષગાંઠ હૈ !  
ભેંટ મુઝે દેંગે કુછ, મિત્ર !  
હ ! હ ! હ ! કવિ ! જાનો ક્યા તુમ,  
હમ કૃષકોંકી શાન વિચિત્ર !  
ભોજન-કપડે પાસ નહીં હૈં, પર લગાન દેના બાકી,  
આયા કુર્ક અમીન યહીં હૈ, ઉસસે જાન બચા 'સાકી'.  
માલ બેચ કર કર્જ ચુકાના, કવિ ! ભૂખે રહકર સંધ્યા તક;  
કિસી તરહ દિન આજ બિતાના, કર મિહનત ખેતોંમેં ભરસક;  
યહી હમારા ઠાટ-બાટ હૈ,  
આજ હમારી વર્ષગાંઠ હૈ !

અથવા, આ બીજુંઃ

ગર્મ ધૂલ મેં પૈર ઝુલસતે !  
કાકા ! તુમને સુબહ કહા થા,  
"જૂતે આજ મઁગાકર દૂંગા."  
અગર ન આયે ઇસી શામ તક  
તો ફિર ઉનકો કભી ન લૂંગા !  
કબ તક ઘૂમેં હઁસતે હઁસતે !  
ગર્મ ધૂલ મેં પૈર ઝુલસતે !

वर्षा की मिट्टी कीचड में,
जाडों * में ठण्डी पृथ्वी पर,
अब गर्मी की जलती रज में,
कैसे चलता रहूं धमक कर?
गाय चरा लाऊं किस रस्ते?
गर्म धूल में पैर झुलसते!
काका! तन पर वस्त्र नहीं है,
बडे वेग से लू चलती है,
सूरज की किरणों के तपसे
व्याकुल हुई धरा जलती है,
बाहर कैसे फिरूं हुलसते,
गर्म धूल में पैर झुलसते!

શ્રી સુન્દરમની નીચેની કવિતાઓ આ જ વિભાગમાં મૂકી શકાયઃ

પાંચ વરસની પાંદડી એનો દોઢ વરસનો ભાઈ,
પાંદડી ભાઈને રાખે ને માડી નિત કમાવા જાય;
ત્યારે પેટ પૂરતું ત્રણે ખાય.
ભાઈ હસે ત્યારે બેન હસે ને ભાઈ રડે ત્યારે રોય,
ચૂપ રહ્યો હોય ભાઈલો ત્યારે મોયામાં બેનડી જોય,
રખે ભાઈ જાગતો સૂતો હોય.
રાણકી સહિયર રમવા આવી પાંચીકા× લાવી સાથ,
પાંદડીનું મન કૂદવા લાગ્યું, સળવળ્યા એના હાથ,
રહ્યું એનું હૈયું ન ઝાલ્યું હાથ.
ઘોડિયું મેલ્યું ઓરડા વચ્ચે ઉંબરે બેઠી બેય,
પગને અંગુઠે દોરડી બાંધી હીંચકા ભાઈને દેય,
બરાબર રમત જામી રહેય.
વઢતાં વઢતાં બે બિલાડાં દોડતાં આવ્યાં ત્યાંય,
બન્ને છોડીઓ બીને ઊભી ઓસરીએ નાઠી જાય,
પાંચીકા બારણામાં વેરાય.
એક ને બીજું ડગ માંડે ત્યાં પાંદડી ગોથાં ખાય,
પગમાં બાંધેલ હીંચકાદોરી નાગણું શી અટવાય,
દશા પારણાની ભૂંડી થાય.
આંચકા સાથે ખોયું ઉછળ્યું, ઉછળ્યો ભાઈલો માંહ્ય,
ઘોડિયે ખાધી ગોથ જમીને પે, ભાઈલો રીડો ખાય,
ત્યાં તો મા દોડતી આવી જાય.

એકને રમવું, એકને ઊંઘવું, એક કમાવા જાય,
બે બિલાડાંને લડવું એમાં કહો શું નું શું ન થાય?
ભલા ભગવાન! આ શું કહેવાય?

'વેરણ મીંદડી,' 'મંગડી,' 'રૂડકી,' 'વાડકો આપો છાશ' વગેરેમાં આવાં જ ગરીબોનાં જીવનનાં હુબેહુબ ચિત્રો છે.

નીચેનું એક મરાઠી કાવ્ય, જો કે પચ્ચીસ વર્ષથી યે વધારે જૂનું છે, છતાં આ જ વિભાગનો એક સુંદર નમૂનો છેઃ

(રાગ-ગિરધારીની ગરબીનો)

બા, નીજ ગડે, નીજ ગડે, લડિવાળા,
નિજ નીજ માઝ્યા બાળા—ધ્રુવ

રવિ ગેલા રે, સોડુનિ આકાશા લા,
ધન જસેં દુર્ભાગ્યાલા;
અંધાર વસેં ચોહિં કડે ગગનાંત,
ગરિબાચ્યા જેવિં મનાંત;
બઘ થકુનિ કસા નિજલા હા ઝહ લોક,
મજ આશા જેવિં અનેક.

ખડબડ હે ઉંદિર કરિતી,
કણ શોધાયાતેં ફિરતી,
પરિ અંતીં નિરાશ હોતી;
લવકરિ હે હી સોડિતીલ સદનાલા,
ગણગોત જસેં ભૂપણાલા—૧

બહુ દિવસાંચ્યા જુન્યા કડાચ્યા ભિંતીં,
કુજુની ત્યાં ભોકેં પડતીં;
ત્યા મધુની ત્યા દાખવિતી જગતાલા,
દારિદ્ર આપુલેં, બાળા;
હેં કળકીચેં જીર્ણ મોડકેં દાર,
કર કર કર વાજે ફાર;
હે દુઃખાનેં કણ્હુનિ કથી લોકાલા,
દારિદ્ર આપુલેં, બાળા.

વાહતો ફટીંતુનિ વારા,
સુકવીતો અશ્રુધારા, '
તુજ નીજ મ્હણે સુકુમારા.
હા સૂર ધરી માઝ્યા યા ગીતાલા,
નિજ નીજ માઝ્યા બાળા—૨

જેં વરતીં હેં જીર્ણ ઝોપડેં અપુલેં,
દૈવાનેં નાહીં પડલેં;
તેં વરતી તૂં ઝોંપ ઘેત જા બાળા,
કાળજી પુઢેં દેવાલા;
જેં વરતીં યા કુડીંત રાહીલ પ્રાણ,
તેં વરિ તુજ સંગોપીન;
તદનંતરચી કરૂં નકો તું ચિંતા,
નારાયણ તુજલા ત્રાતા.
દારિદ્ર્યા ચોરિલ કોણ ?
આકાશા પાડિલ કોણ ?
દિગ્વસના ફાડિલ કોણ ?
ત્રૈલોક્યપતી આતાં ત્રાતા તુજલા,
નિજ નીજ માઝ્યા બાળા.—૩
તુજ જન્મ દિલા સાર્થક નાહીં કેલેં.
તુજ કાંહીં ન મીં ઠેવીલેં;
તુજ કોણી નસે છાયા તુજ આકાશ;
ધન દારિદ્ર્યાચી રાસ;
યા દાહિ દિશા વસ્ત્ર તુલા સુકુમારા,
ગૃહ નિર્જન રાનીં થારા.
તુજ જ્ઞાન નસે અજ્ઞાન વિણુ કાંહીં,
ભિક્ષે વિણુ ધંદા નાહીં.
તરિ સોડું નકો સત્યાલા,
ધન અક્ષય તેં ચિ જિવાલા,
ભાવેં ભજ દીન દયાળા,
મગ રક્ષિલ તો કરુણ સાગર તુજલા,
નિજ નીજ માઝ્યા બાળા.—૪

છેલ્લી કડી પચ્ચીસ વર્ષ પહેલાંના કવિઓની વૃત્તિ રજૂ કરે છે. એમાં દરિદ્રોની દીન દશાનું વર્ણન છે; પણ એ માટે પરમેશ્વરને કે ધનિકો વગેરેને દોષ દેવાની વૃત્તિ કડી નથી. પરમેશ્વર પર અશ્રદ્ધા ઉત્પન્ન થઈ નથી. આજના કવિઓ આવા કાવ્યને અંતે જુદા પ્રકારનો ધ્વનિ કાઢે છે. દા. ત., શ્રીમન્નારાયણની નીચેની કડીઓ જુઓ:

ક્યોં ગાઉં ઈશ્વર કી મહિમા ?
અથાહ દુખ સે માનવજીવન
જિસને ભરા, ન જાને ક્યોં કર,
ગા ગા કર ઉનકી કા ગૌરવ
સમય બિતાઉં ક્યોં મેરી, માઁ ?

*

जिनके जग के सत्र जीवजन्तु
दयाहीन हो, प्राण अन्यके
लेते, निजजीवन हितु ही को;
इन्हीं विधाता की कर पूजा,
अपना जीवन क्यों खोऊं, मैं ?

* * *

અથવા, પં. જવાહરલાલ નેહરુની 'જીવનકથા'માં આવેલાં અંગ્રેજી પદ્યોનાં મહાદેવભાઈનાં નીચેનાં ભાષાંતરોઃ

(૧) સૈકાઓના વજન થકી એ તો દિસે છે નમેલો,
નીચું ઘાલી હળ ઉપર એ ટેકવીને ઉભેલો;
ખ્હીલા એના મુખ પર ઠરી શૂન્યતા કૈં યુગોની
પીઠે એની વહન કરતો ભાર સંસારનો એ.

વગેરે વર્ણન આપી, કવિ ફરિયાદ કરે છેઃ

"શોભે શું હે જગપતિ, તને ઘોર અન્યાય આ તે ?
બીજા સૌએ કૃષકજનને બેવફા કેમ થાતા,
ફૂટી, લૂંટી, હરણ કરતાં સર્વ આયુષ્ય તેનું ?"
કષ્ટાયેલા કૃષકજનની કારમી ચીસ એ તો
આગાહી છે નજિક ધસતા કાળ વિકરાળ કેરી.
(પા. ૭૦૯)

(૨) પાપીના પાપને સિદ્ધિ સદા શે લાધતી હશે ?
બધાયે યત્નને અંતે નિરાશા શે લખી હશે ?
હોત જો શત્રુ તું મારો તો શી રીતે મને, સખા
વધારે હાર કે ત્રાસ દેત તું, તે વિચારું છું !
કામ ને મદ્યના દાસ ઘડી બે નવરા થતાં
વધારે રિદ્ધિને પામે મારાથી, હા ! જગે, પ્રભો !—
જો કે સર્વસ્વ મારું તો અર્પ્યું છે મેં તને, હરિ !
(પા. ૭૬૯)

એ બધાંમાં પરમેશ્વર પ્રત્યે ફરિયાદ છે. પ્રથમ એની કહેવાતી ન્યાયબુદ્ધિમાં અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે; આગળ જતાં તેના અસ્તિત્વ વિષેની અશ્રદ્ધામાં તે પરિણામ પામે છે. શ્રી. સુન્દરમ્‌ની 'કોયા ભગતની કડવી વાણી'માં ફરિયાદનાં ભજનો તો છે જ, પણ શ્રદ્ધા–અશ્રદ્ધાની બાબતમાં કંઈક માનસિક ઝગડો ચાલી રહ્યો છે. જુઓ નીચેનું ગીતઃ

રામ તારે ઘેર રોટી ખૂટી રે,
અભી અંતરની ખૂટી રે. ૨૯૦
ચૌદ ભુવનના ચક્રવર્તીની હાંડલી જુઓ ફૂટી,
કોટાનકોટિ લોકના નાથની પોતડી ફાટી તૂટી.
પૂરવ બેઠી કાળકા કોપે, દખ્ખણે દટણનાથ,
ઉત્તરે ટાઢો હિમાળો, પશ્ચિમે દરિયો મારે બાથ.

આઠ દહાડાના એંડવાડા રામ, રૈયત તારી ચાટે,
સાત સાગરનાં પેટ વલોવે, ભરેલી માછલી માટે.

*   *   *

હે રામ બાપા, કાળકા માતા, ગણેશ, મહાદેવ ભોળા,
બૂમો પાડે તારા બામણ બેઠા, રાજ કરે હવે ગોળા!

*   *   *

કોયા ભગતે કાચલી કાણી, દરિયે તરતી મેલી,
રામ હવે રહ્યો રામ તારામાં તો પાર એને જો ઠેલી.

નીચેના કાવ્યમાં શ્રી સુન્દરમે જે પૂર્વપક્ષ મૂક્યો છે, એના જવાબરૂપે એક બીજું કાવ્ય પણ લખ્યું છે. પણ ઘણાં કવિઓનાં કાવ્યો આ પૂર્વપક્ષ જ રજૂ કરે છે:

વૈકુંઠે સિધાવો રે, વૈકુંઠે પધારો રે,
હવે હરિ વૈકુંઠ જાઓ રે.

*   *   *

તું તારે જા હવે વૈકુંઠ ચાલી, જો દિન આવ્યા હવે માઠા,
તારા વારાના ગોવાળો ને રાજા સ્વર્ગે કે નરકે નાઠા. હવે૦
ગાયો અને એના ગૌચરા એકે આજે નથી રહ્યાં સાજાં,
અન્નપાણીનાં વલખાં અમારે ત્યાં, તારે શાં માખણ તાજાં. હવે૦

*   *   *

તું પોઢ્યો સોનાને પારણે ને અહીં નાકલીંટી લોક તાણે,
છપ્પનભોગનો ખાનારો અમ્મારાં પેટની પીડા શું જાણે? હવે૦
કાળને મોઢે આ દેશ ઓરાયો તું કહેને તારાથી શું થાય?
જમ્મ બેઠા ગળે ટૂંપો દેતા તેને તારાથી કહે શું કરાય? હવે૦

*   *   *

કોયો ભગત એના આંખના ડોળા ફાડી ફાડી તને પૂછે,
જુગના જુગો તને રાખી જોયો હવે કામ તારું અહીં શું છે? હવે૦

ઈશ્વર હોય તો જગતમાં દુઃખ, અન્યાય ન જ હોઈ શકે એમ પૂર્વપક્ષ સ્વીકાર્યો; પણ જગતમાં દુઃખ અન્યાય તો છે જ; ત્યારે ઈશ્વરનું અસ્તિત્વ ન જ હોઈ શકે, એ અનુમાન પર કવિઓ આવી ગયા. હવે ઈશ્વર તો ગયો, ત્યારે જગતનાં દુઃખો અને અન્યાયો માટે જવાબદાર કોણ? ત્યાં ઉચ્ચ મનાતો વર્ગ દેખાયો, એટલે ઈશ્વર પર કરેલા આક્ષેપો હવે તેમના પર થવા માંડે છે, અને તેના પર રીસ ઠલવાય છે. જુઓ શ્રીમન્નારાયણનું નીચેનું ગીતઃ

મત છૂના, હમ તો અછૂત હૈં!
હમકો છૂકર આપ વ્યર્થ હી ગંગ નહાને જાયેંગે,
વિપ્ર! કદાચિત સ્વર્ગ લોકમેં આપ ન ઘુસને પાયેંગે.
ધર્મ આપકા ભ્રષ્ટ કરાનેમેં હમકો ક્યા મિલતા હૈ?
હમ કો તો યમદૂત નરક હી લે જાનેકો આયેંગે.

ભારત માં કે હમ કપૂત હૈ
મત છૂના હમ તો અછૂત હૈં!
મ સે તો પશુ ભી હૈ અચ્છે ઉનકો છૂના પાપ નહીં;
ો પુચકાર શ્વાન કો ચાહે, ભૂલ ન છૂના હમેં કહીં.
નેર્ધન હૈં, પવિત્ર કૈસે હોં, નહીં મિલેગી મુક્તિ હમે;
વર્ણકુટી મેં આપ વિચરતા, હમેં છોડદો વિપ્ર યહીં.
ક્યા હો સકતે હમ સપૂત હૈં?
દૂર રહો, હમ તો અછૂત હૈં.

અથવા, નીચેનું:

હમ કાલે હૈં તો રહને દો!
કડી ધૂપ મેં વસ્ત્રહીન હી
કઠિન પરિશ્રમ કરતે રહતે,
તિસ પર ભી હમ સભી તરહ કે
કષ્ટ ક્લેશ નિશદિન હી સહતે;
ફિર ભી ક્યા ગોરે હી હોંગે?
જો અસભ્ય કહતે, કહને દો,
હમ કાલે હૈં તો રહને દો!
હમ તો નિર્ધન હૈં જમીન પર
ધૂલ ધૂસરિત સો રહતે હૈં;
સોપ, ક્રીમ યા ઇત્ર * નહીં કુછ,
અતિ ગઁવાર ઇસસે કહતે હૈં!
યહ અભિમાન ધની લોગોંકા!
ઉનકો નિજ મદ મેં વહને દો,
હમ કાલે હૈં તો રહને દો!
ધની જનો! નિજ કામ કરો તુમ,
વ્યર્થ સમય મત નષ્ટ કરો તુમ;
હમકો તો રહને દો દુખિયા,
ધન લેકર નિજ ધામ ભરો તુમ;
–ગોરે વદન તો તુમ્હેં સુહાતા;
હમેં શાન્તિસે દુઃખ સહને દો,
હમ કાલે હૈં તો રહને દો!

ધનપતિઓ પર રીસ ઉતાર્યા પછી કેટલીક કવિતાઓમાં કવિ દરિદ્રો વિષે નિરાશાવાદમાં પડી જાય છે. દરિદ્રોની દીનતા પ્રત્યેના સમભાવમાં રડી પડવું એ સિવાય બીજું એમને સૂઝતું નથી. શ્રીમન્નારાયણના સર્વે નહિ તોયે કેટલાંક ગીતો આ જાતનાં છે. નીચે એક નમૂનો આપ્યો છે:

* અત્તર

દુખ-આગર મેં, અસહ વ્યથા કે સાગરમેં,
પડા રહૂં કબતક મેરી, મૈં ?—ધ્રુ૦
જન્મ દિયા જબ તુમને, હર્ષ મનાયા સબને,
જાના નહીં કિસીને, લેકિન, મેરે દુખકા ભાર,
જીવનકી કંટકમય નિધિકી વ્યથા અથાહ, અપાર
—દુખ-આગરમેં૦ ૧

કિયા થા ઈશ્વર મેં વિશ્વાસ, સહી સબ આહ-ભરી નિશ્વાસ,
શાંતિપૂર્ણ સુખ કી આશામેં ત્યાગા નિત માનવ સંસાર;
મૈં! હુઈ કિન્તુ, મેરી તો સારી આશાએં નિષ્ફલ, નિસ્સાર
—દુખ-આગરમેં૦ ૨

યહ દુખપૂર્ણ વ્યથા કે શૂલ, સુના થા, હોંગે સુખમય ફૂલ,
અતિ બલવાન વિધાતા, મૈં, ક્યા ભૂલ ગયા મેરે હી દુખકો ?
મૈં! આઓ સુખપૂર્ણ બનાઓ આતપમય મેરે જીવન કો.
—દુખ-આગરમેં૦ ૩

ઉપરનાં ગીતોથી એક જુદાં પ્રકારનાં ગીતોમાં દારિદ્ર્યનું હૃદયભેદક વર્ણન આવતાં છતાં રડતા દરિદ્રોના કે દરિદ્રો વિષે રડતા કવિઓના રાગ નથી. પણ પુરુષાર્થ વધારનારો ધ્વનિ નીકળે છે. તેમાંયે બે પ્રકાર છે. એક વર્ગવિગ્રહના તત્ત્વ પર રચાયેલો. જગતના સર્વ મજૂરોને એકત્ર થઈ ધનવાદનો નાશ કરવા માટે સંગઠિત થવા આવ્હાન કરતું સામ્યવાદીઓનું પ્રસિદ્ધ ગીત એ પ્રકારનું છે. બીજો પ્રકાર સ્વપ્રયત્ન અને ઈશ્વરશ્રદ્ધામાંથી ઉત્પન્ન થતા આશાવાદમાંથી થતાં ગીતો છે. દા. ત. જુગતરામભાઈનું નીચેનું:

અમે હાથે તે કામ બધાં કીજીએ રે;
નહિ બાધા કે બંધનોથી બ્હીજીએ રે. ટેક
અમે જોઈએ તપાસીએ ને બુઝીએ રે;
અમે ભાંગીએ તોડીએ ને પાછા જોડીએ રે. ૧
અમે સર્વે દેશોમાં ઘૂમી આવીએ રે;
જેવા ફાવે તેવા સાજ અંગ ધારીએ રે. ૨
કોને પરવા છે। પહોંચીએ કે થાકીએ રે,
કોને પરવા છો ફાવીએ કે હારીએ રે. ૩
અમે લીધાં કામ એમ કેમ છોડીએ રે ?
કદિ છોડીએ તો મોત માગી લીજીએ રે. ૪
અમે બાવડાંના બળે નીપજાવીએ રે;
પ્રાણ ખરચીને ગમતાં ઘર બાંધીએ રે. ૫
એવાં હાથનાં ચણેલ ઘર વસાવીએ રે. ૬

એવું જ પણ બહુ સાદું કોઈ અજ્ઞાત કવિનું નીચેનું ગીત જુઓ:

અમે બાળા ને ભોળા ગામડિયા,
અમે રેંટિયા શા ઘૂમીએ ગોળ—
હળી મળી હૈયાના હેતની લ્યો તાળી.

અમે કામ કરનાર કામણગારા,
અમે જાણીએ નહિ જરી ડોળ—હળી૦
અમે મૂંગા મૂંગા ભારને વહીએ,
નવ કરીએ બક બક બક—હળી૦
અમે ઘર લીંપીએ દઈ ઓકળીઓ,
અમ વાસણ તો ચક ચક ચક—હળી૦

*

અમે અભણ છતાં સુખદુઃખમાં
ભજી જાણીએ રામ રામ રામ—હળી૦

* * *

શ્રીમન્નારાયણના નીચેના ગીતમાં આશા ભરી છે:

બંધુ, આજ મિલ ખેલેં હોલી;
દુઃખ ભૂલ કર, ઐક્ય જગાકર,
દ્વેષ, ક્રોધ, મદ, લોભ ભગાકર,
અમલ પ્રેમ કા નાતા જોડેં,
બોલ સભી સે મીઠી બોલી—બંધુ૦
ચલો ચલેં ખેતોં કે અન્દર,
જૌ, ગેહૂં લગતે અતિ સુન્દર,
પૌદોં સે ભી પ્રીતિ કરેંગે,
વિખરા કર ઉનપર યહ રોલી—બંધુ૦
પશુ તો હૈં સાથી નિશદિન કે,
હમ ચિર ઋણી રહેંગે જિનકે,
ઉનકે પાસ ચલેં સબ મિલકર,
ગાય ખડી હૈ કૈસી ભોલી—બંધુ૦
ભારત માઁ! હમ તુઝે ન ભૂલેં,
તેરી હી ગોદી મેં ઝૂલેં,
ચાહે કૈસે કષ્ટ સતાવેં,
સદા રહે હિલ મિલ યહ ટોલી—બંધુ૦

આમ દરિદ્રનારાયણના ધ્યાનમાંથી ઉત્પન્ન થતાં અનેક જાતનાં કાવ્યો આજે લખાય છે. એમાંનાં કેટલાંકનો હેતુ દરિદ્રો પ્રત્યે સમભાવ જાગ્રત કરવાનો દેખાય છે; પણ તે આમ જનતા માટે નહિ પણ મધ્યમ તથા ઊંચા વર્ગને માટે જ ઉપયોગી કહી શકાય. ખુદ દરિદ્રોને–જો તેમનું સ્વાભિમાન જાગ્રત થતું હોય તો–પોતાનાં દારિદ્ર્યનાં રોદણાં ગાવાનું પસંદ પડે નહિ. એમને તો કાં તો દ્વેષથી ભરેલાં છતાં વર્ગવિગ્રહી ગીતો જ ગમે, અથવા દારિદ્ર છતાં આશા વધારનારાં હોય તે યોગ્ય થાય. જે એમને નિરાશા પ્રેરનારાં હોય તે એમને ગમે તોયે પ્રચાર કરવા જેવાં ન ગણાય. એટલે તે લોકપ્રિય બનાવી શકાય નહિ; તેમ બને તો તેથી કાયરતા અથવા હતાશા જ પોષાય.

૫

ભાઈ જીવણસિંહના નીચેના ચોધરી ભાષાના ગીતમાં શૌર્યનો ભાવ છે, તે સારો લાગે છે:—

બનીને વીર આમ્હાં જગે ન્યાહુંહું,
મઅહૂં કા જીતુંહું એકુજ હેય વિચાર—ટેક૦
મેદાનમાંય એઇ તુમાં આવી જાયારા,
જોર કલહ હોય તીં દેખાડા આમીં. ૧
વ્યસન મૂળથી જ ખોદી ટાકુંહું,
ખોટા ખોટા રિવાજ તાંગાડી કાઢુંહું. ૨
જુગમાંય ચાંદ જેહે ઉદી નીંગેહે,
તેંહે જ આમ્હાં ચમકી ઉઠુંહું. ૩
દુઃખ ભલે યેને સામી છાતીએ,
માર ઘણી ખુશીથી વેઠી જ લહું. ૪
જાતિ માટે જીવ ની દાહું ખુશીથી,
દુનિયામાં ય ડંકો વજાડી જાહું. ૫

સુન્દરમ્‌નું આ બાબતમાં ઠીક લક્ષ હોય એમ લાગે છે. એનાં ગીતોમાં કાયર દીનતાભરી વાણી માટે ઠેરઠેર અણગમો દેખાય છે. એવું એનું એક ગીત આપી આ લેખ પૂરો કરું છું.

ભજન આજ ગાઓ એવાં મારા ભઈ,
મરેલાં મડાં બેઠાં જાય થઈ. ટેક૦
અંધારી રાતે ઊગે સૂરજ ને દરિયામાં મારગ થાય,
પેઠેલાં મનમાં માંદા વિચારનાં ભૂતડાં ભાગી જાય. ૧
ઠંડી, નરમ કાય ઢીલી મટી જાય, ટટ્ટાર જીવડો થાય,
આતમની જ્યોત હા ઝબકે ભભકતી, કોઠામાં દીવડો થાય. ૨
કાયા ને મન ને ઢીલા અંતરનાં બંધન સૈ જાયે કપાઈ,
અંતરથી છલછળે ચેતનનું પૂર, સૈ નામરદી જાયે તણાઈ. ૩
ના રે શરણ પડે કોઈનાં શોધવાં, ન વાણી ગરીબડી વદાય,
આતમવિશ્વાસે એકલડો જીવડો વગડાને વીંધતો જાય. ૪
કોયો ભગત કહે એવાં ભજન ગાવ રગરગ જીવતી થાય,
બુઢ્ઢા બહાદુર થૈ કમર કસે ને જીવનનાં જુદ્ધો ખેલાય.* ૫



* આ બધાં ગીતો નીચેનાં પુસ્તકોમાંથી ઉતાર્યાં છેઃ
કોયા ભગતની કડવી વાણી–સુન્દરમ્–પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ.
રોટીકા રાગ—શ્રીમનારાયણ અગ્રવાલ–સસ્તા સાહિત્ય મંડલ, દિલ્હી.
ગ્રામ ભજન મંડળી—જુગતરામ દવે–નવજીવન પ્રકાશન મંદિર, અમદાવાદ.

# માનું દૂધ

[ એક પત્ર ]

બાપાલાલ ગ. વૈદ્ય

પ્રિય બહેન,

તારો પત્ર મળ્યો. મારો "બાળકોનાં પેટંટ ફૂડ્ઝ" વાળો 'પ્રસ્થાન'નો લેખ તને ગમ્યો તે જાણી મને આનંદ થયો. બીજી પણ કેટલીક સુશિક્ષિત બહેનોને ખૂબ ગમ્યો છે એ ખબર આપવામાં હું આત્મશ્લાઘા તો નથી જ કરતો. તારા પત્રમાં એક અગત્યનો મુદ્દો તેં ચર્ચ્યો છે અને તે માટે જ આ પત્ર લખવા બેઠો છું. નહિતર હાલ પત્ર લખવાની ઈચ્છા જ ન હતી.

"વિજ્ઞાને ગજબ કર્યો છે. કોલસામાંથી સુશોભિત રંગો બનાવ્યા અને ધૂળમાંથી સોનું ઉત્પન્ન કર્યું. આજ વિજ્ઞાન માતાના દૂધ જેવું દૂધ રસાયણશાસ્ત્રની મદદથી બનાવે છે. માતાના દૂધ વિના પણ આ રાસાયણિક દૂધ ઉપર બાળકો જીવી શકે. કદાચ હાલ થોડી ઉણપ હશે તે હવે થોડા વખતમાં દૂર થઇ જશે અને આપણને 'Genuine humanized milk—' માના દૂધની સરખામણીમાં ઊભું રહી શકે એવું સરસ દૂધ મળશે. આપણા લોકોએ માના ધાવણને વધારે પડતું મહત્ત્વ આપ્યું છે........"

આ મુદ્દો બરાબર છણવા યોગ્ય છે. વિજ્ઞાન માતાના દૂધની મહત્તા પિછાનતું—સ્વીકારતું નથી એ અર્ધસત્ય છે. આ યુગ વિજ્ઞાનના ટેકા સિવાયની વાતોને સ્વીકારવા તૈયાર નથી એ હું જાણું છું. પરંતુ વિજ્ઞાન હજી અપૂર્ણ છે. મનોવિશ્લેષણના ક્ષેત્રમાં વિજ્ઞાન હજી બાળક જેમ પગલીઓ માંડે છે એ તું જાણે છે. માતાના દૂધની મન પર શી અસર થાય—ચારિત્ર ઉપર શી અસર થાય તે માપવાનું યંત્ર હજી વિજ્ઞાને શોધ્યું નથી. વિજ્ઞાન તો કોલસો અને હીરો બન્નેને સરખાં જ—કાર્બન—લેખે છે. પરંતુ કોલસા અને હીરા વચ્ચેનો ભેદ આપણે જાણીએ છીએ. ડૉકટરોની લોહભસ્મ (ફેરી સલ્ફ વગેરે) અને વૈદ્યોની લોહભસ્મ રાસાયણિક રીતે સરખી છે પરંતુ તેનો દરદીના શરીર ઉપરનો પ્રભાવ ખૂબ જ સ્પષ્ટ–ભિન્ન જણાય છે. વૈદ્યોની લોહભસ્મમાં એવું તે કયું તત્ત્વ પ્રવેશે છે (વનસ્પતિના રસોની ભાવનાઓ અને પુટો આપવાને લીધે) તે નક્કી કરવા વિજ્ઞાન પાસે સાધન નથી. હીરો અને કોલસો બન્ને જેમ કાર્બન ખરા, બન્ને લોહભસ્મો જેમ 'ફેરી સલ્ફ' ખરી—પરંતુ તે વચ્ચેનું પાર્થક્ય જેવું તેવું નથી. માતાના ધાવણ સાથે બરાબર મળતું આવે એવું દૂધ વિજ્ઞાન બનાવે છે—બનાવશે એમ માની લઇ આપણે આગળ ચાલીએ તો પણ તે બન્નેનો સૂક્ષ્મ પ્રભાવ—મન અને શરીર ઉપરનો—ખૂબ જ લાક્ષણિક હોવાનો–બન્ને વચ્ચેનો તફાવત ખૂબ જ હોવાનો એ નિર્વિવાદ વાત છે. વિજ્ઞાનની મદદથી જ આ વાત સમજાવવા પ્રયત્ન કરીશ.

બાળકોના ખોરાક વાળા લેખમાં મેં કહ્યું છે કે 'A truly humanized milk is a chemical impossibility'—માના ધાવણની અવેજીમાં આવે એવું એક પણ કૃત્રિમ ખાદ્ય રાસાયણિક અશકયતા છે. આ અશકયતા તને સમજાવવા જરા વિષયનિરૂપણમાં મારે ઊંડું ઊતરવું પડે તો તું ક્ષમ્ય ગણીશ.

પ્રસવ પછી બીજે અઠવાડિયે લીધેલ માના દૂધનું પૃથક્કરણ નીચે મુજબ છેઃ—

| | | |
|---|---|---|
| વિશિષ્ટ ગુરુત્વ | ૧૦૩૨ | |
| જલીય અંશ | ૮૭•૭૫ | ટકા |
| ઘન પદાર્થ | ૧૨•૨૫ | ,, |
| નત્રિલ | ૧•૬૨ | ,, |
| સ્નેહ | ૩•૧૪ | ,, |
| દુગ્ધ-શર્કરા | ૬•૨૬ | ,, |
| ખનિજ ક્ષારો | ૦•૨૭ | ,, |
| નિંબ્વમ્લ (સાઈટ્રીક એસીડ) | ૦•૦૫ | ,, |
| અજાણ્યુ સત્ત્વો Unknowu Extractives | ૦•૯૧ | ,, |

પ્રતિકાર્ય—Reaction—અમ્લપ્રતિયોગી—alkaline.

ઉપરના પૃથક્કરણ પરથી જણાય છે કે દૂધમાં નત્રિલ જુજ છે જ્યારે Extractives ઠીક ઠીક છે. આ Extractivesને પહેલાં પ્રોટિન ભેગું ગણવામાં આવતું. (નાઈટ્રોજન વિશિષ્ટ માનીને) પરંતુ તે ઠીક ન હતું.

નોખે નોખે વખતે ધાવણનું પૃથક્કરણ કરવામાં આવ્યું છે અને તે નિમ્નદર્શક તાલિકા બતાવે છેઃ—

| પ્રસવ પછી | નત્રિલ | સ્નેહ | સાકર |
|---|---|---|---|
| ૫ દિવસે | ૨•૦૦ | ૩•૨ | ૬•૪૨ |
| ૯ ,, | ૧•૭૩ | ૩•૭ | ૬•૭૩ |
| ત્રીજે ચોથે અઠવાડિયે | ૧•૩૭ | ૩•૬ | ૭•૧૧ |
| પાંચથી છઠ્ઠે અઠવાડિયે | ૧•૩૦ | ૪•૦ | ૭•૧૧ |
| સાતથી આઠમે મહિને | ૧•૨૧ | ૪•૦ | ૭•૧૧ |

આથી જણાશે કે બાળક જેમ વધે છે તેમ માના ધાવણમાં નત્રિલનું પ્રમાણ ઘટે છે અને ખાંડનું પ્રમાણ ખૂબ વધે છે. સ્નેહનું પ્રમાણ પણ ધીમે ધીમે વધે છે. આ વધના પ્રમાણમાં બાળકના શરીરનું વજન પણ વધવા પામે છે. શરૂઆતમાં બાળકનું વજન દરરોજ ઠીક ઠીક વધે છે જ્યારે અઢીત્રણ મહિના પછી તેટલું વજન હંમેશ વધતું નથી.

બાળક વધે છે તેમ માનું ધાવણ બહુ સારવાન બનતું નથી, પરંતુ પ્રમાણમાં તે ઠીક ઠીક વધે છે—Qualityમાં નહિ પણ Quantityમાં વધે છે. નીચેનું કોષ્ટક જોવાથી આ વાતની ખાતરી થશેઃ—

## બાળકને દરરોજ કેટલું દૂધ જોઈએ તે દર્શાવતું કોષ્ટક

| સમય | દર વખતે કેટલું દૂધ પીવે તે | આખા દિવસમાં કેટલું દૂધ જોઈએ તે |
|---|---|---|
| ૧લું અઠવાડિયું | ૪૦ થી ૫૦ ગ્રામ | ૨૯૧ ગ્રામ[1] |
| ૨ જું ,, | ૮૦—૯૦ ,, | ૫૪૯ ,, |
| ૩ જાથી ૪ થું ,, | ૮૫-૧૧૦ ,, | ૫૯૦ થી ૬૫૨ ,, |
| ૫ થી ૮ મું ,, | ૧૨૦-૧૩૫ ,, | ૬૮૭થી ૮૦૪ ,, |
| ૯ થી ૧૨ મું ,, | ૧૪૦ ,, | ૮૧૫થી ૮૨૮ ,, |
| ૧૩ થી ૧૬ મું ,, | ૧૫૦ ,, | ૮૫૨ થી ૮૯૩ ,, |
| ૧૭ થી ૨૦ મું ,, | ૧૫૫ ,, | ૯૦૨ થી ૯૪૭ ,, |
| ૨૧ થી ૨૪ મું ,, | ૧૬૦ ,, | ૯૫૬ થી ૯૮૦ ,, |

માતાનું ધાવણ આવી રીતે વધતું જાય છે અને બાળક પણ દિન પર દિન થોડું થોડું ધાવણ વધારાનું લેતું જ જાય છે. સાધારણ તંદુરસ્ત બાળકને દિવસમાં—

૧ થી ૪ અઠવાડિયાંમાં હમેશાં ૬૦૦ ગ્રામ ધાવણ જોઈએ
૨ થી ૪ ,, ,, ૮૦૦ ,, ,,
૫ થી ૭ ,, ,, ૯૫૦ ,, ,,

સાધારણ રીતે તંદુરસ્ત બાળક દિવસમાં-૨૪ કલાકમાં-૮ વખત ધાવે છે. એટલે દરેક વખતે ૨-૩ કલાકને આંતરે દર સ્તનમાંથી

૧ થી ૪ અઠવાડિયાં સુધી ૪૦ ગ્રામ ધાવણ જોઈએ
૨ થી ૪ ,, ,, ૫૫ ,, ,,
૫ થી ૭ ,, ,, ૬૫ ,, ,,

આમ વખત સાથે ધાવણ પણ વધતું જ જાય છે અને કુદરતી રીતે બાળક પણ વધારે પીતું જાય છે અને વધતું જાય છે.

હવે માના ધાવણના પ્રતિનિધિ તરીકે જે દૂધ વાપરવામાં આવે છે તે આપણે જોઈએ.

### ૧૦૦ ગ્રામ દૂધમાં આટલાં તત્ત્વો હોય છે

| | નત્રિલ | સ્નેહ | સાકર | ખનિજ | બીજાં નત્રિલ વિશિષ્ટ અને અજાણ પદાર્થો |
|---|---|---|---|---|---|
| માનું ધાવણ | ૦.૯ | ૩.૫૨ | ૬.૭૫ | ૦.૧૯ | ૦.૬ |
| ગાયનું દૂધ | ૩.૦ | ૩.૫૫ | ૪.૫૧ | ૦.૭૦ | ૦.૩ |
| બકરીનું ,, | ૨.૮ | ૩.૪૦ | ૩.૮૦ | ૦.૯૫ | — |
| ઘોડીનું ,, | ૧.૯ | ૧.૦૦ | ૬.૩૩ | ૦.૪૫ | ૦.૪૯ |
| ગધેડીનું ,, | ૧.૬ | ૦.૯૩ | ૫.૬૦ | ૦.૩૬ | — |

માના ધાવણ સાથે કોઈ પણ દૂધ મળતું આવતું નથી એ આ ઉપરથી સમજાશે: આ દરેક દૂધ પીનારના બચ્ચાંને વજનમાં ડબલ વધતાં—થતાં કેટલો વખત લાગે છે તે જોઈએ.

1. ૧ ગ્રામ=૧૫ ગ્રેન (૧ ગ્રેન=ાા રતી) એટલે ૧ ગ્રામ=ર‌ાા વાલ.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| માના ધાવણ | ઉપર | ૧૮૦ | દિવસમાં | બાળક | વજનમાં | બમણું થાય. |
| ઘોડીના | દૂધ ,, | ૬૦ | ,, | વછેરું | ,, | ,, |
| ગાયના | ,, ,, | ૪૭ | ,, | વાછરું | ,, | ,, |
| બકરીના | ,, ,, | ૧૯ | ,, | બચ્ચું | ,, | ,, |
| ડુક્કરના | ,, ,, | ૧૮ | ,, | ,, | ,, | ,, |
| ઘેટીના | ,, ,, | ૧૦ | ,, | ,, | ,, | ,, |
| બીલાડીના | ,, ,, | ૯॥ | ,, | ,, | ,, | ,, |
| કુતરીના | ,, ,, | ૮ | ,, | ભટોડિયું | ,, | ,, |
| સસલીના | ,, ,, | ૭ | ,, | સસલાનું બચ્ચું | ,, | ,, |

વિદ્વાનો માને છે કે માના ધાવણ સાથે ગધેડીનું દૂધ વધુ મળતું આવે છે. પરંતુ ગધેડીનું દૂધ સ્નેહ–fat–માં ઘણું અપૂર્ણ (very poor) છે. વળી ગધેડીનું દૂધ સાધારણ રીતે સહેજ રેચક છે. ગધેડીના દૂધમાં કેસીનોજીન વધુ છે અને આલ્બ્યુમીન જુજ છે, જ્યારે માના ધાવણમાં આલ્બ્યુમીન વધુ છે અને કેસીનોજીન અલ્પ છે. માના ધાવણનું reaction alkaline છે. પ્રતિકાર્ય અમ્લપ્રતિયોગી છે જ્યારે ગધેડીનું દૂધ સહેજ અમ્લ છે. ઘોડીના દૂધમાં ખૂબ ખાંડ છે, બાકી ઘેટીના દૂધને તે મળતું છે. બકરીનું દૂધ જલદ 'Strong milk' છે જેથી બાળકોને બહુ માફક નથી આવતું. એટલે હવે બાકી રહે છે ગાયનું દૂધ. બધા કરતાં ગાયનું દૂધ વધુ અનુકૂળ પણ છે. પરંતુ માના ધાવણનું રીએકશન–પ્રતિકાર્ય –અમ્લપ્રતિ–યોગી છે, જ્યારે ગાયના દૂધનું પ્રતિકાર્ય અમ્લ છે. ગાયના દૂધમાં નત્રિલ, ખનિજ ક્ષારો અને કંઈક અંશે ચરબી વધુ હોય છે, જ્યારે માના ધાવણમાં સાકરનું પ્રમાણ વધુ છે. આ તફાવતને લીધે વાછરડું બાળક કરતાં વજનમાં ઘણું વધે છે. સ્ત્રીના ધાવણમાં **લીસીથીન** (મગજ માટે ઉપયોગી તત્ત્વ) વધુ છે, ગાયના દૂધમાં ઘણું કમી છે. માતાના ૧૦૦ ભાગ દૂધના નત્રિલમાં લીસીથીન ૩.૫ ટકા હોય છે, જ્યારે ગાયના તેટલા જ દૂધના નત્રિલમાં ફક્ત ૧.૪ ટકા લીસીથીન છે. વાછરડા કરતાં બાળકનું મગજ ભારે હોય છે એનું કારણ આ જ હશે એમ વિદ્વાનો માને છે.

ગાયના દૂધમાં કેસીન ચાર ભાગ અને આલ્બ્યુમીન એક ભાગ છે, જ્યારે માના ધાવણમાં આ બન્ને સમાન છે. વળી ગાયનું કેસીન અને સ્તન્યનું કેસીન બન્ને જુદી જાતનાં છે. ગાયના કેસીનમાં પાચનક્રિયાને અંતે 'પેરાનક્લીન' નામનું ન પચી શકે એવું residue–અવશેષ રહે છે, જ્યારે માના ધાવણમાં કંઈ પણ રહેતું નથી. માનું ધાવણ સુપાચ્ય છે, ગાયનું દૂધ એટલું સુપાચ્ય નથી. વળી ધાવણના કેસીનોજનમાં ગંધકનું પ્રમાણ વિશેષ છે જ્યારે ગાયના કેસીનમાં ગંધકનું પ્રમાણ ઘણું ઓછું છે. કેસીનોજન એકલાની 'બાયોલોજિકલ વેલ્યુ' કેસીનોજન અને લેક્ટાલ્બ્યુમીનના મિશ્રણ કરતાં ઓછી છે.

ધાવણ (સ્તન્ય)ના સ્નેહમાં ઓલીક અસિડ (oleic acid) વધુ છે અને મેલ્ટિંગ પોઈન્ટ અલ્પ છે એથી એ ગાયના સ્નેહ કરતાં વધુ સુપાચ્ય છે. સ્તન્ય–સ્નેહના સ્નેહકણો (fat globules) અતિ સૂક્ષ્મ છે જ્યારે ગોદૂધ–સ્નેહના [illegible] છે. ગાયના સ્નેહમાં Volatile fatty acids છે [illegible]

ખનિજ ક્ષારો લઈએ તો એમાં પણ ધાવણ અને ગાયના દૂધમાં અગત્યનો તફાવત છે. સ્ત્રીસ્તન્યમાં કેલ્સીયમ્ અને ફૉસ્ફરસ છે પરંતુ સ્તન્ય-ફૉસ્ફરસ ૭૫ ટકા લીસીથીન રૂપમાં છે જ્યારે ગાયના દૂધના ફૉસ્ફરસમાં લીસીથીન ફક્ત ૫ ટકા જ છે. માના ધાવણમાં જે ફૉસ્ફરસ છે તેમાં ૪૧ ટકા જેટલો Phospho carnic acidના રૂપમાં છે જ્યારે ગાયના દૂધના ફૉસ્ફરસમાં ફક્ત ૬ ટકા Phospho carnic acid છે. ટૂંકમાં કહીએ તો, ધાવણનું ફૉસ્ફરસ organic (કાર્બન રાસાયણિક) હોઈ તે વનસ્પતિના પ્રત્યંકુર (embryo)ને અથવા તો ઈંડાની પીળી દાળ (yolk) સાથે વધુ મળતું આવે છે. ઑર્ગૅનિક ફૉસ્ફરસ સુપાચ્ય છે જ્યારે ગાયના દૂધનો ફૉસ્ફરસ inorganic હોઈ તે દુષ્પાચ્ય છે. સ્તન્ય અને ગાયના દૂધ વચ્ચેનો આ તફાવત અતિ અગત્યનો છે.

વળી ગાયના દૂધ કરતાં સ્ત્રીના ધાવણમાં લોહ વધારે છે. ધાવણમાં લોહનું પ્રમાણ અત્યલ્પ છે એ ધ્યાનમાં રાખી બન્ને વચ્ચેના તફાવતની દૃષ્ટિએ જોઈએ તો ગાયના દૂધ કરતાં ધાવણમાં વધારે લોહનું પ્રમાણ છે.

ગાયના દૂધમાં ધાવણ કરતાં કેલ્સીયમ ૭ ગણો છે અને એસિડ ત્રણ ગણો છે. આથી જ ગાયના દૂધનાં કોકડાં બાઝે છે. ધાવણ પર રહેનારાં બચ્ચાંના ઝાડામાં ખનિજ ક્ષારો ઓછા હોય છે, ગાયના દૂધ પર રહેનારાં બાળકોના મલમાં ખનિજ ક્ષારો વધુ હોય છે.

માનું ધાવણ બીજાં બધાં દૂધોથી કેટલે અંશે ભિન્ન છે, ગાયના દૂધમાં અને ધાવણમાં કયી જાતનું પાર્થક્ય છે તે આથી તને સમજાશે. આમ છતાં વિજ્ઞાન Humanized milk—માના ધાવણને મળતું દૂધ—બનાવવાનો દાવો કરે છે. Humanized milkનું પૃથક્કરણ માના ધાવણના પૃથક્કરણ સાથે સરખાવતાં આપણને લગભગ સરખું જણાશે—જણાય છે અને છતાં ય આ વિષયના વિદ્વાનોનું કહેવું છે કે "Genuine humanized milk is a chemical impossibility." એ વાત તદ્દન ખરી લાગે છે.

પરંતુ કાલે વિજ્ઞાન બરાબર ધાવણને મળતું એવું Humanized milk, ધારી લે કે, બનાવશે તો પણ તે બન્નેનો પ્રભાવ જીવન * ઉપર એકસરખો નહિ જ હોય. અલબત્ત, સ્થૂલ દૃષ્ટિએ Humanized milk ઉપર બાળક બરાબર વધશે, તેનું શરીર પણ સરસ થશે પરંતુ બાળકના મન ઉપર તેની અસર માના ધાવણ કરતાં જુદી જ થશે એમ મને તો લાગે છે. આ વિષય ઉપર વિશ્વવિખ્યાત માનસશાસ્ત્રજ્ઞ ડૉ. મેક્ડુગલનાં નીચેનાં વાક્યો ધ્યાનાર્હ છે:

---

* શરીર, ઇંદ્રિયો, સત્ત્વ (મન) અને આત્માના સંયોગને જ ચરકે જીવન માન્યું છે. "शरीरेन्द्रिय सत्त्वात्मा संयोगोधारि जीवितम् ॥" મન ઉપર શી અસર થાય છે તે માપવાનું યંત્ર હજી શોધાયું નથી. નીચેનો ફકરો વાંચવા યોગ્ય છે:

Ludoviciના *Man an Indictment* નામના પુસ્તકમાંનો નીચેનો ફકરો જુઓ:—

"The effect of artificial feeding is twofold: it impairs not only the child's body but probably its mind as well; for the natural maternal secretion in humans contains elements for the nourishment of the large and rapidly growing brain of the infant, which any lactic product other than human milk does not provide in the same quantities." P. 163–164.

"...If we recognize, as we must, that the central and essentia tendency of all love, is, not the sex tendency, but the tender protectiv tendency whose primary function is the care of the infant, then we ma see, that the theory of the œdipus complex contains a profound truth i a gravely distorted form, the truth, namely that the nursing of the infan by the mother lays the foundation of all the child's later love for hei and brings into activity, by sympathetic induction, the infant's capacity fo tenderness, prepares it for all later developments of character in which th tender impulse plays a central note, all sentiments of love, pity and reverence all gentleness and considerations, all good manners and good morals.

"I do not assert that an infant deprived of this first great gift ca never develop any such sentiments or display such qualities. I insis merely that all that side of character, is apt to be starved and poorl developed. I suggest that a whole nation brought up on the bottle woul show a coarsening of manners, a coldness and hardness in all relation a lack of the refining influence of tender feelings, the successful cult c which has been a chief service of Christianity to the world."

(*Character and the Conduct of Life*, 3rd. edition, 192 Pp. 50–51; by Prof. William McDougall M. B, F. R. S.

અર્થાત્ મનુષ્યજીવનના ઉદાત્ત ભાવો પ્રેમ, ભક્તિ, દયા, ગુરુપૂજા, વિનમ્રતા, સદાચા વિવેકબુદ્ધિ—આ બધાંનું ઉદ્દગમસ્થાન અથવા કેન્દ્ર માતાનું ધાવણ છે. પ્રેમનું ઉદ્દગમસ્થા જાતીય વૃત્તિમાં નહિ પરંતુ માતાના શિશુ તરફના કોમળ અને સંરક્ષક ભાવમાં છે. હું ન કહેતો કે માના ધાવણ—'પ્રથમ મહાન બક્ષિસ'—થી વંચિત રહેલ બાળકોમાં ઉપરોક ઉદાત્ત ભાવો નહિ જોવામાં આવે કે તેઓ નહિ દર્શાવી શકે, હું તો એટલું જ કહું છું ચારિત્રની આ ઉમદા બાજુ પૂરેપૂરી વિકસિત નહિ થઈ શકે અથવા અપૂર્ણ વિકસિત થ હું સૂચવું છું કે કોઈ આખો દેશ જ્યારે *શીશીનાં* દૂધ ઉપર જ પોતાનાં બાળકોને ઉછેર ત્યારે ત્યાંની પ્રજામાં આચારની ઉત્કૃષ્ટતા નહિ સંભવે, તેના દરેક જાતના વ્યવહાર કર્કશતા અને કૃપણતા જણાશે, કોમળ ભાવોથી નિષ્પન્ન થતી રસવૃત્તિઓનો હ્રાસ થ અને માનવતા ઊર્ધ્વગામી થતી અટકશે[1]:

આપણા મહાકવિ ન્હાનાલાલે એક જ લીટીમાં આ ભાવ સરસ રીતે વ્યક્ત કર્યો છે:

"તનને પાજો ગાવડીનું દૂધ
મનને પાજો માવડીનું દૂધ."

વાહ, વાહ! કવિની આર્ષ દૃષ્ટિએ સત્ય બરાબર લિપિબદ્ધ કર્યું છે. ગાવડીનું દૂધ ત પાવા માટે સરસ છે, પરંતુ મનને પાવા માટે તો માવડીનું દૂધ જ ઉત્તમ છે. રાષ્ટ્રના મ પાંગરવું હોય તો માવડીના દૂધ વિના નહિ ચાલે.

---

૧. સ્વ. રમણભાઈ 'રાઈનો પર્વત'માં યોગ્ય જ કહે છે:
"માતૃત્વ પ્રભુએ સર્જ્યું, ઉપજાવ્યો મોટો ઝરો
કૃતજ્ઞતા, દયા, સ્નેહ, સિંચાતાં નહિ તે વિના."

શ્રી. મેઘાણી કહે છેઃ—

જનનીના હૈયામાં પોઢંતાં પોઢંતાં
પીધો કસુંબીનો રંગ,
ધોળાં ધાવણ કેરી ધારાએ ધારાએ
પામ્યો કસુંબીનો રંગ.

ધાવણની બાળકના શરીર પર થતી અસર માટે આથી વધારે શક્તિશાળી કાવ્ય મારા જોવામાં નથી આવ્યું. 'ધોળાં ધાવણ કેરી ધારાએ' જનનીના અંકમાં પોઢેલો બાળક અજબ ચૈતન્ય પામે છે અને કસુંબીના રંગ જેવું લાલચોળ બદન બનાવે છે. ધાવણની શ્વેત ધારામાં જ કસુંબીનો રંગ સંતાડી શક્યો લાગે છે. માતાના અંકમાં કિલકિલાટ કરતું ગુલાબી ગાલવાળું બાળક કયા કવિને મસ્ત નથી બનાવતું?

આપણાં લોકગીતોમાં માતાના ધાવણનો મહિમા ઠીકઠીક પ્રતિબિંબિત થયો છેઃ—

ઘુઘરીઆળી વેલ્યમાં નાની વહુ આવે
ખોળામાં બાવન બેટડો ધવરાવતી આવે
દૂધે ભરી તલાવડી નવરાવતી આવે.

ઘુઘરીઆળી વ્હેલ્યમાં નાની વહુઓ, પિયર સુવાવડ સૂવા ગઈ હોય ત્યાંથી, બાવન બેટડાને ખોળામાં ધવરાવતી ધવરાવતી સાસરે આવતી. હાલ તો ઈન્દ્રભુવનના ભભકાને ભુલાવે એવી સુંદર ઈસ્પિતાલોમાંથી ગોરી વહુઓ ઘેર આવે છે! પરંતુ 'દૂધે ભરી તલાવડી' જોવામાં નથી આવતી, ધાવણના દુકાળ જોવામાં આવે છે. સ્તનમાંથી ધાવણની ધારા-શેર ફૂટતી અને બાળક એ અમૃતપાન પી મસ્ત બનતું. હાલ પહેલે જ દિવસથી ધાવણ વધારવાની દવાઓની શીશીઓ પીવા છતાંય 'તલાવડીઓ' સુકાઈ ગઈ હોય એમ લાગે છે. બાળકને જોતાં વેંત જ[1] સ્તનમાંથી દૂધની ધારા છૂટતી, બાળક ધરાઈ ને સ્તન છોડી દેતું અને ધાવણ વધારાનું વહી જતું. 'દૂધે ભરી તલાવડીઓ', 'બાવન બેટડો', 'ધવરાવતી' અને 'નવરાવતી'— આ બધા શબ્દોમાં કેટલો પ્રાણ ભર્યો છે? કોઈ આધુનિક કવિને આ કાવ્ય નહિ સ્ફુરે; કારણ કે કવિનું કાવ્ય તેની આસપાસના વાતાવરણમાંથી પ્રગટે છે. "કિનખાબનાં ઘોડિયાં અને હીરની દોરીઓ"નો હું શોક નથી કરતો, પરંતુ આપણી નવમાતાઓ, તેમનાં શિશુઓ, તેમની સ્તન્યસંપત્—એ બધું જોઈ ને શોક જરૂર થાય છે જ. ગૂજરાતના ચિકિત્સકોએ આનાં કારણો શોધવાં જોઈએ. 'ચંદનની ડાળ જેવી ગુજરાતણ' કેમ કરમાતી જાય છે? એની સ્તન્યસંપત કેમ આમ શુષ્ક થઈ ગઈ છે? એનાં બાળકોના બદન ઉપર કસુંબલ રંગ કેમ નથી જણાતો? ગૂજરાતની અસ્મિતાનાં ગીતો ગાનારા, ઓ વિદ્વાનો! બોલો, આમ કેમ છે?

---

૧. ભાવમિશ્ર કહે છેઃ—

पयः पुत्रस्य संस्पर्शात् दर्शनात् स्मरणात् अपि ।
ग्रहणादप्युरोजस्य शुक्रवत्संप्रवर्तते ॥
स्नेहो निरन्तरस्तस्य प्रवाहे हेतुरुच्यते ॥ पूर्वखंड—प्र. ३

અર્થઃ—

પુત્રના સ્પર્શથી, તેના દર્શનથી, તેના સ્મરણ માત્રથી, અથવા બાળકના સ્તન-સ્પર્શમાત્રથી જ માતાના સ્તનમાંથી ધાવણની ધારા છૂટે છે. ધાવણનો આ જાતનો પ્રવાહ માતાના સ્નેહ ઉપર નિર્ભર છે.

ધાવણુ (સ્તન્ય)ની વ્યાખ્યા ભાવમિશ્રે નીચે પ્રમાણે આપી છેઃ—

रसप्रसादो मधुरः पक्वाहारनिमित्तजः ।
कृत्स्नाद्देहात्स्तनौ प्राप्तः स्तन्यमित्यभिधीयते ॥

ખાધેલો ખોરાક બરાબર પચી ગયા પછી જે મધુર રસ—પ્રસાદ—રસનો સાર થાય છે તે સાર સમસ્ત દેહમાંથી સ્તનોમાં આવે છે ત્યારે તે સ્તન્ય=ધાવણુ તરીકે ઓળખાય છે.

અને ધાવણુ બરાબર નહિ આવવાનાં કારણોઃ

अवात्सल्यात् भयात् शोकात् क्रोधात् अत्यपतर्पणात् ।
स्त्रीणां स्तन्यं भवेत् स्वल्पं गर्भान्तर विधारणात् ॥

બાળક તરફ પ્રેમનો ઉમળકો આવતો ન હોય તેથી, ભયથી, શોકથી, ક્રોધથી, અતિ અપતર્પણુ (deficiency in diet)થી અને ગર્ભ રહી જવાથી—સ્ત્રીઓનું ધાવણુ અતિ અલ્પ થઈ જાય છે.

આજની માતાઓને આ કારણો લાગુ પડી શકે એવાં છે? આ સાથે નીચેનો ફકરો સરખાવવા જેવો છેઃ—

"The process of lactation with the whole of the duties it involves, besides being a physiological need and pleasure to the female, is also a function rooted in the instincts, emotions and mental powers resulting from the particular sex-role. ...Where the milk supply is poor there is less maternal attachment than when it is copius..."

સ્તન્યપાન અવસ્થા એ સ્ત્રી માટે આનંદપ્રદ અને સ્ત્રીજીવનને સમુન્નત બનાવનાર વિધિ છે. સ્તન્યપાન સાથે સ્ત્રીજીવનના અનેક પ્રશ્નો સંકળાયેલા છે. સ્ત્રીની લાગણીઓ, માનસિક સ્થિતિ, ભાવો, સંકલ્પો વગેરે સાથે તેને ગાઢ સંબંધ છે. ધાવણુ ન ઊતરે અથવા અલ્પ ઊતરે એ સ્થિતિ માતૃત્વની અપૂર્ણતાસૂચક છે. બાળકને જોતાં જે માતાના સ્તનમાંથી ધાવણુની સેર ન ફૂટે તે 'માતા' નામને લાયક ખરી?

વર્ડ્ઝવર્થે એક અતિ સુંદર કાવ્યદ્વારા સ્તન્યપાનનો મહિમા, તેથી નિષ્પન્ન થતો માતાનો આનંદ વર્ણવ્યો છેઃ

Suck, little babe, oh suck again!
It cools my blood, it cools my brain
Thy lips, I feel them, baby, they
Draw from my heart the pain away.

Oh! press me with thy little hand
It loosens something in my chest
About that tight and deadly hand
I feel thy little fingers prest.

ભાવાર્થ—

ઓ મારા નાના બાળ! તું મને ફરીથી ધાવ:
તેથી મારું લોહી ઠંડું પડે છે, મારું મગજ શાંત રહે છે:

તારા હોઠનો સ્પર્શ મારા હૃદયમાંથી દુઃખ હરી લે છે.
ઓ મારા બાળ! તારા નાના નાજુક હાથથી
તું મારી છાતીને જોરથી દબાવ. *
તેથી મારી છાતીમાંથી કંઈક છૂટું પડતું લાગે છે
તારી નાજુક આંગળીઓનો સ્પર્શ મને પુલકિત કરે છે.

નિર્મળ! માના દૂધનાં ગુણગાન કેટલાં ગાઉં? કોઈ પણ રાસાયણિક દૂધ માના દૂધની સરખામણી નહિ જ કરી શકે. ગાયનું દૂધ જે સ્વાભાવિક રીતે સૌ દૂધોમાં શ્રેષ્ટ છે, છતાં ય તે પણ માના ધાવણની સરખામણીમાં બાળક માટે તો ઊતરતું જ છે.

"નિરોગી ધાવણ કેવું હોય?" આ તારા પ્રશ્નનો ઉત્તર હવે આપું. ચરક નિરોગી ધાવણ કેવું હોવું જોઈએ તે વર્ણવતાં કહે છેઃ

स्तन्यसम्पत्तु प्रकृतवर्णगन्धरसस्पर्शमुदपात्रे अवदुह्यमानमुदकं
व्येतिप्रकृतिभूतत्वात्तत् पुष्टिकरमारोग्यकरं चेति स्तन्यसम्पत् ॥

ચરક. શા. સ્થા. અ. ૮

શુદ્ધ ધાવણનો રંગ, ગંધ, રસ, સ્પર્શ વગેરે બધું જ સ્વાભાવિક હોય (ધાવણનો રંગ સફેદ, સહેજ ભુરાશ લેતી છાંયવાળો હોય છે. ગંધ તો હોય જ નહિ, રસ ૭ રસ પૈકીમાંથી કોઈ પણ રસ બહાર પડતો ન હોવો જોઈએ. સ્પર્શથી ચીકાશ વગેરે ન હોય.) શુદ્ધ ધાવણ કાચના વાસણમાં પાણી ભરી તેમાં નાખીને જોવાથી તુરત જ તે પાણીમાં મળી જાય છે. આવું ધાવણ પુષ્ટિ કરનાર, આરોગ્ય આપનાર અને નિરોગી ગણાય છે. (ચરક)

જો ધાવણ પાણીમાં તરત મળી ન જતાં, દોરા દોરા થઈ નીચે બેસતું હોય (तन्तुमत् उदपात्रे अवसीदति), સ્પર્શથી તે સહેજ ચીકાશ લેતું, ઘાડું, દેખાવમાં અત્યંત સફેદ, સ્વાદમાં મધુર—મીઠું લાગે તો સમજવું કે ધાવણ ભારે છે. વૈદ્યો કહે છે કે એ ધાવણ કફ કરનારું છે. બહેન! તું જાણે છે કે આપણાં ઘણાં બચ્ચાંને હાલ કફના રોગો—વરાધ, સસણી વગેરે—જોવામાં આવે છે; અને ઘણાં બાળકો તેથી મરે પણ છે. આવાં બચ્ચાંની માતાનું ધાવણ તું આ સાદી રીતથી તપાસીશ તો તને જણાશે કે ધાવણ ઉપર કહ્યું તેવું ભારે, દુર્ગંધી, અતિશ્વેત, પાણીમાં તંતુ તંતુ થઈ બેસી જનારું હશે. હું પૂરી ગંભીરતાથી અને વૈદ્ય તરીકેના વર્ષોના અનુભવ પછીથી તને કહું છું કે આજની આપણી કોમમાંથી એંસી માતાઓનું ધાવણ આવું હોય છે. તારે ખાતરી કરવી હોય તો કરી જોજે. અને આથી જ આપણાં બચ્ચાંને અનેક વખત કફ થઈ આવે છે. ઊલટી અને ઝાડા વાટે આવો કફ પ્રત્યક્ષ જોવામાં આવે છે. ઘણી વખત વરાધ (બ્રોંકાઈટીસ), સન્નિપાત જ્વર (ન્યુમોનિયા), વગેરે રોગો થતા જોવામાં આવે છે. આમ થવાનું કારણ માતાનું દૂધ હોય છે.

આથી વિરુદ્ધ કેટલાંક બાળકો ફીક્કાંફસ, સુકલકડી, નિસ્તેજ જણાય છે. આવી માતાનું ધાવણ પરીક્ષા કરવાથી (ઉપલી જ રીતે, પાણીમાં નાખીને જોવાથી) ફીકું, લુખ્ખું, સહેજ

* કામશાસ્ત્રવેત્તાઓ ગર્ભાશય અને સ્તનના સંબંધ વિષે ઘણો સારો પ્રકાશ પાડે છે.

તૂરું, કોઈ ખાસ ગંધ વિનાનું, રુક્ષ, ફીણવાળું, વિશેષ પ્રવાહી, તૃપ્તિ કરનારું નહિ એવું જણાય છે. આનું વાતલ ધાવણ ધાવનારાં બાળકો શરીરે સુકાં અને નિસ્તેજ હોય છે.

આધુનિક વૈદ્યકશાસ્ત્ર વાતપિત્તકફને માનતું નથી. એક દિવસ જરૂર માનશે જ. આ સાદી ધાવણની પરીક્ષા મહાભયમાંથી આપણને ઉગારી લે તેવી છે. મેં ઘણી માતાઓનાં ધાવણો તપાસ્યાં છે અને મને તદ્દન નિરોગી એવું ધાવણ બહુ ઓછી વખત જોવા મળ્યું છે.

આવાં ધાવણ સુધારવા શું કરવું એની વિગતમાં હું અહીં નહિ ઊતરું; પરંતુ એક વાત પર તારું લક્ષ્ય ખેંચવું યોગ્ય ધારું છું. બચ્ચું સુક્કું રહેતું હોય અથવા તેનું શરીર ઠીક ન રહેતું હોય તો માતાના ધાવણમાં પોષણકારી તત્ત્વોની ખામી છે એવા ઉતાવળા નિર્ણય પર આવવાની જરૂર નથી. ઘણી વખત માતાનું ધાવણ ખૂબ જ rich—પોષક તત્ત્વોથી પરિપૂર્ણ—હોવા છતાં ય બાળકો દુર્બળ દેખાય છે. (આયુર્વેદની દૃષ્ટિએ આવાં ધાવણ વાતલ કહી શકાય ખરાં.) આનું કારણ દુર્બળ બાળક વધુ ધાવણ ખેંચવા જેટલું સશક્ત ન હોય એ પણ હોય. ધાવણ ખૂબ જ rich—પોષક તત્ત્વોથી પૂર્ણ—હોય છતાં ય જે બાળકો અશક્ત જણાતાં હોય તેમાં માતાના ધાવણનો દોષ કાઢતાં પહેલાં વારસામાં મળેલી નબળાઈ (congenital feebleness) તરફ પણ ધ્યાન આપવું જોઈએ.

जीवनं बृंहणं सात्म्यं स्नेहनं मानुषं पयः ॥
नावनं रक्तपित्ते च तर्पणं चाक्षिशूलीनाम् ॥ (चरक)

અર્થઃ—

માનું ધાવણ જીવનપ્રદ, બૃંહણ (હૃષ્ટપુષ્ટ થવાય એવું), સૌને માફક આવે એવું, સ્નેહન કરનાર (લુખ્ખું નહિ પરંતુ lubricating) છે. રક્તપિત્તમાં (જે રોગમાં નાક, મોં, કાન વગેરે ઉપરના ભાગોમાંથી તેમજ ગુદા, મૂત્રમાર્ગ વગેરે ભાગમાંથી લોહી પડે તે રોગ) ધાવણનાં ટીપાં નાકમાં નંખાય છે અને આંખના દુખાવામાં ધાવણ આંખમાં ભરાય છે. અર્થાત્ રક્તપિત્ત અને આંખના રોગોમાં ધાવણ હિતકર છે.

માનું ધાવણ ધાવીને જ બચ્ચું મોટું થાય છે. દૂધ એ સંપૂર્ણ ખાદ્ય પદાર્થ છે એથી જ એ જીવનપ્રદ ગણાય છે.

હવે તારો છેલ્લો પ્રશ્નઃ—

"માતાના ખોરાકની અસર ધાવણા બાળક ઉપર કેટલે દરજ્જે થતી હશે?–આપણા લોકો તેને અતિમહત્ત્વ આપે છે જ્યારે પશ્ચિમની કેળવણીવાળા ડૉક્ટરો કહે છે કે માતાના ખોરાકની કશી અસર બાળકની પાચનશક્તિ ઉપર થતી નથી."

માતાના ખોરાકની કશી અસર બાળકની પાચનશક્તિ ઉપર થતી નથી એવું માનવા હું તૈયાર નથી. પશ્ચિમની કેળવણીવાળા ડૉક્ટરોની વાત ન્યારી છે. હચીન્સન અને મોટરામકૃત 'ફૂડ એન્ડ પ્રિન્સિપલ્સ ઑફ ડાયેટેટિક્સ' નામના મૂલ્યવાન પુસ્તકમાં આ બન્ને વિશ્વવિખ્યાત વિદ્વાનો કહે છે કે યોગ્ય માત્રામાં મદ્યપાન કરવાથી ધાવણ ઉપર કંઈ પણ માઠી અસર જણાતી નથી. મદાત્યય (આલ્કોહોલિઝમ)ની દારુણ અસર તો ધાવણમાં સ્પષ્ટ જણાય છે જ. કૉફી પીવાથી ધાવણમાં ૧ ટકા જેટલું કેફીન ધાવણમાં જણાય છે. ચાનું પણ આવું જ છે. (આવૃત્તિ ૮ મી, પૃ. ૪૭૭) આથી વધારે પરીક્ષણની માહિતી આ વિદ્વાનોએ આપી નથી એટલે

હું બીજું તો શું કહું પરંતુ માતાના ખોરાકની બાળકના પાચનયંત્ર ઉપર અસર જરૂર થાય છે જ એમ હું તો માનું છું. માતાઓને પૂછી જોવાથી આ વાતનો નિર્ણય થઈ શકશે. ધાવણ એ માતાના આહારનો રસપ્રસાદ છે. જો કૉફી અને ચાની અસર ધાવણમાં જણાતી હોય તો બીજા ખોરાકોની ઓછીવત્તી અસર ધાવણ પર જરૂર જણાવાની જ. આયુર્વેદ કહે છે કેઃ—

" धाज्यास्तु गुरुभिः भोज्यैः विषमैः दोषलैस्तथा
दोषाः देहे प्रकुप्यन्ति ततः स्तन्यं प्रदूष्यति ॥
मिथ्याहारविहारिण्याः दुष्टाः वातादयः स्त्रियाः
दूषयन्ति पयस्तेन शारीरा व्याधयः शिशोः ॥
भवन्ति कुशलास्तांश्च भिषक् सम्यक् विभावयेत् ॥ "

ભારે ખાદ્ય પદાર્થો ખાવાથી, વિષમ રીતે ખાવાથી, દોષો ઉત્પન્ન કરે તેવા પદાર્થો ખાવાથી, માના દેહમાં દોષો કોપાયમાન થાય છે અને પછી તેનાથી ધાવણ બગડે છે. જેનો આહાર અને વિહાર મિથ્યા છે એવી માતાના દેહમાં વાત પિત્ત અને કફ દોષો કોપાયમાન થાય છે અને તે ધાવણને બગાડે છે અને તેને લીધે બાળકને શારીરિક રોગો થવિ છે. કુશળ વૈદ્યે આ રોગોની સારી રીતે ચિકિત્સા કરવી જોઈએ..."

અલબત્ત માતાની તંદુરસ્તી ઘણી સારી હોય, જઠરાગ્નિ તીક્ષ્ણ હોય, સ્વભાવ અતિશય આનંદી હોય, તો ગમે તેવો આહાર લેવા છતાં ય બાળકનું શરીર બગડતું નથી. પરંતુ આવી તંદુરસ્તી ભોગવતી માતાઓ વિરલ હોય છે. જો ધાવણ એ માના આહારનો 'રસપ્રસાદ' છે, જો આહારની દેહ પર સારીમાઠી અસર નિશ્ચિત છે જ, તો પછી એ સારીમાઠી અસરની અસર ધાવણ પર હોય જ અને ધાવણની અસર બાળકની પાચનશક્તિ પર થાય જ. આ વિષયના વિદ્વાનોના અખતરાઓ શું પુરવાર કરે છે એ જોવાજાણવા હું આતુર છું જ.

પત્ર ખૂબ લાંબો થઈ ગયો છે. તને કંટાળો તો નથી આવ્યોને?

ઠીક ત્યારે, રામ રામ.

બાપાલાલ વૈદ્યના
સ્નેહવંદન.

---

# શોધ

જેઠાલાલ ત્રિવેદી

શોધી પુસ્તક પાનિયે, ભટકતાં શોધી નદી રાનમાં,
શોધી આભ, શશી, ગ્રહો, ઉદધિમાં, સ્વપ્નો તણી વ્યોમમાં;
તોખારે ચઢી તર્કના ક્ષિતિજમાં, આઘે તને શોધતો,
કસ્તૂરી કવિતાતણી, ગમ પડી ના, નાભિમાં ત્હોય કે.

# રેશમનાં ઝોડ

પન્નાલાલ પટેલ

'મગન, એ મગન, જરા અહીં આવજે.' મારાં પાડોશણ લાડુકાકીએ તેમના બારણામાં ઊભે ઊભે મને બોલાવ્યો.

'શું કહ્યું લાડુકાકી?' તેમના ઘરમાં પેસતાં મેં પૂછ્યું.

'આ જોને ભાઈ!' લાડુકાકીએ હાથ લાંબો કરતાં કહ્યું. ત્યાં તો મારી નજર ચૂલા આગળ ધૂણતી રેશમભાભી ઉપર પડી. મેં પાસે જઈ 'રેશમભાભી, એ રેશમભાભી,' કહી બોલાવી પણ કોણ સાંભળે જ છે? એ તો બસ 'ઉં...હું...ઉં...હું' કરતી ડાબા જમણી માથું હલાવ્યે જ જતી હતી.

લાડુકાકી બબડતાં હતાં: 'કુણ જાણે રાંડ બે મહિનાથી આવી છે ત્યારથી જ ભૂતાં લઈને આવી છે. હવે તો હું તો કડાકૂટ કરાવીને ય થાકી.' અને મારા તરફ જોતાં બોલ્યાં: 'કશું બોલાય જ નહિ. જરા કાંક કામનું કહ્યું, જરાક કોઈ લઢ્યું કે પાધરું ય ભૂત ઊપડ્યું જ છે! હું તો હવે થાકી. મેં તો નાથ્યાને ય કહ્યું કે કાઢી મેલ રાંડને, પણ એ ય મૂવો નથી માનતો.'

એટલામાં એક મોભે વસતા લાડુકાકીના જેઠ કાળુકાકા આવ્યા. 'તું કાંઈ બોલી હઈશ તે ઊપડે જ તો. એક તો પોચું કાળજું ને ઉપરથી તું ડામે, પછી ઝોડાં જંપેય ખરાં કે?' કહી એમણે રેશમભાભી આગળ અંગારા મૂકી ધૂપ કર્યો. થોડીક વાર થઈ હશે ને તે લૂલીલટ્ટ થઈ ઢળી પડી. પછી કાળુકાકા, 'જરા જીભ સખણી રાખતી હોય તો. એમ લઢે તે કાંઈ કામ થઈ જવાનું છે? કહી કહીને થાકયા પણ ...' એમ બબડતા ચાલતા થયા.

લાડુકાકી મારા આગળ બોલવા લાગ્યાં: 'મૂવા ય મૂવા હમું નથી કાઢતા. કોઈ કે'છે એના પિયરનાં ઝોડ છે; કોઈ કે'છે માતા છે; કોઈ વળી કે'છે બાબરિયો ભૂત છે. આમાં ખરું શું માનવું?'

રેશમભાભીને હવે કળ વળી હતી. તેણે મને જોઈ ઝટપટ માથે ઓઢી લીધું અને પછી મૂંગી મૂંગી કામે વળી.

'કેમ રેશમભાભી, શું થયું'તું હમણાં?' મેં હસતાં હસતાં પૂછ્યું.

તેણે મારા તરફ મોં મલકાવ્યું અને તેની સાસુ તરફ કતરાતી આંખે જોતાં બોલી: 'મારા પિયરનાં ઝોડસ્તો!'

'ત્યારે મારા ઘરનાં છે? હું થોડું ઉપજાવીને કહું છું? ન માને તો પૂછી આવ દેવલા ભૂવાને? આખું ગામ સાંભળતું'તું એ દન.' લાડુકાકી તડૂકી ઊઠયાં.

હું ઊઠી ચાલતો થયો. મન ગૂંચવાતું હતું: તકરાર થવાથી કોઈ કોઈને વાયુ ચડી આવે છે એ તો શે'રમાં ભાળ્યું છે. પણ આમ ભૂતે ય ચડી આવતાં હશે એ તો મેં પહેલું અહીં જ ભાળ્યું.

જ્યારે જ્યારે રેશમભાભી મારી નજરે પડતી ત્યારે ત્યારે મારો જીવ બળી ઊઠતો. હતી તો ઠીંગણી પણ એના શરીરનો એકેએક અવયવ ભરેલ અને ઘાટીલો હતો. એના પિયરમાં જ મારી સાસરી હતી તેથી ઘણીવાર મેં એને આ પહેલાંય જોયેલી, પણ અહીં આવ્યા કેડ મેં ન તો એના મોં પર પેલું સદાય રમતું હાસ્ય જોયું. કે ન એની રમૂજી મશ્કરીઓ સાંભળી. એક વાર મેં પૂછ્યું: 'કેમ રેશમભાભી, મારા પર રીસાયાં છો કે શું?'

'તમે તો મારે બે ય પાના સગા થાઓ. તમારાથી તે વળી રીસાવાનું હોય?' તેણે મોં મલકાવતાં કહ્યું.

'પિયરમાં તો જરાય જીભ મોંમાં ન'તાં ઘાલતાં, ને અહીં તો મોં પરથી માખેય નથી ઊડતી!' મેં હસતાં હસતાં કહ્યું.

રેશમભાભીએ છાનો એક નિશ્વાસ નાખ્યો અને 'એ દન જુદા હતા!' કહી ચાલતી થઈ.

અને ત્યારપછી આ બધાંયનું કારણ પેલાં ઝોડ, માતા, કે ભૂત—જે હોય તે—પણ એ જ છે વિચારી ન માનવા છતાંય માનવાં પડતાં.

એક દિવસ નાથાએ મને પૂછ્યું: 'એ મગનભાઈ, શે'રમાં આવાં ભૂતપલિત ખરાં?'

'કોઈ જાણેય નહિ ને કે ભૂત પલિત શી બલા છે' મેં કહ્યું.

'કુણ જાણે મારાં હાળાં આ વન વગડામાં ક્યાંથી ભરાણાં છે. જો કોઈ ડાકણ મારા હાથમાં આવે તો ઊભી ને ઊભી ચીરી નાખું, એવા દઝારા ચડે છે.' નાથાએ દાંત ભચડતાં કહ્યું. અને થોડીવાર પછી પાછું ચલાવ્યું: 'ભૂતાં ભૂતાં પેઠાં છે એ તો, પણ આ તો ઊલટી ઘરમાં નીતની લડાઈ ઘાલી છ઼ે. મારી મા' કે' છે, તારા પિયરનાં; ત્યારે પેલી કે' છે, તમારા ઘરનાં. હું તો ભૂતાં કરતાં મારા હાળા આ કકળાટથી કંટાળ્યો.'

થોડીવાર સુધી કોઈ કંઈ ન બોલ્યું.

નાથાએ પાછું બોલવા માંડયું: 'મારી મા કે'છે, કે કાઢી મેલ, ને બીજું બૈરું કર. પણ મને એ નથી ગમતું.' વળી પાછો થોડીવાર ચૂપ રહી બોલ્યો: 'એનેય હું ના કહી કહીને થાક્યો કે તું ડોશી સામું નહિ બોલ, પણ મારી હાળી જાત માને તો ને?' અને ઊઠતાં ઊઠતાં, 'જોઉં છું, આજ એક ગાયડીને બોલાવ્યો છે, જો એની કાંઈ કારી લટે તો.' કહી ચાલતો થયો.

રાત અડધીક થવા આવી હશે ને નાથાના ઘરમાં ઢોલ ખખડયો. મેં સમજણા થયા કેડ કોઈવાર આ 'માલ્લું' નજરે નહોતું ભાળ્યું. આજે જોવાની ઇચ્છા થઈ અને નાથાના ઘરમાં જઈ એક બાજુ ગોઠવાયેલા ગામના આઠદસ માણસો ભેગો બેસી ગયો.

વાતાવરણ બહુ ભયંકર લાગતું હતું. ભીંત પાસે ગોઠવેલા પાટલા પર ટમટમતા દીવાના પ્રકાશ આગળ રેશમભાભી ઊંધા પગ નાખી ધૂણી રહી હતી. તેના ઢીચણ સમાણા લાંબા વાળ વીખરાઈ ઉત્તર દક્ષિણ ઝૂલતા હતા. બાજુમાં લાંબા વાળવાળો ભૂવો એના ખુલ્લા, કાળા, પડછંદ શરીર સાથે વિકરાળ લાગતો હતો. એની બાજુમાં દારૂના બે શીશા ઊભા હતા. બીજી બાજુ ભૂવાનો સાગરીત જરૂરત પ્રમાણે ધીમેથી 'ઢૂમક, ઢૂમક' ઢોલ વગાડતો હતો. સારું હતું કે ગામના બીજા માણસો વચ્ચે હું બેઠો હતો, નહિ તો કદાચ બીકના માર્યો મને જ માતા ચડત.

એટલામાં ભૂવાએ પણ ધૂણવું શરૂ કર્યું, અને હાથમાં બળતા કાકડા લઈ રેશમભાભીના માથા પર ગોળ ફેરવતાં બોલવા લાગ્યો: 'ખમ્મા-મારા પિયર...જે હોય એ પણ આજ છૂટ્ટે મોંઢે બોલજે.' વળી કંઈક મંત્ર બબડવા લાગ્યો. તુટક તુટક શબ્દો સમજાતા હતા—' 'ન ઊતરે તો...ના સોગન...ના સોગન...દરિયાઇ પીરના સોગન...' અને પછી કાકડા પાટલા પર મૂકી 'હુસ...હુસ' કરી એય ધૂણવા લાગ્યો. થોડી થોડી વારે રેશમભાભી તરફ જોઈ, 'બોલ બોલ મારા પિયર; આ પંચ આગળ 'છુટ્ટે મોંઢે બોલજે,' પણ રેશમભાભી તો દાંત કટકટાવતી 'ઉસ...ઉસ!' એવો સુસકાસુસકાર જ કાઢતી હતી. ઢોલના ઓછા વત્તા અવાજ પ્રમાણે એના ધૂણવાની ગતિ ઓછી વત્તી થતી એટલું જ.

ભૂવાએ એના ભૂતિયા પંથની બેત લલકારી: 'બાપ્પો બાપ્પો...કાશીમાં ફૂંકડા... બોલવા લાગ્યા...ઓ...!' અને 'હુત હુત' કરી દાંત કકડાવતો છુટ્ટે માથે ધૂણવા લાગ્યો.

રેશમભાભીએ પણ માથાને વહેતું મૂક્યું. ભૂવાએ ફરી કંઇક મત્ર ભણ્યો અને બોલ્યો: 'બોલ? બોલ?'

રેશમભાભી થોડીક બબડી.

'કરનારે ઘણું કાઠું કામ કર્યું છે!' અમારામાંના એક પાવરધા પ્રેક્ષકે કહ્યું.

રેશમભાભીનો અવાજ જરા જોરથી આવવા લાગ્યો. ભૂવાએ દારૂનું છાલુ ભરી તેના માથા પર વાળ્યું અને પી જતાં બોલ્યો: 'હાંરે...જોઉં તો ખરો તારું જોર. બોલ? બોલ? પણ જો, બોલે તો અરીયાં પરીયાં શિખ્યે બોલજે હા...?' અને પછી ઢોલવાળાને ઉદ્દેશ્યો: 'વગાડ! વગાડ જરા જોરથી.'

રેશમભાભી જાણે ગદ્યને પદ્યમાં ગાતી હોય તેમ બોલવા લાગી: 'અલ્યા...પાણીને પાણિયારે...એ આવતી; અમ્મક ચાળાની ભરેલી. નીત નીત નવાં ગવન પે'રતી...જાણે એને એકલીને...જોવનાઈ હોય એમ...ત્યારની મારી...આંખોએ તો ચઢી'તી'—અને પછી 'હા ર્ ર્ રે હાય' કહી રેશમભાભી દાંત કટકટાવવા લાગી. બોલવું બંધ થયું.

થોડી વાર ઢોલવાળાએ પણ થાક ખાધો. રેશમભાભી પણ ધીમી પડી હતી. ભૂવાએ પણ થોડોક થાક ખાધો, અને પાછી એની ક્રિયા શરૂ કરી: કાકડા ઉતાર્યા, દારૂ પણ તેના માથા પર ઉતારીને પીધો, અને ઢોલના 'ઢમુક્ ઢમુક્' અવાજ સાથે પાછું લલકાર્યું: "બાપ્પો બાપ્પો...! એવી એ છેલડી...તારી આંખે ચઢી!...' અને પછી એ ય રેશમભાભીની માફક દાંત કટકટાવતાં બોલ્યો: 'ચઢે જ ને? કેમ ન ચઢે?!'

ઢોલ સાથે રેશમભાભીને 'શૂર ચઢ્યું'. પાછી બોલવા લાગી: 'આંખે મેંશ ઘાલતી... જાણે વિવાં માલવા...હેંડી...'

અમારામાંથી એક જણ બોલ્યો: 'ત્યારે! તારાં ડાચાં બેસી ગયાં હશે, એટલે એ ય શોખ ન મારે એમને?' બીજા બધા ય હસી પડ્યા. મેં પણ ઓછોવત્તો સાથ આપ્યો.

રેશમભાભી આગળ બોલતી હતી: 'તે મી ઠઠ્ઠો કર્યો..." જોવનાઈ તો ભૂંડી...અમારે ય હતી"...' અને પછી 'હા ર્ ર્ રે હાય;' કહી દાંત ભચડવા મંડી. થોડીવાર સુધી કંઈ ન બોલતાં ભૂવાએ પાછી તેની ક્રિયા કરી અને એક બેત લલકારી પાણી ચઢાવ્યું.

રેશમભાભીએ શરૂ કર્યું: 'પણ અલ્યા...મને ઉપડતીકને, કે'છે...તમારે હતી ત્યારે હતી...પણ હમણાં તો નથી ને...? આવું મેણું? બાપ...બાપ...! કેમ કરી વેઠ્યું જાય...?!'

'હોવે હોવે, તમારાથી તો શેનું વેડાય?' પેલા જુવાને પાછી મશ્કરી કરી, વાતાવરણને વળી રમૂજી કર્યું.

'પણ તોય...મી, કાળને માર્યો; પણ રેશમડી મારે દાવે આવી 'તી—એનો કાળ ભમતો'તો!' કહી રેશમભાભીએ વળી દાંત ભચડયા; અને આખીય રીસ એના માથા પર ઉતારી. મારો જીવ ગભરાતો હતો. મારી તો માન્યતા છે કે પહેલી વારનો દરેક પ્રેક્ષક ગભરાઈજ જાય. ભૂવાએ પાછી વિધિ કરી.

રેશમભાભીની જીભ તોતડાતી હતી. ભૂવાએ 'થવા દે...મારા પીર થવા દે! શું કામ ગૂંચવાય છે.' અને રેશમભાભીનો ખભો હલાવતાં બોલ્યો: 'આવું બોલે તો બધાયને રીસ તો ચઢે. બાપ ચઢે!'

'પણ અલ્યા મુઈ મને તો...કંઈ ગઈ તો..., પણ મારી સાતનવાઈની દીકરીને... મે'ણું મારી ગઈ... ગાંણાંની ગાનારી છેલ...મારી દીકરીને કે'છે, "લે હેંડ વાઘરણ જેવી..."'

'તે હશે હુગરી જેવી તો કે'જ તો' પેલો જુવાન પાછો વચ્ચે બોલ્યો.

રેશમભાભી આગળ બોલી: 'બાપ બાપ...એ દાઝડીઓ કેમ ભૂલાય? પણ યાદ રાખજે રેશમડી...જો છઠ્ઠે મહિને...રંડાપો ન આવે...તો વળી...મારો ગુરુ કાચો જાણજે...'

'તારી માએ જણીય પરમાણ છે.' વળી એક બીજા જુવાને કટાક્ષ કર્યો.

'રાંડ કોકનું વેર કોકના પર કાઢવા જેવું કરે છે તો!' લાડુકાકી બોલ્યાં.

'હવે ભાઈ નામ છોડાવવું છે?' ભૂવાએ અમને પૂછ્યું.

થોડાકોએ હા કહ્યું પણ બેત્રણ બુઝર્ગો ન માન્યા: 'ના, અમસ્થો વીખવાદ ઊભો થાય. નામ લેવડાવીને શું કામ છે? બધાય સમજી તો ગયા જ છે.'

પછી તો ભૂવાએ એને શીશામાં ઉતારવા માંડ્યું. એ વેળાના રેશમભાભીના ધમપછાડા, એના લાંબા વાળોનાં તાંડવ નૃત્ય, એના દાંતના ભચેડાટ: એ બધું જોતાં મારા તો છમ્મર છૂટી ગયા. ઘેર જતા રહેવાની ઇચ્છા થઈ પણ પગમાં જોર નહોતું. વળી ચોપાડમાં એકલો પડતાં વધારે બીક લાગવાનો સંભવ પણ હતો.

'ભાઈસા'બ, કાડુ કામ કરજો હોં! હું તમારો ગણ ભવોભવ નહિ ભૂલું.' બાજુમાં બેઠેલાં લાડુકાકીએ ભૂવાને વીનવ્યો.

પહેલો કૂકડો બોલ્યો અને ભૂવાએ એની માયા આટોપી લીધી. રેશમભાભી ધમ દઈને ધરતી પર પછડાઈ પડી.

'હવે ક્યાં ગયું એ બધું જોર. ઊંચી ઊંચી ઠેકતી 'તી તે ઠેકને હવે?' અમારામાંથી એક જણ બોલ્યો.

'જો મારા ઘરમાં કાંઈ વત્તુંઓછું થયું તો એ ઓડ મેલનારી રાંડના, વળી કટકા ન કરું તો મારું નાંમ નાથ્યો. ન'તો હા...' ધુંધવાયેલો નાથો બોલ્યો.

'મારાં વાળેલાં ઓડ પાછાં આવે તો તો થઈજ રહ્યું ને!' ભૂવાએ કહ્યું અને પછી એનો સાજસરંજામ લઈ ચાલતો થયો.

અમે બધા પણ બગાસાં ખાતા ખાતા વેરાયા.

ત્યારપછી પંદર દિવસ સુધી તો ટાઢુંડીપાણું હતું. પણ સોળમે દિવસે પાછી રેશમભાભી

ધૂણી ઊઠી. લાડુકાકી તો તોબાહ પોકારી ગયાં. નાથો પણ આ વખત તો મારી આગળ બોલી ઊઠ્યોઃ 'મગનભાઈ, આ ઝોડ મારો જીવ લેવાનાં!' અને પછી રેશમભાભીને એના પિયરથી આવેલા તેડા સાથે મોકલી દીધી.

એક દિવસ હું સાસરીમાં ગયો હતો. ત્યાં રેશમભાભી આવી ચડી. મેં પૂછ્યુંઃ 'કેમ રેશમભાભી, સાંભળ્યું છે કે અહીં આવ્યા કેડ ઝોડ નથી ચઢયાં, ખરી વાત ને?

રેશમભાભી હસી, પહેલાંના જેવું; પણ પાછી ઉદાસ થઈ ગઈ, સાસરીમાં હતી તેવી થોડી વાર પછી નિશ્વાસ નાખતાં બોલીઃ 'એ ઝોડાં, એમ ઝંપે એમ નથી લાગતું!' અને થોડી વાર ચૂપ રહી વળી પીંછી હસતાં હસતાં બોલીઃ 'એ તો એને થાનકે બેસશે ત્યારે જ જંપવાનાં.'

મને કોણ જાણે એની આંખો જોઈને, કે પછી બોલવા પરથી, કે મોંના બદલાત હાવભાવ પરથી; પણ કંઈક વહેમ પડ્યો ખરો.

મેં કંઈક વિચારને અંતે કહ્યુંઃ 'રેશમભાભી, લાડુકાકી તો તમને કાઢી મેલવાનું કે' છે!

'તો તો ડેરીએ ડેરીએ દીવા કરું.' રેશમભાભી બોલી.

'પછી નાથા જેવો વર નહિ મળે હોં!' કહી હું હસ્યો.

'તમારા મનથી ને?' અને જતાં જતાં બોલતી ગઈઃ 'જીવતી હઈશ તો વળી... બાકીના શબ્દો કોણ જાણે કેમ, પણ ગળી ગઈ.

થોડા દિવસ પછી ગામમાં સમાચાર આવ્યા કે રેશમનાં પિયરીઆંએ પણ કડાકૂ કરાવી હતી અને એ વેળાએ ય ઝોડ તો એનું એ બોલ્યું. ઉપરથી વળી કે'તાં ગયાં 'નાથ્યા, થોડા દન છે; મા'લવું હોય તો મા'લી લેજે.' અને આ સમાચારે તો બધાયને ગભરાવ માર્યા. અને એવામાં ધાક ખાઈ ગએલો નાથો જ્યારે માંદો પડ્યો ત્યારે તો, સૌને પાક ખાતરી થઈ ગઈ. લોકોએ સલાહ પણ આપવા માંડી 'રેશમડીને ફારગતી આપી દે' પા નાથો હજુ નહોતો માનતો.

લાડુકાકીનાં કલ્પાંત આખો દિવસ મારા સાંભળવામાં આવતાંઃ 'મારા છોકરાનો ભો લેવાની રાંડ! હે હનમાન બાપજી! હે કાળકા મા! મારો છોકરો સાજો થઈ જશે તો તા બારે પાંચપાંચ નારિયેળનાં તોરણ બાંધીશ; અને ઘી દૂધે ય ત્યારે મોંમાં મૂકીશ.' વળી પાક કડાકૂટ કરાવી, પણ નાથો ખાટલામાંથી બેઠો ન જ થયો.

નાથો પણ ઘણી વાર ખાટલામાં પડ્યો પડ્યો બબડ્યા કરતો. એક વાર મને પા બેઠેલો જોઈ બોલ્યોઃ 'મગનભાઈ, એક વાર હું જીવતો ઊઠું તો એ ડાકણી રાંડને મા વગર નહિ મેલું; પછી મારું ગમે...'

લાડુકાકી તેના મોં પર હાથ દાબતાં બોલી ઊઠ્યાંઃ 'અભાગિયા, શું કામ ભૂંડી મને વાંઝણી કરવા બેઠો છે! આ બધા ય ગેરો તારી વહુએ બેસાડ્યા છે. હજુ ય મ કહ્યું માને તો એને ફારગતી આલી દે!' અને મારી તરફ જોતાં બોલ્યાંઃ 'કેમ મગન, ખોટું કહું છું બાપજી?!' મેં પણ ડોકું હલાવી હા પાડી.

'ફારગતી તો કવ્વી નહિ આલું. ભલે કાસ મરતો તે...'

'પણ પછી ય એ એવા પગલાંની તો જવાની જતે. ત્યારે શું કામ અમથો જક (

બેઠો છે?' લાડુકાકીએ આંસુ ખેરવતાં કહ્યું. વળી બબડવા લાગ્યાં : 'તમે બે ય થઈ ને મને શું કરવા ભીખ માગતી કરો છો?! નાતમાં કાંઈ કન્યાઓનો ટોટો તો નથી પડ્યો?...'

ત્યારપછી હું તો ઊઠી ચાલતો થયો.

લાડુકાકી જો કે રેશમભાભીને તેડવા નહોતાં માગતાં પણ એવામાં વળી કોઈએ એક ત્રીજા ભૂવાનાં વખાણ કરી રેશમભાભીને તેડાવી કડાફૂટ કરાવવાની સલાહ આપી, તેથી વળી તેડી મંગાવી અને કડાફૂટ પણ કરાવી. પણ, નાથો ખાટલામાંથી તો ન ઊઠ્યો એ ન ઊઠ્યો. પણ ઉપરથી બકવાટ કરી ધમાલ મચાવવા માંડ્યો. 'તારા પિયરમાં પેલી રાંડને કે'વડાવજે, કહીએ નાથીઓ ઊઠે એટલી વાર છે?' અને એ ધુંધવાટમાં ઘણીવાર ખાટલામાંથી બેઠો પણ થઈ જતો; અને આથી તો તેના મંદવાડે જોર પકડ્યું.

ગામના લોકોએ દિવસે દિવસે નાથાના જીવવાની આશા છોડવા માંડી. બધાયને પાકી ખાતરી થઈ ગઈ હતી, કે ઝોડાં જીવ લીધા વગર નથી જવાનાં. પણ તેના ઊગરવાનો ફક્ત એક આરો હતો: રેશમભાભીને કાઢી મૂકે તો. અને એ સિવાય બીજાં ઓસડવેસડ કરવાની ભલામણ કરવી પણ કોઈને નહોતી સૂઝતી. લાડુકાકીને તો ગળે સુધી વહેમ ભરાઈ બેઠો હતો. કડાફૂટો કરાવીને પૈસાટકા સાથે નિષ્ફળતાથી પણ થાકયાં હતાં. ઘડી ઘડી એનું એ બોલ્યા કરતાં: 'રાંડ, મારા છોકરાને નહિ છોડે! રાંડે ઘણું કાઠું કામ કર્યું છે. વગેરે'

એક દિવસ ગામના આઠદસ માણસો સાથે હું પણ બેઠો હતો. એવામાં લાડુકાકી બોલ્યાં: "તમે કોઈ આ ભૂંડાને સમજાવો કે ફારગતી આલી દે; જો જીવતો રે' તો!!'

'એ વગર હવે છૂટકો નથી' કાળુકાકા બોલ્યા.

અને આખરે નાથાને, 'નાથ્યા, આલી દે ફારગતી. જીવતો હઈશ તો બૈરીઓ તો ઘણી ય છે, ને શું કામ અંમથો જક લઈ બેઠો છે! ઉઘાડી તરવારે કોઈ લડવા આવે તો પોકી વળાય, પણ આ છુમંતર આગળ આપણું શું ચાલવાનું છે ગાંડા! તું તો મરી જઈશ તો જીવથી જઈશ, પણ પાછળ આ ડોશીનું કુણ? માટે માની જા!' આવી આવી શિખામણ દઈ સમજાવ્યો.

આખરે નાથાએ માન્યું અને મારી પાસે ફારગતી લખાવી. નાથાના અંગૂઠા સાથે ગામના પંચે પણ અંગૂઠા કર્યા. મેં પણ મત્તું માર્યું!

રેશમભાભીના પિયરીયાંને તેડી તેમને પણ બધી વસ્તુસ્થિતિ સમજાવી ટાઢા પાડ્યા. અને તેમની સાથે રેશમભાભીને કાયમને માટે પીયરીએ વળાવી.

હું ચોપાડમાં ઉદાસ થઈ બેઠો હતો તેવામાં રેશમભાભી નીકળ્યાં. રૂપાળી રંગીલી પાડોશણનો સદાને માટે વિયોગ થતો હોય તે ઘડીએ ક્યા પાડોશીનું હૈયું રડયા વગર રહે! રેશમભાભીને ક્યા ભાવથી, ક્યા શબ્દોથી વળાવવી તેની સૂઝ ન પડતાં મેં ફક્ત તેની સામે જોયું. પણ તેની હાસ્યથી પ્રફુલ્લ આંખો અને જગજૂતી પરવારેલા લડવૈયાશું મોં જોઈ હું વધારે ગૂંચવાયો. અને જ્યારે તેણે એ જ ભાવથી સાલ્લાના સોડિયામાંથી મારા તરફ જોયું ત્યારે તો મારી દશા સાવ ભૂંડી થઈ. શું કરવું: હસવું કે ઉદાસ જ રે'વું? પણ ત્યાં તો એ પસાર થઈ ગઈ. હું પાંજરામાંથી છટકેલાં પક્ષી શી અધિનાઈવાળી એની ચાલ નિરખી રહ્યો અને તેની પીઠ અદશ્ય થતાં નિશ્વાસ સાથે બબડયો: 'આ બધા ય ચાળા પેલાં ઝોડાના જ છે!'

બેત્રણેક દિવસ થયા હશે તેટલામાં લાડુકાકીએ મને બોલાવ્યો અને હળવે હૈયે ને હસતે વદને કહેવા લાગ્યાં: 'મગન જો, તને નાથ્યાના મોંઢા પર તેજી નથી દેખાતી?'

મને કંઈ સમજ ન પડતાં મેં માથું હલાવીને જ હા કહી.

મોડેથી લાડુકાકીને મૂળિયું ઘસતાં જોઈ મેં પૂછ્યું:

'લાડુકાકી, આટલા દનથી ત્યારે કેમ કાંઈ ઓસડવેસડ ન'તાં કરતાં?'

'એય પે'લા પે'લામાં તો કર્યાં'તાં જ ને? પણ પેલાં મોલે ચઢી ચઢીને તે દન ઝોડ બોલ્યાં'તાં એ તું ન'તો સાંભળતો? પછી દુઃખ ક્યાં ય ને ડામ ક્યાં ય, એ ક્યાંથી મેળ ખાય.'

ત્યાર પછીથી તો ખરેખર નાથો સાજો થવા લાગ્યો, અને એકાદ માસમાં તો પાછો ઘોડા જેવો થઈ ગયો. પણ આથી તો મારી મુશ્કેલી વધી પડી. મને કમને મારે આ ઝોડ વંતરાંમાં માનવું જ રહ્યું.

એક દિવસ નાથાએ વાત આડે વાત નીકળતાં કહ્યું: 'મગનભાઈ, ગમે એવો બળીયો હોય પણ સામી છાતીએ આવે તો પોંચી વળાય; પણ આ મંતરજંતર આંગળ આપણી શું કારી લટે?! સારું સૂઝ્યું કે મેં ફારગતી આલી, નહિ તો હાજો મૂવે છૂટકો થાત!'

'હાસ્તો' મેં કહ્યું.

ત્યાર પછી એકાદ મહિને વળી હું સાસરીમાં લટાર મારવા ગયો ત્યાં સાંભળ્યું કે રેશમભાભીએ ગામના એક જુવાન સાથે એનાં માબાપની ઉપરવટ થઈ નાતરું કર્યું છે. ફટ, મારી આંખો ઊઘડી ગઈ. નજર આગળ રેશમભાભી ખડી થઈ. ઘરમાં લડાઇ થતાંમાં ઊકળી ઊઠતાં, એ નવી જાતનાં ઝોડ મને યાદ આવ્યાં. મને એ બધા ય રેશમભાભીના ઢોંગ લાગ્યા. પણ સાજું માણસ આવી રીતે ધૂંણી શકે ખરું? અને તે ય અવિરત ચારપાંચ કલ્લાક સુધી? વળી પેલું ઝોડ મૂકવાનું કારણ દર્શાવ્યું હતું એ ત્યારે બનાવટી? આ બધા ભૂવાના છુમંતર વગેરેનું શું? અને આવા તો કઇક સવાલો ઊઠ્યા. મને કંઈ ચેન ન પડતાં કામનું બાનું કાઢી રેશમભાભીની નવી સાસરી તરફ ફરવા ઊપડ્યો. થોડી વાર આડાઅવળા થયા પછી આખરે રેશમભાભી ભર્યે બેડે આવતી દેખાઈ. હું સામે ગયો અને એકાંત સાધી પૂછ્યું: 'કેમ રેશમભાભી? હવે...'

'જાણુતા નહિ હો, જો હવે ભાભી કહીને બોલાવી છે તો?' સાથે સાથે તેની આંખમાં હાસ્યનાં પુર ઉભરાતાં હતાં.

'ત્યારે શું કહીને બોલાવું?' મેં પૂછ્યું.

'સાળીને જેમ બોલાવાતું હોય એમ વળી.' અને થોડીવાર રહી મારે પૂછવું હતું તે જ સંબંધી તેણે પૂછ્યું: 'તમારાં લાડુકાકીને હવે તો નીરાંત થઇ ને?'

'એમને તો નીરાંત જ છે ને. પણ તમને હવે કેમ છે? હજુ ય ઝોડ વીતાડે છે કે...'

રેશમભાભી વચ્ચે જ બોલી: 'તમે ય સાવ ભોળા જ છો ને! તે દન કહ્યું'તું તોય ન સમજ્યા?' અને પગ ઉપાડતાં ઉપાડતાં બોલી: 'એ તો એનું થાનક મળતાં ઝોડબોડ બધાં ય ઝંપી ગયાં.'

મારાથી બોલી જવાયું: 'અરે વાહરે રેશમ! તારાં ઝોડ!'

# પ્રતિગામી સમવાયતંત્ર

હિતેન્દ્ર કનૈયાલાલ દેસાઈ

"...આપણે માટે તો સાંકળો અને બેડીઓ, અને આગળા અને તાળાથી આપણી હાલચાલને કાળજીપૂર્વક રોકી રાખવામાં આવી છે. બધી એરો (ચાંપો)વાળી પણ એંજીન વિનાની ગાડી આપણને સોંપવામાં આવી છે. એ બંધારણ એવા લોકોએ ઘડ્યું છે કે જેમણે લશ્કરી કાયદાને સદાયે પાયારૂપે નજરમાં રાખ્યો છે.* "—જવાહરલાલ નેહરૂ

૧

હિંદના વિશાળ પ્રદેશ, ભિન્ન ભિન્ન રીતરિવાજો, ભાષાઓ વગેરે જોતાં ઘણા રાજદ્વારી પુરુષો સમવાયતંત્રના સિદ્ધાન્તને સ્વીકારે છે. રાષ્ટ્રીય મહાસભાએ પણ સમવાયતંત્રના સિદ્ધાન્ત સામે વાંધો લીધો નથી; ઘણા રાજકીય વિચારકોનો એવો મત છે કે હિંદ ભવિષ્યમાં પણ એક પ્રજાકીય સમવાયતંત્ર હશે.

સમવાયતંત્રના સિદ્ધાન્તનો ઘણા લોકો સ્વીકાર કરે છે પરંતુ ૧૯૩૫ના કાયદાથી સૂચવાયેલું સમવાયતંત્ર તો સમસ્ત હિંદી પ્રજાને નાકબૂલ છે. રાષ્ટ્રીય મહાસભાએ તો વારંવાર સખત શબ્દોમાં એનો સામનો કરવાનો નિર્ણય જાહેર કર્યો છે; મુસ્લીમ લીગ અને બીજા રાજદ્વારી પક્ષોએ પણ એનો વિરોધ કર્યો છે. એટલે એ સમવાયતંત્ર કોની સંમતિથી અથવા કોને પૂછીને સૂચવાયું છે તે સમજાતું નથી!

નવા બંધારણથી સૂચવાયેલા સમવાયતંત્રના અસંખ્ય દોષોમાં પ્રથમ દોષ તે આ સિદ્ધાન્તનો જ છે: હિંદને કઈ જાતનું બંધારણ જોઈએ છે અગર કઈ જાતનું સમવાયતંત્ર બંધબેસતું છે એ નક્કી કરનાર બ્રિટિશ પાર્લામેન્ટ કોણ? એ હક તો હિંદી પ્રજાને—એટલે એમના ચૂંટેલા પ્રતિનિધિઓની સભાને—હોવો જોઈએ; નહિ કે હજારો માઈલો પર વસતા શાહીવાદી પ્રતિનિધિઓને. એટલે ૧૯૧૭ના જાહેરનામામાં જાહેર કરેલા બ્રિટિશ પાર્લામેન્ટના ટ્રસ્ટીપણાનો સિદ્ધાન્ત નવા બંધારણ હેઠળ પણ ચાલુ જ રાખવામાં આવ્યો છે. એ સિદ્ધાન્ત હિંદી પ્રજાના સંપૂર્ણ સ્વાતંત્ર્યના સિદ્ધાન્તથી વેગળો છે એટલે આપણે કોઈ કાળે એનો સ્વીકાર કરી શકીએ નહિ. ગવર્નમેન્ટ ઑફ ઇંડિયા એક્ટની ૨જી અને ૧૧૦મી કલમ બ્રિટિશ પાર્લામેન્ટનું સર્વોપરિપણું સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરે છે, અને નવા બંધારણમાં સુધારા વધારા કરવાની સત્તા પણ પાર્લામેન્ટની જ રહેશે.

૨

**કારોબારી મંડળ:**

નવા સમવાયતંત્રમાં હિંદી પ્રજાના સર્વોપરિપણાનો મૂળભૂત સિદ્ધાન્ત કોરાણે મૂકવામાં આવ્યો છે એ જોયા પછી એ સમવાયતંત્રના મુખ્ય દોષો આપણે તપાસીએ: અહીં પણ એના અસંખ્ય દોષોમાં ન ઊતરતાં આપણે અગત્યના મુદ્દાઓ પર જ લક્ષ આપશું.

નવા સમવાયતંત્ર હેઠળ કારોબારી સત્તાને નીચે મુજબ વહેંચી કાઢવામાં આવી છે:—

* 'મારી જીવનકથા': જવાહરલાલ નેહરૂ, પાનું ૬૨૮

પ્રથમ તો બચાવ (Defence), પરદેશ સાથેની અને ધર્મને લગતી નીતિ (External and Ecclesiastical Affairs) તેમજ ટ્રાઈબલ પ્રદેશોનો વહીવટ ગવર્નર-જનરલ પોતાની અખત્યારીથી (in his discretion) કરશે. આ વિષયોના વહીવટમાં મદદ કરવા ગવર્નર-જનરલ વધારેમાં વધારે ત્રણ કાઉન્સિલરો નીમશે.[1] આ કાઉન્સિલરો કાંઈ ધારામંડળને જવાબદાર નહિ હોય. એટલે બચાવ અને પરદેશ સાથેના સંબંધ જેવા અગત્યના વિષયોમાં ધારામંડળને અને પ્રધાનોને તો હાથ જોડી બેસી જ રહેવાનું! સાચી લોકશાસન રાજપદ્ધતિમાં આ અગત્યના વિષયો પર પ્રજાના ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓનો જ કાબૂ હોય છે. કાઉન્સિલરોના પગાર પર પણ ધારામંડળ મત આપી શકશે નહિ.[1]

ઉપરના મુખ્ય વિષયો સિવાયના બીજા વિષયોનો વહીવટ પ્રધાનોને સોંપવામાં આવશે. પ્રધાનોની સંખ્યા વધારેમાં વધારે દશની હશે.[2] પ્રધાનમંડળની સભામાં ગવર્નર-જનરલ પોતાની મરજીમાં આવે તો પ્રમુખસ્થાન લઈ શકશે.[3] પ્રધાનો ધારામંડળને જવાબદાર રહેશે કારણ કે જે પ્રધાન સામટા ૭ મહિના સુધી ધારામંડળનો સભ્ય નહિ હોય તે પ્રધાન ચાલુ રહી શકે નહિ.[3] એમનો પગાર પણ ધારામંડળ નક્કી કરી શકશે, જો કે જવાબદાર રાજ્યતંત્રના નિયમ અનુસાર દર વર્ષે એના પર મત નહિ લેવાય. ઈન્સ્ટ્રુમેન્ટ ઑફ ઈન્સ્ટ્રક્શન મુજબ પ્રધાનમંડળમાં લઘુમતી કોમ અને દેશી રાજ્યોનાં પ્રતિનિધિઓનો પણ સમાવેશ કરવામાં આવશે.

પ્રશ્ન એ ઊભો થાય છે કે આ વિષયોનાં વહીવટમાં પણ પ્રધાનો ધારે તે કરી શકશે? નવા કાયદામાં એની સ્પષ્ટ કલમોદ્વારા ચોખવટ થઈ છે. પ્રધાનમંડળને સુપરત થયેલા વિષયોમાં પણ ગવર્નર-જનરલને કલમ ૧૨ મુજબ ખાસ જવાબદારીઓ (Special responsibilities) સોંપવામાં આવી છે. હિંદની સુલેહશાંતિ જાળવવી, લઘુમતી કોમોના હક્કો સાચવવા, પબ્લિક સર્વિસના સભ્યોના હક્કો સંભાળવા, દેશી રાજ્યોનું સંરક્ષણ કરવું વગેરે જવાબદારીઓનો આમાં સમાવેશ થાય છે. આ સત્તાઓ વિસ્તૃત રીતે તપાસવાનો આ નિબંધમાં અવકાશ નથી. પરંતુ એ સત્તાઓ એટલી વિશાળ અને અસ્પષ્ટ (Vague) છે કે ગવર્નર-જનરલ ધારે તો નજીવી બાબતોમાં પણ પ્રધાનોની આડે આવી શકે.

સમવાયતંત્રમાં ગવર્નર-જનરલની સત્તા અહીં ખલાસ થતી નથી. આપણે જોયું તે પ્રમાણે બચાવ અને પરદેશ નીતિ જેવા અગત્યના વિષયોનો વહીવટ તો એ જ કરશે. વળી ધારામંડળમાં પસાર થયેલા બીલને એ કાયદો થતાં પણ અટકાવી શકશે; અમુક અગત્યના વિષયોમાં તો બીલ દાખલ કરતાં પહેલાં પણ એની સંમતિ જોઈશે. આ ઉપરાંત તેને ઑર્ડિનન્સ કાઢવાની સત્તા પણ આપવામાં આવી છે[4] અને પોતે એકલો કાયદાઓ (ગવર્નર-જનરલ એક્ટ્સ) પણ ઘડી શકશે.[5] અને જાણે આટલું ઓછું હોય તેમ જ્યારે એને લાગે કે દેશમાં એવી પરિસ્થિતિ ઉપસ્થિત થઈ છે કે બંધારણનો અમલ અશક્ય છે ત્યારે પોતે જાતે સમવાયતંત્રનો કારભાર હાથમાં લઈ પ્રધાનો કે ધારામંડળને પણ વિખેરી મૂકશે.[6] ગવર્નર-જનરલની આ વિશાળ સત્તા આગળ તો હીટલર અને મુસોલિની જેવા સરમુખત્યારોની સત્તા પણ ઝાંખી પડી જાય છે!

સમવાયતંત્રના કારોબારી મંડળને ટૂંકમાં તપાસતાં આપણને ખાતરી થશે કે એમાં 'જવાબદારી'ના તત્ત્વનો છાંટો પણ નથી. બિનજવાબદાર શાહીવાદનો પ્રતિનિધિ, ગવર્નર-

૧. કલમ ૧૧; ૨. કલમ ૯; ૩. કલમ ૧૦; ૪. કલમ ૪૨-૪૩; ૫. કલમ ૪૪; ૬. કલમ ૪૫.

જનરલ જ સમવાયતંત્રનો ખરો સરમુખત્યાર છે. એની વિશાળ સત્તાઓ આગળ તો મોગલ પાદશાહોની આપખૂદી પણ ઝાંખી પડી જાય છે. એની નિમણૂક ધ્યાનમાં લેતાં એ તો દીવા જેટલું સ્પષ્ટ છે કે બ્રિટિશ શાહીવાદી હિતોના રક્ષણ માટે જ એ સત્તાઓ વાપરશે. એની વિશાળ સત્તાઓ આગળ પ્રધાનમંડળ તો સત્તાહીન જ હશે. વળી પ્રધાનમંડળમાં દેશી રાજ્યો અને લઘુમતી કોમના પ્રતિનિધિઓ રાખવાથી એની એકતા પણ સચવાશે નહિ એટલે પ્રધાનમંડળ કોઈ નમુનેદાર જ બનશે.

ટૂંકમાં, સમવાયતંત્રનું આખું કારોબારી મંડળ એ રીતે રચાશે કે જ્યાં શાહીવાદી પ્રતિનિધિ અને તેના દેશી મળતીઆઓ 'દાદાગીરી' ચલાવી શકશે; પ્રજાના પ્રતિનિધિઓનું ત્યાં કાંઈ ચાલી શકશે નહિ.

૩

**ધારામંડળ :**

નવા બંધારણ હેઠળ સમવાયતંત્રનું ધારામંડળ બે મંડળોનું બનશેઃ—

(૧) કાઉન્સિલ ઑફ સ્ટેટ; અને

(૨) ફેડરલ ઍસેમ્બલી (અથવા હાઉસ ઑફ ઍસેમ્બલી).

કાઉન્સિલ ઑફ સ્ટેટનાં વધારેમાં વધારે ૨૬૦ સભ્યો હશે. એમાંથી ૧૫૬ સભ્યો બ્રિટિશ પ્રાંતો ચૂંટી મોકલશે અને ૧૦૪ સભ્યો દેશી રાજાઓ મોકલશે. જે સભ્યો દેશી રાજાઓ મોકલશે એ કાંઈ ત્યાંની પ્રજાએ ચૂંટી કાઢેલા પ્રતિનિધિઓ નહિ હોય પરંતુ ત્યાંના રાજાઓ જ એમને મોકલશે. એટલે દેશીરાજ્યની પ્રજાને સમવાયતંત્રમાં કાંઈ ભાગ લેવાનો નહિ.

બ્રિટિશ પ્રાંતોના પ્રતિનિધિઓની કોમવાર વહેંચણી નીચે પ્રમાણે કરવામાં આવી છેઃ

| | | |
|---|---|---|
| સામાન્ય બેઠકો | | ૭૫ |
| 'શીડ્યુલ્ડ' વર્ગોની બેઠકો | | ૬ |
| શીખની | ,, | ૪ |
| મુસલમાનની | ,, | ૪૯ |
| સ્ત્રીઓની | ,, | ૬ |
| ઍંગ્લો ઇંડિયન | ,, | ૧ |
| યુરોપિયન | ,, | ૭ |
| ઇંડિયન ક્રિશ્ચિયન | ,, | ૨ |
| સરકારે નીમેલી | ,, | ૬ |
| | કુલ | ૧૫૬ |

આ પ્રમાણે કુલ ૨૬૦ સભ્યોમાંથી ૪૦ ટકા સભ્યો તો દેશી રાજાઓના નીમેલા જ હશે; એ સભ્યો તો બ્રિટિશ શાહીવાદની પડખે રહી આમ જનતાનાં હિતો અને અભિલાષાઓનો વિરોધ કરશે. સરકારે નિયુક્ત કરેલા સભ્યોનું સ્થાન આ સભ્યો લેશે અને એનું પ્રમાણ ઉપલા મંડળમાં ૪૦ ટકા અને ફેડરલ ઍસેમ્બલીમાં ⅓ ભાગ જેટલું હશે. એટલે બાહ્ય રીતે જોતાં આપણને એમ લાગશે કે બ્રિટિશ સરકાર ધારામંડળમાં દખલગીરી નહિ કરે; પણ આડકતરી રીતે દેશી રજવાડાના નીમેલાઓની મારફત બ્રિટિશ શાહીવાદ પડદા પાછળ રહીને પોતાની બાજી ખેલશે!

કાઉન્સિલ ઑફ સ્ટેટના બ્રિટિશ પ્રાન્તોનાં પ્રતિનિધિઓની ચૂંટણી સીધી રીતે (direct) થશે, પણ એનો મતાધિકાર તદ્દન સંકુચિત રાખવામાં આવ્યો છે. એટલે મૂડીદારો,

જમીનદારો, શાહુકારો વગેરે પૈસાદાર વર્ગોના પ્રતિનિધિઓ જ ચૂંટાશે કે જેઓ એ વર્ગનાં હિતો જ આગળ ધરશે. વળી કોમી મતાધિકારની પદ્ધતિ પણ ચાલુ રાખવામાં આવી છે. આ બધાનો સરવાળો કરતાં રજવાડી નીમેલાઓ, મૂડીદારો, જમીનદારો અને કોમી પ્રતિનિધિઓનું પ્રતિગામી જૂથ કાઉન્સિલ ઑફ સ્ટેટમાં બિરાજશે! અને જાણે આટલું ઓછું હોય તેમ, કાઉન્સિલને કાયમનું મંડળ (Permanent body) કરવામાં આવ્યું છે!

આ રીતે કાઉન્સિલ ઑફ સ્ટેટની રચના એ રીતે થશે કે દેશનાં બધાં પ્રતિગામી બળો એકત્ર થઈ રાષ્ટ્રનાં પ્રગતિશીલ બળોનો સામનો કરશે અને રાષ્ટ્રની પ્રગતિ પણ રૂંધી નાંખવા પ્રયત્નો કરશે.

**ફેડરલ એસેમ્બલી :**

ફેડરલ એસેમ્બલીના કુલ સભ્યો ૩૭૫ રહેશે: ૨૫૦ બ્રિટિશ હિંદના, અને બાકીના ૧૨૫ સભ્યો રાજા મહારાજાઓ મોકલશે.

બ્રિટિશ હિંદનાં ૨૫૦ પ્રતિનિધિઓની કોમવાર વહેંચણી નીચે પ્રમાણે હશે:

| | |
|---|---|
| સામાન્ય બેઠકો ( એમાંથી ૧૯ 'શીડયુલ્ડ' વર્ગો માટે અનામત ) | ૧૦૫ |
| શીખ બેઠકો | ૬ |
| મુસલમાન ,, | ૮૨ |
| ઍંગ્લો ઇંડિયન ,, | ૪ |
| યુરોપિયન ,, | ૮ |
| ઇંડિયન ક્રિશ્ચિયન ,, | ૮ |
| વેપાર ઉદ્યોગના પ્રતિનિધિઓ | ૧૧ |
| જમીનદારોની બેઠકો | ૭ |
| મજૂર વર્ગના પ્રતિનિધિઓ | ૧૦ |
| સ્ત્રીઓની બેઠકો | ૯ |
| કુલ | ૨૫૦ |

ફેડરલ એસેમ્બલીની મુદત પાંચ વર્ષની હશે. પણ એની ચૂંટણી આડકતરી રીતે indirect ) થશે; એટલે પ્રાન્તિક ધારામંડળના સભ્યો જ ફેડરલ એસેમ્બલીના સભ્યોને ચૂંટી કાઢશે. આ એક તદ્દન પ્રત્યાઘાતી પગલું છે કારણ કે આડકતરી ચૂંટણીથી રાષ્ટ્રની એકતાને મહાન ધોકો પહોંચશે. ૧૯૧૯ના કાયદા હેઠળ પણ નીમેલા ધારામંડળની ચૂંટણી તો સીધી રીતે જ કરવામાં આવતી; બીજાં પ્રજાસત્તાક રાજ્યોમાં પણ લોકપ્રિય ધારામંડળની ચૂંટણી સીધી રીતે જ થાય છે. આખી દુનિયાના ઇતિહાસમાં આવી પ્રથા જાણવામાં નથી. આ તો હર્બર્ટ સેમ્યુઅલના શબ્દોમાં[1] પાંચસાત માણસો એકાદ નાના ઓરડામાં ભેગા મળી હિંદની પાર્લામેન્ટના સભ્યો ચૂંટી કાઢશે!

એસેમ્બલીમાંના ⅓ ભાગ રજવાડી પ્રતિનિધિઓ, અને બાકીના મોટા ભાગના કોમી પ્રતિનિધિઓનું પ્રમાણ જોતાં પણ પ્રગતિશીલ બળોની બહુમતી થાય એવો સહેજ પણ સંભવ રહેશે નહિ.

ટૂંકમાં, સમવાયતંત્રના આખા ધારામંડળની રચના એવી રીતે કરવામાં આવી છે કે રાષ્ટ્રનાં પ્રગતિશાળી બળો ફાવી શકશે નહિ; સઘળાં પ્રતિગામી બળો સંગઠિત થઈ આગ-

1. જુઓ G. N. Joshi : *The New Constitution of India*, પાનું ૧૬૭

જનતાની અભિલાષાઓ છૂંદી નાંખવા મથશે. એમાં હિંદી પ્રજાનું સાચું પ્રતિનિધિત્વ નહિ હોય; ઊલટું, એની સામે શાહીવાદના મળતીઆઓ એકઠા મળી રાષ્ટ્રની આઝાદી અને ક્રાન્તિના ભાવનાઓ રૂંધી નાંખવા પોતાનું બળ અજમાવશે.

૪

નવા બંધારણથી સૂચવાયેલું સમવાયતંત્ર હિંદી પ્રજાની માગણી સંતોષતું નથી એટલું જ નહિ, પણ જો એનો અમલ કરવામાં આવે તો રાષ્ટ્રની પ્રગતિને મહાન ધોકો પહોંચશે અને શાહીવાદી સાંકળો દેશને વધારે બળથી જકડી રાખશે.

સમવાયતંત્રની સાચી અગત્ય સમજવાને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનું ટૂંકું અવલોકન પણ મદદરૂપ થઈ પડશે. આજે જગતમાં બ્રિટિશ મૂડીવાદી પ્રથા વિનાશની સીમાએ આવી પહોંચી છેઃ પરંતુ હજુ સુધી મૂડીવાદ વિનાશ પામ્યો તો નથી જ. આ શોષણ પર રચાયેલી પ્રથા ટકાવી રાખવા મૂડીવાદીઓ પોતાના અનતા પ્રયત્નો કરે છે. લોકશાસન અને નાગરિક સ્વાતંત્ર્યના મૂડીવાદી હિમાયતીઓએ જ આજે લોકશાસનને દફનાવી દીધું છે અને એનાં અવશેષો પર ફેસીસ્ટ સરમુખત્યારો બિરાજે છે. વિશ્વવિગ્રહનાં વાદળો પણ ક્યારનાં ઘેરાઈ રહ્યાં છેઃ એકાદ પરોઢમાં બોમ્બ અને મશીનગનના ધડાકા આપણને નિદ્રામાંથી જગાડી મૂકશે એ વાત ચોક્કસ છે. સંસ્કૃતિના વિનાશનાં બળો આજે તો વધારે બળવાન છે.

જગતમાં બે મહાન બળોનું સંઘર્ષણ થઈ રહ્યું છેઃ એક બાજુ વિનાશની સીમાએ આવી પહોંચેલો મૂડીવાદ અને તેનું અગ્રસ્વરૂપ ધારણ કરતો શાહીવાદ અગર ફેસીઝમ; બીજી બાજુ સમાજવાદી અને રાષ્ટ્રવાદી બળો એનો પડકાર કરે છે. પ્રશ્ન એ છે કે, આમાં બ્રિટિશ શાહીવાદનું સ્થાન ક્યાં? જે લોકો શાહીવાદી પ્રથાનું થોડું પણ જ્ઞાન ધરાવે છે તેમને ખાતરી થશે કે બ્રિટિશ શાહીવાદ, મૂડીવાદ અને ફેસીઝમનાં બળો સાથે જ હાથ મિલાવશે. આજે પણ, પંડિત જવાહરલાલ નેહરૂના શબ્દોમાં,[૧] બ્રિટનની પરદેશની નીતિ તટસ્થતાના બહાના હેઠળ નાઝી જર્મનીની તરફેણમાં જ છેઃ વીસમી સદીના રાજકારણમાં તટસ્થ રહેવું અશક્ય છે એ બ્રિટિશ શાહીવાદી મુત્સદ્દીઓને શીખવવું પડે એમ નથી!

હિંદમાં તો સ્વાતંત્ર્ય માટે લડનાં બળોએ શાહીવાદી બળો સામે કેટલાયે વર્ષોથી પડકાર કર્યો છેઃ આથી હિંદનાં પ્રગતિશાળી બળોનું સ્થાન તો જગતનાં પ્રગતિશાળી બળો સાથે જ રહેશે. આ જ કારણથી બ્રિટિશ શાહીવાદે એના હિંદી મળતીઆઓને સંગઠિત કરી હિંદનાં ક્રાન્તિકારી અને પ્રગતિશાળી બળોને કચડી નાંખવાનો નિર્ધાર કર્યો છે; આથી જ સમવાયતંત્રમાં રાજા-રજવાડાઓ, મૂડીવાદીઓ, જમીનદારો અને કોમીવાદી પ્રત્યાઘાતી બળોને એકત્રિત કરી હિંદનાં આઝાદીનાં બળોને કચડી નાંખવા બ્રિટિશ શાહીવાદ કમ્મર કસે છે. સમવાયતંત્ર લાદવામાં શાહીવાદનો આ ઉદ્દેશ આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પર ધ્યાન આપશું તો જ બરાબર સમજાશે.

બ્રિટિશ શાહીવાદની આ ચાલબાજી હિંદી પ્રજા સમજે છે. અને એથી જ સમવાયતંત્રનો કોઈ પણ ભોગે સામનો કરવાનો એણે નિશ્ચય કર્યો છે. એ પ્રતિગામી સમવાયતંત્ર લાદવાના કોડ ભલે આજે બ્રિટિશ મુત્સદ્દીઓ સેવી રહ્યા હોય: એનો સાચો જવાબ તો હિંદની જનતાએ આપવાનો છે—એનું ભાવિ તો આમજનતાની શક્તિ પર અવલંબે છે.

---

૧ જુઓ ૪૯મી રાષ્ટ્રીય મહાસભાના પ્રમુખ તરીકેનું ભાષણ.

# તપોભંગ

દેવજી રા. મોઢા

શિયાળે ઊભીને થથરત ગળાબૂડ જલમાં,
ઉનાળે ચોમાસે ધખધખ થતી ધૂણી ધીખવી;
ઝીલી મેઘો, ગંગા શિર પર ઝીલન્તા શિવ સમા,
અંહી યોગી કોઈ ત્રિવિધ તપને આદરી રહ્યા!

ઋષિ તણી એ તપ ઉગ્રતાએ,
ઈન્દ્રાદિને જાગૃતિમાંહિ આણ્યા;
ને રાખવા સાબિત આસનોને,
પ્રવૃત્તિમાં દેવ બધા પડી ગયા.
યોગીના તપની માત્રા પળોમાં વધતી જતી
ઈન્દ્રની છાતીએ છાની તીણી કર્વત ચાલતી!

*

હજારો વર્ષોનાં તપ પુરણ આજે થઈ રહ્યાં
ભીંસીને બાંધેલાં તસ તસ થતાં બંધ તૂટિયા
ગળેથી માયાના સજડ-ચૂડ ફાંસા છુટી ગયા
અને યોગી સામે નવજીવન દ્વારો ખુલી રહ્યાં!
સંકેલી તપને યોગી તંહિથી ચાલતા થયા
યોગી આંખે નવાં તેજ સિદ્ધિનાં ચમકી રહ્યાં!

બ્હેતો ત્રિકાલ ઘડી યોગબળે વિરામે
ઠેલાય મૃત્યુ કદિ આધું તપ-પ્રભાવે
ના માનવીસહજવિઘ્ન વિદાર્યું જાય
યોગી બન્યે મનુજ ઓછું મટી શકાય?
માર્ગમાં ટેકરા આવે, આવતાં ઝાડી ઝાંખરાં;
ચાખડીએ ચડી યોગી પંથને કાપતા જતા!

આવી વિશાળ નદી એક વહન્ત માર્ગે
અદ્રિ દીધાં જલ થકી છલતા કિનારા

ભીડે ન • હામ કરવા નદી પાર તારા
તો આ મનુષ્ય સમ યોગી તણું ગજું શું ?

ન તાણી સિદ્ધિમાંથીએ ઉકેલ ગોતવા મથ્યા
માછીની શોધમાં તેનાં શાંત નેન ફરી રહ્યાં.
ત્યાં વાંસની ઝુંપડી એક દીઠી ઋષિએ,
ને બારણું અડધું ત્યાં , અડકાવિયું 'તું;
ઊભા ઋષિ રહી સુદૂર, ધીમા અવાજે
કહે " માછી, ભાઈ, નદીપાર મને કરીશ ?"

" થાકચા પાકચા પિતા મારા, મિટાવે ભૂખ પેટની
ખમો, એ પછી ઉતારે " નીકળી માછી કન્યકા.
વાદળાંની ઘટામાંથી વિજળી ઝબકી રહે,
તેમ એ ઝુંપડીમાંથી રૂપનાં કિરણો વહે !

ભૂલી જઈ નિજ સ્થિતિ, નિજ સાધનાને,
એ રૂપનાં શર થકી ઋષિજી ઘવાયા.
ને તાણી સિદ્ધિમહીથી મળિયો ઉકેલઃ
આંધી તણા પડળ પૃથ્વી પરે ઉતાર્યા.
પોતે અંધ બની જેને, વિશ્વને આંધળું કરી,
સ્પર્શવા દેહ કન્યાનો હસ્તની વેલ વિસ્તરી.

ત્યાં સાંભર્યાં તપ, શરીરસહેલ કષ્ટ;
દષ્ટે ચડયાં તપ મહીં વિતવેલ કલ્પ;
માથે. જટા, પગ વિશે ધરી ચાખડીઓ;
એ સાંભર્યાં સહુય; ને ઋષિજી વિમાસે !

ફરીથી ચાલિયા એવાં તપવા ઋષિજી તપ;
માનવી પતને રાચે નચુણો વિધિ નિષ્ઠુર !



# ઘર્ષણ અને તેનું નિવારણ

ડૉ. યશવંતરાય ગુલાબભાઈ-નાયક
એમ. એસસી., પી. એચડી.
રોયલ ઇન્સ્ટીટ્યૂટ ઑફ સાયન્સ : મુંબઈ

ગતિ અને ઘર્ષણ એકમેકની સાથે સંકલિત જ હોય છે. જ્યારે જ્યારે એક વસ્તુ બીજી વસ્તુની ઉપર ગતિ કરે છે ત્યારે ઘર્ષણ લાગે છે. આમ ઘર્ષણ સૃષ્ટિની દરેક ગતિ વડે થતી ક્રિયામાં પેદા થાય છે, કારણ કે કોઈપણ ક્રિયા ગતિ વિના ઉત્પન્ન થતી નથી. બોલતાં, ચાલતાં કે ખાતાં આપણને ઘર્ષણનો સામનો કરવો પડે છે. ગાડી, મોટર કે એરોપ્લેનને ઘર્ષણનો પ્રત્યાઘાત લાગે છે. ગરગડી, ઢાળ અને સાદાં ઉચ્ચાલનથી માંડીને ઘણી ગૂંચવાળાં પ્રચંડ યંત્રોના એકેએક ગતિમય ભાગોને ઘર્ષણબળ નડે છે. ઉપર દર્શાવેલી પ્રત્યેક ક્રિયા અને પ્રત્યેક યંત્રમાં ઘર્ષણનું નિવારણ એક બહુ મહત્ત્વનો પ્રશ્ન થઈ પડ્યો છે. સાધારણ ગતિએ ચાલતાં યંત્રોમાં ઘર્ષણનું નિવારણ એક પ્રકારનો પ્રશ્ન રજુ કરે છે, જ્યારે બહુ મોટી ગતિથી ચાલતાં યંત્રોમાં લાગતાં ઘર્ષણનું નિવારણ બીજા પ્રકારનો પ્રશ્ન રજુ કરે છે. ઘર્ષણનું નિવારણ સાદાં યાંત્રિક સાધનો વડે તેમજ ચિકાશવાળા પદાર્થોના ઉપયોગથી દૂર થઈ શકે છે. તેલ, ચરબી અને વેસેલિન જેવા પદાર્થો વડે ઘર્ષણને નિવારણ કરવાની ક્રિયાને અંગ્રેજીમાં 'લુબ્રિકેશન' કહેવામાં આવે છે. જેમ જેમ માણસે યંત્રો વડે પ્રાપ્ત કરેલી ગતિમાં વધારો થતો ગયો, તેમ તેમ લુબ્રિકેશનનો પ્રશ્ન પણ વધુ અને વધુ અગત્યનો થતો ગયો છે. આજે લુબ્રિકેશન વિજ્ઞાનની એક અગત્યની શાખા બની ગઈ છે.

ઘર્ષણને લીધે જ આપણા બળને અને તેના વડે ઉત્પન્ન થતી ગતિને મર્યાદા છે. આ ઉપરથી એમ લાગે છે કે સૃષ્ટિમા કુદરતે ઘર્ષણ ઉત્પન્ન કરીને આપણી શક્તિને મર્યાદિત કરી છે. પરંતુ ધારો કે, સૃષ્ટિમાં કોઈપણ ગતિમય ક્રિયામાંથી ઘર્ષણનું બળ અદૃશ્ય થઈ જાય તો તેથી આપણી શક્તિમાં કેવો અને કેટલો વધારો થાય? આપણે જાણીએ છીએ કે એક દડો અથવા લખોટો સપાટ જમીન ઉપર આપણે ગબડાવીએ તો તે થોડે દૂર જઈ અટકી જાય છે. જમીન લીસી હોય તો તે જ દડો ઘણે દૂર જશે. બરફની 'સ્કેટિંગ' કરવાની બહુ જ લીસી સપાટી ઉપર ગબડાવેલો લખોટો ઘણા લાંબા વખત સુધી ગતિમાં રહેશે. આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જો ઘર્ષણ બિલકુલ નાબુદ થઈ જાય તો એક વસ્તુ સપાટ જમીન ઉપર ગતિમાં આવ્યા પછી તે જ ગતિથી ગબડ્યા કરત; એટલું જ નહિ પરંતુ એક સ્થિર વસ્તુને તદ્દન સપાટ જમીન ઉપર ખસેડવા માટે અતિશય નાનું બળ હોત તોપણ ચાલત. ગતિમા આવેલું ગાડું, મોટર અથવા આગગાડીને કોઈપણ ભોગે બ્રેક લગાવી અટકાવી શકાત નહિ, કારણકે બ્રેક ઘર્ષણ વડે જ પૈડાને અટકાવે છે. સપાટ જમીન ઉપર ગતિમાં આવેલી વસ્તુ ગતિમાં જ રહેત અને કોઈ બીજી વસ્તુ સાથે અથડાતાં, ઊલટી

દિશામાં ગતિ કરતી થઈ જાત. સ્ટીમ બૉઈલર, ઑઈલ એન્જિન અથવા વિદ્યુતની શક્તિની જરૂરિયાત ન રહેત કારણ કે એ સર્વ યંત્રનાં પૈડાં એકવાર ગતિમાં આવ્યા પછી તેટલી જ ગતિથી અવિરત ચાલ્યા કરત. આટલા બધા દેખીતા ફાયદા, છતાં ઘર્ષણ વિનાની સૃષ્ટિ આપણા-જીવનને માટે તદ્દન નકામી છે. જો આજે જ એકાએક કોઈક ગેબી બળના પ્રતાપે સૃષ્ટિમાંથી ઘર્ષણબળ અદૃશ્ય થઈ જાય તો શું પરિણામ આવે? પૃથ્વી ઉપર ચારે દિશામાં અંધાધૂંધી વ્યાપી રહે. કોઈપણ ગતિમાં આવેલાં વાહનને અકસ્માત વિના કદી પણ અટકાવી ન શકાત. દોડતા માણસો પણ ગમે ત્યાં અથડાયા વિના અથવા કોઈ સ્તંભને બાઝી ગયા વિના અટકી શકત નહિ! મોટા શહેરમાં ચારે બાજુ અકસ્માત થઈ રહેત. રેલવેના પાટા ઉપર દોડતી ગાડીઓ રેલવેના કોઈ પણ સ્ટેશને ઊભી રહી શકત નહિ, પરંતુ છેવટના સ્ટેશને જઈ સર્વ ગાડીઓ અથડાઈને તૂટી જાત. ઘડિયાળને ચાવી આપવાની જરૂર રહેત નહિ, કારણ કે લોલકો તે જ ગતિથી સદાને માટે ચાલ્યા કરત. ઘર્ષણ નહિ હોય તો આપણા ગળામાંથી અવાજ નીકળતો બંધ થઈ જાત. ઘર્ષણ નહિ હોત તો સાધારણ ધરતીકંપ વખતે દરેકે દરેક છૂટી ગબડી શકે તેવી વસ્તુ પૃથ્વીની સપાટી ઉપર ગબડતી થઈ જાત. ટૂંકમાં, ઘર્ષણ વિનાના જગતમાં પ્રત્યેક માણસને, પ્રત્યેક ઉપયોગમાં આવતાં સાધનને કોઈએક સ્થિર ટેકા સાથે બાંધ્યા વિના જીવન અશક્ય થઈ પડત. ઘર્ષણ વિના દિવાસળી વડે, ચકમક વડે અથવા પ્રાચીન કાળમાં માત્ર લાકડાં ઘસી અગ્નિ ઉત્પન્ન કરવામાં આવત. તે પ્રમાણે અગ્નિ ઉત્પન્ન થઈ શકત નહિ. સીગરેટ કે બીડી ફૂંકનારને અંગારા સાથે રાખીને ફરવું પડત. ઘર્ષણ વિનાની સૃષ્ટિ અશક્ય છે. ઘર્ષણ વિનાની સૃષ્ટિ અક્રિય થઈ પડત. જેવી રીતે સામાજિક, રાજકીય અને ધાર્મિક ઘર્ષણ વિનાનું જગત અક્રિય અને નિરસ લાગે, તેવા જ રીતે ઘર્ષણ વિનાનું જગત નિરસ થઈ જાત. ઘર્ષણના નિવારણના પ્રયત્નોમાં જ જગતની સર્વ યાંત્રિક પ્રવૃત્તિ થઈ છે. જો ઘર્ષણ ન હોત તો મોટા જથ્થામાં વિદ્યુત પેદા થાત નહિ તેમજ તેના અનેક ફાયદા મળી શકત નહિ. ઘર્ષણ ન હોત તો આગગાડીની, વરાળયંત્રની કે તેલયંત્રની શોધ અનાવશ્યક થઈ પડત; એટલે કે, વિજ્ઞાનની સર્વ શોધોમાંની અનેક અગત્યની શોધો થઈ શકત જ નહિ. આર્કિમિડીસના સમયથી શક્તિના વ્યય વિના અવિરત ચાલે તેવાં 'શાશ્વત યંત્ર'ની શોધની પાછળ અનેક વૈજ્ઞાનિકોએ ધ્યાન દોડાવ્યું છે. એ સર્વે પ્રયત્નો નિષ્ફળ ગયા. તેનું કારણ પણ ઘર્ષણ જ છે. જ્યારે એમ લાગ્યું કે ઘર્ષણ અનિવાર્ય છે, ત્યારે એવા પ્રયત્નોમાં નાહકની શક્તિનો વ્યય ન થાય તેટલા માટે તાર્કિક દૃષ્ટિએ કેટલાક બુદ્ધિશાળી વૈજ્ઞાનિકોએ 'શાશ્વત-યંત્ર' બનાવવું અશક્ય છે એવો સિદ્ધાંત પ્રતિપાદન કર્યો. આથી 'શાશ્વત-યંત્ર'ની શોધ પડતી મુકાઈ, પરંતુ ત્યારપછી યંત્રોને બને તેટલાં કાર્યસાધક (efficient) બનાવવા તરફ વૈજ્ઞાનિકોએ ધ્યાન દોડાવ્યું. આને પરિણામે પ્રચંડ વેગવાળાં સાધનો, પ્રચંડ બળવાળાં યંત્રો અને અનેક સુખસંપત્તિનાં સાધનો વિજ્ઞાને મેળવ્યાં. એ સર્વ પ્રાપ્ત કરવા માટે ઘર્ષણનું નિવારણ એ મહાન અગત્યનો પ્રશ્ન થઈ પડ્યો છે. જેમ જેમ ગતિ અને બળમાં વધારો કરનારાં સાધનો પ્રાપ્ત થતાં ગયાં, તેમ તેમ લુબ્રિકેશનના વિજ્ઞાનમાં પણ તેટલી જ પ્રગતિ કરવી પડી છે. ઉપલક દૃષ્ટિએ આપણને ન સમજાય છતાં ઉપરના વર્ણનથી સ્પષ્ટ સમજાય છે કે જગતની વૈજ્ઞાનિક સંસ્કૃતિનું મૂળ ઘર્ષણ છે.

હવે આપણે ઘર્ષણના નિવારણના-લુબ્રિકેશનના વિજ્ઞાનતરફ દૃષ્ટિપાત કરીએ. હલનચલન કરી શકે તેવાં હાડકાંવાળાં પ્રાણી જ્યારથી સૃષ્ટિમાં પેદા થયાં ત્યારથી જ લુબ્રિકેશનનો પ્રશ્ન કુદરતે હાથ ધર્યો હતો. હાડકાંના સાંધા આગળ જે ઘર્ષણ લાગે છે તે જો કુદરતે દૂર ન કર્યું હોત તો પ્રત્યેક હલનચલન વખતે હાડકાં મોટા અવાજ કરીને મુસીબતથી હાલી શકત. આ ખામી દૂર કરવા કુદરતે દરેક જીવંત પ્રાણીના શરીરમાં એક જાતનો ચિકાશવાળો પદાર્થ પેદા કરવાની ગ્રંથી પેદા કરી છે. એ વડે હાડકાંના પ્રત્યેક સાંધામાં જોઈએ તેટલું લુબ્રિકન્ટ (ઘર્ષણ દૂર કરનારો પદાર્થ) પહોંચ્યા કરે છે. એ જ પ્રમાણે આપણી નાજુક આંખની કીકી ઉપર પલ પાડીએ છીએ તે કેટલી સરળતાથી સરે છે તેનો વિચાર કરીએ તો માલમ પડે છે કે આંખના ઢાંકણના તળિયામાં પણ ચિકાશવાળો પદાર્થ લુબ્રિકન્ટ તરીકે જોઈતા પ્રમાણમાં આવ્યા કરે છે. આ લુબ્રિકન્ટને લીધે જ આંખની કીકી ઉપર સરતાં ઢાંકણની આપણને ખબર માત્ર પણ પડતી નથી. સહેજે ધૂળ પડતાં પણ આંખ ઉપર ઘર્ષણની અસર થાય છે, છતાં કુદરતે ઉત્પન્ન કરેલી ગ્રંથીમાંથી નીકળતું લુબ્રિકન્ટ એ ઘર્ષણને લગભગ તદ્દન નાબુદ કરી નાખે છે. જો મોંમાં પણ લાળરૂપી લુબ્રિકન્ટ ન હોત તો જીભ શુષ્ક બનીને કદાચ તાળવે ચોંટી જાત.

ગાડાંનાં પૈડાંને ફરતાં બંધ કરી બળદ પાસે ઘસડાવવાં હોય તો તે બહુ મુસીબતભર્યું થઈ પડે છે. આ કારણથી ઘણા જૂના જમાનાથી ગોળ ફરે તેવાં પૈડાંવાળાં વાહનની શોધ થઈ છે. ઘણી ભારે સપાટ વસ્તુને ખસેડવી હોય તો તેને સપાટ જમીન ઉપર ઘસડવામાં આવતી નથી, પરંતુ નીચે ગોળ સળિયા અથવા લાંબાં ગોળ લાકડાં નાંખી તેના ઉપર ઘસડવામાં આવે છે. આમ કરવાથી નીચેનાં લાકડાં ગોળ ફરે છે અને તેથી ઘર્ષણ ઓછું થાય છે. દરેક ગોળ ફરીને ગતિ કરતી વસ્તુ અને નીચેની સપાટી વચ્ચેનું ઘર્ષણ તે જ વસ્તુને એમને એમ ઘસડતાં લાગતાં ઘર્ષણના કરતાં ઓછું હોય છે. પૈડાં કે ગોળાને ગબડતાં લાગતાં ઘર્ષણને 'લોલઘર્ષણ' (rolling friction) કહેવામાં આવે છે. નહિ ગબડતી વસ્તુને સરતાં લાગતાં ઘર્ષણને 'પૃષ્ટઘર્ષણ' કહેવામાં આવે છે. લોલઘર્ષણ હંમેશાં ઓછું જ હોય છે. સાઈકલના પૈડાંમાં ધરીની ફરતે ચારે બાજુ ગોળ ધાતુની નાની નાની ગોળીઓ મૂકેલી હોય છે. એ ગોળીઓ ફરતેના ગાળામાં ગોઠવેલી હોય છે. જ્યારે ધરી ફરવા લાગે છે ત્યારે એ ગોળીઓ પણ ગાળામાં ફરવા લાગે છે. આમ ધરી ગોળ ફરે છે અને તેના આધારની ગોળીઓની સપાટી પણ ગોળ ફરે છે. એટલે ઘર્ષણ બેવડું ઘટી જાય છે. ઘર્ષણ દૂર કરવાની આ યાંત્રિક રીત છે. ધરી અને ગાળામાં પૂરેલી ગોળીને બૉલ-બૅરિંગ કહેવામાં આવે છે. બૉલ-બૅરિંગ વડે બે ફાયદા થાય છે. એક તો પૈડાંને ફેરવવા બળ ઓછું જોઈએ છે અને બીજું પૈડાં એકવાર ફરવા લાગે ત્યાર પછી લાંબો વખત ફર્યા કરે છે. યંત્રોમાં બૉલ-બૅરિંગનો ઉપયોગ હવે સામાન્ય થઈ પડ્યો છે.

ઉપર દર્શાવેલી રીતે ઘર્ષણ દૂર કરવા ઉપરાંત તેલ, વૅસેલિન જેવા ચિકાશવાળા પદાર્થો ઘર્ષણના નિવારણ માટે વાપરવા પડે છે. માત્ર બૉલ-બૅરિંગથી કાર્ય સરતું નથી. તેલથી ઘર્ષણનું નિવારણ કરવાનું ઘણા પ્રાચીન કાળથી જાણીતું છે. રેંટિયાનાં પૈડાંમાં, ગાડાંનાં પૈડાંમાં અને દરેક જાતના ધરીના આધારે ફરતાં પૈડાંમાં લાગતું ઘર્ષણ ઓછું કરવા અનાદિ કાળથી ધરીમાં તેલ પૂરવામાં આવે છે. તેલ પૂરવામાં ઘર્ષણ ઓછું થવા ઉપરાંત ધરી ઉપર લાગતો ઘસારો ઓછો થાય છે. આપણા સુકા હાથને થોડી વાર ઘસીએ

તો એકદમ ગરમ થઈ જાય છે, પરંતુ તેલ લગાડી હાથ ઘસીએ તો જલદી સરે છે અને બહુ ઓછા ગરમ થાય છે. આ ઉપરથી ખાતરી થાય છે કે તેલ વડે હાથને લાગતું ઘર્ષણ તેમજ ઘસારો ઓછાં થાય છે. પૈડાંની ધરીમાં તેલ પૂરવામાં નથી આવતું ત્યારે પૈડાં ઘર્ષણથી મોટો અવાજ કરે છે અને પુષ્કળ ગરમ થઈ જાય છે. જો લાંબો વખત લાકડાંની ધરીમાં તેલ પૂર્યા વિના ગાડાંને ઝડપથી દોડાવીએ તો જરૂર તેમાંથી અગ્નિ પેદા થયા વિના નહિ રહે. લોખંડની ધરી ઉપર ફરનારાં યંત્રોમાં પણ લુબ્રિકેશન કરવામાં ન આવે તો અતિશય ગરમી ઉત્પન્ન થવાથી ધરી નરમ થઈ પીગળી જાય. ઉષ્ણતા પણ ઘર્ષણથી જ પેદા થાય છે એટલે લુબ્રિકેશન વડે બન્ને ઓછાં થાય છે.

જેમ યંત્રનાં પૈડાંની ઝડપ વધી, જેમ જુદી જુદી ઉષ્ણતામાને કાર્ય કરવાનાં યંત્રોની જરૂર પડી, તેમ લુબ્રિકેશનના પદાર્થોમાં પણ ફેરફાર કરવા પડ્યા. અતિશય ઠંડક ઉત્પન્ન કરવાનાં યંત્રોમાં થીજી જાય એવાં તેલો નિરુપયોગી થઈ પડ્યાં, તેમજ સ્ટીમ બૉઈલરોમાં અને આંતરદાહક યંત્રો (તેલયંત્રો)માં ઘણી ઉષ્ણતાએ સળગી જાય તેવાં તેલના લુબ્રિકન્ટ નકામા થયાં. ઘડિયાળ જેવાં સૂક્ષ્મ યંત્રો માટે અને આગગાડીના ભારે ઍન્જિનનાં પૈડાં માટે વિશિષ્ટ પ્રકારના તેલોના લુબ્રિકન્ટ શોધવાં પડ્યાં છે. લુબ્રિકન્ટની વિશિષ્ટતા તેના કણ (અણુ)ના કદ, તેની ઘટ્ટતા, તેના ગલન અને ઉત્કલન બિંદુ, ચિક્કટતા વગેરે ઉપર આધાર રાખે છે અને સર્વે ગુણધર્મોને ધ્યાનમાં લઈ જુદાં જુદાં યંત્રોમાં જુદાં જુદાં લુબ્રિકન્ટ વાપરવામાં આવે છે. ઘડિયાળમાં એકદમ પાતળું અને જલદી બાષ્પીભવન થઈ ઊડી ન જાય તેવું તેલ વાપરવામાં આવે છે. એ તેલનું એકાદ ટીપું ઘડિયાળની દરેક ધરી માટે વર્ષો સુધી કામ આપે છે. એ તેલ એટલું પાતળું હોય છે કે તદ્દન બારીક ભાગોમાં પણ પહોંચી જાય છે. વર્ષો સુધી આ તેલ સુકાતું નથી. આથી ઊલટું, મોટાં આગગાડીનાં યંત્રોની ધરીમાં પૂરાતું લુબ્રિકન્ટ સાધારણ ઉષ્ણતામાને એટલું ઘન અને સખત હોય છે કે તેના વડે એકાદ ઘર પણ બાંધી શકાય છે.

આ પ્રમાણે લુબ્રિકન્ટના ગુણધર્મોનો અભ્યાસ કરી ચોક્કસ યંત્રોમાં અમુક જ લુબ્રિકન્ટ વાપરવામાં આવે છે.

લુબ્રિકેશનને માટે વપરાતાં તેલ અને બીજા પદાર્થો અનેક રીતે મેળવવામાં આવે છે. સાધારણ ગતિથી ચાલતાં પૈડાંની ધરીમાં દિવેલ વાપરવામાં આવે છે. બાકીના લુબ્રિકેશન માટે વપરાતાં તેલો ખનિજ તેલોમાંથી મેળવવામાં આવે છે. જુદાં જુદાં ઉષ્ણતામાને ખનિજ તેલમાંથી જુદાં લુબ્રિકેટીંગ તેલ છૂટાં પાડવામાં આવે છેઃ આ ઉપરાંત સમુદ્રમાં થતી માછલી અને વ્હેલમાંથી પણ તેલ અને ચરબી મેળવી લુબ્રિકેશન માટે વાપરવામાં આવે છે. જેટલું પેટ્રોલ મોટર અને વિમાનને માટે અગત્યનું છે તેટલું જ અથવા તેથી યે વધુ ઉપયોગી-લુબ્રિકેટીંગ તેલો છે.

લુબ્રિકેશન કરવામાં તેલોનું કાર્ય લોલઘર્ષણ પેદા કરવાનું છે. તેલના બારીક કણો બૉલ-બેરિંગના જેવું જ કાર્ય કરે છે. તેલના અનેક બારીક કણોની ઉપર ધરી ફરે છે એટલે લોલઘર્ષણને લીધે ધરી બહુ જ સહેલાઈથી ફરે છેઃ આ કારણથી લુબ્રિકેશન માટે તેલનો બહુ જ સૂક્ષ્મ પટ હોય તો પણ ચાલી શકે છે એટલું જ નહિ, પરંતુ ઘણી વખત જાડા

થર કરતાં પાતળો થર વધુ ફાયદાકારક થઈ પડે છે. એક ઈંચના દશ હજારમા ભાગ જેટલો જાડો તેલનો પટ હોય તેના વડે ૧૦૦૦ ટનના ટર્બાઈન પણ સરળતાથી ફરી શકે છે.

લુબ્રિકેશન તેલોની બાબતમાં હિંદમાં કશીયે શોધખોળ થતી નથી એ દુઃખદ વસ્તુ છે. હિંદની વનસ્પતિનાં બિયાંમાંથી પેદા થતાં તેલો અનેક પ્રકારનાં હોય છે. એ સર્વે તેલોના ગુણધર્મોનો યોગ્ય અભ્યાસ કરી તેમનો લુબ્રિકેશન માટે કેવો અને કેટલો ઉપયોગ થઈ શકે તે તરફ આપણા વૈજ્ઞાનિકોએ ધ્યાન દોડાવવું જોઈએ. સાધારણ રીતે ગામડાંમાં દિવેલનો ઉપયોગ લુબ્રિકેશન માટે થાય છે. અને એ સિવાયની અનેક વનસ્પતિનાં બિયાંના તેલનો કશો યે ઉપયોગ થતો નથી. હિંદુસ્તાનની વધતી જતી ઔદ્યોગિક પ્રવૃત્તિને લીધે આ પ્રશ્ન તરફ ધ્યાન દીધા સિવાય હવે છૂટકો નથી.



# માવડી પાસ પાછો

રજનીકાન્ત દેસાઈ

[ • મન્દાક્રાન્તા • ]

દુઃખો, દુઃખો, જગત સરવે દુઃખથી હા ! ભરેલું:
જોઉં ચારે દિશ નયનથી દુઃખ ને દુઃખ ભાળું.
નાસું તેથી જગત પરિતાપોથી બેબાકળો હું,
નાસું નાસું દૂર દૂર, ચઢી કલ્પનાના વિમાને.
વેગે ઘૂમું શત શત ધરી અંતરે ઊર્મિઓ હું,
વ્યોમો, વિશ્વો, દશ દશ દિશાઓ અને અંતરાલો.
ઘૂમું ઘૂમું સ્થલ, બલ, અને કાલનાં બંધનોને,
ભેદી, છેદી; જયમ ધનુપથી તીર કો તીક્ષ્ણ છૂટે.
થાકું તોયે સ્વજનહીન હું આથડી આથડીને:
એ વ્યોમોમાં શ્વસન પણુ થંભી જતું; ના હવાએ,
જે વીંટી રહે સ્મિત છલકતું આસ્ય આ ભૂમિમાનું,
આઘો આઘો જયમ જયમ વધું, પૃથ્વી આ તેમ તેમ
મીઠી, વ્હાલી, વધુ વધુ મને લાગતી; ભીંજવી દે
નેત્રો બંને જનમભૂમિની ઝંખના અશ્રુધારે.
ને હું દોડું સરવ તજી એ માવડી પાસ પાછો,
જાવા, એની મૃદુલ મીઠડી ગોદમાં જે લપાવા.

# બહિર્જગત

રામભાઈ પટેલ

ગયે મહિને મેં જર્મની અને ઝેકોસ્લોવેકિયા વચ્ચે પડેલી મડાગાંઠનો ઉલ્લેખ કર્યો હતો. ત્યાર પછી ગયા મેના છેલ્લા અડવાડિયામાં ઝેકોસ્લોવેકિયામાં મ્યુનિસિપલ ચૂંટણી આવી ગઈ. જર્મની અને ઝેકોસ્લોવેકિયાના સંબંધની એ ચૂંટણીઓ ખરી કસોટી હતી. હિટલરની પરદેશનીતિ પણ એ ચૂંટણીથી ઘણી સ્પષ્ટ થઈ ગઈ. આ ઉપરાંત એ ચૂંટણી દરમિયાન ઝેક–જર્મન અથડામણના બનાવોની ગંભીરતા વખતે મહાયુદ્ધની એક જબરી ઘાતમાંથી યુરોપ ઊગરી ગયું હોવાથી એનું મહત્ત્વ બહુ મોટું છે. આથી એ ચૂંટણી પાછળ કામ કરતી હિટલરની કૂટનીતિ અને ઝેક–જર્મન અથડામણનું પૃથક્કરણ કરી એને સમજી લેવાં આવશ્યક છે.

ઝેકોસ્લોવેકિયા લઘુમતિ અને બહુમતિ કોમોનો બનેલો દેશ છે. ૧૪૦ લાખની વસ્તીમાં ઝેક અને સ્લોવાક મળીને ૯૬ લાખ, ૩૨ લાખ જર્મનો, ૭ લાખ હંગેરિયનો, ૫½ લાખ રશિયનો, ૧ લાખ પોલ લોકો, અને ૨ લાખ યહૂદીઓ વસે છે. આ લઘુમતિ બહુમતિનો પ્રશ્ન ઝેકોસ્લોવેકિયાનો અતિ કઠીન પ્રશ્ન છે. કારણકે આ દરેક લઘુકોમને સ્વતંત્રપણે ઝેકોસ્લોવેકિયાની સરહદ ઉપર જ લગભગ પોતાનો દેશ ( યહૂદીઓ સિવાય ) છે. આથી સરહદ ઉપર આવેલ દેશને એ લઘુકોમો પોતાનો દેશ માનતી હોઈ એમની સ્વાભાવિક વફાદારી અને રાષ્ટ્રીયતાને એ દેશ આકર્ષે છે. ઝેકોસ્લોવાક ભૂમિને એ પ્રજાઓ સ્વદેશ માનવા સંપૂર્ણપણે તૈયાર નથી. આ ઉપરાંત એ લઘુકોમો અસામાન્ય ચુસ્તપણે કોમવાદી હોઈ એમની સંસ્કારિતા ને ભાષા વગેરેનું પૂરેપૂરું રક્ષણ એઓ ઝેક સરકાર પાસે માગે છે.

આ પ્રશ્ન જર્મનીમાં નાત્સી સરમુખત્યારી સ્થપાઈ ત્યાંસુધી એટલો ઉગ્ર નહોતો બન્યો. નાત્સી સરમુખત્યાર હિટલરે બૃહદ્ જર્મનીના પોતાના સ્વપ્નાની સિદ્ધિ માટે એક નવો જ સિદ્ધાંત ઊભો કર્યો. આ સિદ્ધાંત પ્રમાણે યુરોપના દરેક દેશમાં વસનાર જર્મનો, તે તે દેશના નાગરિકો નહિ પરંતુ જર્મન રાષ્ટ્રના નાગરિકો ગણાય. અને એમનાં હિતોના રક્ષણની જવાબદારી જર્મન સરકારની ગણાશે. પરદેશોમાં વસતા જર્મનોનાં હિતોના રક્ષણનો હક એ દેશોની સરકારો પાસે સ્વીકારાવવા માટે જરૂર જણાતાં એ રાજ્યોના આંતર કારોબારમાં ડખલ કરવાનો પણ જર્મન સરકારને હક હોવો જોઈએ. આ હકનું પાલન જર્મન સરકાર લશ્કરી દૃષ્ટિએ બરાબર મજબૂત હોય તો જ થઈ શકે. એને માટે લશ્કરીકરણ ને શસ્ત્રીકરણ અનિવાર્ય છે. આ પ્રમાણે જર્મની હમણાં મોટા પાયા ઉપર લશ્કરી તૈયારી કરી રહ્યું છે.

મધ્ય અને પૂર્વ યુરોપનો લઘુમતિનો પ્રશ્ન એ સામ્રાજ્યવાદનું એક અંગ જ છે. હિટલરને યુરોપીય વર્ચસ્વ જમાવવું છે, વર્સાઈલીની સંધિમાં જર્મનીએ ગુમાવેલ પ્રદેશો પાછા મેળવવા છે અને જર્મન લશ્કરીવાદને જગતશ્રેષ્ઠ બનાવવો છે. આ બધું સિદ્ધ કરવા માટે લાંબો સમય પણ જોઈએ અને ક્રમવાર તૈયારી પણ કરવી પડે. યુરોપીય રાષ્ટ્રોમાં વસતા જર્મનોને એકત્ર કરવાની હિટલરની ચાલબાજીમાં એક મહત્ત્વનો સામ્રાજ્યવાદી હેતુ છુપાયેલો છે. જર્મનોને એકત્ર કરવાં અને એમનાં હિતોના રક્ષણ કરવાના બહાના હેઠળ એ નાનાં યુરોપીય

રાષ્ટ્રોને પોતાના પ્રભાવક્ષેત્ર હેઠળ લાવી શકે. એ માટે જે દેશોમાં જર્મનો વસે છે એ દેશોમાં જર્મન પ્રજામાં નાત્સી પ્રચારકાર્ય ખૂબ જોરથી કરવામાં આવે છે. આ પ્રચારકાર્ય એટલું ઉગ્ર ને હુમલાખોર હોય છે કે એ દેશની સરકારને પોતાનાં રાષ્ટ્રીય હિતોની સલામતીને ખાતર પણ એમની પ્રવૃત્તિને અંકુશમાં મૂકવાની ફરજ પડે છે. સરકાર તરફથી નાત્સી પ્રવૃત્તિ અંકુશમાં મૂકવાના પ્રયત્ન કરવામાં આવે એટલે તરત જ જર્મન સરકાર પરિસ્થિતિની સાનુકૂળતા પ્રમાણે એ દેશમાં ડખલગીરી કરે છે.

આ જાતની આંતરરાષ્ટ્રીય ડખલગીરી આજના યુરોપીય રાજકારણનું મહત્ત્વનું સીમાચિહ્ન છે. આથી જર્મન નાત્સી પક્ષ એકેએક દેશમાં બળવાન નાત્સી પક્ષને ઉત્તેજન આપતો જાય છે. આવા નાત્સી પક્ષોને ઉત્તેજન મળે એ માટે 'સામ્યવાદ સામે જેહાદ'નું જર્મનીનું મિશન છે એમ કહેવામાં આવે છે. બીજું, જર્મન લઘુમતિ કોમો પોતાના હિતના રક્ષણ માટે એકત્રિત થાય છે ને એમ એકત્રિત થવાનો એમને હક હોવાનું કહેવામાં આવે છે. સામ્યવાદ સામે જેહાદને નામે અને લઘુમતિ પ્રશ્ન ખડો કરીને હિટલર યુરોપીય નાનાં રાષ્ટ્રોને આંતરિક રીતે છિન્નભિન્ન—Internal disintegration—કરવા માગે છે. લઘુમતિ વિ૦ બહુમતિ કોમો, સામ્યવાદી પક્ષો વિ૦ નાત્સી પક્ષો: આ પ્રમાણે દેશની અંદર છિન્નભિન્ન પક્ષોને વિરોધી કરી દઈ રાષ્ટ્રીય એકતા તોડી નાખવાની હિટલરની નીતિ છે. આ આંતરિક છિન્નતા, એ દેશની લડાયક સામનાની શક્તિ ઓછી કરી દેશની અંદર જ આંતરવિગ્રહની ભૂમિકા સજ્જ કરે છે.

## ઝેકોસ્લોવેકિયા અને જર્મની

આટલી વસ્તુ ધ્યાનમાં રાખી હવે આપણે ઝેકોસ્લોવેકિયાના રાજકારણ ઉપર દૃષ્ટિપાત કરીએ. આખા યુરોપમાં જર્મની સિવાય ઝેકોસ્લોવેકિયામાં જર્મનો સૌથી વધુ સંખ્યામાં છે. અને આ જર્મનોનો મોટો ભાગ ઝેક–જર્મન સરહદને જોડતા પ્રદેશોમાં વસે છે. આ જર્મનોને, જર્મની સાથે ભેળવી દેવાની હિટલરની મુરાદ છે. આ મુરાદ બર આણવા માટે ઝેક સરકાર સામે આ જર્મનોને ખડા કરવા હિટલર મથી રહ્યો છે. આ જર્મનો ઉપરાંત બીજી લઘુમતિ કોમોમાં પણ લઘુમતિ પ્રશ્ન ઊભો કરવાની એની પ્રવૃત્તિ જોરદાર થઈ રહી છે. આને લીધે આજે ઝેક રાજકારણ, લઘુમતિ વિ૦ બહુમતિના ઝઘડાનું રાજકારણ થઈ ગયું છે. હિટલરનું ધ્યાન જો કે જર્મનો પ્રત્યે જ મુખ્યત્વે હોવાથી ઝેક મ્યુનિસિપલ ચૂંટણીઓમાં જર્મનો પોતાનું ધાર્યું કરી શકે એટલા માટે હિટલરે એ પ્રશ્ન જર્મનીનો પ્રશ્ન બનાવ્યો. ઝેક જર્મનોને જર્મનીનું પીઠબળ હોવાથી એમની લડાયકવૃત્તિને ખૂબ વેગ મળ્યો. પરિણામે એ ચૂંટણી દરમિયાન જર્મન–ઝેક સરહદ ઉપર બંને દેશોએ પોતપોતાનાં લશ્કર કેન્દ્રિત કર્યાં.

ઝેકસરકારને માટે એ પ્રશ્ન જીવનમરણનો પ્રશ્ન હતો. ઝેકજર્મનોની માગણી કયાં તો ઝેક સરકારે મંજૂર કરવી કે કયાં તો જર્મનીના હુમલા સામે લડવા તૈયાર થવું. ન્યાયી જર્મન માગણી કબૂલવા સામે ઝેક પ્રજાસત્તાકને જરા પણ વાંધો નહોતો. પરંતુ હિટલરના એજન્ટ, ઝેક જર્મન નેતાઓની એક માગણી એ હતી કે ઝેકોસ્લોવેકિયા પોતાની પરદેશનીતિ, જર્મનીની અનુકૂળતા પ્રમાણે ઘડે. એટલે કે ઝેકોસ્લોવેકિયા જર્મનીના પ્રભાવક્ષેત્ર હેઠળ આવે અને ફ્રાન્સ અને રશિયા સાથેની મૈત્રી તોડી નાખે. તો જ ઝેક જર્મનો અને જર્મની સાથે ઝેક સરકારનો મૈત્રીસંબંધ શરૂ થાય અને જર્મન હુમલાની બીકથી ઝેકોસ્લોવેકિયા મુક્ત થાય. ઝેક સરકાર આ માગણી કબૂલી શકે એમ નહોતું. એનું કારણ એ નહોતું

કે ઝેક સરકારને ફ્રાંસ કે રશિયા પ્રત્યે ખાસ ભાઈબંધીની લાગણી હતી. જો ઝેક રાજપુરુષો હિટલરની અંતિમ મુરાદ વિશે નિર્ભય હોત તો તો જર્મનીની માગણી તેઓ તરત કબૂલ કરત. પરંતુ ડૉ. બેનેશ અને હોડ્ઝા જેવા સમર્થ રાજપુરુષો સારી પેઠે જાણે છે કે એક વખત ઝેકોસ્લોવેકિયાને કોઈપણ રીતે ફ્રાંસ અને રશિયાની મૈત્રીથી છૂટું પાડી થોડા વખત પછી બીજા કોઈ ને કોઈ બહાના હેઠળ એકલા પડી ગયેલ ઝેકરાષ્ટ્રને હિટલર કબજે કરવા માગે છે. કારણ કે ઑસ્ટ્રિયાનો કબજો લીધા પછી, હિટલરની યુરોપીય સર્વોપરીતા સ્થાપવાની મુરાદ બર આણવામાં ઝેકોસ્લોવેકિયાનું સ્થાન બીજે નંબરે છે. આથી જર્મન પરદેશનીતિને અનુસરવાની ઝેક રાજપુરુષોએ ના પાડી અને ફ્રાંસ રશિયા પાસે, જર્મન હુમલાની પરિસ્થિતિમાં તાત્કાલિક મદદની ગેરંટી મેળવી ઝેકોસ્લોવાક સરકારે જર્મનીનો સામનો કરવાનો પોતાનો નિર્ણય જાહેર કર્યો. ઝેક નિર્ણયની આ મક્કમ જાહેરાત અને બ્રિટીશ વડાપ્રધાને આમની સભામાં ઝેક-જર્મન પ્રશ્નની સુલેહશાંતિથી સમાધાન કરવાની જર્મન સરકારને કરેલી ગંભીર ભલામણથી હિટલર સમજી ગયો કે યુરોપિયન વિગ્રહ વિના ઝેક સરકારને નમાવી શકાય એમ નથી. અને એવા વિગ્રહની એની તૈયારી ન હોવાથી એણે સરહદ ઉપરનું લશ્કર પાછું ખેંચી લીધું અને ઝેક જર્મન પક્ષના નેતાને સમાધાનીભર્યું વલણ અખત્યાર કરવાની સૂચના કરી. આને પરિણામે આજે હર હિન્લેન ( ઝેક જર્મન પક્ષના નાત્સી નેતા ) અને ઝેક વડાપ્રધાન વચ્ચે સમાધાની ભરેલી વાટાઘાટો ચાલી રહી છે. અને હવે એમ ચોક્કસ લાગે છે કે એ પ્રશ્નનો તાત્કાલિક નિકાલ થઈ જશે—જો કે ભવિષ્યમાં આ જ પ્રશ્ન વધારે ભયંકર સ્વરૂપે પાછો બહાર આવશે.

### ફ્રાંકો-ઈટાલિયન વાટાઘાટ

યુરોપની બીજી સમસ્યા ભૂમધ્ય સમુદ્રની અથડામણોની છે. આજે ભૂમધ્ય સમુદ્રમાં યુરોપનાં ત્રણ સામ્રાજ્યવાદી રાષ્ટ્રોના હિતસંબંધોનું તુમુલ ઘર્ષણ ચાલી રહ્યું છે. બ્રિટીશ સામ્રાજ્યના વાહન વ્યાપારનો એ ધોરી રસ્તો હોવાથી બ્રિટનની એ જીવાદોરી—Life-Line છે. બીજી બાજુ ફ્રાંસના ઉત્તર આફ્રિકન સામ્રાજ્યનો પણ એ ટૂંકો રસ્તો છે. ઉત્તર આફ્રિકન પ્રદેશ ફ્રાંસના પ્રાદેશિક લશ્કર—Territorial Forces—ની દૃષ્ટિએ બહુ મહત્ત્વનો ભાગ છે. ફ્રાંસના લશ્કરીબળનું એ પ્રમુખ અંગ છે. ત્રીજી બાજુ ઍબિસીનિયન વિગ્રહ પછી ઈટાલિયન સામ્રાજ્યની દૃષ્ટિએ મુસોલિની ભૂમધ્યને એ ઈટાલિયન સરોવર બનાવવા માગે છે. વહેલે મોડે ફ્રાંસ અને બ્રિટનને ભૂમધ્ય સમુદ્રમાંથી મુસોલિની હાંકી કાઢવા માગે છે. પરંતુ એ માટે ફ્રાંસ અને બ્રિટન સામે એને એકલે હાથે લડવું પડે એવી પરિસ્થિતિ છે. આથી એની નીતિ એ પ્રકારની છે કે કોઈપણ રીતે બ્રિટનને ફ્રાંસથી વિખૂટું પાડવું. જો ફ્રાંસ, બ્રિટનથી વિખૂટું પડી જાય તો મુસોલિની ફ્રાંસના ઉત્તર આફ્રિકન પ્રદેશો ઉપર પોતાનો કાબૂ સહેલાઈથી જમાવી શકે. અને એક વખત ફ્રાંસનો ભૂમધ્ય તરીમાર્ગ નબળો પડ્યો એટલે એનાથી ઉત્તર આફ્રિકન પ્રદેશોનો કબજો રાખી શકાય એમ નથી. સ્પેનિશ વિગ્રહમાં ફ્રાંકો જીત્યા પછી આ હકીકત વધારે સ્પષ્ટ થશે. કારણકે સ્પેનમાં ફ્રાંકો ઈટાલીની મદદથી જીતવાને લીધે સ્પેન ઈટાલીનું એક સંસ્થાન બની જશે. આંતરવિગ્રહમાં નબળું પડી ગયેલ સ્પેન, મજબૂત ઈટાલીનો સામનો કરવા ફ્રાંકોની ગમે એટલી ઇચ્છા છતાં અશક્ત બનશે. પરિણામે સ્પેનના ભૂમધ્ય કિનારાનાં અગત્યનાં લશ્કરી મથકો અને સ્પેનના ભૂમધ્ય ટાપુઓ ઈટાલીનાં દરિયાઈ મથકો બનશે. સ્પેનિશ મોરોક્કોનો ભૂમધ્ય કિનારો પણ ઈટાલીનાં દરિયાઈ

મથકોનું સ્થાન બનશે. આ સાથે આજે ભૂમધ્યના ઈટાલિયન ટાપુઓને મજબૂત દરિયાઈ કાફલાનાં મથકો બનાવવાની જોરદાર પ્રવૃત્તિ મુસોલિનીએ છેલ્લા દોઢ વરસથી શરૂ કરી છે. આને પરિણામે ફ્રાંસના ભૂમધ્ય તરીમાર્ગની ઉત્તરદક્ષિણ રેખાની બન્ને બાજુએ અને દક્ષિણ છેવાડે ઈટાલિયન દરિયાઈ મથકોની હારમાળા તૈયાર થશે. જર્મની સાથે યુરોપીય વિગ્રહ દરમિયાન, મુસોલિની ફ્રાંસનો આ માર્ગ કાપી નાખશે. ફ્રાંસની આફ્રિકન ટુકડીઓને એ વખતે ફ્રેંચ ભૂમિ ઉપર નહિ લાવી શકાય. આમ કરવામાં મુસોલિની પોતાને મદદકર્તા થઈ પડે એટલા માટે પણ હિટલર મુસોલિની સાથે પોતાનો સંબંધ મજબૂતપણે ટકાવી રાખશે. કારણકે જો મુસોલિની ફ્રાંસના તરીમાર્ગનું રૂંધન કરી ફ્રેંચ ટુકડીઓની હિલચાલ અટકાવી દે તો હિટલર ફ્રાંસને સારી રીતે પહોંચી વળી શકે.

પરિસ્થિતિ આવી હોવાથી ફ્રાંસ, ઈટલી સાથે સમજૂતી કરવા ખૂબ જ ઈંતેજાર છે. ઈટાલીની મૈત્રી જાળવી રાખવા માટે જ, બ્રિટનનો વિરોધ કરીને પણ, ફ્રેંચ પ્રિમિયર મોં. લાવલે, ૧૯૩૫માં, મુસોલિનીના ઈટાલિયન આક્રમણને છૂપી રીતે ટેકો આપવાનો કરાર કર્યો હતો. પરંતુ છેલ્લાં ત્રણ વરસના બનાવોએ ફ્રાંકો–ઈટાલિયન સંબંધ લગભગ તોડી નાખ્યો છે. ખાસ કરીને સ્પેનના આંતરવિગ્રહ દરમિયાન ફ્રાંસ અને ઈટલીની ભાઈબંધી શાંત દુશ્મનાવટના રૂપમાં ફેરવાઈ ગઈ છે. જે કાર્ય એબિસીનિયન વિગ્રહે એંગ્લો–ઈટાલિયન વૈમનસ્ય વધારવાનું અને ફ્રાંકો–ઈટાલિયન મૈત્રી દૃઢ કરવાનું કર્યું હતું તે જ કામ સ્પેનિશ આંતરવિગ્રહે ફ્રાંકો–ઈટાલિયન વૈમનસ્ય વધારવાનું અને એંગ્લો–ઈટાલિયન મૈત્રી દૃઢ કરવાનું કર્યું છે. કારણ કે સ્પેનિશ આંતરવિગ્રહમાં બ્રિટન આડકતરી રીતે ઈટાલીને ટેકો આપી રહ્યું છે. આથી જ ગયે મહિને ઈટલી અને બ્રિટન વચ્ચે સમજૂતી થઈ શકી.

એંગ્લો–ઈટાલિયન કરાર થયા પછી તરત જ ફ્રાંસ અને બ્રિટનના રાજપુરુષો મળ્યા. બ્રિટીશ રાજપુરુષોએ ફ્રેંચ રાજપુરુષો ઉપર ઈટલી સાથે કોઈપણ રીતે સમજૂતી કરવા દબાણ આણ્યું છે. કારણકે બ્રિટીશ વડાપ્રધાનની નીતિનું તારતમ્ય કોઈપણ જાતના તાત્કાલિક હિતસંબંધોનો ભોગ આપીને પણ સરમુખત્યારો સાથે સમજૂતી કરી લઈ યુદ્ધ મુલતવી રાખવાનું છે. (યુદ્ધ અટકાવવાની તો કોઈ વાત જ નથી કરતું! યુદ્ધ અટકાવવું શક્ય ન હોવાથી આજે બ્રિટીશ, ફ્રેંચ અને અમેરિકન મુત્સદ્દીઓ યુદ્ધ મુલતવી રાખવાની ભાંજગડમાં પડવામાં જ પોતાને કૃતકૃત્ય માને છે.)

એક બાજુ બ્રિટીશ સરકારનું દબાણ અને બીજી બાજુ ઝેક મ્યુનિસિપલ ચૂંટણી દરમિયાન મધ્ય યુરોપમાં ઊભા થયેલા કટોકટીના મામલાએ ફ્રેંચ રાજપુરુષોને ગભરાવી મૂક્યા. મો. દલાડિયેરે મુસોલિની સાથે મંત્રણા કરવાની શરૂઆત કરી. પરંતુ સમજૂતી કરવાનું ધોરણ કયું હોવું જોઈએ? ફ્રાંસ અને ઈટલી કયા મૂળભૂત મુદ્દા ઉપર એકમેકને સમાવી લેવા તૈયાર થાય? આ પ્રશ્ન બહુ મહત્ત્વનો હતો. ફ્રાંસ સાથે સમજૂતી કરવા મુસોલિની બહુ ઈંતેજાર પણ નહોતો, કારણ કે સ્પેનમાં ફ્રાંકોનો અંતિમ વિજય એ જ સમયે વેગ ધારણ કરી રહ્યો હતો. જુગોસ્લેવેકિયા અને રૂમાનિયા ફ્રાંસના પ્રભાવક્ષેત્ર મટીને ઈટાલિયન વગ હેઠળ ઝડપથી આવી રહ્યાં હતાં. ઉત્તર આફ્રિકાના ફ્રેંચ પ્રદેશોમાં ફાસિસ્ટ પ્રચારકાર્યને લીધે ત્યાંની નેટિવપ્રજા બળવો કરી રહી હતી. ટર્કી સાથે ફ્રાંસનો સંબંધ બગડતો જતો હતો અને કમાલ પાશા, મુસોલિની અને હિટલરની ચઢતી શક્તિથી અંજાઈને એમની મૈત્રી સર કરવાની પ્રવૃત્તિ આદરતો હતો. આમ દરેક બાજુથી ફ્રાંસની વિપરીતતામાં વૃદ્ધિ

થતી હતી. ફ્રાંસની ગરજનો લાભ લેવાની મુસોલિનીની પૂરેપૂરી દાનત હોવાથી એણે સ્પેનિશ સરકારને ફ્રાંસની સરહદમાંથી દારૂગોળાની મળતી મદદ બંધ કરવાની અને ફાસિસ્ટ મદદથી ફ્રાંકોને સ્પેનમાં વિજય મળે એ માટે મુસોલિનીનાં પગલાં સ્વીકારવાની ફ્રાંસ પાસે માગણી કરી. આ માગણીનો સ્વીકાર ફ્રાંસને માટે લગભગ અશક્ય હતો. ફ્રેંચ રાજપુરુષો એ જોઈ શક્યા કે સરમુખત્યારોની અંતિમ મુરાદ સ્પષ્ટ હોવાથી, પોતાને પક્ષે એમને મળતી દરેક છૂટ (Concession) એમને મજબૂત બનાવે છે, જે છેવટની અથડામણ વખતે એમને ઘણી સાનુકૂળ સ્થિતિમાં મૂકશે. આથી એમણે દઢતા બતાવવાનો નિર્ણય કર્યો. સ્પેન ફ્રાંકોના હાથમાં ન જાય એટલા માટે ફ્રાંકો-સ્પેનિશ સરહદ ઉપરથી સ્પેનિશ સરકારને પહોંચતી મદદમાં વધારો થાય એ માટે ફ્રેંચ સરકારે સરહદી ચોકીની સખતાઈ ઘટાડી નાખી. પરિણામે ફ્રાંકોની આગેકૂચને મજબૂત ધક્કો પહોંચ્યો. આથી ફ્રાંકો-ઈટાલિયન વાટાઘાટો લગભગ તૂટી ગઈ. હજી સુધી એની પ્રગતિનું કોઈપણ પરિણામ આવ્યું નથી. હવે એ વાટાઘાટો સ્પેનમાં કોનો વિજય થશે એ સ્પષ્ટ થયા પછી જ આગળ ચાલશે એમ લાગે છે.

યુરોપિયન રાજકારણની હેઠળ મોટા જ્વાળામુખીનો લાવા ધખી રહ્યો હોય એવું લાગે છે. હજી ઝેક-જર્મન અથડામણના ગંભીર બનાવો શાંત પડયા નથી ત્યાં સ્પેનિશ વિગ્રહ-જનિત આંતરરાષ્ટ્રીય બનાવો દેખા દે છે. ફરી પાછી હવાઈ ચાંચિયાગીરી શરૂ થઈ છે. તટસ્થ રાષ્ટ્રોનાં વહાણો ડૂબાડવામાં આવે છે ને ખલાસીઓના જાન લેવાય છે. બીજી બાજુ ફ્રેંચ સરહદ વટાવીને અજાણ્યાં વિમાનો ફ્રેંચ પ્રદેશ ઉપર ઊડે છે. હમણાં જ એમાંના એક હવાઈ જહાજે ફ્રાંસના એક ગામ ઉપર બોમ્બમારો ચલાવ્યો છે. આ બનાવ એ સૂચવે છે કે હવે રાષ્ટ્રોની સરહદો અક્ષત નથી રહી. આંતરરાષ્ટ્રીય વિધાન અને નીતિનો પાયો હાલી ઊઠયો છે. બાકી કોઈપણ જાતની સંધિનું પાલન અને એની અક્ષતતાની જવાબદારી ફાસિસ્ટ સરમુખત્યારો સ્વીકારવા તૈયાર થતા નથી. પરિણામે આજનાં આંતરરાષ્ટ્રીય સંધિ-પત્રોની કિંમત નજીવી થઈ ગઈ છે. આવા બનાવો ફ્રાંસ અને બ્રિટનને ચેતવણીરૂપ છે કે હિટલર મુસોલિનીનાં આજનાં આપેલાં વચનો, એઓ એમની અનુકૂળતાએ તોડી નાખશે. આમ એક જબરદસ્ત અસ્થિરતા, બેજવાબદારી અને નૈતિક નાદારી વર્તમાન યુરોપીય ફાસિસ્ટ રાજપુરુષોનું પ્રગટ લક્ષણ થઈ પડયું છે. સરમુખત્યારોને બહેકી જતા અટકાવવા માટે ને એ રીતે યુદ્ધભય ઓછો કરવા એમની ખતરનાક માગણીઓનો પણ જગતશાંતિને ખાતર સ્વીકાર કરવામાં બ્રિટીશ વડાપ્રધાનની નિષ્ઠા ભલે ગમે એટલી શુભ હોય પરંતુ એ નિષ્ઠા પાછળ મૂંઝવણભરી અચોક્કસતા, લડવાની અશક્તિ અને દૂરદર્શિતાનો જબરો અભાવ દેખાય છે. સરમુખત્યારોની આંતરરાષ્ટ્રીય હુમલાખોરીનો સામનો કરવા માટે એમને નમીને રીઝવવાની બ્રિટીશનીતિ ભૂલ ભરેલી છે એ, આજના બ્રિટીશ રાજપુરુષોને સમજાતું નથી. સરમુખત્યારોની વિગ્રહવૃત્તિ દબાવવા માટે આજે યુદ્ધવિરોધી રાષ્ટ્રોએ પોતાનું જૂથ જમાવવું જોઈએ. સામુદાયિક સલામતી અને રાષ્ટ્રસંઘની મજબૂતી એ આજે પ્રજાતંત્રવાદી રાજ્યોના પરદેશનીતિનું મુખ્ય વલણ હોવું જોઈએ.

### જીનિવા

એને બદલે આપણે શું જોઈએ છીએ? છેલ્લી લીગ એસેમ્બ્લીની બેઠકમાં બ્રિટીશ પરદેશમંત્રી, ઈટાલિયન આક્રમણને રાષ્ટ્રસંઘની મહોર દેવા ભલામણ કરતા જણાય છે. રાષ્ટ્રસંઘના મૂળભૂત સિદ્ધાંતનો ભંગ કરીને રાષ્ટ્રસંઘના એક સભ્ય રાષ્ટ્ર ઉપર ઈટલીએ

મેળવેલ લશ્કરી વિજયનો રાષ્ટ્રસંઘ પાસે બ્રિટન સ્વીકાર કરાવવા પ્રયત્ન કરે એનો અર્થ એ થયો કે ન્યાય અને આંતરરાષ્ટ્રીય કાનૂન કે સામુદાયિક સલામતીની આજે બ્રિટીશ સત્તાધીશોને કશી જ પડી નથી. બ્રિટન પોતાની લાગવગ ઇટલીને પક્ષે વાપરવા તૈયાર થાય છે એ બતાવે છે કે હવે બ્રિટન, ફાસિસ્ટ સરમુખત્યારોનું મજબૂત ને વગ ધરાવનાર એજંટ બન્યું છે. એના બદલામાં ફાસિસ્ટ સરમુખત્યારો બ્રિટનને, બ્રિટીશ સામ્રાજ્ય, બ્રિટીશ ટાપુઓ અને ભૂમધ્ય સમુદ્રના બ્રિટીશ હિતસંબંધોની અક્ષતતાની અને સલામતીની ખાતરી આપે છે. પોતાની સલામતીને ખાતર, જીનિવાના સંઘનું એક પ્રમુખ રાષ્ટ્ર, નબળાં ને નાનાં રાષ્ટ્રોના પરાજયને કાયદેસર કરી દેવાની એજન્સી લે છે!—રાષ્ટ્રસંઘને દફનાવી દેવા તૈયાર થાય છે!

રાષ્ટ્રસંઘની રંગભૂમિ ઉપર હવે છેવટનો પડદો પડતો જાય છે. હવે યુરોપીય અને એશિયાટિક રાષ્ટ્રો પોતપોતાની સલામતી ને સ્વહિત રક્ષણને માટે ભાઈબંધ રાષ્ટ્રો ખોળતાં થઈ ગયાં છે. પરંતુ હજી ૧૯૧૪ની માફક દુનિયાંનાં અગ્રગણ્ય રાષ્ટ્રો બે દળમાં વહેંચાઈ નથી ગયાં. રાષ્ટ્રસંઘ એ દળવહેંચણી અટકાવતો હતો. રાષ્ટ્રસંઘની એ શક્તિ ચાલી ગઈ છે. પરંતુ એનું સ્થાન બ્રિટન લેવા માગે છે. ફાસિસ્ટ વિરોધી રાષ્ટ્રોના રચાતા બ્લૉકમાં દાખલ થવાની બ્રિટન ના પાડે છે અને ફાસિસ્ટ અને ફાસિસ્ટવિરોધી દળો વચ્ચે તટસ્થ અને સમતા જાળવનાર રાષ્ટ્ર તરીકે પોતાનું સ્થાન લેવાનો હાલના બ્રિટીશ સત્તાધીશોનો પ્રયત્ન છે. આ બ્રિટીશ તટસ્થતા કેટલો વખત નભશે? આ પ્રશ્નનો જવાબ આપવો સહેલો નથી, પરંતુ જ્યાં સુધી બ્રિટન તટસ્થ રહી શકશે ત્યાં સુધી વિશ્વયુદ્ધ ફાટી નીકળવાની શકયતા નથી.

જ્યાં સુધી ફાસિસ્ટ સરમુખત્યારોની આક્રમણકારી નીતિ સામે નમી જવાની અને પોતાના હિતસંબંધોનો ભોગ આપવાની બ્રિટન તૈયારી બતાવી શકશે ત્યાં સુધી એ પોતાની તટસ્થતા જાળવી શકશે. બ્રિટન કયાં સુધી પોતાના હિતસંબંધોને ભોગે ફાસિસ્ટ રાષ્ટ્રો સાથે સમાધાન કરવાની તૈયારી બતાવશે એ નક્કી કરવું મુશ્કેલ છે. આમ છતાં બ્રિટીશ શાહીવાદી હિતો સાથે ફાસિસ્ટ હિતોની અથડામણનું સમાધાન લાંબો કાળ સુધી નભી શકે એમ નથી. હવે આવતી આર્થિક મંદી બ્રિટીશ સરકારનું હાલનું સ્થાન તોડી પાડશે અને એને કયાં તો ફાસિસ્ટ કે કયાં તો ફાસિસ્ટવિરોધી દળમાં ભળી જવાની ફરજ પાડશે. ફાસિસ્ટ દળમાં બ્રિટન ભળી શકે એમ નથી કારણ કે આજે એના સામ્રાજ્યવાદીહિતો, યુદ્ધવિરોધી પરિસ્થિતિમાં જ ટકી શકે એમ છે. યુદ્ધમાં બ્રિટનને ગુમાવવું પડે એમ હોવાથી એનું સ્થાન છેવટે તો યુદ્ધવિરોધી રાષ્ટ્રો સાથે જ છે. પરંતુ એ સ્થાને પહોંચવામાં બ્રિટન બને એટલી ઢીલ કરશે. કારણ કે આજના બ્રિટીશ સત્તાધીશો માને છે કે બ્રિટન જો ફાસિઝમ વિરોધી મક્કમ વલણ લે તો એઓ વિગ્રહ કરવા ધસી જશે. જ્યારે વસ્તુસ્થિતિ એનાથી ઊલટી જ છે.

હાલને તબક્કે જો બ્રિટન ફાસિઝમ વિરોધી દળમાં ભળીને ફાસિઝમનો સામુદાયિક સામનો કરવા માટે તૈયાર થાય તો યુદ્ધનો ભય ઘણો ઓછો થઈ જાય એમ છે. પરંતુ બ્રિટનની તટસ્થ અને અચોક્કસ વલણ અને હિટલર-મુસોલિનીની માગણી સાથે સમાધાન કરવાની એની વૃત્તિને લીધે એ સરમુખત્યારો કદમે કદમે મજબૂત થતા જાય છે. બ્રિટીશ અચોક્કસતાનો એઓ અચ્છી રીતે લાભ ઉઠાવી રહ્યા છે.

## ચીન-જાપાન વિગ્રહ

એક તરફ યુરોપિયન રાજકારણ અનેક સમસ્યાની અથડામણોનું સંગ્રામસ્થાન બની રહ્યું છે ત્યારે બીજી બાજુ પાસિફિક વિસ્તારમાં જાપાનીઝ સામ્રાજ્યવાદ પોતાની પાંખ પસારવા ચીન સાથે જીવલેણ વિગ્રહમાં પડ્યો છે. મહાયુદ્ધ પછી જાપાન પાશ્ચાત્ય દેશોના સામ્રાજ્યવાદ સામે પોતાના સામ્રાજ્યવાદની હરીફાઈમાં ઊતર્યું છે. યુરોપિયન મહારાજ્યોની પોતાની આંતરિક સ્થિતિ અને પરસ્પરની વિષમતા એટલી વિકટ થતી જાય છે કે પાસિફિક વિસ્તારમાં જાપાનીઝ પડકારનો મુકાબલો કરવા પોતાની લશ્કરી શક્તિની જમાવટ કરવાની એમની તૈયારી નથી. આથી જાપાનને નબળા રાષ્ટ્ર ચીનને પોતાના સામ્રાજ્યનો એક ભાગ બનાવવાની એકી તક મળી ગઈ છે. મંચુરિયા ઉપર આક્રમણ કર્યા પછી ચીન સાથે જાપાન કાયમી વિગ્રહની પરિસ્થિતિમાં જ રહ્યું છે. પરંતુ ગયા વર્ષના મધ્યમાં જ્યારે સ્પેનિશ આંતરવિગ્રહ અને ભૂમધ્ય સમુદ્રની ચાંચિયાગીરીએ ગંભીર સ્વરૂપ ધારણ કર્યું હતું અને યુરોપીય મહારાજ્યો યુરોપીય પ્રકરણમાં ખૂંપી ગયાં હતાં એ વખતે જાપાને મોટા પાયા ઉપર ચીન ઉપર આક્રમણની શરૂઆત કરી. ચીની પ્રજાની આંતરિક ફાટફૂટ અને લશ્કરી નબળાઈ એટલી બધી હતી કે એને લીધે પણ જાપાનના આક્રમણને વેગ મળ્યો. ચીન ઉપર આક્રમણ કરવામાં ચીનના કરતાં જાપાનને યુરોપીય રાષ્ટ્રોની વધારે બીક હતી. કારણ કે ચીનમાં મહત્ત્વનાં પાશ્ચાત્ય રાષ્ટ્રોના મોટા હિતસંબંધો હોવાથી એના રક્ષણને માટે એઓ જાપાનને બિનહરકતી હુમલો કરવા દે એમ જાપાનીઝ સામ્રાજ્યવાદીઓ નહોતા માનતા. પરંતુ પશ્ચિમની પરિસ્થિતિ વિકટ હોવાને કારણે અને જર્મની અને ઈટલી સાથે સામ્યવાદવિરોધી સંધિ કરી હોવાથી એમની ભાઈબંધી મળવાને લીધે પોતાના આક્રમણમાં પાશ્ચાત્ય રાષ્ટ્રો દરમ્યાનગીરી કરી શકે એમ ન હોવાની એમને ખાતરી થતાં એમણે વિગ્રહ શરૂ કર્યો.

નવ મહિનામાં જાપાનીઝ સામ્રાજ્યવાદી આક્રમણે ઉત્તર ચીનાઈ પ્રાંતોને પોતાના કબજામાં લીધા છે એટલું જ નહિ પણ ચાઈનીઝ પાટનગર નાનકીંગનો કબજો પણ મેળવ્યો છે. નાનકીંગનો કબજો લીધા પછી એમ લાગતું હતું કે ચાંગ-કાઈ-શેકની મધ્યસ્થ સરકાર લાંબો વખત નહિ ટકી શકે. પરંતુ આ છેલ્લા જાપાનીઝ વિગ્રહે સમસ્ત ચાઈનીઝ પ્રજાને મતભેદો ભૂલાવી એકત્ર ને સંગઠિત થવાની ફરજ પાડી છે. આમ છતાં એટલું કહ્યા વિના ચાલે એમ નથી કે ચાઈનીઝ પ્રજાના ગમે તેવા સામના છતાં જાપાનીઝ વિગ્રહી યંત્રની વિનાશકતા સામે ચાઈનીઝ પ્રજા ટકી શકે એમ નથી. કારણકે હવે એટલી વસ્તુ સ્પષ્ટ થઈ ગઈ છે કે ચીનમાં હિતસંબંધો ધરાવનાર કોઈ પણ યુરોપીય મહારાષ્ટ્ર જાપાન સામે ઊભું રહેવા તૈયાર નથી. આ ઉપરાંત ચીની પ્રજાને કોઈ પણ રાષ્ટ્ર સીધી મદદ પણ કરવા તૈયાર નથી. આથી જેમ જેમ ચીનાઈ સામનો દૃઢ ને વ્યવસ્થિત થતો જાય છે તેમ તેમ જાપાનીઝ આક્રમણ વધારે ભયંકર થતું જાય છે. શાંત શહેરો ને ગામડાંની અરક્ષિત પ્રજા ઉપર હવાઈ બોમ્બમારો જાપાનીઝ આક્રમણનું એક મહત્ત્વનું અંગ થઈ પડ્યું છે. છેલ્લા કેટલાક દિવસથી કેન્ટન ઉપર કરવામાં આવતા હવાઈ બોમ્બમારા પાછળનો હેતુ એ જ છે કે એની નુકસાની અને ભયંકરતાથી ગભરાઈ જઈ ને ચીની પ્રજાની પ્રતિકારક વૃત્તિ મરી જાય.

બીજી બાજૂ ઉત્તર ચીનના પ્રાંતો ને અગત્યની રેલવે તેમજ લશ્કરી મથકોનો કબજો જાપાનીઓ ઝડપથી લેતા જાય છે. આ મહત્ત્વની રેલવે લાઈનોનો કબજો લીધા પછી હાલના ચાઈનીઝ સરકારના મથક હેંકાઉ ઉપર હલ્લો લઈ જવો સહેલો થઈ પડશે. છેલ્લી ખબરો

પ્રમાણે હુમલાખોરોની એક ટુકડી હેંકાઉથી સો માઈલ દૂર આવી ગઈ છે. આજે પીપીંગ—નાનકીંગ હેંગચાઉ રેલવે લાઈનનાં મહત્ત્વનાં જંકશનો તો જાપાનીઓના હાથમાં આવી ગયાં છે.

બાહ્ય દેશોની મદદ વિના જાપાનીઝ આક્રમણનો અસરકારક સામનો એકલે હાથે ચીનને માટે શક્ય ન હોવાથી યુદ્ધવિરોધી દેશોનો સાથ ચીની સરકારને માટે અત્યંત જરૂરી વસ્તુ છે. આમ છતાં રાષ્ટ્રસંઘના એક સભ્ય તરીકે સંઘનાં સભ્ય રાષ્ટ્રોની ચીને મદદ માગવા છતાં કોઈ પણ રાષ્ટ્ર એને સીધી મદદ કરવા તૈયાર ન થયું કારણકે એમ કરવા જતાં જાપાન જેવા મહાબળવાન રાષ્ટ્રનો વિરોધ વહોરવા તૈયાર થવું પડે. જાપાનનો વિરોધ કરવા અમેરિકા જેવું બળવાન રાષ્ટ્ર પણ આજે તૈયાર નથી; જો કે ચીનમાં કરોડોની અમેરિકન મૂડી રોકાયેલી છે અને ચીન સાથે અમેરિકાનો બહોળો વેપાર પણ છે.

પાશ્ચાત્ય રાજ્યોની ચીનની પડખે ઊભા રહેવાની અશક્તિને લીધે જાપાનને ચીન ઉપર હલ્લો કરવામાં અનુકૂળતા મળી ગઈ છતાં જાપાનની આંતરિક સ્થિતિ સીનો-જાપાનીઝ વિગ્રહે ખૂબ વિષમ કરી મૂકી છે. એક તરફ લોકશાસનવાદી ને યુદ્ધવિરોધી પ્રજાઓએ જાપાન સામે વિરોધ બતાવવાના હેતુથી આંતરરાષ્ટ્રીય ધોરણે જાપાનીઝ માલનો બહિષ્કાર જાહેર કરવાથી છેલ્લા વર્ષમાં જાપાનીઝ નિકાસ વેપાર કથળી ગયો છે; જ્યારે યુદ્ધસરંજામની આયાતની અનિવાર્ય જરૂર હોવાથી આયાતમાં જાપાનને વધારો કરવો પડ્યો છે. આથી પરદેશોનું લેણું વધતું જાય છે અને જાપાનીઝ બેંકોનો સોનાનો જથો ઝડપથી ખૂટતો જાય છે.

### યુદ્ધખર્ચ

એક તરફ આયાતમાં વધારો થવા સાથે અસાધારણ યુદ્ધખર્ચને લીધે જાપાનીઝ સરકારના બજેટમાં આ વરસે જંગી ખાધ પડી છે. ગયા જૂનથી આ વર્ષના માર્ચ માસ સુધી જાપાનીઝ સરકારે ૪૩૭ દશલાખ પૌંડ યુદ્ધખર્ચ ખાતે કાઢ્યા છે. આ વરસે એથી પણ વધારે ખર્ચ અને બજેટની ખાધ પડશે એ ચોક્કસ છે. એને લીધે જ હમણાં જાપાનના નવા નાણાપ્રધાન ઇકેડાએ નવો હોદ્દો લીધા પછી તરત જ જાહેર કર્યું છે કે ચીન સાથેના લાંબા વિગ્રહની જાપાને તૈયારી કરવી જોઈશે અને એ વિગ્રહ ચાલુ રાખવા માટે પ્રજાનું જીવનધોરણ નીચે ઉતારવું પડશે અને વિગ્રહજનિત આર્થિક વિટંબણા પ્રજાએ સહન કરવા તૈયાર રહેવું જોઈશે.

જાપાનીઝ વસ્તુસ્થિતિના કેટલાક ઊંડા અભ્યાસીઓનો મત એવો છે કે ચીન સાથે વિગ્રહ લડવાનો આર્થિક બોજો જાપાન લાંબો વખત સહન કરી શકે એમ નથી. પરંતુ જાપાનીઝ પ્રજાનો ઉગ્ર રાષ્ટ્રવાદ અને સામ્રાજ્યવાદી મહત્ત્વાકાંક્ષા એટલી ઝનૂની હદે પહોંચી ગઈ છે કે આખી પ્રજા આ યુદ્ધનો બોજો ભારે કષ્ટ વેઠીને પણ ઉપાડશે. કદાચ ચાઈનીઝ વિગ્રહ ચીનાઓની અણધારી પ્રતિકારક શક્તિને કારણે વધારે લંબાય તો એટલા મોટા વિસ્તારમાં યુદ્ધ ટકાવી રાખવાનો ખર્ચ જાપાન નહિ વેઠી શકે. એ સ્થિતિમાં કયાં તો બ્રિટન જેવા રાષ્ટ્રને દરમ્યાનગીરી કરીને વિગ્રહનો અચોક્કસ નિવેડો લાવવાની નીતિ જાપાન અનુસરશે કે ક્યાં તો રશિયા સાથે ઝઘડો શરૂ કરી એક મહાન વિગ્રહમાં દુનિયાને ધકેલી મૂકશે—જો કે આ જાતની શક્યતા હમણાં ઓછી છે. કારણકે ચીનમાં થોડી પીછેહઠ પછી ફરી વાર જાપાનીઝ આગેકૂચની ઝડપ ઘણી વધવા લાગી છે. ચીન-જાપાન વિગ્રહનો અંત કેવી રીતે ને ક્યારે આવશે એ કોઈ ચોક્કસપણે કહી શકે એમ નથી. કારણકે હજી એ વિગ્રહ નિર્ણયાત્મક તબક્કે નથી પહોંચ્યો.

૧૦-૬-૩૮

# લિપિનું રાષ્ટ્રીયકરણ અથવા સો બીબાંનું છાપખાનું

યોજક : કરણસિંહ ગોવિંદસિંહ ચુડાસમા
ગુરુકુલ : સોનગઢ (કાઠીયાવાડ)

ભારતવર્ષમાં રાષ્ટ્રીય એકતા માટે લિપિના રાષ્ટ્રીયકરણની ખાસ આવશ્યકતા છે. ભારતના જુદા જુદા પ્રાંતની જુદી જુદી લિપિઓ હોવાને કારણે આપણે એક બીજાના વિચારોને સમજી શકતા નથી. એક બીજાના સાહિત્યથી અપરિચિત રહીએ છીએ. અને દરેક પ્રાંતની લિપિમાં લખાયેલાં સુંદર પુસ્તકોનો લાભ આમજનતા લઈ શકતી નથી.

જ્યારે ભારતને એક અને અવિભક્ત રાષ્ટ્ર બનાવવાનો રાષ્ટ્રીય મહાસભાએ નિર્ણય કર્યો છે, ત્યારે પ્રાંતેપ્રાંતનો સંપર્ક સાધવા માટે આંતરપ્રાંતીય વ્યવહારની એક જ લિપિની અનિવાર્ય આવશ્યકતા ઊભી થાય છે. આવી લિપિદ્વારા હાલ તુરતમાં આપણે આપણાં દૈનિક વર્તમાનપત્રો, સામાહિકો અને માસિકોમાં રાજકીય નોંધો, આંતરરાષ્ટ્રીય અહેવાલો, વ્યાપારી જાહેરખબરો, વીમાના પ્રોસ્પેક્ટસો, રેલવેના બોર્ડો વગેરેમાં આ લિપિનો પ્રયોગ ચાલુ કરીએ તો એક જ લિપિદ્વારા બીજી ભાષામાં પણ આપણે અક્ષરોદ્વારા શબ્દો અને શબ્દોદ્વારા વાક્યોનું જ્ઞાન મેળવી પ્રવેશ કરી શકીશું. આથી આપણો આંતરપ્રાંતીય સંપર્ક વધારીને આપણે એક બીજાની વધારે નજીક આવી શકીશું.

આ બાબતનો નિર્ણય કરીને વિદ્વાનો પોતાનાં પત્રો અને લેખો પણ આવી લિપિમાં લખવાની પ્રથા પાડે તો પાંચ વર્ષે આપણે જરૂર ભારતવર્ષને એક અને અવિભક્ત રાષ્ટ્ર બનાવવાને શક્તિમાન થઈ શકીશું.

લિપિપરિવર્તન એ એટલું અઘરું નથી જેટલું આપણે માનીએ છીએ. ઈરાન અને તુર્કસ્તાનનાં ઉદાહરણો આપણી સમક્ષ મોજુદ છે. તે દેશોએ તો પોતાની લિપિમાં સુધારા કરવાને બદલે રોમન લિપિનો જ સ્વીકાર કર્યો છે. પરંતુ આપણી લિપિ પૂર્વકાળથી સંસ્કૃત થએલી છે એટલે વૈજ્ઞાનિક છે. તેને થોડી યંત્રાનુકૂળ બનાવીએ એટલે દુનિયાની કોઈપણ લિપિથી ઊતરતી રહેશે નહિ. અને તે સાથે તેને સમય આવતાં 'તારમાં' પણ સુવિધાથી મોકલી શકાશે.*

આમ યંત્રાનુકૂળ બનાવવા જતાં આપણી લિપિમાં જુજ પરિવર્તનની આવશ્યકતા રહે છે. કારણકે મુદ્રણમાં વપરાતાં લગભગ ૭૦૦ ટાઈપો, તે રાખવાની જગ્યા, કંપોઝની મુશ્કેલી, ટાઈપરાઈટરની મુશ્કેલી, એ બધી અગવડોનો નિવેડો લાવી શકાય તો જ આ લિપિદ્વારા વિદ્યાપ્રચાર, ને સસ્તાં પ્રકાશનોદ્વારા રાષ્ટ્રીય એકતા જલદી લાવી શકાય.

આ પરિવર્તન માટે દેશના કેટલાક વિદ્વાનો વિચાર કરી રહ્યા છે. મેં પણ લગભગ બે વર્ષથી આમાં રસ લેવા માંડ્યો છે અને કેટલાંયે સ્વરૂપો યોજીને છેવટે જે સ્વરૂપ યોજ્યું છે,

* તારમાં મોકલવા જેવી જ રીત 'દુંદુભી સંદેશ' (નગારાથી સમાચાર પહોંચાડવાની રીત)ની યોજના મેં કરેલી છે. અને તે ફળીભૂત પણ થઈ છે. જુઓ ૧૯૯૦ના 'શારદા'ના ખાસ અંકમાં આ બાબતનો મારો લેખ. તેને બસો જેટલા વિદ્યાર્થીઓએ અમલમાં મૂકી જોયું છે.

તે વધારેમાં વધારે સરળ અને સસ્તું છે, એમાં જરાએ શંકા નથી. હજુ આમાં અશક્ય જણાતી બાબતો પર વધારે ચર્ચા થાય એ ઇચ્છવાજોગ છે અને એટલા માટે જ મારા અનુભવ અને અભ્યાસના ફળસ્વરૂપનો નકશો (બ્લૉક) આ સાથે (જુઓ સામેનું પાનું) રજુ કરું છું.

લિપિપરિવર્તન માટે મેં જે મુદ્દાઓ પર વિચાર ચલાવ્યો છે, તે જરૂરી હોવાથી આ નીચે આપું છું:

૧. જે સુધારો કરવામાં આવે તે ઓછામાં ઓછો હોય. કોઈ પણ અક્ષરના મૂળ સ્વરૂપનો નાશ ન થાય તેટલો જ સુધારો કરવો.

૨. સુવાચ્યતા જળવાઈ રહેવી જોઈએ.

૩. લખાણમાં ઝડપ વધારી શકાય.

૪. ટાઈપ કળામય પણ બનાવી શકાય. (અલ્પ સંખ્યા હોવાને કારણે)

૫. ટાઈપની સંખ્યા જેટલી બની શકે તેટલી ઓછી હોય. લેખમાં ૧૦૦ ખાનાંનાં સો ખાનાં આપ્યાં છે, પરંતુ તે મુદ્રણની અતિ સરળતા ખાતર આપ્યાં છે. તેમાંથી ૯ એ ડ+૦ના બે ટાઈપથી, ૨ અક્ષર અને બે સંખ્યા, ૫ અક્ષર અને પાંચ સંખ્યા, ૬ નવ સંખ્યા વત્તા પાઈ = ૬ા = અક્ષર ૬ા (હ)ને બદલે આ એક જ અક્ષરના સ્વરૂપનો નાશ થયો છે. ચોથી લાઈનમાં આપેલા પાઈ સાથે હ્રસ્વ ઈ, પાઈ સાથે દીર્ઘ ઈ, પાઈ સાથે હ્રસ્વ ઉ, પાઈ સાથે દીર્ઘ ઊ, પાઈ સાથે એક માત્રા, પાઈ સાથે બે માત્રા વગેરે ટાઈપો મુદ્રણની ઝડપ વધે અને કંપોઝીટરને વધારે સરળતા થાય એટલા માટે રાખ્યા છે. બાકી ૧૦૦ – ૧૨ ટાઈપ ઘટાડીને ૮૮ ટાઈપથી પણ કામ ચલાવી શકાય એમ છે.

૬. ટાઈપરાઈટરને અનુકૂળ હોય. ટાઈપરાઈટર તથા મુદ્રણયંત્ર એમ બન્નેમાં અક્ષરનું બીજું અર્ધું જ રાખવાનું છે અને તેને પાઈનો ટાઈપ જોડતાં આખો અક્ષર બને. ઉદા. ક + ા = ક, ખ + ા = ખા, ગ + ા + ી = ગી, ધ + ા + ી = ધી વગેરે. આમાં ખાસ કરીને ા િ ા ી આ ચાર ટાઈપને તેની રચનામાં—કોરણીમાં સુધારવાના છે. અને આ ચાર ટાઈપનો સુધારો એ જ મુદ્રણની અતિસરળતા લાવનારો છે. સાધારણ રીતે અત્યારના ટાઈપમાં અર્ધા અક્ષરને પાઈનો ટાઈપ લગાડીને છાપીએ તો વચ્ચે જગ્યા રહે છે. તે દેખાવ ખરાબ લાગે છે. આ જગ્યા રહેવાનું કારણ પાઈના ટાઈપનો ઉપસેલો ભાગ હોય છે. તેની ચારે તરફ ઢાળ હોય છે. આ ચાર બાજુના ઢાળને બદલે બન્ને બાજુના ઢાળને પાઈના ઉપસેલા ભાગ બરાબર જ રાખવામાં આવે તો તે ટાઈપ અર્ધા ટાઈપને લગાડતાં વચ્ચે જગા નહિ રહેતાં સાંધો બરાબર બંધબેસતો થઈ રહેશે અને બે ટાઈપથી આખો અક્ષર છપાશે. માત્રા, માત્રા વૃદ્ધિ, બે માત્રા વગેરે ટાઈપોને આ પાઈ સાથે એક તરફ બંધબેસતા થાય તેવા બનાવવાથી તે પણ જુદા જુદા હોવા છતાં સળંગ—આખા જ છપાશે. ઉદા. ક + ા + ે = કે.

૭. લેખન, મુદ્રણ અને ટાઈપરાઈટરમાં રોમનલિપિની માફક ચાર જાતના મૂળાક્ષરોની જરૂર ન રહે.

૮. કોઈ પણ અક્ષર, ખાસ કરીને હાથલખાણમાં, બીજા અક્ષર સાથે ભ્રમ ઉત્પન્ન ન કરે

૯. કોઈ પણ સ્વરસંજ્ઞા કોઈ પણ અક્ષરને લાગતાં કોઈ પણ અક્ષરમાં ભ્રમ ઉત્પન્ન ન કરે.
૧૦. લાઈનોટાઈપની સરળતા રહે.
૧૧. ગામડાંમાં ટાઈપો વેચી શકાય. ફાઉન્ડ્રીઓ બનાવી શકાય.
૧૨. ગરીબ માણસો થોડી મૂડીમાં થોડા ટાઈપો ઘેર વસાવી કંપોઝનું કામ કરી શકે. આમાં સ્ત્રીઓનો પણ સમાવેશ સમજવો. આમ જુદા જુદા માણસો પાસે કંપોઝ કરાવીને ગામમાં એકાદ પ્રેસ હોય ત્યાં પહોંચાડી શકાય.
૧૩. લેડ વગેરે મુદ્રણના ફાલતું સાધનો ઓછાં કરવાં. (વધારે દૂર લાઈનો રાખવા માટે લેડનો ઉપયોગ થાય તો હરકત નથી.)

ઉપરનો સુધારો યંત્રની દૃષ્ટિએ. હવે અક્ષરનો સંબંધ સમજાવવા તથા બીજી કેટલીક ઉપયોગી બાબતો પર વિચાર કરી આ 'સુખકરણ' નાગરીને વધારે વૈજ્ઞાનિક બનાવવા નીચેના મુદ્દાઓ પર વિચાર કર્યો છે.

૧. આંખને વાંચતી વખતે ખેંચવી ન પડે.
૨. છાપકામ અને લખાણ સુંદર ભરાવદાર રહે. ખાલી દેખાવ ન રહે.
૩. અક્ષર લખવામાં સળંગ—સરળ, અતૂટ અથવા અખંડ રહે. જેમકે ગ, ણ, શ. એ એક જ અક્ષર હોવા છતાં ખંડિત થએલા છે.
૪. કલમ ઉપાડ્યા સિવાય સ્વરસંજ્ઞાઓ જોડી શકાય. ઉદા, 'ગૌં'માં સાત વખત, 'ગેં'માં ૭ વખત. તેમ જ દરેક માત્રા, બે માત્રામાં કલમ ઉપાડવી પડે છે તેને બદલે ઝડપથી લખી શકાય. ઉદા, અ = અ` = એ. ખ`, ખે વગેરે.
૫. બની શકે ત્યાં સુધી અલ્પપ્રાણમાંથી જ મહાપ્રાણ સિદ્ધ કરવા. ઉદા, કમાંથી ખ, ગમાંથી ઘ, ચમાંથી છ વગેરે.
૬. પાઈવાળા અક્ષરો બને તેટલા વધારવા જેથી પાઈ ઊડી જતાં તેને અર્ધો માની શકાય. આ રીતે મેં ક, જ્ઞ, ફ, દ, ૯, ણને પાઈવાળા બતાવ્યા છે. ક જ્ઞ ફને અર્ધીપાઈ છે તેને જો એ જ સ્વરૂપમાં રહેવા દઈએ તો આઠ ટાઈપ વધારાના બનાવવા પડે છે. એટલા માટે તેને પૂરી પાઈવાળા બનાવવા માટે થોડો સુધારો કર્યો છે. ઉદા. ક + ા = કા. કના સ્વરૂપને કાયમ રાખીને પાઈ લગાડીએ તો અક્ષરનું આખું સ્વરૂપ બદલાઈ જાય છે, માટે ક··· ટપકાં વાળી ત્રાંસી લીટીને ઉપર સુધી લઈ જવી એટલે ક અર્ધો + ા પાઈ = ક બનતાં લખાણમાં જરાએ તફાવત નહિ પડતાં પાઈવાળો બની જશે. એ જ રીતે જ્ઞ, ફનું સમજવું. ણ ને ણ સળંગ બનાવ્યો છે. શ ને પણ શ સળંગ બનાવ્યો છે. દ = દ્ધ હાલમાં વપરાતો ધ્ય વાપરવો કારણકે ત થ દ ધ નમાં માત્ર દ પાઈ વગરનો છે તેને પાઈવાળો કરવાથી વિદ્વાનને બદલે વિદવાન, વિદ્યાને બદલે વિધ્યા લખી શકાશે અને તેમાં જરાએ ઉચ્ચારમાં તફાવત પડશે નહિ. મેં ક જ્ઞ ફ ઘ મ ચ ૯ ` ધ છ જ ઘ બ એમ તેર અક્ષરોનો સુધાર સૂચવ્યો છે અને તે સકારણ છે. તેમાંના કેટલાક તો નવા બની પણ ગયા છે—મ, ધ વગેરે. બાકીનો સુધાર તે માત્ર ટાઈપ ફાઉન્ડ્રી-વાળાઓએ જ કરવાનો છે. લખાણમાં તો મેં સૂચવેલી રીતોનો ઉપયોગ થાય છે એમ કેટલાક અક્ષરોના સંબંધમાં સાબિત થઈ શકે તેવી વાત છે. ઉદા. ચ = ય.

હવે છેલ્લી વાત લિપિ વાંચવા સંબંધી છે. આને માટે ત્રણ જ મુદ્દા છે.

૧. સ્વર સંજ્ઞાઓના સ્વરૂપને યાદ કરીને અક્ષરની ઉપર નીચે નહિ પણ જમણી તરફ બાજુમાં જ લખવા, છાપવા, વાંચવા.

૨. રેફને બદલે રનો અર્ધો એટલે કદમાં અર્ધો ટાઇપ બનાવીને છાપવો.

૩. માત્રા વૃદ્ધિ માટે ૅને બદલે ે એક માત્રા અને ૈ બે માત્રાની વચ્ચેનું સ્વરૂપ ૅ દીર્ઘ માત્રા તરીકે સ્વીકારવું એટલે ગોળ અને ગૅાળને બદલે ગાૅળ અને ગાૅળ લખવું. તેમ જ રેફનું પણ પૉર્ટેબલને બદલે "પાૅરટૅબલ" લખવું, છાપવું.

૪. ઋ જોડવા માટે ઋનો પાછલો ભાગ ૃ પાઇવાળા અક્ષરને અને ૃ છેક પાછલો ભાગ પાઈ વગરના અક્ષરને જોડાશે. ઉદા. કૃષ્ણ, વૃષભ= કૃઋષ્ણ, વૃઋષભ. દૃષ્ય= દૃઋષ્ય દૃપ = દૃઋપ વગેરે.

## બ્લૉકની સમજ

૧. પ્રચલિત નાગરી અને સુધારેલી નાગરીના અક્ષરોનો તફાવત સમજાવ્યો છે.

૨. બીજા ખાનામાં પાંચ ખાનાં છે. પહેલા ખાનામાં क क्ष फ ध च य એ પહેલી તકે એટલે પહેલા હપ્તે સુધારવાના છે, બાકીના ધીરે ધીરે. સ્વરસંજ્ઞાઓમાં ા ि ी ाे ाै े ै ँ આ આઠ સ્વર સંજ્ઞાઓ પહેલી તકે ૃ ॄ આ બે ु ू બીજી તકે, અને . . . . . . . આ છ સંજ્ઞાઓ મુદ્રણની વધારે સરળતા ખાતર જ્યારે આવશ્યક લાગે ત્યારે સુધારવી.

૩. બીબાંઓની નક્કી સંખ્યા અને તેના ખાનાની ગોઠવણી છે.

૪. પ્રચલિત બારાક્ષરીનો તફાવત સમજાવ્યો છે.

૫. આ લિપિનું છાપકામ કેવું રહેશે તે સમજાવ્યું છે.

[ **નોંધ** : લેખકે કેટલીક જગાએ જુદી લિપિના અક્ષર મૂક્યા છે. પણ તે જાતના ટાઈપ ન હોવાથી યોગ્ય રૂપમાં તે અક્ષર લેખમાં છપાયા નથી. એ માટે બ્લૉકમાં જોઈ લેવું. ]

———o———

# જર્મનીની પરદેશનીતિ

ડુંગરશી ધરમશી સંપટ

જર્મનીની પરદેશનીતિ હમણાં યુરોપ અને અમેરિકાનાં મહારાજ્યોની રાત્રીની ઊંઘ ઉડાડી રહી છે. જગતમાં જ્યારે જ્યારે ખૂબ અશાંતિ ચાલે છે ત્યારે ત્યારે શાંતિ ઉત્પન્ન કરનાર પેદા થાય છે. તેમ જગતમાં જ્યારે જ્યારે શાંતિ વધી જાય છે ત્યારે પણ અશાંતિ ઉત્પન્ન કરનાર કોઈ જન્મે છે. હમણાં યુરોપમાં રાગદ્વેષ, અવિશ્વાસ, ઈર્ષા, અદેખાઈ, ભય, તેજોદ્વેષ, હિંસા, ક્ષુદ્ર સ્વદેશભાવના, ખોટી હરીફાઈ, ભયંકર યુદ્ધની તૈયારીઓ અને અભિમાન પ્રવર્તી રહ્યાં છે. જગતના બીજા દેશોએ યુરોપનું આધિપત્ય અને મુરબ્બીપણું સ્વીકાર્યું છે; એટલે યુરોપની અશાંતિનાં મોજાં આખા જગતમાં ઊછળી રહ્યાં છે. આ અશાંતિનાં મૂળ મહાયુદ્ધ પછી થયેલી અયોગ્ય સંધિને ફાળે જાય છે. પરંતુ એનું નિમિત્ત હમણાં તો જર્મનીનો સરમુખત્યાર હેર હિટલર અને તેની પરદેશનીતિ બન્યાં છે. યુરોપમાં દાવાનળ માટે દરેકે સાધનસામગ્રી તૈયાર છે, માત્ર હેર હિટલરના હાથથી દીવાસળી ચંપાવાનું બાકી છે. આ દાવાનળ હિંસાનાં ભયંકર સાધનોની શોધખોળો જોતાં આખા યુરોપને ભસ્મીભૂત કરી મૂકશે અને તેના વત્તાઓછા છાંટા આખા જગતને ઊડશે, એમાં શંકા નથી જ.

## જર્મનીની દુર્દશા

મહાયુદ્ધમાં ફ્રાન્સની ભૂમિ ઉપર મહાન અનર્થો થયા તેના વૈરમાં ફ્રાન્સની આગેવાની નીચે મિત્રરાજ્યોએ જર્મની સાથે જે ક્રૂર કરારો કર્યા તેથી જર્મનીની ઘણી પાયમાલી થઈ છે. જર્મનીમાં મહાન દુકાળ પડ્યો પણ તેની પ્રજાને ખોરાક દેવા માટે મિત્રરાજ્યોએ ચોખ્ખી ના પાડી હતી. જર્મનીની વેપારી સ્ટીમરો જપ્ત કરવામાં આવી હતી. તેનાં બધાં સંસ્થાનો ખૂંચવી લેવાયાં હતાં. તેના બે પ્રાંતો ફ્રેન્ચોને મળ્યા. કેટલીક જમીન પોલાંડ અને ઝેકોસ્લોવેકિયાને મળી. તેની કિલ્લેબંધી, હથિયારોનો નાશ કરવામાં આવ્યો. વિમાનો, સબમરીનો, મનવારોનો પણ નાશ કરવામાં આવ્યો. તેનું લશ્કર વિખેરી નાખવામાં આવ્યું. માત્ર એકલાખ સિપાઈઓ પોલીસના કામ માટે રાખવામાં આવે તેથી વધારે લશ્કર જર્મની રાખી શકે નહિ, એવો પ્રબંધ થયો. પરંતુ સૌથી મોટો ફટકો તો જર્મનીના પ્રાણ સમાન વેપારઉદ્યોગ ઉપરના અંકુશનો હતો. જર્મનીની કોલસાની ખાણો આંચકી લેવામાં આવી. ૭ અબજ જેટલા સોનાનો દંડ એના ઉપર નાખવામાં આવ્યો. આવી રીતે આ નામોશીભરેલી શરતો જર્મની ઉપર લાદવામાં આવી.

## જર્મન પ્રજા કચડાય છે

મહાયુદ્ધના પરાજયના જખમમાં ફ્રાન્સે ખૂબ મીઠું ઠાલવ્યું હતું. જર્મનીના ઔદ્યોગિક પ્રાંત રુહરમાં એણે લશ્કર મોકલ્યું હતું. ફ્રેંચ લશ્કરે કડક વલણ અખત્યાર કરી તેની સામે

જર્મનોએ ભયંકર અસહકાર આરંભ્યો. આ અસહકારને અત્યંત જુલમથી ફ્રેન્ચોએ તોડી નાંખ્યો. પરંતુ પરિણામે બંનેને મોટો ગેરલાભ થયો. જર્મની પાસે વેપાર નહોતો. સોનું હતું તે દંડના હપ્તામાં અપાઈ ગયું. ઘણી વખતે જર્મન પ્રજા ભૂખમરા ઉપર આવી ગઈ ત્યારે અમેરિકાના લોકોની ઉદાર દષ્ટિથી એ પોષાઈ હતી. દંડ ભરવાની એની શક્તિ નહોતી. થોડા હપ્તા અમેરિકાની ધીરધારથી ભરાયા. પરંતુ પાછળથી તે પણ બંધ થયા. જર્મનીને ચલણ ફુગાવવું પડયું. એક ટપાલની ટીકીટના દશલાખ માર્ક પડવા લાગ્યા. એક બૂટની જોડના ૨૦ કરોડ માર્ક બેસવા લાગ્યા. જર્મનીની પ્રજાએ પંદર વર્ષ સુધી અસહ્ય દુઃખો ભોગવ્યાં. ફ્રાન્સના પ્રધાનો મો. કલેમેન્શ્યુ અને મો. પોંઈકોએ જર્મનીની પ્રજા ઉપર ભારે સખ્તાઈઓ ગુજારી હતી.

મિત્રરાજ્યોની કડકાઈ, આર્થિક હીન દશા અને ચલણની અવ્યવસ્થાથી, જર્મન પ્રજાને ભારે મૂંઝવણો સહન કરવી પડી હતી. મધ્યમ વર્ગ તો તદન દીન બની ગયો હતો. પરંતુ એ સશક્ત અને પ્રાણવાન પ્રજા થોડાં વરસમાં જ સ્વસ્થ બની ગઈ. એણે પોતાના ધંધા જમાવવા ભગીરથ પ્રયત્ન આદર્યા. પણ જર્મનીના પ્રજાતંત્ર રાજ્યમાં જુદા જુદા પક્ષો વચ્ચે એકતા નહોતી. સમગ્ર પ્રજાને દોરી શકે તેવો ઐક્ય સેનાધ્યક્ષ નહોતો. જર્મનીનો મહાન વીર સેનાપતિ હેર હિન્ડનબર્ગ હતો, પરન્તુ તે તો ૮૦ વર્ષનો વૃદ્ધ થઈ ગયો હતો. એટલી વૃદ્ધ વયે તે જર્મનીના જુવાનોને કાર્યક્ષેત્રમાં દોરી શકે તેમ નહતું. જ્યારે જર્મનીને તો એવા એક કર્તવ્યશીલ વીર પુરુષની જરૂર હતી.

### હેર હિટલર

આવા કટોકટીના પ્રસંગે જર્મનીને એક ઉદ્ધારક મળી આવ્યો. ઑસ્ટ્રિયાના એક નાના ગામડાનો તે રહેવાસી હતો. એનો પિતા બૂટ સાંધનાર મોચી હતો અને માતા સાધારણ નોકરડી હતી. એને સગાંઓની મહેરબાનીથી સાધારણ ઠીકઠીક શિક્ષણ મળ્યું હતું. કેટલાંક વર્ષો બેકારીમાં ગાળ્યાં પછી તે મહાયુદ્ધને સમયે જર્મનીમાં આવ્યો. તે લશ્કરમાં જોડાયો. ત્યાં એણે ખૂબ શૌર્ય બતાવ્યું, જાસુસી ખાતામાં પણ તેણે સારૂં કામ કર્યું. બહાદુરી માટે એને બીજા નંબરનો લોઢાનો ચાંદ મળ્યો. પછી એ બેકાર થયો. યાહુદીઓની વિરુદ્ધના એક પક્ષમાં તે જોડાયો. એણે પક્ષના સમર્થનમાં આત્મા રેડયો. એણે જર્મન યુવાનોની વચ્ચે ધગધગતાં ભાષણો કરવા માંડયાં. જર્મન યુવકો બેકારી અને પરતંત્રતાથી કંટાળ્યા હતા. એમને સંગઠ્ઠન કરનાર કોઈ વીર પુરુષ જોઈતો હતો. તેથી એડોલ્ફ હિટલરના અંગારા જેવા શબ્દોએ યુવકો ઉપર પ્રભાવ પાડયો. એનો પક્ષ મજબૂત થવા માંડયો.

### હેર હિટલરનું વકતૃત્વ

હિટલર પ્રભાવશાળી પુરુષ નથી. એની બુદ્ધિ પણ ચમકારા મારતી નથી. જ્ઞાન, તેજ, પ્રતિભા એની વાણી કે મુખ ઉપર પ્રતિબિંબિત થતાં નથી. એ વિદ્વાન નથી, બહુશ્રુત પણ નથી. મુસોલિની જેવો શક્તિશાળી નથી. બોલવા ચાલવામાં ચતુર પણ નથી. ઘણી વખતે યોગ્ય વિષય ન હોય તો વાતચીતમાં મૂંઝાઈ જાય છે. એની હાજરીમાં આપણે કોઈ સાધારણ શક્તિવાળા પુરુષ પાસે હોઈએ એવું લાગે છે. પરંતુ એ પુરુષ સાચી ધગશવાળો છે. એને યુવાનોનાં હદયોમાં પેસી જતાં આવડે છે. દબાયેલા અને નિર્માલ્યતા ભોગવતા જર્મનીને એણે સંજીવની પાઈ છે. એણે જર્મન યુવકોને હાકલ કરી કે, વર્સેલ્સની સંધિ

કરીને મિત્રરાજ્યોએ તમને ઘોર અન્યાય કર્યો છે. તમે સિંહ છો! જગતની પ્રજામાં શ્રેષ્ઠ છો. તમારું અંતઃકરણ જુઓ તો તમને તમારી વીરવૃત્તિ અને નૈસર્ગિક શક્તિનું પ્રતિબિંબ દેખાશે. તમે મારી સાથે જોડાવ. હું તમને કલ્યાણને માર્ગે લઇ જઈશ. જર્મનીને હું સર્વશ્રેષ્ઠ રાષ્ટ્ર બનાવીશ. મારામાં વિશ્વાસ મૂકો, હું તમને ઉન્નતિના ઊંચામાં ઊંચા શિખરે પહોંચાડીશ.

## હિટલર પોતાના પક્ષને મજબુત બનાવે છે

લશ્કરમાંથી છૂટા થયેલા ઘણા પાણીદાર યુવકો એના વક્તૃત્વથી અંજાઈ એના પક્ષમાં જોડાવા લાગ્યા. એના સ્વસ્તિકના ધ્વજ નીચે ભુરારંગના ખમીશવાળા યુવકો દર વરસે મોટી સંખ્યામાં જોડાવા લાગ્યા. હેર હિટલરના ખરા હૃદયના શબ્દો ધારી અસર નીપજાવવા લાગ્યા. જર્મની બહુ શિસ્તપ્રિય દેશ છે. એને પ્રજાતન્ત્રવાદ આડે આવતો નથી. એને તો શિસ્તપાલન કરાવનાર મજબુત નેતા જોઈએ છીએ. સને ૧૯૧૯માં આ પક્ષમાં માત્ર ૭ સભ્યો હતા અને ૧૯૨૦માં નાઝીપક્ષના ૨૦૦૦ સભ્યો થયા. પાંચ વરસમાં તે સંખ્યા ૨૭૦૦૦ની થઈ; બીજાં ત્રણ વરસમાં એક લાખ થયા. પછી તો દર વરસે ત્રણ ગણા થવા માંડયા. ૧૯૩૦માં ચાર લાખ થયા. ૧૯૩૧માં નવ લાખ થયા. આમ એ પક્ષ જર્મનીનો મુખ્ય બળવાન પક્ષ થઈ પડયો.

## જર્મન રાજકારણ

જર્મનીમાં તે સમયે અનેક રાજદ્વારી પક્ષો હતા. ફ્રેંચોના અત્યાચારોને પરિણામે વારંવાર પ્રધાનમંડળો બદલાવા માંડયાં. એ સમયે વૃદ્ધ હિન્ડનબર્ગે હિટલરને વડા પ્રધાનપદને માટે આમંત્રણ આપ્યું. દેશની દુર્દશા અને વિપત્તિ માત્ર હિટલર જ દૂર કરી શકશે એવી એ વૃદ્ધ યોદ્ધાની ખાતરી થઈ; પરંતુ હિટલરે એ પદ પોતાને પાર્લામેંટરી બહુમતિ ન મળે ત્યાં સુધી સ્વીકાર્યું નહિ. બીજે વરસે ચૂંટણીમાં એના સંગઠિત પક્ષને મોટો વિજય મળ્યો એટલે એ વડોપ્રધાન થયો. આ પછી તરત જ હિન્ડનબર્ગ સ્વર્ગવાસી થયો. એટલે હિટલર જર્મનીનો પ્રેસિડેન્ટ પણ થયો. આમ, ઓસ્ટ્રિયાના એક નાનકડા ગામડામાં ગરીબ માબાપને ત્યાં જન્મેલો હેર હિટલર જર્મનીનો સર્વમાન્ય રાષ્ટ્રપુરુષ બન્યો—જર્મનીનો સરમુખત્યાર બન્યો.

## નાઝી સિદ્ધાન્તો

હેર હિટલરે પોતાની વિતક વ્યથાઓ 'માઈકૅમ્ફ' નામના પુસ્તક રૂપે બહાર પાડી છે. એ નાઝી પક્ષનું બાઈબલ છે. એની અનેક આવૃત્તિઓ થઇ કરોડ જેટલી નકલો ખપી છે. એમાં એણે નાઝી મન્તવ્યો વિગતવાર આપ્યાં છે જેના મુખ્ય મુદ્દા નીચે પ્રમાણે છે.

(૧) સાડા ૭ કરોડ જર્મનીના જર્મનો અને અઢી કરોડ બહારના જર્મનોનું મજબુત સંગઠન કરવું અને સંપીલો સંઘ બનાવવો.

(૨) વર્સેલ્સના કરારોને મૂળમાંથી રદ કરવા. મહારાજ્યનો દરજ્જો મેળવવો.

(૩) જર્મનીનાં સંસ્થાનો બીજાં રાજ્યોએ લીધાં છે તે પાછાં મેળવવાં.

(૪) જર્મનો શુદ્ધ આર્ય પ્રજા છે. એનો ઝંડો 'સ્વસ્તિક' છે. એ શુદ્ધ લોહીવાળી પ્રજાને જ નાઝી જર્મનીના શહેરીપણાનો હક્ક મળે.

(૫) શુદ્ધ લોહી વગરના જર્મનીમાં વસનારા (યાહુદીઓ વગેરે)ઓને પરદેશી તરીકે ગણવા. એમને મતાધિકાર નથી. એમને સરકારી કે મ્યુનિસિપાલિટીની નોકરી નહિ મળે.
(૬) સર્વે નાગરિકોને સમાન હક્ક છે. બિનનાગરિકોને નાગરિકોના હિત માટે જર્મનીમાંથી જરૂર પડે હાંકી કાઢવા.
(૭) સર્વે નાગરિકોને વ્યાયામ, મજૂરી અને શ્રમદ્વારા સંપૂર્ણ તાલીમ આપવી. દરેકને શિક્ષણ તથા ઉચ્ચ સંસ્કૃતિ મળે તેવી વ્યવસ્થા કરવી.
(૮) વિના શ્રમે સંપાદન કરેલું, યુદ્ધમાં મેળવેલું, અને અન્યાયથી મેળવેલું ધન એ સર્વે જપ્ત કરવું. સર્વે ટ્રસ્ટ સરકારી માલેકીનાં રહે.
(૯) વૃદ્ધો અને અપંગોને નીભાવવાં, ખેતીની સુધારણા, જમીનની સુધારણા, ઔદ્યોગિક શિક્ષણ સાર્વત્રિક બનાવવું, મધ્યમ વર્ગના જર્મનોને સબળ બનાવવા, મોટાં કારખાનાંઓના અને ઉદ્યોગપતિઓના નફાઓમાં સરકારનો મોટો ભાગ રહે.
(૧૦) પ્રજાના જાનમાલ અને શક્તિનું પ્રજાકીય રાષ્ટ્ર માલિક છે. એક સબળ પક્ષની સ્થાપના પ્રજાના શાસન માટે જવાબદાર છે.

### હિટલર જર્મનીમાં સુધારા કરે છે

હિટલરે જર્મનીમાં અદ્દ્ભુત જાગૃતિ આણી છે. તેણે યુવાનોને ચેતનવંતા બનાવ્યા છે. બાળકોને બંદૂકનો મહિમા શીખવ્યો છે. તેમને શારીરિક અને માનસિક સુંદર તાલીમ આપી છે. શ્રમ અને મજૂરીનો મહિમા વધાર્યો છે. હજારો ચોરસમાઈલની પડતર જમીનને સુધારી વાવણી કરાવી છે. હજારો માઈલના નવા રસ્તાઓ બંધાવ્યા છે. લોકોને ઔદ્યોગિક કેળવણી આપી છે. જર્મન યુવાનોમાં સંગઠન, એકતા આણ્યાં છે. રાષ્ટ્રભાવનાને ભારે પ્રજ્વલિત કરી છે. આખી પ્રજામાં ભારે ચેતન જગાવ્યું છે. દરેકદરેક યુવકને સખત તાલીમ આપી ઊંચી કક્ષાનો સૈનિક બનાવ્યો છે. દેશપ્રેમની પરિપાક દશા આણી છે. શિસ્ત અને નિયમનનો સાર્વત્રિક પ્રચાર કર્યો છે. 'અમે જર્મનો શ્રેષ્ઠ પ્રજા છીએ અને જગતના શાસન માટે અમે નિર્માયા છીએ' એવી અસ્મિતા પ્રગટાવી છે.

### હિટલર રાજકીય ઉન્નતિ મેળવે છે

હિટલરે પ્રજાસંઘને પોતાની મહત્ત્વાકાંક્ષાનો વિરોધી જોઇ તેનો ત્યાગ કર્યો છે. તેણે પ્રજાનાં બધાં આર્થિક સાધનો પોતાના હાથમાં લઈ જર્મનીને બળવાન બનાવ્યું છે. તેણે ભારે કસાયેલું, શિસ્તપાલક અને છેલ્લાંમાં છેલ્લાં યાંત્રિક સાધનો ધરાવતું મજબુત લશ્કર ઊભું કર્યું છે. મનવારોનો કાફલો તૈયાર કર્યો છે. સબમરીનો બાંધી છે. અદ્વિતીય અને જગતમાં સૌથી મજબુત વિમાની કાફલો તૈયાર કર્યો છે. એને માટે એણે જર્મન પ્રજાની કુલ મિલકતનો હોમ કરી દીધો છે. એણે વર્સેલ્સની સંધિને તોડી નાંખી છે. નવેસરથી મજબુત કિલ્લેબંધી તૈયાર કરી છે. યુદ્ધનાં ભયંકર સાધનો વસાવ્યાં છે. રુહરપ્રાંતનો કબજો મેળવ્યો છે. યુરોપનાં મહારાજ્યોને પોતાની મહાભારત તૈયારીઓથી મુંજવી નાંખ્યાં છે.

### હિટલર જર્મન પ્રજાને નાઝી બનાવે છે

એણે અતિશય પ્રચારદ્વારા જર્મન પ્રજાને નાઝી બનાવી છે. એને હિંસા પ્રિય છે. નિર્બળ ઉપર સબળ થવું એને ગમે છે. પછાત પ્રજાઓને કચરી નાંખવા તે તૈયાર છે. હિટલરે

રેડિયો, ભાષણો, શિક્ષણ, વર્તમાનપત્રો, ખાનગી ચર્ચાઓ, મેળા, ઉત્સવો, નાટકો અને સિનેમાદ્વારા નાઝી સિદ્ધાન્તોનો જર્મનીમાં ભારે પ્રચાર કર્યો છે. જર્મનીની અંદરથી તથા બહારથી વિરુદ્ધ પ્રચાર ન આવે તે માટે તેણે ખૂબ સાવચેતી સેવી છે: ધર્મ, ક્રિયાકાંડ, સંપ્રદાય જે કાંઇ નાઝી મંતવ્યો વિરુદ્ધ હોય તેને એણે મોળાં બનાવી દીધાં છે. જર્મની આખું નાઝી બની ગયું છે. યાહુદીઓનો તે ભયંકર વિરોધ કરે છે. તેમના ઉપર અમાનુષી અત્યાચારો ગુજારે છે. સામ્યવાદીઓને પણ તે ધિક્કારે છે. એનું ધ્યેય અખંડ જર્મનીના અજીત યોદ્ધાઓ દ્વારા સૌથી શ્રેષ્ઠ બનવાનું છે.

**જર્મની અને ફ્રાન્સ**

ફ્રાન્સ ઉપર તેને ખૂબ દ્વેષ છે. પરંતુ હાલમાં તેને ફ્રાન્સ ઉપર આક્રમણ કરવાની ઇચ્છા નથી. ફ્રાન્સ તેનાં સંસ્થાનો અને એલ્સસ લોરેનના બે પ્રાંતો આપી દે તો તેને ફ્રાન્સ સાથે વિગ્રહનું કાંઈ કારણ નથી. સ્પેનના બળવાખોરોને મોટી મદદ હેર હિટલરે આપી છે. બળવાખોરોએ ૮૦ ટકા સ્પેનના પ્રદેશને જીતી લીધો છે. આથી ફ્રાન્સની ત્રણસો માઇલ લાંબી સરહદ બચાવ વગરની બની છે. ફ્રાન્સને એણે પોતાના બચાવનાં બાંધકામો અને લડાયક સાધનો જર્મની સામે ટકી શકે તેવા બનાવવા અબજો પાઉંડના ખર્ચામાં ઉતાર્યું છે. હમણાં જ ઑસ્ટ્રિયાનો કબજો લઈ એનું જર્મની સાથે જોડાણ કરી એણે ફ્રાન્સની ચિંતામાં ખૂબ વૃદ્ધિ કરી છે. ફ્રાન્સે મોટી આર્થિક મદદો કરીને બાલ્કન રાજ્યોને પોતાના સહકારી બનાવ્યાં હતાં. એમને જર્મનીએ વેપારી સંબંધ બાંધી ફિટાડયાં છે. ફ્રાન્સની રાજ્યનીતિનો ચારે તરફ પરાજય કર્યો છે. ફ્રાન્સને યુરોપમાં પહેલા નંબરના સિંહાસન ઉપરથી પદભ્રષ્ટ કર્યું છે.

**જર્મની અને ઇંગ્લાંડ**

અંગ્રેજો અને ફ્રાન્સની ગાઢ મૈત્રીને જર્મનીએ મોળી પાડી દીધી છે. અંગ્રેજો સાથે એને દ્વેષ નથી. એનાં સંસ્થાનો જો પાછાં આપી દે તો અંગ્રેજોની સામે એને જરા પણ વૈર નથી. અંગ્રેજોએ અનેક પ્રસંગોએ જર્મનીને ખૂબ સહાય આપી છે. એમણે ફ્રાન્સની દોરવણીથી રશિયા સાથે સંધિ તો કરી છે, પણ રશિયા પ્રત્યે અંગ્રેજોને જરા પણ સદ્‌ભાવ નથી. જર્મની સાથેની ફ્રાન્સની કડક નીતિનો અંગ્રેજોએ સતત વિરોધ કર્યો છે. અંગ્રેજો ફ્રાન્સ અથવા જર્મની બંનેમાંથી એકેયને યુરોપમાં સર્વોપરી સ્થાન ન મળે તેવી નીતિને અવલંબે છે. ફ્રાન્સ સાથે અંગ્રેજોને અરસપરસ લશ્કરી મદદ કરવાની સંધિ છે, છતાં તેઓએ જર્મની સાથે સાગરની સંધિ કરી છે. ઑસ્ટ્રિયાને જર્મનીએ પોતામાં મેળવી લીધું તે તેમણે સ્વીકાર્યું છે. હેર હિટલરનાં મનામણાં કરવાના મોટા પ્રયત્નો કરે છે. હેર હિટલરે મહાભારત તૈયારીઓ કરી યુરોપભરમાં શ્રેષ્ઠ લશ્કરી સાધનો વસાવ્યાં છે તેથી અંગ્રેજોને ભારે ચિંતા પેઠી છે. એટલે એમણે પણ અબજો પૌંડ ખર્ચીને એટલી જ મોટી લશ્કરી સાધનો વસાવવાની પ્રચંડ યોજનાઓ ચાલુ કરી છે.

**જર્મની અને ઇટાલી**

ઇટાલીના મહત્ત્વાકાંક્ષી સરમુખત્યાર મુસોલિનીને હેર હિટલર ગમતો નથી, પરંતુ બંનેનાં ઘણાં સામાન્ય હિતો એક જ જાતનાં હોવાથી બંને હાથમાં હાથ મિલાવી એક બીજાથી મળીને પરદેશનીતિ ઘડે છે. ઇટાલી અને જર્મનીએ સ્પેનના પ્રજાતંત્ર રાજ્યને ઉથલાવીને

જનરલ ફ્રાન્કોને સક્રિય લશ્કરીસાથ આપ્યો છે. એ નીતિથી ફ્રાન્સ અને અંગ્રેજોને મૂંઝવણમાં નાંખ્યાં છે. યુરોપનાં સાત બીજાં રાજ્યોને–પોર્ટુગલ, હંગરી, પોલાંડ, યુગોસ્લોવેકિયા, આલ્બાનિયા અને બીજાં બે રાજ્યોને–એમણે ફેસીસ્ટ શાસનનાં બનાવ્યાં છે. બીજાં બધાં રાજ્યોમાં ફેસીસ્ટ ધ્યેયવાળાં વિરુદ્ધ પક્ષો ઊભા કરીને સૌ રાજ્યોમાં એમણે ભેદ અને તકરારો ઊભી કરી દીધી છે. આ બંને રાજ્યોએ યુરોપમાં અશાંતિ અને મહાયુદ્ધનો ભય ઉત્પન્ન કર્યો છે. બંને વચ્ચે પુષ્કળ મતભેદો છે. ઑસ્ટ્રિયાનું જર્મની સાથે જોડાણ હમણાં સુધી મુસોલિનીને પસંદ નહોતું. જ્યારે હેર હિટલરના નાઝીઓએ ઑસ્ટ્રિયન સરમુખત્યાર ડૉલ્ફ્યુઝનું ખૂન કર્યું ત્યારે ઇટાલીએ બે લાખ માણસો પોતાની સરહદ ઉપર જમા કરીને જર્મનીને ઑસ્ટ્રિયા પચાવી પાડતાં બે વરસ ઉપર અટકાવ્યું હતું. મહાયુદ્ધ પછી મિત્રરાજ્યોએ જર્મનીનો અને જર્મનોથી વસાયેલો ટાયરોલ પ્રાંત ઇટાલીને ભેટ આપ્યો હતો. જર્મની ઑસ્ટ્રિયા લઇ લે તો પોતાની ટાયરોલની સરહદ ઉપર જ જર્મનોનું પાડોશીપણું બહુ હેરાનકર્તા થઇ પડે. આથી ઇટાલી જર્મની ઑસ્ટ્રિયાને લઇ લે તેનો વિરોધ કરતું હતું. પણ હમણાં એબિસીનિયામાં ઇટાલી થાક્યું છે. તેથી હિટલરને રાજી રાખવા ખાતર એણે ઑસ્ટ્રિયાને જોડી લેવામાં જર્મની સામે વિરોધ કર્યો નથી.

### જર્મની અને ઝેકોસ્લોવેકિયા

મહાપુરુષ માસારિકે ઑસ્ટ્રિયાના પાંચ જિલ્લા અને જર્મનીનો કેટલોક પ્રદેશ લઈ ઝેકોસ્લોવેકિયાનું નવું રાજ્ય સ્થાપ્યું છે. એ દેશ સમૃદ્ધ અને ઉદ્યોગપ્રિય ગણાય છે. એની પ્રજામાં સાડથી પાંસઠ લાખ ઝેકપ્રજા અને ત્રીસ લાખ જર્મનો છે. ઝેકપ્રજાએ જર્મનોને દબાયેલા રાખ્યા છે પરંતુ હમણાં ઑસ્ટ્રિયા લીધા પછી જર્મનો ઝેકોસ્લોવેકિયાની સરહદ ઉપર આવ્યા છે. આથી એ દેશ ઘણો ચિંતાતુર થયો છે. એણે રશિયા અને ફ્રાંસ સાથે સંધિ કરી અરસપરસ લશ્કરી કુમક આપવાની શરતો કરી છે તેમ જ ઝેકોસ્લોવેકિયાએ મોટી લશ્કરી તૈયારીઓ પણ કરી છે. છતાં જર્મનીનું મહાન સૈન્ય આક્રમણ કરે તો એને ઘણું ભારે પડી જાય તેમ છે. રશિયા અને ફ્રાન્સ એને મદદ આપે તે પહેલાં તો જર્મની એ પ્રદેશ જીતી લે એવી માન્યતા છે. વળી એના ત્રીસ લાખ જર્મન શહેરીઓ ફૂટેલા અને નાઝી દિલસોજીવાળાં છે. એ જર્મનોએ પોતાના માટે સ્વરાજની માગણી કરી છે. ઝેકોસ્લોવેકિયાનો દેશ જર્મનીને જોઈતી મોટી રકમની કાચી વસ્તુઓ આપી શકે તેમ છે. રશિયા અને ફ્રાન્સની પેઠે અંગ્રેજોએ ઝેકોસ્લોવેકિયાને આક્રમણ સામે રક્ષણની ખાતરી આપી નથી. હવે હેર હિટલર કેવી નીતિ સ્વીકારે છે તે ઉપર એનો આધાર રહે છે. હમણાં તરતમાં યુરોપનું ભયસ્થાન આ છે.

### જર્મની અને રશિયા

યાહુદીઓ પછી કોઈ પણ પ્રજાને હેર હિટલર ધિક્કારતો હોય તો તે રશિયનો અને સામ્યવાદીઓ છે. એમની સાથે જર્મનીને હાડવેર છે. રશિયન સરમુખત્યારે જર્મની અને જાપાનથી ડરીને કોઈ પણ મહારાજ્યથી વધારે લશ્કર અને વિમાનો ભેગાં કર્યાં છે. પરંતુ જર્મની જેવું કવાયતી અને શ્રેષ્ઠ લશ્કર એની પાસે નથી. રશિયાનો યુક્રેઈન પ્રાંત અનાજ તથા કાચી ધાતુઓથી ભરેલો છે. એ મેળવવાનો જર્મનીને મહાલોભ છે. ઝેકોસ્લોવેકિયાએ રૂમાનિયા, બલ્ગેરિયા, ગ્રીસ, યુગોસ્લોવેકિયા સાથે પરસ્પર સહકારની સંધિ કરી હતી, પરંતુ જર્મનીએ અંદર ફાટ નાંખીને એનો વિધ્વંસ કરાવ્યો છે. એક તરફ રોમ–બર્લિનની ધરી કહેવાય છે, બીજી તરફ

રશિયન-ફ્રેંચ મૈત્રી છે. અંગ્રેજો જે પલ્લું નમે છે તેને અનુસરે છે. રશિયાને રાજ્યલોભ નથી, પણ જર્મની અને જાપાન તેને બહુ ચિંતા કરાવે છે.

### જર્મની અને યુરોપનાં બીજાં રાજ્યો

યુરોપનાં બીજાં રાજ્યોમાં પોલાંડ પાસે પૂર્વ જર્મનીનું બંદર ડાન્ઝીગ મહાયુદ્ધની સંધિ પછી આવેલું છે. એ બંદર પાસે પૂર્વ પ્રશિયામાં મિત્રરાજ્યોએ જમીનનો એક લાંબો વિભાગ જે પોલીસપટી તરીકે છે તે પણ પોલાંડને અપાવ્યો છે. એની વ્યવસ્થા પ્રજાસંઘ કરે છે. પોલાંડ પાસેથી જર્મનીને આ પ્રદેશ જોઈએ છીએ. પરંતુ હમણાં તો પોલાંડને ફ્રાન્સના આશ્રયમાંથી ખેંચી જર્મનીએ પોતાના સહકારમાં લીધું છે. એટલે પોલાંડ પાસે હમણાં જર્મની કાંઈ માગણી કરતું નથી. જર્મનીને પૂર્વ યુરોપનો પ્રદેશ જોઈએ છીએ. હેર હિટલર સમય આવ્યે વચનો અથવા સંધિઓ તોડી નાખવાની ખ્યાતિ ધરાવે છે. એટલે એ ભવિષ્યમાં કોના ઉપર આક્રમણ કરશે તે કહી શકાતું નથી. જગતમાં સર્વશ્રેષ્ઠ પ્રજાતંત્ર ધરાવતું સ્વીટ્ઝર્લાંડ પણ ચોકી ભીડી પોતાનાં લડાયક સાધનોની મજબુતી કરે છે. હોલાન્ડ ખૂબ નાનો દેશ છે છતાં પોતાના કરતાં છાસઠ ગણાં સંસ્થાનો ધરાવે છે. એને પણ પોતાની સલામતી માટે મોટો અંદેશો થાય છે. હેર એડોલ્ફ હિટલરે સૌ રાજ્યોનાં કપાળો ઉપર કરચલીઓ પાડી દીધી છે.

### યુરોપનું શસ્ત્રીકરણ

હેર હિટલર અને મુસોલિનીના સંયુક્ત બળથી યુરોપ ધ્રૂજી ઊઠયું છે. યુરોપનું વાર્ષિક ખર્ચ આ થોડાં જ વરસોમાં પાંચ ગણું થઈ ગયું છે. બધા દેશો ભયંકર વિનાશનાં સાધનો વસાવવા મંડી પડયા છે. હજારો શસ્ત્રસરંજામનાં નવાં કારખાનાં ઊભાં થયાં છે. સ્વીડન જેવા દેશે લશ્કર કાઢી નાખી નિઃશસ્ત્રપણું સ્વીકાર્યું હતું, તેને પણ શસ્ત્રો અને લશ્કર ફરી વસાવવાં પડયાં છે. ઈંગ્લંડનાં કારખાનાં પૂરતાં વિમાનો તૈયાર કરી શકતાં નથી. તેને પણ ૧૦૦૦ વિમાનો અમેરિકા પાસેથી ખરીદવા પડયાં છે. અમેરિકા જેવા દૂરના દેશને પણ શસ્ત્રીકરણ માટે અબજો ડોલર ખર્ચવાની ગોઠવણ કરવી પડી છે.

### હેર હિટલરની લોકપ્રિયતા

જર્મની એને પોતાનો ઉદ્ધારક માને છે. આર્થિક રીતે જર્મનીની પ્રજા સુખી કે સમૃદ્ધ નથી, પરંતુ હેર હિટલરે જર્મનીનો પરદેશોમાં જે સિક્કો બેસાડયો છે તે માટે દરેક જર્મન મગરૂર છે. એણે જર્મનીમાં મોટા સુધારા કર્યા છે. હિટલર જર્મનીમાં ખૂબ લોકપ્રિય છે. એ લશ્કરનો વડો, મનવારોનો મુખ્ય નૌકાધ્યક્ષ, વિમાનોનો અધિષ્ઠાતા, જર્મનીનો મુખ્ય પ્રધાન, સંચાલક અને અધ્યક્ષ છે. કૈઝર પાસે પણ એના જેટલી સત્તા નહોતી. એનું નસીબ ખૂબ બુલંદ છે. સને ૧૯૩૩માં તો એણે શાસનભાર લીધો. પાંચ જ વરસમાં એણે જગતને ધ્રૂજાવી મૂકયું છે. એનું મનુષ્યત્વ કે પ્રતિભા મહાન નથી. એ વિદ્વાન કે બહુશ્રુત નથી. કુંવારો, વ્યસન વગરનો, એકમાર્ગી, સાદો પુરુષ છે. એની નિખાલસતાથી અને જર્મનીને મહાન રાષ્ટ્ર બનાવવાની મહત્ત્વાકાંક્ષાથી એ આજે જર્મનીનો અને યુરોપનો નેપોલિયન બન્યો છે.

———o———




## ( ૧ ) વિનાશને પંથે

[ ગોરી પ્રજાની એક કલંકકથા ]

માનવ સંસ્કૃતિનો એ પાષાણયુગ હતો. માનવી બુદ્ધિએ તરાપાની શોધ કરી હતી. કૂતરાને જંગલમાંથી આણી લોકો તેને પાળતાં શીખ્યા હતા અને કારીગરીનાં સાધનો પથ્થરમાંથી રચાતાં હતાં. તેવા એક સમયે ભૂમધ્ય સમુદ્રના પ્રદેશનો ત્યાગ કરી કેટલાક માનવ સમૂહોએ જુદે જુદે સ્થળે વસાહતો કરી; તેમાંની એક વસાહત તે ઑસ્ટ્રેલિયા. તેમના વંશજો હજુ પણ તે ભૂમિ પર પોતાનું અસ્તિત્વ જાળવી રહ્યા છે.

ઑસ્ટ્રેલિયાનાં આ મૂળ વતનીઓ જ્યાં જ્યાં સ્વતંત્ર જીવનવ્યવહાર કરી શકે છે ત્યાં ત્યાં હજી પણ તે યુગના પારધિની જેમ પોતાનું જીવન વ્યતીત કરે છે. તેમની સમાજવ્યવસ્થાનાં બંધનો કડક અને આંટીઘૂંટીવાળા હોય છે. તેમનું નૈતિક આચરણ–તેઓ જે પ્રકારનું સામાજિક જીવન ગાળે છે તે દૃષ્ટિએ જોતાં–અત્યંત ઊંચી કક્ષાનું છે. તેમના મનોવ્યાપારને વ્યક્ત કરવા તેમની ભાષાસમૃદ્ધિ વિપુલ છે. તેમનો વર્તાવ ભાઈચારાનો હોય છે. તેઓ વિશ્વાસઘાતી હોતા નથી. મજબૂત કારણ ન મળે ત્યાં સુધી તેઓ વેર લેતા નથી. ખરેખર, આવી નિર્દોષ પ્રજાનો સંહાર કરવામાં આક્રમણક ગોરી પ્રજાએ ભારે અન્યાય કર્યો છે.

સઘળા માનવવંશશાસ્ત્રીઓ કબૂલ કરે છે કે આ પ્રજા માટે ગોરી સંસ્કૃતિ અને પાશ્ચાત્ય વાતાવરણને અનુરૂપ થવું કેવળ અશક્ય છે. આ પ્રજા પ્રતિ સરકારને માનની લાગણી હોય, તેનું અને તેની સંસ્કૃતિનું અસ્તિત્વ ટકાવી રાખવાની સરકારની શુભ નેમ હોય તો સરકારે અવશ્ય ઉદાર અને સંસ્કૃત ઉપાયો યોજવા જોઈએ. કારણકે ગોરી સંસ્કૃતિમાં તેમને ભેળવી દેવાના સર્વ પ્રયાસો નિષ્ફળ નીવડ્યા છે. ઑસ્ટ્રેલિયન સરકારે આવી ઉદાર નીતિ કદીય અમલમાં મૂકી નથી એ સખેદ નોંધવું પડે છે. ૧૯૦૯ના સરકારી વાર્ષિક અહેવાલમાં રેમ્સે સ્મીથ કહે છે કે ‘જો સરકારની શુભ દાનત હોત તો આ પ્રજાની હસ્તી જાળવી શકાત.’ ૧૯૨૪નો સરકારી અહેવાલ તે કથનની પરિપૂર્તિ કરે છે કે ‘ભૂતપૂર્વ અનુભવ તેનાથી વિરુદ્ધ વસ્તુ જ કહે છે.’ પણ આ પ્રયાસો શાથી વંધ્ય નીવડ્યા, સરકાર આ પ્રજાની હસ્તી જ જાળવવા ઈચ્છતી નથી કે આ ભગીરથ કાર્ય મૂળે જ અશક્ય છે વગેરે પ્રશ્નોની ચર્ચા આ અહેવાલ કરતો નથી.

આ બધા પ્રયત્નો નિષ્ફળ થવા તેની કારણપરંપરામાં ઊતરીએ તો આપણને અરેરાટી છૂટ્યા વિના રહે નહિ. ૧૭૮૮ની સાલમાં ઑસ્ટ્રેલિયાની ભૂમિ પર ગોરી પ્રજા સાંસ્થાનિક પ્રજા તરીકે વસવાટ કરવા આવી ત્યારે આ મૂળ વતનીઓની વસ્તી ઓછામાં ઓછી ગણીએ

તોય ત્રણ લાખની હતી; અત્યારે તેમની સંખ્યા ૫૫૦૦૦ થી ઓછી છે; અને એમાંથી ય ત્રીસ હજાર જેટલા જ તેમની સમાજ વ્યવસ્થાના એક યા બીજા સ્વરૂપે પોતાનું જીવન ગાળે છે. આ રીતે આ મૂળ વતનીઓને વર્ણસંકર બનાવવાની પ્રવૃત્તિ દિનપ્રતિદિન વધુ ઝડપથી આગળ ધપે છે. અને આવા વટલી ગયેલા મૂળ વતનીઓની સંખ્યા રોજબરોજ વધતી જાય છે. આજે છેલ્લા દાયકામાં તેમની (વર્ણસંકર) વસ્તી ૧૧૦૦૦ થી વધી ૨૨૦૦૦ની થઇ છે!

ન્યૂ સાઉથ વેલ્સ અને વિક્ટોરિયામાં આ મૂળ વતનીઓનો ઝડપી વિનાશ થઈ રહ્યો છે તે જોતાં બ્રિટિશ સરકાર પોતાને દલિત અને નિર્બળ પ્રજાઓના રક્ષક તરીકેનો દાવો કરે છે તેની ઉપર આ ઘોરકલંક રૂપ છે; કારણ કે ન્યૂ સાઉથ વેલ્સમાં ગોરી પ્રજાએ પ્રથમ પ્રવેશ કર્યો ત્યારે આ પ્રજાની વસ્તી લગભગ ૪૦૦૦૦ ની હતી; ૧૮૭૧ માં તેમની વસ્તી માત્ર ૧૨૯૮૩ની, ૧૮૮૧માં ૧૧૯૪૩, ૧૮૯૧ માં ૫૦૯૭, ૧૯૦૧ માં ૩૭૭૮, ૧૯૧૧ માં ૨૦૧૨, ૧૯૨૧માં ૧૫૯૭, અને અત્યારે તેમની સંખ્યા કેવળ ૯૦૯ની જ છે! વળી તેઓ પોતાનું જીવન ગોરી પ્રજાની મહેરબાની પર ગુજારી રહ્યા છે.

વિક્ટોરિયા તો આ કલંકમય નિકંદન કથામાં તાસમાનિયા સિવાય બધાં સંસ્થાનોથી ટપી જાય છે. ત્યાં જ્યારે વસાહત સ્થાપવામાં આવી ત્યારે મૂળ વતનીઓની સંખ્યા ૧૧,૫૦૦ની હતી પણ અત્યારે તો તેમનો નાશ થતાં થતાં સરકારી આંકડા પ્રમાણે માત્ર ૪૮ જ રહ્યા છે. તેમાંય શુદ્ધ અને સાચા મૂળ વતનીઓ તો અર્ધા પણ નહિ હોય. અને જે જીવે છે તે બધા ઘરડા અને અશક્ત થઈ ગયા છે. તેમનાં મૃત્યુ પછી વિક્ટોરિયામાં મૂળ વતનીઓનું નામનિશાન રહેશે નહિ.

આ બધા આંકડાઓ ઉપરથી ૧૯૨૪ના સરકારી નિવેદનને અનુમોદન મળે છે કે આ પ્રજાના અસ્તિત્વની રક્ષા સફળતાપૂર્વક થઇ શકી નથી. પણ ઊલટું, ૧૯૦૯ના સરકારી નિવેદનના વિધાનને પુષ્ટિ મળે છે કે સરકારને આ પ્રજાના અસ્તિત્વના રક્ષણની દાનત હતી કે કેમ. કદાચ સરકારની આવી શુભ નેમ હોય તો તે અવશ્ય તેના તંત્રમાં એક વા બીજે સ્વરૂપે આવિર્ભાવ પામી હોત. પણ સરકારે તો મામૂલી અને નિરર્થક કાયદાઓ ઘડી આખા પ્રશ્નનો ઢાંકપિછોડો જ કર્યો છે. તેને કદાપિ આ પ્રજાના પ્રશ્નનો ઉકેલ લાવવા માટે નિષ્ણાત માનવવંશશાસ્ત્રીઓની એક સમિતિ રચવાનુંય સૂઝ્યું નથી.

હવે પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે સરકારે આ બાબતમાં કંઇ કર્યું નથી તો જાહેર પ્રજામતે સરકાર પર કેમ દબાણ કર્યું નહિ? આ સંબંધમાં વસ્તુસ્થિતિ એ છે કે સામાન્ય ગોરા ઓસ્ટ્રેલિયાના આ મૂળ વતનીઓ વિષે ઘોર અજ્ઞાન સેવે છે. શહેરમાં ભીખ માગી રખડી ખાતા પરોપજીવી મનુષ્યો તરીકે તેઓ તેમને પિછાને છે. તેઓ જીવે કે મરે તેની તેમને પડી નથી.

ઓસ્ટ્રેલિયાની આ કાળી કથની એક સૈકા પહેલાંના તાસમાનિયાનું સ્મરણ કરાવે છે. માત્ર સરકારની બેદરકારી અને અજ્ઞાનને લીધે ત્યાંના મૂળ વતનીઓનો ધીરે ધીરે નાશ થતો ગયો અને અત્યારે તેમનું નામનિશાન પણ જડતું નથી. દક્ષિણ ગોળાર્ધમાં માત્ર એક જ રોયલ સોસાયટી છે અને તે તાસમાનિયામાં. આવી સંસ્કૃત અને સંસ્કારી પ્રજા મૂળ વતનીઓના વિનાશ પ્રત્યે ઉપેક્ષાવૃત્તિ દાખવે એ ખરેખર તેમના પર કાળું લાંછન છે.

ઑસ્ટ્રેલિયામાં પાંચપાંચ રૉયલ સોસાયટીઓ અને ૭ વિદ્યાપીઠો છે. અને એક વિદ્યાપીઠમાં તો માનવવંશશાસ્ત્રના અભ્યાસ અર્થે સગવડ પણ છે. પરન્તુ, આ કહેવાતી વિદ્યાપીઠોએ મૂળ વતની પ્રજાના સંરક્ષણ અર્થે સરકારને સમજાવી નથી કે તેમની તરફ હમદર્દી દર્શાવવા જાહેર પ્રજામતને કેળવ્યો નથી.*

કે. પુ. ચો.

## ( ૨ ) લોકસાહિત્ય અને ચલચ્ચિત્રો

લોક-રિવાજો, લોક-ઉત્સવો વગેરેને ચલચ્ચિત્રોમાં જાળવી રાખવાનો પદ્ધતિસરનો પ્રયાસ અદ્યાપિ પર્યંત ગ્રેટબ્રિટનમાં નહિ જેવો જ થયો છે. જ્યારે આ રિવાજો, ઉત્સવો, કથાનકો વગેરે ઝપાટાબંધ લુપ્ત થતાં જાય છે ત્યારે તેમની ચલચ્ચિત્રોમાં જાળવણી અભ્યાસની દૃષ્ટિએ ખૂબ આવશ્યક છે.

બ્રિટનના વિદ્વાનોને આનો વિચાર સરખોય આવ્યો નથી એવું તો નથી જ. ત્રીસ વર્ષ પહેલાં ડૅનિયલ્સ અને સેલિગમૅન નામના બે વિદ્વાનો ન્યૂગીનીમાં જઇ ત્યાંના રીત-રિવાજો, ઉત્સવો વગેરે ચલચ્ચિત્રમાં ઉતારી લાવ્યા હતા. વળી, ૧૯૨૪માં મર્હુમ સર બાલ્ડવીન સ્પેન્સરે ઑસ્ટ્રેલિયાની મૂળ વતની પ્રજાનાં નૃત્યો વગેરે ચલચ્ચિત્રોમાં ઉતારી તેમનું અભ્યાસની દૃષ્ટિએ રટણ કર્યું છે. પણ બ્રિટન તલપદમાં આવો એકે પ્રયાસ આ દૃષ્ટિએ થયો નથી.

બ્રિટનના પંડિતોની આ દિશામાં હમણાં જ આંખ ઊઘડી છે. ૧૯૩૫માં આંતર-રાષ્ટ્રીય લોકનૃત્યનો એક જલસો લંડનમાં ઉજવાયો હતો. તે પ્રસંગે યુરોપના જુદા જુદા દેશનાં લોકનૃત્યોની ફિલ્મો બતાવાઇ હતી. આ જોઈ લોકસાહિત્યના અભ્યાસમાં ચલચ્ચિત્ર પણ મહત્ત્વનું સાધન છે એમ ત્યાંના માનવવંશશાસ્ત્રીઓને સમજાયું. આ ઊણપ ટાળવા ત્યાંની ત્રણ જુદી જુદી સંસ્થાઓએ પ્રયાસ આદર્યો છે. અને ભુંસાઇ જતા લોકસાહિત્યનાં વિધવિધ અંગોને ચલચ્ચિત્રોમાં જાળવી અભ્યાસની પરિપૂર્ણતા કરી છે.+

કે. પુ. ચો.

## (૩) હિંદનો વેપાર: ૧૯૩૬-૩૭

૧૯૩૬-૩૭ની સાલમાં હિંદની નિકાસની કિંમત રૂ. ૧૯૬ કરોડ હતી. આ કિંમત ૧૯૨૮-૨૯ની સાલ કરતાં રૂ. ૧૩૪ કરોડ ઓછી, પણ ૧૯૩૫-૩૬ની સાલ કરતાં વધારે હતી.

૧૯૩૬-૩૭માં હિંદની આયાતની કિંમત રૂ. ૧૨૫ કરોડ હતી, જ્યારે ૧૯૩૫-૩૬ ને ૧૯૨૮-૨૯માં અનુક્રમે રૂ. ૧૩૪ કરોડ અને રૂ. ૨૫૩ કરોડ હતી.

હિંદના કાચા માલની માગમાં સુધારો થયો છે. આને લીધે તે દરેક ચીજના ભાવમાં પણ ઓછોવત્તો વધારો થવા પામ્યો છે અને તે ચીજોની નિકાસના જથ્થામાં પણ વધારો થવા પામ્યો છે.

૧૯૩૬-૩૭માં હિંદનો નિકાસ વેપાર કંઇક વધ્યો તો ખરો જ. છતાં મંદી પહેલાંના ૧૯૨૮-૨૯ની સાલ કરતાં આ વરસનો આયાત અને નિકાસ વેપાર ઘણો ઓછો હતો.

* 'ધી ટાઇમ્સ' લંડન તા. ૨૬-૧-૩૮

+ 'નેચર': તા. ૧૨-૩-૩૮

૧૯૩૬–૩૭માં હિંદના લાભમાં રૂ. ૯૨ કરોડનો વેપાર થએલો, જ્યારે ૧૯૨૮–૨૯માં રૂ. ૫૨ કરોડનો ને ૧૯૩૫–૩૬માં રૂ. ૬૭ કરોડનો થએલો હતો.

૧૯૩૨–૩૩માં હિંદમાંથી સોનાની નિકાસ શરૂ થઈ. ૧૯૩૨–૩૩માં રૂ. ૬૬ કરોડનું સોનું પરદેશ ચડ્યું. ૧૯૩૬–૩૭માં રૂ. ૨૮ કરોડનું સોનું નિકાસ થયું.

૧૯૩૬–૩૭માં રૂ. ૧૪ કરોડની ચાંદી હિંદમાં આવી.

૧૯૨૯–૩૦ની સાલ કરતાં ૧૯૩૬–૩૭ની સાલમાં શેરડીનું વાવેતર ૭૫ ટકા વધ્યું. ખાંડના ઉદ્યોગના વિકાસનું જ આ પરિણામ.

અળશીના વાવેતરમાં પણ વધારો જણાયો હતો. આનું કારણ એ હતું કે યુનાઇટેડ કિંગડમના બજારમાં અહીંની અળશીને વધારે પસંદગી મળવાને કારણે તેની માગ ત્યાં વધી.

૧૯૩૬–૩૭માં કોલસા સિવાય તમામ ઉદ્યોગોમાં સારો વધારો જણાએલો. ૧૯૩૨ની સરખામણીમાં શેરડીનું ઉત્પાદન ત્રણગણું થયું. સુતરાઉ કકડાના માલનું બમણું થયું. ૧૯૨૮–૨૯ની સરખામણીમાં સીમેન્ટમાં ૮૦ ટકાનો, સ્ટીલમાં ૭૦ ટકાનો અને કાગળમાં ૨૫ ટકાનો વધારો થયો. ૧૯૩૨–૩૩ની સરખામણીમાં જ્યુટના માલમાં ૩૮ ટકાનો વધારો થયો.

આ આંકડા સ્પષ્ટ બતાવે છે કે હિંદમાં ઉદ્યોગીકરણ વિદ્યુતવેગે વિકસી રહ્યું છે.

## (૪) હિંદમાં ઢોર

સંયુક્તપ્રાંતની ઘાસચારા સમિતિના પ્રમુખ મિ. ઈ. એ. રિમયરે તા. ૪–૧૧–૩૭ના *Statesman*માં હિંદનાં ઢોરોના પ્રશ્નની છણાવટ કરતો એક મનનીય લેખ લખેલો. લેખક જણાવે છે કે હિંદમાં બધાં મળીને ૨૨ કરોડ ઢોર છે. જર્મની, ફ્રાન્સ, બ્રિટન, નોર્વે, હોલૅન્ડ, બેલ્જિયમ, ડેન્માર્ક, કૅનેડા, યુ. એસ. એ., દક્ષિણ આફ્રિકાનું યુનિયન, ઑસ્ટ્રેલિયા, ન્યૂઝીલૅન્ડ અને આર્જેન્ટાઈન એ બધાનાં મળીને કુલ ૧૮ કરોડ ૨૦ લાખ ઢોર છે. આ જોતાં આપણા દેશની પશુસંપત્તિ કેટલી બધી છે એનો ખ્યાલ તરત જ આવી જાય છે.

એ લેખમાં વિસ્તારપૂર્વક અને વિગતવાર જે દલીલો રજુ થઈ છે તે ઉપરથી સમજાય છે કે અત્યારે ૨૨ કરોડ ઢોર મારફત જે કામ લેવામાં આવે છે તે જ કામ એના કરતાં ઓછાં પણ વધારે સશક્ત ઢોર મારફત મળી શકે એમ છે. હિંદનાં ઢોરને પોષણ માટે જરૂરી ગણાય તેના કરતાં ઓછો ખોરાક મળતો હોય છે, એટલે એમનાંમાં કામ આપવાની તાકાત લાવવા માટે સૌથી પહેલું તો એ કરવાની જરૂર છે કે એમને પૂરતા પ્રમાણમાં ઘાસ મળે. આને માટે ખેડાણ થયા વગર પડી રહેતી હોય એવી જમીનોમાં ઘાસ ઉગાડવું જોઈએ. એ લેખમાં એ પણ બતાવવામાં આવ્યું છે કે માણસને માટે વપરાતું અનાજ ઉત્પન્ન કરવામાં અત્યારે જે જમીન રોકાય છે તે જમીનનો કસ વધારે એકર દીઠ વધારે અનાજ ઉત્પન્ન કરવાની જોગવાઈ કરવામાં આવે તો ઘાસચારાના વાવેતર માટે વધારે જમીન ફાજલ પાડી શકાશે.

ઢોરની ઓલાદ સુધારવા માટે પણ પ્રયત્ન કરવાની જરૂર છે. ગામડાંના ધણ સાથે રખડતા ગમે તેવા રેઢિયાળ સાંઢથી થતી વંશવૃદ્ધિ અટકાવવી જોઈએ. સારા ઊંચી જાતના આખલાથી ઢોરની ઓલાદ વધે એ જાતની ગોઠવણ ચાલુ રાખીને એની સાથે ને સાથે જ રેઢિયાળ આખલાઓને ખસી કરવાનું પ્રચારકાર્ય પણ ચાલુ રાખવું જોઈએ.*

અ. ના. મોદી

* 'પ્રબુદ્ધ ભારત' એપ્રિલ, ૧૯૩૮

## (૫) આપણા દેશમાં પ્રાચીન કાળમાં ચાલતાં તોલમાપ

દરેક ચીજ અથવા વસ્તુ તોલવાની કે માપવાની પ્રથા આપણા દેશમાં ઘણા પ્રાચીન કાળથી ચાલતી આવે છે. મહાન અકબર બાદશાહના પ્રધાન ટોડરમલ્લે પહેલવહેલી જમીનની માપણી કરાવી દરેક ખેડૂતને ખેતરની કેટલી રકમ સરકારમાં ભરવી તેનું જમીનની જાત પ્રમાણે નક્કી કરી આપ્યું હતું. તે જ પ્રમાણે તેણે તોલ માપ પણ નક્કી કરી આપ્યાં હતાં, એ વાત જરા શક પડતી જણાય છે. કારણ કે તેના કરતાંયે ઘણા જૂના વખતમાં તોલીને આપવા લેવાનાં કાટલાં આપણા દેશમાં ચાલતાં હતાં તે આ નીચે આપેલી હકીકતથી જાણવામાં આવે છે.

આત્રેયી ઋષિ કહે છે કે:

સરસવના ચોથા ભાગને અણુ કહે છે. એટલે કે,

| | |
|---|---|
| ૪ અણુ = ૧ સરસવ | ૨ પળ = ૧ પ્રસૃતિ |
| ૪ સરસવ = ૧ માષ ( અડદ ? ) | ૧૦૦ પ્રસૃતિ = ૧ તોલો |
| ૪ માષ = ૧ વાલ | ૪ પળ = ૧ કુડળ |
| ૪ વાલ = ૧ સુવર્ણ | ૪ કુડળ = ૧ પ્રસ્થ |
| ૪ સુવર્ણ = ૧ કર્ષ | ૪ પ્રસ્થ = ૧ આઢક |
| ૪ કર્ષ = ૧ પળ | ૪ આઢક = ૧ દ્રોણ |

આ પ્રાચીન માપ હાલ આપણા ચાલતા માપ સાથે સરખાવી જોવા માટે આ નીચે આપ્યાં છે:

| | |
|---|---|
| ૧ પ્રસૃતિ = ૮ કુંપની પૈસાભાર | ૧ દ્રોણ = ૧૦૨૪ કુંપની પૈસાભાર |
| ૧ અંજલી = ૧૬ ,, ,, | ૧ શૂર્પ = ૨૦૪૮ ,, ,, |
| ૧ માનિકા = ૩૨ ,, ,, | ૧ કોળી = ૪૦૨૬ ,, ,, |
| ૧ પ્રસ્થ = ૬૪ ,, ,, | ૧ ભાર = ૧૬૦૦૦ ,, ,, |
| ૧ આઢક = ૨૫૬ ,, ,, | ૧ ખારી = ૧૬૩૮૪ ,, ,,* |
| ૧ તુલા = ૮૦૦ ,, ,, | |

છગનલાલ વિ. રાવળ

———o———

*સ્વર્ગસ્થ ગુજરાતી મહેતાજી રામચંદ્રભાઈ રણછોડભાઈના એક ઘણા જૂના હસ્તલિખિત પુસ્તકમાંથી ઉતારો.




**સર્જન અને ચિંતન:**—લેખક : ધૂમકેતુ. પ્રકાશક : ગૌરીશંકર ગો. જોશી, ખાનપુર, અમદાવાદ. સોલ એજન્ટ : ગૂર્જરગ્રન્થ રત્ન કાર્યાલય : ગાંધીરોડ, અમદાવાદ. દોઢ રૂપિયો.

શ્રીયુત ધૂમકેતુ આપણા સાહિત્યમાં વાર્તાકાર તરીકે પ્રસિદ્ધ છે તેટલા જ એક ગદ્ય લેખક તરીકે પણ છે. તેમની વાર્તામાં પણ તેઓ ચીવટપૂર્વક એક ગદ્યના ઘડનાર હોવાનો ખ્યાલ આપે છે. અને નિબંધોમાં પણ તેમના ગદ્યના એ જ ગુણો જોવા મળે છે.

આ સંગ્રહમાં મુખ્યત્વે સાહિત્ય, કલા અને સંસ્કારિતાના નિબંધોનો સંગ્રહ છે. નિબંધમાં અમુક જગાએ અમુક વિષયનું લંબાણપૂર્વક નિરૂપણ છે, કોઇ જગાએ અમુક દૃષ્ટિથી લેખકને કહેવાનું હોય તેટલું જ કહેલું છે. બધા લેખો વાંચતાં હરકોઇ કહી શકશે કે લેખકે ઊંચા પ્રકારનું અંગ્રેજી ગુજરાતી સંસ્કૃત સાહિત્ય વાંચ્યું છે, અને તે ઉપરથી ઉપજતા પોતાના વિચારો સંભાળથી સંઘર્યા છે.

શ્રી ધૂમકેતુના ગદ્યનું એક લક્ષણ તેમની પોતાની લાગણી અને આવેશ તેમાં પ્રકટ થાય છે તે ગણી શકાય. આ લાગણીને લીધે તેમની ભાષા કોઈ જગાએ વક્તૃત્વ કે વાગ્‌વૈભવ બતાવે છે. ઘણા દાખલામાંથી, સ્થલસંકોચને લીધે એક જ લઈએ.

સાહિત્ય, જીવનને ઘડવા માટે, બીજાનું જીવન સમજવા માટે, માનવમાનવ વચ્ચેના સંબંધોના સાચા અર્થ શોધવા માટે, સૃષ્ટિના અંતરંગમાં રહેલી શક્તિ અનુભવવા માટે, મૂલ્યપરિવર્તન માટે, યુગધર્મ સ્થાપવા માટે, નવી રચના માટે, નવસર્જન માટે, પ્રગતિ માટે અને એક કલ્યાણકારી પ્રેમસૃષ્ટિના વિશ્વવ્યાપી આવિર્ભાવ માટે છે.

આ સારો નમૂનો છે. દરેક વાક્યખંડ નવો વિચાર આપે છે, અને બધાં વાક્યોમાંથી એક સમગ્ર વિચાર સ્પષ્ટ રીતે વ્યક્ત થાય છે. આખું પુસ્તક વાંચતાં વાચકને સમજાશે કે આમાં કર્તાની સાહિત્ય સંબંધી અને કંઈક અંશે માનવજીવનના અંતિમ ધ્યેય સંબંધી શ્રદ્ધા પણ આવી જાય છે. અત્યારે નીતિ અને કલાના દ્વંદ્વ વિશે કેટલીક જગાએ ચર્ચા ચાલે છે તે ઉપર કર્તાનો આ અભિપ્રાય નોંધવા જેવો છે. વિવેચનના બીજા કેટલાક પ્રશ્નો વિશેના તેમના અભિપ્રાયો પણ જાણવા જેવા છે.

સૌન્દર્ય અને કલા— એ સાહિત્યના ખાસ શબ્દો—આળસ કે વિલાસ માટે નહિ, પણ જીવનના અંતરંગ સંબંધોથી જન્મતી યોજના માટે વપરાયેલા શબ્દો છે.

સૌન્દર્ય પ્રતિ સૌન્દર્યની ખાતર આકર્ષણ એ તો જેવો આભૂષણનો મોહ છે, એવો બાલિશતા ભરેલો મોહ છે.

પ્રતિભા નૈસર્ગિક છે એમ કહેવાથી અભ્યાસ વગેરેનો બહિષ્કાર થતો નથી.

લાગણીપ્રધાન અને બુદ્ધિપ્રધાન—એવા માનવપ્રકૃતિના બે ભાગ પાડીએ તો, લાગણીને બુદ્ધિ વડે નિયંત્રિત કરવી, અને બુદ્ધિને લાગણી વડે ઊર્ધ્વગામી બનાવવી એ જાણે કે કુદરતી સંકેત હોય એવું લાગે છે.

છંદ માટેનો આગ્રહ એ જેટલો કવિત્વના વિકાસ માટે નુકસાનકારક હતો, તેટલો જ અછાંદસી કે અનિયમિત અર્થયતિવાળી રચના માટેનો આગ્રહ પણ કવિત્વને નુકસાનકારક છે.

બીજા દાખલા આપી શકાય પણ સ્થળસંકોચને લીધે આટલેથી બંધ કરીએ. લેખકની શૈલી સર્વત્ર એક સરખી આકર્ષક છે. તેમના બધા અભિપ્રાય સાથે અમે એક સરખા મળતા નથી, પણ તેવા મતભેદોની ચર્ચાનું આ સ્થાન નથી. પણ લેખકની વિચારસરણીમાં જ ક્યાંક ક્યાંક અમને અસંગતતા જણાઈ છે, ક્યાંક ક્યાંક દોષો જણાયા છે તે તરફ લેખક-વાચકનું ધ્યાન દોરવું જોઈએ. લેખકે કોઈ કોઈ જગાએ કેવળ અત્યુક્તિથી કથનને તીખું બનાવવા જતાં સત્યની મર્યાદા છોડી છે. લાગણીવાળા વક્તૃત્વમાં ક્યાંક અત્યુક્તિ આવે, જેમ કેઃ

ઉચ્છેદ એ એક જ રસ્તેથી આગળ ધસવા માગતા અધીર જુવાનો ઘણી વખત ખાતર અને બીજ એ બન્ને શબ્દો વિષે અજ્ઞાન હોય છે.

અહીં 'શબ્દો વિષે અજ્ઞાન' એ વાક્યખંડ આપણે અક્ષરશઃ માનતા નથી, એ એક બોલવાની છટા છે. પણ શિક્ષણ–પ્રણાલિકા ઉપર આક્ષેપ કરતાં તેઓ કહે છે કે છોકરું "એ સ્ટૅન્ડર્ડ કરતાં આગળ હોય તો એ મૂર્ખ ગણાવું જોઈએ; એ સ્ટૅન્ડર્ડ કરતાં પાછળ હોય તો ઠોઠ ગણાવું જોઈએ." વિદ્યાર્થી ધોરણ કરતાં વધારે હોંશિયાર હોય તો મૂર્ખ ગણાય છે એ ખોટો આક્ષેપ છે. આપણે બધા એવા અનેક વિદ્યાર્થીને જાણીએ છીએ જેની હોંશિયારીની શિક્ષકોએ કદર કરી છે. અને અત્યંત તેજસ્વી બુદ્ધિને લોકો ન પારખી શકે એ દોષમાંથી તો કોઈ જમાનો કે સંસ્થા કે વ્યક્તિ પણ ભાગ્યે જ મુક્ત હશે! એ જ પ્રકારની અત્યુક્તિ, અમને 'બિથોવન અને મરઘાભાઈ'ના લેખમાં જણાય છે. 'બિથોવન'ની કે કલાકારની એટલી બધી ઉપેક્ષા નથી થઈ, જેથી મરઘાભાઇ કે ખેડૂતનો એટલો બધો ઉપહાસ કરવો જોઈએ. તેમજ "અમે બે જ જણા–જેમાં એક પૃથ્વી છંદ લખે ને બીજો પૃથ્વી છંદ વાંચે" એમાં પણ ખોટો આરોપ મૂકીને તિરસ્કાર કરેલો છે. કોઈ સાહિત્યકારે એવું નથી કહ્યું એટલું જ નહિ, કોઇ સાહિત્યકારે એવું પણ કશું નથી કહ્યું કે જેથી આટલી અતિશયોક્તિ પણ કરી શકાય. નામ દીધા વિના, સામા પક્ષનું અવતરણ આપ્યા વિના, અદ્ધર, ઉપહાસની ભાષામાં રાચવા માટે આવી અત્યુક્તિ કરવી એ અન્યાય છે. આ રીતે ન્યાયી કે અન્યાયી તિરસ્કારને લીધે કર્તાના વિચારો ઘણી જગાએ અમને અવિશદ અને ગોટાળા-વાળા અસ્પષ્ટ થઈ ગયેલા જણાય છે. લેખકે સંસ્કારિતા વિશે ઘણી જગાએ લખેલું છે. 'સંસ્કારિતા'ના લેખમાં તેઓ કહે છેઃ

યુક્તિપુરઃસર દેવાળું ફૂંકનાર મનમોહન કરતાં બાપનું ઋણ ફેડવા મથનાર કલો કે ભલો ઓછા હોંશિયાર ભલે હોય ને છે, પણ તેમને જીવનવિગ્રહ વધારે સચ્ચાઇથી સમજવા મથનાર સંસ્કારી ગણવા જોઈએ.

અહીં બેત્રણ વિચારો કે ખ્યાલોનો ગૂંચવાડો થયો જણાય છે. બિલકુલ ભણ્યા ગણ્યા વિનાનો, રીતભાત પણ નહિ જાણનારો એવો કોઈ અશિક્ષિત બીજા કોઈ ઉપાયનો વિચાર કર્યા વિના કે કરી શક્યા વિના બાપનું દેવું ભરે એટલે એ સંસ્કારી? ભલાઈ કે સારાપણું અને સંસ્કારિતા બન્ને એક જ? અને બાપનું દેવું ભરે છે તે શું જીવનવિગ્રહને સમજવા માટે ભરે છે? માત્ર રૂઢિથી, બીજું કાંઈ ન સૂઝવાથી, કે બીકથી ભરતો હોય છતાં તેને જીવન-વિગ્રહ સમજતો કહી શકાય? કાયદેસર બાપનું દેવું ભરવા ન બંધાયેલો માણસ ભરવાની ના

પાડે એટલા જ ઉપરથી એ અહંકારી થઈ ગયો? સંસ્કારિતા વિશે લેખકે ઘણી જગાએ વિધાનો કર્યા છે અને એમાં અમને વિચારોની ગૂંચવણ જ દેખાઈ છે.

'ઈશ્વરના સ્થાન'ના લેખમાં પણ અમને કર્તાના વિચારોમાં તાત્ત્વિક દોષો જણાયા છે.

મનુષ્યદેહમાં વર્ષોનાં વર્ષો સુધી સુપ્ત રહે અને પછી અચાનક જાગી ઊઠે એવાં રોગબીજ હોઇ શકે છે. ફ્રાન્સમાં ઉપદંશનો વ્યાધિ પ્રજાલોહીમાં એવો હેરફેર કરી રહ્યો છે કે હવે ધીમે ધીમે પ્રજાને એ સદી ગયો છે. પણ ફિરંગી લોકોએ એ જ વ્યાધિ હિંદી પહાડી જાતોને આપ્યો ત્યારે એનું નિકંદન નીકળી ગયું હતું. નીલગિરિની ટોડા જાતિનો ઇતિહાસ જાણનાર તેના આંકડા પણ આપી શકશે. ઈશ્વરની આપણી ભાવના વિશે પણ એવું જ છે. પ્રજાલોહીમાં એ સદી ગયેલ છે, એટલે હવે એની અસર રહી નથી. એની ભાવનાએ બાળપણમાં માનવજાતિને દોરી હતી. એટલા માટે આજે ઈશ્વરની ભાવનાનું જીવનમાં સ્થાન નક્કી ન થાય, તો જેમ જૂના વખતમાં—મધ્ય યુગમાં—ઈશ્વરને નામે અકૃત્યો થયાં હતાં, તેમ આ વિજ્ઞાનયુગમાં ઈશ્વરને ભૂંસી નાંખવાને નામે નવી જાતનાં અપકૃત્યો થાય.

પ્રથમ તો ઈશ્વરની શ્રદ્ધાને રોગનાં જંતુ સાથે સરખાવવી એ હીનોપમા છે—અપદૃષ્ટાન્ત છે. લેખક ઈશ્વરને માનતા જણાય છે તો તેમણે આવી ઉપમા ન આપવી ઘટે. બીજું આ દૃષ્ટાન્ત કોઈ રીતે લાગુ પડતું નથી. લેખક કહે છે તેમ જો ઈશ્વરની ભાવના સદી ગઈ હોય તો પછી વિજ્ઞાનયુગમાં તેને ભૂંસી નાંખવાની જરૂર શી પડી? સદી ગયેલાં રોગજન્તુ સામે લડવા જાય એવું વિજ્ઞાન ગાંડું નથી! વળી ઈશ્વરની ભાવનામાં પ્રશ્ન સત્યાસત્યનો છે, રોગનાં જન્તુઓમાં એવો કોઈ પ્રશ્ન નથી. ખરી રીતે આ ચર્ચામાં રોગજન્તુનું દૃષ્ટાન્ત અપ્રસ્તુત અને અનુચિત છે. રોગજન્તુની અને ટોડાની વાત જે ન જાણતું હોય તેને એ કહેવા જેવું છે, પણ તેને માટે તે વિષય ઉપર જુદો નિબંધ લખાવો જોઈએ. તેને ઈશ્વરની વાતમાં લખવાની જરૂર નથી. અને ઈશ્વર વિશેની આખી ચર્ચા અદાર્શનિક રીતે થઈ છે. લેખકને સાહિત્ય કરતાં તત્ત્વજ્ઞાનના વિષયો ઓછા ફાવતા જણાય છે.

વાગ્વૈભવનાં ભયસ્થાનો, વક્તૃત્વના અલંકારો અને તેમાં ખાસ કરીને વિરોધાભાસ છે. નીચેનું વાક્ય જોઈએ:

ભાવનાવાદે વિચારને આગળ કર્યો, વ્યક્તિઓને તજી દીધી; વાસ્તવવાદે વ્યક્તિઓને આગળ કરી, વિચારને તજી દીધા; પહેલાને તજતાં ન આવડ્યું; બીજાને લેતા ન આવડ્યું. પહેલાએ માયા સરજી: *બીજાએ માયાવી રૂપો. પહેલાએ પારિજાત અને ગુલાબ જ જોયાં, બીજાએ ગટર અને પાયખાનાનાં જન્તુઓ જ.*

બન્ને વાદોના તફાવત વિશે કહેલી વાતોમાં ઘણી સાચી છે. પણ ભાવનાવાદે 'માયા' સરજી અને વાસ્તવવાદે 'માયાવી રૂપો' સરજ્યાં એટલે શું? માયા એટલે તો મિથ્યા, અસત્ય. બંનેમાં અહીં ફરક શો પડ્યો? માયાનાં રૂપો સરજ્યા વિના માયા સરજી શકાય? આવાં કથનો, દૃષ્ટાન્તો સાથે આવતાં હોય તો કંઈક પણ સ્પષ્ટ થાય. દૃષ્ટાન્ત વિના, અવતરણ વિના કેવળ સામાન્ય ભાષામાં લખવાનું આ એક ભયસ્થાન છે.

કોઈ કોઈ જગાએ લાંબાં વાક્યો લખવા જતાં, શબ્દોનો સંબંધ વીસરાઈ વ્યાકરણ-દોષો થયા છે.

તોપો વિશેની ઉહલામાં છેલ્લી વૈજ્ઞાનિક શોધ એવી થાય કે એને એક ગોળે દસ હજાર માણસ ઉડાડી શકાય, તો અનિવાર્ય રીતે જ એક બીજી પરિસ્થિતિએ જન્મ લેવો રહ્યો; અને તે એવી રીતે ઉડાડી શકાય માટે દસ હજાર માણસો એમાં ક્રરવાનો........

'બીજી પરિસ્થિતિએ જન્મ લેવા રહ્યો' 'અને તે (પરિસ્થિતિ) દસ હજાર માણસો ભેગાં કરવાની' એમ જોઈએ. પણ આવી સરતચૂક બહુ ઓછી જગાએ થઈ છે. અને કંઈ બહુ મહત્ત્વની નથી. કોઈ જગાએ ઉતારેલાં અવતરણો સંબંધ વિનાનાં છે. જેમ કે "સઘળા ધર્મો માનવધર્મ શીખવા માટે છે." એ વાક્ય આગળ નિશાની કરી "To do good is more pleasing than to receive good" વાક્ય ઉતાર્યું છે પણ એ વાક્યમાં અવતરણ મૂકવા જેવો સંબંધ નથી.

પૃ. ૧૫૧મે લખેલું છેઃ "પણ કલાકારે, કલાનો ધાર્મિક વિકાસ, હેગલ કહે છે એ શબ્દોમાં—*In art the idea was present for perception: in religion it is present for conception*—સમજવો જોઈએ." અંગ્રેજીનું ગુજરાતી કર્યું નથી. પણ અંગ્રેજી સમજનાર પણ આમાં શ્રી ધૂમકેતુ શું કહેવા માગે છે તે ભાગ્યે જ સમજી શકશે! આ વાકયમાં હેગલે કલાના ધાર્મિક વિકાસ વિશે કશું કહ્યું જ નથી. કલામાં ભાવનાનો પ્રત્યક્ષ સંસ્કાર (perception) થાય છે, અને ધર્મમાં ભાવના બુદ્ધિગ્રહણ (conception) માટે રજુ થાય છે. આમાં કલાનો ધાર્મિક વિકાસ ક્યાં આવ્યો? અને કલાનો ધાર્મિક વિકાસ- એ પદનો શ્રી ધૂમકેતુ શો અર્થ કરે છે? આ વાકયોથી વાચકને એ શું કહેવા માગે છે? ૧૫૩મા પાના પર પણ એમ અંગ્રેજી વાક્ય અર્થ કે ભાવાર્થ આપ્યા વિના મૂકી દીધું છે. આ પદ્ધતિ એકંદર ભ્રામક છે અને જુવાન વાચકને શિથિલ રીતે વિચાર કરવાની ટેવ પાડે એવી છે.

શ્રી. ધૂમકેતુએ કોઈ કોઈ જગાએ શબ્દોનો જે અર્થ કર્યો છે તે વધારે સ્પષ્ટીકરણ માગે છે. "વાસ્તવવાદ અને ભાવનાવાદ"ના નિબંધમાં પૃ. ૯૫ મે તેઓ કહે છે. "બુદ્ધિશાળીઓને અને પ્રત્યક્ષવાદીઓને 'જ્યાં કાંઈ જ નથી' એવી ખાતરી હોય છે, ત્યાં એવા કાંઈ જ નથી માં 'કાંઇક છે' એ અનુભવવાની શક્તિ સઘળાને મળેલી હોતી નથી. એ શક્તિને સામાન્ય અર્થમાં 'સમાધિ' કહી શકાય. આગળ જતાં કહે છેઃ "દંડીએ 'કાવ્યાદર્શ'માં સમાધિને કાવ્યનો મુખ્ય ગુણ ગણ્યો છેઃ

तदेतत्काव्यसर्वस्वं समाधिर्नाम यो गुणः।
कविसार्थः समग्रोऽपि तमेनमुपजीवति ॥"

અહીં અનેક પ્રશ્નો ઉપસ્થિત થાય છે. દંડી 'સમાધિ' શબ્દ કયા અર્થમાં વાપરે છે? એ અર્થમાંથી શ્રી. ધૂમકેતુનો ઇષ્ટ અર્થ કઇ રીતે નીકળી શકે? શ્રી. ધૂમકેતુ જે અર્થ કાઢવા માગે છે તે કાવ્યનો ગુણ ગણી શકાશે? આ બાબત સ્પષ્ટ કર્યા વિનાનો 'સમાધિ' શબ્દનો પ્રયોગ કેવળ વિચારગોટાળો ઉત્પન્ન કરે છે. આમ કહેવાથી, વાચક દંડીના 'સમાધિ' શબ્દનો, અને કાવ્યના ગુણનો, કશો જ અર્થ સમજી શકવાનો નથી એટલું જ નહિ, પણ દંડીના અવતરણથી શ્રી. ધૂમકેતુનું વક્તવ્ય જરા પણ વધારે સ્ફુટ થવાનું નથી. બહુ બહુ તો વાચકને 'દંડી' અને 'સમાધિ' બે શબ્દો આવડશે, અને 'સમાધિ' શબ્દને દંડીને નામે ગમે તે અર્થમાં વાપરવા તે લલચાશે.

અત્યારના જુવાન વાચકની વિચારણાનું મોટામાં મોટું ભયસ્થાન અવૈશદ્ય છે. તેને વેગ અને ઝગારાનો મોહ થયો છે, અને તેમાં તે પોતાની અસ્પષ્ટતા પારખી શકતો નથી.

શ્રી. ધૂમકેતુ જેવા વિશાળ વાચનવાળા લેખક આ ભયસ્થાનથી વાચકોને બચાવીને ધારે તો ઘણું કહી શકે.

આ પુસ્તકમાં શ્રી. ધૂમકેતુએ ઘણા ઉપયોગી, રસિક અને વિચારપ્રેરક વિષયો ચર્ચ્યા છે. તેમની શૈલી અસરકારક છે. તેઓ પ્રશંસા અને તિરસ્કાર બન્ને સખત ભાષામાં બતાવે છે. પણ ઘણી જગાએ વસ્તુની પ્રશસ્તિમાં કે અમુક ખરા કે કલ્પિત અભિપ્રાયના તિરસ્કારમાં ચાલ્યાં જવાને બદલે વિષયની ગહનતામાં ઊતર્યા હોત તો વિષયની ચર્ચાને વધારે ઉપકારક થાત. પણ તેમણે જે કહ્યું છે તે પણ વિચારવા યોગ્ય છે. તેમનું વિશાળ વાચન વાચકને જરૂર પ્રેરણાજનક થશે. આ પુસ્તક માત્ર કાવ્યવિવેચકોને જ નહિ પણ સર્વ વાચકોને વાચનયોગ્ય છે. ખાનગી જાહેર પુસ્તકશાળાઓ તેમજ શિક્ષણ સંસ્થાઓએ પણ સંઘરવાયોગ્ય છે તેમાં અમને શંકા નથી.

રા. વિ. પા.

વિપ્રદાસઃ—મૂળ લેખકઃ શરદબાબુ. અનુવાદકઃ રમણલાલ સોની. પ્રકાશકઃ આર. આર. શેઠની કંપની, પ્રિન્સેસ સ્ટ્રીટ; મુંબઈ. ત્રણ રૂપિયા.

નહિ બ્રાહ્મોસમાજી, નહિ સનાતન હિન્દુધર્મી કે નહિ પોતે ક્યાં છે એના ભાનવાળી, મુગ્ધા વન્દનાના સ્વભાવપરિવર્તનની આ કથા જેટલી રસિક છે તેટલી મહાન છે. મૃતપ્રાય લાગતી હિન્દુ સંસ્કૃતિમાં પણ કંઈક એવું અગમ્ય વશીકરણ ભર્યું છે કે તે કશા પણ પૂર્વસંસ્કાર વિનાની વન્દનાને થોડા સમયમાં પોતાના તાબામાં લઈ લે છે અને છતાંય પોતે તો अत्यतिष्ठद्दशाङ्गुलम् રહે છે. ઉપોદ્ઘાતમાં સ્પષ્ટ થયું છે તે પ્રમાણે આમૂલ દૃષ્ટિપરિવર્તન પછી પણ વન્દનાની યોગ્યતા દ્વિજદાસની સહધર્મચારિણી થવા પૂરતી થાય છે. વિપ્રદાસ તો હતો એટલો જ ઊર્ધ્વ અને એકાકી રહે છે.

કથાનું લક્ષ્યબિન્દુ વન્દનાનું મનોવિશ્લેષણ હોવાથી, વસ્તુનો વેગ સ્વાભાવિક રીતે જ મન્દ છે. તેમ છતાં લેખક કથાનો રસપ્રવાહ સાદ્યન્ત અવિચ્છિન્ન રાખી શકે છે. પોતાના *પ્રતિપાદ્યના સ્ફુટ આલેખન માટે લેખક અકસ્માતોનો ઉપયોગ પણ આ નવલકથામાં ઠીક ઠીક પ્રમાણમાં કરે છે. પણ કથાનું મુખ્ય પ્રતિપાદ્ય એ અકસ્માતો પર અવલમ્બતું ન* હોવાથી, કથારસની ક્ષતિ નથી થતી કે સંવિધાનમાં શિથિલતા નથી આવતી. ધીરગંભીર પણ અખંડ પ્રવાહે આખી કથા વહી રહે છે ને અન્તમાં, આપણા મન પર કોઈ મહાન કથા વાંચી હોવાની છાપ પાડી જાય છે.

હળવો વિનોદ ને માર્મિક કટાક્ષ, આર્ય સંસારની સુકુમારતા અને દૃઢતા, માનવહૃદયની ઊર્મિએ ઊર્મિનો તલસ્પર્શ અને માનવજીવનના ખંડેખંડ તરફનો પરમ સદ્ભાવ: શરદબાબુની આ બધી લાક્ષણિકતાઓ છે. શરદબાબુમાં ઊર્મિલતાનાં અસામાન્ય પ્રચંડ તોફાનો નથી, પણ જીવનની સ્વાભાવિકતા છે. શાન્ત સંયમ એમની કલાનો પ્રાણ છે. તેમની આ બધી વિશિષ્ટતાઓ આ નવલકથામાં પણ મૂર્ત થયેલી છે.

આ નવલકથાનું ગૂજરાતી ભાષાન્તર સુવાચ્ય અને સરલ છે. વિસ્તૃત ઉપોદ્ઘાતને આ પ્રકાશનનું બહુમૂલ્ય ભૂષણ ગણી શકાય. એ ઉપોદ્ઘાતને લીધે શરદબાબુનું વક્તવ્ય

અને તેમની કલા સ્ફુટતર થાય છે, અને બંગાળના આ મહાન નવલકથાકારને જોવાની સાચી દૃષ્ટિ આપણને મળે છે.

**સ્વાતંત્ર્યનો પ્રયોગઃ**—લેખક: હરભાઈ ત્રિવેદી. પ્રકાશક: ચન્દ્રવદન ચુનીલાલ શાહ, 'નૂતન શિક્ષણ' કાર્યાલય, સૂરત. આઠ આના.

લેખક આ પુસ્તકને યોગ્ય રીતે જ "પ્રયોગ" એવી સંજ્ઞા આપે છે; કારણ કે સ્વાતંત્ર્યના જે દસ મૂળભૂત સિદ્ધાન્તોની ચર્ચા આ પુસ્તકમાં લેખક કરે છે તે સિદ્ધાન્તોનું પાલન સરકાર કે વિદ્યાપીઠની સાથે એક અથવા બીજી રીતે સંકળાયેલી આપણી અત્યારની શાળાઓમાં સંભવિત નથી. રુચિકર વિષયોનો અભ્યાસ, વિદ્યાર્થીઓના રસ અને શક્તિ પર જ રચાયેલો અભ્યાસક્રમ, પરીક્ષા, ઇનામ કે હરીફાઇનો અભાવ, અને વિચાર, વાણી અને વર્તનનું સંપૂર્ણ સ્વાતંત્ર્ય: આ સિદ્ધાન્તોના પાલન માટે કેવળ સ્વતંત્ર શાળાની જ જરૂર છે. લેખકે પોતાની શાળાના મુક્ત વાતાવરણમાં આના જેવા અનેક અખતરા કર્યા છે. લેખક એને "સત્યશોધનની ભૂમિકા" જેવા ગણે છે. એમાં સ્વાભાવિક વિનય કે ઉપચાર માત્ર જ નથી, હકીકત પણ છે. અત્યારની જટિલ સમાજવ્યવસ્થામાં, કોઇ પણ એક જ ક્ષેત્રનું એકાંગી સેવન કે શુદ્ધિકરણ અશક્ય છે. અને એ અશક્ય છે એટલે જ કોઈ પણ એક ક્ષેત્રમાં—પછી તે કેળવણીનું ક્ષેત્ર હોય તો પણ—આમૂલ પરિવર્તન કરવા બેસવું તે પ્રયોગ જ કહેવાય. એ પ્રયોગોનું નિશ્ચિત પરિણામ પણ વર્ષો—કદાચ, પેઢીઓ—પછી આવી શકે.

તેમ છતાં શુદ્ધ વૈજ્ઞાનિકની દૃષ્ટિથી અને શ્રદ્ધાથી શ્રી. હરભાઈએ આ પુસ્તકમાં સિદ્ધાન્તોની ચર્ચા કરી છે. એ ચર્ચા જેટલી રસિક છે તેટલી જ મહત્ત્વની છે, જેટલી વિચારપૂર્ણ છે તેટલી જ વિચારપ્રેરક છે. આપદ્ધર્મ ગણીને જ શિક્ષણને પોતાનો વ્યવસાય બનાવી બેઠેલા આપણા અનેક શિક્ષકો જો આ પુસ્તક વાંચશે તો તેમને પોતાના વ્યવસાયનાં પાવિત્ર્ય અને ગાંભીર્ય સમજાશે; અને એ સમજાતાં તે વ્યવસાયમાં જ એમને સાચો જીવન-રસ મળશે. વર્ષો સુધી એકની એક પ્રણાલિકાનું સેવન કર્યાથી રીઢા બની ગયેલા આપણા શિક્ષણશાસ્ત્રીઓ જો આ પુસ્તક વાંચશે તો તેમને પણ કેટલુંક, ચમકાવનારું છતાં તર્કશુદ્ધ ને વિચારપ્રેરક વાચન મળી શકશે.

એ બન્ને વર્ગોના પૂર્વગ્રહો હળવા બને તો પણ આ પુસ્તકનો તાત્કાલિક ઉદ્દેશ સફળ થયો ગણાય. કારણકે આ પુસ્તકના પ્રતિપાદ્ય સ્વાતંત્ર્યના પ્રયોગની સફળતાનો નિર્ણય તો નિશ્ચિત પરિણામ આવી ગયા પછી પણ કેટલેક વર્ષે જ થઇ શકે.

**અન્તરની વ્યથાઃ**—લેખકઃ સોપાન. પ્રાપ્તિસ્થાનઃ નૂતન સાહિત્ય ભંડાર, રમકડાં મારકેટ, અમદાવાદ. એક રૂપિયો.

આપણા ઉદયોન્મુખ સાહિત્યસેવકોમાં શ્રી. સોપાનનું સ્થાન નિશ્ચિત થતું આવે છે. આપણા મુક્તિયુદ્ધના પ્રસંગોને આલેખતી અનેક વાર્તાઓદ્વારા એમણે આપણી રાષ્ટ્રવ્યાપી ચળવળમાં ભાગ લેનારા અનેક સૈનિકોના માનસને આલેખવાનો પ્રયત્ન કર્યો છે. તે પ્રયત્નમાં આ પુસ્તક પણ એક વિશિષ્ટ ઉમેરો બની રહે છે.

આ પુસ્તકના પાંચે કથાપ્રસંગો વિશે લેખક જાતે જ કહે છે કે "આ કથાઓના

લગભગ બધા પ્રસંગો સાચા છે, પણ જુદી જુદી વ્યકિતઓના જીવનમાં બનેલા છે....આ કથાઓ કથાઓ રૂપે સાચી નથી, પણ વાસ્તવિક જીવનમાંથી ઉઠાવેલી છે."

વાસ્તવિક જીવનમાંથી ઉઠાવેલી હોવા છતાં પણ માનવહૃદયનો જે તલસ્પર્શ સાહિત્યને ચિરંજીવત આપે છે તે આ કથાઓમાં બહુ દેખાતો નથી. એટલું જ નહિ, પણ સર્જનાત્મક સાહિત્યની ઉચ્ચ કૃતિ જે ઘનતા અને જે કલાદૃષ્ટિ માગે છે તે પણ આ પુસ્તકમાં બહુ દેખાતાં ન હોવાથી, આ પુસ્તક શુદ્ધ સાહિત્યની કોટિએ પહોંચી શકતું નથી. પાત્રોના માનસનું પૃથક્કરણ ઝીણવટથી કરીને, પાત્રોને ઉચિત ભૂમિકા પર મૂકવાનો ને વિકસાવવાનો પ્રયત્ન લેખકે કર્યો છે ખરો; પણ એ પ્રયત્ન પૃથક્કરણથી આગળ વધી શકતો ન હોવાથી પાત્રો જીવન્ત અને વિશિષ્ટ નથી થઇ શક્યાં.

તેમ જતાં પ્રચારક કૃતિ તરીકે આ પુસ્તકનું મૂલ્ય ઓછું નથી. આપણા રાષ્ટ્રપ્રેમને પોષવાનો અને આપણા રાષ્ટ્રીય મુક્તિયજ્ઞનાં સંસ્મરણોને આલેખવાનો આ પુસ્તકનો ઉદ્દેશ, ખરેખર, સ્તુત્ય છે.

એ રીતે અમે પણ આ પુસ્તકનો સત્કાર કરીએ છીએ.

૧ **પરા અને અપરા**:—કિંમત છાપી નથી.

૨ **સદાચાર**: – બે રૂપિયા.

૩ **અલૌકિક અમૃત તથા કર્મયોગ અને વિજ્ઞાનના બે ભિન્ન રૂપ**: નવ આના.

૪ **કલ્પનાસૃષ્ટિ અને બ્રહ્મકલ્પના તથા તિતિક્ષાની પરિસીમા અથવા એકનાથી ભાગવત**: સવા રૂપિયો. પ્રકાશક: મૂળજી રણછોડ વેદ, ગ્રીન બંગલો, અંધેરી.

રા. મૂળજી રણછોડ વેદ ઉપર્યુક્ત ચાર પુસ્તકોમાંનાં પહેલાં બેના સંપાદક અને ત્રીજા અને ચોથાના લેખક છે. 'પરા અને અપરા' બાવાજી તુલસીદાસજી પ્રેરિત છે, તો 'સદાચાર' શ્રી શંકરાચાર્યને નામે ચડેલા ૫૪ શ્લોકના નાનકડા ગ્રન્થ પર હંસ સ્વામીએ લખેલી ઓવીબદ્ધ મરાઠી ટીકાનું ભાષાન્તર છે. ત્રીજું અને ચોથું પુસ્તક લેખકનું સ્વતંત્ર છે. તેમાં તેમણે પોતાના પ્રિય વિષય વેદાન્તનો રસાસ્વાદ ગૂજરાતી વાચકોને ચખાડવાનો પ્રયાસ કર્યો છે. ચારે પુસ્તકોદ્વારા વ્યક્ત થતો લેખકનો વેદાન્તપ્રેમ પ્રશસ્ય છે.

**શ્રી કચ્છ લોહાણા કેળવણી જનરલ ફંડનાં ટ્રસ્ટી મંડળ તથા વ્યવસ્થાપક મંડળનો અહેવાલ. વિ. સં. ૧૯૯૦–૯૧.**

મંડળના કાર્યને અમે સફળતા ઇચ્છીએ છીએ.-

**મનઃસુખલાલ ઝવેરી**

**ગ્રામદેવતા**:—લેખક: મહીજીભાઈ કાલિદાસ પટેલ. પ્રકાશક: દુર્લભદેવ મંગલાલ પરીક્ષક. કિંમત. ૧–૮–૦

આ ગ્રામોદ્ધારનો પ્રશ્ન છણતી નવલકથા છે. પરન્તુ અર્ધી નવલકથા પૂરી થયાં પછી જ લેખક ગ્રામોદ્ધારનો પ્રશ્ન ઉપાડે છે. તે પૂર્વેનો બધો સમય લેખક આપણને નાયક નાયિકાના પૂર્વજીવનમાં જ રોકી રાખે છે. આ પૂર્વજીવનના બનાવોનું કેન્દ્ર પણ અમદાવાદ જ છે. અને

એ પૂર્વજીવનની કથામાં પણ નથી વસ્તુની સુશ્લિષ્ટ ગૂંથણી; નથી પ્રસંગોમાં ઔચિત્ય કે નથી સુરેખ પાત્રાલેખન. નાયક નાયિકા કોલેજમાં જે નાટક ભજવે છે તે આખું નાટક, નાયકનાં લાંબાં ભાષણો, મજૂરોની સ્થિતિ વિષે નાયક કોર્ટમાં જે કેફિયત રજૂ કરે છે તે કેફિયત, ન્યાયાધીશનો આખો ચુકાદો એ સઘળાંની વાર્તામાં કશી જ જરૂર નથી. એથી તો વસ્તુપ્રવાહ ખંડિત થાય છે, અને એ સઘળું નીરસ વાચન નીવડે છે, એટલું જ નહિ પરન્તુ નવલકથા લેખનના મૂળભૂત સિદ્ધાંતોથી પણ લેખક જાણે અપરિચિત હોય એવું લાગે છે. તદુપરાંત કૃત્રિમ સંવાદો પણ વાર્તાને નિર્બળ બનાવવામાં સહાયભૂત થાય છે.

નવલનાયક, શરદ પ્રતિનાયક, અને નવલિકા એ નાયિકા આટલાં મુખ્ય પાત્રો નવલકથા માટે પૂરતાં હતાં. પરન્તુ, નાયક નાયિકાને પરણે તો પ્રતિનાયકનું શું થાય એ ચિંતાએ લેખકની પાસે મનોરમાની પ્રતિનાયિકા તરીકેની યોજના કરાવી. આથી વાર્તામાં સંઘર્ષણને સ્થાન રહેતું નથી, અને આપણે ધારીએ છીએ તે જ બનાવો એ પછી બનતા જાય છે, તેથી નવલકથામાં ચમત્કૃતિ નથી આવી શકી. તદુપરાંત કેટલાંક પ્રકરણો એવાં છે કે જે નવલકથામાંથી લઈ લીધાં હોય તો વાર્તાપ્રવાહ લવલેશ પણ ખંડિત ન થાય. દા. ત. શરદુત્સવ. આથી વાર્તાનું પોત અત્યંત ફીસું થઈ ગયું છે.

નાયક નાયિકાના લગ્ન પછી લેખક તેમને ચરોતરના એક ગામડામાં લઈ જાય છે. પછી તેઓ રામપરા ગામમાં વસવાટ કરે છે અને ધીમેધીમે, અંત્યજોદ્ધાર, શિક્ષણ, વિધવા પુનર્લગ્ન, યુવકોનું સંગઠન, વગેરે પ્રશ્નોનો ઉકેલ કરી, રામપરાને આદર્શ ગામડું બનાવે છે. પરન્તુ આ બધું પ્રતીતિજનક નથી લાગતું. નવલચન્દ્ર આટલું વિકટ કાર્ય ઉપાડે છે છતાં નથી એને ખાસ કશો વિરોધ નડતો, નથી આર્થિક મૂંઝવણ નડતી–મૂંઝવણ નડે ત્યારે અજાણ્યા પુરુષો લાખ લાખ રૂપિયાના ચેકો આપી જાય છે; શાન્તાના પુનર્વિવાહમાં પણ એના પિતા જે સહેલાઈથી સંમતિ આપે છે તેમાં સ્વાભાવિકતા નથી લાગતી. અંત્યજોદ્ધાર પણ અત્યંત સરળતાથી થાય છે. આવું સરલ પરિવર્તન માત્ર નવલકથામાં જ થઈ શકે, વાસ્તવ જીવનમાં નહિ.

આવા કેટલાક દોષો બાદ કર્યા પછી, આ નવલકથા સારું વાંચન પૂરું પાડે છે, અને ગામડાના જીવનની અને ગામડાના મુખ્ય પ્રશ્નો કયા છે તેની આપણને માહિતી આપે છે એટલું તો જરૂર કહી શકાય.

**ચન્દ્રકાન્ત મહેતા**

**૧: બ્રિટીશ સામ્રાજ્યનો અર્વાચીન ઇતિહાસઃ—**( સ્ટુઅર્ટ અને હેનોવર સમય ) લેખક : નવલરામ જગન્નાથ ત્રિવેદી, એમ. એ., એન. એમ. પરમાનંદ પ્રાઇઝમેન ( મુંબઈ યુનિવર્સિટી ) અધ્યાપક, ગુજરાત મહિલા પાઠશાળા, અમદાવાદ. રૂ. ૧–૨–૦

**૨: હિંદનું નવું રાજ્યબંધારણઃ—**લેખક ઉપર પ્રમાણે. રૂ. ૦–૮–૦

અધ્યાપક શ્રી. નવલરામ જગન્નાથ ત્રિવેદીનાં આ બન્ને પુસ્તકો પાઠ્ય પુસ્તક તરીકે આવકારપાત્ર છે.

( ૧ ) આ પુસ્તક મુંબઈ યુનિવર્સિટીની મેટ્રિક્યુલેશન પરીક્ષાના નવા અભ્યાસક્રમ પ્રમાણે તૈયાર કરવામાં આવ્યું છે. આપણું શિક્ષણ માતૃભાષાદ્વારા જ અપાવું જોઈએ એ

મળવા, ક્યાંય જઈ શકું તેમ નથી!" હંગરીના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું: નવા પ્રધાન તરીકે મોં બેલા ઈમરેડી નીમાયા.

તા. ૧૪ : મેક્સિકોએ બ્રિટન સાથેના રાજકીય સંબંધો તોડી નાખ્યા; સીકરની ગંભીર પરિસ્થિતિ: પ્રજાસમિતિએ ત્યાંની પરિસ્થિતિ જણાવતા તાર ઈંગ્લાંડ મોકલ્યા.

તા. ૧૫ : મહાસભાની કારોબારી સમિતિની બેઠક મુંબઈમાં શરૂ થઈ; કાનપુરમાં મિલકામદારોએ હડતાળ પાડી; હિંદભરમાં જમીન મહેસૂલ ન ભરનાર પ્રથમ સત્યાગ્રહી શ્રી. પાંચાભાઈ પટેલની જમીન તેમને પાછી સુપરત કરવામાં આવી; સ્પેનમાં ફ્રાન્કોનાં લશ્કરે બે મહત્ત્વના ભાગો જીતી લીધા; સૂરત શહેરનું એક કોળી કુટુંબ ભૂખમરાનું બલિ થયું: કોળીએ બે બાળક અને પત્નીનાં ખૂન કર્યાં અને પછી પોતે આપઘાત કર્યો.

તા. ૧૬ : સીકરમાં સત્તાવાળાઓએ લશ્કરી માણસોથી ભરેલી મોટર લોરીઓ મંગાવ્યાથી ભારે ગભરાટ ફેલાયો; કાનપુરમાં મિલકામદારોની હડતાળને લીધે મિલવિસ્તારમાં ૧૪૪મી કલમ જાહેર થઈ; ઝાંઝીબારના લવીંગ ઉપરનો બહિષ્કાર ઉઠાવી લેવામાં આવ્યાના સમાચાર પ્રસિદ્ધ થયા.

તા. ૧૭ : મુસ્લિમ લીગ સાથેની હિંદુ-મુસ્લિમ ઐક્ય અંગેની વાટાઘાટમાં, "આઝાદીની લડતમાં અને સમવાયતંત્રની યોજનાના વિરોધમાં અમે મહાસભાની સાથે ખભેખભો મિલાવીને ખડા રહેવા તૈયાર છીએ—પછી ભલે એને અંગે સીધી લડત ઉઠાવવી પડે" આ વસ્તુ સ્વીકારવા મુસ્લિમ લીગ તૈયાર હોય તો શ્રી. જીન્નાની તમામ માગણીઓ સ્વીકારવા મહાસભા તૈયાર છે (રાષ્ટ્રીયત્વ સાથે સુસંગત હોય એવી) એવી વાત બહાર આવી.

તા. ૧૮ : મહાત્મા ગાંધી અને મદ્રાસ ધારાસભાના પ્રમુખ શ્રી. સામ્બમૂર્તિ વચ્ચે મંત્રણા: ઈંગ્લાંડના પ્રવાસ અંગેનું કારોબારીનું દૃષ્ટિબિંદુ સમજાતાં ગેરસમજૂતિ દૂર થઈ; લંડનમાં ઉમરાવોની ધારાસભામાં લોર્ડ લુગર્ડે, એબિસીનિયાના શાહને ઇટલીના સાર્વભૌમત્વ હેઠળ આંતરિક સ્વરાજ્ય ભોગવતો એક પ્રદેશ આપવાની દરખાસ્ત રજૂ કરી.

તા. ૧૯ : મહાસભાની કારોબારી સમિતિએ સરદાર શ્રી. વલ્લભભાઈએ કરેલા મૈસૂરના સમાધાનને બહાલી આપી; પેલેસ્ટાઈનમાં બ્રિટીશ લશ્કરનો કડક દોર ચલાવવાની યોજના જાહેર કરવામાં આવી; હિંદી અને યુરોપિયન મંડળોની સંયુક્ત સભા સમક્ષ રાષ્ટ્રપતિનાં ઉદ્‌ગારો: 'જો સમવાયતંત્ર ઠોકી બેસાડવાનો યત્ન થશે તો મહાસભા સીધો પ્રતિકાર કરશે.'

તા. ૨૦ : લાહોર કાવતરા કેસને અંગે સજા પામેલા, અને આંદામાનની હવા ખાઈ રાજમહેન્દ્રીની જેલમાં જેમને ફેરવવામાં આવેલા, અને ત્યાંથી તક મળતાં ૧૯૨૨માં નાસી છૂટેલા અને તે પછી છૂપી રીતે અનેક જગાએ વ્યાયામ શિક્ષક તરીકે કામ કરતા શ્રી. પૃથ્વીસિંહ મહાત્માજીને તા. ૧૮-૫-૩૮ના રોજ મળ્યા અને પોતાની આપવીતી જણાવી. પોતાને હવે હિંસાપ્રવૃત્તિમાં શ્રદ્ધા નથી એમ જણાવી ગાંધીજીનું શરણ લીધું. ગાંધીજીએ તેમને પોલીસને શરણે થવા સલાહ આપી અને પોલીસે તેમની ધરપકડ કરી; વર્ધા જતાં પહેલાં ગાંધીજી હિંદુ-મુસ્લિમ ઐક્ય અંગે શ્રી. જીન્નાને મળ્યા.

તા. ૨૧ : 'જર્મની અને લઘુમતિઓ સાથેની વાટાઘાટો અત્યંત ગંભીર થશે' એવા ઉદ્‌ગારો ઝેકોસ્લોવેકિયાના વડા પ્રધાન હોડ્ઝાએ કાઢ્યા.

તા. ૨૨ : ઝેકોસ્લોવેકિયાની "પરિસ્થિતિ ખૂબ જ કટોકટીભરી અને કોઈ પણ બનાવની દયા પર આધાર રાખતી" હોવાના સમાચાર પ્રસિદ્ધ થયા; ઝેક સરકારને હિટલરે ધમકી આપી: 'કાંઈક નવું બન્યું તો મારે હાથ બતાવવો જ પડશે.'

તા. ૨૩ : હિંદ અને બ્રિટન વચ્ચેની વેપારી મંત્રણા બન્ને પક્ષો વચ્ચે પડેલું ભંગાણ સંધાય તેવું ન હોવાથી પડી ભાંગી.

તા. ૨૪ : બળવાખોરોનાં ૧૮ વિમાનો સ્પેનીશ સરકારના લશ્કરે તોડી પાડ્યાં એવા સમાચાર પ્રસિદ્ધ થયા; આખા જેરૂસલેમ શહેરમાં કરફ્યુ ઓર્ડર જાહેર કરવામાં આવ્યો.

# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૬ જેઠ · ૧૯૯૪ અંક ૨


## स्वातंत्र्यमूलक व्यवस्था

दत्तात्रेय बालकृष्ण कालेलकर

સાહિત્યની શૈલીનો વિચાર ઘણી વખત કરવામાં આવે છે. પહેલાં ઉપમા, અલંકાર, પ્રસાદ, ઓજસ વગેરેનો જ વિચાર વધારે થતો. છંદશાસ્ત્રે હવે ફરીથી માથું ઊંચું કર્યું છે. નવા નવા છંદ અને છંદ વગરનાં કાવ્યો તૈયાર થવા મંડયાં છે. પણ આ સાહિત્યમાં કઈ જાતના વિચાર ભરવા એની ચર્ચા ઘણી જ થોડી થાય છે.

સાહિત્યચર્ચા એટલે આહારશાસ્ત્ર છોડીને, કઈ ધાતુનાં વાસણો સારાં, વાસણોનો આકાર કેવો હોવો જોઈએ, ક્યાં વાસણોમાં ખાવાની વાનીઓ સારી રંધાય છે, કયા પ્રકારનાં વાસણોમાં ખાઈએ તો મોઢું દાઝે છે, કયો આકાર સુડોળ અને સગવડ ભરેલો છે વગેરેની ચર્ચા ચલાવવા જેવું છે. આ મીમાંસા યે ઓછી ઉપયોગી નથી. સર્વસામાન્ય જનતાને આનો ઘણો ઉપયોગ છે. પણ સામાન્ય જનતાને આવી ચર્ચામાં રસ આવતો નથી. એ તજ્જ્ઞોનું કામ છે.

હવે ભાજનશાસ્ત્રની સાથે ભોજનશાસ્ત્ર પણ થોડું જોવું જોઈએ. આમાં સાહિત્યનાં રૂપ, રંગ, આકારના વિચારને બદલે સમાજના હિતનો વિચાર કરવાનો હોય છે.

સંસ્કારી, સમર્થ, સુંદર અને સમૃદ્ધ જીવનનાં અંગો કેટલાં? આનો વિચાર કરીને તેની મીમાંસા કરવી એ સાહિત્યનું ખરું કામ છે. આમોદપ્રમોદ, આનંદ, વિશ્રામ અને વિનોદ એ જીવનનું એક અંગ છે. ગૂઢ ચિંતન, નિરીક્ષણ–પરીક્ષણ, સેવા, સુધારાના અખતરા, વગેરે નક્કર કામ કર્યા પછી જ આમોદપ્રમોદનો વારો આવે. આખો દહાડો કામ કર્યા પછી જ સાંજની રમતગમત મીઠી લાગે—યોગ્ય ગણાય. લલિત સાહિત્યનું પણ એમ જ છે. કેવળ લલિતસાહિત્ય નિર્માણ કરવું એ કોઈ પણ પ્રકારનું અન્ન ખાધા વગર કેવળ મસાલા ખાવા જેવું છે.

તેથી પુરુષાર્થી સાહિત્ય પ્રથમ અને પૂરેપૂરું તૈયાર કર્યા પછી જ કેવળ વિસામા તરીકે લલિત સાહિત્યને સ્થાન આપો. પુરોગામી જીવન વિના પુરોગામી સાહિત્ય તૈયાર કરવા મંડીએ તો તે હાંસીપાત્ર થઈ જાય, નિર્વીર્ય તો થવાનું જ.

આજના અત્યંત મહત્ત્વના વિષય એટલે ઇતિહાસ, પ્રવાસવર્ણન, સૃષ્ટિવર્ણન, ભૌતિકશાસ્ત્રો, માનસશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, સમાજરચનાશાસ્ત્ર, રાજકારણ, સમાજકારણ, ધર્મશાસ્ત્ર, વેપારશાસ્ત્ર, રાજકારભારનું શાસ્ત્ર વગેરે છે. આપણે ત્યાં સ્ત્રીપુરુષ સંબંધ, વર્ણવ્યવસ્થા, કોમો–કોમોની કેળવણી, ગામડાંના પ્રશ્ન, રાજકારણ, સંસ્કૃતિની તુલના, સર્વ ધર્મ સમન્વય, સ્વદેશી ઉદ્યોગ ધંધા, દેશપરદેશના પ્રવાસ વગેરે વિષયો જ રસપૂર્વક ચર્ચાય છે.

આમાં અનિષ્ટ સાહિત્યની ચર્ચા બહુ જ સંકુચિત ચાલે છે. સરકારને તો ફક્ત રાજદ્રોહને જ રોકવો છે. કોમોનો આંતર્વિગ્રહ વધીને અત્યાચાર થવાનો વખત આવે તો તેટલા પૂરતું જ સાહિત્ય ઉપર નિયંત્રણ રાખવાની જવાબદારી સરકારે સ્વીકારી છે. સામાન્ય આગેવાનો પોતાની જવાબદારી ઓળખતા જ નથી. તો પણ કોઈ સ્ત્રીપુરુષ સંબંધની નીતિમાં બેલગામપણે લખવા માંડે તો કેટલાક લોકો તેનો વિરોધ કરે છે. ધાર્મિક માન્યતાઓની અમુક પ્રકારે કોઈ મશ્કરી કરે તો તેને પણ ધમકાવવામાં આવે છે. પણ આના કરતાં વધારે કંઈ જ કરવામાં આવતું નથી. રાજદ્રોહ, વ્યભિચારવાદ, અને અશ્લીલતા આ ત્રણ *બાબતોને છોડી દઈએ અને બદનક્ષીના કાયદામાં ન સપડાઈએ એટલે બાકી બધી બાબતોમાં* બેજવાબદાર રીતે રહેવાની અને લખવાની પૂરી છૂટ છે.

કાયદાના નિયંત્રણ ઉપર જ જે સમાજ અવલંબીને રહે છે તેનામાં તાકાત આવતી નથી. નિયંત્રણ લોકમતનું હોવું જોઈએ. લોકમતની જેને પડી જ નથી એવી નફટ હીનતા અને દુષ્ટતાનું નિયંત્રણ કાયદા મારફતે કરવાનું હોય છે.

લોકમતનું દબાણ સંસ્થા મારફતે વ્યક્ત થાય એવી આજકાલના જમાનાની અપેક્ષા હોય છે. પણ મારે મન એ મૂલ છે. ચારિત્ર્યવાન, લોકહિતૈષી, સેવાપરાયણ વ્યક્તિઓની સમાજમાં સ્વાભાવિક પ્રતિષ્ઠા હોય છે. એવા લોકોએ જાગરૂક રહીને વ્યક્તિશઃ પોતાનો અભિપ્રાય પ્રગટ કરીને લોકમતને દોરવો જોઈએ અને સમાજની બેજવાબદારી નષ્ટ કરવી જોઈએ. આવા લોકો જેમ ઉચ્ચ ચારિત્ર્યવાન હોવા જોઈએ તેમજ બહોળા અનુભવના, ઊંડી બુદ્ધિના, વ્યાપક દષ્ટિના અને ઉદાર હૃદયના હોવા જોઈએ.

સુસંગઠિત રાષ્ટ્રમાં જેમ એક કેન્દ્રીય મંડળ લોકોને સલાહ આપે છે કે આ વરસે કયો પાક વધારવો જોઈએ, કયા માલની ઉપજ ઓછી કરવી જોઈએ, કયા માલની વધારવી જોઈએ, કયા માલને કઈ બજારમાં પહોંચાડવો જોઈએ—તે જ પ્રમાણે સાહિત્યના ક્ષેત્રની 'સરવે' (survey) કરીને કયું ક્ષેત્ર ખેડાયું છે, કયું ક્ષેત્ર કસદાર છે, કયા પાકને કયું ખાતર આપવું જોઈએ વગેરે માહિતી પૂરી પાડીને અને ઉત્તેજન આપીને સાહિત્યના બધા અંગોનો વિકાસ કરવો જોઈએ.

યુરોપમાં અથવા અમેરિકામાં એકાદ સર્વસંગ્રાહક સ્ટોરમાં વેચવા રાખેલા માલની પસંદગી શાસ્ત્રીય દૃષ્ટિથી કરેલી હોય છે, પણ સામાન્ય બજારમાં એવું કંઈ જ હોતું નથી. આપણા પ્રકાશકોએ અને પુસ્તકાલયોએ પુસ્તકોના ઢગલા રચવાનો સપાટો માંડયો છે પણ એ કામમાં પ્રમાણબદ્ધતા, સાર્થકતા, વ્યવસ્થા અથવા શાસ્ત્રીયતા કશું જ નથી હોતું. તેને લીધે તેમાં પૂર્ણતા અથવા કૃતાર્થતા આવી જ શકતી નથી.

જંગલનાં જાનવરો અને પશુપંખી જે, જ્યારે, જેટલું મળે તે તેવું ખાય છે. માણસ પોતાનો આહાર, શરીરરચના, શરીરનો ઘસારો, આહારમાંનાં પૌષ્ટિક તત્ત્વો અને તેમાંની 'કેલરી'નું માપ, આ બધાંનો વિચાર કરીને યુક્તાહાર લે છે. આપણી સાહિત્યનિર્મિતિ પણ આવી જ યુક્ત હોવી જોઈએ.

આપણે શું ખાવું, કેટલું ખાવું, કેમ ખાવું, એ આપણી પ્રકૃતિ, આયપત, સ્વભાવ અને અભિરુચિ તપાસીને આહારશાસ્ત્રી આપણને નક્કી કરી આપે છે. પરદેશી સાહિત્યમાંથી આપણા સમાજે શું લેવું જોઈએ, લેવા જેવું ક્યાં કેટલું પડયું છે; અને કઈ રીતે તે લઈ શકાશે, એ બતાવી આપનારી એજન્સી હવે આપણે સ્થાપન કરવી જોઈએ. તેનું નિયંત્રણ કાયદાની સત્તાથી સ્થાપન કરવાનું નથી; શુદ્ધ સેવાના આધાર પર આ એજન્સીએ પોતાનો અધિકાર પ્રસ્થાપિત કરવો જોઈએ. આને માટે સંશોધક મંડળો, ચોકીદાર મંડળો, પહેરેગીર મંડળો, સ્થાપન કરવાં જોઈએ. આજ બધે જ અનાસ્થામૂલક અનવસ્થા છે; ત્યાં સ્વાતંત્ર્યમૂલક વ્યવસ્થા સ્થાપન કરવાની છે.

આવા શિરોમણી મંડળે પોતાની પ્રકાશન સંસ્થા ચલાવવી નહિ. એણે તો બધી પ્રકાશન સંસ્થાઓને સલાહ આપવાનું કામ કરવું જોઈએ એટલું જ નહિ, પણ સેવાસિદ્ધ અધિકાર પ્રસ્થાપિત થયા પછી પ્રકાશકોને કામો પણ વહેંચી આપવાં જોઈએ.

આટલું થશે ત્યારે સાહિત્યસંમેલનો બેંકમેનેજરોના શાખાધિપતિની વાર્ષિક બેઠકો ભરાય છે તેવા પ્રકારનાં થશે.

———o———

# કાન્તનાં કાવ્યોમાં પ્રતીત થતું કાન્તનું માનસ

હીરાબહેન મહેતા પી. એ.

આપણા સાહિત્યમાં નર્મદ એક 'મહામંથનનિમગ્ન વ્યક્તિ' તરીકે વિદિત છે. ત્યારપછી એક બીજા સાહિત્યકાર કાન્તને પણ અદમ્ય ધર્મમંથન ભોગવવું પડ્યું. એટલું જ નહિ પણ એ મંથને કાન્તની અનેક ઉચ્ચ શક્તિઓને ખીલતી અટકાવી તેનો હ્રાસ કર્યો. આ દર્દમય મંથનની વેદના તેમને કેવી અસહ્ય બની હતી, તે તેમના પત્રોમાં ખુલ્લી રીતે જોઈ શકાય છે. અને કાન્તનાં કાવ્યોમાં પણ તે અછતી રહી શકી નથી.

કવિ કાન્તનું વેદનાશીલ—સદ્યોવેદી—ચિત્ત એમના મંથનનું એક ચાલક બળ ગણી શકાય. તેઓ પોતે જ એક પત્રમાં લખે છે:

> " . . . . . મારા ઉપર છાપ ઘણી જલદી પડી જાય છે. ઘણી અને વિવિધ વસ્તુઓ તરફ હું આકર્ષાઉં છું અને કેટલીક વખતે એક બીજાથી ઊલટી વસ્તુઓને હું વખાણતો હઈશ. પણ હું ધારું છું કે આ એક લાભ છે કે . . . . વધારે વિષયો તરફ હું સમભાવની દૃષ્ટિએ જોઇ શકું છું."

[કાન્તમાળા પૃ. ૨૯૬]

આમ, તેઓ મનના વિશાલ સમભાવથી અનેક વસ્તુઓને સમજી શકતા. અને તેનું એ પરિણામ આવતું કે કોઈપણ એક વસ્તુમાં રહેલા સત્યનું દર્શન તેમને ગોચર થતાં, તેઓ તે સત્યના આગ્રહી બની મનની સાચાઈથી તેનું પરિપાલન કરવા ઉત્સાહપૂર્વક પ્રવૃત્ત બનતા—તત્પર થતા. એટલે કે કાન્તમાં હૃદયની સાચી લાગણીઓ હતી, પણ તેને અતિશયતા સુધી પહોંચતાં વાર ન લાગતી. વ્યવહારના, જીવનના કે અનુભવના બીજા કોઈ વિચારો તત્કાલ તો તેમાં અંતરાયભૂત ન થઈ શકતા; અને તેઓ જે વસ્તુ તરફ ઢળતા તેની ઠેઠ અંતિમ કોટિએ એક જ વેગમાં જઈ પહોંચતા. આ તેમનો અદમ્ય મનોવેગ અથવા વૃત્તિઓનો ઉભરો કાન્તનાં આત્મલક્ષી અને પરલક્ષી બન્ને પ્રકારનાં કાવ્યોમાં આવિર્ભૂત થાય છે.

કાન્તનું વૃત્તિઓનું ઉદ્દામપણું દાખવતું આત્મલક્ષી પ્રકારનું કાવ્ય જોવા જઈએ તો 'માનસસર' કાવ્ય તેનો ઉત્તમ પ્રકારનો નમૂનો છે. આપણે પ્રથમ તે આખું કાવ્ય જોઈએ:

**માનસસર**

"અંતર ઉછળ્યું હો! સહસા ધૈર્ય ગળ્યું હો!
ક્ષોભ થયો વૃત્તિમાં અતિશય, તરંગ જબ્બર ચાલે:
માનસસર મારું ડોળાયું, ખૂબ ચલિત જલ હાલે:
સ્થાનક ન મળ્યું હો! સહસા૦

હાય! વધે જલ, અલ્પ દિસે સ્થલ, ઉચાટ રે! શું થાશે?
નાજુક પાળ, પ્રચંડ ભરાવો: હા! શી રીત સમાશે?
જલબલ ન ચળ્યું હો! સહસા૦

"આવે ઉગ્ર ઉછાળા ઉપર, તોફાન ખરું જામે:
ન્હાનું સર, દેખાવ ભયાનક! શાથી સદ્ય વિરામે?
પાછું ન વળ્યું હો! સહસા૦
રંગ ગયો બદલાઈ, ખરેખર નિર્મલતા પણ ઊડી!
જલસેના ઉભરાવા માંડી, પાળો પણ ગઈ બૂડી:
સ્થલ સાથ ભળ્યું હો! સહસા૦
ઉપર થઇ ઢોળાય બધેથી મસ્ત ધોધવા દોડે:
જંગ બરાબર થાતાં નિર્બલ પરિસીમાને તોડે:
આખર ન કળ્યું હો! સહસા૦"

આ પ્રમાણે 'વૃત્તિમાં અતિશય' 'ક્ષોભ' થવાથી અને તેનો આવેગ 'ઉગ્ર'તર થતો જવાથી, હૃદયની 'નિર્બળ પરિસીમા'—માઝા અથવા બંધ કેવો તૂટે છે તેનું ચિત્ર બતાવતું કાન્તનું આ એક સુંદર કાવ્ય છે; કહો કે એક પ્રકારની મનોદશા ખડું કરતું (Psychological), આ કાવ્ય છે. કાન્તના મંથનશીલ સ્વભાવને સ્વાભાવિક આવાં વિચારવમળો અનેક વેળા આવર્ત કરતાં. એટલે, એવા માનસમાં ઉપરના કાવ્યમાં રજૂ થયા છે તેવા પ્રકારના વૃત્તિઓના પ્રબળ ઉછાળાથી કયારેક, સ્પષ્ટ વિચારદૃષ્ટિનો અવરોધ અને તેથી મનનું ડ્હોળાવું, ધૈર્યભ્રંશ, નિર્બળતા, ક્ષુબ્ધ અસ્વસ્થતા ઇત્યાદિ—વિચારમંથનથી અને વિચારોના ઘર્ષણથી ઉદ્ભવતાં અનેક લક્ષણો અને પરિણામો—કાન્તના પત્રોમાં પણ કયાં નથી દેખાતાં! કાન્ત સ્પષ્ટ રીતે અને અનેક સ્થળે પત્રોમાં, તેમની મનોદશાની આ વિકટતા અને તેથી જન્મતી અસ્વસ્થતા રજૂ કરે છે.

પણ આ તો આત્મલક્ષી કાવ્યની વાત થઈ જેમાં કાન્તે અંગત રીતે પોતાની આ પ્રકારની મનોદશાનું સ્પષ્ટીકરણ કરેલું છે. પ્રાયશઃ આત્મલક્ષી કાવ્યમાં કોઈપણ કવિની મનોદશા તેના ચોખ્ખેચોખ્ખા સ્વરૂપમાં એટલે કે કંઈ પણ પ્રકારના પટાન્તર વિના આલેખાયેલી હોય છે. પણ ઘણીવાર પરલક્ષી કાવ્યોમાં પણ, કવિનો પોતાનાથી પર—પારકા એવા વિષય જોડેનો એકાત્મભાવ, તાદાત્મ્ય તે કાવ્યને જીવન આપે છે. કાન્તે વ્યક્તિગત—અંગત રીતે વૃત્તિઓનું ઉદ્દામપણું અનુભવેલું. અને તેથી એ પ્રકારનો અનુભવ બહુ સ્વાભાવિકતાથી તેમણે પરલક્ષી કાવ્યોમાં ઘણે સ્થળે ઉતાર્યો છે. અને તે તે કાવ્યોમાં સુખ કે દુઃખની ઉત્કટ લાગણી અનુભવતાં પાત્રોનો 'વૃત્તિ' પરથી જતો રહેતો 'દાબ' અથવા અનધિકાર, વૃત્તિની મૂઢતા અથવા જડ સ્તબ્ધતા, કાન્તે મૂર્ત કર્યાં છે. 'વસન્ત વિજય' કાવ્યમાં આપણે વનવાસ સેવતા પાંડુની સ્મરદશા જોઈએ છીએ. અને તે વેળાએ તેને પ્રકૃતિમાં વસન્ત ઋતુનું રમણીય દર્શન અનુભવતો કવિ બતાવે છે. વળી, પ્રકૃતિની સુંદરતા કેવી હતી તે આપણી સમક્ષ પ્રત્યક્ષ કરવાના હેતુથી કવિ કહે છે કે તે સમયે પ્રકૃતિ એટલી પૂરબહારમાં હતી કે અવશ્ય પાંડુ જેવા "રસિક હૃદયને વૃત્તિથી દાબ જાય." અને ત્યારપછી આગળ માદ્રીના 'સંગીતામૃત'થી પાંડુનો વૃત્તિઓ પરનો સંયમ ઓસરી જાય છે તે દાખવવા માટે કહ્યું છે:

"વૃત્તિઓ પરથી તેનો અધિકાર ગયો હતો.
અપૂર્વ ધ્વનિથી પૂરો મદોન્મત્ત થયો હતો."

અહીં ઉપર આપણે વૃત્તિઓનું અબાધિત વલણ જોયું, પણ ઘણી વેળા લાગણીનાં ઉભરામાં કાન્તના મનની બીજી શક્તિઓ મૂઢ થઈ જતી, અથવા ડહોળાઈ જતી. આપણે તેમના 'માનસસર' કાવ્યમાં જોયું કે વૃત્તિઓના પ્રબળ ક્ષોભથી તેમની ઇતર શક્તિઓ નિર્બળ બની જાય છે. અને પત્રોમાં તો ઘણે સ્થળે જોઈ શકાય છે તેમ વૃત્તિનો એકદમ ઉભરો આવવાથી કાન્તની ઇતર શક્તિઓ મૂઢ પણ બની જતી તે વેળા તેઓ સ્પષ્ટ વિચાર કે નિર્ણય કરવા માટે અશક્ત બનતા. તેમના પરલક્ષી કાવ્યમાં આવી વૃત્તિની મૂઢતા ખોળવા જઈએ તો તે મળી રહે છે. 'કલ્પના અને કસ્તુરીમૃગ'ના કાવ્યમાં, કલ્પનાદેવીનું સુંદર અપ્સરા-સ્વરૂપ નિહાળતા નાયકને "વૃત્તિઓ થાય છે મૂઢ" એમ કહેતો બતાવ્યો છે. એવા જ સ્વરૂપના એક બીજા કાવ્ય 'સ્વર્ગગંગાને તીર'માં, નાયક પોતાના સ્વપ્નમાં અપ્સરાની સહાયથી દેખેલા દિવ્ય પ્રદેશને વર્ણવે છે અને તેમાં વીણાનું સંગીત સાંભળતાં નાયક કહે છેઃ

"આહા! પાસે મધુર રવ એ વીણનો સંભળાય;
જાદુ જેવા અજબ ગુણથી વૃત્તિઓ મૂઢ થાય,
આ શું તો શું પણ અવયવી ચેતનાએ ભુલાય."

અહીં કવિની દૃષ્ટિએ મનની વૃત્તિઓ કેટલે સુધી મૂઢ થઈ શકે તે આપણે જોયું. ટૂંકમાં, આપણે જોઈ શક્યાં કે કાન્તને અચાનક ચઢી આવતો ઉત્સાહ અદમ્ય હતો, અને એ ઉત્સાહમાં તેઓ એક કોટિએથી બીજી કોટિ લગી પહોંચી જતા; વળી તેમના આ માનસને અંગે તેમની વૃત્તિઓમાં ઉદ્દામપણું અને ક્વચિત્ મૂઢપણું પણ ગોચર થાય છે. તેમના માનસનાં આ લક્ષણો તેમની કવિતામાં પણ ઊતરેલાં આપણે જોઈ શક્યાં. આ સિવાયનાં બીજાં કયાં લક્ષણો તેમની કવિતામાં પ્રત્યક્ષ થાય છે તે હવે જોઈએ.

કાન્તના સ્વભાવમાં અબાધિત ઉત્સાહ આપણે જોયો. વૃત્તિના જોરમાં એક વાર તો કાન્ત અત્યંત ઉત્સાહ, કાર્યતત્પરતા બતાવી દેતા. પણ આવા પ્રકારના ઉત્સાહનું સ્વાભાવિક રીતે પ્રત્યાઘાતી (reactionary) વલણ પણ પછીથી આવે છે અને તે પણ કાન્તમાં દેખાય છે. કાન્તમાં અપાર ઉત્સાહનો જુવાળ પોતાની પાછળ વિષાદ અથવા નિરાશા (depression), જડતા, આત્માની અવજ્ઞા (Self-disparagement), અને પશ્ચાત્તાપ વગેરેની ઓટ પણ મૂકતો જતો. તેમના પત્રોમાંથી કાન્તના સ્વભાવનું આ લક્ષણ સ્પષ્ટ તરી આવે છે. આપણે કાન્તની કવિતામાંથી એ લક્ષણો વાંચીએ તે પહેલાં તેમના એક પત્રમાંથી નીચેનો ભાગ જોઈશું:

"For a long time I have been alternating between two states: one of excitement and other of quiet and depression."

અર્થાત્ "મારું મન લાંબા સમયથી બે સ્થિતિઓ વચ્ચે પલટાયા કરે છેઃ આવેશની સ્થિતિ પછી શાંતિ અને ગ્લાનિની સ્થિતિ આવે છે. [પછી પાછો આવેશ]."

આ રીતે કાન્તનું જીવન જોતાં, પ્રથમતઃ ખ્રિસ્તી ધર્મની સત્યતા ઉપર આસ્થા અને તેથી બેપ્ટિઝમનો અંગીકાર કર્યા બાદ, કાન્તને હૃદયની 'શૂન્યતા' અને 'મંદ જડ ઉદાસી' દશાના પ્રત્યાઘાતી વલણે ઘેરી લીધા હતા. તેને અંગે આવા ઉદ્ગારો તેમના પત્રોમાં માલૂમ પડે છે. આવા ડૂબાડી દેતા અતલ વિષાદ અને પશ્ચાત્તાપનાં ભાવવાળાં કાવ્યોમાં ખાસ કરીને

'પશ્ચાત્તાપ', 'અંતિમ પ્રાર્થના', 'કવિતાદેવીને પ્રાર્થના' વગેરેને ગણી શકાય. અને તેમાં યે 'અંતિમ પ્રાર્થના'વાળું કાવ્યઃ

"ઊંચાં પાણી મને આ સતાવે પિતા!
પ્રભુ તારક! સત્વરં ઉદ્ધારી લ્યો!
કંઈ તારકી દશ્ય બતાવે, પિતા!
મને પાતકીને દયાથી તારી લ્યો!

મારી હોડી ખરાબામાં તૂટી ગઈ!
મારી જોડી હા! માયા તે લૂંટી ગઈ:
મારી હિંમત છેક જ ખૂટી ગઈ:
પ્રભુ તારક સત્વર ઉદ્ધારી લ્યો!

મારાં પાપ તણો અરે પાર નથી:
મારા અન્તરમાં કશો સાર નથી:
ભવસાગરે અન્ય આધાર નથી:
પ્રભુ તારક! સત્વર ઉદ્ધારી લ્યો!"

કાન્તના આ અંતિમ કાવ્યમાં કાન્તને પોતાના જીવનમાં લાધેલા અફળ અને ત્રાસમય પ્રસંગો, અને તેથી તેમને લાગેલું જીવનનું મિથ્યાત્વ, શોકને લીધે ગાઢો સંમોહ, ઇત્યાદિ આપણે જોઈ શકીએ છીએ; એ આખા કાવ્યમાં અને ખાસ કરીને છેલ્લી કડીમાં કાન્તનો પશ્ચાત્તાપ—તે ઠેઠ આત્માની અવતા સુધી જતો પશ્ચાત્તાપ પણ વ્યક્ત થયેલ છે. આ સહુ વિકટ દશામાંથી ઉગારી લેવા માટે કાન્તની પ્રભુને પ્રાર્થના, અને તેમાં પ્રતીત થતી તેમની અવશ અને દીન દશા એમના જીવનની સમગ્ર કરુણતાને એકસામટી આપણી આગળ રજૂ કરે છે.

કાન્તે આવી અસહાય અને વિષાદમય દશામાં ઈશ્વરની સહાય માગી છે અને ઈશ્વર કંઈક માર્ગ અવશ્ય સુઝાડશે એ શ્રદ્ધાથી રાહ જોવાનો યત્ન પણ કર્યો છે. 'કાન્તમાલા'માંથી સ્નેહી પરના પત્રો સંખ્યા ૮૫, ૮૬, ૮૭, ૧૨૨, ૧૨૩માં આ પ્રકારની મનોદશા સ્ફુટ થાય છે. અને 'પૂર્વાલાપ'ના કાવ્યસંગ્રહમાં તો અનેક કાવ્યો કાન્તે આપ્યાં છે જેમાં આ વિષાદમય દશામાં તેમણે ઈશ્વરની સહાય માગી છે. ઉપર ટાંકેલી 'અંતિમ પ્રાર્થના' તથા 'પશ્ચાત્તાપ', 'પ્રભુ પ્રાર્થના', 'પ્રાર્થના અને પ્રતિધ્વનિ', 'અપાવરણ પ્રાર્થના', 'અનંત વાત્સલ્ય', 'સામ (Psalm)', 'શાંતિ પ્રાર્થના', 'આંતર સમપદી', 'નયન પ્રાર્થના'—આ આટલાં બધાં પ્રાર્થનાનાં કાવ્યોમાં કાન્તની આ જાતની શ્રદ્ધાનો ભાવ સચિત્ર થયેલો છે.

કાન્તમાં પ્રવર્તેલા આ ઉત્સાહે તેના સ્વભાવને અને તેની કવિતાને કઈ કઈ રીતે અસર કરી છે તે અત્યારસુધી આપણે જોતાં આવ્યાં. કાન્તને તેમની આ પ્રકૃતિથી લાભ થયો હશે પણ કદાચ ગેરલાભ પણ પુષ્કળ થયો હશે. તેમનો ઉત્સાહ સંપૂર્ણ વિચાર કર્યા વિના સાહસ કરે એટલે સુધી જતો હતો તે એમના આત્મલક્ષી કાવ્ય 'મારી કીસ્તી'માં નજરે પડે છે. એ કાવ્યમાંથી કેટલોક ભાગ નીચે મૂકેલો છે:

"નંવ સુંઝે ઉપાય કે: ડોલાય મારી કીસ્તી!
આવા તોફાનમાં જ્હર, ડુબશે મારી કીસ્તી!

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## ત્યારે અને હવે

હમણાં જ પં. જવાહરલાલજીએ લંડનમાં હિંદી મજલિસ સમક્ષ ભાષણ કરતાં જણાવ્યું હતું કે અઢી વર્ષ ઉપર જ્યારે તેઓ લંડનમાં હતા ત્યારથી આજ સુધીના ગાળામાં જગતના રાજકારણમાં અને હિંદમાં અસાધારણ ગતિએ પરિવર્તન થઈ ગયું છે. બે વર્ષનો ગાળો કોઈ પણ રાષ્ટ્રની કે દુનિયાની માનવ-તવારીખમાં બહુ નજીવો ગણાય. છતાં પણ કેટલીકવાર માનવ-ઇતિહાસની આગેકૂચમાં એવાં મહત્ત્વનાં સીમાચિન્હો આવે છે કે જ્યારે કોઈ પણ એક રાષ્ટ્ર કે સારીયે આલમનો માનવસમુદાય પોતાના સામુદાયિક પ્રસ્થાનમાં ફાળ ભરે છે કે મોટા કૂદકા મારે છે. ૧૯૩૬ પછી જગતના રાજકારણના રંગઢંગ ફાળ ભરતી માનવ-તવારીખની યાદ આપે છે. રાજકારણની આ શીઘ્રગતિના પડઘા એકેએક રાષ્ટ્રની આંતરિક કે બાહ્ય નીતિ ઉપર પડે છે.

બે વર્ષ ઉપર જ્યારે હિંદી રાષ્ટ્રીય મહાસભાનું અધિવેશન લખનૌ ખાતે ભરાયું હતું તે વખતની આપણી રાજકીય પરિસ્થિતિ ઉપર દૃષ્ટિપાત કરતાં શું માલૂમ પડે છે? સત્યાગ્રહની લગભગ જીવલેણ કટોકટીમાં શિકસ્ત પામીને કોંગ્રેસ બહાર આવી હતી. એની કળ હજી એને વળી રહી નહોતી. બ્રિટિશ સત્તાધીશો પોતાની હિંદીનીતિની સફળતા ને બંડવૃત્તિ દાબી દેવાની શક્તિ માટે મોટી બડાશો મારતા હતા. નવા બંધારણને અમલમાં મૂકી દેશના સહકારી પક્ષોની મદદથી કોંગ્રેસની ઉદ્દામ બંડવૃત્તિનો સામનો કર્યા કરવાની એમની નીતિની ઉજ્જવળતા ત્યારે ભારોભાર દેખાતી હતી. હિંદનો જાગૃત છતાં કૃતનિશ્ચયી નહિ એવો લોકસમુદાય એક મોટી ગૂંચવણમાં હજી આળોટયા કરતો હતો. કોંગ્રેસની નીતિનો ભાર ને એનાં જોખમો આમસમુદાય વીંઝી શકતાં શીખ્યો નહોતો. કોંગ્રેસની મુક્તિની દિલચાલ પાર ઉતારવાની આમસમુદાયમાં ખેવના હતી, પરંતુ ખમીર નહોતું. આને લીધે એક ગ્રહાભવાનક પરાજયવૃત્તિ દેશમાં ઠેર ઠેર તે વખતે ઘર કરી બેઠી હતી.

રાષ્ટ્રીય મહાસભાને માથે તે વખતે એની મોટી ઐતિહાસિક જવાબદારી હલ કરવાની આવી પડી હતી. એ જવાબદારી તે પ્રજાવ્યાપૃત પરાજયવૃત્તિ દૂર કરી ફરી વાર રાષ્ટ્રવાદી સંસ્થાના છત્ર હેઠળ આમસમુદાયને સંગઠિત ને જાગૃત કરી, બદ્ધમૂલ શાહીવાદનો સામનો કરવા માટે એને કટિબદ્ધ કરવાની. તે વખતે ઘણાને લાગતું હતું કે ફરી વાર હિંદની જનતા સમસ્તને બેઠી કરતાં ઘણો વખત લાગશે.

પરંતુ આજે આપણે શું જોઈએ છીએ? પ્રાંતિક ધારાસભાઓની ચૂંટણી માટે મહાસભા તરફથી કરવામાં આવેલ પ્રચારકાર્યે કોંગ્રેસ સંગઠનને ફરીવાર સજીવન કર્યું. પ્રજાએ લગભગ એક સાથે મહાસભાને ઉમળકાભેર સાથ આપ્યો અને દેશના મોટા ભાગના પ્રાંતોમાં મહાસભાવાદીઓ ઘણી મોટી બહુમતિથી ચૂંટાઈ શક્યા. પરિણામે પ્રાંતિક ધારાસભાઓમાંથી સાત પ્રાંતોમાં મહાસભાવાદી પ્રધાનમંડળો રચાયાં.

મહાસભાવાદી પ્રધાનમંડળો રચાયા પછી કૉંગ્રેસ સંગઠનને વધારે વ્યાપક થવાની ઘણી સરળતા મળી ગઈ છે એમાં ભાગ્યે જ કોઈ ને શંકા હશે. એનું સીધું પરિણામ આજે એ નજરે પડે છે કે દેશમાં સર્વત્ર આમવર્ગ વધારે ને વધારે પ્રમાણમાં પોતાની હક્કજાગૃતિ અનુભવતો જાય છે. કારણ કે મહાસભાના સંગઠનનો એ જ એક માત્ર હેતુ છે કે દબાઈ ગયેલ હિંદી પ્રજાસમૂહને ભેગો કરી એને પોતાની શક્તિ ને હક્કનું ભાન કરાવી પોતાના વિકાસને રૂંધતાં પ્રતિગામી ને પ્રત્યાઘાતી બળોને દૂર કરવા એને પ્રેરવો. છેલ્લા બાર માસમાં આ ધોરણે હિંદમાં કિસાનો ને શ્રમજીવીઓ અદ્‌ભુત ગતિએ સંગઠિત ને જાગૃત થયા છે.

આથી જ કદાચ રાષ્ટ્રપતિ સુભાષબાબુએ તાજેતરમાં જ એક સ્થળે કહ્યું છે કે આપણે ધાર્યા કરતાં સ્વરાજની વધારે નજદીક પહોંચી ગયા છીએ.

પરંતુ હિંદમાં આટલી ઝડપથી રાષ્ટ્રવાદી ધોરણે જાગૃતિ વધતી જવામાં આંતરરાષ્ટ્રીય રાજકારણનાં પરિવર્તનોની પણ ઓછી અસર નથી પડતી. સ્પેનિશ આંતરવિગ્રહ, ચીનો–જાપાનીઝ અથડામણ, ફાસિસ્ટ રાજ્યોની ફાંસ અને બ્રિટનના સામ્રાજ્યવાદી હિતસંબંધોમાં ભાગ પડાવવા માટેની અનેકરંગી પ્રવૃત્તિઓ ને એને લીધે એંગ્લો–જર્મન ને ઇટાલિયન વિરોધ વગેરેની અસર, હિંદી રાજકારણ ઉપર ને ઇન્ડો–બ્રિટિશ સંબંધ ઉપર ધાર્યા કરતાં ઘણી વધારે પડી છે. આજે બ્રિટિશ નીતિનું વલણ હિંદી બંડવૃત્તિને બળે નહિ પણ કળે દબાવવાનું છે. રાષ્ટ્રવાદી હિલચાલને બળથી દબાવવા જતાં લાંબે ગાળે આખો કોળીઓ ખોવાનો વખત હાલની રાજકીય પરિસ્થિતિમાં આવ્યા વિના રહેવાનો નથી એ વસ્તુ બ્રિટિશ રાજપુરુષો ઠીક પ્રમાણમાં સમજતા થયા લાગે છે.

## હિંદની પરદેશનીતિ

એક બાજુ હિંદમાં રાષ્ટ્રવાદી બળો વધુ સંગઠિત ને મજબૂત થતાં જાય છે જેને લીધે સામ્રાજ્યવાદી દોર નરમ પડતા જાય છે; ત્યારે બીજી બાજુ બ્રિટનની સ્થિતિ વધુ ઘેરી ને સંકડામણ ભરેલી થતી જાય છે. વહેલેમોડે બ્રિટનને કૉંગ્રેસ સાથે સમજૂતી કર્યા વિના છૂટકો જ નથી એ વસ્તુની સ્પષ્ટતા વધતી જાય છે. આથી હવે હિંદને માટે એ સ્થિતિ આવતી જાય છે કે એણે જગતનાં રાષ્ટ્રો પ્રત્યેની પોતાની નીતિ ઘડવી જોઈએ.

ફૈઝપુરમાં કૉંગ્રેસે હિંદની પરદેશનીતિ ઘડવાનો પ્રયત્ન કર્યો હતો. એનું કારણ એ હતું કે તે વખતે સ્પેનિશ વિગ્રહને કારણે યુરોપમાં પરિસ્થિતિ વિગ્રહગામી થઈ ગઈ હતી. સંભવિત યુરોપીય યુદ્ધમાં બ્રિટનને સંડોવાયા વિના છૂટકો નથી, કારણ કે એનાં પોતાનાં સામ્રાજ્યવાદી હિતોના ઉપર ફાસિસ્ટ રાજ્યોની તરાપ પડતી હતી. બ્રિટન યુદ્ધમાં સંડોવાય એટલે સ્વાભાવિક રીતે જ હિંદનાં નર ને નાણાંનો ઉપયોગ સામ્રાજ્યવાદી હિતસંબંધોની જાળવણી અર્થે એ કરશે એમાં કૉંગ્રેસને શંકા નહોતી. આથી કૉંગ્રેસે હિંદી પ્રજામતનો એ સામે વિરોધ નોંધાવવા ફૈઝપુરમાં પોતાની યુદ્ધવિરોધી નીતિ જાહેર કરી જગતનાં રાષ્ટ્રોને ખાતરી આપી કે પોતાના સામ્રાજ્યના રક્ષણ માટે બ્રિટન કોઈ પણ યુદ્ધ કોઈ પણ દુશ્મન સામે લડશે એમાં હિંદી પ્રજાની ભાગીદારી નહિ હશે. કૉંગ્રેસની એટલે કે હિંદી પ્રજાના અતિમોટા ભાગની નીતિ શાંતિવાદી ને અહિંસક હોઈ એની પરદેશનીતિ વિગ્રહવિરોધી ધોરણે કામ કરશે એમ કૉંગ્રેસે ફૈઝપુરમાં જાહેર કર્યું. આવી જાતની જાહેરાતની આ તબક્કે બહુ જ આવશ્યકતા હતી. કારણ કે બ્રિટનને એ જાહેરાતથી સ્પષ્ટ શબ્દોમાં હિંદે જણાવી દીધું કે પોતાનાં (બ્રિટનનાં) હિતોને માટે કે પોતાનાં ભાઈબંધ રાષ્ટ્રોની મદદે જતાં બ્રિટન કોઈ

વિગ્રહ કરે એની સાથે હિંદને કશી નિસ્બત નહિ હોય. અને હિંદને એવા કોઈ પણ વિગ્રહમાં નાખવાનો બ્રિટન પ્રયત્ન કરશે તો કોંગ્રેસ સીધી લડતને ભોગે પણ બ્રિટનનાં એ પગલાંનો સામનો કરશે.

જગતરાજકારણમાં હિંદ

શા માટે કોંગ્રેસ હિંદની પરદેશ નીતિ સ્પષ્ટ કરવાની જરૂરિયાત અનુભવે છે? કારણ કે હિંદ ઝડપથી જગતનાં મહત્ત્વનાં ને ગણના કરવા યોગ્ય રાષ્ટ્રોમાં પોતાનું સ્થાન મેળવતું જાય છે. જગતના દૂરદર્શી રાજપુરુષો એ જોઈ શકે છે કે હિંદ થોડા જ વખતમાં પોતાનું ભાગ્યવિધાતા થવાનું છે. એ વખતે હિંદ જેટલા વિશાળ અને બહુવસ્તીવાળા રાષ્ટ્રની લશ્કરી તેમજ આર્થિક શક્તિ જગતનાં પ્રથમ પંક્તિનાં રાષ્ટ્રોની સમોવડી થવાની. આ પરિસ્થિતિમાં હિંદ પોતાની પરદેશનીતિના સિદ્ધાંતો જાહેર કરે એની અસર આંતરરાષ્ટ્રીય રાજકારણ ઉપર જરૂર થાય છે.

રાષ્ટ્રીય મહાસભાએ ઘડેલી રૂપરેખા પ્રમાણે હિંદ એક શાંતિવાદી રાષ્ટ્ર હોઈ એની પરદેશનીતિ વિગ્રહવિરોધી અને પ્રજાતંત્રવાદી રાષ્ટ્રો સાથે સહકાર કરવાની રહેશે. પરંતુ પં. જવાહરલાલે ડૉ. રામમનોહર લોહિયાની નાનકડી પુસ્તિકા 'Foreign Policies of the Indian National Congress and the British Labour Party'ની પ્રસ્તાવનામાં લખ્યું છે તેમ: "શાંતિ અને સ્વાતંત્ર્યની રક્ષા કરવા માટે દુનિયાંમાં સામુદાયિક સલામતીની ઘણી વાતો થાય છે. જ્યારે બીજી બાજુ દુનિયાં યુદ્ધ અને વિનાશ તરફ પૂર જોરથી ધકેલાઈ રહી છે. જેઓ સામુદાયિક સલામતી અને શાંતિની વાતો કરે છે એમણે પોતાના મન સાથે તદ્દન સ્પષ્ટ થવું જોઈશે, કે શું એ સામુદાયિક સલામતી, પશ્ચિમ યુરોપીય રાષ્ટ્રોનાં તહનામાં અને સામ્રાજ્યવાદી પદ્ધતિને ચાલુ રાખતી વ્યવસ્થાને સ્થાયીભૂત કરવાની નીતિના પાયા ઉપર ચણાશે? આ પ્રમાણેની સામુદાયિક સલામતી આણવાનો પ્રયત્ન વાસ્તવિકતાની અજ્ઞાનતાનો સૂચક છે. સામ્રાજ્યવાદના પાયા ઉપર કદી પણ શાંતિ ને સલામતીનું ચણતર થઈ શકનાર નથી; જેમ જ્યાં સુધી ફાસિઝમનો દોર જાગ્યો છે ત્યાંસુધી શાંતિ કે સલામતી શક્ય નથી. જ્યાંસુધી હિંદ અને હિંદના પ્રશ્નના જેવા બીજા જગતના પ્રશ્નોનું નિરાકરણ થયું નથી ત્યાંસુધી કદી પણ શાંતિ કે સલામતી ચિરસ્થાયી કરી શકાવાની નથી."

આ રીતે જગતશાંતિ ને સલામતી ને વિગ્રહની નાબૂદી માટે પ્રથમ તો હિંદ જેવા મહાન દેશનો ગુલામીનો પ્રશ્ન હલ થવો જોઈએ. રાષ્ટ્રસંઘ સામ્રાજ્યવાદી રાષ્ટ્રોની જમાતનું કાવતરાંઘર મટી જઈને જગતની પીડાતી, ગુલામ અને ચૂસાતી પ્રજાઓની મુક્તિ લાવનાર પ્રામાણિક સંસ્થા થવી જોઈએ. જો ફ્રાંસ, બ્રિટન કે અમેરિકા સાચેસાચ શાંતિ ને સલામતી ચાહતાં હોય તો શસ્ત્રીકરણના એમના કાર્યક્રમને પાર ઉતારવાની ધખના છોડીને એમની જે સામ્રાજ્યવાદી નીતિ જગતમાં આટલું ધમસાણ મચાવી રહી છે અને જે પરાણે જાળવી રાખેલી શાંતિને વારંવાર જોખમાવે છે એ નીતિનો એમણે ત્યાગ કરવો જોઈએ. તો જ દિનરાત વધતાં જતાં સત્તાધારી ને વિગ્રહજનક ફાસિસ્ટ પરિબળોના પ્રચંડ મોજાંનાં જુવાળને ખાળી શકનાર પ્રજાતંત્રવાદી રાષ્ટ્રોની બળવાન પાળ બાંધી શકાય એમ છે. અને એમ કરવામાં આવે તો જ વિગ્રહનો જ્વાળામુખી અટકાવી શકાશે. બાકી આજનાં વિગ્રહવિરોધક પરંતુ સામ્રાજ્યવાદી રાષ્ટ્રો (ફ્રાંસ, બ્રિટન, યુ. એસ. એ. વગેરે)ની શસ્ત્રપરિષદાનની

નીતિ શાંતિસ્થાપના માટે લાંબે ગાળે તો નિષ્ફળ નિવડવાની જ છે. માત્ર એ નીતિથી વિગ્રહનો દિવસ પાછો ઠેલાય છે એટલું જ.

### કોંગ્રેસ પરદેશનીતિના મૂળભૂત સિદ્ધાંતો

હિંદની રાષ્ટ્રવાદી ને પ્રતિનિધિ સંસ્થા કોંગ્રેસની સંગ્રામનીતિ આજની દુનિયાનાં રાષ્ટ્રોની નીતિથી ચઢિયાતી છે કારણ કે કોંગ્રેસના વિગ્રહશાસ્ત્ર પ્રમાણે અહિંસક પરંતુ જોરદાર અને ક્રાંતિકારક સામનો એ જ આધુનિક યુગનાં ખતરનાક સાધનો ન વાપરીને પ્રજાની, સમાજની કે વ્યક્તિની રાજકીય કે આર્થિક ગુલામીનાં અનિષ્ટોમાંથી બચવાનો રસ્તો કાઢવાના સાધન તરીકે વાપરવાનું સુધરેલું હથિયાર છે. બ્રિટિશ સત્તાના પાયા હિંદમાંથી હલાવી કાઢવાનો કોંગ્રેસનો પ્રયત્ન આ હથિયારની મદદ વડે જ થતો હોવાથી સહેજે હિંદી રાષ્ટ્રીય મહાસભાની પરદેશનીતિનું પ્રધાનઅંગ શાંતિવાદી ને સામ્રાજ્યવાદવિરોધી રહ્યું છે. કોંગ્રેસના નેતૃત્વ નીચે જ હિંદ સ્વતંત્ર થવા શક્તિમાન થવાનું હોવાથી સે'જે એમ કહી શકાય કે એની વિગ્રહી નીતિ પ્રમાણે હિંદની પરદેશનીતિ ઘડાશે. આથી જ્યારે કોંગ્રેસની હિલચાલને કારણે હિંદ રાજકીય સ્વાતંત્ર્યની ઘણી નજીક જઈ પહોંચ્યું છે તે વખતે અને જગતની વર્તમાન કપરી પરિસ્થિતિમાં હિંદ જેવા રાષ્ટ્રે પોતાની પરદેશનીતિનાં સારસૂત્રો જગત સમક્ષ સ્પષ્ટ શબ્દોમાં જાહેર કરવાં જોઈએ. એ કારણે છેલ્લાં બે વર્ષથી મહાસભા પોતાની પરદેશનીતિ ઘડવાનો પ્રયત્ન કરી રહી છે. મહાસભાના પરદેશખાતાના મુખ્ય સંચાલક ડૉ. રામમનોહર લોહિયાની નાનકડી પુસ્તિકામાં કોંગ્રેસ પરદેશનીતિના નીચે પ્રમાણેના મુદ્દા જણાવવામાં આવ્યા છે.

ડૉ. લોહિયા લખે છે કે " કોંગ્રેસની પરદેશ અને બચાવનીતિના બૃહદ્ મુદ્દાઓ આટલા ગણાવી શકાય:

( ૧ ) જગતના રાજકારભારમાં હિંદ હવે સ્વતંત્ર અને સર્વસત્તાધીશ–Sovereign–રાજ્ય તરીકે પોતાનો યોગ્ય ભાગ ભજવવા માટે બદ્ધનિશ્ચય થયું છે. મહાસભાનો સંપૂર્ણ સ્વાતંત્ર્યનો અને હિંદનું પ્રજાકીય બંધારણ ઘડવા માટેની લોકપ્રતિનિધિ સભાનો ઠરાવ આ નિશ્ચયના સૂચકો છે.

( ૨ ) જ્યાં સુધી આ દેશમાંથી બ્રિટિશ શાહીવાદ નાબૂદ નથી થયો ત્યાં સુધી, બ્રિટનની શાહીવાદી યુદ્ધસંડોવામણોમાં એ હિંદને ધકેલવાનો કોઈ પણ પ્રયત્ન કરશે તો સીધી લડતદ્વારા એનો પ્રતિકાર કરવાનો હિંદનો નિર્ધાર છે. આથી જગતનાં રાષ્ટ્રોએ હવે સમજી લેવું જોઈએ કે યુદ્ધ કે રાષ્ટ્રીય નીતિના કોઈ પણ કાર્યને અંગે હિંદ બ્રિટિશ સામ્રાજ્યનું અંગ ન હોઈ સામ્રાજ્યની આ જવાબદારી એને માન્ય નથી.

( ૩ ) હિંદ રાષ્ટ્રસંઘને હાલના એના 'સરકારોના સંઘ–League of Governments–ના સ્વરૂપમાંથી પલટીને પ્રજાસંઘ કે લોકસંઘ–League of Peoples–બનાવવા માગે છે.

( ૪ ) હિંદ અન્યાયી, અને પરાણે લાદેલ કોઇ પણ આંતરરાષ્ટ્રીય તહનામાની પવિત્રતા સ્વીકારવા તૈયાર નથી.

( ૫ ) જગતમાં શાંતિ–ન્યાયી શાંતિ ને સ્વાતંત્ર્ય સ્થાપવા મથતાં રાષ્ટ્રવાદી, પ્રજાતંત્રવાદી ને સમાજવાદી બળોને ટેકો આપે છે; અને કોઇ પણ હુમલાખોર વિગ્રહી રાષ્ટ્રની સાન ઠેકાણે લાવવા માટે વિચારી કાઢેલી આર્થિક બહિષ્કારની કોઈ પણ યોજનાને હાર્દિક ટેકો આપી એનો અમલ કરવાની તૈયારી નોંધે છે.

( ૬ ) હિંદમાં અત્યારનાં બ્રિટિશ લશ્કરને, હિંદનો કબજો જાળવી રાખવા માટેનું

લશ્કર ( Army of Occupation ) હિંદ માને છે અને એ, એની જાળવણી કે ૧ માટે કોઈ પણ જાતનો ટેકો આપવા તૈયાર નથી." વગેરે.

કૉંગ્રેસ પરદેશનીતિના ઉપલા મુદ્દા સ્પષ્ટ કર્યા પછી કોઈને એવો ભાસ ન થાય કૉંગ્રેસની અહિંસાપ્રધાન વિગ્રહનીતિ રાષ્ટ્રીય સ્વરક્ષણ કે સામ્રાજ્યવાદી અકારણના હુમલા પ્રતિકાર કરવા માટેના લશ્કરનો પણ કૉંગ્રેસ નિષેધ માગે છે. એટલા માટે ડૉ. લોહિયા ર કરે છે કે આદર્શની દૃષ્ટિએ અહિંસક સાધનો જ આંતરરાષ્ટ્રીય અથડામણોનો કાપણી ને ન્યા તોડ લાવવા માટે બુદ્ધિયુક્ત ને સંસ્કારી સાધનો હોવા છતાં હાલનાં જંગલી ને ભરખી ખાના અત્યાઘાતી ફાસિસ્ટ હુમલાઓથી રાષ્ટ્રનું રક્ષણ કરવા માટે સ્વરક્ષણના અસરકારક સાધ તરીકે સ્વતંત્ર હિંદ પોતાનું લશ્કર રાખશે અને રાષ્ટ્રીય અસ્તિત્વને રક્ષવા જરૂર પડતાં બચ કરી શકે એટલી પૂરતી તાલીમ પામેલ જનસંખ્યા મળી શકે એટલા માટે પ્રજાને લશ્ક જ્ઞાન પણ આપવા માગે છે. માત્ર એનો હેતુ પરભક્ષણનો નહિ પરંતુ સ્વરક્ષણનો જ રહેશે

## પં. જવાહરલાલનું મિશન

પં. જવાહરલાલ લખનૌ ખાતે મહાસભાના પ્રમુખ થયા પછી હિંદના પ્રશ્નને આંતરરાષ્ટ્ર મહત્ત્વ આપવામાં ઘણા ફતેહમંદ થયા છે. એમણે મહાસભાવાદીઓને હિંદના રાજકારણ આંતરરાષ્ટ્રીય રાજકારણની ગૂંચવાયેલી સમસ્યાના એક ભાગ તરીકે જોતાં થવામાં ઘ મદદ કરી છે. આંતરરાષ્ટ્રીય રાજકારણમાં પણ હિંદના પ્રશ્નને મહત્ત્વ મળે એ માટે એ હિલચાલ આદરી છે. અને આપણે જોઈએ છીએ કે સમસ્ત યુરોપીય રાજકારણની વિ અથડામણોનાં ઘણાં મહત્ત્વનાં કારણો બિનયુરોપીય ઠેકાણેથી ઉદ્ભવેલાં છે. આજે એશિયાનો પ્રશ્ન જગતનો વિગ્રહ ને શાંતિનો પ્રશ્ન થઈ રહ્યો છે. અને હિંદ એશિયાનું એક બી પ્રમુખ રાષ્ટ્ર છે. બ્રિટિશ સત્તાની છીવાદોરી ને સામર્થ્યનો મહત્ત્વનો અંશ હિંદ છે. હિ લીધે જ બ્રિટિશ સત્તા આટલી મગરૂબ દેખાય છે. આથી યુરોપીય સામ્રાજ્યો ને ખાસ કરી બ્રિટિશ સામ્રાજ્યની મગરૂબી કે લાલસાવૃત્તિ એશિયાટિક રાષ્ટ્રો કે હિંદ ઉપર છે. બ્રિટિશ પ્ર મતને જગતની શાંતિ માટે પણ હિંદી પ્રજાની અગત્ય કેટલી છે એ, હિંદના અગ્રગણ્ય રાષ્ટ્રવા નેતાઓ મારફત જણાવવામાં આવે એ ઘણું આવશ્યક છે. આ ઉપરાંત આવા બિનસરકારી છ પ્રજામાન્ય નેતાઓ હિંદી પ્રજાની લાગણી અને બ્રિટન પ્રત્યે હિંદની નીતિની સ્પષ્ટતા સત્તાવ અવાજે જાહેર કરી શકે છે. હાલમાં જ્યારે બ્રિટનની ગરજતના વધતી જાય છે તે વખ બ્રિટિશ પ્રજાને, બ્રિટનના શાસક રાજપુરુષોની ભૂલભરેલી નીતિ બ્રિટિશ રાષ્ટ્રનાં લાં ને સાચાં હિતોને કેવી રીતે જોખમાવી રહી છે તે પણ બતાવવું જરૂરી છે. હિંદની વધ જતી જાગૃત લોકલાગણી કમને પણ બ્રિટનને હવે ધ્યાનમાં લેવાની ફરજ પડી છે. : લોકલાગણીની ઉગ્રતા ને ગરમી વારંવાર મહાસભાવાદી લોકનાયકો મારફત બ્રિટિશ પ્રજા રાજપુરુષો સમક્ષ કહેવાવી જોઈએ. મહાસભાના અને એ રીતે હિંદી પ્રજાસમૂહના ક અસામાન્ય દૂત તરીકે જવાહરલાલ યુરોપીય દેશોમાં અને ખાસ કરીને ઇંગ્લૅંડમાં હિંદી રા પ્રશ્નો ને હિંદમાં વધતી જતી અંસ્વૃત્તિની પિછાન સારી રીતે કરાવી રહ્યા છે. હાલમાં હિ અને બ્રિટનના સંબંધમાં બે મહત્ત્વના પ્રશ્નો ઉપસ્થિત થયા છે. પહેલો પ્રશ્ન હિંદી ફેડરેશન સ્થાપના અને એની સાથે લોકમતની ઉપેક્ષા; અને બીજો પ્રશ્ન વિગ્રહમાં હિંદ બ્રિટન થાપણ થશે કે જવાબદારી. આ બંને પ્રશ્નો પરસ્પર સંકળાયેલા છે. પં. જવાહરલાલ બ્રિટિ પ્રજાને અને રાજપુરુષોને આ બંને પ્રશ્નોનો પરસ્પર સંબંધ બતાવી રહ્યા છે. ફેડરેશન સા

કોંગ્રેસના જે જે વાંધાઓ છે એને દૂર કરવા કે ન કરવા બાબતમાં બ્રિટિશ સરકાર ક્યાં સુધી તૈયાર છે એ હિંદ-બ્રિટનના સંબંધને મૈત્રી કે દુશ્મનાવટમાં પલટી નાખશે. પં. નહેરુનાં લંડન ખાતેનાં ભાષણોનો સારધ્વનિ આ જ છે. બ્રિટિશ રાજપુરુષો હવે ફેડરેશનના પ્રશ્ન સંબંધે કયા પ્રકારનું વલણ દાખવે છે એ જોવાનું રહે છે. ફેડરલ યોજનાનો અબાધિત સામનો કરવાની મહાસભાની જાહેરાતને, જવાહરલાલે હિંદી વજીર અને બ્રિટિશ પરદેશ-મંત્રીને હિંદના માજી વાઈસરોય લૉર્ડ હેલીફેક્સ સાથેની મુલાકાતોમાં તદ્દન ચોખ્ખા શબ્દોમાં સમજાવી હશે એમાં શંકા નથી. જો બ્રિટિશ સત્તાધીશ અણનમ રહીને એ યોજના હિંદને માથે ઠોકી બેસાડવાનો જ નિશ્ચય કરશે તો હિંદનો સીધો પ્રતિકાર કેવો હશે અને એ વર્તમાન યુરોપીય પરિસ્થિતિમાં બ્રિટનને માટે કેવો ને કેટલો જોખમકારક રસ્તો હશે એ પણ પં. જવાહરલાલે સારી રીતે સમજાવ્યું હશે જ.

આ ઉપરાંત જો બ્રિટિશ પ્રજાના ઠીક ઠીક ભાગને જો સમજાવી શકાય કે બ્રિટનની હાલની હિંદ પ્રત્યેની નીતિ એ ભૂલભરેલી નીતિ છે તો પણ ઘણું થયું કહેવાય. કારણ કે બ્રિટનમાં અને બીજા દેશોમાં હિંદ ફેડરેશનનો સામનો કરવા તૈયાર થશે તે વખતે જેટલા મોટા પ્રમાણમાં ત્યાં હિંદી માગણીને ટેકો આપનાર બળવાન બળો હશે એટલા પ્રમાણમાં બ્રિટિશ સરકારના જિદ્દી નિર્ણયને નરમ ને વધારે વાસ્તવદર્શી કરવામાં એ કારણભૂત થઈ પડશે. એ રીતે પણ જવાહરલાલની યુરોપની મુલાકાત હિંદના સ્વાતંત્ર્યના પ્રશ્નના નિરાકરણ માટે અગત્યની થઈ પડશે.

### ગોટાળો દૂર કરો

મહાસભાએ એના વાર્ષિક અધિવેશનમાં, મહાસમિતિ અને વર્કીંગ કમિટીની બેઠકોમાં વારંવાર ફેડરલ યોજના પ્રત્યે પોતાનો ભારપૂર્વકનો અણગમો ને સંપૂર્ણ વિરોધ વ્યક્ત કર્યો છે. આથી આ જાતનો ઠરાવો જો મહાસભાવાદીઓની સાચી મનોદશાનું પ્રતીક હોય તો ફેડરલ યોજનાનો એમનો સામનો એ પૂર્વનિશ્ચિત વસ્તુ છે. એ ઉઘાડી રાજનીતિ છે. અને મહાસભાની રાજનીતિ જગતની સ્વીકૃત રાજનીતિ કરતાં ચડિયાતા નૈતિક સિદ્ધાંતો ઉપર રચાયેલી હોઈ એ પ્રકારની ઉઘાડી રાજનીતિ એને માટે સ્વાભાવિક અને આવશ્યક વસ્તુ છે. પરંતુ એ યોજનાનો સામનો કઈ રીતે કરવો ને ક્યારે કરવો એ હજી ચોખ્ખું કહેવામાં નથી આવ્યું. આમ અવ્યવસ્થિતપણે ને કદાચ વ્યક્તિગત જવાબદારીએ કે બેજવાબદારીએ ઘણાયે મહાસભાવાદીઓએ જાહેર કર્યું છે કે જ્યારે ફેડરેશન દાખલ કરવામાં આવે ત્યારે સીધી લડતદ્વારા એનો તાત્કાલિક ને અસરકારક સામનો કરવો. પરંતુ તાત્કાલિક અને અસરકારક સામના માટે એકદમ સીધી લડત કેવી રીતે આપવી એ હજી એમના તરફથી પણ જાહેર કરવામાં આવ્યું હોય એમ જણાવામાં નથી. કદાચ, એવા ઉદ્દામ ફેડરેશન વિરોધીઓને એમ હશે કે જ્યારે મહાસભા પોતાના ઠરાવો ને નીતિ મારફત કોઈ પણ રીતે ફેડરેશન સાથે સમજૂતી નહિ પરંતુ સામનો કરવા બંધાયેલી હોવાથી એના સામના માટેના મોરચાના વ્યૂહ રચવાનું કાર્ય ને જવાબદારી સંસ્થાગત રીતે મહાસભાની છે; નહિ કે વ્યક્તિગત મહાસભા-વાદીઓની. એ ગમે તેમ હો, પરંતુ એટલું તો સ્પષ્ટ થતું જાય છે કે ફેડરલ યોજના દાખલ કરવાનો સમય ઘણો નજદીક આવતો જાય છે છતાં એના સામના માટેની કોઈ પણ યોજના મહાસભાના અગ્રસંચાલકો તરફથી હજી બહાર પાડવામાં નથી આવી. એવી યોજનાનો વિચાર તો જરૂર મહાસભાની કાર્યવાહી કરી રહી હશે. કદાચ એમ બનવા પણ સંભવ છે કે પ્રાંતીય ધારામંડળો ને પ્રધાનમંડળો રચાયા પછી રાજકારભારના ને ધારાસભ્યો કે

પ્રધાનોની આંતરિક મુશ્કેલીઓ ને વિશ્વંવાદિતાના પ્રશ્નોની એટલી તડામાંરી વર્કિંગ કમિટીને માથે ચાલુ રહી છે કે ફેડરેશનના સામનાની વિચારપૂર્વકની સંગીન યોજના હજી વિચારવામાં પણ નહિ આવી હોય.

જ્યારે કોંગ્રેસ ફેડરેશનનો સામનો કરવા કોઈ પણ ભોગે બંધાઈ ચૂકેલી છે તો હવે એ વખત જરૂર આવી પહોંચ્યો છે કે સમસ્ત હિંદી પ્રજામતને એવી કોઈ યોજનાથી વાકેફ કરી એનો (ફેડરેશનનો) વિરોધ સંગઠિત, વ્યાપક ને ઉગ્ર કરવાની શરૂઆત થવી જોઈએ. કારણ કે હિંદના અજ્ઞાન અને શિસ્ત વિનાના જનસમૂહને વ્યવસ્થિત ને શિસ્તબદ્ધ કરતાં ઓછો સમય નથી લાગવાનો. અને જેટલા મોટા, વ્યાપક ને સંગીન પ્રમાણમાં પ્રજાસમૂહ સંગઠિત ને જાગૃત હશે એટલો ફેડરેશનનો અસરકારક ને મજબૂત વિરોધ કરવામાં ને એ યોજનામાં જરૂરી ફેરફાર કરાવવામાં મહાસભા શક્તિમાન થઈ શકશે.

પરિસ્થિતિ આ જાતની હોવા છતાં હજી મહાસભા તરફથી ફેડરેશનના સામના માટે જ ભૂમિકા તૈયાર કરવાની શરૂઆત નથી કરવામાં આવી. એનો અર્થ કદાચ એમ પણ હોય કે કોંગ્રેસનીતિના સૂત્રધારો, પરિસ્થિતિની અનિવાર્યતા ધ્યાનમાં લઈને સીધી લડતનો કોઈ પણ સફળ માર્ગ દેખાતો ન હોવાથી જે કામચલાઉ પ્રયોગ તરીકે પ્રાંતિક બંધારણનો અમલ સ્વીકાર્યો છે એ જ ધોરણે ફેડરેશનનો અમલ પણ સ્વીકારવાનો ખ્યાલ સેવતા હોય—જો કે પં. જવાહરલાલનાં ને શ્રી ભૂલાભાઈનાં લંડનનાં ભાષણો ને શ્રી. સુભાષબાબુનાં એ બાબતનાં બે જાહેર નિવેદનો ઉપરથી એમ લાગે છે કે હજી મહાસભાના અગ્રણીઓ અબાધિત સામનાના પૂર્વગ્રહથી જ ફેડરેશનને નિહાળે છે.

પરંતુ કેટલીક વાર કેટલાંક વ્યક્તિગત મહાસભાવાદીઓનાં ને વક્તવ્યો જાહેરાતો ઉપરથી ફેડરેશનની યોજનામાં થોડાઘણા ફેરફાર કરાવીને એનો કામચલાઉ અમલ કરવાની હિમાયતના સૂર પણ સંભળાય છે. હમણાં જ શ્રી સત્યમૂર્તિએ કરેલાં નિવેદનોનો ધ્વનિ આ પ્રકારનો જ છે. આમ હાલ સ્થિતિ એવી છે કે મહાસભાના સ્પષ્ટ ઠરાવો છતાં એના ભિન્ન ભિન્ન અર્થ ઘણી વાર કરવામાં આવે છે. બીજી બાબતો વિશે તો ઠીક પરંતુ ફેડરલ યોજનાના સામનાના સંબંધમાં આવી ભિન્ન ભિન્ન અર્થઘટારન મહાસભા તરફથી નહિ ચલાવી લેવાવી જોઈએ—જો એણે પ્રામાણિકપણે ને ખુલ્લી રાજનીતિને ધોરણે ફેડરેશનનો સામનો કરવો હોય તો.

## સ્પષ્ટતાની જરૂર

આગામી વર્કિંગ કમિટીની બેઠકમાં આ બાબતનો હવે ચોક્કસ વિચાર કરવામાં આવે એ ઇષ્ટ વસ્તુ છે. વર્કિંગ કમિટીની એ ફરજ છે કે એણે હવે 'ફેડરેશનના સામનાનો અર્થ' જનતાને સમજાવવો જોઈએ. જેથી એ સંબંધે હાલમાં વધતો જતો ગોટાળો દૂર થાય, કારણ કે કોઈ પણ ક્રાંતિકારી હિલચાલની નક્કરતા ને સફળતાનો સારો એવો આધાર એમાં ભાગ લેનારાઓ ને એના સૂત્રસંચાલકોને હિલચાલ વિશે સ્પષ્ટ ખ્યાલ હોય, એના વ્યૂહો ને મોરચાની ઠીકઠીક સ્પષ્ટ કલ્પના એમનામાં હોય. અસ્પષ્ટ કે અંધારી નજરે જેમ માનવીની ગતિ કે પ્રયાણમાં સરળતા નથી આવતી ને એ અસંભવિત પણ થઈ પડે છે તેમ રાજક્રાંતિનાં પ્રયાણ ને ગતિને પણ તેજ ને દૃષ્ટિની અનિવાર્ય આવશ્યકતા હોય છે. જેટલો માનસિક ગોટાળો વધારે રહે તેટલું શક્તિનું બુદ્ધિયુક્ત કેન્દ્રીકરણ ઓછું. જેટલી વ્યૂહસ્પષ્ટતા વધારે એટલું સ્વશક્તિભાન પણ વધારે. આ વિધાનોમાં જો તથ્ય હોય તો વહેલી તકે ફેડરેશનની યોજનાનો કોંગ્રેસ માત્ર સામનો કરશે એટલું જ નહિ પરંતુ એ સામનો કયા પ્રકારનો હશે તે સ્પષ્ટ કરવામાં આવવું જોઈએ.

તા. ૨૩-૭-૩૮

———o———

# પોતાનો દાખલો

'દ્વિરેફ'

લાંબી મુસાફરીના થાકથી, અને હજી ઘણી મુસાફરી કરવી બાકી છે તે વિચારના કંટાળાથી હું મારી બેઠક ઉપર લાંબો થઈ અર્ધનિદ્રિત અવસ્થામાં પડેલો હતો. મારી સામેની બેઠક ઉપર પ્રજ્ઞેશ અને વ્યંકટેશ એમની ટેવ પ્રમાણે વાતો અને ચર્ચા કરતા હતા. મારી બાજુની બેઠક ઉપર આશુતોષ બેઠા બેઠા કંઈક વાંચતા હતા. મને અર્ધનિદ્રિત અવસ્થામાં પ્રજ્ઞેશનો અવાજ સંભળાયો:

"તમારા સામાન્ય કથન સાથે હું સંમત છું કે છોકરા છોકરીઓને ઇચ્છાલગ્નો કરવા દેવાં જોઈએ. બાકી એકવાર એક તરફ મનનું વલણ બંધાઈ ગયું હોય તે ટળી જ ન શકે એ બાબતને હું એટલું મહત્ત્વ આપતો નથી."

"પ્રજ્ઞેશ, તમે જૂના મતના છો માટે આમ બોલો છો. તમે કહો તો કાયદાનાં પુસ્તકોમાંથી, અને તમે કહો તો ચિત્તશાસ્ત્રનાં પુસ્તકોમાંથી બતાવું કે કામવૃત્તિ જેવી દૃઢ અને આગ્રહશીલ, બીજી કોઈ વૃત્તિ નથી. એક વખત એક પાત્ર તરફ એ વૃત્તિ થઈ પછી તે કદી નિર્મૂળ થઈ શકતી નથી. તેનું તમે દમન કરી શકો છો, પણ તેથી તો તે વિકૃત થાય છે, નિર્મૂળ થતી નથી."

પ્રજ્ઞેશ: "મારા નસીબમાં કંઈક એવું આવે છે કે હું તમારા સામાન્ય મત સાથે સંમત હોઉં છું અને છતાં મારે વ્યક્તિગત દાખલામાં તમારાથી જુદાં પડવું પડે છે. અહીં પણ તમારી સાઇકોલોજીની વાતોમાં ઘણું માનવા જેવું–સમજવા જેવું છે તે હું કબૂલ કરું છું. અને છતાં એને વેદવાક્ય માનતો નથી."

વ્યંકટેશે જવાબ આપ્યો: "પણ સાંભળો, સાંભળો! આ ચિત્તશાસ્ત્રનાં પુસ્તકો બધાં નિરીક્ષણ કરેલા દાખલા ઉપરથી લખાયેલાં છે એ તો ખરું ના? તો તેની સામે દાખલા વગર અમે શી રીતે તમારી વાત માનીએ?"

પ્રજ્ઞેશ: "સાંભળો!" વાતનો કસ વધતો જતો હતો. "જો આંખો ને કાન ઉઘાડાં રાખીએ તો દાખલાનો પાર નથી. કૉલેજમાં કેટલાં ય વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ વિશે તેમની વચ્ચે પ્રેમ હોવાના દાખલા બન્યા છે. એમાંનાં ઘણાંએક થોડી વાર પ્રેમ કરી, કોઈ સાચાં જૂઠાં ગમે તેવાં કારણોથી લડીને જુદાં પડે છે, ને બીજે પરણે છે, તેમને પછીથી કંઈ પહેલાંનો પ્રેમ યાદ આવતો નથી!"

વાતમાં રસ પડવાથી આશુતોષ મારી બેઠક પર આવ્યા ને બોલ્યા: "અરે પેલાં પ્રબોધ અને વિમલા! વિમલાએ કહ્યું ચાલો આજે સિનેમા જોવા જઈએ. પ્રબોધ કહે, મારી પાસે પૈસા થઈ રહ્યા છે. ઉછીના ન લેવાનો મારો સિદ્ધાન્ત છે, એટલે આજે નહિ. બાપુની હૂંડીના પૈસા આવશે પછી જઈશું. વિમલાએ વળી કોણ જાણે કેવા ય મિજાજમાં

આવી જઈ કહ્યું: 'પણ મારી ખાતર એટલું ન કરે?' પેલો કહે: 'પણ કોઈની ખાતર પણ સિદ્ધાન્ત કેમ તોડાય?' વિમલા કહે: 'ત્યારે તો તું પરણ્યા પછી પણ હું તને કંઈ કહું ને તું આમ જ સિદ્ધાન્ત વચમાં લાવવાનો?' 'હાસ્તો, સિદ્ધાન્ત વિના જીવન શા કામનું?' આ...એ તો એમ જ લડી પડ્યાં! મેં પછી પ્રબોધને કહ્યું, અલ્યા એકવાર સિનેમા જોવા ગયો હોત તો શું બગડી જાત? ત્યારે કહે, જીવનમાં એવા તો અનેક પ્રસંગો આવે, તે બધી વખતે હું મારો સિદ્ધાન્ત કેમ છોડું? મેં કહ્યું વળી એવા પ્રસંગો શા આવવાના હતા? તો કહે, કેમ! પૈસાની તાણના પ્રસંગો તો પાર વિનાના આવે! અને નવાઈની વાત! પછી બન્ને જણાં માબાપે સગાઈ કરેલ સાથે પરણી ગયાં ને અત્યારે બન્ને જોડાં સુખી છે. કોઈને સિનેમા એ આડો નથી આવતો ને સિદ્ધાન્તે આડો નથી આવતો!"

બ્યંકટેશ: "એ પ્રેમ જ પૂરો પકવ નહિ થયેલો! પ્રેમને માટે જે સ્વભાવસંવાદ આવશ્યક છે, તે પૂરો નહિ. જ્યાંથી સંવાદ અટક્યો, ત્યાંથી પ્રેમ અટક્યો!"

પ્રજ્ઞેશે જરા આકળા થઈને કહ્યું: "જો સમજતા હો, તો આ તર્કદોષ છે. હું જ્યાં જ્યાં પ્રેમ બંધ પડવાના દાખલા આપીશ ત્યાં ત્યાં તમે એમ જ કહેવાના કે એ પ્રેમ પૂરો સંવાદી નહિ. એનો એક જ અર્થ કે તમારે કોઈ દાખલો સ્વીકારવો નથી."

બ્યંકટેશ: "અને દાખલામાં બીજી મુશ્કેલી એ છે, કે દાખલો સાધારણ—નોર્મલ હોવો જોઈએ. એ પ્રબોધ વિમલા કદાચ નૉર્મલ જ ન હોય!"

પ્રજ્ઞેશે કહ્યું: "દાખલા ન સ્વીકારવાનું આ બીજું બહાનું! તમે લોકો નૉર્મલની વાતો કરો છો, પણ વેદાન્તના વિન્ધ્યાપુત્રની પેઠે નૉર્મલ ટાઇપનું અસ્તિત્વ જ હોતું નથી. હજી સુધી તમે કોઇ નૉર્મલ માણસ જોયો? મને કહો તો ખરા તમે નૉર્મલ કોને કહો છો?"

બ્યંકટેશ: "દાખલા તરીકે હું તમને નૉર્મલ ગણું છું."

પ્રજ્ઞેશે કહ્યું: "હા, તો હું મારો પોતાનો દાખલો આપું, પછી કાંઈ!"

આશુતોષ ઊભા થઈ ગયા અને બોલ્યા: "સાંભળો, સાંભળો! ચર્ચા જવા દો. એમની વાત જ કઢાવો."

હું બેઠો થઈ ગયો ને મેં કહ્યું: "ભાઈ, અમે તો તમને સારા માણસ ધારતા હતા. ત્રિવેણીબહેનને કહી દેવા દેજો, તમારાં પરાક્રમો!"

બ્યંકટેશ પણ ચર્ચાને પાટેથી લપસી પડ્યા ને બોલ્યા: "હવે રામાંટામાં માર્યે નહિ ચાલે, વાત પૂરી કહેવી પડશે."

કવિ કહે છે કે લોકો ઉત્સવપ્રિય છે. તેથી પણ વધારે, લોકો વાતરસિયા છે.

પ્રજ્ઞેશે જરા ડોકી ઊંચી કરી, ખભા હલાવી, જાણે સ્મૃતિ તાજી કરી, કહ્યું: "તમે ત્રિવેણીનું નામ લીધું ત્યારે ત્યાંથી જ વાત કહું છું.

"હું ઇન્ટર આર્ટ્સમાં ભણતો હતો ત્યારે અમારાં લગ્ન થયેલાં. તમે જાણો છો, ત્રિવેણી બુદ્ધિશાળી છે. હું ધારત તો એનો ગર્વ કરી શકત એવો એનો દેખાવ હતો, અત્યારે પણ એવો છે. એ મને ચાહવા પણ લાગી હતી, પણ માબાપે પરણાવ્યાં માટે ચાહવા માંડવું એમાં મને હીણપત લાગી, અને મેં પ્રથમ મિલનથી જ એના તરફ અણગમો સેવવા માંડ્યો. પરણીને થોડાં દિવસે મુંબઈ આવી, બી. એ.ના કલાસો ભરવા માંડ્યો ત્યારે, જાતે પસંદગી

કરી પરણ્યો નહિ તેની, મનમાં ને મનમાં, મને વધારે નામોશી લાગવા માંડી. હું દુઃખી થવા લાગ્યો. અમારા વખતમાં એવું મનાતું, કે મનમાં દુઃખ રહ્યા જ કરે એ એક સંસ્કારિતાની, ઊંચા ધ્યેયની અને સૂક્ષ્મ લાગણીની નિશાની છે.

"હું સીનિયર બી. એ.માં આવ્યો ત્યારે મારે જૂનિયર બી. એ.ની એક બાઈની ઓળખાણ થઈ. ઓળખાણ તો બહુ સાદી રીતે થઈ. એ બાઈ—"

આશુતોષ: "એમ નહિ, નામ કહીને વાત કરો."

પ્રજ્ઞેશ: "નામ વગર સમજી જ ન શકાતું હોય તો ગમે તે નામ આપું—લો ને ઉર્વશી. બાકી એનું સાચું નામ તો નહિ આપું. લૂંટારાઓમાં પણ પરસ્પરનો ધર્મ હોય છે, તેમ અમારે જાર—"

વ્યંકટેશ: "ખરાબ શબ્દો વાપરવાથી, તમારો કેસ સાબિત થઈ જવાનો નથી."

પ્રજ્ઞેશ: "મને એમ થાય છે, કે હાલનો જમાનો બધી કેટલીએ બાબતોમાં પહેલાં ન બોલાતું બોલે છે, ને ન કરાતું કરે છે, ને નામથી કેમ ભડકે છે? એ જારી કે યારી નહિ તો બીજું શું? પણ વાત તો સાંભળો. હું કહેતો હતો કે,—જાઓ એ શબ્દ નહિ વાપરું—લગ્ન બહારના સંબંધોમાં પણ આબરૂદારીનાં ધોરણો હોય છે. લગ્નની અંદર પળાય છે તે કરતાં આ ધોરણો વધારે સંભાળથી પળાય છે. લગ્ન સંબંધમાં પતિ કહે તે વખતે ઘેર ન જાય, પણ આ સંબંધમાં જ્યારે કહે એ વખતે બરાબર હાજર થાય છે!"

આશુતોષ: "ઠીક, પણ હવે વાત આગળ ચલાવો."

"મારે અને ઉર્વશીને—હવે એ જ નામ ચલાવીશ—ઓળખાણ બહુ સાદી રીતે થઈ. એ બી. એ.માં નવી નવી આવેલી. ઇતિહાસનો પ્રોફેસર બીજું કાંઈ ન કરતો, માત્ર નોટો ઊતરાવતો, અને એટલી ઝડપથી ઊતરાવતો કે બહુ ઓછા પૂરું લખી શકતા. મારી નોટો હમેશાં બરાબર લખાતી. એ એના જાણવામાં આવ્યું, તે એણે મારી પાસે માગી. મેં આપી.

"મારી નોટમાં, હાંસિયામાં, મથાળે, આડેઅવળે, હું ઘણીવાર, મારી અસાધારણ દુઃખી અવસ્થાની, મારી રચેલી કે બીજા કવિઓની—મુખ્યત્વે કલાપીની—કવિતાની લીટીઓ લખતો. એકવાર જરા એકાન્ત જેવું મળતાં મને ઉર્વશીએ પૂછ્યું: 'તમને કંઈક આવાં જ કાવ્યો લખવાં બહુ ગમે છે?' મેં કહ્યું: 'મારું દુઃખ અસાધારણ છે. મારું દુઃખ કોઈ સમજી શકે એમ નથી.' પણ આ દુઃખ સમજવાની અનન્ય શક્તિ ઉર્વશીમાં હતી. તેણે પૂછ્યું: 'પણ એવું શું છે? હું સમજી શકીશ.' મેં કહ્યું: 'મારું હૃદય પ્રેમથી ઉભરાઈ ગયું છે પણ તેને યોગ્ય કોઈ પાત્ર નથી.' અને ખરેખર ઉર્વશી બધું સમજી ગઈ, તરત જ!

"હું બી. એ. પાસ થયો. એલએલ. બી.ની ટર્મ્સ ભરવા માંડ્યો, ક્યાંક નાની સરખી નોકરી લીધી, એક ઓરડીમાં રહ્યો, અને હવે ઉર્વશીને અભ્યાસ માટે સવારસાંજ લાંબો વખત મારી ઓરડીમાં બેસવાની જરૂર પડવા લાગી!

"અમને બન્નેને ધીમે ધીમે લાગવા માંડ્યું કે અમે બન્ને એક બાબતમાં સમાનધર્મી હતાં; અને તે અસાધારણતામાં! અસાધારણતા એવી છે. મારી અસાધારણતાથી તેની અસાધારણતા જાગૃત થઈ. મને જેમ પ્રેમ ઘણો હતો પણ પ્રેમનું પાત્ર નહોતું, તેમ તેને

પણ સમજાયું કે તેને પણ એમ જ હતું ! જેમ મારું દુઃખ કોઈ સમજી શકે તેમ નહોતું, તેમ તેનું પણ નીકળ્યું ! જેમ હું બીજાં બધાં માણસો કરતાં જુદા જ સ્વભાવનો હતો, તેમ તે પણ હતી ! અને પછી એ અસાધારણતાના સમાનધર્મથી અમને સમજાયું કે અમારામાં પ્રેમ ઉત્પન્ન થવા માંડ્યો છે ! અલબત મારાં અનેક દુઃખોમાં મોટામાં મોટું દુઃખ કે હું પરણ્યો હતો, તે મેં તેને કહેલું હતું, અને તેથી પછી અમે હવે પરણી શકાશું નહિ, આ કઠોર લાગણીહીન નિષ્ઠુર રૂઢિજડ સમાજ અમારો પ્રેમ સમજશે નહિ, અમને પરણવા દેશે નહિ, પરણીશું તો અમારા પર અનેક જાતના જુલમો કરશે, એમ પરણવાનાં અને નહિ પરણવાનાં અનેક દુઃખો એક સામટાં અમારા પર પડી અનેક ગણાં મોટાં ભારે અને વસમાં થઈ અમને વધારે અસાધારણ બનાવવા લાગ્યાં ! ”

આશુતોષે કહ્યું : “ આ માણસ તો આમ બસ પોતાને જે પ્રેમપ્રસંગ અત્યારે નથી ગમતો તેની મશ્કરીઓ જ કર્યા કરશે તે નહિ ચાલે. અમારે વાર્તા સાંભળવી છે. ”

મેં કહ્યું : “ સાંભળો પ્રજ્ઞેશ ! અમારે તમારા એ પ્રેમ વિશેના અભિપ્રાયો કે કટાક્ષો નથી સાંભળવા. અમને તો એ જણાવો કે તમે ભેગાં થતાં ત્યારે શું કરતાં, શી વાતો કરતાં એ જણાવો. ”

પ્રજ્ઞેશ : “ હા, હા ! ખુશીથી. એ આવતી ત્યારે તેને આવકાર આપવા અથવા પ્રેમ બતાવવા હું ઊભો થતો, જરા સામો જતો, ને એ કહેતી ‘ મારા સમ ! ’ ને સાથે હું પણ કહેતો ‘ મારા સમ ! ’ જો કે હું શેને માટે સમ ખાતો હતો તે સ્પષ્ટ સમજી શકતો નથી. હું માનું છું, એક બીજાના પ્રેમનો અને લાગણીનો પડઘો પાડવાની અમને ટેવ પડી ગઈ હતી. ઘણીવાર— ”

આશુતોષ : “એમ નહિ. તમે કોઈવાર ભેટતાં કે નહિ, કોઈવાર ચુંબન કરતાં કે નહિ ? ”

પ્રજ્ઞેશ : “ તમને તો વાર્તા કરતાં પણ કંઈ બીજે જ રસ આવતો દેખાય છે. પણ અમે બહુ ભેટતાં નહિ. અત્યંત દુઃખમાં અમળાતાં, એક બીજાનો હાથ ઝાલતાં, એક બીજાને છાનાં રાખવા માથે હાથ ફેરવતાં, દુઃખને લીધે જમીન પર ઢળી પડતાં, પણ ભાગ્યે જ ભેટતાં કે ચુંબન કરતાં. એટલે સુધી જતાં અમને હમેશાં ભય લાગતો. પણ વિશેષ તો એ કે તૃપ્તિ મેળવવા કરતાં અતૃપ્તિની આર્ત્તિ વધારવામાં જ અમને અમારા પ્રેમનું સાર્થક્ય લાગતું. દુઃખ એ જ પ્રેમનું સાચું સ્વરૂપ લાગવાથી અમે દુઃખ વધારવામાં જ અમારી પ્રતિભા અને પ્રેમની પ્રેરણા વાપરતાં.

“ સાધારણ રીતે તો, એ કહેતી કે હું તને બહુ દુઃખી કરું છું; હું કહેતો કે હું તને બહુ દુઃખી કરું છું. અમે બન્ને એક બીજાને તું કહીએ એટલે દૂર પ્રેમમાં ગયાં હતાં. વચમાં વચમાં અમે દરેક કહેતાં, ‘ હું તારે માટે આપઘાત કરીને મરી જાઉં, પછી તું સુખી થજે, મને ભૂલી જજે. ’ અને દરેક સામેથી ઉત્તર આપતું ‘ હું નહિ ભૂલી શકું, માટે મને મરવા દે. ’ અને પછી અમે બન્ને રડતાં. એક વાર તો દરેકના એકલા આપઘાત ઉપરથી અમને ભેગાં આપઘાત કરવાનો વિચાર આવ્યો. કેવી રીતે આપઘાત કરવો એના અમે તર્કો કરતાં. દરિયામાંથી આપણી એકબીજાને ભેટેલી લાશો મળે તો આ નિષ્ઠુર જગતને કાંઈક લાજ વળે, એવો વિચાર પણ આવ્યો. દરિયા કિનારાની કઈ જગા અમારા આપઘાતને લાયક છે તે જોવા અમે બન્ને એકવાર દરિયા કિનારે ફર્યાં, પણ કોઈ જગા અમને લાયક જણાઈ નહિ !

કેટલીક અતિસાધારણ લાગી—કોઈપણ સાધારણ માણસને આપઘાત કરવાનું સૂઝે એવી! કેટલીક અવરજવર વાળી જણાઈ. કોઈક એટલી દૂર જણાઈ કે અમારાં મુડદાં ઘણાં મોડાં ગંધાઈ ગયા પછી હાથ આવે ને તેને કોઈ ઓળખે નહિ, તો પછી દુનિયાને અમારા આપઘાતની શિક્ષા શી રીતે લાગે, એમ વિચાર આવ્યો. અને પછી તો આ ફરવા જવાનો વખત ન મળ્યો, ને જગાની પસંદગી રહી ગઈ. પણ તેથી કાંઈ અમારી આપઘાત કરવાની વાતો રહી ગઈ નહિ! કારણકે અમારો પ્રેમ અથાગ હતો તેમ જ અથાક હતો! એમ આપઘાતથી અમે થાકી જઈએ એમ નહોતાં.

"હું માનું છું, મારી પત્ની મુંબઈ મારી સાથે રહેવા આવી તે પછી પણ અમે આપઘાતની વાતો કરતાં. કારણકે મને યાદ આવે છે કે અમને મરેલાં સાંભળીને એને શું લાગશે એ વિચાર આવતાં અમે બન્ને એકવાર હસેલાં!"

આશુતોષ: "તે તમારાં પત્ની આવ્યા પછી એ ઉર્વશી તમારે ઘેર મળવા આવતી?"

"ના, ન જ આવી શકે. ત્રિવેણીનો મારી સાથે રહેવા આવવાનો કાગળ આવ્યો. તેને આવવાની ના પડાય એમ નહોતું. ત્યાં અમને એક ત્રીજો મિત્ર મળી ગયો. દરેક ઉચ્ચ પ્રેમવાળાં નાયક નાયિકાને, તેમના તરફ આશ્ચર્ય આદર અને સેવાભાવ ધરાવનો ઉપનાયક મળી રહે છે, તેમ અમને આ મિત્ર મળી ગયો. તે અત્યંત વફાદાર, સેવાભાવી અને અમારી દરેક વાત અને દરેક તર્કથી ચકિત થનારો હતો. અને ત્રિવેણીના આવવાથી હવે અમારું પ્રેમતંત્ર વધારે મૂર્ત, વાસ્તવિક કાર્યક્રમવાળું, વૈવિધ્યવાળું, સ્ફૂર્તિમય બન્યું હતું. અત્યારસુધી અમારો પ્રેમ વન્ધ્ય હતો, અમારા બેની બહાર જઈ શકતો નહોતો, ત્રિવેણી આવવાથી તેને બહાર નીકળવાનો પ્રસંગ મળ્યો.

"એક દિવસ ઉર્વશી આવી ને કોણ જાણે કેમ એકાન્તમાં મને ચુંબન કરવાની ઊર્મિ આવી ગઈ! મેં તેનું મોં બે હાથમાં પકડયું. તેણે તુરત ના પાડી. આપણા જેવાં દુઃખીઓએ ચુંબન થાય? આમાંથી વાત આગળ ચાલતાં તેણે અને મારા અને ત્રિવેણીના સંબંધ વિશે પૂછપરછ કરી. બધી વાત નથી કહેતો. પણ તે દિવસે અમે બન્નેએ નક્કી કર્યું કે મારાથી મારી પત્નીનો સ્પર્શ ન થાય. મે તેનો સ્પર્શ તજ્યો. તે પછી અમે મળ્યાં ત્યારે સ્પર્શ તજવાના મારા પગલાથી મારી પત્નીને કેવું દુઃખ થયું, તે કેટલું રોઈ, ઊંઘી નહિ, તેણે ખાધું નહિ, વગેરે મેં અનેક હકીકત કહી, અને ઉર્વશીના જીવનમાં પહેલી વાર વિજય દેખાયો. તે પછીથી અમારી વાતો વધારે વૈવિધ્યવાળી અને રસિક બની! મેં તેની સેવા, તેની મદદ એક એક તજવા માંડયું. એ મારી થાળી પીરસતી તે પણ મેં બંધ કરાવ્યું. તે રાંધીને ઊઠી જાય પછી મેં હાથે લઈને જમવા માંડયું. આટલે સુધી પ્રેમમાં પ્રગતિ કર્યા પછી આગળ શું કરવું? હવે તો કશું નવું કરવા જેવું મને દેખાતું નહોતું. અને વળી પાછી અમારા જીવનમાંથી નવીનતા સરકી જવાનો ભય પ્રત્યક્ષ દેખાવા લાગ્યો. પણ ઉર્વશી પ્રતિભાશાળી હતી. તેણે કહ્યું કે 'તારા પ્રેમ ખાતર મેં નાટકસિનેમા જોવાં છોડી દીધાં છે.' મેં પણ પછી છોડી દીધાં. પણ આ નવો માર્ગ જડયા પછી અમે એક એક કરી, દહીં, આગળ જતાં સાકર, અને છેવટે દૂધ પણ છોડી દીધું. મારી પત્નીનો સંતાપ વધવા માંડયો. તે દૂબળી પડવા માંડી. હું પણ દૂબળો પડવા માંડયો હતો. પણ તેથી અમારા પ્રેમને સંતોષ મળવા માંડયો. અમારા પ્રેમનાં પરિણામો અમારામાં અને બીજામાં દેખાવા માંડયાં!

ઉર્વશીએ મારી પત્નીને કદી જોઈ નહોતી, પણ એક અજાણ બાઈ ઉપર તટસ્થ રીતે મેળવેલા વિજયથી તે કૃતાર્થ થવા લાગી.

"એક દિવસ મુંબઈમાં એક પ્રખ્યાત હાથ જોનાર આવ્યો. આખા શહેરમાં તેની ખ્યાતિ હતી. વકીલો, ડૉક્ટરો, મિનિસ્ટરો, પ્રોફેસરો, સટોડિયાઓ, બધા પુષ્કળ પૈસા આપીને તેની પાસે હાથ જોવરાવતા. ઉર્વશી મને કહેઃ 'તું ત્રિવેણીને હાથ જોવરાવવા લઈ જા ને!' મેં કહ્યુંઃ 'મારું અને તેનું નસીબ ક્યાં એક છે કે તેનો હાથ જોવરાવું?' ઉર્વશી કહેઃ 'તું તો સમજતો નથી. લઈ તો જા! એને લગ્નસુખ કેવું છે, આયુષ્ય કેટલું છે એ બધું પૂછ તો ખરો. એ તો જે થવાનું હશે તે થશે, પણ કંઈક ખબર તો પડશે.' મેં કહ્યુંઃ 'પણ મારે કહે એ આવશી શેની?' તે કહેઃ 'એક જરા પ્રેમ બતાવજે-ને, એટલે બધાની હા પાડી દેશે. એ તો ટાંપી જ રહી હશે.' અને ત્રિવેણીના માનસની લઘુતાના અમે બાંધેલા ખ્યાલથી અમે બન્ને હસ્યાં!

"અને ઉર્વશીની વાત અક્ષરશઃ સાચી પડી. ત્રિવેણીને લઈ ને હું હાથ જોનારને ત્યાં ગયો. એ માણસે બતાવેલી ખુરશી પર એ બેઠી અને નવા અનુભવના ઉપસ્થિત થયેલા પ્રસંગનો વિચાર કરતાં મારા સામું જોઈ જરા હસી. મને એ માણસે પૂછ્યુંઃ 'તમારે શું જોવરાવવું છે?' મેં કહ્યુંઃ 'તેનું લગ્નસુખ કેવું છે, તેનું આયુષ્ય કેવું છે?' અને ત્રિવેણી ફરી હસી. તે એકીટસે મારા સામું જોઈ રહી હતી, અને હું સામુદ્રિકના મોં સામે, અને તે ફેરવી ફેરવીને હાથ જોતો હતો તે સામે જોઈ રહ્યો હતો. થોડી વારે તેણે ઓચિંતાં કહ્યુંઃ "પૂરા લગ્નસુખવાળું લાંબું આયુષ્ય છે." હું કાળો ધબ પડી ગયો! કોઈ ઊંચા ક્લાસમાં પાસ થવાના ખબર સાંભળવા જાય ને નાપાસ થયાના ખબર સાંભળે તેમ મને થયું. ત્રિવેણીએ તે બરાબર જોયું અને તે એકદમ બેઠી હતી ત્યાંથી મૂર્છિત થઈ નીચે પડી ગઈ. સામુદ્રિક ચમકી ગયો, તેના હાથમાંનો રેખા જોવાનો કાચ ઊડીને ક્યાંઈ પડી ગયો. હું ગભરાઈ ગયો. ત્રિવેણી તદ્દન બેભાન થઈ ને પડેલી હતી. તેને શરીરે શેદ વળી ગયા. તેના હાથપગ ઠંડા થઈ ગયા. તેના શ્વાસ દેખાય પણ નહિ તેવા ધીમા ચાલતા હતા. મેં નજીકમાં નજીક હોય તે ડૉક્ટરને બોલાવવા કહ્યું. નીચે જ ડૉક્ટર હતો તે આવ્યો. તેણે શીશી સૂંઘાડી, હાથે પગે બ્રાન્ડી લગાડી ત્યારે ત્રિવેણી જરા સચેત થઈ. તેણે ઘેલછાવાળી આંખે ફાટેલે ડોળે, જાણે મને ઓળખ્યા વિના મારા સામે જોયું. હું એ જોઈ બી ગયો. મેં ડૉક્ટરને કારણ પૂછ્યું. હાથપગ હૃદય આંખ જોઈ ડૉક્ટરે કહ્યુંઃ 'આ બાઈને મહિનાઓ થયાં પોષણ જ મળ્યું નથી. ને તેના મનને કાંઈ આઘાત લાગવાથી તે બેભાન થઈ ગઈ છે તેને સંભાળજો નહિતર કાંઈ ગમે તે થઈ બેસશે. બાઈ મરી જશે અથવા ગાંડી થઈ જશે. આમાંથી તેને બ્રેઈન ફીવર ન આવે તો સારું. ગરમ ઉપચાર કરજો. બ્રાન્ડી દૂધ પાજો. ને તાવ આવે તો તરત દાક્તરની મદદ લેજો. જો કાંઈ ગંભીર નહિ થાય ને સાચવશો તો પાંચેક દિવસમાં સારી થઈ જશે.'

"હું ત્રિવેણીને ઘેર લઈ ગયો. બેક દિવસ તે બેભાન જેવી રહી. બેભાનમાં કરેલી લવરી ઉપરથી હું સમજી શક્યો કે અમારા વિશેની કશી પણ હકીકત જાણ્યા વિના તે મારા અભાવનું સ્વરૂપ પૂરેપૂરું સમજતી હતી. વિશેષ તો કહેતો નથી પણ...પણ"

પ્રવેશના મોં પરનો આવેશ અને એ સર્વ દબાવવાનો તેનો પ્રયત્ન અમે જોઈ શક્યા.

તે એક બે વાર 'પણ' 'પણ' બોલ્યો તે સાથે તેણે ખોંખારો કર્યો. અમે સમજી ગયા કે આ 'પણ પણ' માં અને ખોંખારામાં વાર્તાનો અત્યંત કોમળ ભાગ લુપ્ત થાય છે, પણ એ પૂછવાની અમારી કોઈની હિંમત ચાલી નહિ. તેણે આગળ વાત ચલાવી:

"મારી ક્રૂરતા સમજાઈ. તમને લાગણીવેડા કે નીતિવેડા લાગશે, પણ થોડા જ માસ પહેલાં અમારા પાડોશના એક માણસે બૈરીને સળગાવી મારી નાંખેલી તે મને યાદ આવ્યું." મોં પર હાથ ફેરવી તેણે ફરી કહેવા માંડ્યું: "મારી સારવારથી તે તરત સારી થઈ. ને તે મારા ભાવનો ફેરફાર તરત સમજી પણ ગઈ. સાતમે દિવસે તો તેણે મારી ના છતાં રાંધ્યું. તેણે પીરસ્યું ને હું જમ્યો તે તો તેને મન એક ઉત્સવ હતો! મારા અભાવમાં જેમ તેણે કદી કુતૂહલ બતાવ્યું નહોતું, તેમ હવે મારા સદ્ભાવમાં પણ તેણે કશું મને પૂછ્યું નહિ. પણ એક રાતે મેં જ તેને બધી વાત કરી, કારણકે તેનો પ્રસંગ આવેલો હતો. થોડા દિવસથી હું ઉર્વશીને મળ્યો નહોતો એટલે એનો પત્ર આવ્યો હતો. મેં તેને અમુક દિવસે સવારે મળવાનો અને બધી વાત રૂબરૂ કહેવાનો જવાબ લખ્યો હતો. તેને મળવાની સવારની આગલી રાતે મેં ત્રિવેણીને બધી વાત કરી. ને છેવટે કહ્યું: "હવે કાલે સવારે જઈ ને તેને મારે કહી દેવું છે કે એ સંબંધ હવે આટલેથી પૂરો થયો છે. મારે તેને સ્પષ્ટ કહી દેવું છે." એમ કહ્યું ત્યારે એના મોંમાંથી 'બિચ્ચારી!' એટલું નીકળી ગયું.

"સવારે હું નીકળ્યો. વાત કરી નાંખવાનો નિશ્ચય હતો, પણ કેમ વાત કરવી તેનો ઉપાય સૂઝતો નહોતો. હું વિચારમાં ને વિચારમાં આગળ જતો હતો ત્યાં પૂલ ઊતરતાં તે સામે મળી. ઠેઠ મારી સામે આવીને ઊભી ત્યારે જ મેં તેને જોઈ. અમે મળ્યાં એ જ વખતે એક પારસણ ફસ્સાદાર વેષમાં અમને વટાવીને પસાર થઈ, અને ઉર્વશીએ મારા સામે જોઈ, જરા સ્મિત કરીને હોઠ મરડ્યો.

મેં કહ્યું: 'કેમ?'

'શું રૂપનું અભિમાન છે!'

'કેમ ન હોય? તારા કરતાં રૂપાળી છે' મારાથી બોલાઈ ગયું.

ઉર્વશીએ મશ્કરીનો ભાવ જોવાની અપેક્ષાએ મારા મોં સામે જોયું, પણ તે ન જોતાં કહ્યું: 'એમ કેમ કહો છો?'

'હા પણ તારા મોંથી એનું મોં સુંદર છે.'

'એ જ તમારી લાગણી છે?'

ખૂન કરવાના અધૂરા નિશ્ચયે કોઈને ઘા થઈ જાય, ને પછી તો તેને અરધો હણાયેલો રાખવા કરતાં પૂરો કરવો એ એક જ ઉપાય રહે, તેમ મેં કહ્યું: 'એમાં લાગણીનો પ્રશ્ન જ નથી. લાગણીથી કાંઈ હકીકતના નિર્ણયો અન્યથા ન કરાય. એમ તો ત્રિવેણી પણ તારા કરતાં વધારે સુંદર છે!'

'અને એ તમે મને કહો છો?'

'હું જાણું છું, તે હું જ કહું ના! તેં તો કદી તેને દીઠી નથી.'

ઉર્વશી મારા તરફ ફરી, તેના હોઠ ફફડી ઊઠ્યા, તે અપમાનના ક્રોધમાં કાંઈ બોલી શકી નહિ, તેના હાથપગ ધ્રૂજી ઊઠ્યા, અને મારા તરફ અનંત તિરસ્કારની દૃષ્ટિ કરી તે ચાલતી થઈ.

લાંબે સુધી હું તેને જતી જોઈ રહ્યો. તેણે પાછું ફરી મારા સામું જોયું નહિ. વચમાં ફુટપાથ પૂરો થઈ પગથિયાપૂર જમીન નીચી આવતી હતી, ત્યાં તેનો પગ પ્રચકાયો તે મેં જોયું. મને થયું કે તેની આંખમાં આંસુ છે પણ હું એ જાણી ન જાઉં માટે તેણે હાથ ઊંચો કરી એ લૂછ્યાં નથી." પ્રજ્ઞેશે લાંબો શ્વાસ લઈ અમારા સામું જોયું.

થોડીવાર પછી વ્યંકટેશે પૂછ્યું: "પછી તમે એમને કોઈવાર મળેલા છો?"

"ના."

"મળવાનું મન પણ નથી થયું?" મૂળ ચર્ચાતા મુદ્દાને લગતો આ ઊલટ તપાસનો પ્રશ્ન હતો, પણ તેવા ભાવથી પૂછાયો નહોતો. એ ચર્ચાનો ભાવ તો ક્યારનો ઊડી ગયો હતો.

"એ અને એનો પતિ મારા જ શહેરમાં ઘણે વરસે આવ્યાં. બન્ને સુખી હતાં. બે વરસ પછી કડ્..." ફરી શ્વાસ લઈ પ્રજ્ઞેશે કહ્યું: "હાં! બે વરસ પછી ઉર્વશી માંદી પડી, મેં સાંભળ્યું કે તે મરણપથારીએ છે. એક વાર થયું કે જઈને એની માફી માગી આવું. પણ શી રીતે જવાય?" પ્રજ્ઞેશે ફરી નિઃશ્વાસ નાંખ્યો.

આશુતોષે પૂછ્યું: "પછી તમે ત્રિવેણીબહેનને એ વાત કહી!"

"હાં! એ વાત કહેવી ભૂલી ગયો. ઉર્વશીનો સંબંધ તોડી તે સવારે હું ઘેર આવ્યો ત્યારે ત્રિવેણીએ પૂછ્યું 'કાં શું થયું?' તેણે તો માત્ર દિલસોજીથી જ પૂછેલું. પણ કોઈ સ્ત્રીનું મેં એટલી ખરાબ રીતે અપમાન કરેલું તે હું તેને શી રીતે કહી શકું? મેં કહ્યું: 'એ તો બધું થયું.'"

આશુતોષ: "એ નથી પૂછતો. ઉર્વશી ગુજરી ગયાની વાત તમે કરી?"

પ્રશ્ન તદ્દન નકામો હતો. છતાં પ્રજ્ઞેશે જવાબ આપ્યો: "ઉર્વશી ગુજરી ગયા પછી એ વાત હમણાં કરવાનો પ્રસંગ આવ્યો. મારા પડોશીની જુવાન દીકરી એક ખોટા આકર્ષણમાં પડી હતી. તેમાંથી ખસેડવા તેનાં માબાપના કહેવાથી ત્રિવેણી તેને મારી પાસે લઈ આવી. ત્યારે આખી વાત મેં કરી. એ વાત કરવાથી એક સ્ત્રીના અપમાનનું કંઈક પ્રાયશ્ચિત્ત થાય છે એમ મેં માન્યું."

આશુતોષને જવાબથી સંતોષ નહિ જ થયો હોય. અને વ્યંકટેશને ઘેર ગયા પછી, જે મૂળ મુદ્દા ઉપર આ વાત કહેવાઈ હતી તેનું તે કેટલે અંશે સમર્થન કરે છે તે વિશે અનેક તર્કો થયા હશે, પણ તે વખતે તો અમે એક શબ્દ પણ પૂછી કે ચર્ચી શક્યા નહિ. અમે સર્વ એક દુઃખદ પણ ગહન આશ્ચર્યમાં ડૂબી ગયા હતા!

———o———

# લેખક બનવાની કેટલીક તરકીબો

[ મણકો પહેલો અને બીજો ]

રમણલાલ છોટાલાલ મહેતા

**સમર્પણ***

જેમના પ્રયાસોને લીધે, જેમના પ્રોત્સાહને અને
જેમના ભોગે હું આ લેખ લખી શકવા શક્તિમાન
થયો છું, તેઓ સર્વને હું અંતઃકરણપૂર્વક આ લેખ સમર્પું છું.

[ સાહિત્યકારોનું વૃંદગાનઃ–] હું લખું, લખું ન કેમ ?

બ. ક. ઠાકોર

## [ ભૂમિકા ]



હું ખાતરીથી જાણું છું કે વાચકોમાંના ઘણાખરાએ લેખક બનવાના પ્રયાસો કર્યા છે. કલ્પનાવાદથી પર રહી વાસ્તવવાદના પ્રખર હિમાયતીઓ થવા મથતાં ઘણાં ભાઈબહેનોએ નિત્યકર્મથી માંડીને શૈય્યારૂઢ થતાં સુધીની હકીકતો પોતાની કવિતા તેમજ નવલકથામાં મૂકવા પ્રયત્ન કર્યા છે.

---

* આજકાલનો જમાનો તો એવો છે કે દરેક બાબતમાં પ્રશ્નો પૂછવા જ જોઈએ એવું મનાય છે!... 'લાપસી કે શીરામાં પત્નીશ્રીની બેકાળજીથી કડવી બદામ આવી જાય તો તમે, પ્રેમથી આપેલી ચીજ હમેશાં મીઠી જ લાગે છે એમ બળજબરીથી માની, તે ખાઈ જાઓ કે ભાણા પરથી ઊઠી જાઓ?'...' તમે ચા નથી પીતા, તો પછી 'દૂધ પીતા' હશો. દૂધ ઠંડું પીઓ છો કે ગરમ કરેલું? ઠંડા દૂધમાં જંતુઓ હોય છે અને ગરમ કરેલા દૂધમાં વિટામિન્સ બળી જાય છે, એ તમને ખબર છે? ખબર હોવા છતાં એમ કેમ કરો છો? હિંદુસ્તાને એમાં ને એમાં જ પોતાની સ્વતંત્રતા ખોઈ છે એવું તમને ભાન છે?'...વગેરે પ્રકારના—'લાપસીથી હિંદનું સ્વાતંત્ર્ય' સુધીના—પ્રશ્નો આજે પૂછાય છે. તેથી જ ભય રહે છે કે વાચક પણ પૂછશે, કે સળંગ ચોપડી તો અર્પણ કરાય છે—પત્ની, મિત્ર, બહેન, માતા અને છેવટે પિતાને કે દાદાને—ને હા, ઘણીવાર પૈસા ધીરેલ શેઠને. પણ લેખ તે કંઈ અર્પણ કરી શકાય? એવું તે કદી સાંભળ્યું છે? મારે જવાબમાં એટલું જ કહેવાનું કે સાંભળ્યું નહિ હોય તો સાંભળો. દુનિયામાં ગ્રામોફોન, ટેલિફોન, રેડિયો વગેરે શોધો થઈ તે પહેલાં તેને સાંભળી નહોતી; પછી જ સાંભળી હતી. મારી પણ આ એક શોધ છે. સાહિત્યની દુનિયામાં હું નવો ચીલો પાડવા માગું છું. જેને લીધે અને જેને ભોગે તમે લેખ લખવા પ્રવૃત્ત થાવ, તેને તમે લેખ તો સમર્પણ નહિ જ કરી શકો, એ જુનવાણીથી આપણે સ્વાતંત્ર્યવાદીઓએ હવે મુક્ત થવું ઘટે છે. ગાંધીજીએ જેમ જોડણીની બાબતમાં કહ્યું છે, તેમ આ વિષયમાં હું તો કહું છું કે હવેથી કોઈ પણ લેખક, પોતાનો કોઈ પણ લેખ, કોઈ પણ પ્રાણીને (મનુષ્યપ્રાણી તેમજ ઇતર) અર્પણ કરી શકશે, અને તે પણ કોઈ પણ રીતિપદ્ધતિથી.

મને પોતાને પ્રશ્ન ઊઠે છે કે બીજા આ પ્રકારના લેખો લખવા માટે બીજા કોણ મને પ્રોત્સાહન આપશે કે જેમને હું મારો લેખ, આ લેખના સમર્પણની જેમ જ, અર્પણ કરી શકું?

પણ મને કહેવા દો, અને મને કોઈ અટકાવતા નહિ, કે તમારા એ બધા પ્રયત્નો શાસ્ત્રીય નહોતા; શાસ્ત્રશુદ્ધ નહતા. સંસ્કૃત શબ્દો સારા એન્ટિક કાગળ પર સુંદર રીતે લખી, પછી કાગળ વચ્ચેથી ફાડી નાખી ન્હાનાલાલશૈલી સંપાદન કરવાનો શ્રીયુત મુનશીએ બતાવેલો—અને કદાચ પોતે અજમાવેલો—કીમિયો એક વાર નિષ્ફળ જતાં ફરી પ્રયત્ન તમે આદર્યો ન હતો, અને એમ હિંમતહાર્યા બની ગયા હતા. એમ પાછા પડે તે કંઈ ચાલે, ભાઈ?

તમે કયા ઉદ્દેશથી લેખક થવા માંગો છો એની મને પૂરતી ખબર છે. 'ગાળ ખાતર ગાળ' જેવો દૂરથી લાગતો 'કલા ખાતર કલા' એવો અર્થહીન અને બાયલો તમારો ઉદ્દેશ નથી જ, એ હું જાણું છું. તમે નૂતન માનસશાસ્ત્રમાં માનો છો. ફ્રૉઈડના જાતીય-વૃત્તિઓ ( Sex-Instincts )ના સિદ્ધાંતમાં તમે માનો છો. વિજાતીય આકર્ષણની વૃત્તિના આવિર્ભાવ-સ્વરૂપે કેટલાક લોકો આજે લેખક બનવા પ્રયાસ કરે છે, એ માનસશાસ્ત્રના કેવળ સત્યને તમે એક યા બીજી રીતે, અથવા બંને રીતે, અનુમોદન આપો છો, તે વાત મારી જાણ બહાર નથી. 'વટ' પાડવાની અને એ રીતે સત્તાની મૂળ વૃત્તિને બીજી વૃત્તિઓની માફક સંતોષવા તમે ઉદ્દેશ ધરાવો છો, અને એ રીતે એડ્લરની વિચારસરણીને અને તેની ક્રિયાને તમે જાણેઅજાણે અપનાવી લીધી છે. માનસશાસ્ત્ર કહે છે કે દરેક માણસમાં, બીજો આપણને વખાણે, આપણે કંઈક છીએ એમ બીજાને લાગે, એવી વૃત્તિ હોય છે. મનોવિજ્ઞાનની દૃષ્ટિએ જ એ વૃત્તિઓને તમારે કોઇ ને કોઈ સ્વરૂપમાં સંતોષવી જ રહી. તમે એ મૂળ વૃત્તિઓને લેખક બની સંતોષવા ઇચ્છા ધરાઓ છો એ હું જાણું છું.

અને એમાં કશું ખોટું નથી. કદાચ પહેલાં એનાં વિપરીત પરિણામોનું દર્શન થશે, કદાચ વિપરીત પરિણામોના દર્શનરૂપે તમે પોતે પણ હો; પરંતુ તેથી ગભરાવાની જરાપણ જરૂર નથી. તપખીર સૂંઘ્યા પછી શેરીના બધા માણસોને મારા પિતાશ્રી ગભરાવી મૂકે છે, પરંતુ એ દુષ્પરિણામની પાછળ શું મૃત્યુ તરફ લઈ જનારા રોગોના મૂળ કારણરૂપ સળેખમ શરદીને દૂર કરવાનો શુદ્ધ હેતુ નથી? 'જાતીયવૃત્તિ તેમજ અલ્પતા અનુભવીગ્રંથિ (Inferiority complex)નું આજના યુવાનમાં આવિષ્કરણ (manifestation),' એ વિષય પર ઘણી સત્ય હકીકતો કહેવાઈ ગઈ છે, તેમાં તમે લેખક બની જે ઉદ્દેશ ધરાવો છો તેનું પણ તેમાં વિદ્વત્તાપૂર્વક પૃથક્કરણ કર્યું છે.—અલબત, તમસરખાઓના નિરીક્ષણનો સુલભ લાભ પછીથી જ તો તેઓ એમ કરી શક્યા છે! તમે એ ઉદ્દેશ પાર પાડો અને એ રીતે માનસ-શાસ્ત્રીઓનાં વચનો સિદ્ધ કરશો, તો, આત્મસાક્ષાત્કારનું ધ્યેય જેણે અપનાવેલું છે તે નવીન માનસશાસ્ત્ર પોતાની કૃત્તિથી આપ સૌની તરફ કૃતજ્ઞતાભરી દૃષ્ટિએ જોશે.

.....એટલે કે તમારો ઉદ્દેશ સારો છે, એમ હવે તમને પહેલાંની જેમ લાગ્યું જ હશે. એ ઉદ્દેશ સફળ થાય તે માટે બીજી નેકટાઈ, ભેટો વગેરેનો ખર્ચ કરશો તેની સાથોસાથ લેખક બનવાના તમારા પ્રયાસો માટે પણ તમારે નજીવો ખર્ચ કરવો પડશે. એકબે રેશમી રૂમાલો, સેન્ટ અને ફોટા કરતાં તેમાં જરૂર વધારે ખર્ચ થશે, -પણ આ તો એક જ વાર થશે; વારેઘડીએ નહિ થયા કરે. એક સંસ્કૃત શબ્દકોશ કે એક ગુજરાતી શબ્દકોશ (બંનેમાં શબ્દાર્થ ન આપ્યા હોય તો કદાચ વધુ ઉપયોગી નીવડે!), પિંગળ લેવું હોય તો પિંગળ, તેમજ વખાણ 'વાંચીને' તમને જેમના પ્રત્યે માન ઊપજે તે બધાની

એક એક ચોપડીઓ, — જો કે કર્તાની પ્રસિદ્ધ થયેલ ચોપડીઓની સંખ્યા જોતાં, જરા પક્ષપાત સહિત કહું તો, ન્હાનાલાલની બે ત્રણ ચોપડીઓ : આટલી ચીજો સાધારણ રીતે ખરીદવી પડશે. વળી એક સુશોભિત કબાટ કે જેમાં આ બધી – કેટલીક રૂપરંગે, તો કેટલીક વસ્તુએ – સુંદર ચોપડીઓ અનુકૂળ રૂપાકૃતિમાં મૂકી શકાય. ચોપડીઓને પૂંઠાં ચડાવવા નહિ. કેટલાક ઊતરતી પંક્તિના લેખકો જ વારંવાર વાંચવા માટે અને એ રીતે હિંદના કરોડોના સમયે પણ વખતનો દુરુપયોગ કરવા માટે ચોપડીઓને પૂંઠાં ચડાવે છે; અને એ રીતે ગ્રંથના......અનુપમ.........લલિત.........સુભગ, તથા કો કોમલ ગલિત લલિતાના લાલિત્યભર્યાં સુંદર મૂળ રસપૂઠાંના રસસૌંદર્યને ઢાંકી દે છે. (હમણાં જ મેં ન્હાનાલાલનાં કેટલાંક પુસ્તકો વાંચ્યાં.) એ લેખકોને સૌંદર્યનું કશું ભાન નથી લાગતું. આપણે ત્યાંની સ્ત્રીઓ જ્યારે સૌંદર્યનું દર્શન બીજાને સાદાઈથી, સુગમતાથી, સુભગતાથી થાય એટલા માટે વસ્ત્રો ઝીણાં અને ટૂંકાં કરતી જાય છે, તેવા યુગમાં ચોપડીઓને પૂંઠાં ચડાવી તેનાં અંગસૌંદર્યને ઢાંકવું મને અણછાજતું લાગે છે.[1]

ઉપર આપેલું લિસ્ટ લાંબું છે, પરંતુ, જન્મ ને લગ્ન તો ઠીક, પણ વળી મૃત્યુસમયે પણ ખપ લાગે એટલા માટે ખાસ બનાવી મૂકેલ મહારાજશ્રીના ટિપ્પણ જેટલું લાંબું છે એમ કોઈ કહી શકશે નહિ. તેમ છતાં, મારી જે ઇન્દ્રિય વાટેથી વાયુ પ્રવાસ કરી પંચમહાભૂતના બનેલા આ શરીરના પોપણાર્થે ફેફસામાં જઈ પાછો બહિર્ગતિને પામે છે, તે ઇન્દ્રિયના જેટલું, પ્રમાણમાં લિસ્ટ લાંબું લાગે, તો તેનો કોઈ ઉપાય નથી. (ઉપમા, અલંકાર, શૈલી, વાસ્તવિક્તા – બીજાં લક્ષણો ગોખેલાં તો છે, પણ અત્યારે યાદ આવતાં નથી – વગેરેવાળું રસપૂર્ણ વર્ણન, તેમજ મારી નાસિકાને તેના વિશિષ્ટ સ્વરૂપ અને લક્ષણ સહિત ગર્ભિત રીતે દર્શાવવામાં વાપરેલી પદ્ધતિનો અભ્યાસ કેવી રીતે કરવો તે બીજે કદીક કહીશું.) ભલે થોડા પૈસા વધારે ખર્ચ થાય. આપણે લોકો સ્વરાજફંડ, અને હરિજનફંડ અને ફલાણાફંડ અને ઢીંકણાફંડોમાં વગર વિચારે—વગર સ્વ-રાજ મળે અને વગર હરિ-જન બને—પૈસા વેરીએ છીએ, તેના કરતાં અગમ્યવાદની સારી સારી ચોપડીઓ ખરીદશું તો તે વધારે ફૂટી નીકળશે.

(વિષયાંતર લાગે તો ભલે લાગે, પણ મારી અહીં એટલું કહેવાની ફરજ છે કે જે ચોપડીઓ ખરીદો તે તો કોઈને કદી આપવી નહિ. મારો સ્વાનુભવ કહે છે કે આજકાલ મિત્રો "I'll return them in a day or two" કહી ચોપડીઓ લઈ તો જાય છે, પણ થોડા વખત પછી આપણી ચોપડીઓ તેઓની પોતાની ચોપડીઓના લિસ્ટમાં દાખલ કરી દે છે, અથવા તો 'કોઈક ચોક્કસ જગાએ મૂકી દીધી છે. મેં શોધ તો કરી હતી, પણ મળી નહિ. જરૂર કે તરત જ આપી જઈશ. અહીં સુધી ધક્કો ખાવાની જરા યે જરૂર નથી!' કહી વખત વિતાડે છે, અને થોડો વખત પસાર થઈ જાય એટલે આપણા નામવાળું પહેલું પાનું વિના સંકોચે ફાડી નાંખી પછી સુંદર અક્ષરે પોતાનું આખું નામ, પિતાશ્રીનું આખું નામ તથા સરનામું લખી દે છે. કેટલીક વાર કેટલાક વળી આપણી ચોપડી

૧ 'ચોપડી' નામ સ્ત્રીલિંગી હોવાથી સ્ત્રીઓના સૌંદર્યદર્શનના, સુવાનજનને તો વિશેષ ગણનામાત્ર કાર્યમાં તેની સદ્યોગ્યતા ઠરે છે, તે વળી વધારામાં.

બીજાને, બીજાએ ત્રીજાને, ત્રીજાએ ચોથાને આપી ફરતા પુસ્તકાલયની ચોપડી છે એવો ભ્રમ વાંચનારમાં ઉત્પન્ન કરે છે; અને ચોપડી પાછી આપણા ગૃહે ન પધારે ત્યાં સુધી આપણને પણ તે ભ્રમમાં રહેવું પડે છે. ચોપડીઓ કોઈને પણ આપવી નહિ, એ વિષે ટૉલ્સ્ટૉયે તથા રાજચંદ્રે મરતાં મરતાં કહ્યું હતું તેમ જ ગાંધીજીએ પણ હમણાં જ એક પરદેશી ભાઈને ખાનગીમાં, એમને કશું ખાનગી ન હોવા છતાં ખાનગીમાં, કહ્યું હતું, એમ મારા એક મિત્રે મને આજે જ ખબર આપી છે, તે મારા મંતવ્યના સમર્થન સારુ આપવો યોગ્ય ધારું છું.—જો કે એ ભાઈ ઐતિહાસિક નવલકથાઓના આલેખક છે અને ઇતિહાસનાં પાત્રોને પોતાની મરજી મુજબ બોલવાનું તેમજ કાર્ય કરવાનું ફરમાવે છે. તેથી તે જ પદ્ધતિ એમણે ટૉલ્સ્ટૉય, રાજચંદ્ર અને ગાંધીજીની બાબતમાં પણ વાપરી હોય એ સંભવિત છે... 'ભાર્યા રૂપવતી શત્રુ' માં માનતા કેટલાક પતિરાજો પોતાની પત્નીને બહાર એકલા ફરવા ન જવા દેવાનો અતિશય આગ્રહ રાખે છે, તેવો જ આગ્રહ ચોપડીઓની બાબતમાં પણ જરૂરનો છે. મારા યુવાન મિત્રો! આજે જેમ તમે સંપૂર્ણ શારીરિક બ્રહ્મચર્યપાલનની આવશ્યક્તા, અંગ્રેજી ચોપડાં વાંચવાફાડવાને પરિણામે, સ્વીકારતા નથી, તેમ ચોપડીઓ કોઈને પણ આપવી નહિ એ સિદ્ધાંતપાલનની આવશ્યક્તા પણ સ્વીકારતા નહિ હો. કંઈ નહિ. અનુભવે બધું સમજાશે. ટૉલ્સ્ટૉયને અનુભવે જ બધું સમજાયું હતું. અલમ્ અલમ્ ।)

ચોપડીઓ ખરીદવા માટે પૈસાની બૂમ પાડશો નહિ. પૈસા જેને ખરેખર જોઈએ છે તેને તે મળી રહે છે, એમ ગાંધીજી માને છે અને જે લેખકોને પુરસ્કાર મળે છે તેઓ પણ માને છે. મારા પિતાશ્રી લક્ષાધિપતિ છે એ વાત બાજુએ મૂકીએ, છતાં ઉપરની વાત હું પણ માનું છું એ કહેવાની મારી ફરજ છે. કૉલેજહૉસ્ટેલના વિદ્યાર્થીઓ માટે તો આ તદ્દન સહેલી વાત છે. ઓરડીભાડું, કપડાં, તેમજ ખાસ કરીને તો 'જેના વગર ચાલી શકે એમ છે જ નહિ' એવી ચોપડીઓના હિસાબમાં "સત્તર પંચા પંચાણું, બે છૂટના મૂકયા એટલે થયા અઠ્ઠાણું, લાવો પટેલ સોમાં એક ઓછો"ની પદ્ધતિનો હિસાબ દાખલ કરી દેવાની, અને ગામમાં ખેતી કરી પેટગુજારો કરતા પિતાશ્રીને વારંવાર મનિઑર્ડર કરવાને વિનંતિ કરવાની પ્રણાલિકા ચાલુ રાખવી. બીજાઓએ સાચાંજૂઠાં આ ઘોર કળિયુગમાં કરવાં પડે છે એમ માની બીજી રીતઓથી દ્રવ્યોપાર્જન કરી ચોપડીઓ ખરીદવી.

ચોપડીઓ આવી ગયા પછી તમને ઉદ્દેશસિદ્ધિનું આછુંપાતળું—રેખાદર્શન—થવા માંડશે. તમારે ત્યાં આવનાર બધાં જ ભાઈબહેનો "તમે લખો છો?!' એમ હવે પૂછવા માંડશે. તેવે 'હા' ઉચ્ચારશો નહિ, મનુજ! પ્રત્યુત્તરમાં—મારાં કેટલાંક સ્ત્રીમિત્રોની માફક—હકારસૂચક સ્મિત કરજો. એમાં પ્રભાવ પણ પડશે.

હા, તમે અત્યારે જે ટાઈ, કોટપાટલુન, બૂટમોજાં વગેરે (આ લિસ્ટ પણ લાંબું થઈ જવાનો પૂરેપુરો સંભવ છે, એટલે જ ટૂંકમાં પતાવ્યું છે.) વગર કમાણીએ પહેરો છો તે બરાબર નથી. કદાચ તમે કમાતા હશો તો તેમાંથી પણ, હોટેલ, પાન, સિગારેટ તેમ જ સિનેમાના તદ્દન સહજ થતા ગણાતા ખર્ચમાંથી બચેલ રકમમાંથી પણ—એ પ્રકારનાં કપડાં પહેરવાં એ 'લેખક'ને માટે યોગ્ય નથી. 'જેવો દેશ તેવો વેશ'ની કહેવત પણ કવિતાકારને સ્વીકાર્ય હોવી ન જોઈએ. **કોઈ પણ પદ્ધતિના તમે ગુલામ બનો એ ઇચ્છવા જોગ નથી.** તમે કવિ છો, લેખક છો, નવલકથાકાર છો, નવલિકાકાર છો, વગેરે

વગેરે ઘણું ઘણું છે, તે તમારે જાહેર કરવું છે; એટલે કયા પ્રકારનો વેશ પરિધાન કરવો પડશે તે જાણવું જરૂરનું છે.

આજના વાતાવરણનો વિચાર કરીએ તો તો લેખકોને માટે—અને કવિ માટે તો ખાસ—સારામાં સારો પોશાક ખાદીની કફની છે.[1] એકલી ખાદીની કફની પહેરવાનું હું નથી કહેતો, પણ વિશ્વબંધુત્વના ગણાતા ઉપાસકોના વિશ્વપ્રેમના સિદ્ધાંતાનુસાર ધોતિયું માંચેસ્ટરનું પહેરશો તો ચાલશે. 'માંચેસ્ટર એશિયાની દક્ષિણ દિશામાં આવેલા ઇંગ્લંડના નૈઋત્ય ખૂણામાં આવ્યું છે, અને તે અંગ્રેજો કે જેમણે ભારતપુત્રોનું સ્વાતંત્ર્ય ખૂંચવી લીધું છે તેમનો પ્રદેશ છે; તેથી માંચેસ્ટરનાં ધોતિયાં તો કયમ જ પહેરાય?' એમ કોઈ ભૂ-ગોલપ્રિય, અંગ્રેજોનો દુશ્મન અને હોળીનો શોખીન બબડી જશે. પણ એ બધું માનવાની જરૂર નથી. કવિ એ તદ્દન જુદું જ પ્રાણી છે. કવિ એટલે જ વિશ્વબંધુત્વમાં અને વિશ્વશાંતિમાં માનનારા, એ વિષય પર લખનારા અને ચિતરનારા. રા. ઉમાશંકર કવિ ગણાયા તે મારા તથા રા. નરસિંહરાવના મતવ્ય પ્રમાણે એમના ખંડકાવ્ય 'વિશ્વશાંતિ'ને લીધે જ.

ને હા, ટોપી પહેરવી હોય તો પહેરો, નહિ તો ન પહેરશો તો પણ ચાલી જશે. પહેરો તો કવિમગજ પ્રમાણે, કવિ સુમનાકરની જેમ, ગમે તેમ જ પહેરજો. અને ન પહેરો તો વાળ બરાબર ઓળવાની ખોટી પંચાત ન કરશો. કવિ અને ફિલસૂફ બાહ્ય શરીરની ટાપટીપમાં માનતા જ નથી. અંતરની સુગંધ, હૃદયનો પમરાટ અને ઉરનું સૌંદર્ય જ તેમને આકર્ષે છે. અલબત તમે રાત્રે બે વાગ્યા સુધી વાંચતા હોવા જોઈએ. તેની કેવળ કલ્પના કે ખાતરી કરાવવા માટે તમારે ચશ્મા ન પહેરતા હો તો પહેરવાનું શરૂ કરી દેવું પડશે. એથી કદાચ આંખ બગડશે અને શારીરિક દૃષ્ટિએ એ વસ્તુ યોગ્ય નહિ લાગે; પરંતુ એ ખાસ યાદ રાખવા જેવું છે, અને ભગવદ્ગીતાનો મુખ્ય ધ્વનિ પણ એ જ છે, કે

**આત્મા અમર છે, શરીર નાશવંત છે.**

## ૨

હવે તમે લેખક જેવા દેખાવા માંડશો. ચાલો ત્યારે હવે એક રીતે ગૌણ અને બીજી રીતે મુખ્ય વિષય પર જઈએ.

ધારો કે તમારે કાવ્ય બનાવવું છે.

કાવ્યનું શીર્ષક મોટે ભાગે સામાન્ય હોય છે. કાવ્યમાં વિષય અત્યંત ગૌણ વસ્તુ છે. કાગળ, પેનસિલ, પેન, ટેબલ, કીડીમંકોડા વગેરે કોઈને પણ તમારો વિષય બનાવી શકો. સોય ઘોંચેલી ગૂંથવાની દડી; મારી બહેનની પર્સ—જેમાંથી હું ભાગ્યે જ પૈસા લઉં છું, અને લઉં છું તો એના હિસાબમાં આટલા 'રમણને આપ્યા' એમ સાવચેતીથી ઉમેરી લઉં છું, તે પર્સ; બહેનની બહેનપણીનો મારા ટેબલ ઉપર રહી ગયેલો રૂમાલ—જેને માટે મારા મિત્રે માગણી કરી પોતાની રસિકતા સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો હતો, તે રૂમાલ; પેલી ધ્યેય વિનાના જીવન જેવી ખાલી દિવાસળીની પેટી; કે પેલો અનુપયોગી માણસ જેવો સહીનો ખાલી ખડિયો;—કે એવી બીજી મારા ટેબલ પર પડેલી હરકોઈ વસ્તુ પર, મને પૂછ્યા વિના

૧. કહેવાય છે કે આજકાલનું સાહિત્ય પ્રચારવેડાથી ભરપૂર છે. મને પણ મારા જ લેખ પરથી તે ખરું લાગે છે!

વસ્તુ ઘેર ઊંચકી લઈ ગયા વગર, લખી શકો. ને હા, કોઈક વાર કાવ્ય ગંભીર છે એનો આભાસ કરાવવા માટે અઘરા તત્સમ શબ્દો શોધી કાઢવા પડશે. જેમકે હાંફતા કૂતરાને સંબોધીને, એની તે દુઃખદ ક્રિયા જોઈને, લખવાનું મન થઈ જાય તો "'શ્વસિત શ્વાનને' એમ લખવું. ઉનાળામાં પંખો ખાતાં ખાતાં એને સંબોધીને, સેવાના ઉપકારભાવે, કંઈ લખવાનું મન થઈ જાય તો 'વ્યજનને ઉદ્‌બોધન' એમ લખવું. એથી વિષયપ્રૌઢી સચવાશે, અને ચાલુમાં તમે ખપી નહિ જાઓ. વળી કથાશૈલીમાં આપેલી નીચેની બધી પૂર્વક્રિયાઓ એક પણ ભૂલ વિના કર્યા પછી જ કાવ્ય લખવું. એ ક્રિયાપદ્ધતિ તદ્દન નવી છે એમ હું કહેવા નથી માગતો. એમ કહું તો કવિઓનો ખોફ વહોરી લેવા જેવું થાય કારણ કે એવી બીજી પદ્ધતિઓ જોડે આને ચોખ્ખું સામ્ય છે, એમ તરત પુરવાર થાય એવું છે.

શબ્દકોશ પાસે જ રાખવો. જે શબ્દો તમે હેડિંગને માટે સરસ્વતી દેવીનું નામ લઈને પસંદ કર્યા હોય તે શબ્દોમાંથી પ્રથમ શબ્દકોશના કયા પાના પર છે તે જોવું. પછી તે કોશના પૂંઠાંની લંબાઈપહોળાઈના માપનો એક તદ્દન કોરો કાગળ લેવો. પછી તમે જે શબ્દ કે શબ્દો મથાળાને માટે પસંદ કર્યા હોય તેમાં જે સંખ્યામાં કાનામાત્રા આવતા હોય એટલી વાર તે કાગળમાં સરસ્વતી દેવીનું નામ મોટા અક્ષરે લખી જવું. પછી બંને આંખો બંધ કરીને, કે કોઈની પાસે પાટા બંધાવીને, તેના ટુકડા કરતા જવા અને વચ્ચે વચ્ચે સરસ્વતી દેવીનું નામ અને કાવ્યનું હેડિંગ બોલતા જવું. અનુકૂળ સંખ્યામાં ટુકડા કર્યા પછી તેમાંના થોડા દેવીને ચડાવવા અને પછી બાકી રહે તે જાતે પોતે જ ગણીને તેનો સંખ્યાંક શબ્દકોશના પૂર્વ સંખ્યાંકમાંથી બાદ કરવો, અથવા ઉમેરવો......છેલ્લા શબ્દ પછી ઉદ્‌ગાર-ચિહ્નો મૂકવાથી અદ્‌ભુત રસ ખીલશે. એક દાખલો ટાંકું:

પનિહારી પર કેટલાંક કારણોને લીધે મને લખવાનું મન થઈ ગયું હતું. (હું તે વખતે અવિવાહિત હતો.) મેં તે શબ્દ વિદ્યાપીઠના જોડણીકોશમાંથી ખોળી કાઢ્યો, અને ઉપર કહ્યા પ્રમાણેની બીજી વિધિઓ કરી. ૫૦૨–૧૬૬=૩૩૬મું પાનું, ગણિતના એક નિષ્ણાત અધ્યાપકે ઘણી માથાકૂટ પછી શીખવેલા સાદા હિસાબથી ગણી શોધી કાઢ્યું; અને ૩૩૬–૩૩૭મા પાનાંઓ તરફ કાવ્યદૃષ્ટિ રાખી નીચેનું કાવ્ય બનાવ્યું:

**પનિહારી રે!**

છબ છબકછબક છબ છબાવવું રે!
છણ છણકછણક છણ છણાવવું રે!
છક છકવછકવ છક છકાવવું રે!

* * *

**છટ છટેલ, છટછટ પનિહારી; રે!!!**

'આની પ્રશંસા હું કરું તે ઠીક નહિ, પણ મારે એટલું તો કહેવું જ જોઈએ,[1] કે અર્થઘનતા કે જે કાવ્યનું મુખ્ય લક્ષણ ગણાય છે તે હું આમાં ઘણી ઉત્તમ રીતે સાધી શક્યો છું. વળી કોઈપણ આધુનિક કવિ કરતાં હું આ કાવ્યમાં યમક, લાટાનુપ્રાસ, અંત્યાનુપ્રાસ, ઝમક, વૃત્ત્યનુપ્રાસ,

1. આ આખું વાક્ય સાંગોપાંગ તફડાવેલું છે. કર્તાનું નામ લેતો નથી, કારણ કે તેના આલેખક એક નથી પણ ઘણાં છે।

આસાનુપ્રાસ, વર્ણસગાઈ તેમજ અનુક્રમ ઉપરાંત વ્યંજના અને વ્યંગ્યાર્થ (=કાવ્ય પરથી કવિતા અને કવિ વિષે સૂચિત થતો વિશિષ્ટ ગૂઢ અર્થ) વગેરે સુકાવ્યનાં બધાં જ લક્ષણો વિપુલ પ્રમાણમાં સરસ્વતી દેવીની કૃપાથી લાવી શક્યો છું. એ ખરું છે કે ઘણાંને આ કાવ્ય અગમ્ય લાગશે. આશ્ચર્યચિહ્નોથી ભરપૂર અને તેથી અદ્‌ભુત અને અગમ્ય તે કાવ્યનો અન્વય કંઈક આવો છેઃ

"પનિહારી રે! (પનિહારી કહેવામાં જ ગર્ભિત સૂચન છે કે તે સ્ત્રી સુંદર હોવી જ જોઈએ, નહિ તો કૂવે પાણી ભરવા જનારી સાધારણ સ્ત્રીને સાધારણ કવિઓની માફક 'પનિહારી' જેવું સ-રસ નામ હું આપું જ નહિ. 'રે!' તેના તરફની મારી કૂળી લાગણી બતાવે પણ છે!) 'છમ છમકછમક': છમછમાવતી તું આવે છે. (તેના છાંટા મને ઊડે છે...અહીં ચિત્ર ખડું થાય છે.) તું પાદપગલીઓ માંડે છે, તે જાણે તાલબદ્ધ નૃત્યનો, ત્રિલંગ તો નહિ પણ સમભંગ રચતી હોય એવું ભાસે છે,—જાણે 'છણ છણકછણક.' (હું, પ્રિયે! એ અભૂતપૂર્વ દૃશ્ય નિરખીને તુજ પરે મુગ્ધ થયો છું તે તું જાણે છે, તેથી જ) તું મને છણછણાવે છે; મારા હૈયાને નચાવે છે. ભલે તું એમ કરે; ભલે તું છકે અને છકીને મને છકવે. (આહા! અહીં કેવું મઝાનું 'છકવાનું પુનરાવર્તન' આવે છે! મારા કેટલાક જુવાન ને રસિક મિત્રોને છકવાનું પુનરાવર્તન ગમ્યા વિના રહેવાનું નથી!) × × × × × × (મને આમ તેં પુષ્કળ નચવ્યો, છકવ્યો, અને હું છક્યો તેથી પરિણામે લોકોમાં મારી પુષ્કળ નિંદા થઈ. તે કારણે તારા પર હું ઘણો ગુસ્સે થયો છું, માટે) 'છટ છટેલ, છટછટ': હે પનિહારી! હે છટકેલ પ્રિયા! તું ચાલી જા. અહીંથી રસ્તો પકડ...(લોકનિંદાની લાજથી બોલતાં બોલાઈ તો જવાયું પણ હજી મને પનિહારીને માટે એટલો જ ભાવ છે, એટલે જ એને ચાલી જતી જોઈને છેક છેલ્લે ગાઢો—ત્રણત્રણ ઉદ્‌ગારચિહ્નવાળો—નિઃશ્વાસસૂર નીકળી પડે છે:—) 'રે!!!'"

આ કોણ સમજે?? સબર અર્થથી આખા કાવ્યમાં 'ઘનતા' આવી છે તે શ્રી. બ. ક. ઠાકોરના કોઈપણ કાવ્ય કરતાં ઘણી વધારે છે એ તો શ્રીયુતને પોતાને પણ કબૂલ કરવું પડે! પણ બીજા કેટલા એ સમજશે? શ્રી. બળવંતરાયની માફક મારું કાવ્ય મારે જ સમજાવવું પડે એ ગુર્જર સાહિત્યને માટે ઘણી જ નામોશીભરી હકીકત લેખાય.

અને આવાં કાવ્ય બનાવવામાં કંઈ બહુ શ્રમ પડે એવી વાત નથી. શબ્દકોશનાં બે કે ત્રણ પાનાં સિવાય વધારે પાનાંનો મેં ઉપયોગ કર્યો જ નથી. આ પદ્ધતિ બીજી કોઈ પણ પદ્ધતિ કરતાં વધારે સહેલી અને સુસાધ્ય છે. આ સિવાય પણ બીજી ચાલુ પદ્ધતિ છે તે જરા શ્રમ આપે એમ છે. વિચાર હોય તો તેનો ઉપલકિયો અભ્યાસ કરી લેવો.

મને ભય રહે છે કે એ જાતનો અભ્યાસ કરનાર વાચકવિદ્યાર્થી કદાચ પૂછશે, કે વિષય તો જડે પણ ઉરે ઊર્મિ ન ઊઠતી હોય તો? તો......તો......તો તે ગડમથલને પણ તમે કાવ્યમાં ગૂંથી શકો. કોઈ કહી ગયું છે કે જે રસનું કાવ્ય રચવું હોય તે રસના પ્રસંગમાંથી પસાર થવું જ જોઈએ. ઉદાહરણ તરીકે, એક મિત્રે કહ્યા પ્રમાણે, સુન્દરમને કાવ્ય રચવાને ભાંગેલી ઘડિયાળ જોવાથી વિષય તો મળ્યો, પરંતુ ભાંગેલી ઘડિયાળ પોતાની ન હોવાથી ઉરે શોકોર્મિ વ્યાપ્ત નહોતો થતો. તેથી તેમણે પોતાની ઘડિયાળ ભાંગી નાખી. આથી એમને સ્વાભાવિક રીતે પુષ્કળ શોક થયો અને પછી તેઓ એ વિષય પર એક કરુણ

પ્રશસ્તિ રચી શકયા. શોકગીતને માટે જેમ, તેમ વીરરસના કાવ્ય માટે પણ. વીરરસનું કાવ્ય રચવા માટે કોઈ મિત્ર કે પોલીસ જોડે લડાઈટંટો પણ કરવો પડે; વિરહ પર લખવા માટે પ્રિય પત્નીને પિયર પણ મોકલી દેવી પડે. શ્રી. રમણભાઈ નીલકંઠ કહી ગયા છે કે 'સ્વાનુ-ભવરસિક તે કવિઓના કવિ, સર્વાનુભવ રસિક તે લોકના કવિ. તમારે જો 'કવિઓના કવિ' લેખાવું હોય,—('લોકના કવિ' ગણાવા માટે લોકને સમજણુ ન પડે એવાં કાવ્ય લખવાં અને 'કવિઓના કવિ' ગણાવા માટે કવિઓને પણ ન સમજાય એવાં કાવ્ય રચવાં—એ મહાવાક્ય અહીં કહેવું યોગ્ય ધારું છું.)—તો સ્વાનુભવરસિક જ થવું પડશે. એટલે કે કેવળ કલ્પનાવિલાસી ન બનતાં વસ્તુઓ જાતે અનુભવવી જોઈશે. એટલે કે 'પ્રબુદ્ધ પ્રાઈમસ' પર કાવ્ય લખવા માટે પ્રાઈમસ સળગાવવો પડશે; 'કેરમ-કુકડી' પર લખવાને કેરમની કુકડી ગમે ત્યાંથી લઈ આવવી પડશે; 'તૂટેલ ચંપલ' પર લખવાને નવી જ રૂપાકૃતિની હમણાં જ ખરીદેલી ચંપલ કૉલેજમાં કે કોઈ બીજે સ્થળે પગ ઘસડીને ચાલી કે પાછળ આવતા કોઈ સુમિત્રને આપણી ચંપલના પાછલા ભાગ પર આપણે ન જાણીએ તેમ પગ મૂકવાનું અડપલું કરવાનો આગ્રહ કરીને, જોઈતી ઊર્મિ પૈદા કરી લેવી પણ પડે!

કાવ્ય વિષે એ વાચકવિદ્યાર્થીએ હજી એકએ વસ્તુઓ ધ્યાનમાં રાખવા જેવી છે. આજકાલ તો જ્યાં ત્યાં કાવ્યમાં 'જીવન' જ દષ્ટિગોચર થયા કરે છે. કવિની દષ્ટિ જીવન તરફ ન વળે તેનું કથન અધૂરું જ લેખાય. આ વસ્તુ બધા માને છે, અને હું પણ તે અતિ ચીવટથી માનું છું. કવિ થવા માટે જ્યારે ને ત્યારે એવા ભાવ અનુભવવાની ટેવ પડી જવી જોઈએ. એ ટેવ મને તો પડી જ ગઈ છે એમ લાગે છે; અને એની પ્રતીતિ દરરોજ થાય છે, એ સગર્વ ઉચ્ચારું છું...જુઓને! ગઈ કાલે જ રાતના હું વાળુ કરતો હતો, ત્યારે મારી બહેન પણ વાળુ કરવા આવી. રસોડું હતું નાનું અને તેમાં હું વચ્ચોવચ્ચ સારીસરખી જગા રોકીને જમવા બેઠો હતો. એટલે બહેને કહ્યું: 'જગા જરા ઓછી છે તે જરા પાટલો ખસેડ તો!: મારા અંદરનો કવિભાવ સુષુપ્ત હતો તે જાગૃત થયો; મને કવિતા સ્ફુરી: 'આ જીવન-પાટલો પણ આખરે તો ખસેડવો જ પડશે ને? અને એ રીતે બીજાને માટે આ દુનિયામાં જગા કરવી જ પડશેને?!' પાટલો ખસેડવાની વાત ઉપરથી જીવન-પાટલો ખસેડવાની મેં કલ્પના કરી તેનું આખરે પરિણામ તો ખરાબ જ આવ્યું. મારી બહેને, મને તેની તરફ બાઘાની માફક શૂન્યવત્ જોતો જોઈને મારી બાને કહ્યું: 'બા!, ઓ બા! ભાઈ આમ કેમ જોયા કરે છે? કંઈક થયું છે એ તો નક્કી. બાપાજીની ગાંડપણની અસર તો નહિ આવી હોય?' મેં જીવન-પાટલો તો નહિ, પણ એકલો પાટલો (જીવન-પાટલા જેટલો ભારી ન હોવાને લીધે) થોડી વારે ખસેડ્યો તો ખરો, પણ પછી માતુશ્રીની કેટલીક સારવાર મારે કમને સ્વીકારવી પડી હતી. બ્રાહ્મીનો ક્વાથ આપવાની તૈયારી થતી જોઈ, મેં 'હવે પછી કોઈના પણ દેખતાં એવું કરીશ નહિ થાય' એવી કબૂલાત આપી, પણ તે ન સ્વીકારાતાં મારે તે ક્વાથ પીવો પડ્યો હતો......જેમ પાટલા માટે તે જ રીતે ખાલી-કેરીગાળો વીતી ગયો હોવાના કારણે જ ખાલી-કંડિયાને નીરખીને મને હમેશાં જીવન યાદ આવે છે. સાધારણ વાચકને કદાચ આ વિચિત્ર લાગશે પણ કવિઓને તો નહિ જ લાગે. એમાં વિચિત્ર કશું જ નથી કારણ કે કશું જ વિચિત્ર નથી. શિયાળાની કડકડતી ઠંડીમાં જુવાનિજેમ હારી-બેઠેલા ભાઈની છાતી સુધી ઓઢેલી ગાદલી, ભાઈએ ઘણી ખેંચતાણ કરી છતાં ખેંચાઈ જતી જોઈને પ્રો. ઠાકોરને

'હૃદયગાદલી યે ગઈ' લાગે, તેમજ ઘેર, પત્નીના બબડવાથી ચપ્પુથી ચીભડાની કચુંબર કરતાં કરતાં ઉરની કચુંમર કરી જમેલા ભાઈને તે જમાડી નિર્વૃતિ આપવાની ઊર્મિ થાય;[1] રસગોટલાને પુષ્કળ ચૂસ્યા પછી ફિક્કો પડી ગયેલો જોઈ કોઈએ તેને ધૂળમાં નાંખ્યો અને શ્રી ઉમાશંકરના પવિત્ર પાદે તેના પરમ ભાગ્યે તે અથડાયો, તેથી એઓશ્રીના ઉરે

ને કોણ જાણે? પરથી ચૂસાઈ હું યે ભણું
ધૂળ વિશે જ ગોટલો!'

ની લાગણી પેદા થાય (ગંગોત્રી:) તો, તો, તે ખાલી, પોકળ, ખંખેરીએ તો ધૂળ બહાર પડે એવા, ઢાંકણાવિહોણા, અસ્વસ્થ અંગવાળા એ કડિયાને જોઈ મારી દૃષ્ટિ એટલી જ સ્વાભાવિક રીતે મારા જીવન-કડિયા તરફ વળે એમાં, 'હું પૂછું છું-પૂછું મને કરેવ,'—જરા મે નવું લાગે છે? 'ન જાને!'

સાધારણ માણસને—અકવિને—ભલે એવી નાની નાની વસ્તુઓ પરથી કલ્પના જાગ્રત ન થાય, પણ કવિએ તો જરી જરી વારમાં વિષાદ અને ધીરતા અનુભવવાં જોઈએ. વાચકને લાગશે કે હું આ બધું મશ્કરીમાં લખું છું. ના, હું મશ્કરીમાં બધું નથી લખતો: મારી પાસે દાખલો મોજૂદ છે.

ઘડિયાળ ભાંગી જાય તો સાધારણ માણસને પૈસાની બરબાદી થઈ એવો વિચાર આવે છે, પણ તેને પોતાનો 'કર વિધુર' થઈ ગયો નથી લાગતો; નથી તે લખી બેસતો:

થઈ આંખો વ્હીલી નવ નિરખતાં તારી પ્રતિમા,
* *
હવે માંડું ક્યાં હું નયન મુજ જોવા પ્રિય, તને?'

આ બધું કવિને જ લાગે; ઘડિયાળ ભાંગી તો ભાંગી, પણ તેને સુધરાવવાનો મુખ્ય વિચાર કવિને તો ન જ આવે, તેનો જીવતો-જાગતો પુરાવો સુન્દરમ્ રચિત 'ભાંગેલી ઘડિયાળને' (કાવ્યમંગલા) આપે છે. ભાંગેલી ઘડિયાળ જોઈને સુન્દરમે આટલું બધું કલ્પાંત-જેટલું હું મારી વહાલી સજીવ બિલ્લી મૃત્યુ પામે તો પણ કરું કે કેમ, તે એક સવાલ છે!—કેમ કર્યું છે તે મને સમજાતું નથી. શક્ય છે કે એટલે દરજ્જે મારી સમજણ ઓછી;—જો કે

1 આ રહી તે માનસી ૧: ૨માં પ્રસિદ્ધ થયેલા કાવ્ય '૧ હાય!'માંની ૩ પંક્તિઓ:

'થયું તુજ જુવાનિએમ, પ્રિય હૃદયગાદલી યે ગઈ'

તેમજ

'કચૂંમર કરી જમાડું મુજ ઉર લઈને, લઈને એમ તો
લગીર પણ થાય નિર્વૃતિ,' વગેરે.

કાવ્યના રસથાળને સ્વાદિષ્ટ બનાવવા આજ પહેલાં કોઈએ પણ 'કચૂંમર' મૂકી નહોતી, તે કાવ્યશિલ્પી ઠાકોરસાહેબે મૂકી.

વાહ, ભાઈ, વાહ! 'કચૂંમર' શબ્દ આખા કાવ્યમાં શું ઝગઝગી ઊઠે છે! 'કચૂંમર' ચાખ્યા પછી એ કાવ્યના વિભાવ અને અનુભાવ સમજવા માટે બજારમાંથી ચીભડું લાવી કચુંમર કરી મારે તે ફરી ચાખવી પડી હતી, અને એ પૈસાનો એટલો ખર્ચ કરવો પડ્યો હતો. એ તદ્દન ખોટો જ ખર્ચ થયેલો ગણાય, કેમકે 'કચૂંમર' 'ચીભડું' ચાખ્યા વિના જ કરી હતી એમ મને મોડામાં મોડું જાંની સાથે જ ખબર પડી ગઈ હતી!

મારી ઘડિયાળ ભાંગી જાય (કે ભાગી જાય અથવા કોઈ ભગાડી લઈ જાય) તો પૂ. પિતાશ્રીની આગામી ધમકીના સ્મરણમાત્રથી હું કદાચ કલ્પાંત કરું તો ખરો, પણ શ્રી સુન્દરમની માફક કાવ્ય લખવાની હદ સુધી જવાની, તેમજ–'તને જેની ચાહી નહિ જ મુજ ચાહી કદી વધૂ'–સુધી કહી નાંખવાની કે 'ચિરરુદનગાથા' ગાવાની તૈયારી મારી અત્યારે તો નથી. એ તૈયારી 'મારી નથી' અને 'અત્યારે નથી' એ પરથી કંઈ એમ સમજવાનું નથી કે 'કવિ અને ઘડિયાળનું પ્રણયજીવન'નું આલેખન ફિલસૂફી આભાસી છે; કે રસવિવેકી વાચકમાં સમભાવ ઉત્પન્ન કરી શકતું નથી; અથવા તો 'Truth of Imagination' 'કલ્પનાજન્ય પણ સત્ય' જેવું કશું એમાં નથી. ના રે ના, કશું એમાં એવું નથી, કશું જો એમાં એવું હોય તો! પણ કંઈ નહિ તો, કંઈ નહિ તો, 'પ્રિયે!' અને 'પ્રિયતમે!' જેવાં અમુક ખાસ વ્યક્તિને જ કહેવા યોગ્ય (–આજે તો Variety of Charmingમાં માનતા ઘણા યુવાનો ઘણી યુવતીઓને માટે એ સંબોધનો વાપરવા તત્પરતા બતાવે છે તે વાત મારા ધ્યાનમાં જ છે.) સંબોધનો ઘડિયાળને માટે વાપરી નાંખવાની હદ સુધી તો હું કોઈ દિવસ નહિ જાઉં, નહિ જાઉં, ને નહિ જ જાઉં. 'નહિ જ જાઉં' નું એક કારણ 'હૃદય ધબકારે ધબકતી' ઘડિયાળ હજુ મારે હાથ ચડી નથી, તે છે. તેમજ બીજું કારણ, 'સભામાં, વર્ગોમાં, રમતમહીં, અભ્યાસસમયે, પ્રવાસે કે ઘેરે' મારી પત્ની કરતાં મારી કાંડાઘડિયાળે, મારી ચંપલની માફક, ઘણી વધારે વાર દગો દીધો છે, તે છે. અલબત્ત, આ ઉપરાંત એક ખાસ પ્રગતિવાદી કારણ યોજીએ તો જડે એમ છે.

શ્રી સુન્દરમે ભાંગેલી ઘડિયાળ તરફ બતાવેલ શુદ્ધભક્તિનું કારણ જાતીયવૃત્તિની વિકૃતિ (Perverted Sex Instinct) લાગે છે! પ્રખ્યાત માનસશાસ્ત્રી વિલિયમ જેમ્સ નો મને ટેકો છે, અને 'જે જીવંત પ્રણય અનુભવી શકે તે શુદ્ધ ભક્તિ અનુભવી શકે જ નહિ' (થોડાંક રસદર્શનો: પૃ. ૧૨)ના પ્રખ્યાત લેખક શ્રીયુત મુનશી પણ મને ટેકો આપશે જ એવી આશા છે. એ ટેકાને ભલે શ્રી ઉમરવાડિયા 'માનસી'માં બીજો ટેકો ન આપે...આ વિકૃત મનોદશાથી હું અને વાચક બન્ને બચીએ એમ ઇચ્છું છું.

કાવ્યમાં ક્ષુદ્ર અને નાની લાગતી વસ્તુ તથા 'જીવન' આજે કેટલો મહત્ત્વનો ભાગ ભજવે છે, એ ઉપરનાં ઉદાહરણોથી તમને માલમ પડ્યું હશે. એ પ્રમાણે, છેલ્લી બુઝાઈ ગયેલી દીવાસળીને (રે હવે જીવન–દીપ શાને થશે?...કે એવું કાંઈક કરુણરસાત્મક), કપાઈ ગયેલ સ્વપતંગને કે ખાલી પસ્તીને, હજામતથી વિખૂટા પડેલા વાળને, મોચીને કે ગરડને કે ગોટલાને, ખીડીના કે મકાઈના ડૂંડાને, પ્રિયાને કે લિંબુના અથાણાને ('પ્રેમ-લિંબુ' અને 'પ્રેમ–અથાણું' એ શબ્દપ્રયોગોથી તમે વાચકને જરૂર શૃંગારરસ–ભોજન કરાવી શકો), ચશ્માની ઢીલી થઈ ગયેલી દાંડીને કે નીબ વગરની પેનને, લંગરને (જીવન–સંગ્રામમાં લંગર કપાઈ ગયું રે! એવું કઈંક ભાવવાળું લખજો), વગેરેને તમે તમારા કાવ્યના વિષય બનાવી શકો. તમે રાતના સૂતી વખતે દીવો ઝીણો કરીને સૂઈ ગયા હો, ને સવારના દસ વાગ્યા સુધી કોઈએ તે હોલવ્યો ન હોય, તો ગ્યાસલેટના એટલા અપવ્યયની દુઃખદ લાગણીથી પ્રેરાઈ 'ઝીણી જીવંત જ્વાળા' પર સવારે નવ સાડાનવ વાગે સહેલાઈથી લખી શકો. વધારે ઉદાહરણો આપવાની હું જરૂર જોતો નથી, કેમકે તેને માટે આ લેખ સિવાય બીજા ઘણા કાવ્યમાંથી ઉપલબ્ધ થઈ શકે એમ છે.

હા, એક વાતનો ખુલાસો કરવાનો તો રહી જ ગયો. કાવ્ય લખવામાં તમને વધારેમાં વધારે પીડા છંદની લાગતી હશે, નહિ? છંદ માટે જરા પણ ચિંતા કરવાની જરૂર નથી. એ બાબતમાં સુવિખ્યાત અને પ્રખ્યાત, રાસયુગના પ્રવર્તક મહાકવિ ન્હાનાલાલનું રસમંતવ્ય ધ્યાનમાં રાખવા જેવું છે. તેઓ કહે છેઃ 'જગતભરની કાવ્યચર્ચામાં આજે તો એ રસસૂત્ર સર્વમાન્ય છે કે કાવ્યદેહનું કલેવરવિધાન Metre નહિ, Rhythm છે; છંદ નહિ ડોલન છે' (અર્ધશતાબ્દિના અનુભવબોલ) આ રસસૂત્ર 'સર્વમાન્ય' છે, માટે આપણે પણ તેને માન આપવું જોઈએ. એ રસસૂત્રને અવગણવામાં આપણી મહત્તા નથી; કવિશ્રી ન્હાનાલાલને 'ગુજરાતના ટાગોર' કહેવા હોય તો એમનું રસસૂત્ર માનવામાં જ એમની અને આપણી પ્રતિષ્ઠા ગણવી-ગણાવી જોઈએ. છંદની અથડામણમાંથી આઘા રહીને કાવ્યસાગર તરી જવાનો એ સારો ઉપાય છે. હા, કવિતા છંદબદ્ધ બનાવવાને આપણી કશી ના નથી, પણ જ્યારે મહાકવિ ન્હાનાલાલ જેવા છંદને આવશ્યક ગણતા નથી, ત્યારે છંદબદ્ધ કાવ્ય રચવાનો છંદ આપણને તો ન જ લાગી જાય, એ જોવું જરૂરનું છે. કેટલાંક 'બહેનો' અને 'ભાઈઓ' જેટલી સહેલાઈથી પ્રેમનું બંધન તોડી નાંખી શકે છે, તેટલી જ, બલકે તેથી વધુ સહેલાઈથી તમે હવે છંદ તેમ જ પ્રાસનાં બંધન તોડી નાંખી શકો છો.

ઉપર દર્શાવેલી તરકીબોથી બનાવેલું તમારું કાવ્ય ઘણાંને-કોઈક વાર તમને પોતાને પણ-અગમ્ય રહેશે, પણ તેમાં આપણે કશું કરી શકીએ એમ નથી. શ્રી. ગ્યં૦ના મત પ્રમાણે 'બસ લખો'ની ભાવના સેવતા શ્રી ઇન્દુલાલ ગાંધીને શ્રી ગ્યં૦એ તેમના કાવ્યસંગ્રહ 'ખંડિત મૂર્તિઓ'ની વિવેચના કરતાં 'કૌમુદી'ના '૩૬ના પ્રથમ અંકમાં જેવી સુનાવી છે, તે મુજબ આપણને પણ કોઈ કહેશે કે કંઈ સ્ફુટ લખો; પણ તેથી જેમ શ્રી ઇન્દુલાલને કવિ કહેતાં કોઈ બંધ પડવાના નથી, તેમ આપણને પણ કોઈ (મોટે ભાગે મિત્રો) 'કવીશ્રી' (વ્યંગ્યાર્થમાં નહિ, હોં!) સંબોધતાં અટકવાનું નથી. જરૂર, કોઈક વાર કાવ્ય કવિભોગ્ય બનાવવાને માટે સારા દૃષ્ટાંતકાવ્યની માફક તેનો અન્વય સાધી શકાતો હોય તો સાધી કાવ્ય નીચે મૂકવો. પણ આ દર વખત શક્ય ન પણ બને. અને તેમાં વાંક આપણો નથી; વાંક જનતાનો છે, જનતાએ પોતે તેમાંથી અર્થ શોધી કે ખોળી કાઢવો જોઈએ. એક ભાઈએ પં. જવાહરલાલના આત્મકથાનું 'પ્રસ્થાન'માં અવલોકન કરતાં એક ઠેકાણે લખ્યું હોવાનું મને યાદ છે કે 'લેનિન વિષે કોઈએ કહ્યું છે કે દરેક મહાન નેતામાં હોય છે તેવી વિરોધીના દૃષ્ટિબિંદુને ન સમજી શકવાની બક્ષિસ તેને હતી.' કાવ્યની બાબતમાં લોકોને-આપણા વિરોધીઓને-આપણે ન સમજી શકીએ, એ લોકોને તો કોણ જાણે તે કેવાક જોઈએ છે તે ન સમજી શકીએ, તો તેમાં આપણી મહત્તા જ છે.

આથી કવિતા બનાવવાનું તમારું કાર્ય ઘણું જ સહેલું થઈ જશે એમાં શંકાને સ્થાન નથી.
ચાલુ ]

———o———

## હવે ના બોલાવું–

ગુલાબદાસ બ્રોકર

હવે ના બોલાવું ! જલધિ નિજ ઘેરા વહનના
ગભીરા કો' નાદે, ઉછળીઉછળીને વિરચતો
અનેરી કો શોભા તવ સ્મિત સુહાસ્યે જગવતો
ભલે હૈયે મારા તુજ સહ તદાપિ નવ વદું.

ન કો'દિ બોલાવું ! હૃદય મુજ છોને તુજ ભર્યું
પુકારીને પાડે અધીર બૂમ કો'દિ ગહનના
મહા ઊંડાણે, ને રવ પ્રતિરવો ત્યાં ફરી વળે
મધુરાં નામોનાં તુજ, તદપિ મારે ન વદવું.

ભરેલાં વારિથી, તિમિરદલને ગાઢ કરતાં,
અભાગી હૈયાશાં નભમહિં પયોદો પ્રસરતાં,
પ્રકાશી દેતી ત્યાં વીજ બધુંય, મારા હૃદયમાં
કરે તાજાં તારાં સ્મરણ, નવ તોયે કંઈ વદું.

વહ્યો'તો તું મારે જલધિ સમ વિસ્તાર ઉરથી,
નિહાળ્યાં ઊંડાણો ગહન સમ જેમાં તું જ વસી;
અને હૈયા કેરા તિમિરદલને તું જ વીજ શી
પ્રકાશી દેતી'તી, પણ બધું ગયું એક હઠથી
ન તેથી બોલાવું હૃદય મહિં જો કે તું જ ભરી.

# આપણી વસ્તીવિષયક પરિસ્થિતિ

રવિશંકર સંતોષરામ ભટ્ટ એમ.એ. (લંડન)

મુંબઈમાં ગયા ઈસ્ટરના તહેવારોમાં વસ્તી પરિષદનું બીજું અધિવેશન ભરાયું હતું.

આવાં શાસ્ત્રીય સંમેલનનો હેતુ બે પ્રકારનો હોય છેઃ

(૧) પ્રથમ હેતુ શાસ્ત્રીય જ્ઞાનની વૃદ્ધિ કરવાનો છે. જ્ઞાનનો વિકાસ થાય, સંશોધનના ક્ષેત્રનો વિસ્તાર થાય તેમ વિષયના વિશારદોનાં ચિંતનનાં, કે એમના પોતાના સંશોધનથી મેળવેલાં, પરિણામોની આપલે કરવાનો માર્ગ સરળ થાય. વિદ્વાનો પરિષદમાં એકઠા થાય, જે ચિંતન અને સંશોધનનો પરિપાક એમની સમક્ષ ધરાયો હોય એ પર ચર્ચા કરે અને પરિણામે સત્યાસત્યનો શાસ્ત્રીય દૃષ્ટિએ નિર્ણય કરે.

(૨) શાસ્ત્રીય દૃષ્ટિએ જે પરિણામો સિદ્ધ કર્યાં હોય એ પરથી જનકલ્યાણને ઉપયોગી નીતિ વિષે સૂચન કરવાનો બીજો હેતુ છે. આ હેતુનો અમલ બે રીતે થઈ શકેઃ (અ) જનહિતને વધારનારી નીતિ કેવી રીતે અખત્યાર કરી શકાય એ વિષે ઠરાવોદ્વારા કાર્યક્રમ સૂચવવાની એક રીત; (બ) જનસમાજના જીવનમાં એની સીધી અસર થાય એ માટે શાસ્ત્રીય જ્ઞાનનો પ્રચાર કરવો એ બીજી રીત.

જનકલ્યાણને ઉપયોગી નીતિ ચોક્કસ રૂપમાં ઘડાઈ રહે તોપણ એને વિચારની ભૂમિકા પરથી જીવનની વાસ્તવિક ભૂમિકા પર ઉતારવામાં કેટલી મુશ્કેલી પડે છે? આપણું રાજ્યતંત્ર હવે ધીરે ધીરે પ્રજાસત્તાક થતું જાય છે એટલે જે નીતિ વિષે પ્રજામત કેળવાયેલ હશે, સુજ્ઞાત હશે એ નીતિ જ આપણા જીવનમાં ઊતરશે.

આ લેખનું પ્રયોજન ઉપર જણાવેલ બીજા હેતુને અનુલક્ષીને થયું છે. વસ્તી પરિષદ તો ભરાઈ પરંતુ જનતા એને વિષે શું જાણે છે? પરિષદમાં વિદ્વાનો અને પ્રેક્ષકો મળી કુલ ચાલીસ જનોએ હાજરી આપી હતી. પરિષદનો અહેવાલ થોડા વખતમાં બહાર પડશેઃ પરંતુ પરિષદના મંત્રીઓને શંકા છે કે આખા હિંદુસ્તાનમાં પણ એ અહેવાલની હજાર નકલો ખપશે કે કેમ? અલબત્ત, વિષયમાં રસ લેનારા કે વિશારદો એ જરૂર મેળવશે અને વાંચશે એવી આશા રાખવી વ્યર્થ નથી; પરંતુ આ ટૂંકો લેખ એમને માટે નથી. ખુલ્લી રીતે, આ લેખનું પ્રયોજન વસ્તી–પ્રશ્ન વિષેની હકીકત સરલ અને સમજી શકાય તેવા રૂપમાં સામાન્ય જનો સમક્ષ મૂકવાનો છે. આમાં કથેલ સર્વ હકીકત, કોષ્ટક, આંકડા વગેરે પરિષદ માટે તૈયાર થયેલ નિબંધોમાંથી લીધેલ છેઃ અન્ય સ્થળેથી હકીકતનો સંચય કર્યો છે ત્યાં એના ઉદ્‌ભવસ્થાનનું નામ આપ્યું છે.

વસ્તી–પ્રશ્ન બહુ મહત્ત્વનો પ્રશ્ન છે. છતાં સામાન્ય જનતામાં એ વિષે અનિશ્ચિત માન્યતાઓ પ્રવર્તે છે. સામાન્ય રીતે એ તરફ મગનકની વૃત્તિ ઘણા માણસો બતાવે છે.

પરંતુ આપણી સામાજિક તેમજ આર્થિક પ્રગતિના વિશાળ પ્રશ્ન સાથે વસ્તી–પ્રશ્ન સંકળાયેલો છે; એટલે એ પ્રશ્ન પરત્વે આપણી વૃત્તિ ગંભીર અને વિચારશીલ થવી ઘટે.

નીચે જણાવેલ હકીકતોના સંબંધમાં બે મુદ્દાઓ ખાસ નોંધવા જેવા છે:

૧. વસ્તી–પ્રશ્ન વિશાળ અને સંકુલ છે; એટલે એને વિષેની સામાન્ય ઉક્તિઓ (generalisations) ઘણી વખત ગેરસમજ ફેલાવનારી હોય છે.

૨. હિંદુસ્તાન બહુ મોટો દેશ છે; તેથી સમગ્ર દેશને અનુલક્ષીને કહેલ સામાન્ય ઉક્તિઓ દેશમાં સર્વત્ર એક સરખી પરિસ્થિતિ સૂચવે છે એમ ન માની શકાય.

**વસ્તી–સંખ્યા**

૧૯૩૧ના વસ્તી–પત્રકની ગણતરીએ હિંદુસ્તાનની વસ્તી–સંખ્યા ૩૫ કરોડની એટલે ૩૫૩૦ લાખ માણસોની હતી. ૧૯૨૧ અને ૧૯૩૧ના ગાળામાં ૧૦·૬ ટકાની વૃદ્ધિ થઈ. નીચેનું કોષ્ટક ૧૮૭૨થી ૧૯૩૦ સુધીનો વસ્તીવૃદ્ધિનો દર જણાવે છે.

| વર્ષ | વર્ષની શરૂઆતની સંખ્યા | કુલ વધારો | વધારો: નવા પ્રદેશો ગણતરીમાં લીધા તેથી | વધારો: સંગ્રહની રીતિ સુધારી તેથી | ખરો વધારો | ખરા વધારાનો વાર્ષિક દર |
|---|---|---|---|---|---|---|
| ૧૮૭૨–૮૧ | ૨૦૬·૨ | ૪૭·૭ | ૩૩·૦ | ૧૨·૦ | ૨·૭ | ૦·૧૩૭ |
| ૧૮૮૧–૯૧ | ૨૫૩·૯ | ૩૩·૪ | ૫·૭ | ૩·૫ | ૨૪·૨ | ૦·૯૦૩ |
| ૧૮૯૧–૧૯૦૧ | ૨૮૭·૩ | ૭·૧ | ૨·૭ | ૦·૨ | ૪·૨ | ૦·૧૪૫ |
| ૧૯૦૧–૧૧ | ૨૯૪·૪ | ૨૦·૮ | ૧·૮ | ... | ૧૯·૦ | ૦·૬૨૭ |
| ૧૯૧૧–૨૧ | ૩૧૫·૨ | ૩·૭ | ૦·૧ | ... | ૩·૬ | ૦·૧૧૪ |
| ૧૯૨૧–૩૧ | ૩૧૮·૯ | ૩૩·૯ | ૦·૦ | ... | ૩૩·૯ | ૦·૦૧૫ |
| ૧૯૩૧ | ૩૫૨·૮ | ... | ... | ... | ... | ... |
| ૧૮૭૨–૧૯૩૧ | ... | ૧૪૬·૬ | ૪૩·૩ | ૧૫·૭ | ૮૭·૬ | ... |

(આંકડા : દશ લાખના) (મૂળ : કાર–સૉંડર્સ 'વર્લ્ડ પૉપ્યુલેશન': પૃષ્ઠ ૨૬૯)

આ આંકડા જણાવે છે કે પ્રતિવર્ષ વૃદ્ધિનો ક્રમ ધીમો છે. એ જ અરસામાં બીજા દેશોના મુકાબલામાં જાપાનની વસ્તીસંખ્યા બેવડી થયેલી; અને યુરોપખંડની બહાર વસતી ગોરીપ્રજાના વૃદ્ધિના આંકડા જાપાન કરતાં પણ ઊંચા છે. બીજું આપણે ત્યાં વૃદ્ધિનો દર એક સરખો નથી. એક દશકામાં ઓછી વૃદ્ધિ થઈ છે, તો બીજા દશકામાં ઠીકઠીક છે.

વસ્તીની સંખ્યા ઘટે છે કે વધે છે અને કઈ તરફનું વલણ છે એનું અનુમાન જન્મ-મરણના આંકડા પરથી બાંધી શકાય. આપણે ત્યાં આ આંકડાઓ અપૂર્ણ છે. જે આધારભૂત આંકડા પ્રસિદ્ધ થયા છે એ સંભવિત (probable) આંકડાથી લગભગ ૨૦ ટકા ઓછા છે એમ અનુમાન થાય છે. જન્મ-પ્રમાણ કે મરણ-પ્રમાણ કોઈ નિશ્ચિત એકધારું વલણ નથી સૂચવતાં. દા. ત., ૧૯૧૦થી ૧૯૧૭ અને ૧[illegible] [illegible] ૧૯૨૦ દરમિયાન જન્મ-મરણ વિશેષ હતું; અને મરણ પ્રમાણમાં કશો ફેરફાર નહોતો જણાયો. જે આંકડાઓ લભ્ય છે એ [illegible] એમ જણાય [illegible] પ્રમાણ અને મરણ-પ્રમાણ વચ્ચે વ્યસ્ત (inve

વિશેષ હોય છે ત્યારે મરણ-પ્રમાણ ઓછું હોય છે. અને મરણ-પ્રમાણ વિશેષ હોય છે ત્યારે જન્મ-પ્રમાણ પણ ઓછું હોય છે. માત્ર મરણ-પ્રમાણ લઈએ તો જણાય છે કે એમાં ફેરફારનો અંશ મોટો છે એટલે એમાંથી પણ એ કંઈક વલણ ઊંચે જાય છે કે નીચે એનો ચોક્કસ ખ્યાલ નથી મળતો. છેલ્લા દસકા દરમિયાન—૧૯૨૧-૩૧—બાલમરણનું પ્રમાણ ઓછું થયું છે એ સાચું. પરંતુ આયુષ્યના પ્રમાણમાં ( expectation of life )માં કશો ફેરફાર હજુ નથી જણાયો. લગભગ ૧૮૯૧થી મરણ-પ્રમાણમાં ખાસ સુધારો થયો હોય એમ લાગતું નથી. મરણ-પ્રમાણ હજુ ઘણું ઊંચું છે અને પુરુષ-બાળકનું એકંદર આયુષ્ય (mean expectation of life ) ૨૬.૭ થી વધારે વર્ષનું નથી. બાળ-મરણનું પ્રમાણ વિશેષ છે અને કુલ સંખ્યામાંથી થોડા મધ્યમ વયમાં પહોંચે છે અને એથી પણ થોડા વૃદ્ધાવસ્થા પામે છે. એટલે ઉપલા આયુ-વર્ગો (age groups)ની સંખ્યા ઘટતી જાય છે. મરણ-પ્રમાણનાં કારણો ખાસ કરીને આર્થિક છે. જ્યારે જ્યારે ખેતીનો પાક ઓછો ઊતરે ત્યારે ખોરાકની તંગી થાય અને ભૂખમરાથી માણસોનું સત્ત્વ હણાઈ જાય; એને લઈને એ લોકો રોગ-ઉપદ્રવોનાં ભોગ બને અને પ્રજાનો મોટો ભાગ મૃત્યુના મુખમાં સમાઈ જાય.

ઊંચું મરણ-પ્રમાણ અને બીજા નિર્દેશક આંકડાઓ બતાવે છે કે આપણાં હાલનાં આર્થિક સાધનો અને સંપત્તિ આપણી અત્યારની જીવન્ત વસ્તીસંખ્યાને ટકાવી રાખવા માટે પૂરતાં નથી. આપણે આ પરિસ્થિતિ તપાસીએ.

### અત્યારની પરિસ્થિતિ

એક દેશની વસ્તીની સંખ્યાનું પ્રમાણ વિશેષ છે કે ઓછું એનો સાદો અંદાજ એક ચોરસ માઈલ કે કિલોમીટરમાં વસતાં જનોની સંખ્યાથી—એની ઘનતા (density) પરથી નીકળી શકે. હિંદુસ્તાનમાં એકંદર 'વસ્તી-ઘનતા' એક ચોરસ માઈલે ૧૯૫ માણસોની છે; જ્યારે યુરોપખંડમાં ( રશિયા બાદ કરતાં ) ૧૮૪ માણસોની છે. બેશક, બન્ને ખંડોમાં પણ જુદા જુદા પ્રદેશોની ઘનતામાં ફેરફાર હોય છે. દાખલા તરીકે, બલુચિસ્તાનમાં એક ચોરસ માઈલમાં ૬.૫ માણસો વસે છે. તો બંગાળના ડાકા ડિવીઝનમાં ૯૩૫ માણસો વસે છે. પરંતુ માત્ર 'ઘનતા' ( density )નું ધોરણ એક દેશની વસ્તી 'અત્યધિક' (Over-population) છે કે નહિ એનો નિર્ણય કરવા માટે બસ નથી. એ તો માત્ર એ હકીકતનો નિર્દેશ કરે છે.

આપણે બીજાં ધોરણોદ્વારા એની તપાસ કરવી રહી.

સૌથી પહેલાં આપણે જોઈએ કે વસ્તીની કુલ સંખ્યામાંથી કેટલાં માણસો કમાણીવાળા ધંધામાં રોકાયેલાં છે અને કેટલાં માણસો પરભૃત કે પરાવલંબી છે. કામ કરનાર વર્ગ સામાન્ય રીતે ૧૫-૬૦ વર્ષની ઉમરનો હોઈ શકે. નીચેનું કોષ્ટક એ બન્ને વર્ગોની સંખ્યા બતાવે છેઃ

૧૯૩૧

| કામ કરનારાં | માણસોની કુલ સંખ્યા | પુરુષોની સંખ્યા | સ્ત્રીઓની સંખ્યા |
|---|---|---|---|
| ૧ કમાતાં | ૧૨૫,૨૭૮,૮૨૭ | ૯૭,૪૧૫,૫૩૭ | ૨૭,૭૫૫,૨૯૧ |
| ૨ કમાતાં-પરાવલંબી | ૨૮,૬૧૫,૦૬૩ | ૭,૬૪૪,૫૭૫ | ૨૦,૦૭૦,૪૮૮ |
| ૩ વણકમાતાં-પરાવલંબી | ૧૯૬,૬૪૩,૬૬૭ | ૭૫,૫૬૦,૫૦૧ | ૧૨૧,૦૮૩,૧૬૬ |
| | ૩૫૦,૫૨૯,૫૫૭ | ૧૮૦,૬૨૦,૬૧૩ | ૧૬૮,૯૦૮,૯૪૫ |

એટલે કે કુલ સંખ્યામાંથી ઉપાર્જન કરનારાંની કે ધંધામજૂરી કરનારાંની સંખ્યા ૪૪ ટકાની છે. બીજા દેશોને મુકાબલે આ આંકડો નીચો ન કહેવાય. ફ્રાન્સ, રશિયા, જર્મની વગેરે દેશોમાં એ વર્ગની સંખ્યા ૫૦ ટકા ઉપરની છે; ઈંગ્લંડ, સ્વીડન, જપાન, ઑસ્ટ્રેલિયા, ડેન્માર્ક, નોર્વે વગેરમાં ૪૦ થી ૫૦ ટકા વચ્ચેની છે; અને હોલેન્ડ, યુનાઈટેડ સ્ટેટસ, સ્પેન, કૅનેડા વગેરેમાં ૪૦ ટકા કરતાં ઓછી છે.

છતાં આપણે બીજા દેશોને મુકાબલે વિશેષ ગરીબ છીએ; વસ્તીના મોટા ભાગની સ્થિતિ કંગાલ છે. બીજું, સશક્ત જનોના વિભાગમાં બેકાર જનોની સંખ્યા ઘણી મોટી છે. ગરીબી વિષે વિશેષ વિસ્તારની જરૂર નથી કેમકે એ સર્વવિદિત હકીકત છે.

બેકારીનો પ્રશ્ન ગરીબીના પ્રશ્ન સાથે જીવન્ત રીતે સંકળાયેલ છે. આપણે એનાં કારણો તપાસીએ. આ વિષય પરત્વે જે આંકડાઓ વિદ્વાનોએ એકઠા કર્યા છે એ અપૂર્ણ છે છતાં એમાંથી અમુક વલણનો નિર્દેશ થાય છે એટલા પૂરતી એની કિંમત છે.

ડૉ. વાટલે 'વસ્તી અને બેકારી' એ વિષય પરનો નિબંધ પરિષદ સમક્ષ વાંચ્યો હતો. આ બે પ્રશ્નો વચ્ચે કાર્ય-કારણનો સંબંધ છે કે નહિ એ વિષે વિશારદોમાં મતભેદ છે. એ વિષયની ચર્ચા આ લેખમાં અસ્થાને છે. ડૉ. વાટલ પોતે એમ નથી માનતા કે બેકારોની સંખ્યામાં થયેલ વૃદ્ધિ એ વસ્તી સંખ્યામાં એકંદર થયેલ વૃદ્ધિને લઈને જ થઈ છે. પરંતુ એ ખાતરીપૂર્વક માને છે કે વસ્તીમાં થયેલ વધારો એક પ્રબળ કારણ છે.

ડૉ. હટને ગયા વસ્તી-પત્રક (૧૯૩૧)માં કરેલ અંદાજ પ્રમાણે હિંદુસ્તાનમાં ૨½ કરોડ એટલે ૨૫૦ લાખ માણસો બેકાર હતાં. એને મુકાબલે અન્ય દેશોમાં-જેના આંકડા લીગ ઑફ નેશન્સ મારફત લભ્ય છે—બધા મળીને બેકારોની સંખ્યા ૩ કરોડની હતી.

પ્રો. વાટલે નીચેના આંકડાઓ ૧૯૩૧ના વસ્તી-પત્રકમાંથી તારવ્યા છે.

| વર્ષ | બેકારોની સંખ્યા | ૧૦ થી ૬૦ વર્ષ વચ્ચેના 'સશક્ત-જનોની' કુલ સંખ્યાના ટકા |
|---|---|---|
| ૧૯૦૧ | ૭૦ લાખ | ૭.૧ |
| ૧૯૧૧ | ૮૦ લાખ | ૭.૬ |
| ૧૯૨૧ | ૧૧૫ લાખ | ૧૦.૩ |
| ૧૯૩૧ | ૧૭૫ લાખ | ૧૪.૨ |

આ સદીની શરૂઆતથી ત્રીસ વર્ષમાં બેકાર લોકોની સંખ્યા બેવડી થઈ ગઈ છે. ખાસ કરીને બંગાળ, મુંબઈ, બિહાર વગેરે ઈલાકાઓમાં બેકારીના ટકા સામાન્ય દર કરતાં વિશેષ છે. આ પરથી સહજ અનુમાન થાય છે કે આપણે ત્યાં સશક્ત જનોમાંથી મોટો ભાગ નવરો રહે છે; એથી આપણી આર્થિક 'ઉત્પત્તિ' (production) ઓછી થાય છે; અને એ કુલ વસ્તી સંખ્યા તે નિભાવવા માટે અપૂર્ણ છે.

મુખ્ય આર્થિક વ્યવસાયો બે: ખેતી અને યાંત્રિક ઉદ્યોગો. આપણે પહેલાં ખેતી પર નિર્ભર રહેનારાઓની સંખ્યા જોઈએ. નીચેના આંકડા પરથી જણાશે કે વસ્તીની વૃદ્ધિની સાથે આ સંખ્યામાં પણ વધારો થયો છે. એ સાથે જ બીજું કોષ્ટક 'જણદીઠ એકર' (Acre per head)ના આંકડા આપ્યા છે કેમકે એ ખેતી કરનારાની સંખ્યાના આંકડાઓ સાથે સંબંધ ધરાવે છે.

ખેતી કરનારની સંખ્યા

| વર્ષ | કુલ વસ્તીના ટકા | વર્ષ | જણદીઠ-એકર |
|---|---|---|---|
| ૧૮૮૧ | ૬૧ | ૧૯૦૧ | ૧.૨૮ |
| ૧૯૦૧ | ૬૬ | ૧૯૧૧ | ૧.૨૪ |
| ૧૯૨૧ | ૭૨ | ૧૯૨૧ | ૧.૨૫ |
| ૧૯૩૧ | | ૧૯૩૧ | ૧.૨૦ |

કુલ વસ્તીના ૭૨ ટકા ખેતી પર નિર્ભર છે. વસ્તીમાં જેમ વધારો થયો તેમ સાથે ખેડાણ જમીનમાં સમપ્રમાણ વધારો નથી થયો. એને લઈને જણદીઠ એકરમાં ઘટાડો થયો છે. એટલે ખેતીમાંથી નિષ્પન્ન થયેલ વસ્તુઓનો જથ્થો પણ પ્રમાણમાં ન વધે. છતાં પણ જો ખાદ્ય પદાર્થોનું વાવેતર વધ્યું હોય તો કદાચ વધતી જતી વસ્તીના પોષણને કે 'જીવનધોરણ' (Standard of living)ને મોટો વાંધો ન આવે. પરંતુ વસ્તુસ્થિતિ તદ્દન ઊલટી છે. તાજેતરમાં તૈયાર થયેલ સર જ્હોન રસેલના રિપોર્ટમાંથી પ્રો. વાટલ ટાંકે છે કે: "૧૯૦૮–૦૯થી ૧૯૧૭–૧૮ના અરસામાં વસ્તીની કુલ સંખ્યા ગણતરીમાં લેતાં એકજણ દીઠ ૦.૮૯ એકરમાં ધાન્ય (food-crops)નું વાવેતર થયેલું. ૧૯૨૮–૨૯થી ૧૯૩૨–૩૩ દરમિયાન આ પ્રકારનું વાવેતર માત્ર ૦.૭૯ એકરમાં થયેલું. વસ્તીની સંખ્યા ૨૮૭ લાખ વધી ત્યારે ધાન્ય-નિષ્પન્ન કરનાર જમીનની સંખ્યા ૨૬ લાખ એકર વધી. અને જણદીઠ ગણતરીએ માત્ર ૦.૦૧ એકરનો વધારો થયો. ધાન્યેતર વાવેતરની જમીનમાં વસ્તી–સંખ્યાની વૃદ્ધિના પ્રમાણમાં વધારો થયો છે."

આ ઉપરથી જોઈ શકાશે કે વસ્તીની સંખ્યા વધી અને સાથે નિર્વાહ ચલાવવા માટેનો ધાન્યનો જથ્થો પ્રમાણમાં નથી વધ્યો એને લઈને પ્રજાના મોટા ભાગને પૂરતું પોષણ મળતું નથી.

બીજા દેશોમાં જ્યાં આપણા કરતાં પણ જણદીઠ જમીન ઓછી છે એવા દેશોમાં જીવનધોરણ ઘણું ઊંચું છે. એનું કારણ દેખીતી રીતે એમની ઔદ્યોગિક પ્રગતિ છે. હવે આપણે યાંત્રિક ઉદ્યોગોને લગતી પરિસ્થિતિ તપાસીએ.

છેલ્લાં વીસ વર્ષ દરમિયાન આ ક્ષેત્રમાં આપણે ત્યાં કેટલી પ્રગતિ થઈ છે એ આપણે જોઈએ. મહાયુદ્ધ પછી હિંદુસ્તાનમાં યાંત્રિક ઉદ્યોગોનો વિકાસ સારી પેઠે થયો છે એ હકીકત નિર્વિવાદ છે. એ પરથી સહજ અનુમાન થાય કે એને લઈને વધારે માણસોને એ ઉદ્યોગોમાં નોકરી કે મજૂરી મળી હોવી જોઈએ. પ્રો. વાટલે ટાંકેલા આંકડાઓ આ અનુમાન ખોટું પાડે છે.

| વર્ષ | યાંત્રિક ઉદ્યોગોમાં મજૂરોની સંખ્યા | ફેરફાર |
|---|---|---|
| ૧૯૧૧ | ૧૭,૫૦૬,૨૭૯ | |
| ૧૯૨૧ | ૧૫,૭૧૪,૯૦૭ | –૧,૭૯૧,૩૭૨ |
| ૧૯૩૧ | ૧૫,૩૫૧,૯૫૩ | –૩૬૨,૯૫૪ |

વીસ વર્ષના ગાળામાં લગભગ ૨૦ લાખ માણસો ઉદ્યોગોમાંથી જીવાઈ મેળવતા બંધ થયા. સંભવ છે કે આ આંકડાઓમાં ભૂલ હોય પરંતુ એથી અનુમાન ખોટું નથી ઠરતું કે

વસ્તીની સંખ્યાના પ્રમાણમાં યાંત્રિક ઉદ્યોગોમાં કામ કરનારાઓની સંખ્યા વધવાને બદલે ઓછી થઈ છે—કેટલી ઓછી થઈ એ વિષે ભલે શંકાને સ્થાન રહે.

'ઘનતા' (density)ની દૃષ્ટિએ, ખેતી તથા ઉદ્યોગોમાં કામ કરનારાઓની સંખ્યાના ધોરણે, અને આપણી હાલની ઉત્પાદક શક્તિ અને ઉત્પન્ન એ બંનેની દૃષ્ટિએ આપણો દેશ 'અત્યધિક-વસ્તી'વાળો છે. આ વર્તમાનની સ્થિતિ છે. હવે ભવિષ્યનો વિચાર કરીએ.

૧૯૩૧ થી ૧૯૩૬ સુધીમાં બ્રિટિશ હિંદની વસ્તીમાં ૪.૭ ટકાનો વધારો થયો છે, એટલે કે લગભગ ૧૫૦ લાખ માણસોની વૃદ્ધિ થઈ ચૂકી છે. અત્યારનો અડસટ્ટો એવો છે કે ૧૯૪૧માં બ્રિટિશ હિંદ અને દેશી રાજ્યોની વસ્તી ભેગી મળીને કુલ ૩૭ કરોડની થશે.

આપણે ઉપર જોયું છે કે જન્મમરણના પ્રમાણના આંકડાઓ પરથી ભવિષ્યની ગતિ વિષે કશો નિશ્ચિત અંદાજ બાંધી શકાય તેમ નથી. ચાલુ દસકામાં વૃદ્ધિ થઈ છે અને થશે એ વિષે શંકાને સ્થાન નથી. ૧૯૪૧-૧૯૫૧માં કેવો ફેરફાર થશે એ કહી શકાય નહિ. વસ્તી-સંખ્યાનું વલણ ઊર્ધ્વગામી રહેશે કે અધોગામી થશે એ નીચે જણાવેલ ત્રણ બળો (factors) પર આધાર રાખે છે:

(૧) વસ્તીનું વય-બંધારણ (age-composition);
(૨) જુદા જુદા આયુ-વર્ગોમાં પરિણીત સ્ત્રીઓનું પ્રમાણ;
(૩) કુલ (gross) અને ચોખ્ખી (net) પુનરુત્પત્તિનો દર (reproduction rate).

૧૯૩૧ના વસ્તીપત્રક પ્રમાણે વય-બંધારણમાં યુવાન અને મધ્યમ વયનાં માણસોમાં વધારો થયો છે. એ ઉપરાંત ૦-૧૦ વર્ષની ઉંમરની સંખ્યામાં અસાધારણ વૃદ્ધિ થઈ છે—લગભગ ૧૪.૫ ટકાની. એટલે એ સંખ્યા જ્યારે પુનરુત્પત્તિની વયમાં આવે ત્યારે સહજ પ્રજામાં વૃદ્ધિ થાય. એ વધારાને લઈને આર્થિક પ્રશ્ન વધારે ગંભીર બનશે એ દેખીતું છે.

(૨) '૧૦-૩૦'ના આયુ-વર્ગમાં સ્ત્રીઓની સંખ્યામાં મોટો વધારો થયો છે. આ સ્થિતિ પણ જન્મ-પ્રમાણ ઊંચું લઈ જાય એ પ્રકારની છે. વળી, પ્રો. મુકરજી બતાવે છે તેમ, ૧૯૦૧ થી ૧૯૩૫ સુધીમાં સ્ત્રીઓનું મૃત્યુ-પ્રમાણ ઓછું થયું છે; અને આયુષ્ય વધ્યું છે.

(૩) આપણે ત્યાં પુનરુત્પત્તિનો ચોખ્ખો (net) દર કાઢવા માટેના આંકડાઓ પૂરતા નથી એટલે એ વિષે વિશેષ નથી લખતો. પ્રો. રાધાકમલ મુકરજીએ કુલ પુનરુત્પત્તિનો દર (gross reproduction rate): ૪.૫ કાઢ્યો છે, અને એ વિષય પર એમના નિબંધમાં ચર્ચા કરી છે.

આ ઉપરથી એમ ફલિત થાય છે કે વસ્તીની સંખ્યા ભવિષ્યમાં વધશે. વૃદ્ધિ થવાનાં બીજાં કારણો ઘણાં છે: (૧) જન્મ અને મરણના પ્રમાણમાં થતા ફેરફારો; (૨) રોગના ઉપદ્રવોથી જુદા જુદા આયુ-વર્ગો પર થતી અસર અને એને લઈને પુનરુત્પત્તિ પર થતી અસર; (૩) આપણા રીતરિવાજો અને રૂઢિઓ જેવી કે લગ્નની સર્વવ્યાપકતા, મુસ્લિમ કોમોમાં પ્રવર્તતો અનેક પત્ની કરવાનો રિવાજ; (૪) આપણાં ધાર્મિક તેમજ સામાજિક મંતવ્યો; (૫) આપણી જાતીય પ્રશ્ન તરફની વૃત્તિ; (૬) 'કુદરત કરે ત્યાં મનુષ્ય લાચાર છે' એ પ્રકારની અર્ધ મગજમારી, બેપરવા અંધશ્રદ્ધા. પરન્તુ આ નામાવલિ લાંબી થવા સંભવ છે. ખરું જોતાં, ખરાં કારણો તો સામાન્ય બુદ્ધિના માણસોને સહજ સૂઝે તેવાં છે.

ત્યારે હવે કરવું શું?

અર્થશાસ્ત્રીઓ કહે છે કે આપણે ત્યાં વસ્તીની સંખ્યા વધારે પડતી છે. એમનામાંના કેટલાક કહે છે કે આપણે 'ગુરુતમ' (ઑપ્ટીમમ) સંખ્યા ક્યારના વટાવી ગયા છીએ. ગુરુતમ (ઑપ્ટીમમ) સંખ્યાની જો એવી સામાન્ય વ્યાખ્યા આપીએ કે એ સંખ્યા એટલી છે કે જે વસ્તી-સમૂહનું આર્થિક શ્રેય ઊંચી ટોચ પર લઈ જાય તો એ કથનમાં કશું વાંધા-ભર્યું નથી જણાતું. પરન્તુ એ સંખ્યાનો ખરો અંદાજ કાઢવા માટે આપણે બે વસ્તુઓ જાણવી જોઈએ: એક, વસ્તીની પ્રતિવર્ષની સંખ્યા; અને બીજું, "ખરી આવક (real income)માં થતા ફેરફાર." આ બન્ને આંકડા સંપૂર્ણ હોય તો ગુરુતમ (ઑપ્ટીમમ) સંખ્યા કેટલી હોય એનો અડસટ્ટો બાંધી શકાય.—અમુક દેશને અને કાલને અનુલક્ષીને. એ સંખ્યાને ઊર્ધ્વગામી કે અધોગામી બનાવનાર બલોને હમેશાં લક્ષમાં લેવાં જોઈએ: (૧) અમુક દેશની પ્રદેશની કુદરતી સંપત્તિ (natural resources); (૨) ત્યાં વસતા જનોનો બાંધો, કુદરતી શક્તિ, કેળવણીદ્વારા મેળવેલું ચાતુર્ય, જ્ઞાનસંપત્તિ અને રીતરિવાજો; અને (૩) પ્રદેશમાં કે બહાર આર્થિક પ્રવૃત્તિ વધારવાની તકો. આપણે ત્યાં 'ખરી આવક'ના આંકડાઓ લભ્ય નથી એટલે હિંદની ગુરુતમ સંખ્યા કેટલી છે એનો અડસટ્ટો કાઢવો અશક્ય છે. છતાં બીજાં ધોરણોથી આપણે ઉપર જોયું છે કે હિંદુસ્તાનની વસ્તીનું પ્રમાણ એનાં આર્થિક સાધનો અને સંપત્તિ નિભાવી શકે એ કરતાં વિશેષ છે.

આ પરિસ્થિતિ સુધારવા માટે આપણે શા ઉપાયો યોજવા જોઈએ?

(૧) જો મરણ-પ્રમાણ વધે તો અત્યારની સંખ્યામાં ઘટાડો થાય.

(૨) જો જન્મ-પ્રમાણ ઘટે તો ભવિષ્યમાં કુલ વસ્તીની સંખ્યા ઓછી થાય.

(૩) જો આપણી આર્થિક 'ઉત્પાદક-શક્તિ' વધે તો આપણું 'જીવન-ધોરણ' ઊંચું આવે અને વસ્તીની અત્યધિક ગણાતી સંખ્યા ઘટે.

(૪) પરદેશમાં વસ્તીનો અમુક ભાગ જઈને વસે (emigration).

છેલ્લો ઉપાય આપણે માટે હાલની પરિસ્થિતિમાં તદ્દન અશક્ય છે. સૌથી પહેલા ઉપાય માટે યમરાજને પ્રાર્થના કરવા સિવાય આપણે કશું કરવાનું રહેતું નથી. આપણે જોયું છે કે હિંદનું મરણ-પ્રમાણ અતિશય ઊંચું છે. એને નીચું લાવ્યા સિવાય છૂટકો નથી કેમકે એથી તો આપણે પ્રજાનું સત્ત્વ હણાવા દઈએ છીએ. જે દેશમાં સશક્ત વર્ગની સંખ્યામાં ઘટાડો થાય એ પ્રજાની ઉન્નતિ ન થાય. એ ઉપરાંત મૃત્યુને લાવનાર રોગ, ઉપદ્રવો વગેરેથી પ્રજાનો મોટો ભાગ કમતાકાત અને કંગાલ બન્યો છે: એથી આપણી ઉત્પાદક શક્તિ ઘટે છે અને 'જીવન-ધોરણ' ઊંચું આવવાને બદલે નીચું જાય છે.

માટે અસરકારક ઉપાયો માત્ર બે રહ્યા:

૧ જન્મ-પ્રમાણ ઓછું કરવું. સામાન્ય કુટુંબની સંખ્યા ઓછી કરવી એ ઉપાય દરેક શહેરી (પરિણીત) અમલમાં મૂકી શકે છે. આપણે ત્યાં હજી કુટુંબમર્યાદા (family limitation)ની અગત્ય પૂરેપૂરી સમજાઈ નથી. સુશિક્ષિત જનો તો જાતે 'નિયમન'નાં સાધનો વિષે માહિતી મેળવી શકે અને એ વાપરી શકે, પરન્તુ ગામડાંમાં ખેડુતોને કે શહેરોમાં મજૂર વર્ગને એ માહિતી આપવી, 'જનન-નિયમન'ની અગત્ય સમજાવવી એ કઠીન કાર્ય છે. પરન્તુ એ કાર્ય આગળ ધપાવ્યે જ છૂટકો.

છતાં માત્ર જન્મ-પ્રમાણ ઘટાડવાથી આપણે સામાજિક કે આર્થિક ઉન્નતિ સાધી શકશું એમ માનવું ભૂલભરેલું છે. ડૉ. રોબર્ટ કુશીન્સ્કી કહે છે તેમ "વસ્તી સંખ્યામાં થતી વૃદ્ધિને બધાં અનિષ્ટોના મૂલરૂપ માની ધુત્કારી કાઢવાની તેમજ 'જન્મ-નિયમન'ને વસ્તીમાં વધારો થતો અટકાવનારાં સાધનોને આર્થિક સુધારાની સુનિશ્ચિત રીત તરીકે વખાણવાની વૃત્તિ કેવળ એકતરફી છે."

બીજો ઉપાય આપણી આર્થિક ઉત્પાદક શક્તિ (productivity) અને આર્થિક સંપત્તિ વધારવાનો છે. આ ઉપાયને અમલમાં મૂકવા માટે અનેક પ્રશ્નોનો વિચાર કરવાનો રહ્યો; અનેક મુશ્કેલીઓ દૂર કરવાની રહી. પરન્તુ પ્રજામાં અડગ હિંમત હોય અને સામર્થ્ય હોય તો ઘણી મુશ્કેલીઓ દૂર થઈ શકે તેમ છે. આપણો ઔદ્યોગિક વિકાસ હજુ યુવાવસ્થાએ પહોંચ્યો નથી. છતાં ઉપર આપણે જોયું કે ખેતી પર વિશેષ માણસો નભી શકે તેમ નથીઃ અને યાંત્રિક ઉદ્યોગોમાં આપણે સર્વત્ર અતિઉત્પત્તિ (over-production)ની બૂમો સાંભળીએ છીએ. આ સ્થળે આ આખા પ્રશ્નની ચર્ચા થઈ શકે તેમ નથી, માત્ર ઉપાયનો નિર્દેશ કરવાનો જ ઉદ્દેશ છે; એને માટે શાં પગલાં લેવાં જોઈએ એ માટે દરેક શહેરીએ તેમજ રાજ્યે વિચાર કરવો રહ્યો. આ લખનાર પોતે માને છે કે ખેતી અને ઉદ્યોગ—યાંત્રિક તેમજ ગ્રામઉદ્યોગ—માં વિકાસને અવકાશ છે.

આ લેખમાં માત્ર વસ્તી-પ્રશ્નની આર્થિક દૃષ્ટિએ વિચારણા થઈ છે. એ પ્રશ્નનાં બીજાં પાસાં (aspects)—સામાજિક તેમજ પ્રાણીશાસ્ત્રીય (biological)—નો નિર્દેશ સરખો નથી કર્યો. એનું મહત્ત્વ આ લખનાર પૂરેપૂરું સમજે છે, છતાં વિષય સંકુલ ન બની જાય એટલા માટે માત્ર આર્થિક દૃષ્ટિએ જ એની ચર્ચા કરી છે. સામાજિક અને પ્રાણીશાસ્ત્રની દૃષ્ટિએ વસ્તી-પ્રશ્નની ચર્ચા વસ્તી-પરિષદ સાથે ભરાયેલ પહેલી 'કુટુંબઆરોગ્ય પરિષદ'માં થઈ હતી. એ વિષે ફરી કોઈ બીજી વાર ચર્ચા કરીશું.

આ બન્ને પરિષદોએ ભેગા મળી કેટલાક મહત્ત્વના ઠરાવો પસાર કર્યા છે. એમાંના મુખ્ય ઠરાવો જે આ લેખકને મળી શક્યા (હજુ પરિષદનો રિપોર્ટ છપાય છે) એના મુદ્દા નીચે ટાંક્યા છેઃ

૧. લગ્નને ફરજિયાત રીતે નોંધાવવાં;
૨. 'પ્રજનન' (fertility) પ્રશ્ન સંબંધી પૂરતી માહિતી મેળવવી;
૩. 'જન્મ-નિયમન' અને એ માટેનાં જરૂરી સાધનો વિષે ગ્રામપ્રજામાં જ્ઞાનપ્રચાર કરવો;
૪. 'જન્મ-નિયમન'નો વિષય આપણી મેડિકલ કૉલેજના શિક્ષણમાં ઉમેરવો;
૫. 'જન્મ-નિયમન'ના પ્રશ્નમાં શાસ્ત્રીય સંશોધન માટે ઉત્તેજન આપવું;
૬. ગરીબ લોકોને રહેવા માટે ઘરો બાંધી આપવાની ગોઠવણ કરવી.

આ જાતના ઠરાવો એ પરિષદે કર્યા છે; અને આપણી સરકારને એનો અમલ કરવા વિનંતિ કરી છે.

———o———

હરિશ્ચંદ્ર ભટ્ટ

[ કવિવર ટાગોરની આખ્યાયિકાનો ઓવીબદ્ધ અનુવાદ ]

ખૂબ પવન ફૂંકાય
દીપમાળ હોલવાય
વળી તારલીનો સાથ
ધન મેઘમાં છૂપાય.

એવી શ્રાવણીની રાત
પુરી મથુરાને ઘાટ
કોઈ મંદિરને* દ્વાર
સુતા સંત ઉપગુપ્ત.

ઝીણો નુપૂર ઝંકાર
પાય પડ્યો એણી વાર
વક્ષે લાગીયો પ્રહાર
એની તૂટી સ્વપ્નજાળ.

જાય અભિસાર કાજ
નટી નગરની આજ
મત્ત યૌવનનો નાદ
ઇન્દ્રકુંવરી.

અંગે વસ્ત્ર નીલવર્ણું
રૂનુ ઝુનુ આભરણુ
બોલે નુપૂર કંકણ
થોભે સુંદરી.

દીપ ધર્યો એની પાસ
એને મુખે મધુ હાસ
"ચંદ્રમૌલિ" જેવા શાંત
બાલા નિરખે.

લજ્જા ભર્યાં એનાં નેન
બોલે મીઠાં મૃદુ વેણ:
"ભૂમિ કઠોર કઠીન
દેહ દમશે.

"ક્ષમા કરી અપરાધ
કૃપા કરીને કુમાર
મુજ રંક ઘરે ચાલ
એહ વિનવું."

બોલે સંત મહાભાગે :
"આવે અભિસાર રાત
દેવી આવું તુજ દ્વાર
આજે નથી અધિકાર."

* *

પથ તરૂ શાખે ફૂલ
ખીલે કુંજમાં બકૂલ
મ્હેકે પાંખડી પારૂલ
આવી વસંત વસંત.

આવે દૂરથી મધુર
મત્ત વાંસળીનો સૂર
ઘેલો મરુત મયૂર
નાચે રંગમાં.

ફૂલ ઉત્સવને કાજ
પૂર છોડી ગયાં આજ
મથુરાનાં નરનાર
મધુવનમાં.

ચંદ્ર હસે મૌન હાસ
પૂરમાં ન કોનો વાસ
જ્યોત્સ્ના સરે કરી સ્નાન
સુના આવે મહાભાગ.

તરુ શાખે વારંવાર
કરે કોકિલ ટૌકાર
સાધુ જેને કહે, આજ
આવી અભિસાર રાત !

દંડી નગરની બહાર
જાય આમ્રકુંજ માંય
તહીં પગે વીંટળાય
નારીલતા અરે, હાય.

રોગે ભર્યું એનું અંગ
વિષે ભર્યો એનો સંગ
ફૂલ માંહે નહિં ગંધ
ત્યાગી એને પુરજન.

ફૂણી દેહલતા પરે
જલ સીંચે સાધુજન
કરી ચંદન અર્ચન
બોલે આશિષ વચન.

# ૧૮૫૭ થી ૧૯૩૭

મગનભાઈ દેસાઈ

**ક્યાં** ૧૮૫૭ અને ક્યાં ૧૯૩૭?! હિંદના ઇતિહાસની આ બે સાલોના ગાળામાં અર્વાચીન હિંદના ઉજ્જ્વળ ભવિષ્યનાં મૂળ નંખાયાં, પોષાયાં, અને ઝાડ ફૂટવા લાગ્યું એમ કહીએ તો તેમાં અતિશયોક્તિ નથી. આ ગાળો પણ કેટલો નાનો છે! માત્ર ૮૦ વર્ષ! પ્રજાજીવનમાં ૮૦ વર્ષનો શો હિસાબ! પરંતુ, હિંદના અંગ્રેજી સામ્રાજ્યનો સમય પણ એટલાં જ વર્ષોનો ગણાય કે વધારે? આજ આપણને યા આપણામાંના ઘણાને અંગ્રેજી રાજ જાણે અહીં બહુ જૂનું છે એમ લાગે છે. પરંતુ આ બાબત જરા હકીકત જેવા જેવી છે. શ્રી. રાજગોપાળાચારીએ * એમના જેલના જુવાન સાથીઓને એ હકીકત જણાવી ત્યારે તેઓને, કદાચ, નવાઈ લાગી હશે કે, આ કેવું વિચિત્ર અજ્ઞાન કે એ જાણવા છતાં એનો ખ્યાલ નહોતો! પરંતુ, આ હકીકત કરતાં વધારે જરૂરી વસ્તુ તો એક અંગ્રેજ ઇતિહાસકારે લખી છે તે છે કે, "વિપ્લવ આપણને એ જ વાતની યાદ આપે છે કે, આપણું સામ્રાજ્ય એવાં તો પાતળાં પડ ઉપર ઊભેલું છે કે સામાજિક પરિવર્તનો અને ધાર્મિક વિપ્લવોની પ્રચંડ જ્વાળાઓ ગમે ત્યારે તેના ભુક્કા ઉડાવી દેશે." ('સત્તાવન' – પા. ૨૩૪)

રાજાઓની આજની સ્થિતિથી છંછેડાયેલા એક જૂના રાજસ્થાની સેવકે આ ૮૦ વર્ષના ગાળાના આદિ ને અંત વિષે વિચાર કરતાં એક વિચિત્ર સમાલોચના કરી છે કે, ૧૮૫૭નો પ્રસંગ જેવો વીત્યો તેવો વીત્યો એ જ ઠીક થયું; અને જો ન જ બન્યો હોત તો ઉત્તમ થાત. કેમ કે, એ પ્રસંગની પાછળ આઝાદીની તમન્ના નહોતી, ને દેશી રાજાઓ જ મટી જાત તો આજ એમની પંચાત ન રહી હોત.

આપણી લાગણી જ જો સાચી ઇતિહાસદૃષ્ટિ હોય તો તો આ વિધાન સાચું છે. બાકી, એ વિધાનમાં કાલાતિક્રમદોષ રહેલો છે: "આજને ગજે તે સમયની (૧૮૫૭ની) પ્રવૃત્તિને મૂલવવા જવું એ ઐતિહાસિક દૃષ્ટિ ન સમજવા બરાબર છે. તે વખતે લોકોને આટલી વાત સમજાઈ હતી કે, ફિરંગીઓએ આપણા ધર્મ ઉપર આક્રમણ કરવા માંડ્યું છે અને આપણી રાજ્યવ્યવસ્થામાં માથું મારી, ધીમે ધીમે રાજસત્તા છીનવી લેવા માંડી છે. એટલે જો આપણા ધર્મનું રક્ષણ કરવું હોય અને આપણાં રાજ્યો સલામત રાખવાં હોય (એટલે કે, ત્યારે સમજાયેલી આપણી રાષ્ટ્રીય અસ્મિતા ને સંસ્કૃતિ), તો આ પરદેશી ફિરંગીઓને કાઢવા જ જોઈએ." શિવાજીના કાળમાં જેમ સ્વરાજદર્શન ઇસ્લામી આક્રમણના વિરોધમાં જણાતું હતું તેમ જ આ કાળનું પણ છે. રાષ્ટ્રીય અસ્મિતા અને સ્વરાજની ભાવનાનો ફરક પડ્યો છે; પણ તેથી કરીને વસ્તુતાએ ભેદ કેવી રીતે મનાય? કાલનું સામ્યવાદી જગત કે 'સર્વોદય

* જુઓ 'બોલ્શેવિઝમ અને બીજી વાતો' એ પુસ્તકમાં પાન ૧૨ પરનો લેખ.

કુટુંબકમ્'ને આદર્શ ઊડવા લાગેલું જગત આજના આપણા રાષ્ટ્રવાદને શું કહેશે? પરંતુ, તેથી શું આજનો રાષ્ટ્રવાદ રાષ્ટ્રવાદ જ નથી એમ કોઈ કહે તો આપણે સહન કરીએ?

અંગ્રેજ સામ્રાજ્યવાદીઓ કહ્યું કે, ૧૮૫૭ની હિંદીઓની લડત 'બળવો' હતો. એ જેવી આપણી બદનક્ષી છે તેવા જ પ્રકારની ઉપરની ટીકા બદનક્ષીભરેલી છે. આ બેઉ ટીકાનો સચોટ જવાબ ભાઈ નગીનદાસ પારેખનું હમણાં પ્રસિદ્ધ થયેલું 'સત્તાવન' પુસ્તક * સુંદર ને આકર્ષક રીતે આપે છે. એક સફળ શિક્ષકને શોભાવે એવી સરળ રીતે આ પુસ્તકમાં નગીનભાઈએ આપણા તે ઇતિહાસને રજૂ કર્યો છે. વિદ્યાર્થીઓને ગમે એવી શૈલીથી આખા પુસ્તકનો પ્રવાહ ચાલે છે. અને 'સત્તાવન'ના કેટલાય વિવાદગ્રસ્ત મુદ્દાઓ પણ ચર્ચીને પુસ્તકને મોટેરાંના ઉપયોગનું પણ બનાવ્યું છે. ૧૮૫૭ના રોમાંચક ઇતિહાસનાં અનેક થોથાં ઓછાં જ ઉકેલી શકે. પરંતુ એ વર્ષનો ઇતિહાસ તો દરેક દેશપ્રેમીઓ જાણવો જોઈએ. આ પુસ્તક એ રીતે લોકોપયોગી સાહિત્યમાં સારો ઉમેરો છે. વાંચનાર જોશે કે, એક નવલકથાની પેઠે એનાં પાનાં ઉકેલતા જવાય છે.

નવલકથાનાં પ્રિય પાત્રોનાં સુખદુઃખ વિષે જેમ વાચકનું તાદાત્મ્ય બંધાય છે, તેમ જ આ 'સત્તાવન' વિષે વાચકનું થાય, તો નવાઈ નથી. 'સત્તાવન'માં આપણે જીતીએ એમ લાગ્યા કરે છે. સ્વદેશી નેતાઓનો વિજય થાય છે, તેઓ ફાવે છે કે શત્રુ સાંકડમાં આવે છે, ત્યારે આપણને આનંદ થાય છે. નગીનભાઈએ આખો કથાપ્રવાહ એવી રીતે રજૂ કર્યો છે કે આ આનંદ, અને એથી ઊલટા પ્રસંગો આવે ત્યારે તેનો વિષાદ, આખા પુસ્તક દરમિયાન બન્યો રહે છે, વચ્ચે વચ્ચે કેટલાંક ખોટાં ઐતિહાસિક વિધાનોનો નિરાસ કરવા ખાતર તેમણે ચર્ચા કરી છે; તે પણ આ રસમાં ઉમેરો જ કરે છે, અને આ પુસ્તકની કિંમતમાં સવિશેષ વધારો કરે છે. અંગ્રેજ ઇતિહાસકારોનાં અવતરણો સારી પેઠે આ પુસ્તકના પ્રામાણ્યમાં વધારો કરે છે. તેનો સુવાચ્ય ને સરળ અનુવાદ કરીને પછી તેમનું મૂળ આપવાનું છોડી દીધું હોત—માત્ર સ્થાનનિર્દેશ કરીને—તો વિદ્યાર્થીઓની દૃષ્ટિએ ચાલત. અભ્યાસીને મદદરૂપ એક પુસ્તકસૂચિ ને તેમના લેખકોનો આછો પરિચય આપવા જેવો હતો. પુસ્તકમાં અનેક જે નામો આવી ગયાં છે તે એક પરિશિષ્ટમાં એકઠાં કરી દીધાં હોત તોય ચાલત. કે યા બીજા કોઈના ઇતિહાસમાંથી કેટલાંક ચિત્રો આપ્યાં હોત તો લોકોપયોગિતા વધત.

પ્રકાશન સંસ્થાને પુસ્તકની કિંમત આટલી બધી શા માટે રાખવી પડી તે સમજાતું નથી. તેમાં એક ચિત્ર નથી કે ખર્ચ વધી પડે. અને ત્રણ હજાર જેટલી નકલો કાઢ્યા છતાં તથા ભેટના પુસ્તક તરીકે તેને આપી દેવાનું હોવા છતાં, આટલી કિંમત રાખવી નહોતી જોઈતી. આવાં પુસ્તકો પ્રજાને ઘેર ઘેર પહોંચે તે સારુ આપણી પ્રકાશન સંસ્થાઓએ કાળજી રાખવી ઘટે. શુદ્ધ જોડણી માટે તથા સરખામણીમાં સફાઈદાર છાપને માટે રખાયેલી કાળજી સારુ પ્રકાશન સંસ્થાને ધન્યવાદ ઘટે છે. કાગળ સારો વાપર્યો હોત તો સારું થાત. અસ્તુ.

૧૮૫૭ થી ૧૯૩૭નાં આપણા તેજસ્વી ઇતિહાસમાંથી 'સત્તાવન' જેવાં જેટલાં પુસ્તકો આપણા શિક્ષક-લેખકો તૈયાર કરે એટલાં ઓછાં છે. આ ગાળાનો ઇતિહાસ

* "સત્તાવન"—લેખકઃ નગીનદાસ પારેખ. પ્રકાશકઃ ભારતી સાહિત્ય સંઘ. અમદાવાદ. કિંમત ૧-૮-૦ પાકું પૂઠું.

આપણે દરેકે દરેક બાળકને સાંગોપાંગ ભણાવવો જોઈએ. તેમ કરવાને માટે આ 'સત્તાવન' જેવાં છૂટાં છૂટાં ને સ્વતંત્ર પુસ્તકો થવાં જોઈએ. હું કબૂલ કરું છું કે, આ 'પ૭' જેવું નાટ્યરસપૂર્ણ પુસ્તક કરવા જેવો બીજો પ્રસંગ કદાચ ન મળે. છતાં મહાસભાનો જન્મ, અંગ્રેજી કેળવણીનો આરંભ, રાજબંધારણના પ્રયોગોનો આરંભ, ધર્મસુધારકોની ચળવળો, સંસારસુધારાના પ્રયોગો, ઇત્યાદિ અનેક વિગતો લઈ ને એમનાં અભ્યાસપૂર્ણ દોહનગ્રંથો આપણે હવે ગુજરાતીમાં ઉતારવા લાગવું જોઈએ. આ ગાળાના સમર્થ પુરુષોની જીવનચરિતમાળા પણ એક એવું જ કામ છે. પરન્તુ, આ કરવા માંગનાર માટે એક શરત છે : તેણે પોતાના ગ્રન્થની ભાષા ને વસ્તુપ્રવાહ આ 'સત્તાવન' કરતાં ઊતરતાં નહિ જ કરવાં જોઈએ.

લેખકે 'ઉપસંહાર'માં અને કાંઈક પોતાના પ્રારંભિક નિવેદનમાં ૧૮૫૭ ની ઐતિહાસિક ચર્ચા ટૂંકમાં કરી છે તે કીમતી છે. એક વસ્તુ એમાંની અમને જરા ખટકી છે તે અહીં નોંધવી જોઈએ. પાન ૨૩૧ પર તે જણાવે છેઃ—

"જે હિંદુઓ અને જે મુસલમાનોએ પોતપોતાના ધર્મને નામે તલવાર ઉઠાવી હતી તેઓનાં હૃદયની સચ્ચાઈ વિષે વિશ્વાસ, તેમનાં ત્યાગ વિષે પૂરેપૂરો આદર હોવા છતાં, તેઓમાં ધાર્મિક આદર્શની વિશાળતાની ખામી હતી એવું તો કહેવું જ પડશે. જો હિંદુ અને મુસલમાન એ બે ધર્મો સાચા તો ખ્રિસ્તી કેમ નહિ?, ... ..."

આ ફકરાનું લેખકનું વિવક્ષિત તટસ્થતાપૂર્વક જોતાં સાવ સીધું વિધાન હોવા છતાં, તે જે અનુબંધમાં મુકાયું છે તે પરથી તેને અયોગ્ય કહેવું જોઈએ. પ્રથમ તો એ કારણે કે, ૧૮૫૭ના વીરોનું આઝાદીયુદ્ધ ધર્મયુદ્ધ હતું એ લેખકનાં અગાઉનાં પ્રકરણોથી વિરુદ્ધ વાત છે. વાચક જોશે કે પ્રકરણે પ્રકરણે તે વીરોનો દેશપ્રેમ, સ્વાતંત્ર્યપ્રેમ ઝળકે છે. હિંદુ મુસલમાનો પોતાનો ધર્મભેદ ભૂલીને એક ઝંડા નીચે પરદેશીઓ સામે ઝૂઝે છે. એના સમર્થનમાં લેખકે આપેલાં અમૂલ્ય અવતરણો અને કેટલાક નવાબ વગેરેનાં જાહેરનામાં આજે પણ કેવાં બોધપ્રદ લાગે છે? પરદેશીઓ ખ્રિસ્તી છે માટે બળવો જાગ્યો એમ પણ ક્યાં હતું? અને હિંદુ હિંદુ તરીકે કે મુસલમાન મુસલમાન તરીકે બળવામાં જોડાયા. કે ન જોડાયા એમ પણ ક્યારે બન્યું છે? જે ન જોડાયા તે જુદાં કારણે ન જોડાયા. તેમ ન જોડાનારામાં હિંદુ ને મુસલમાન બેઉ હતા. એક શીખોનો દાખલો કદાચ એવો છે કે જેમને મુસલમાનો સામેના વેરથી અંગ્રેજો પોતાના પક્ષમાં લઈ શક્યા. પણ તેમાં એક બીજી બાજૂ પણ હતી જે લેખકે આ પુસ્તકમાં નથી બતાવી. તે હતી તો ધાર્મિક જ. પરંતુ તે પરથી જે જાતનું વિધાન નીકળે છે તે તો એ જ કે, ત્યારના રાષ્ટ્રવાદમાં ધર્મપ્રેમનું એક તત્ત્વ જબરું હતું. જેવું કે, આપણા યુગના રાષ્ટ્રવાદમાં સંસ્કૃતિનું તત્ત્વ જબરું છે, કારણ કે ધર્મ આજે ઓછો ફેશનેબલ છે.

શીખોએ જે પક્ષ લીધો, તેની બીજી બાજૂ મેકોલીફ પોતાના 'શીખધર્મ'ના ગ્રંથમાં જણાવી છે. તેમાંથી નીચેનો ભાગ ટાંકું છુંઃ

"A few of the advantages of the Sikh religion to the state may be enumerated here. One day, as Guru Teg Bahadur was in the top-story of his prison, the Emperor Aurangzeb thought

he saw him looking towards the South in the direction of the imperial zenana. He was sent for the next day, and charged with his grave breach of Oriental etiquettee and propriety. The Guru replied, "Emperor Aurangzeb, I was on the top-story of my prison, but I was not looking at thy private apartments or at thy queens. I was looking in the direction of the Europeans who are coming from beyond the seas to tear down thy 'parda's' and destroy thine empire." Sikh writers state that these words became the battle-cry of the Sikhs in the assault on the mutineers in Delhi in 1857, under General John Nicholson and that thus the prophecy of the 9th Guru was gloriously fulfilled."

[ ગુરુ તેગ બહાદુર ઔરંગઝેબના કેદખાનામાં હતા ત્યારે એક વાર દક્ષિણમાં જોતા બાદશાહે તેમને જોયા. તેથી તે વહેમાયો કે, તે તરફ મારું ઝનાનખાનું છે ત્યાં આ નજર કરે છે કે શું. તે પરથી ગુરુને બોલાવી પૂછવામાં આવ્યું, ત્યારે ગુરુએ કહ્યું, "ના, તે દિશામાંથી આવી રહેનાર યુરોપિયનોને હું જોતો હતો. તે આવીને તારો ઝનાનો ને રાજ્ય બેઉ બેદાનમેદાન કરશે." શીખ લેખકો કહે છે કે, ગુરુની આ વાણી ભવિષ્ય માની, ૧૮૫૭માં દિલ્હીમાં નિકલસનના હાથ નીચે લડનારા શીખો જોરથી ઝૂઝતા હતા. ]

આપણે ત્યાં રહેલી શાપ ને વરદાનની શ્રદ્ધાથી આવા પ્રકારની વાણીને ભવિષ્ય માની દોરવાઈ જવાનું ઘણી વાર જોવા મળે એમ છે. એનો લાભ પણ દક્ષ અંગ્રેજો લેવા ચૂક્યા ન હોય.

ગુરુ તેગના ઉપલા પ્રસંગ જેવો જ ગુરુ ગોવિંદસિંહનો પ્રસંગ પણ એવી જ જાતનો મળે છે. તેમ મેકાલીફે તેના ગ્રંથમાં સંઘર્યો છે. ઉત્સુક વાચક તેના ગ્રંથ ૧, પાન xviii પર છે ત્યાં જુએ.

શરૂઆતમાં એક જૂના રાજસ્થાની સેવકનો ઉલ્લેખ કર્યો છે તેમનું એ વિધાન જરા બીજી રીતે તપાસવા જેવું છે. ૧૮૫૭ના કાળમાં હિંદમાં સૌની સહાનુભૂતિ દેશી રાજાઓ પ્રત્યે હતી એ નિર્વિવાદ વાત છે. ઉપરનું વિધાન, એ રીતે જોતાં, હકીકતરૂપે પણ ખોટું છે; ત્યારના દેશી રાજાઓ અને પ્રજાના આદર્શોમાં આજ જેવો છે એવો બહોળો ફેર નહોતો પડ્યો. તેથી પ્રજા તેમની વહારે દોડી, તેમનાં સુખદુઃખમાં ભાગ લીધો. પણ આજ? ૧૮૫૭ની સ્થિતિ ઊલટી જ થઈ છે. ત્યારે અંગ્રેજો દેશી રાજ્યોને હડપ કરવા લાગ્યા હતા; આજ તેમને સાચવવામાં પોતાની સુરક્ષા દેખે છે! ત્યારે પ્રજાને તે હડપ–નીતિએ રોષાવી મૂકી હતી; આજ દેશી રાજાને નામે પ્રજા પસ્તાળ પાડે છે! કારણ એટલું જ છે કે, દેશી રાજાઓ પોતાની પ્રજાના આદર્શથી પાછળ પડી ગયા છે, અને તેથી તેઓ તેનું પ્રતિનિધિત્વ ગુમાવી બેઠા છે. આ સ્થિતિમાં જો મોટો પાઠ કોઈએ લેવાનો હોય તો તે આપણા રાજાઓ માટે એ છે કે, તે ૧૮૫૭ અને ૧૯૩૭ બે વર્ષો જરા હૃદયમાં લે.

૧૮૫૭નો આ એક મોટો પાઠ છે. ઉપરાંત બીજો જે છે તે ભાઈ નગીનભાઈએ

ઉપસંહારમાં બતાવ્યો છે કે, આપણું ખોટું ઊંચનીચતાનું અભિમાન. પણ એથી વધારે મહત્ત્વનો પાઠ તો છે આપણી ફાટફૂટનો હમેશાં દેખાતો દોષ. ખરે વખતે પણ આપણે એક નથી થઈ શકતા, એ એક વિચિત્ર વાત આપણા ઇતિહાસમાં દેખાય છે. રજપૂતાના, ગુજરાત તથા દક્ષિણના રાજાઓએ શા માટે આ વ્યાપક યુદ્ધમાં ભાગ ન લીધો? હિંદુ મુસલમાનના ભેદનું કારણ તો નથી દેખાતું. તેઓ એમ સમજ્યા હતા કે અંગ્રેજો નહિ હારે? આનાં કારણો તપાસવામાંથી કાંઈક બોધક પરિણામ મળે ખરું.

આ વર્ષે પૂનામાં ૧૮૫૭ની વર્ષગાંઠ ઊજવાઈ. તેની પાછળ પ્રયત્ન એ દેખાયો કે, તે યુદ્ધ સાથે અત્યારના આપણા કામનું અનુસંધાન સાધવું. એવું અનુસંધાન-શકય છે? શકય હોય તોય યોગ્ય છે? કેમ કે, શકય કરી બતાવવું એ બુદ્ધિપ્રયોગ જ માગે છે, જેની ખોટ નથી. પણ એમાં યોગ્યતા છે કે નહિ એ જોવા જેવું છે. ૧૮૫૭માં આપણે હિંસક શસ્ત્રોથી લડયા અને એ બરોબર હતું. (ભાઈ નગીનભાઈ પા. ૨૩૧-૨ પર તેને વિષે જરા ઘસાતી સમાલોચના કરે છે એ કદાચ, કાલક્રમ છોડીને જોતાં જ, બરોબર કહી શકાય.) તેમ લડયા તેમાં અફળતા મળ્યા બાદ આપણે અસ્ત્રો છોડયાં તે છોડયાં. પછી આપણે ફરી ધારણ નથી કરી શકયા. શસ્ત્રબંધીનો કાયદો તે જમાનાથી આપણે માથે મારવામાં આવેલો છે. આ એક બીના પણ ૧૮૫૭ જોડે આજે અનુસંધાન કરવામાં વાંધારૂપ ગણાવા બસ છે. બીજું, ત્યારની આપણી રાષ્ટ્રીય ભાવના આજ આપણને ગમશે? એને આજ આપણે સંઘરવા તૈયાર થઈશું? હું માનું છું, સૌ એકી અવાજે આનો ઉત્તર ના જ આપશે.

એક વસ્તુ એ સાલના ઇતિહાસમાંથી આજ શીખવા જેવી છે તે એ કે, નિર્બળતામાં આપણે ત્યારે હથિયાર છોડયાં ખરાં; પરંતુ તેની પેર થઈ, એ ત્યાગને સબળનો ત્યાગ બનાવવા આપણે તત્પર થવું ઘટે. ૧૯૩૭નો જો મોટો પ્રશ્ન કોઈ હોય તો એ છે કે, શસ્ત્ર વગર પણ આપણે આપણું કામ આગળ ધપાવી શકીએ એવી તાકાતનાં દર્શન આપણે હજી સુધીમાં કર્યા છે કે નહિ? જો ન કર્યા હોય તો આપણે કરવાં પડશે. તે વિના હિંદના વિજયની આશા નથી. આજ ૧૮૫૭ નથી. શસ્ત્રાસ્ત્રથી જીતવાનો જમાનો વીતી ગયો છે. એટલે ૧૮૫૭નો તે ભાગ તો હવે ઇતિહાસમાં જ શોભશે. બાકી, તે વખતનું આપણું શૂરાતન, ત્યાગ, આત્મબલિદાન આજ નવે વેશે અજમાવવાં ઘટે, એ સનાતન પ્રેરણાનાં તત્ત્વો રહેવાનાં. અને આપણામાં એકતાના અભાવને કારણે, હોઠ સુધી આવેલો પ્યાલો પડી ગયો, એ વસ્તુ સનાતન દીવાદાંડીરૂપ પણ નથી? એ વસ્તુ આજ પણ આપણને ચેતવી શકે છે. ભાઈ નગીનદાસનું પુસ્તક આ બધું સરલ ને લોકગમ્ય શૈલીમાં બતાવે છે. એ રીતે અને ઉપર કહી આવ્યો એ કારણે, તે સૌ કોઈને આવકારપાત્ર લાગશે.

---o---

# लोकमान्यने अंजलि

दत्तात्रेय बालकृष्ण कालेलकर

ઉન્નતિનો સાચો માર્ગ શરૂઆતમાં બહુ કષ્ટપ્રદ અને નિરાશાજનક હોય છે, પરંતુ પરિણામમાં સીધો, ટૂંકો અને મીઠો માલમ પડે છે. પાછલી સદીના મધ્યકાળમાં જ્યારે ભારતના દેશહિતૈષીઓ વિચારવા લાગ્યા કે ભારતની ચઢતી અને કલ્યાણ કેવી રીતે થાય, ત્યારે ઘણા લોકોએ અંગ્રેજી વિદ્યાના મોહમાં ફસાઈ જઈને નિશ્ચય કર્યો કે ભારતનો ઉદ્ધાર અંગ્રેજોથી જ થઈ શકે છે; અને તેઓની કાર્ય કરવાની રીત અખત્યાર કરવાથી લોકો એ વાતને ભૂલી ગયા કે રાષ્ટ્ર પોતાનો ઉદ્ધાર પોતે જ કરી શકે છે. તેટલા માટે મહાસભાની શરૂઆતમાં આપણા નેતાઓ આપણા દેશવાસીઓને દેશની સ્થિતિથી માહીતગાર કરવાને બદલે સરકારી ઑફિસર, પાર્લામેન્ટના મેમ્બર અને વિલાયતની જનતાને ભારતની દશાથી પરિચિત કરવા પ્રયત્ન કરવા લાગ્યા. બેશક, આ કામ તો રાજભાષામાં જ કરતા હતા. દેશની મહાસભા અંગ્રેજીમાં બોલવા લાગી, અંગ્રેજીમાં વિચાર કરવા લાગી, અને અંગ્રેજોની જ તરફ જોવા લાગી. અંગ્રેજી ભાષા દ્વારા દેશસેવા કરવાવાળાઓની પ્રતિષ્ઠા વધવા લાગી અને તેઓ જ અખિલ ભારતવર્ષના નેતાઓ ગણાયા.

પરંતુ ભારતના સૌભાગ્યથી થોડાઘણા લોકો પહેલેથી જ જાણતા હતા કે દેશનો ઉદ્ધાર જનતા મારફત જ થઈ શકે છે. જનતાને જાગૃત કરવી, જનતાનું સ્વાભિમાન, આત્મવિશ્વાસ અને પુરુષાર્થ વધારવો એ જ સાચી દેશસેવા છે. આવા લોકો દેશીભાષામાં પોતાનું કામ કરવા લાગ્યા. આખા ભારતવર્ષમાં એક ભાષા ન હોવાથી તેમનું કામ એક એક પ્રાંત સુધી જ ફેલાઈ શક્યું. તેઓ પ્રાંતના જ આગેવાન ગણાયા. તેમની પ્રતિષ્ઠા આખા ભારતવર્ષના અંગ્રેજી ભાષા બોલવાવાળા નેતાઓના કરતાં કંઈક થોડી હતી.

ભારતવર્ષની રાજનીતિની શરૂઆતમાં આ એક મુખ્ય ભેદ હતો. બીજો ભેદ અંગ્રેજી રાજ્યપદ્ધતિના ઉદ્દેશ્યો અને હેતુના સંબંધનો. અંગ્રેજ લોકો પહેલેથી જ કહેતા આવ્યા છે કે અમે લોકો ભારતના કલ્યાણ માટે જ પ્રયત્ન કરી રહ્યા છીએ. એ વાત સાચી છે કે ભારતના લોકોએ અંદર અંદર ઝગડા મચાવીને કેટલીય વાર અંગ્રેજોની મદદ માગી હતી, અને ક્ષુદ્ર રાજાઓના ઝગડાઓથી કંટાળી ગયેલી પ્રજા કોઈ કોઈ વખત અંગ્રેજોનું રાજ્ય ઇચ્છતી હતી. આવી દશામાં અમે ભારતના કલ્યાણ માટે જ આવ્યા છીએ એવા અંગ્રેજોના દાવા પર કેટલાય લોકો નાના બાળકની માફક વિશ્વાસ રાખતા હતા. કેટલાક લોકો એવા હતા કે જે જાણતા હતા કે આ બધું 'દંભ' છે, અંગ્રેજોનું આ દેશમાં આવવાનું કારણ માત્ર સ્વાર્થ જ છે. જે લોકો અંગ્રેજોના રાજ્યના ઉચ્ચ ઉદ્દેશો પર વિશ્વાસ કરતા હતા, તેઓ તે દિવસોમાં શિષ્ટ ગણાતા હતા અને જેમના મનમાં અવિશ્વાસ હતો તેઓ ઉદ્ધત અગર ગરમ સાબીત થતા હતા.

લોકમાન્ય ટિળક ઉપર બતાવેલા બન્ને ભેદોમાંથી બીજા પક્ષમાં હતા. તે જનતામાં માનતા હતા અને નોકરશાહીને ઓળખતા હતા. દેશી ભાષામાં અને પોતાના જ પ્રાંતમાં તેમણે કામ શરૂ કર્યું અને પહેલેથી જ નોકરશાહીનો વિરોધ શરૂ કર્યો. પરિણામ એ આવ્યું કે શરૂઆતમાં મહારાષ્ટ્ર સિવાયનું ભારતવર્ષ તેમને બહુ જ થોડું ઓળખતું હતું. અને જે થોડોઘણો પરિચય તેમનો થયો હતો તેનાથી લોકોમાં તેમના વિરુદ્ધ ગેરસમજ ફેલાઈ હતી. લોકમાન્ય ટિળક આ બધું જાણતા હતા. પરંતુ તેમનો સ્વભાવ વીરોચિત અને ધીરોદાત્ત

હતો. તેથી આ બધું તે સહન કરતા હતા. તેમને વિશ્વાસ હતો કે તેમનો રસ્તો જ સાચો હતો, અને દેશને છેવટે તે જ રસ્તા પર આવવું પડશે. અને સાચેસાચ થયું પણ તેવું જ. જેને લોકો ૧૯૦૭માં મહાસભાના વિનાશક માનતા હતા તેના જ નામથી ૧૯૨૧માં વિરાટ મહાસભાએ પોતાનો સ્વરાજફાળો કાયમ કર્યો. મહાસભાનું કામ અંગ્રેજ અધિકારીઓને વંચાવવાનું નથી, પરંતુ જનતાને દેશની સ્થિતિથી માહીતગાર કરીને પોતાના હક્ક અને કર્તવ્યનું ભાન કરાવવાનું છે. તેમની આ વાત પણ આજે મહાસભાએ સ્વીકારી છે.

કમળનું મૂળ જેવી રીતે પાણીની નીચે જમીન પર રહે છે તેવી રીતે રાષ્ટ્રનો પ્રાણ તેના ભૂતકાલના ઇતિહાસમાં રહે છે. ઇતિહાસમાંથી પોષક દ્રવ્ય ચૂસી લઈને વર્તમાન નવજીવનથી સીંચાઈને રાષ્ટ્ર-કમળ પોતાના આદર્શરૂપી સૂર્યની ઉપાસના કરે છે. આ સિદ્ધાંતને સમજીને લોકમાન્યે મહારાષ્ટ્રમાં શિવાજી ઉત્સવ ચાલુ કર્યો. તે શિવાજીની ધર્મનિષ્ઠા અને અન્યાય પ્રત્યે વિરોધ અને અસહિષ્ણુતા આ દેશમાં દાખલ કરવા ઇચ્છતા હતા. પરંતુ ટૂંકી નજરવાળા લોકો અંદર અંદર અશ્રદ્ધા ઊભી કરીને તેનો વિરોધ કરવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આથી ધર્માન્ધતા પેદા થશે, હિંદુ-મુસલમાનો વચ્ચે ઝગડા થશે. બસ, શંકા પ્રગટ થઈ અને એકદમ ફેલાવા લાગી. મુસલમાન લોકો પણ માનવા લાગ્યા કે લોકમાન્ય ટિળક આખરે તો પૂનાના બ્રાહ્મણ રહ્યા ને. હિંદુઓના પક્ષપાતી છે, મુસલમાનોનો દ્વેષ કરે છે. ગેરસમજ સહન કરવાનું લોકમાન્યના ભાગ્યમાં પહેલેથી જ લખ્યું હતું. તેમણે મનમાં એટલો જ વિચાર કર્યો કે મારા હૃદયમાં એક અને અખંડ ભારતવર્ષના કલ્યાણની ઇચ્છા છે. મારા શબ્દોથી નહિ, પણ મારા કામથી જ ગેરસમજ દૂર થશે. અને સાચેસાચ થયું પણ તેમ જ. લખનઉની મહાસભા વખતે જ્યારે હિંદુ-મુસલમાનનો વિરોધ મટી ગયો ત્યારે લોકમાન્યે જ મુસલમાનોની ઇચ્છા અનુસાર હક્કો આપવાનો ઠરાવ રજુ કર્યો. તેમણે એમ પણ કહ્યું કે મુસલમાનો આનાથી વધુ હક્કો માગે તો પણ હું તેમને આપવા તૈયાર છું. મુસલમાનો અમારા શત્રુ નથી. જે લોકમાન્યને મુસલમાન લોકો પોતાના વિરોધી સમજતા હતા તેમની જ સ્મશાનયાત્રામાં મુસલમાન આગેવાન મૌ. શૌકતઅલીએ પોતાની કાંધ આપી હતી અને પૂનાના હજારો બ્રાહ્મણોમાંથી એકેયે પણ તેનો વિરોધ ન કર્યો. ખિલાફતની ચળવળમાં લોકમાન્ય પૂરેપૂરા અલીભાઈઓની સાથમાં હતા, તો પણ તે કહેતા હતા કે ખિલાફતના પ્રશ્ન પર જે હિંદુ-મુસલમાન એકતા સધાઈ છે તે ગાંધીજી મારફતે જ દૃઢ થવી જોઈએ. તેમાં તેમનું જ અગ્રસ્થાન હોવું જોઈએ.

લોકમાન્યે આખી જિંદગીભર લડતાં લડતાં ભારતવર્ષમાં અપૂર્વ જાગૃતિ જોઈને પોતાનો દેહ છોડયો. દેહની સાથે તેમના બધા ઝગડાઓ પણ છૂટી ગયા. હવે તે ભારતવાસીઓના હૃદયમાં પ્રવેશીને પોતાના ચૈતન્ય દ્વારા સ્વરાજની પ્રેરણા કરવાનું પવિત્ર કામ કરી રહ્યા છે. લોકમાન્યની સ્વદેશ પર અપૂર્વ શ્રદ્ધા હતી. નજીવા શ્રાદ્ધથી તેમને અંજલિ નથી આપી શકાતી. જ્યારે હિંદવાસીઓ તેમની સાથે એકચિત્ત થઈને સ્વરાજ્ય પ્રાપ્ત કરશે ત્યારે જ લોકમાન્યને સાચી અંજલિ આપી શકાશે. જેમ ગંગાના પાણીથી જ સૂર્યવંશને અંજલિ આપી શકાઈ તેવી જ રીતે આપણા ભગીરથ પ્રયત્નથી પ્રાપ્ત થયેલા સ્વરાજ-જલ દ્વારા જ લોકમાન્યને આપણે અંજલિ આપવી જોઈએ. આ જ આપણું રાષ્ટ્રીય કર્તવ્ય અને તેમાં જ આપણા રાષ્ટ્રનો ઉદ્ધાર છે. *

* હિંદી ઉપરથી.

**અ-कवि**

એક વખત એક શેઠ ઑફિસમાં છત્રી ભૂલીને ઘેર ચાલ્યા ગયા. ઘેર પહોંચ્યા-ને આખી દુનિયા જખ મારે છે—પણ હિંદુસંસારમાં ઘર તો બૈરીનો રક્ષિત કિલ્લો છે, એટલે ઘેર પહોંચતાં જ અલીએ સંભળાવ્યું: 'રોજ જેવા નહિ તો, કોઈ છત્રી ભૂલીને આવતું હશે?'

'પણ એમાં થઈ શું ગયું, કાલે છત્રી લાવીશું, ઑફિસમાં છે નાં, કાંઈ ખોઈ તો નથી નાં?'

'હા, ઑફિસમાં છે—ઑફિસમાં છે, ઑફિસમાં છે, એમ કહો છો, તે પુછાવો મારા દેખતાં, છે ઑફિસમાં?'

'પણ હું કહું છું ને ઑફિસમાં છે!'

'તમે તો ખીસાઘડિયાળ ટેબલ પર પડયું છે એમ ક્યાં નહોતું કહ્યું?'

થોડા દિવસ પહેલાં શેઠનું ઘડિયાળ ખોવાયું ત્યારે ટેબલ પર પડયું હશે એમ તેમણે કહેલું. પણ ટેબલ ઉપર કોઈ ચીજને પડી રહેવા દેવાથી, તેને શરદી લાગી જાય, એમ ધારી ઑફિસ વાળવાવાળો જોરસંગ એને પોતાના ખિસ્સાની હૂંફમાં રાખ્યું હતું. ત્રણેક દિવસ એમ એની પરીક્ષા કર્યા પછી જોરસંગને, શેઠની ગરમી વધતી લાગી, એટલે એક દિવસ સાંજે એ અદ્દશ્ય ઘડિયાળ, દૃશ્ય થયું. ને બીજે દિવસે ટેબલ પર ડાહ્યુંડમરું થઈ ને બેસી ગયું; જાણે ત્યાંથી ખસ્યું જ ન હોય! આજે શેઠાણીએ એ પ્રસંગ યાદ કરીને, છત્રી વિષે પણ એમ જ બન્યું છે એ જોરથી કહ્યું.

પોતાની વાત સાચી કરવા શેઠે એટલા જ જોરથી ટેલિફોન હાથમાં લીધો: 'હલ્લો—હલ્લો—કોણ—રામસંગ—કોણ?'

રામસંગનો જવાબ મળ્યો હોય તેમ લાગ્યું. શેઠ બોલતા હતા: અરધી હિંદી—ઠેઠ ગુજરાતી.

'હલ્લો?—રામસંગ—જો, દેખો, હમેરી છતરી હે નાં—'

'અરે, સૂનો તો સહી—'

'અરે, પણ પૂરું સાંભળ તો ખરો—'

'હા, ભાઈ, સમજ્યો; પણ મારી છત્રી ત્યાં પડી રહી છે. નાં?'

પણ એ તો લેયો રામસંગ. શેઠ બૂમ મારતા જ રહ્યા.

'હાં, પણ બોલો તો ખરા, મારી છત્રી ત્યાં—'

એ તો લેયો રામસંગ! બોલે એ બીજા.

'હાં, જુઓ, મારી છત્રી ત્યાં છે નાં?—'

વાત એવી હતી કે રામસંગ ટેલિફોન ઉપર હતો ખરો, પણ જેવી શેઠે વાત કરી કે મારી છત્રી ત્યાં છે, એટલે તરત એ નિમકહલાલ નોકરે પાસે જ શેઠની છત્રી પડી હતી તે હાથમાં લઈને પોતાના હાથમાં પકડી રાખી, ટેલિફોન સામે ધરી અને ઊભો રહ્યો; ને

જરાક મીઠા સ્મિત ભરેલા મોંથી માથું ધુણાવતો રહ્યો. છત્રી ધરી રહ્યો—અને દેખાડતો રહ્યો. પણ બોલવાની પ્રતિજ્ઞા—કમબખ્ત ટેલિફોન—રામસંગની આ ઇશારત ભરેલી પ્રત્યક્ષ ભાષા શેઠને કહેતો નથી. ને ભૈયો રામસંગ છત્રીને ટેલિફોન પાસે વધુ ને વધુ નજીક લાવીને ધરી રાખે છે!

અંતે શેઠે ગુસ્સામાં ટેલિફોન છોડી દીધો!

'હું તો જાણતી જ હતી કે છત્રી તમે ખોઈ ને આવ્યા છો!' શેઠાણી બોલ્યાં: 'લ્યો ચાલો હવે, અણઆથમી કરી લ્યો. મને ખબર હતી કે આજે તમે છત્રી ખોઈને આવશો!'

'પણ ક્યાં ખોઈ છે?'

'ત્યારે આ ટેલિફોનમાં જવાબ ન આવ્યો—તો'ય તમારી ટાંગ અદ્ધર રહેવાની કે?'

'અરે, પણ એ ભૈયો છે એવો મૂરખ જેવો!'

'હા, બિચારો, છત્રી ન હોય તો ક્યાંથી કહે કે છત્રી છે. સાચું બોલે એટલે મૂરખ!'

'અરે, પણ સાંભળ તો ખરી!—'

'મારે નથી સાંભળવું તમારું—તમને કોઈ ચીજ ઓપતી જ નથી ને!'

'આ ભૈયો નવો છે—એ એમ માને છે કે ટેલિફોનમાં જેમ વાત સંભળાય છે તેમ ચીજ જોવાય છે પણ ખરી!'

'હવે એમાં તમે નવું શું કહ્યું?—સૌને ખબર છે કે 'ટેલિવીઝન'ની શોધ થઈ છે—'

'ના, ના, પણ સાંભળ તો ખરી—આ ભૈયો તો એમ માને છે કે ટેલિફોન બે કામ કરે છે: વાત લઈ જાય છે ને તેમાંથી સામો માણસ ચીજ જોઈ પણ શકે છે. એટલે એ ત્યાં છત્રી હાથમાં રાખીને ટેલિફોન પાસે ઊભો ઊભો માથું ધુણાવતો હશે!'

આપણી આ નવી સરકારની પણ એવી જ દશા છે. સૌ માને છે કે સરકાર બધું સાંભળી શકે છે. એટલે કે તે બધું જોઈ શકે છે. વાત કરે તો સરકાર સાંભળે છે એમ સૌ કહે છે. પણ વાત ન કરે તો સરકાર જુએ છે એમ પણ સૌ માને છે. એટલે જ્યારે પોતાનું ધાર્યું ન થાય ત્યારે સૌ સરકારની સામે રોષ પ્રગટ કરે છે. અમથાભાઈ ધારે છે કે સરકારે એમનું ધારેલું કરવું જોઈએ. રુસ્તમજી માને છે કે સરકાર એને જ અન્યાય આપી રહી છે. લખમીચંદ માને છે કે સરકારને વ્યાજવટાવનું જ્ઞાન નથી. ભાડૂતો માને છે કે સરકાર ઘરના પાયા જલદી ખોદાવી શકતી નથી. માલિકો માને છે કે સરકાર પાયા ખોદાવશે તો દેવાળું કાઢશે. દેવાળિયા માને છે કે સરકાર દેવાળું કાઢશે તો આપણે એની સાથમાં બેસી શકીશું! આમ આ સરકાર વિષે સૌ સૌની જુદીજુદી કલ્પના હોવાથી સરકારે શું કરવું જોઈએ એની યાદી એટલી મોટી થતી રહે છે કે મને ભય લાગે છે કે બીજા કોઈને પછી કાંઈ કરવાપણું જ નહિ રહે.

પણ આવી જાતનું Genius—પંડિત માલવીયજી વિષે વડી ધારાસભામાં એક અંગ્રેજ ગૃહસ્થે વાપરેલો શબ્દ વાપરીએ તો, Genius of complaining—ફરિયાદો આપ્યા કરવાની શક્તિ—એ આપણા સમાજનો ખરી રીતે ધરમૂળનો પાયો છે. આપણને સૌને ખબર છે કે ખામી ક્યાં છે ને બીજા માણસો શું કરે તો ખામી નીકળી જાય. સરકારની ખામી ક્યાં છે એ આપણાથી અજાણ્યું નથી. સરકાર શું કરે તો સુધરે એનું તો આખું 'લિસ્ટ' રજૂ કરી શકાય તેમ છે. ફરિયાદ કરવામાં કવિતાના જેવો રસાસ્વાદ છે.

જેમ તમે કવિતા વાંચી શકો, કરી શકો, સમજી શકો, સમજાવી શકો, અને છતાં તમે તો કવિતાથી અલિપ્ત રહી શકો તેમ ફરિયાદ કરનાર લખી શકે, કહી શકે, સમજાવી શકે છતાં પોતે તો અલિપ્ત રહી શકે. આવડી મોટી સરકારનો દાખલો બંધ ન બેસે તો ગમે તે એક નાની પોળનો દાખલો લ્યો. આપણે કેરી ખાધી છે એ જાહેરખબર કરવી હોય તો સારો રસ્તો એ છે કે ગોટલાં છોતરાંનો ઢગલો આપણા બારણા પાસે કરવો. પણ આપણા બારણા પાસે ઢગલો કરવાથી, કદાચ આપણા પાડોશીને ખોટું લાગે, માટે અરધો ઢગલો એના બારણા તરફ આવે તેમ કરવો. સહકારધર્મને અનુસરીને આપણો પાડોશી પણ એમ જ કરશે. અને એ પ્રમાણે સઘળા સહકારધર્મ સ્થાપે તો અનેક ગંદકીનું એકત્વ થાય. પછી સૌ ફરિયાદ કરી શકે કે આ પોળમાં તો ઘણી ગંદકી છે. આ પોળ તરફ કોઈનું ધ્યાન નથી. આ પોળમાં જ રોગ સૌથી પહેલો આવે છે. આપણા લોકોની વ્યવસ્થાશક્તિમાં ખામી છે. આમાં ખૂબી એ છે કે અનેકોની ગંદકી જ્યારે એકત્વ પામે ત્યારે પોળ ગંદી છે એમ કહેવાય. પોળ, એ તત્ત્વજ્ઞાનીઓના બ્રહ્મ જેવી નિર્લેપ વસ્તુ છે. પોળ ગંદી થવાથી કોઈ પણ માણસ ગંદો થઈ શકતો નથી એ સઘળો વાંક પોળનો હોવાથી માણસ તો નિર્દોષ જ રહે છે. હવે આ પોળ ગંદી હોવાથી એના વિષે આપણે લખી શકીએ, સ્વચ્છતા વિષે સમજાવી શકીએ, પોળમાંથી કોઈ ' ઇંગ્લંડરીટર્ન્ડ ' હોય તો ઇંગ્લંડના ધોરણ વિષે વાતો કરી શકે, ને એ પ્રમાણે પોળને સુધારવા તનતોડ મહેનત થઈ શકે. પેલા બે પટલિયા ભાઈઓની ' જાઓ ' ને ' ચાલો 'ની વાત જેવું આ છે.

આ સંબંધમાં એક રસિક ટુચકો છે તે જાણવા જેવો છે.

એક વખત એવું બન્યું કે બે પાસેપાસે રહેતા પાડોશીઓ રોજ સવારમાં ખડકી ઉઘાડી આળસ મરડતા એક બીજાની સામે જોઈ ' સુપ્રભાતમ્ ' શરૂ કરે ત્યાં તેમની નજર ખડકી પાસેના પગથિયા પર પડે ને રાખ, ચીંથરાં, કાગળના ટૂચા, એઠું, સઘળાંનું ' રાસાયનિક મિક્ષ્ચર ' દરેકની ખડકી પાસે પડયું હોય. એ બન્ને જણા વાતો કરે કે સાચું કહો ન કહો પણ કોઈ નિયમિત રીતે આપણી પાછળ પડયું છે. બન્ને જણાએ બહુ તકેદારી શરૂ કરી. સામેના મજૂરવાસનાં સઘળાંને ધમકાવી કાઢયાં. ભંગીને બરાબર સંભળાવી દીધી. પણ જો સવાર પડયા વિના રહે તો નિયમિત એ અપૂર્વ દર્શનનો લાભ એમને મળ્યા વિના રહે. રાત્રે બન્ને થાકયાપાકયા નવ વાગ્યા સુધીમાં તો પથારીમાં પડી જતા. એક વખત એવું બન્યું કે એક જણો કાંઈ કામ હોવાથી બહારથી મોડો આવ્યો. ત્યાં પોતાની ખડકી પાસે પોતાના મિત્રની છોકરીને બધો ઢગલો ફેંકીને ઝડપથી દોડી જતી જોઈ !

' સુશીલા ! તું જ છો કે ? આજ ચોર પકડાઈ ગઈ હો. તું જ હમેશાં આ કચરો નાખી જતી લાગે છે ! ' તેણે તેને પડકારી.

છોકરી ચાલાક હતી. તે થડકયા વિના બોલી : ' એ સાચું કાકા. પણ એ તો અરસપરસ છે નાં ? તમારો ભનુ હમણાં જ અમારા બારણા પાસે બધું નાખી ગયો. તમારું કાંઈ એમ મફત લેવાય ? '

બીજે દિવસે ' સુપ્રભાતમ્ ' કરતાં બન્ને જણા હસી પડયા : ' સુશીલાની બાએ તો કહ્યું છે કે હવે કાકાના ઘર પાસે ન નાખતી. ' એક જણ બોલ્યો.

બીજાએ જવાબ વાળ્યો : 'ભનુની માએ પણ સાંજે એને ધમકાવ્યો છે કે આપણા ઘર પાસે જ એમ નંખાય તો તો આપણને જ ગંદકી થાય.'

વાત એમ હતી કે કાંઈક બોલાચાલીને પરિણામે બન્ને ઘરમાંથી નાનાં છોકરાં રાતના દસ વાગ્યા પછી સઘળો સંગ્રહ એક બીજાના ઘર પાસે ઠાલવી જતાં. અને સવાર થાય ત્યારે જ એમને ખબર પડતી કે કોઈક એમને હેરાન કરી રહ્યું છે.

જેવી રીતે પોળમાં દરેક માણસ રાહ જોઈને બેઠેલ છે કે એની સામેનું ઘર સુધરશે એટલે પોળ સુધરશે તેમ આ સરકારી તંત્રનું બન્યું છે. દરેક માણસ રાહ જુએ છે કે સરકાર સુધરશે એટલે બધું સુધરી જશે. પણ પોતાની જ ભૂલનો સરકાર તો પડઘો માત્ર છે એ ખબર એને નથી. પેલા નાર્સીસસની પેઠે એ સરકારના ચહેરા સામે જુએ છે. ખરી રીતે સરકારી ચહેરો એ એના ચહેરાનું પ્રતિબિંબ માત્ર છે.

કેટલાક કહે છે કે વાતોનાં વડાં ન થાય. આ ઉપદેશ પણ એના જેવો જ છે. પણ એ ઉપદેશ અકાલ છે ને વાતોનાં વડાં થાય છે એ સત્ય છે. જર્મન-ફ્રેંચ યુદ્ધ વખતે લોકોને જે રસાસ્વાદ મળ્યો છે તે હજી કોઈ ભૂલ્યું નથી. એટલે જ કોઈ વાતની મજા જતી કરવા ખુશી નથી. 'કલાની ખાતર કલા' વિરુદ્ધ ઘણા લખે છે. પણ એમાં ખૂબી એ છે કે એ જે લખે છે–તે જ સિદ્ધ કરે છે કે એમને પણ જે શુદ્ધ આનંદ લખાણમાં મળે છે–કેવળ લખાણમાં મળે છે–તે બીજે મળતો નથી. એટલા માટે શુદ્ધાનંદ ગુમાવવો ન હોય તો વાતોનો આનંદ ન ગુમાવવો. વાતોનો આનંદ કાર્યની શરૂઆત સાથે સમાપ્તિ પામે છે. માટે કાર્યનો પરિપક્વ કાલ કોઈ દિવસ થયો નથી, ને વાતોનો પરિપક્વ કાલ હમેશાં છે એ ત્રિકાલાબાધિત સત્યને ભજવું જોઈએ.

———o———

## લક્ષ્યચ્યુતિ

તનસુખ ભટ્ટ

[ દ્રુતવિલમ્બિત ]

તલસતો તુજ દર્શન કાજ હું, નયન બે, તુજ દૃષ્ટિ સુહામણી
મહિં પરોવી સદા, વિસરી સહુ, વિલય આત્મ તણો તુજમાં ચહ્યો.
તિમિર ગાઢ છવાયલું માર્ગમાં, લળુંબી લાંબી રહી વડવાઈઓ
ઝબુકતા અહિં કૈં શત આગિયા, તિમિરને નયનો વિલુએ દીધાં.
ગહન કાનન જેમ વીંધી રહ્યો, સકલ રાજ્ય નિહાળું વિભાવરી
તણું, ભુલ્યો પથ, ધામ ભુલ્યો, ભમ્યો, નવ નિહાળી તને વનવાસિની!
ભટકિયો વન કાળ સુદીર્ઘ હું, ઉર જપ્યું 'તુજ દર્શન એકદા.'

# અકાળે

પદ્મપદ

[ મિશ્રોપજાતિ ]

પોઢી ગઈ, સોળ વસંત માણી
સદૈવની, વ્હેનડી સોડ તાણી.
પોઢી ભલે તું: નવ પોટશે આ
ઉરે કદી યે તુજ યાદ મીઠી.
એ યાદનો એક પ્રચંડ નાદ
ગુંજી રહ્યો આત્મગુહા મહિં ને
ત્યાંથી ઉઠે જે પ્રતિઘોષ, વ્હેનાં!
તે ઓગળી શબ્દસ્વરૂપ પામતો:
ન્હોતું ખીલ્યું જીવનપુષ્પ ત્હારું,
ના પૂર્ણ કો પાંદડી પાંગરી'તી.
બહલાવ્યું યે ના જગને જરીયે
હૈડું ભરી હાસતી આત્મસૌરભે,
ત્યાં તો ખર્યું–અર્ધખીલ્યું–ન ખીલ્યું,
મૃત્યુ તણી કારમી એક ઝાપટે.
ત્હારે ઉરે વ્યોમવિરાટ ભાવના,
ને મીઠડાં સ્વપ્ન–મધુર આશા
તણી ય જે પાંગરતી લતાઓ,
રહી સદાની વણપાંગરી તે.
ત્હારે હતા કોડ–નિઃસીમ ઘૂમવા,
ને ગુંથવા સ્યામલ કેશગોફ.
તોડી લઈ તારક તેજજૂથ; ને
માર્તણ્ડનાં દૈવમયૂખ લોચને,
આંજી અને આ જગ આંજવાને.
ને ચંદ્રથી નીતરી કૌમુદીનાં
ચકોર થૈ, પ્રેમથી ચીર ચૂમવા,
કે અપ્સરાઓ સહ સ્વર્ગકુંજનો
નચાવવા ઘુમ્મટ બ્રહ્મનૃત્યે.
ત્હારે હતા કોડ જ–પ્રિય વ્હેનાં!
મેઘે રચ્યાં આભની પુષ્પ-શ્સેજે,
ઇન્દ્રાયુધોના સ્વર્ગીય ઓઢણે.
ને વાયુદોળી શીત મંદ લ્હેરે,
ધીરે ધીરે નિંદરમાં ઢળી જવા.
ત્યાં ગુંજતી બ્રહ્મસિતાર સાંભળી
ને ડોલવા, ડોલરની કળાથી:
યા મત્ત થૈ સાગરઉર લ્હેરતી
તરંગમાળા સમ લ્હેરવા યે.
એ ભાવના–આશ–સુકોડ સર્વે
વ્હેની, ઉગ્યાં ને ઉગતાં શમ્યાં સૌ.
શમી ય એ પચમહાભૂતોની
ઘડેલ કાયા; તવ દેહી ઉડયો
અનન્ત પારે—અણદીઠ ભોમે,
અનાદિ ને અક્ષર બ્રહ્મ માંહે
વિભંગ એ બ્રહ્મ તણો સમાવા.
ઢૂંઢી વળ્યો હું—રસમૂર્તિ ત્હારી
ઊર્મિ રૂપે કો જળના પથારે;
વિહંગ કેરા લલકાર મીઠડે
કે મીઠડી સૌરભમાં ફૂલોની
વા તારકોનાં શુચિ નેનનર્તને.
ના,ના, ન ત્યાં તું–નવ ક્યાંય વ્હેની.
હું આજ ભાળું,
ડોકાવતી આ ઉરના મિનારે
લપાઈ બેઠી તુજ યાદ છાની,
છાનું મહાસૂત્ર પુકારતી કેં:
મોહેભર્યું જીવનગીત ગુંજે,
જગાડતું દેહની તંત્રી, સૂરથી.

ને મૃત્યુ યે માંડતું કાળનૃત્ય
ખેલી રહ્યું કેં લયખેલ આત્મના.
જ્યાં ગીત ને નૃત્ય શમી જતાં, ત્યાં
સ્તૂપો ચણે, માનવ, ફૂલ પાથરે
ને આંસુનાં શેં ઉપહાર અર્પે–?

(વસંતતિલકા)

ના હું ચણું સ્મરણનો જડ સ્તૂપ, વ્હેનાં!
કે: પાથરું ફૂલ તણો પૃથુપુંજ યે ના,
રેલાવું ના નયનથી જલબિંદુ એકે,
ઓઢી જ ભસ્મ શિર પેં થઉં ધન્ય નિત્યે.



# સત્યનારાયણ નાટયસમિતિ

## મેઘદૂત નાટક ભજવે છે !

લેખક: શ્રી અસમંજસ મુખોપાધ્યાય
અનુવાદક : રોપણ દયાળજી ઘેલાણી

'**અં**ગબંધુ' છાપાની ઑફિસમાં જબરદસ્ત શોરબકોર થઈ રહ્યો હતો. નીચેનો હોલ જ્યાં શ્યામબાબુ બેસતા હતા ત્યાં ભારે ભીડ જામી હતી. ભીડ કોઈ બહારના માણસોની નહોતી પણ ઑફિસના જ કારકુનો અને શ્રમજીવીઓની હતી.

એ ભીડમાં નાનામોટા હોદ્દાના બધાયે કર્મચારીઓ હાજર હતા. દફતરી દરવાનથી માંડીને 'પ્રિન્ટર,' 'કેશિયર' સુદ્ધાં બધાય હતા. મતલબ કે પ્રધાન પણ હતા, અ-પ્રધાન પણ હતા. પાતળા હતા, જાડા પણ હતા. ગોરા હતા, કાળા પણ હતા. લાંબા હતા, ઠીંગણા પણ હતા. વગેરે વગેરે. છતાં પણ બારીકીથી જોતાં જણાતું હતું કે એ ભીડમાં અપ્રધાન, પાતળા, રોગી, કાળા અને લાંબાની સંખ્યા વધારે જણાતી હતી. જેઓ પ્રધાન, મોટા, જાડા અને ગોરા તેમજ ઠીંગણા હતા તેઓની સંખ્યા મોટી જણાતી નહોતી. તે ભીડમાં હતા—નારાણબાબુ, નગેનબાબુ, શીતલબાબુ, મોતીબાબુ, સાતકોડીબાબુ, જીતેનબાબુ, હલધરબાબુ, જલધરબાબુ, શ્રીધરબાબુ વગેરે. અને શ્યામબાબુ તો હતા જ. એમની જગા પાસે તો આ બધી ભીડ હતી. અને તે કાંઈ ખાલી સાધારણ ભીડ તો નહોતી. ભીડની સાથે શોરબકોર, સવાલ જવાબ, તર્કવિતર્ક, ઉપદેશ, મશ્કરી, વ્યંગ, ઠઠ્ઠા, રહસ્ય ચાલી રહેલ હતાં. બારીકાઈથી જોતાં તેઓમાં અંદર અંદર કાંઈ કજિયો હોય એવું જણાતું નહોતું. પણ કાંઈક ગડબડ જરૂર થઈ હતી.

"ક્યાં ગઈ ક્યાં ?"

"અરે, જાશે કયાં, આટલામાંથી જ ક્યાંક હમણાં જ મળી આવશે."

"આટલાં વર્ષથી ભાઇ ઑફિસમાં કામ કરીએ છીએ પણ આવું તો કોઈ દિવસ બન્યું નથી."

"અરે, તું તો ધોરણસર 'સ્ટુપિડ' છો. 'સ્ટુપિડ' બન્યું નથી એ ખરું. પણ બને તો વાર કેટલી લાગે; આટલી જ ને ?"

"પણ આ તો નવાઈ જેવી વાત કહેવાય."

"હાસ્તો. જરૂર."

"પોલીસને ખબર દેવી જોઈએ."

"વારુ. શ્યામબાબુ. ક્યારે ખોવાઈ; ઠીક ટાઈમ કહી શકો ખરા ?"

"તું તો ગધેડો છે! આ કામ શું એમને પૂછીને એમની સલાહ લઈ ને કરવામાં આવ્યું છે કે કલાક મિનિટ સેકન્ડ બધું એ જોઇ રાખે ?"

"વારુ, જ્યારે ખૂબ જોરમાં વરસાદ—"

"તારું કપાળ! તું જરા ચૂપ રહે ચૂપ."

"અરે, એમ તો નહીં નહીં રે નહીં
એમ તો નહીં નહીં રે નહીં.
નહીં રે નહીં નહીં રે નહીં
એમ તો નહીં નહીં રે નહીં."

"સબૂર નારાણબાબુ, તારું ગાયન બંધ રાખ. બહુ જ ટેસમાં આવી ગયો હો તો ઘેર જઈને ગાયન ગાજે. વારુ, શ્યામબાબુ—"

"ના. બાપુ, આ ગુરુચરણ વાત બની છે. આવું કોઈ દિવસ બન્યું નથી."

વાત ગુરુચરણ અર્થાત્ ગુરુતર તો ખરી. શ્યામબાબુની અફીણની ડાબલી ચોરાઈ ગઈ હતી! એટલે કે શ્યામબાબુનું સર્વસ્વ ગયું અને તેથી આ બધો ઘોંઘાટ, ભીડ, ધમાલ, બકવાદ, તર્કવિતર્ક, યુક્તિ, મશ્કરી, ઠઠ્ઠા, વ્યંગ, ગાયન—

નીચે જ્યારે આ ધમાલ ચાલતી હતી ત્યારે બીજે માળે ખુદ માલિક—શેઠ પોતાના ઑફિસ રૂમમાં બેઠા બેઠા તેમની મુલાકાતે આવેલા એક સદ્‌ગૃહસ્થ સાથે એકચિત્તથી વાતચીત કરતા હતા.

"ત્યારે નવરાત્રિ પૂજાના છેલ્લા ત્રણે દિવસ આપનું નાટક ભજવાશે?"

"જી. હાં. 'ક્લાસિક'નું સ્ટેજ ત્રણ દિવસને માટે અમે ભાડે લીધું છે."

"કયો 'પ્લે' થવાનો છે?"

"મેઘદૂત. અને સાથે સાથે એક નાનકડું પ્રહસન પણ રાખ્યું છેઃ 'નવવિદ્યા સુંદર.' ત્રણ દિવસની ટિકિટ વેચાણના જે રૂપિયા આવશે તે અમે ત્રણ જગ્યાએ મદદરૂપે આપશું. એક દિવસના રૂપિયા જલપ્રલય સંકટનિવારણ ફંડમાં, બીજા દિવસના રૂપિયા બહેનો અને પુત્રીઓને પરણાવતાં દાયજો ન આપી શકે તેવા ગરીબ સદ્‌ગૃહસ્થોને, અને ત્રીજા દિવસની બેનિફીટના રૂપિયા એક સ્કૂલને મદદ તરીકે આપશું. એટલા ખાતર જ આપની પાસે એક ફેવર (favour) માગીએ છીએ. એટલે કે જાહેરખબરનો ચાર્જ—"

"વારુ. એ બાબતમાં મારાથી બનતું કન્સેશન હું આપીશ. સાત દિવસની જાહેરખબરના રૂપિયા થાય સાત દાંય સિત્તેર. તમે તેને બદલે મને પચાસ રૂપિયા આપજો."

"વારુ, તેમ. જેવી આપની મરજી. આપ મહાશય, સમજુ વિદ્વાન ધર્મિષ્ઠ છો, આપને વધારે શું કહેવાનું હોય? જનસાધારણના લાભને ખાતર આ 'બેનિફીટ પરફૉરમન્સ' છે. થોડીક ટિકિટ આપની ઑફિસના સ્ટાફમાં—એટલું તો આપને કરી લેવું જ પડશે. અને આપને પોતાને વાસ્તે બૉક્સ—તે તો આપને લેવો જ પડશે. એ સિવાય હું છોડવાનો નથી—"

કૅશિયર સાતકોડી બાબુએ ગંભીર ચિંતાતુર ચહેરે ધીરે ધીરે રૂમમાં દાખલ થઈ શેઠને પૂછ્યુંઃ "રૂપિયાપૈસા હું તમને આપી ગયો છું, મળ્યાને?"

"ક્યારે આપ્યા?"

"તમે જ્યારે ઉપર ત્રીજે માળે ગયા હતા ત્યારે. મને યાદ છે કે મેં ટેબલ ઉપર નોટ બે રાખી ઉપર પેપરવેટ દાબી અહીં મૂકેલ હતી."

"નવાઈ જેવી વાત છે. વારુ મહાશય સત્યનારાયણ બાબુ, આપના નામની સ્લીપ મળતાં તો હું તરત જ ઉપરથી નીચે ઊતરી આવ્યો. તમે રૂમમાં આવી બેઠા ત્યારે તમે કાંઈ નોટ ફોટ જેવું ટેબલ ઉપર જોયું હતું ? મને તો ભાઈ કાંઈ મળ્યું નથી. ભાઈ, તારું નામ છે સાતકોડી. સાત વાતમાં તારું મન હોય, ચિત્તનું ઠેકાણું હોય નહિ. વિચારમાં ને વિચારમાં ક્યાંક ભળતી જ જગ્યાએ રાખી દીધી હશે. જા જઈને યાદ કરીને તપાસ કર. નીચેના હોલમાં હમણાં જ તમારી બધાની શી ધમાલ ચાલતી હતી ?"

ધમાલની થોડીક ખબર શેઠના કાન ઉપર પણ આવી પહોંચી હતી.

"શું હતું સાતકોડી ?"

"એ તો શ્યામબાબુની અફીણની ડાબલી ખોવાઈ ગઈ તેની એ ધમાલ હતી."

"શ્યામબાબુ ? અફીણની ડાબલી ખોઈ ? સત્યાનાશની પાટી ત્યારે તો. જબરદસ્ત ગડબડ મચી ગઈ હશે એમ કહેને ? એક સાથે બેસીને બધા કામ કરો છો તેથી એની હવા તમને બધાને પણ લાગી જણાય છે. 'વાન ન આવે પણ સાન તો આવે ને ?' ત્યારે તો જરૂર એ વીસ રૂપિયા તેં જ ક્યાંક આડાઅવળા મૂકી દીધા છે—તેં જ ખોયા છે. હવે એક દિવસ એવો આવે કે 'બંગબંધુ'ની આખી ઑફિસ જ ખોવાઈ જાય તો નવાઈ ન કહેવાય. જા, જા, રૂપિયા ક્યાંક મૂકી દીધા હશે. જઈને તપાસ કર તપાસ."

એરંડિયું પીધા જેવું મોં કરી સાતકોડીબાબુ ધીરે ધીરે રૂમમાંથી બહાર નીકળી આવ્યો. સત્યનારાયણ બાબુ ઊઠીને ઊભા થયા અને બોલ્યાઃ " આજ ત્યારે જઉં છું —નમસ્કાર."

"નમસ્કાર."

## ૨

શ્યામ બજાર પર આવેલા ક્લાસિક થિયેટર પાસે જબરદસ્ત ભીડ જામી હતી. નવરાત્રિ પૂજાના છેલ્લા ત્રણ દિવસમાં અહીં સત્યનારાયણ નાટ્ય સમિતિ અપૂર્વ અભિનય કુશળતા દેખાડશે, પ્લે થશે—જે કોઈ દિવસ થયો નથી, ભવિષ્યમાં થવાની આશા નથી—'મેઘદૂત' અને 'નવ વિદ્યા સુંદર.'

બેનિફીટ નાઈટ. ઝપાઝપ ટિકિટો વેચાઈ રહી હતી. કલકત્તાના નાટક પ્રેક્ષકોમાં હાક બોલી ગઈ હતી. મહાકવિ કાલિદાસનું નિત્યસુંદર અમર કાવ્ય મેઘદૂત–તે વળી આમ નાટકના રૂપમાં અને વળી તેની સાથે મનને ઉન્મત્ત કરનાર રસના ફુવારા જેવું પ્રહસન વિદ્યાસુંદર, અને તે પણ વળી 'નવ'—સોનું અને સુગંધનો યોગ, કપીલા છઠ, પ્રયાગનો કુંભમેળો.

થિયેટરની બહારની ચોતરફની બધી દીવાલો નાટકની જાહેરખબરના મોટા મોટા અક્ષરોવાળા પોસ્ટરોથી સંપૂર્ણ ઢંકાઈ ગઈ હતી. જેઓએ ટિકિટ ખરીદ કરી હતી અથવા જેને હવે ખરીદવાની હતી, તેઓ એ જાહેરખબરને એક દિલે વાંચી મનમાં ને મનમાં એકજાતનો આનંદ–તૃપ્તિ–અનુભવતા હતા. અને જેઓએ ટિકિટ ખરીદ નહોતી કરી અથવા જેઓને ખરીદ કરવી નહોતી તેઓ પણ આ જાહેરખબર એકચિત્તથી વાંચી, પૈસા ખરચ્યા વગર, મનમાં થોડોક આનંદ ભોગવવાના અધિકારી બનતા હતા.

તરુણ તરુણીઓનાં યુથ, કવિ–સાહિત્યકારોનાં યુથ, કૉલેજના છાત્રોનાં યુથ, મોટાઓના બાપકમાઉ છેલબટાઉ યુવાન પુત્રોનાં યુથ, આ બધાં તો હતાં જ. એ સિવાય ચાલુ જમાનાનાં

જુદા જુદીઓ, વેપારીઓ દુકાનદારો, ફેરીવાલા, પત્રસંપાદકો, સ્કુલના માસ્તરો વગેરે દરેક શ્રેણીનાં સંખ્યાબંધ માણસો આ અપૂર્વ અભિનય જોવા અત્યંત ઉત્કંઠિત થઈ રહ્યા હતા અને શેરીએ શેરીએ ચકલે ચકલે જ્યાં જુઓ ત્યાં આ વિષય ઉપર જ પ્રબળ આંદોલન–આલોચના ચાલી રહેલાં હતાં.

મેઘદૂત કાવ્ય તરીકે અતૂલનીય. પણ એને નાટકમાં કેવું સ્વરૂપ આપી બધો સમાવેશ કરવામાં આવ્યો હશે એ એક પરમ વિસ્મયનો વિષય થઈ પડ્યો હતો. અભિનય જોવાય નહિ ત્યાં સુધી પ્રેક્ષકોનાં ચક્ષુ અને કર્ણોનું આ દ્વંદ્વ–વિસ્મય જાય તેમ નહોતું.

દૈનિક પત્રોની જાહેરખબરોની કટારોમાં, દીવાલ પર લગાવેલાં પોસ્ટરોમાં અને રસ્તે વહેંચાતાં હેન્ડબિલોમાં નીચે પ્રમાણે જાહેરખબર છાપવામાં આવી હતીઃ—

**જે હતું સ્વપ્ન—ફક્ત સ્વપ્ન**

તે સત્ય સ્વરૂપે હાજર થયું છે

**અસંભવિત સંભવિત બન્યું છે**

હંમેશની અજાયબી મટી ગઈ છે

**રૂપમાં રસમાં વર્ણવિલાસમાં સૌંદર્યમાં માધુર્યમાં**

**અપૂર્વ અને અતૂલનીય**

આવો, જુઓ, જીવન સાર્થક કરો.

**પેલો યક્ષ**

પેલી યક્ષપત્ની

એ જ રામગીરી (રામટેક) એ જ મેઘ એ જ સોનાનાં પીછાંની કળાવાળો મયૂર—

**જેને નચાવે છે પ્રિયા**

**કરતાલી દઈ દઈને**

વળી એ નવ વિદ્યા સુંદર

**એ જ વિદ્યા એ જ સુંદર એ જ માલિની**

**અને વળી બધાંથી સરસ આકર્ષક**

**માલિનીનાં પેલાં મનને ડોલાવનાર ગાયનો અને નાચ.**

સત્યનારાયણ બાબુને નહાવા ખાવાની પણ ફુરસદ નહોતી. સપ્તમીપૂજાને હવે ફક્ત સાત દિવસ જ બાકી રહ્યા હતા. કામનો કાંઈ સુમાર નહોતો. આ તરફ સાંજ પછી હંમેશાં રીહર્સલ પણ ચલાવવી પડતી હતી. નારાયણબાબુ સહકારી મદદગાર તરીકે હોવા છતાં એકલા સત્યબાબુને દશ સત્યબાબુ થઈ ચારે તરફનાં બધાં કામો જોવાં પડતાં હતાં. સાંજ વખતે કલબમાં રીહર્સલ આપવા જતાં રસ્તામાં તેમણે "બંગબંધુ"ની ઑફિસમાં આવી દર્શન દીધાં અને માલિક યતીશ બાબુને નમસ્કાર કરી એક ખુરશી ઉપર બેસી ગયા.

"આપને જ મનમાં હમણાં યાદ કરતો હતો. આપ સો વર્ષ જીવશો."

"ત્યારે તો દુઃખ પણ ઘણુંયે જોવું પડશે" કહી સત્યબાબુ ઉચ્ચ સ્વરે હો હો કરી ખડખડાટ હસી પડયા.

"જુઓ સત્યનારાયણબાબુ—"

"જી, મારું નામ સત્યબાબુ. નારાણબાબુ મારા જોડીદાર છે. અમારા બે જણનાં નામ ઉપરથી સત્યનારાયણ નાટ્ય સમિતિનું નામ હસ્તીમાં આવ્યું છે."

"ઓ હો. એમ છે શું? જુઓ સત્યબાબુ, આ આપનું બિલ લઈ જાઓ. અમારા પત્રમાં જાહેરખબરનો ચાર્જ થયો છે પચાસ રૂપિયા. અમારી ઑફિસના સ્ટાફમાં આપની એક રૂપિયાવાળી ૩૫ ટિકિટ વેચાઇ છે અને મારે લેવાનો એક બૉક્સ તેના રૂપિયા ૨૦. તેથી બિલના રૂપિયા આપને આપવા નહિ પડે. હું જ તમને રૂપિયા ૫ આપી દઈ બિલ Paid લખી આપી સહી કરી આપું છું."

હાવભાવમાં ઘણો જ ઉપકાર દર્શાવતા સત્યબાબુ બોલ્યાઃ "આપને હજારો ધન્યવાદ. Charity Performance–એક રીતે કહીએ તો દાન આપનું જ–જાહેર જનતાનું જ છે. ફક્ત તેમાં નિમિત્ત અમે થઈ જે સેવા બને તે કરી છૂટીએ એટલું જ અમારું. વારું ત્યારે, હવે હું રજા લઉં છું. હમણાં જ રીહર્સલ 'એટેન્ડ' કરવી પડશે. હું ધારું છું આઠેક વાગવા આવ્યા હશે." આટલું બોલી સત્યબાબુએ દીવાલે લગાડેલ ઘડિયાળ તરફ જોયું.

યતીશબાબુ બોલ્યાઃ "હાં, ઠીક યાદ આવ્યું. જુઓને સત્યબાબુ, અમારી ઑફિસમાં સ્વામબાબુની અફીણની ડાબલી ચોરાઈ ગઈ તે દિવસે તમે અહીં અમારી ઑફિસમાં જ હતા ખરું ને? સાતકોડીબાબુ એટલે કે અમારા કેશિયરે જે વીસ રૂપિયા તે દિવસે ગુમાવ્યા તે એમને ક્યાંય મળ્યા નથી. એ ઉપરાંત મારા હાથનું સોનાનું રીસ્ટવૉચ જે તે જ દિવસે મારા ટેબલના ડ્રોઅરમાં હતું તે પણ—"

"તે પણ ગયું કે શું?"

"જી હાં; ૮૦ રૂપિયાની કિંમતની ઘડિયાળ—"

"ડ્રોઅર શું તે દિવસે ખુલ્લું જ હતું?"

"મારું ડ્રોઅર તો ખુલ્લું જ રહે છે. પણ હું બરાબર યાદ નથી કરી શકતો કે મેં ઘડિયાળ ડ્રોઅરમાં મૂક્યું હતું કે બીજે ક્યાંય ગુમાવ્યું. તેથી તો તે દિવસે હું કહેતો હતો કે જ્યારે સ્વામબાબુની અફીણની ડાબડી ખોવાઈ છે, ત્યારે હજુ ઘણુંય ખોવાશે. અને જુઓને સાહેબ, થયું પણ તેમ જ—એમનું વાતાવરણ જ એવું ચેપી છે ને તેથી—"

બીજી બેચાર આડીઅવળી વાતો કરી સત્યબાબુ નમસ્કાર કરી તે દિવસને વાસ્તે વિદાય થયા.

૩

ગડબડાધ્યાય! અઘટિત ઘટના! અજાણનીય કાંડ! શરીરમાં જાણે કોઈએ પીન ઘોંચી દેવાને. તાવ આવે એવું. આવી વાત બનશે એવી કલ્પના પણ કોઈ કદાચિત કરી શકે નહિ. લૂંટ નહિ, ધાડ નહિ, ચોરી નહિ, એનાથી પણ ચાર ચંદા ચડી જાય એવું ચોંકાવનારું ભયંકર!

સપ્તમીની સાંજના 'ક્લાસિક' થિયેટરની સામે રથયાત્રામાં જગન્નાથનો રથ જોવા જેટલી ભીડ થાય તેવી ભીડ જામી હતી. કોઈ ચાલીને, કોઈ રીક્ષામાં બેસીને, કોઈ ટ્રામમાં,

કોઈ ટેક્સીમાં અને કોઈ વળી મોટરમાં ચડી આવીને આ જગ્યાએ ભીડ જમાવી રહ્યા હતા. કોઈના ચહેરા ઉપર ઉત્સાહ—આનંદ, કોઈના ચહેરા ઉપર અવસાદ, કોઈના ચહેરા ઉપર ઘૃણા, કોઈના ચહેરા ઉપર ક્રોધ. કોઈ કહેતું હતું: "ઉ:" કોઈ કહેતું હતું: "આ:" કોઈ કહેતું હતું "બાપરે!" કોઈ વળી કાંઈ પણ બોલતું નહોતું—એકદમ ચૂપચાપ. પણ એની એ નિરવતાના ઊંડાણના ભાગમાંથી જાણે ધ્વનિ નીકળતો હતો: "આહ કેવો ધાડપાડુ! કેવા ચોર બાપરે—બાપ!"

જનતા તો જાણે ઊભરાઈ નીકળી હતી. એક ટોળું જાય ત્યાં બીજું આવે. વળી એ જાય અને ત્રીજું આવે. બધાના મોઢામાંથી એક જ વાત: હાય હાય. હાહાકાર અને દીર્ઘ નિશ્વાસ!

"ઉ: કેવા ઉઠાવગીર! બાપરે!"

"સાહેબ આને જ કહેવાય: 'આખા તળાવની ચોરી.'"

"આખા શહેરના માણસોને છેતરી ગયા: પાકા ઉઠાવગીર ખરા!"

"અરે, એમાં શું થયું સાહેબ. નવરાત્રિ પૂજાના દિવસો જરા રસનું સાધન આપી ગયા. જરા હસી લ્યો ભાઈ."

"ઉ: પહેલાં મેં એક રૂપિયાવાળી એક જ ટિકિટ ખરીદી હતી સાહેબ, પણ વળી રહી રહીને શું કુમતિ સૂઝી કે વીસ રૂપિયાની એક આખા બૉક્સની ટિકિટ ખરીદી."

"સારું જ થયું. દેવદ્વિજમાં તો હવે કોઈની ભક્તિ કે શ્રદ્ધા રહી નથી. શારદીય પૂજા નિમિત્તે માતાજીએ તેથી જ પધારતાં પધારતાં જ વીસ રૂપિયાનો 'ફાઈન' કરી દીધો, સમજ્યાને."

"કબૂલ કરું છું કે 'ફાઈન' થયો પણ તે દેવદ્વિજ તરફ શ્રદ્ધા અશ્રદ્ધા કે ભક્તિ અભક્તિને કારણે નહિ. પણ આપણે હિંદુ થઈ હિંદુનું વૈશિષ્ટ્ય ગુમાવી બેઠા છીએ તે. કારણે. વિદેશી આચાર વિચારોના ચરણમાં આત્મબલિદાન દેવાથી—કેમકે—"

"મહાશય, શું સાહિત્યકાર છો?"

"કે કવિ છો?"

"કે—"

આ નિમિત્તે કેટલાક માણસોમાં પરસ્પર મશ્કરી અને વ્યંગ બોલતાં બોલતાં છેવટ મારામારી પર મામલો આવી પહોંચ્યો.

વળી બીજી તરફ કેટલાક માણસો એક સાથે મોટેથી બોલી ઊઠ્યા: "રામ બોલો, ભાઈ રામ! હરિ બોલ, બોલ હરિ!"

વાત એમ બની કે સત્યનારાયણ નાટ્યસમિતિ દોઢેક હજાર રૂપિયાની ટિકિટો વેચી અંતર્ધાન થઈ ગઈ હતી. 'બેનિફીટ નાઈટ': ચાર ચાર 'પરફોરમન્સ': રેલ સંકટનિવારણ ફંડ, સ્કૂલફંડ, ગરીબ બહેનોને મદદ કરવાનું ફંડ, મેઘદૂત નવ વિદ્યા સુંદર વગેરે બધુંય પોકળ—જૂઠું જૂઠું. થિયેટરની ભીંત ઉપર કેટલાંએક જાહેરખબરનાં પોસ્ટરો ઉપર લાલ રંગનો કાગળ ચોડી તેમાં ચાકના સફેદ મોટા મોટા અક્ષરોથી લખેલું હતું:—

"દૂત" પણું કરવા જતાં પૂર્વની હવાનો સખત ઝપાટો લાગતાં

"મેઘ" ઊડી ગયો!

મેઘ ઊડી ગયો અને તેની સાથે સાથે દોઢેક હજાર રૂપિયા પણ ઊડી ગયા! પણ મેઘની આશાએ એકઠું થયેલું ચળકતું ટોળું વિખરાઈ જવા ઇચ્છતું નહોતું. એ તો ટોળે ટોળે ભેગું થવા જ લાગ્યું અને બધા આ ઘટના સંબંધી નાના પ્રકારના તર્કવિતર્ક કરવા લાગ્યા.

સપ્તમીની સાંજના આ તરફ જ્યારે ઉપર પ્રમાણે ઘટના બની રહી હતી ત્યારે તે સમયે બીજી તરફ મોગલ સરાઈ સ્ટેશને એક્સપ્રેસ ગાડી ઊભી રહેતાં મધ્યમ શ્રેણી (ઈન્ટર ક્લાસ) ના એક ડબામાંથી સત્યબાબુ અને નારાણબાબુ ઊતર્યા. સત્યબાબુના હાથમાં એક 'સુટ કેસ' અને નારાણબાબુના હાથમાં હતું એક નાનું 'બેડિંગ'.

૪

આજ દશ દિવસ થયા સત્યબાબુ અને નારાણબાબુ કાશી આવ્યા હતા. નારદ ઘાટ પાસે એક એકમાળનું મકાન ભાડે રાખી બેઉ જણ રહેતા હતા. કલકત્તામાં 'મેઘદૂત' ની લીલા સમાપ્ત કરી બેઉ મિત્રો વિશ્વનાથના દર્શન કરવા પધાર્યા હતા. હજુ થોડાક દિવસો અત્રે રહી પછી બીજે ક્યાંક જવાનો એમનો વિચાર હતો.

સાંજ પડી ચૂકી હતી. ચોતરફની દેવાલયોની દીવાલોમાંથી સંધ્યા આરતીની નોબતના સૂર શરદ્ ઋતુના પવન સાથે ભેળાઈ કાને અથડાતા હતા. પતિતપાવની ગંગાના વક્ષઃ-સ્થલ ઉપર અસંખ્ય હોળકાં અને મછવાઓ દીપમાલાથી સુશોભિત જણાતાં હતાં.

પાસે જ આવેલા ગંગાઘાટ ઉપરથી કોઈના રામપ્રસાદી ગાયનનો અવાજ કાનના પડદા સાથે અથડાતો હતોઃ

"હૃદયકમલ હીંડોળે ડોલે કરાલ વદની શ્યામ."

બીજા માળના એકાંત ઓરડામાં બન્ને મિત્રો સત્યબાબુ અને નારાણબાબુ સામસામા બેઠેલા હતા. તેઓનાં આ નામો તેઓના આ 'મેઘ'નાં જેવાં જ બનાવટી હતાં એ વાત નિઃસંદેહ હતી. પણ તેઓનાં ખરાં નામ પણ આપણી જાણમાં નથી તેથી આપણી વારતા પૂરતા તો તેઓ સત્ય પણ ખરા અને નારાયણ પણ ખરા.

સત્યબાબુ બાજુમાં પડેલા સુટકેસમાંથી હાથનું ઘડિયાળ ઉપાડી જોઈ ને બોલ્યાઃ "આઠ વાગ્યા. ત્યારે હું પહેલાં જમી આવું. આ ઘડિયાળ કિંમતી છે. યતીશબાબુ તે દિવસે કહેતા હતા કે ૮૦ રૂપિયા એની કિંમત છે. સારો ખરીદનાર મળતાં એને વેચીને પાર કરશું."

"ત્યારે બધા કરતાં યતીશબાબુનાં જ હાડકાં વધારે ખોખરાં કર્યાં છે કે કેમ!"

"તેમાં ખોટું શું છે? રોકડા વીશ અને પાંચ-પચીશ રૂપિયા, ૭૦ રૂપિયાની જાહેર-ખબર, ૮૦ રૂપિયાનું ઘડિયાળ, બે ફાઉન્ટનપેન અને એક ડાબલી અફીણની. અફીણની ડાબલી એની ઓફિસની સીડી ઉપર ચડતાં મળી હતી એ હું ત્યાં જ એ લોકોને પાછી આપી શકત."

"ત્યારે કેમ આપી નહિ?"

"કેમ એમ કે આ ભોળા મનને કેવળ લેવાની જ ઇચ્છા થાય છે; દેવાની ઇચ્છા કોઈ કાળે થતી નથી. જવા દે એ વાત—ચાલો આ નવરાત્રિ ઉત્સવ નિમિત્તે 'નેટ' ચૌદસો મળ્યાને? તારે મને એક લાખ શાબાશી દેવી જોઈએ."

સત્યબાબુની પીઠ થાબડી શાબાશી આપતાં નારાયણબાબુ બોલ્યોઃ "વધારે શાબાશી આપવા જતાં આગળ ઉપર કોઈ દિવસ તું મને પણ ચોરી લઈ જઈ વેચીને ખાઈ જઈશ."

'નેટ' ચૌદસોમાંથી આ થોડા દિવસોમાં લગભગ એકસો રૂપિયા આ લોકોને ખર્ચ થઈ ગયું હતું. સુટકેસમાં હવે તેરસો રૂપિયા રોકડા હતા. એટલે 'સુટકેસ' ઘરમાં રેઢો રાખી બન્ને મિત્રે એક સાથે ક્યાંય બહાર નીકળી શકે તેમ નહોતું. કબૂતરનાં જોડાંએ જન્મ આપેલાં ઈંડાંને ગરમી આપવા એક જણે ઘેર રહેવું જ જોઈએ. એક જણ જઈ આવે ત્યારપછી બીજો જણ બહાર જાય.

...કારીમાં આવ્યા પછી હોટેલમાં જ ખાવાપીવાનો બંદોબસ્ત રાખેલો હતો તેથી ઘડિયાળ તરફ જોઈ સત્યબાબુ બોલ્યાઃ "આઠ વાગ્યા, હું પહેલાં જમી આવું."

સત્યબાબુ નવું ખરીદેલું જાપાનીઝ સિલ્કનું પંજાબી (ઝભ્ભો) પહેરી હોટેલ તરફ જવા બહાર નીકળ્યા. તે જમી આવે તે પછી નારાયણબાબુને જમવા જવાનું હતું.

નારાયણબાબુ એક સિગરેટ સળગાવી બારી પાસે આવી બેઠા. થોડાક દિવસથી તેના પવિત્ર મનમાં એક અપવિત્ર ચિંતાએ દેખાવ દીધો હતો. હમણાં એકાંત મળતાં તે ચિંતાએ પોતું ઊંકિયું કર્યું:

"હજુ પણ તેરસો તો મોજૂદ છે. પણ અહીંતહીં ફરતાં રખડતાં પાંચસેક તો ખલાસ થઈ જશે. બાકી રહેશે આઠસો. તેના અરધા ચારસો મારા, ચારસો એના, એમ ભાગ વહેંચાશે ત્યાંસુધીમાં એટલા પણ મળશે કે કેમ એ શંકા પડતું છે. કાં તો છેવટ ચણા ખાઈને હાથ ચાટવા જેવું થશે. ના : એ તો જે વિચાર કર્યો છે તેને જ અમલમાં મૂકી દેવો જોઈએ; 'यः पलायति स जीवति' અને તેમાં વાર પણ 'नैव कर्तव्यं'. આજ રાતે જ."

એક છેલ્લો દમ જોરથી મારી સિગરેટના બાકી રહેલા ટુકડાને નારાયણબાબુએ બારીની બહાર ફેંકી દીધો.

* * *

ગંભીર રાતે અવાજ થયોઃ ખટાક!

સત્યબાબુની સજાગ નિદ્રા–કાગ નિદ્રા. પૂછ્યુંઃ "કેમ, શું છે રે?"

"ઘડિયાળ જોઉં છું. હવે રાત કેટલી બાકી હશે?"

"સૂઈ જા, સૂઈ જા, રાત હજુ સાડા બત્રીશ. અંધારામાં ઘડિયાળ કેમ જોઈશ?" અફીણ ખાનારા નશાખોરની માફક તરત જ સત્યબાબુની આંખો મિંચાવા માંડી અને ધીરે ધીરે એમનાં નસકોરાં બોલવાં શરૂ થઈ ગયાં.

લગભગ એકાદ કલાક પછી વળી પાછો અવાજ થયોઃ ધપાક–ધપ!

"વળી આ શું થયું રે?"

"એક બિલાડી હતી ભાઈ. શાળાને જોરથી એક જોડાનો ઘા માર્યો."

"સારું કર્યું—" અને સાથે સાથે જ મૃદુ અવાજથી નસકોરાંનો શબ્દ. નારાયણબાબુના હાથમાંથી સૂટ કેસ જમીન ઉપર પડી ગયો હતો. આ વખતે તે મનમાં ને મનમાં કોણ જાણે કોના ઉપર બહુ જ ગુસ્સે થયો અને આજની રાત આશા છોડી બહુ જ નારાજ–નિરાશ–થઈ બિછાના ઉપર જઈ એક બાજુએ પડખાભર સૂઈ ગયો.

## ૫

"નમો નારાયણ—કલ્યાણ થાઓ બેટા."

સત્યબાબુ અને નારાયણબાબુએ ઓરડાનાં ખુલ્લાં બારણાં તરફ નજર કરી જોયું તો ભગવાં વસ્ત્ર પહેરેલા દંડધારી મુંડિત મસ્તક એક તરુણ સંન્યાસી ત્યાં ઊભો હતો. શરીર ઉપર ભગવું પહેરણ પહેરેલું હતું. એક હાથમાં કાંઈક વસ્તુ જણાતી હતી. બીજા હાથમાં દંડ હતો. સત્યબાબુએ પૂછ્યુંઃ "શું જોઈએ બાવાજી."

"નમો નારાયણ! તમારું કલ્યાણ થાઓ. કાંઈક ખાવાનું આપો."

"અમે તો ઘરે જમતા નથી બાવાજી, તેથી ખાવા જેવી કોઈ ચીજ ઘરમાં નથી." આમ કહી સત્યબાબુ ગજવામાંથી એક રૂપિયો કાઢી સંન્યાસીને દેવા લાગ્યો. સંન્યાસી બોલ્યો: "રૂપિયા પૈસા લેવાનો અમને નિષેધ છે. કાંઈક ખાવાની જ ભિક્ષા જોઈએ છીએ."

"આ રૂપિયામાંથી ખાવાનું જે જોઈએ તે ખરીદી લેજો ને."

"ધન લેવું નિષેધ છે!"

સંન્યાસી ત્યાંથી ચાલી જવા માંડયો.

સત્યબાબુ બોલ્યો: "વારુ બાવાજી, આપ દશપંદર મિનિટ અહીં જરા બેસો તો હું આપને વાસ્તે દાળ, ચોખા, લોટ, ઘી ખરીદી લાવું."

"વારુ, જાઓ. પણ ભીખ માગતી વખતે કયાંય આસન ગ્રહણ કરવું નિષેધ છે. હું ઊભો જ રહીશ. જલદી આવજો."

સત્યબાબુ રૂપિયો લઈ ઉતાવળો બહાર ગયો. સંન્યાસી નારાયણબાબુને કહેવા લાગ્યો: "એક જ જગ્યોએ વધારે વખત રહેવાનો અમને નિષેધ છે તે સિવાય બીજું પણ એક કારણ છે કે જેથી હું આશ્રમની બહાર વધારે વખત રહી શકતો નથી. મને એક બિમારી છે. કોઈ કોઈ વખત છાતીમાં અચાનક દરદ થઈ આવતાં મારું માથું ફરી જાય છે. અને મને વાઈ—મૂર્છા આવી જાય છે."

"આપ જરા અહીં જમીન ઉપર બેસોને, બાવાજી."

"કહ્યું તો ખરું કે ભિક્ષા માગવા જતાં કયાંય બેસવાનો અમને નિષેધ છે. ગુરુની આજ્ઞા—"

અચાનક તેની છાતીમાં શ્વાસના ધબકારા વધી ગયા હોય એમ તેના હાવભાવ ઉપરથી જણાયું. માથું ફરતું જણાયું. હાથમાંનો દંડ હાથમાંથી પડી ગયો!

"બાવાજી, કાંઈ બેચેની જણાય છે કે શું?"

ધડાક કરતા સંન્યાસીબાવા જમીન ઉપર પડી ગયા! નિર્વાક્ નિસ્પંદ, તેનું આખું શરીર લાકડા જેવું કઠણ થઈ ગયું. નારાયણબાબુ ગભરાયો. આ અચાનક આવી પડેલી આફતમાં શું કરવું તે કાંઈ નક્કી ન કરી શકતાં સંન્યાસીના મોઢા સામું ગભરાયેલી આંખોએ તાકી તાકીને જોઈ રહ્યો. અચાનક સંન્યાસી બાવા જરા હાલતા જણાયા. ઘણી પીડા થતી હોય તેમ ધીમે સ્વરે બોલ્યા: "જલદી પાઉડર સોડા અને થોડું ગંગાજલ."

નારાયણબાબુ ધડાધડ ઉતાવળથી નીચે ઊતર્યો અને ગલીના નાકા ઉપર દવાખાનામાં ગભરાયેલ ચહેરે દાખલ થયો.

આ સંસારમાં કયારે શું થાય તે કાંઈ કહી શકાય નહિ. સત્યબાબુના જવા પછી એ ચાર મિનિટમાં જ ઉપલો બનાવ બની ગયો.

દવાખાનામાં પાંચેક મિનિટની વાર થઈ. ત્યાંથી ઉતાવળે બહાર નીકળી બાજુના એક ઘરમાં રહેતા પંડિત પાસેથી એક લોટો ગંગાજળ લઈ નારાયણબાબુ દોડીને આવતો જણાયો.

મનમાં ને મનમાં તે બહુ જ ગભરાતો હતો. શું થયું હશે? સંન્યાસી આટલી વાર સુધી હશે કે કેમ? સત્યબાબુ બહાર ગયા છે. ઘરમાં કોઈ નથી એ સ્થિતિમાં તેણે ઘર છોડવામાં ભૂલ—"

ત્યાં તો સત્યબાબુ પણ સામેથી આવતા જણાયા. ઉતાવળે સીડી પર ચડતાં ચડતાં ટૂંકમાં નારાણબાબુએ તેને આ બધી વાત કહી, તે ચમકી ઊઠયો. તેના પગ જ ઢીલા પડી

ગયા જણાયા. હાથમાંથી ચાવલ, દાળ, આટા વગેરે ખાદ્ય દ્રવ્યની કાગળની થેલી સીડી ઉપર પડી ગઈ અને તેમાંથી બધું વેરાઈ ગયું. પણ તેની કાંઈ પરવા ન કરતાં બન્ને જણા ધપાધપ પગથિયાં કુદાવતા ઉપર ઉતાવળે ચડી આવ્યા.

પણ નારાણબાબુને જે બીક લાગી હતી તે જ બન્યું હતું—સંન્યાસી બાવાનું અસ્તિત્વ નહોતું એટલે કે સશરીરે અદશ્ય!

ઉતાવળે ઉતાવળે બન્ને મિત્રો ઓરડામાં દાખલ થયા અને ત્યાંનો બધો ખેલ જોઈ વજ્રહત થઈ બન્ને જણા માથે હાથ મૂકી બેસી જ ગયા. સંન્યાસી બાવા નહોતા, 'સુટ કેસ' પણ નહોતો—એની અંદર જ તો તેરસો રૂપિયાની નોટો વગેરે હતું!

સુટ કેસ મળ્યો નીચે. સીડી ઉપર ચડવાની જગ્યાની બાજુમાં એક નાનો ખાંચો હતો ત્યાંથી. આ ઘરમાં બીજા કોઈ ભાડૂત રહેતા નહોતા. આવડો મોટો 'સુટ કેસ' તરુણ સંન્યાસી બાવા લઈ જઈ શકયા નહિ હોય અને તેથી આ નિર્ભય જગ્યાએ તેને રાખી ગયા હશે. 'સુટ કેસ'નું ઉપરનું ઢાંકણું છરીથી કાપેલું જણાયું. તેની અંદર લુગડાં કપડાં વગેરે જે હતું તે બધું એમનું એમ જણાયું, નહોતી ફક્ત તેરસો રૂપિયાની નોટો, 'રીસ્ટવોચ' 'બે ફાઉન્ટન પેન' અને એક ડાબલી અફીણની. તેના બદલે જે હતું તે એક નવી જ વસ્તુ હતીઃ કાળા રંગનો મોટોમસ એક કાગળ. ઘણું કરીને આ કાગળ જ ઘડી કરેલો સંન્યાસી બાવા આવ્યા ત્યારે તેમના હાથમાં તેમના ઉત્તરીયમાંથી જણાતો હતો. તે મોટા કાગળની ઘડી ઉખેડી તેને જમીન ઉપર પાથરવામાં આવ્યો. તે કાગળની કાળી જમીન ઉપર ચાકના મોટા અક્ષરોથી નીચે પ્રમાણે લખેલું હતુંઃ

**પૂર્વનો મેઘ પશ્ચિમમાં ઘેરાયો હતો. પરિણામે પ્રબળ વર્ષણ. તેનાથી આવેલા પૂરમાં બધુંય તણાઈ ગયું–'સુટ કેસ' સુદ્ધાં. હરિ હરિ"**

**"સમાપ્ત"**

પણ સમાપ્ત પછી પણ જરા બાકી રહેલું 'સમાપ્ત' છે. જે અઠવાડિયામાં આ વાત બની તે પછીના બીજા અઠવાડિયાના 'બંગબંધુ' સાપ્તાહિકમાં નીચે પ્રમાણેના સમાચાર પ્રગટ થયા હતાઃ—

"નવરાત્રિ પૂજાના થોડા દિવસ અગાઉ 'સત્યનારાયણ નાટ્યસમિતિ'ના નામથી કલકત્તા શહેરમાં છરેચોક ધોળે દિવસે જે એક મોટી છેતરપિંડી થઈ ગઈ છે તેનાથી કોઈ ભાગ્યે જ અજાણ્યું હશે. આ બનાવથી 'નાટ્ય સમિતિ'ના બે જણ મહા ઠગ ખોટી ટિકિટો વેચી સેંકડા રૂપિયા લઈ છપાંચ ગણી ગયા હતા. તે બધા રૂપિયા અમારી ઓફિસના હુશિયાર કેશિયર શ્રીયુત સાતકોડી ઘોષાલની અપૂર્વ બુદ્ધિ અને અપાર પરિશ્રમને પરિણામે પાછા મેળવી શકાયા છે. તેથી આ જાહેરાતથી સર્વસાધારણને જણાવવામાં આવે છે કે જેઓએ રૂપિયા આપી ટિકિટો લીધી હોય તેઓએ પોતપોતાની ટિકિટો લઈ અમારી ઓફિસમાં આવી તે ટિકિટો આપી જવી એટલે એમને એમના ખરચેલા રૂપિયા પાછા આપવામાં આવશે. અને શું બન્યું હતું, કેવી કુશળતા અને યુક્તિથી પૈસા પાછા મેળવ્યા તે બધું વીગતવાર ત્યાં જાણી શકાશે.

અત્રે એક વાત કહેવી જરૂરની જણાય છે. નવરાત્રિના તહેવારો નિમિત્તે શ્રીયુત સાતકોડીબાબુ બનારસ (કાશી) ફરવા ગયા હતા અને ત્યાં તેમણે આ મહારાજાઓને જોનાં, બધી તપાસ ખાનગી રીતે રાખી, અદ્‌ભુત કુશળતા વાપરી બધા રૂપિયા આ ઠગોના હાથમાંથી પાછા મેળવ્યા છે. એટલે કે સાતકોડીબાબુને બધાઓએ પોતપોતાની ઇચ્છા મુજબ કાંઇક કાંઇક બક્ષિસ આપવી એ બધાઓની ફરજ છે એમ અમારું માનવું છે.

—o—

રામનારાયણ વિ. પાઠક

## બંકિમ જયંતી

બંકિમ જયંતીના પ્રસંગે સહેજ પ્રશ્ન ઊઠે છે કે બંગાળી સાહિત્ય સાથે આપણો સૌથી પહેલો સંબંધ ક્યારે થયો, અને પછી એ કેમ પોષાયો. અત્યાર સુધી ગુજરાતી સાહિત્યને આવા સંબંધો ત્રણ પ્રાન્તના સાહિત્ય સાથે છેઃ હિંદી, મરાઠી અને બંગાળી. ગુજરાતી ભાષાને, ભાષાના બંધારણની દૃષ્ટિએ પશ્ચિમ રાજસ્થાની અને મારવાડી સાથે વધારે સંબંધ છે, ગુજરાતની ઘણીયે નાતો મારવાડમાંથી ઊતરી આવી છે છતાં મારવાડી સાથે આપણે સાહિત્યસંબંધ નથી. મારવાડનાં થોડાં ભજનો, થોડી વાર્તાઓ, શૌર્યકથાઓ, લોકગીતો ત્યાંથી આપણા લોકો સાથે લઈ આવ્યા હશે પણ તે તો પુરાતત્ત્વવિદે શોધવાની વસ્તુ થઈ ગઈ છે, કોઈ જીવન્ત સાહિત્યસંબંધ અત્યારે તેની સાથે નથી.

**હિંદના અન્ય પ્રાન્તો સાથેના સાહિત્ય-સંબંધો**

હિંદી સાથે ગુજરાતીને જૂનો સંબંધ છે. હિંદી રાષ્ટ્રભાષા હતી, અને કંઈક અંશે તે સાહિત્યની અને ભજનોની ભાષા હતી. હિંદીમાંથી ભૂતકાળમાં આપણે ઘણું લીધું છે, અને હિંદીને યથાશક્તિ આપણા કવિઓએ ફાળો આપ્યો પણ છે. સદ્‌ગત ડાહ્યાભાઈ દેરાસરીએ ૯૭ ગયે વરસે જ "ગુજરાતીઓએ હિંદી સાહિત્યમાં આપેલો ફાળો" એ વિષય ઉપર ગુજરાત વર્નાક્યુલર સોસાઈટી તરફથી એક નાની પુસ્તિકા બહાર પાડી હતી તેમાં હિંદી સાથેનો સંબંધ કેવો ગાઢ અને માર્મિક હતો તે બતાવેલું છે.

**હિંદી સાહિત્ય સાથેનો સંબંધ**

મરાઠી સાથેનો આપણો સંબંધ હિંદીની અપેક્ષાએ ઘણો મોડો ગણાય. આપણા જૂના કવિઓએ મરાઠી સાથે આપલેનો સંબંધ રાખ્યો જણાતો નથી. દયારામે મરાઠીમાં થોડાં કાવ્યો કર્યાં છે, તેણે દક્ષિણનાં તીર્થો કર્યાં હતાં, પણ એ કાવ્યો જીવન્ત સંબંધના પુરાવા કરતાં મને કૌતુકનાં વિશેષ જણાય છે. મરાઠી સાથેનો સંબંધ કેવળ આધુનિક છે, અને તેમાં, આપણા ઈલાકાની રાજ્યધાની દક્ષિણમાં મુંબઈ થઈ એને હું કારણ માનું છું. આથી જ સરકારનાં દેશી ભાષાખાતાંમાં પહેલા દક્ષિણીઓ ગયા ને પછી એકતંત્રતા સાચવવા માટે ગુજરાતીમાં મરાઠીનાં ભાષાન્તરો થયાં. સાઠીના સાહિત્યમાં આ ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પાડેલો છે. અત્યારે બન્ને ભાષાઓ એક જ ભૂમિકા ઉપર છે, બન્નેમાં સ્વતંત્ર રીતે લલિત વાઙ્મય લખાય છે, સ્વતંત્ર રીતે શોધખોળ થાય છે, બન્ને એક બીજા

**મરાઠી સાહિત્ય સાથેનો સંબંધ**

સાથે આપલેનો વ્યવહાર રાખે છે. બન્ને વચ્ચેનો આ વ્યવહાર વધવો જોઈએ, અને ભાષાની દૃષ્ટિએ પણ બન્નેના અભ્યાસીઓ નીકળે એ ઇષ્ટ છે.

**બંગાળી સાહિત્ય સાથેનો સંબંધ**

બંગાળી સાથેનો આપણો સંબંધ આ બન્નેથી ભિન્ન રીતે થયો છે. એ સંબંધ કરી આપનાર મૂળ વ્યક્તિ નારાયણ હેમચન્દ્ર મને જણાય છે. અને અત્યારે આ સંબંધ જો કે બંગાળીમાંથી નવલકથાના અનુવાદનું રૂપ મુખ્યત્વે ધરાવે છે પણ મૂળ તે એ રૂપનો નહોતો. બાબુ દેવીપ્રસન્ન રાય ચૌધરીની મૂળ બંગાળી વાર્તા "સંન્યાસી"ના નારાયણે ગુજરાતીમાં કરેલા ભાષાન્તરની સમાલોચના લેતાં સદ્‌ગત નરસિંહરાવ ૧૮૮૯માં લખે છે:

અત્યારસુધી ભાઈ નારાયણે બહુધા સાક્ષાત્ ઉપદેશ આપનારા ગ્રન્થો ઉપર જ શ્રમ ગાળ્યો હતો. અશ્રુમતી અને પુરુવિક્રમ નાટક એ બે નાટકગ્રંથો બાદ કરતાં, પરોક્ષ રીતે ઉપદેશ આપનાર નાટક વાર્તા ઇત્યાદિ રૂપના ગ્રંથમાં નારાયણ હેમચન્દ્રનો આ પ્રથમ જ પ્રસિદ્ધ કરેલ ગ્રંથ છે. ગુર્જર ગ્રંથકારોને વાર્તા ગ્રંથ તે શું એ વાતનો અસાધારણ પરિચય કરાવનાર આ બંગાળી વાર્તાનું ભાષાંતર છે. (મનોમુકુર પૃ. ૧.)

અર્થાત્ નારાયણ હેમચન્દ્રે બંગાળીમાંથી પહેલાં ભાષાન્તરો કરેલાં તે વાર્તાનાં નહિ પણ ઉપદેશના ગ્રન્થોનાં.

નારાયણે 'હું પોતે' એ પુસ્તકમાં પોતાનું આત્મચરિત્ર લખેલું છે, તેનો પહેલો ભાગ જ પ્રસિદ્ધ થયો છે અને તેમાં તે પોતે યુરોપ જવા નીકળ્યો ત્યાં સુધી પોતાનું આત્મવૃત્તાન્ત લાવે છે. છેવટના પ્રકરણમાં પોતે લખેલાં પુસ્તકોની યાદી મૂકી છે જે સમયાનુક્રમે આપેલી હશે એમ જણાય છે. તેમાં ઉપર જણાવેલ અશ્રુમતી નાટક અને પુરુવિક્રમ નાટક અનુક્રમે ૨૭ અને ૨૮મું અને સંન્યાસી ૪૦મું પ્રકાશન છે. તેનાં શરૂઆતનાં પ્રકાશનો પ્રાર્થનાવલી, ધર્મદીપિકા જેવાં ધર્મવિષયક છે. તે પછી કેટલાંક ઉપનિષદો વગેરેના સારનાં છે, અને પછી બ્રાહ્મ ધર્મનાં છે.

'હું પોતે' વાંચતાં જણાય છે કે નારાયણને નાનપણમાંથી પુસ્તકો વાંચવાનો શોખ બહુ જબરો હતો. આ પુસ્તક અત્યારે દુર્લભ છે, તેથી જરા લંબાણથી એમાંથી ફકરા ઉતારું છું:

મારો ક્રમ પહેલાંના જેવો ચાલતો હતો. હું દરરોજ સવારે છા વાગે ખાઈને ઘરમાથી નીકળીને, કોઈ વખતે પાદરીને ત્યાં, તો કોઈ વેળાએ બીજા કોઈ વિદ્વાનને ત્યા જતો હતો, કોઈ કોઈ વખતે પેલા એરાઇ ગોવિંદને ત્યાં વાંચવા જતો. ગોવિંદ એરાઈને બહુ પુસ્તકોની માહિતી હતી, તેથી તેને ત્યાં ગયાથી કંઈ ને કંઈ નવા પુસ્તકની ખબર મળતી તે તરત હું કોઈને ત્યાથી લાવીને વાંચતો. એટલામાં વિઠ્ઠલ ખાંડેકરની ઓળખાણ થઇ. તેણે બંગાળી ભાષામાથી ધર્મશિક્ષણ નામનું પુસ્તક કર્યું હતું. તે પ્રાર્થના સમાજનો મેમ્બર હતો, તેને બંગાળી આવડતું હતું. તેની જોડે બંગાળીભાષા સંબંધી વાતચીત થઈ. તેણે જણાવ્યું કે બંગાળી ભાષામાં ઘણાં જ સારા પુસ્તકો છે, તેનું ભાષાન્તર થાય તો લાભ થાય. તે અરસામાં તેણે આદિશાસ્ત્ર અને ઈશ્વરજ્ઞાન નામના બાબુ કેશવચંદ્ર સેનના બંગાળી ભાષણનો મરાઠી તરજુમો બહાર પાડયો. તે મેં વાંચ્યો. વાચીને તેનું ભાષાન્તર કરવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. તેનું મેં ભાષાન્તર પણ કર્યું. હવે તેને સુધારીને છપાવવું જોઈએ, તે વિષે વિચાર કરવા લાગ્યો. આ વાત ગોવિંદ એરાઈને કહી. તેણે મને સલાહ આપી કે મુંબઇમાં ચીના બાગમા મનસુખરામ સૂર્યરામ રહે છે તેને તે દેખાડીને છપાવવાની ગોઠવણ કરો તો ઠીક. તે ગુજરાતી સારું લખે છે. તે પ્રમાણે મેં મુંબઇમાં ને મુંબઇમાં તેમને કાગળ લખ્યો. કાગળમાં જણાવ્યું કે મેં એક આદિશાસ્ત્ર અને ઈશ્વરજ્ઞાનનું પુસ્તક મરાઠી ઉપરથી લખ્યું છે, તેને તપાસી આપશો તો મોટો આભારી થઈશ. મેં મારો પત્તો લખ્યો તેનો જવાબ મળ્યો કે તમે મને મળજો તે પ્રમાણે હું શેઠ મોરારજી ગોકળદાસની વાડીમાં

ગયો, તેઓ તે વેળાએ બહારની નાની બંગલીમાં રહેતા હતા ત્યાં ગયો, પછી વાતચીત થઈ પુસ્તક જોયું, તેણે જોઈને કહ્યું કે કોઈ દક્ષિણી ગુજરાતી જાણનાર સુધારે તો ઠીક. તેણે રા. રા. ભાસ્કર હરિ ભાગવતને ત્યાં લઈ જવા કહ્યું, અને મને વખતોવખત પોતાને ત્યાં આવવાનું કહ્યું, ત્યારથી હું મનસુખરામને ત્યાં વખતો વખત જઉં છું. અને તેમની તરફથી કેટલાંક પુસ્તકો વાંચવાનો લાભ મળ્યો.

× × ×

......હવે તે છપાવવાની ગોઠવણમાં મંડયો. એટલામાં ગોવિંદ મેરાઈએ કહ્યું કે અમદાવાદમાં રાવબહાદુર ભોળાનાથ સારાભાઈ પ્રાર્થના સમાજના શ્રીમંત મેમ્બરો છે તેના ઉપર આ ચોપડી મોકલીને લખો કે આ પુસ્તક આપના ખર્ચથી બહાર પાડો તો ઉપકાર થશે. તે પ્રમાણે મેં સુધારેલી ચોપડીની સાથે કાગળ મોકલ્યો. તેનો ઉત્તર થોડા દિવસ પછી મોકલ્યો અને ચોપડી પાછી મળી, તેમાં લખ્યું હતું કે તમે તે પુસ્તક છપાવો હું તેની કેટલીક નકલો લઈશ (પૃ. ૫૪-૫૫).

× × ×

મેં માધવરાવને ત્યાં જુના 'વિવિધ જ્ઞાન વિસ્તાર' નામનાં ચોપાનિયાં વાંચ્યાં તેમાં બંગાળી ભાષા શીખવાનું સહેલું છે એવું વાંચ્યું. તેના સ્વર અને વ્યંજન આપ્યા હતા તે જોયા. હવે શીખવાનું મન થયું. તરત મનમા આવ્યું કે વિઠ્ઠલ ખાડેકરને ત્યાં જવાથી શીખાશે. તરત તેને ત્યાં ગયો, તે બહાના કાઢવા લાગ્યા, શીખવ્યું નહિ, મારી ઇચ્છા બંગાલી ભાષા શીખવાની બહુ થઈ. હવે ઉપાય શો કરવો, તે વેળાએ એકદમ મનમા આવ્યું કે બાઈબલ બધી ભાષામાં છે, તેમની મદદથી શીખાય એમ છે. તરત બાઇબલ સોસાઇટીમાં જઈને મેથ્યુના સમાચાર લીધા. પણ વંચાયું નહિ. ભાષા શીખ્યો નહિ. (પૃ. ૫૭)

× × ×

એ અરસામાં હું પણ મારી ઉન્નતિ કરવામાં રોકાયો હતો, દરરોજ કોઈને ને કોઈને ત્યાં જઈને જ્ઞાનની વૃદ્ધિ કરતો હતો. કોઇ વખતે પ્રાર્થના સમાજના મેમ્બરોને ત્યાં, તો કોઈ વખત ભાઈશંકરને ત્યાં, તો કોઈ વેળાએ મનસુખરામને ત્યા જઇને પુસ્તકો લાવીને વાંચતો. એક વેળાએ વાસુદેવ બાળાજી નવરંગને ત્યાં સાંભળ્યું કે એક બાબુ આવ્યા છે તે બહુ વિદ્વાન છે, તેને મળવું જોઈએ. તે ધાર્મિક છે. પછી મેં તેનું ઠેકાણું પૂછ્યું. તેઓએ ગોવાળિયા તળાવ પર ગોકળદાસ તેજપાળ બોરડિંગ હાઉસ બનાવવા માટે જે મોટો બંગલો લીધો છે તેમાં રહેતા હતા. પછી હું બીજે દહાડે સવારે ખાઈ પીને ચાલ્યો. આઠેક વાગે હું ત્યાં પહોંચ્યો. હું જેવી રીતે ગુજરાતી મરાઠીના ઘરમાં કોઈને પણ નહિ કહેતાં ઉપર ચાલ્યો જતો હતો, તેમ હું દાદર ચઢીને ઓરડામાં ગયો. ત્યાં જઈને જોયું તો આશ્ચર્ય પામ્યો. એક જુવાન ફુટડાવાળવાળી સ્ત્રી મને જોઇને દોડતી નાસી ગઇ. હું કંઈ અનુમાન કરી શક્યો નહિ. મેં જઈને પૂછ્યું બાબુજી ક્યાં છે. તે વેળાએ એક ઠીંગણા, નાની મૂછવાળા, ગૌર વર્ણના, મોટા કાનવાળા, મોટા નાકવાળા તથા મોટી આંખવાળા બાબુ બારણા તરફ આવ્યા. તેઓએ હિંદુસ્તાની બોલીને કહ્યું કે 'આઈએ.' હું ઓરડામાં ગયો, ઓરડામાં ખુરશી, કોચ, પુસ્તકનાં કબાટ હતાં. એક ટેબલ ઉપર કાગળ, કલમ અને ખુરશી હતી. તે ટેબલની પાસે એક ખુરશી હતી તેના ઉપર બેસવા કહ્યું. (પૃ. ૫૯).

× × ×

હું બીજે દહાડે બાબુને ત્યાં ગયો. તે વેળાએ મેં જે લાહોરથી હિંદી ચોપડીઓ મંગાવી હતી, તે સાથે બાબુને ત્યાં લઈ ગયો. બાબુને મેં કહ્યું કે આ હિંદી ચોપડીઓ મેં લાહોરથી મંગાવી હતી તે બાબુએ જોઇને તરત કહ્યું કે આ મારી લખેલી ચોપડીઓ છે. પછી મેં વિવાહપદ્ધતિ, ઉપનયનપદ્ધતિ, આચારાદર્શ વગેરે ચોપડીઓ માગી. તરત તેમણે એક છોકરાને બોલાવીને તે પુસ્તકો મગાવ્યાં. તે પુસ્તકોની કિંમત મેં પૂછી, બાબુએ કહ્યું કે એની કિંમત કંઇ નહિ. તમને તે ભેટ આપું છું. મેં કહ્યું એના પૈસા લ્યો, નહિ લ્યો, તો મારે તેની જરૂર નથી. બાબુએ બહુ આગ્રહ કર્યો કે આ ચોપડીઓ તમને ભેટ આપું છું તે લ્યો. મેં લાચારીથી તે પુસ્તકો લીધાં. પછી બીજી વાતચીત થઈ. પછી મેં પૂછ્યું કે કાલે હું અહીં આવ્યો હતો ત્યારે એક ફૂટડા વાળ-

વાળી સ્ત્રી મને જોઈને નાસી ગઈ. તે શાથી નાઠી? હું તો ઘણા માણસોને ત્યાં જાઉં છું પણ કોઈ મને જોઈને ડરતા નથી. હું શું જનાવર છું? આવું મેં કહ્યું, ત્યારે બાબુએ ઓરડામાં જઈને પેલી છૂટા વાળવાળી સ્ત્રીને મારી પાસે લાવ્યા અને કહ્યું કે મારી સ્ત્રી છે. એમ કરીને એક ખુરશી ઉપર બેસાડી. તેમનો મેં જરા ચહેરો જોયો. તે ચહેરો બહુ જ ખૂબસુરત હતો. જરા જોઈને મેં શરમાઈને નીચું ઘાલ્યું. તે સ્ત્રી કંઈ બોલી નહિ. થોડી વાર પછી તે જતી રહી. પછી બાબુ ને હું વાતે વળગ્યા. તેમાં બાબુએ ધર્મ સંબંધી વાતો કરી. તે પોતે યજુર્વેદનું ભાષાન્તર કરતા હતા તેમાંથી થોડુંક સંભળાવ્યું. મેં ત્યાં પડેલાં બંગાળી પુસ્તકો જોયાં. બાબુએ કહ્યું કે એ બંગાળી પુસ્તકો છે. મેં કહ્યું કે હું જાણું છું. મારે તે શીખવાનું મન છે. પણ કોઈ શીખવનાર નથી. મને ક, ખ, ઓળખતા આવડે છે તે શીખવા માટે મેં બાઈબલ વેચાતું લીધું. પણ તે વાંચતાં આવડતું નથી. તમારી પાસે પહેલી ચોપડી હોય તો આપો. આથી બાબુએ આશ્ચર્ય પામીને મને કહ્યું, કાલે પહેલી ચોપડી શોધી કાઢીશ. કાલે આવજો. પછી હું બીજે દહાડે પાછો બાબુને ત્યાં ગયો. બીજે દહાડે મેં બાબુનું નામ નવીનચંદ્ર રાય જાણ્યું. (પૃ. ૬૨-૬૩).

આ નવીનચંદ્ર રાયની સાથે નારાયણને ઘણો ગાઢ પરિચય થયો. સદ્‌ગત નરસિંહરાવ 'સ્મરણ મુકુર'માં નારાયણ હેમચન્દ્ર વિશે લખતાં જણાવે છે કે નવીનચંદ્ર તેને પુત્રવત્ ગણતા. અને 'હું પોતે'માં નારાયણે અનેક વ્યક્તિઓ વિશે ઘસાતું લખ્યું છે, ઘડીકમાં મોઢું લગાડવું, થોડા જ અનુભવ ઉપરથી અભિપ્રાય બાંધી દેવો, ખરાબ અભિપ્રાય બાંધતાં પહેલાં વિચાર ન કરવો, એ નારાયણની ટેવ હતી, પણ નવીનચંદ્ર રાય અને તેમનાં પત્ની વિશે નારાયણ સર્વત્ર એક સરખાં વખાણ જ કરે છે. બંગાળી સાહિત્ય ગુજરાતીમાં ઊતર્યું તેમાં મૂળભૂત આ બેનો સંબંધ છે. અને એ સંબંધ મૂળ, ઉપર જણાવ્યું તેમ, બ્રાહ્મધર્મની જિજ્ઞાસાથી શરૂ થયેલો. બ્રાહ્મધર્મના માનથી આપણે તેમનું સાહિત્ય લીધું, અને ગુજરાતના કેટલાક-સાક્ષરોમાં થોડો વખત દેખાયેલી ટાગોર કૅપ પણ બંગાળ માટેનું એ જ માન સૂચવે છે.

'સંન્યાસી' પછીની નારાયણે ઉતારેલ નવલકથા 'ગંગા ગોવિંદસિંહ' છે. તેનો ઇતિહાસ પણ જરા જાણવા જેવો છે. નારાયણ 'હું પોતે'માં લખે છે:

તે અરસામાં ગુજરાતીના અધિપતિની રા. રા. ઇચ્છારામ સૂર્યરામની તરફથી હિંદ અને બ્રિટાનિયા નામનું પુસ્તક પ્રગટ થયું હતું. તે મને જૂનાગઢમા દિવાન હરિદાસને ત્યાં જોવા મળ્યું હતું. દિવાન હરિદાસે મને તે પુસ્તક આપીને કહ્યું કે એક અંગ્રેજ કે જે પછીથી મુસલમાન થયા છે જેનું નામ મુરાદબેગ હતું, તે ભાવનગરમાં મનોરંજન નામનું અંગ્રેજી ચોપાનિયું કાઢતો હતો તેમાં પહાડ ઉપરના વિચાર એ નામથી તે વિષયો આપતો હતો તેનું ભાષાન્તર છે. બેશક તેમાં કેટલોક સુધારો વધારો કરીને હાલના લૉર્ડ રીપનની સાથે બધું મેળવ્યું છે. તેથી મેં તે પુસ્તક વાંચ્યું.

એ પુસ્તક 'રાસ્ત ગોફ્તારે' ઘણું જ વખોડ્યું હતું, તેમાં લખ્યું હતું કે એ પુસ્તક રાજ્યનીતિ વિરુદ્ધ છે. તેમાં ફિતુરી લખાણ છે વગેરે ઘણું લાંબું વિવેચન કર્યું હતું.

હું જ્યારે રાજકોટમાં રા. રા. નવલરામ લક્ષ્મીરામની પાસે મારા વિષય સુધારવા ગયો હતો ત્યારે નવલરામે 'ગુજરાત શાળાપત્ર'માં 'હિંદ અને બ્રિટાનિયા'ને ઘણું વખાણ્યું હતું. તેનું બહુ જ ઉત્તમ વિવેચન કરીને રા. રા. ઇચ્છારામની બહુ તારીફ કરી હતી.

'રાસ્ત ગોફ્તાર'માંના રિવ્યુના ઉપરથી મુંબઈ 'ટાઇમ્સ' તેનું ભાષાન્તર કરીને પોતાના પેપરમાં આપતો હતો, કોઈએ ચાર્ટફીલ્ડના ધ્યાનમાં 'ગુજરાત શાળાપત્ર'નો રિવ્યુ કહ્યો. તેથી તેમણે રા. રા. નવલરામ ઉપર તેની કેફિયત માગી. તે વખતે હું ત્યાં જ હતો. આથી નવલરામ કંઈક ગભરાયા અને પછી તેમને લખ્યું. તેનું કંઈ પછી શું થયું તે હું જાણતો નથી.

હું મુંબઈમાં રહેતો હતો, ત્યારે મેં રા. રા. ઇચ્છારામ સૂર્યરામને બંગાળીમાં તેના કરતાં પણ સખ્ત કાલંબરી લખાયલી છે એમ કહ્યું ત્યારે તેમણે મને કહ્યું કે, એકનું ભાષાન્તર કરીને આપો. તે પ્રમાણે મેં

# અમર અશ્વત્થામા

જેઠાલાલ ત્રિવેદી

અમરત્વ તણી ઘોર શીત અંધારી રાત્રિના
અનંત યુગ વીત્યા, શું વ્હાણું વાશે નહિ કદા?

મર્ત્યત્વ દેઈ જગના સહુ જીવને તેં
મૂક્યો પ્રભુ અમર એક મને કરી કાં?
ઊભો અઘોર વનનો બની તાડ ઊંચો,
ઈચ્છું છતાં બની શકું નવ લેશ નીચો.

વાધ્યા ભારો શિર લીલ સમા યુગના, કાળ વ્હેને
ઝીલી, ઉભી નિરસ બની હું આથડું કો શિલા શો;
નાવીન્યે ના કંઈ પણ મળે, મિત્ર કો ના સમાણો,
ગોષ્ઠી કોની સહ કરી, કરું ઘોરતા દૂર મારી?

જુઠી આશે ક્ષિતિજ પટમાં મૃત્યુનો વાસ માની,
દોડી દોડી અગણિત યુગોથી ગયો છેક થાકી.
રે, રે, તોયે ક્ષિતિજ ડગલું એક ના પાસ આવે,
આઘે નાસે ક્ષિતિજ હસતી મૃત્યુ મીઠું છુપાવી.

દિગન્તની ઝાલર લૈ ઉપાડી
છુપેલ પેલી ગમ મૃત્યુ મારું
હું દેખવા વર્ષ હજાર દોડ્યો.

છેદું ના લેશ ભાગ્યું, પણ ક્ષિતિજ તણી ઝાલરો જ્યાંની ત્યાં રહી
ઝોલે, બોલે હસીનેઃ "નહિ નહિ તુજને મૃત્યુ એ દેખવા દો."

ઉલેચી ઉલેચી નિશદિન કરોડો રહી ગઇ
કરોડે આ મારી પણ ન મુજ આયુષ્ય–'દધિ તો
તસૂ ઓછો થાતો; નવ દુઃખ દવે યે ધગધગી
વરાળોના રૂપે પણ ઉડી ઉણો એ લવ થતો.

રે હાય! કો પવન, પાવક, પાણી, વજ્ર
તોડી શકે ન મમ જીરણ દેહ–વસ્ત્ર;
નિષ્ક્રિય હું, જીવન છે મુજ ખાલી ખોખું,
યે વાજનું અતળ કાળ હું વ્યર્થ જોખું.

છે મૃત્યુ કાટહરણી ભવની સરાણ,
ને એષણા મરણમાં જ વિકાસ કેરી;
સેવા, સ્વભોગ સમ ઉન્નત સિદ્ધિઓમાં
મોણું સદાય અમરત્વ પડે અરે રે!

વદે અશ્વત્થામા દ્રવિઃ–જિવું હું ના, મર્ત્ય જીવતા,
મરેલો હું, મારાં દુઃખ દવ થયાં માપ અમર.

# લગ્નની નવી પ્રથા

પ્રભુદાસ બાલુભાઈ પટવારી
બી. એ., એલએલ બી.

આ દેશમાં અનેક કોમો અને જાતો અસ્તિત્વ ધરાવતી હોઈ લગ્નનાં રીત-રિવાજ, વિધિ, કાયદા અને તેના અંગેનાં પરિણામો પણ ભિન્નભિન્ન છે. હિંદુ, જૈન, મુસલમાન અને બુદ્ધ ધર્મમાં માનનારાઓ માટે લગ્નનો ઘડેલ કાયદો નથી. પરંતુ ધર્મનાં મૂળતત્ત્વો અને સિદ્ધાંતોમાંથી કાયદાએ તેના પ્રકાર અમુક સ્વરૂપમાં નિશ્ચિત કરેલા છે. જ્યારે પારસીઓ, ખ્રિસ્તીઓ, શીખો અને મલબારની અમુક જાતિઓના લગ્નના ખાસ કાયદાઓ ઘડવામાં આવેલા છે. લગ્નનો વિષય એટલો બધો વિસ્તૃત છે કે તેના ઉપર અનેક પુસ્તકો લખાયાં છે અને ભવિષ્યમાં લખાશે, પરંતુ આ લેખનો હેતુ હાલમાં બહુ ચર્ચાસ્પદ બનેલ લગ્નની નવી પ્રથા—સ્પેશિયલ મૅરેજ ઍક્ટ અનુસારના લગ્ન અંગે થોડી સ્પષ્ટતા કરવાનો હોઇ તે વસ્તુના મુખ્ય મુદ્દાઓ ઉપર જ ખાસ લક્ષ આપવામાં આવ્યું છે.

સ્પેશિયલ મૅરેજ ઍક્ટ થતાં પહેલાં હિંદમાં હિંદુઓમાં પ્રવર્તી રહેલ લગ્નપ્રથા શી હતી તેનું સંક્ષિપ્ત વર્ણન કરવાનું અસ્થાને નહિ ગણાય. હિંદુલગ્ન એ સ્ત્રીપુરુષ વચ્ચેનો કરાર નથી, પરંતુ એક ધાર્મિક સંસ્કાર છે એ વાત તો જાણીતી છે. ધાર્મિક ક્રિયાઓ કરવાને યોગ્ય-પાત્ર બનવાને માટે ધર્મશાસ્ત્રો લગ્નને એક અગત્યની ફરજ ગણે છે. અવિવાહિત સ્ત્રી પુરુષને ધર્મની અમુક પ્રધાન ક્રિયાઓ કરવાનો પ્રતિબંધ હોવાથી લગ્નગ્રંથીને પવિત્ર ફરજ લેખવામાં આવેલ છે. લગ્નસંબંધને કાયમનો સ્થાપિત સંબંધ ગણવામાં આવેલ છે. ધર્માંતર, ન્યાતબહાર કે એવાં કોઈ પણ કારણો આ લગ્નનો અંત લાવી શકે નહિ. હિંદુ ધર્મશાસ્ત્રોમાં લગ્નના અનેક પ્રકારો દર્શાવવામાં આવ્યા છે પરંતુ તેમાંના બ્રાહ્મ અને આસુરી સિવાયના બીજા પ્રકારો પ્રચલિત રહ્યા નથી. બ્રહ્મ લગ્ન પહેલાં બ્રાહ્મણોનાં લગ્ન માટે જ યોજાયેલું હતું પરંતુ વખત જતાં તે દરેક વર્ણ માટે સ્વીકારાયું છે. કન્યાવિક્રયવાળા લગ્નને આસુરી પ્રકાર કહેવામાં આવે છે.

હિંદુ લગ્નમાં મુખ્ય પ્રશ્ન જ્ઞાતિનો છે. જુદી જુદી જ્ઞાતિના સભ્યો પરસ્પરમાં લગ્નસંબંધ યોજી શકે નહિ અને તે વસ્તુને કાયદાએ પણ સ્વીકારી છે. એક જ્ઞાતિના સભ્યનું બીજી જ્ઞાતિવાળા જોડે લગ્ન યોગ્ય ગણાતું ન હતું પરંતુ સમયના પ્રવાહમાં અનુલોમ લગ્નને અત્યારના હિંદુ કાયદાએ માન્ય કરેલ છે. એ લગ્નમાં ઉચ્ચ કોમનો પુરુષ નીચી ગણાતી જ્ઞાતિની કન્યા સાથે વિવાહસંબંધ જોડી શકે: દા. ત., ક્ષત્રિય પુરુષ વૈશ્ય કન્યા સાથે, બ્રાહ્મણ શૂદ્ર સાથે વગેરે; જ્યારે ઉચ્ચ જ્ઞાતિની કન્યા ઊતરતી પંક્તિ સાથે જોડાઈ ન શકે. જેમકે, એક નાગર કન્યા વણિક ગૃહસ્થ સાથે અથવા બ્રાહ્મણ ક્ષત્રિય સાથે પરણે તે લગ્નને પ્રતિલોમ લગ્ન કહેવાય છે અને હિંદુ કાયદો આ લગ્નને માન્ય રાખતો નથી અને લગ્નસંબંધ અંગે સંતતિ-વારસાહક્ક-ભરણપોષણ વગેરે અનેક પ્રશ્નો ઉપસ્થિત થતા હોવાથી પ્રતિલોમ લગ્ન અશક્ય બનેલ છે.

જો કે આંતરજ્ઞાતીય લગ્ન વિષે સૈકાઓથી બે મતો ચાલ્યા આવે છે. કહેવાતા સનાતની મતથી આપણે સુપરિચિત છીએ. જ્યારે બીજી બાજુ અમુક પ્રમાણો, જેવાં કે શતપથ-બ્રાહ્મણ, ઐતરેય-બ્રાહ્મણ, કૌશીતકી-બ્રાહ્મણ તથા સ્મૃતિ અને ધર્મસૂત્રોમાં આવાં લગ્ન થયાનાં ઘણાં દૃષ્ટાંતો દેખાઈ આવે છે તેમ ઘણા ઐતિહાસિક લેખો, તામ્રપત્રો તેમ સંસ્કૃત જૂના વાઙ્મયમાં આવાં લગ્નો અબાધિત ન હતાં તેવા દાખલાઓ ઠીકઠીક સંખ્યામાં જણાઈ આવે છે. આજે તો આંતરજ્ઞાતીય લગ્નના વિષયમાં એટલી બધી પ્રગતિ થઈ છે કે એ વિષે અહીં લખવું જરૂરનું નથી. ગયા વર્ષે ડૉ. ભગવાનદાસે વડી ધારાસભામાં આવાં લગ્નોને કાયદાથી સ્વીકૃત બનાવવા એક બીલ પણ મૂકેલું, પરંતુ જ્યાં સુધી એ કાયદાનું સ્વરૂપ નહિ લે ત્યાં સુધી આંતરજ્ઞાતીય લગ્નને સમાજમાં અપનાવવાને માટે સ્પેશિયલ મૅરેજ ઍક્ટ જ એક સાધન છે.

હિંદુ લગ્ન અને લગ્નના અંગેના પ્રશ્નો માટે આજનો સમાજ પ્રગતિકારક સુધારાઓ માગી રહ્યો છે અને આ દિશામાં શ્રી હરવિલાસ સારડા, ડૉ. દેશમુખ, શેઠ ગોવિંદલાલ, શ્રી. લીલાવતી મુન્શી અને શ્રી ભોગીલાલ લાલાએ જે શુભ પ્રયાસો આદર્યાં છે તે વહેલી તકે સફળતા પ્રાપ્ત કરે એવી આશા રાખીએ.

હિંદુ લગ્નની પરિસ્થિતિમાં ગયા સૈકામાં સ્થપાયેલ બ્રહ્મો સમાજના અનુયાયીઓએ સુધારો કરવાને ઠીક જહેમત ઉઠાવી હતી. બ્રહ્મો સમાજે હિંદુ ધર્મમાં પશ્ચિમની થોડી થોડી વસ્તુઓનું અનુકરણ કરવા પ્રયત્ન કરેલા અને લગ્નના પ્રશ્નમાં તો બ્રહ્મો સમાજની માન્યતા યુરોપિયન લગ્નના રીતરિવાજને ગ્રહણ કરી લેવાની હતી. લગ્નને એક પવિત્ર સંસ્કાર તરીકે નહિ પરંતુ એક કરારરૂપે ગણી તેમણે લગ્નસંબંધ યોજવા માંડેલા અને તેમના ખૂબ આંદોલન અને ઉહાપોહ પછી સને ૧૮૭૨માં સ્પેશિયલ મૅરેજ ઍક્ટ ઘડાયો. તે વખતે આ કાયદો ધર્મમાં માન્યતા ધરાવતા ન હોય તેઓને જ માટે હતો; એટલે કે તે કાયદા પ્રમાણે લગ્ન કરનારાઓને પોતે હિંદુ, મુસલમાન, પારસી વગેરે ધર્મમાં માનતો નથી તેવું પ્રથમ નિવેદન કરવું પડતું હતું. પરંતુ સ્પેશિયલ મૅરેજ ઍક્ટ દ્વારા આંતરજ્ઞાતીય અને આંતરકોમીય લગ્નને કાયદેસર રૂપ મળ્યું તે વસ્તુ લગ્નના ઇતિહાસમાં એક ક્રાંતિકારક બનાવ ગણી શકાય.

સને ૧૯૨૩માં આ કાયદામાં ખૂબ જ મહત્ત્વનો ફેરફાર થયો અને તેમાં ઉપર પ્રમાણે જાહેરાત કરવાનું કાઢી નાખવામાં આવ્યું, એટલે કે હિંદુ, બુદ્ધ, શીખ અને જૈન ધર્મ પાળનારાઓ ધર્મની માન્યતા છોડયા સિવાય આ કાયદા હેઠળ લગ્નસંબંધ બાંધી શકે. પરંતુ પારસી, ખ્રિસ્તી, મુસલમાન, યહુદી વગેરેને આ કાયદાના આશ્રય નીચે લગ્નના રજિસ્ટ્રાર સમક્ષ નિવેદન કરવું પડે. આ વાત દૃષ્ટાંતથી વધારે સ્પષ્ટ થશે. બે હિંદુઓ અથવા બુદ્ધ, શીખ કે જૈન કે આ ચારમાંનાં ગમે તે જુદી કોમનાં સ્ત્રીપુરુષ પોતાનો ધર્મ રાખીને પણ આ કાયદા હેઠળ પરસ્પર સાથે સંબંધ બાંધી શકે; જ્યારે એક હિંદુ કે શીખ પુરુષ જો મુસલમાન કે પારસી સ્ત્રી સાથે લગ્નસંબંધ કરવા ઇચ્છા ધરાવતો હોય તો પોતે પોતાના ધર્મમાં માનતા નથી તેવી જાહેરાત કરવી પડે. હમણાં જ અલ્હાબાદમાં શ્રી શ્યામા નહેરૂના એક મુસ્લિમ ગૃહસ્થ સાથે થયેલ લગ્નમાં બન્ને પક્ષકારો આવું નિવેદન કર્યા બાદ લગ્નગ્રંથીથી જોડાયાં હતાં. આ રીતે આ લગ્નનો કાયદો અત્યારની સ્થિતિમાં ઘણો આગળ પડતો અને સુધારક કહી શકાય અને તેના આશ્રય હેઠળ આંતરજ્ઞાતીય અને આંતરકોમીય લગ્નોને ખૂબ જ સુગમતા પ્રાપ્ત થઈ છે તે નિઃશંક છે.

હવે હિંદુ લગ્ન અને 'આ'કાયદા હેઠળના લગ્નમાં શા શા તફાવત છે તે તપાસીએ. અને લગ્ન બાદ પરિણમતા અગત્યના પ્રશ્નોને તેની શી અસર થાય છે તે પણ જરા ઝીણવટથી જોઈએ.

લગ્ન કરતાં પહેલાં જે અગત્યની શરતોનું સ્પેશિયલ મૅરેજ ઍક્ટ કડક પાલન માગે છે તે ખાસ નોંધપાત્ર છે. પહેલાં તો એ કે પરણનારનો પતિ કે તેની પત્ની જીવતાં હોવાં ન જોઇએ એટલે કે બન્નેમાંનું કોઈ પરણેલું હોવું ન જોઈએ. વિધુર કે વિધવા પરણી શકે. હિંદુ કાયદા હેઠળ બહુ પત્નીત્વની છૂટ છે. જ્યારે અહીંઆ એકપત્નીત્વના સિદ્ધાંતને બહુ જ આવશ્યક તત્ત્વ લેખવામાં આવ્યું છે. થોડાં વર્ષો પહેલાં બહુ ચર્ચાસ્પદ બનેલ શ્રી મનુભાઈ–વિનોદિની લગ્નનો ઉલ્લેખ કરવાનું અત્રે અસ્થાને નહિ ગણાય. શ્રી મનુભાઈનાં પત્ની હયાત હતાં એટલે શ્રી વિનોદિની જોડે લગ્નસંબંધ યોજતાં પહેલાં તેમને ખૂબ જ મુશ્કેલી નડેલી હશે અને મંથન કરવું પડ્યું હશે. હિંદુલગ્નના નિયમો અનુસાર નાગર કન્યાનાં વણિક યુવક સાથેનાં લગ્ન પ્રતિલોમ પ્રકારનાં હોઈ પ્રતિબંધિત ગણાય, તેમ પ્રથમ પત્ની હયાત હોવાથી સ્પેશિયલ મૅરેજ ઍક્ટ પ્રમાણે લગ્ન કરવાનું અશક્ય થાય; પરંતુ તેમની મદદે સને ૧૯૦૯માં શીખો માટે થયેલ આનંદ મૅરેજ ઍક્ટ શોધી કાઢવામાં આવ્યો. આનંદ લગ્નની વિધિ શીખોની છે. તેમના ત્રીજા ગુરુ અમરદાસ સાહેબે આ વિધિ પ્રચલિત કરેલી. હિંદુ લગ્નવિધિ મૂર્તિપૂજક પ્રકારની હોવાથી આ જુદી પ્રથા યોજવામાં આવેલી. તેમાં તદ્દન સાદાઈ અને સરળતા છે. 'આનંદ' કે 'શીખ' શબ્દની ચોક્કસ વ્યાખ્યાના અભાવે તે કાયદો ઘડનારાઓના મગજમાં પણ નહિ હોય તેવો ઉપયોગ ઉપરના કિસ્સામાં થઈ ગયો. અને તેવી જ રીતે એક હયાત પત્નીને ઊભી રાખી લગ્ન કરવાની પૂરેપૂરી સરળતા હમણાં ૧૯૩૭માં થયેલ આર્ય મૅરેજ વેલીડેશન ઍક્ટ કરી આપે છે. તે કાયદામાં પણ આર્યસમાજિસ્ટની વ્યાખ્યા જ નથી એટલે ગમે તે સ્ત્રીપુરુષ લગ્ન પૂરતાં આર્યસમાજી બનીને આ કાયદાનો લાભ ઉઠાવી શકે છે. તાજેતરમાં જ અલ્હાબાદમાં એક હયાત પત્ની હોવા છતાં સિવિલિયન શ્રી લાલનપ્રસાદ સીંગે આ કાયદાના આશ્રય હેઠળ એક સુશિક્ષિત ગુજરાતી બહેન મનોરમા મહેતા સાથે લગ્ન ઊજવ્યાં. જે કાયદાઓ કંઈક શુભ અને કલ્યાણકારી હેતુ માટે યોજાયેલા હોય છે તેમનો પણ કેવો મનફાવતો ઉપયોગ કરી લેવામાં આવે છે તે આથી જણાશે. બહુપત્નીત્વ અટકાવવાને તાત્કાલિક પ્રબંધ થવો જોઈએ એ જાતનો પોકાર આજે સર્વ દિશાઓમાં થઈ રહ્યો છે અને એ આનંદની વાત છે કે એનો પડઘો તાજેતરમાં જ શેઠ ગોવિંદલાલ શિવલાલે કાઉન્સિલ ઑફ સ્ટેટમાં મૂકેલ બીલમાં સ્પષ્ટ છે. તે બીલથી આવા બીજા લગ્નને રદ બાતલ ઠરાવવામાં આવશે. જો કે આ બાબતમાં અમુક મર્યાદાઓ અને મુશ્કેલીઓ આગળ ધરવામાં આવે તેવો સંભવ છે પરંતુ તેથી આવા કાયદાની અનિવાર્યતા જરા પણ ઓછી થતી નથી. તેનો રસ્તો તો ખાસ સંજોગોમાં છૂટાછેડાથી નીકળી શકે અને તેનો પ્રબંધ કરવાનું પણ ડૉ. દેશમુખે ઉપાડયું છે. આ વિષે જરા આગળ ઉપર જોઈશું.

બીજી અગત્યની બાબત એ છે કે સ્પેશિયલ મૅરેજ ઍક્ટ અનુસાર પરણનાર સ્ત્રીપુરુષની ઉમર ૨૧ વર્ષની હોવી જોઈએ. તેથી નાની ઉમરવાળા માટે માબાપની સંમતિ આવશ્યક છે. વળી લગ્ન પરણનારના ધર્મ અને રીતરિવાજ અનુસાર સગોત્ર સપિંડ (Consanguity Affinity etc)ની દૃષ્ટિએ અયોગ્ય ન હોવું જોઇએ.

હિંદુ લગ્નમાં જે લાંબી વિધિ—હોમ, સપ્તપદી વગેરે છે તેવું આમાં કંઈ પણ નથી. લગ્નતિથિના પંદર દિવસ અગાઉ પરણનારાંઓમાંથી ગમે તે એકે લગ્નના રજિસ્ટ્રારને નોટિસ આપવાની હોય છે. તે નોટિસ જાહેરપ્રજા માટે ખુલ્લી હોય છે અને તેમાં બન્નેનાં નામ વય ઠેકાણું અને અવિવાહિત સ્થિતિ વિષે સ્પષ્ટ ઉલ્લેખ કરવો પડે છે. નોટિસ અને લગ્નદિન વચ્ચે પંદર દિવસનો સમય રાખવાનો ઉદ્દેશ લગ્નની વિરુદ્ધ કોઈને યોગ્ય કારણસર વાંધાઓ મૂકવા હોય તો તે માટે પૂરતો સમય આપવાનો છે.

લગ્નદિને રજિસ્ટ્રાર સમક્ષ વરવધૂએ ત્રણ સાક્ષીઓની રૂબરૂમાં ઉપર જણાવ્યા અનુસારની શરતો માટે પ્રતિજ્ઞા લેવાની હોય છે. પરણનારે " હું... ...તમે... ...ને મારા કાયદેસરનાં પત્ની ( કે પતિ ) તરીકે સ્વીકારું છું " તેવું નિવેદન કરવાનું હોય છે. રજિસ્ટ્રારની ઑફિસમાં લગ્ન કરવાની પાંચ રૂપિયાની ફી આપવી પડે છે જ્યારે ઘેર લગ્ન કરવા માટે રૂપિયા પંદરની ફી છે. ઉપરની વિધિ થયા બાદ રજિસ્ટ્રાર તેમની ચોપડીમાં લગ્નનું પ્રમાણપત્ર લખે છે અને આ પ્રમાણે ૫ થી ૧૦ મિનિટમાં લગ્નવિધિ પૂરી કરી રજિસ્ટ્રાર યુગલના લગ્નને વિધિપૂર્વક થયાની જાહેરાત કરે છે.

હમણાં હમણાંમાં સ્પેશિયલ મૅરેજ પછી તરત જ વરકન્યા વૈદિક વિધિ અનુસાર પણ લગ્નક્રિયા કરે છે. આ વસ્તુ અમુક અંશે ચર્ચાસ્પદ છે અને તેનાં પરિણામો શંકાસ્પદ છે. એક પક્ષની માન્યતા એવી છે કે સ્પેશિયલ મૅરેજ એકટવાળા લગ્નની પહેલાં કે પાછળ વૈદિક વિધિના લગ્ન થઈ શકે; જ્યારે ઘણાનો અભિપ્રાય તેથી તદ્દન વિરુદ્ધ છે.

પહેલાં તો આપણે એક સ્ત્રીપુરુષ સ્પેશિયલ મૅરેજ કરે તેનો દાખલો લઈએ. આ લગ્ન બાદ વૈદિક વિધિથી તેઓ લગ્ન કરે તો કાયદાની દૃષ્ટિએ શી સ્થિતિ ઉપસ્થિત થાય તે તપાસીએ. હિંદુશાસ્ત્રની દૃષ્ટિથી જોતાં રજિસ્ટ્રેશન લગ્ન એ યોગ્ય લગ્ન નથી કારણ કે હોમ-સપ્તપદી વગેરે વિધિ વગરના લગ્નને શાસ્ત્ર પ્રમાણભૂત માનતું નથી અને તેથી યુગલ અપરિણીત લેખાય છે અને આથી લગ્નગ્રંથિમાં ફરી જોડાવાને શાસ્ત્ર રજા આપે છે. જો આ દૃષ્ટિબિંદુ સ્વીકારવામાં આવે તો શાસ્ત્રોક્ત લગ્ન યોગ્ય ગણાય અને તેથી વરવધૂ અભંગ લગ્નબંધનમાં જોડાય છે. પરંતુ આ દલીલની વિરુદ્ધ એક શ્રી મરાઠેનું એમ કહેવું છે કે આ બાબતમાં હિંદુ કાયદો હિંદુ શાસ્ત્રોને અક્ષરશઃ અનુસરતો નથી. હિંદુ કાયદામાં સ્પષ્ટ જણાવવામાં આવ્યું છે કે પરિણીત સ્ત્રી એક લગ્ન બાદ બીજું લગ્ન કોઈ પણ સંજોગોમાં કરી શકે નહિ. આથી રજિસ્ટ્રેશન લગ્ન પછીનું બીજું લગ્ન કાયદેસર કેવી રીતે ઠરે ? પરિણીત સ્ત્રીનું સ્થાન આ લગ્નમાં મોટા અંતરાયરૂપ નીવડે છે. વળી સ્પેશિયલ મૅરેજ એકટની કલમ ૧૯ જણાવે છે કે આ કાયદા બહાર થયેલ લગ્નની યોગ્યતાને આ કાયદો કંઈ પણ અસર કરશે નહિ, તેમ લગ્નની બીજી કોઈ પણ પ્રથાને સીધી કે આડકતરી રીત અડકશે નહિ. પરંતુ જો આવી કોઈ પ્રથાની યોગ્યાયોગ્યતાનો પ્રશ્ન ઊભો થશે તો આ કાયદો પસાર થયો નથી તેમ ગણી આ પ્રશ્નનું નિરાકરણ કરવામાં આવશે. આ કલમ જેટલી સીધી જણાય છે તેટલી જ આંટીઘૂંટી ભરેલી છે. શાસ્ત્રોક્ત લગ્નની પ્રથાની યોગ્યતાનું નિરાકરણ કરવામાં સ્પેશિયલ મૅરેજ એકટ પસાર થયો નથી એમ ગણીએ તો નિવેડો એવો આવે કે રજિસ્ટ્રેશન લગ્ન પછી થયેલ વૈદિક લગ્નની યોગ્યતા કાયદેસર છે.

જ્યારે બીજી દલીલ એ છે કે ઘડાયેલ કાયદો કોમી કાયદાની ઉપરવટ થઈ જાય છે. સ્પેશિયલ મેરેજ એકટ હિંદુ કાયદાના અમુક પ્રમાણોને રદ કરે છે પરંતુ તેનો હેતુ હિંદુ કાયદાની બધી વસ્તુઓને ઉડાડી મૂકવાનો નથી. તેનું મુખ્ય લક્ષ તો આંતરજ્ઞાતીય લગ્નોને સ્વીકારવાનું છે. હવે પહેલાંની ચર્ચાનો સાર જોતાં શાસ્ત્રોક્ત લગ્ન યોગ્ય ગણીએ તો પક્ષકારોની શી સ્થિતિ થાય! પહેલું લગ્ન અભેદ્ય નથી–તેમાં અમુક સંજોગોમાં છૂટાછેડા વગેરેને અવકાશ છે જ્યારે વૈદિક લગ્નની ધૂંસરીમાંથી કાયદો કોઈને છોડાવી શકતો નથી. શ્રી જાદવની દલીલ એવી છે કે વૈદિક લગ્ન કરતાં ઘડાયેલ કાયદાવાળું લગ્ન જોરદાર હોઈ પહેલું બીજામાં લુપ્ત થઈ જાય છે. નરમાશની કક્ષા જો વિચ્છેદની દૃષ્ટિએ જોવામાં આવે તો વૈદિક લગ્ન વધારે સંગીન અને બલિષ્ઠ છે. જો કે કોઈ કાયદામાં આ બે પ્રકારનાં લગ્નોમાં કયું ચઢિયાતું અને કયું ઊતરતું તેવું જણાવવામાં આવેલ નથી. આવા સંજોગોમાં સુધારક દૃષ્ટિબિંદુથી રજિસ્ટ્રેશન લગ્ન કરનારાંઓ બીજાને ખુશ કરવા વૈદિક વિધિ અનુસારનાં લગ્નને ઓકા જેવું કે નામનું લગ્ન ગણી નમતું મૂકે છે તે યોગ્ય નથી. ભવિષ્યમાં તેમાંથી શાં પરિણામો ઊભાં થશે તે તદ્દન અચોક્કસ છે.

પ્રથમ વૈદિક લગ્ન કર્યા બાદ સ્પેશિયલ મેરેજ થઈ શકે કે કેમ તે પ્રશ્ન હવે તપાસીએ. એકટની બીજી કલમમાં જણાવેલ છે કે આ લગ્ન કરતી વખતે બેમાંનાં એકનાં પણ પતિ કે પત્ની હયાત હોવાં ન જોઈએ. વળી પરણનારને રજિસ્ટ્રાર પાસે પ્રતિજ્ઞા લેવાની હોય છે કે 'હું અપરિણીત છું.' ગમે તે શુભ આશયથી કે સહેતુક આવી પ્રતિજ્ઞાનું ઉલ્લંઘન કરવામાં આવે તો પણ કાયદાની બારીકાઈમાંથી વિમુક્ત થવાની અપેક્ષા રાખવી તે તદ્દન અસ્થાને છે અને સહેજે જ ફોજદારી ગુનાને પાત્ર બની જવાય છે. વળી આવાં લગ્નને કાયદો સ્વીકારતો પણ નથી.

હવે આપણે સ્પેશિયલ મેરેજ અને હિંદુ લગ્નનાં પરિણામો જોઈએ. અગાઉ જણાવ્યા પ્રમાણે હિંદુ કાયદા હેઠળના લગ્નમાં પુરુષને ગમે તેટલી સ્ત્રીઓ પરણવાની છૂટ છે જ્યારે સ્પેશિયલ મેરેજ બહુપત્નીત્વનું વિરોધી છે અને ફરી પરણનાર ફોજદારી ગુનાને પાત્ર બને છે. બીજો અગત્યનો તફાવત વારસાહક્ક અંગેનો છે. હિંદુ કાયદા મુજબ એક પુરુષ પોતાની પાછળ પત્નીને મૂકી ગુજરી જાય તો સ્ત્રીને ભરણપોષણ અને રહેઠાણના જ હક્ક છે. જો કે આ હક્કો હમણાં ડૉ. દેશમુખના કાયદાથી વધુ વિસ્તૃત બન્યા છે. સ્ત્રીને સંયુક્ત કુટુંબની દયા ઉપર જીવવાનું નથી રહેતું. પોતાના પતિનો જેટલો લાગભાગ હોય તે જુદો પડાવી પોતાના જીવન દરમિયાન તેનો ઉપભોગ કરવાની અનુકૂળતા આ નવા કાયદાએ કરી આપી છે. સ્પેશિયલ મેરેજ એકટ હેઠળ લગ્ન કરનાર પક્ષકારોમાં વિધવા સ્ત્રી એકલી હોય તો તે મિલકતની સંપૂર્ણ વારસ બને છે અને પુત્રપુત્રીઓ હોય તો સ્ત્રીને $\frac{1}{3}$ ભાગ મળે છે અને બાકીનો ભાગ પુત્રપુત્રીઓને સરખે હિસ્સે વહેંચવામાં આવે છે. જો પતિને ભાઈઓ હોય તો સ્ત્રીને $\frac{1}{2}$ ભાગ અને ભાઈઓને બાકી રહેલા ભાગમાંથી વહેંચી લેવાનું હોય છે.

હમણાં આ વિષયમાં એક એવો પ્રશ્ન ઉઠાવવામાં આવે છે કે હિંદુ કાયદા હેઠળ પુરુષ મૃત્યુ પહેલાં પોતની બધી મિલકત કોઈ સંજોગોમાં સ્ત્રીની સાથે અણબનાવ થતાં બીજાને વીલથી બક્ષિસ કરી આપે તો પણ તેની વિધવાને યોગ્ય ભરણપોષણ અને રહેઠાણનો પ્રબંધ કરવાનું કાયદામાં નિર્માણ કરેલ છે; મિલકત લઈ જનારને યોગ્ય ગોઠવણ કરવી જ પડે; જ્યારે

સ્પેશિયલ મૅરેજ ઍક્ટથી પક્ષકારોને આ બાબતમાં ઇંડિયન સક્સેશન ઍક્ટ લાગુ પડતો હોઈ પુરુષ વીલ કરી સ્ત્રીને નિરાશ્રય અવસ્થામાં મૂકી દે. પરંતુ આ વસ્તુ ખરી નથી. સ્પેશિયલ મૅરેજ ઍક્ટ અનુસાર લગ્ન કરનારાંઓને ફક્ત વારસાના પ્રશ્નોમાં જ ઇંડિયન સક્સેશન ઍક્ટ લાગુ પડે છે. વળી ઉપરની વાત સ્વીકારીએ તો પણ ઇંડિયન સક્સેશન ઍક્ટના ત્રીજા શેડ્યુલમાં આ બાબત સ્પષ્ટ કરવામાં આવી છે. તેમાં મિલકત વીલથી આપી દેનાર હિંદુ પોતાના કુટુંબીના ભરણપોષણના હક્કને નાબુદ કરી શકે નહિ તેમ ચોખ્ખું જણાવવામાં આવેલ છે. સ્પેશિયલ મૅરેજ ઍક્ટથી હિંદુ, હવે હિંદુ મટી જતો નથી અને તેની સ્ત્રીના એક હિંદુ વિધવા તરીકેના બધા હક્કો કાયમ રહેતા હોવાથી સ્પેશિયલ મૅરેજ ઍક્ટ તે હક્કને ઉડાડી દઈ શકે નહિ.

હવે માનીએ કે સંયોગવશાત્ સ્ત્રીપુરુષનાં જીવન દરમિયાન બન્ને વચ્ચે ઝઘડો થાય તો જેટલા હક્કો સ્ત્રીને હિંદુ કાયદો આપે છે તે બધા હક્કો આવાં લગ્ન કરનાર સ્ત્રીને પણ લભ્ય છે.

લગ્નવિચ્છેદના પ્રશ્ન અંગે પહેલાં સ્પેશિયલ મૅરેજ ઍક્ટને બહુ વગોવવામાં આવતો. જ્યારે આવાં લગ્ન થાય છે ત્યારે એમ કહેવામાં આવે છે કે છૂટાછેડાને ભવિષ્યમાં સ્થાન રહે તે માટે આવાં લગ્ન કરવામાં આવ્યાં છે અને આવા પ્રચારથી આવાં લગ્નને અપ્રિય અને મર્યાદિત બનાવેલ છે. અમુક સંજોગોમાં છૂટાછેડા સિવાય હવે ચલાવી નહિ શકાય તેવો દરેક વિચારશીલ વ્યક્તિનો આજે દૃઢ અભિપ્રાય છે અને છૂટાછેડાના પ્રશ્નને કોઈથી અવગણી શકાશે નહિ. સ્પેશિયલ મૅરેજ ઍક્ટ હેઠળ પરણનારાંઓને છૂટાછેડા મેળવવા એ કંઈ સાવ સહેલી વાત નથી. સને ૧૮૬૯માં ખ્રિસ્તીઓને માટે કરવામાં આવેલ છૂટાછેડાનો કાયદો આ લગ્નના પક્ષકારોને લાગુ પાડવામાં આવેલ છે. તે કાયદામાં કયા સંજોગોમાં લગ્નવિચ્છેદ પ્રાપ્ત કરી શકાય તે જોઈએ.

(૧) કોઈ પણ પતિ પોતાના લગ્ન બાદ તેની પત્નીએ પરપુરુષ જોડે વ્યભિચાર કર્યો હોય તો કોર્ટમાં જઈ લગ્નવિચ્છેદ માગી શકે.

(૨) કોઈ પણ પત્ની પોતાના લગ્ન બાદ તેનો પતિ—

(ક) નજીકનાં સગાં સાથે વ્યભિચાર કરે; અથવા

(ખ) બીજી સ્ત્રી સાથે લગ્ન કરી જનાકારી કરે; અથવા

(ગ) વ્યભિચાર કરે અને યોગ્ય કારણ વિના બે વર્ષ કે વધારે સમય માટે પત્નીત્યાગ કરે; અથવા

(ઘ) બળાત્કાર, અકુદરતી વ્યભિચાર કે પશુમૈથુન કરે; અથવા

(ચ) વ્યભિચાર કરે અને ક્રૂરતા બતાવે; અથવા શારીરિક અગર માનસિક રીતે શરીરના અવયવને કે સુખાકારીને ભય ઉપજાવે અથવા ભયની વ્યાજબી શંકા ઊપજે તેવું કરે—

તો લગ્નવિચ્છેદની માગણી કોર્ટમાં જઈ કરી શકે છે.

સ્ત્રી અને પુરુષના માટે લગ્નવિચ્છેદ માગવાનાં કારણોમાં મોટી અસમાનતા છે એ વસ્તુ જરૂર ખૂંચે તેવી છે. પત્નીને છૂટાછેડા માગવામાં ઘણી જ મુશ્કેલી છે. જ્યારે પતિરાજને ફક્ત પોતાની પત્ની વ્યભિચાર જ કરે તો પણ છૂટાછેડા પ્રાપ્ત થાય છે. સ્ત્રીને છૂટાછેડા લેવામાં પોતાના પતિના વ્યભિચાર ઉપરાંત બીજું સબળ કારણ પણ કાયદો માગે છે. આ

બાબતમાં ડૉ. દેશમુખે વડી ધારાસભામાં તાજેતરમાં રજૂ કરેલું છૂટાછેડાનું બીલ ઘણું પ્રગતિકારક ગણી શકાય. તેમાં નીચેના સંજોગોમાં પરિણીત સ્ત્રી છૂટાછેડા મેળવવા હકદાર થાય છે:

(૧) લગ્ન બાદ પતિમાં ન સુધરી શકે તેવી નપુંસકતા આવી હોય;

(૨) પતિ ધર્માંતર કરે;

(૩) એક લગ્ન ચાલુ હોવા છતાં પતિ બીજું લગ્ન કરે;

(૪) ત્રણ વર્ષ સુધી સતત પત્નીત્યાગ કરે.

આ બીલમાં સ્ત્રી જ છૂટાછેડા માગી શકે; પુરુષ નહિ, તે વસ્તુ ખાસ નોંધપાત્ર છે. છૂટાછેડાનો વિષય તેનાં લાભો, પરિણામો, અનિષ્ટો વગેરેની ચર્ચા બહુ વિસ્તૃત સ્વરૂપની હોવાથી તે વિષે અહીં લાંબું ન લખતાં એટલું તો કહેવું જ પડશે કે આજે સ્ત્રી જાતિને એક અસહ્ય પ્રકારના ત્રાસમાંથી મુક્તિ અપાવવા ખાસ સંજોગોમાં છૂટાછેડાનો પ્રબંધ કર્યા વિના છૂટકો નથી.

લગ્નવિચ્છેદ ઉપરાંત લગ્ન ગેરકાયદેસર અને રદબાતલ ઠરાવવા માટે પણ કાયદામાં પ્રબંધ કરેલ છે. લગ્નસમયે નપુંસકતા હોય અથવા પક્ષકારોની પ્રતિબંધિત સગાઈના કારણે અગર ગાંડપણ, જડતા, મૂર્ખતા હોય કે પ્રથમ લગ્ન અસ્તિત્વમાં હોય તો લગ્ન રદ થાય છે.

વળી છૂટાછેડા મેળવ્યા વિના ધણીધણિયાણીને કાયદેસર જુદા રહેવાના હક્ક પણ છે. વ્યભિચાર, ક્રૂરતા કે વ્યાજબી કારણ વિનાનો ત્યાગ પુરવાર કરવાથી જુદા રહેવાની માગણી થઈ શકે છે અને સ્ત્રીને માટે યોગ્ય ભરણપોષણની વ્યવસ્થા પણ કાયદામાં નિર્માણ કરવામાં આવેલ છે.

લગ્નવિચ્છેદનો હુકમ થયા બાદ ૭ માસ પછી બીજાં લગ્ન કરી શકાય.

સ્પેશિયલ મેરેજ એક્ટ જ્યારે ધારાસભાની એરણ ઉપર ઘડાતો હતો, ત્યારે જૂનવાણી મતવાળાઓએ તેનો ઠીકઠીક સામનો કરેલો છે. સ્પેશિયલ મેરેજ એક્ટથી લગ્ન કરનારાંઓને હિંદુ કાયદાના અમુક લાભોમાંથી બાકાત રાખવા થોડી કલમો દાખલ કરેલ છે. એક તો એ છે કે સંયુક્ત કુટુંબમાંથી પરણનાર પુરુષ લગ્નદિનથી કુટુંબની મિલકતની દૃષ્ટિએ જુદો પડે છે અને તે દિવસથી મિલકતની કાયદેસર વહેંચણી થઈ ગઈ ગણાય છે. બીજું એ છે કે એકનો એક પુત્ર રજિસ્ટ્રેશનથી લગ્ન કરે તો તેના પિતાને બીજા કોઈને દત્તક પુત્ર તરીકે લેવાનો હક્ક પ્રાપ્ત થાય છે અને આ કાયદા હેઠળ પરણનારાંઓને કોઈ સંજોગોમાં દત્તક લેવાનો હક્ક મળતો નથી. પરંતુ આ સિવાયના હિંદુ કાયદા હેઠળના બીજા બધા લાભો સ્પેશિયલ મેરેજ કરનારાઓને પણ છે. લગ્ન કરનાર હિંદુ હિંદુ મટી જતો નથી.

સ્પેશિયલ મેરેજ એક્ટ વિષે વિસ્તૃત ચર્ચા થઈ છે અને હાલના સમાજમાં પ્રવર્તી રહેલ લગ્નપ્રથાઓમાં આ લગ્નને પ્રશંસનીય તો નહિ પરંતુ પ્રગતિકારક અને સ્ત્રીની ચાલુ કફોડી સ્થિતિને કંઈક અંશે સુધારનારું ગણી આવકારપાત્ર કહી શકાય. આમાં પણ ઘણી ત્રુટિઓ છે અને તે દૂર કરવા માટે આપણા સામાજિક કાર્યકર્તાઓને હજુ ઘણું કરવાનું છે.

અત્યારે હિંદુ કાયદામાં નવા નવાં પ્રગતિકારક સુધારાઓ ઘડાવાનાં આંદોલનો ચાલી રહ્યાં છે અને તેમાંના બહુપત્નીત્વ, વારસાહક્ક અને છૂટાછેડા અંગેના કાયદાઓ મૂર્ત સ્વરૂપ લેશે ત્યારે સ્પેશિયલ મેરેજ એક્ટ ગૌણ સ્થાનમાં મૂકાઈ જશે. બાકી ત્યાં સુધી તો આ કાયદો લગ્નસંસ્થામાં એક પ્રગતિકારક અને આવશ્યક અંગ ગણાશે.

# કાંકરિયાની શરત્પૂર્ણિમા

[નગીનાવાડીના ધાબા પરથી]

રમણિક અરાલવાળા

માથે મેલી શરદશશિની ગોરસી ઘેલીઘેલી
રેલાવન્તી સભર ભુવને મસ્તઆનંદહેલી,
તારાટીકીજડિત ધરીને કાંચળી કૌમુદીની,
પૂર્ણિમામાં પ્રકૃતિ રમતી ગૌર ગોવાલણીશી।

મેલીને મુક્તહૈયું મધુર બજવતો મોરલી મર્મરોની,
ગાયો ને વાછડાં શાં પળ ઘડી પ્રહરો વાળી લૈ વર્તમાને,
ઓઢીને આભકેરી ક્ષિતિજ ઝુલભરી કામળી ક્હાન જેવો
સ્થંભ્યો છે સ્તબ્ધ થૈ ને અનિમિષ નયને કાળ સૌન્દર્યમુગ્ધ.

આખો દ્હાડો અવિરતશ્રમે યંત્રમાં આથડીને
સૂતેલી આ નગરી શિરપે આશિષે ઊંચકેલા
આબાદીના અભય કરની અંગુલીઓ શી ઉભી
સૌમ્ય જ્યોતે સ્વરૂપ પલટી મીલની ચીમનીઓ.

અને છે સ્વસ્થ સૂતેલું
કાંઠા તણા દીપ-પ્રકાશ-વર્તુલે,
સોનાના કાંગરાવાળા,
ચાંદીતણા થાળ સમું તળાવ આ.

પ્રબલ મદન વેગે ઊંચીનીચી થનારી
હરનિશ દુખિઆરી ખંડિતા યૌવનાશી,
વટ તરુવર નીચે સામી તીરે સૂતેલી
સહચર સ્મરતીઓ નાવડી નાંગરેલી.

ધોવાતા હેમપાત્રે વિમલ પય મહીં રૂપીઆશા રૂપાળા
ગાઢ જ્યોત્સ્ના રસેલા સરવર સલિલે રાજતા રમ્ય તારા;
કાંઠાની દીપમાલા જલમહીં દિસતી વર્તુલે શું ઉભેલી
પાતાળેથી પધારી શશિસહ રમવા નાગકન્યાની ટોળી.

અંબોડે યૌવનાના અડપલું કરતા છેલશો વાયુ વાતાં
વાડીની પુષ્પગૂંથી અલક લટ સમી લ્હેરતી આ લતાઓ,
આરંભે ત્યાં અનેરો સહિયર સરખી રાસ ડોલન્તી ચાલે
સોનેરી ઓઢણીઓ ઉડી ઉડી કરતી લાડ ત્યાં ચંદ્રમાને.

અહો સુધાસિન્ધુ તણે હિંડોલે
ઝૂલી રહ્યો છે અવકાશ આખો,
ને આવતા ચિંતન વાયુ ઝોલે
મ્હારો ઝૂલે અંતરનો તરાપો.

યુગ યુગ થયાં જન્મું, જીવું, મરૂં, જનમું વળી,
અકલ ઉપન્યાં બ્રહ્માંડોનો કિરીટ હું માનવી;
અયુત ડગલાં આગેકૂચે ભર્યાં પણ ના ભર્યાં,
પ્રકૃતિ વિભવો ન્યાળી મ્હારે કહીં લગી રાચવાં ?

નિહાળીને માનવભાગ્ય ઈંદુ
ના ડોલશે કેમ વિરાટ સિંધુ ?
હૈયે ધરી અમ્મર ઉર્ધ્વ આશ
પામીશું એ પૂનમના પ્રકાશ.

❧

# બહિર્જગત

રામભાઈ પટેલ

આંતરરાષ્ટ્રીય રાજકારણની મૂંઝવણભરી સમસ્યા ઉકેલવા માટે સામ્રાજ્યવાદી રાષ્ટ્રોની ડિપ્લોમસી દિનપ્રતિદિન વધારે ને વધારે નિષ્ફળ પુરવાર થતી જાય છે. કોઈ પણ જાતની વાટાઘાટોદ્વારા જગતના પ્રશ્નોનો બુદ્ધિયુક્ત તોડ લાવવા માટે અશક્ત નીવડતાં રાષ્ટ્રો હવે લશ્કરીબળનો છેલ્લો આશરો શોધતાં જણાય છે. એ માટે યુદ્ધવિરોધી રાષ્ટ્રો ક્યાં તો શસ્ત્રીકરણની ગતિ અને જથ્થો વધારીને પોતાની સલામતી ને શાંતિની જાળવણી માટે મથી રહ્યાં છે અને વિગ્રહવાદી રાષ્ટ્રો શસ્ત્રો ને બળનો આશરો લઈ ને પોતાની સામ્રાજ્યવાદી મુરાદ બર લાવવા તત્પર થઈ રહ્યાં છે. આથી આપણે પ્રજાતંત્રવાદી રાષ્ટ્રોને લશ્કરી સંગઠન કરતાં ને ફાસિસ્ટ રાષ્ટ્રોને વિગ્રહની ધમાલમાં પડેલાં જોઈએ છીએ. આને પરિણામે જીનિવાનો રાષ્ટ્રસંઘ મૃતપ્રાય થયેલો જણાય છે. આંતરરાષ્ટ્રીય સહકાર નહિ પરંતુ લડાયક રાષ્ટ્રવાદી માનસ ને આંતરરાષ્ટ્રીય અથડામણ જગતના રાજકારણની મુખ્ય દશા થઈ પડી છે.

આવી જાતની આંતરરાષ્ટ્રીય પાયા ઉપર ચાલતી વિગ્રહી અથડામણનાં યુરોપ અને પૂર્વ એશિયા આજે મુખ્ય સ્થાન થઈ પડ્યાં છે. યુરોપમાં સ્પેનિશ આંતરવિગ્રહ અને મધ્ય યુરોપ સ્થાનિક પ્રશ્નો મટી જઈ ને સમસ્ત યુરોપીય પ્રશ્નો બની ગયા છે; જ્યારે બીજી બાજુ ચીનો–જાપાનીઝ વિગ્રહ ચીનની આંતરરાષ્ટ્રીય મહત્તાને લીધે જગતના મુખ્ય સામ્રાજ્યવાદી હિતસંબંધોની એક વિષમ અથડામણનું સ્થાન થઈ પડ્યો છે. આંતરરાષ્ટ્રીય પાયા ઉપરની આ બે મહત્ત્વની અથડામણોને છોડીને બહાર નજર કરતાં લગભગ એકેએક દેશનું આંતરરાજકારણ પણ વધુઉકલી વિષમતાનું મેદાન થઈ રહ્યું છે.

## પશ્ચિમ યુરોપ

સ્પેનિશ વિગ્રહે સહેજે પશ્ચિમ યુરોપીય રાજ્યોને પરસ્પરના એક જુદા જ સંબંધના તખ્તા ઉપર મૂકી દીધા છે. આજે સ્પેનના બંને પક્ષો એક તરફ ફ્રાંસ, ઝેકોસ્લોવેકિયા અને છેલ્લે સોવિયેટ યુનિયન વિરુદ્ધ ઇટલી, જર્મની, ગ્રીસ, હંગરી અને બલ્ગેરિયા ને પોર્ટુગાલ વગેરે રાષ્ટ્રોના હિતસંબંધોના પ્રતિનિધિ જેવા થઈને લડી રહ્યા છે. આને લીધે જ એ વિગ્રહ આટલો બધો લંબાય છે. આને લીધે જ બિનદરમિયાનગીરીનો આટલી મહેનત લેતી કમિટિના બન્ને પક્ષના અવિરત દરમિયાનના સતત પ્રયત્નો પણ સફળ થતા નથી. બ્રિટિશ વડાપ્રધાન ચેમ્બરલેઈનની મધ્યસ્થી પણ કામ કરતી જણાતી નથી. એનું કારણ એ છે કે એક તરફ જર્મની અને ઇટલીના સરમુખત્યારો પોતાની હેતુસિદ્ધિ અર્થે કોઈ પણ જાતનાં વિગ્રહાત્મક પગલાં લેતાં અચકાતા નથી. અને એમની નીતિ કોઈ પણ જાતની સમાધાની જાણતી નથી. ભૂમધ્ય સમુદ્ર, ઉત્તર આફ્રિકા, અરેબિયન પ્રદેશો, સ્પેન અને મધ્ય યુરોપીય

ને પૂર્વ યુરોપીય દેશોમાં ફાસિસ્ટ વર્ચસ્વ જમાવવાનું એમનું સામ્રાજ્યવાદી મિશન છે. આ મિશન સામ્રાજ્યવાદી આધિપત્યનું છે. આ આધિપત્ય બ્રિટિશ કે ફ્રેંચ સત્તાને નબળી પાડીને જ સફળ થાય એમ છે. એ બંને સત્તાઓ અમુક પ્રમાણુમાં જ નબળી પડવા તૈયાર છે. એ પ્રમાણુ વટી ગયા પછી એ સત્તાઓ વિગ્રહમુખી બનવા તૈયાર છે. હમણાં થોડા સમય પહેલાં જ બ્રિટિશ વડાપ્રધાને એ વાતની ચોખ્ખટ કરી દીધી છે કે કાયદેસરના બ્રિટિશ સ્થાપિત હિતસંબંધોને જગતમાં ક્યાંયે પણ રક્ષવા માટે, જરૂર પડતાં, બ્રિટન વિગ્રહ કરવા તૈયાર રહેશે. એ જ બતાવે છે કે અમુક હદ પછી વિરુદ્ધ સામ્રાજ્યવાદી હિતસંબંધો ધરાવતાં રાષ્ટ્રો વચ્ચે હિતમેળ કે હિતસમાધાની શક્ય જ નથી.

## જ્વાળામુખીના ઢાંકણુ ઉપર

આજે પશ્ચિમ યુરોપની અને એથી કરીને સમસ્ત યુરોપની પ્રજા એક અંદરખાનેથી બળતા જ્વાળામુખીના ઢાંકણુ ઉપર સૂતેલી જણાય છે. કોઈ કોઈ વાર ઢાંકણુને ભેદીને અંતઃસ્થ જ્વાળામુખીનો લાવા બહાર નીકળે છે. સ્પેનિશ આંતરવિગ્રહ એ જાતનો નાને સ્વરૂપે પ્રગટ થતો જ્વાળામુખીનો લાવા છે. યુરોપીય રાજમહારથીઓમાંના કેટલાક ઢાંકણુમાં બાકાં પાડીને બહાર આવતા વિગ્રહ-લાવાને મસલતો ને વાટાઘાટોની સીમેન્ટથી રૂંધવા ને એમ કરીને ફાટુફાટુ થઈ રહેલ જ્વાળામુખીને અટકાવવા મથી રહ્યા છે. કેટલાક ફાસિસ્ટ રાજમહારથીઓ વિગ્રહી જ્વાળામુખીના પાતળા ઢાંકણુને તોડવાની પ્રવૃત્તિમાં પડ્યા છે. આ જાતની તોડવા સમારવાની પ્રવૃત્તિ એ આજની યુરોપીય રાજકારણુની મુખ્ય ઘટના છે. એના ઉપર સમસ્ત વિશ્વનું શાંતિનાવ અવલંબે છે.

એબિસીનિયન વિગ્રહમાં ઈટાલિયન સરમુખત્યારને સીધો સાથ આપવાનું બંધુકૃત્ય કર્યા પછી જર્મન સરમુખત્યારને એની પાકી ભેરુબંધી મળી. ઑસ્ટ્રિયાના પ્રશ્ન સંબંધે મુસોલિનીએ હિટલર સાથેના પોતાના મતભેદો મિટાવી દીધા. પરિણામે મહત્ત્વનાં ઐતિહાસિક પરિણામોથી ભરેલી રોમ-બર્લિન ધુરાનો જન્મ થયો. આ રોમ-બર્લિન ધુરાની ચક્રગતિને ચાલુ રાખવા માટે જોઈતાં આંજણુ તરીકે ઈટલી અને જર્મનીના સમાંતર હિતસંબંધો કામ આવ્યા. સ્પેનિશ વિગ્રહમાંથી ફ્રાંકોને મદદ કરીને હિટલરને જર્મન વિગ્રહયંત્રને માટે ખૂટતું લોખંડ સ્પેનિશ લોહખાણોમાંથી સર કરવાની તક મળી. તેવી જ તક મુસોલિનીને ભૂમધ્ય સમુદ્રને ઈટાલિયન સરોવર બનાવવા માટે જરૂરી હવાઈ અને તરી મથકો બનાવવા માટે સ્પેનિશ ભૂમિનો ને ટાપુઓનો ઉપયોગ કરવાની અનુકૂળતા થવાથી મળી ગઈ: આમ સ્પેનિશ વિગ્રહ જર્મની અને ઈટાલીની હિતપૂર્તિના એક સમાન સાધન તરીકે કામ આવ્યો.

હિટલર-મુસોલિની માટે સ્પેનિશ વિગ્રહનું આટલું જ મહત્ત્વ નહોતું. એબિસીનિયન વિગ્રહ પછી મહાયુદ્ધને અંતે ફ્રાંકો-બ્રિટિશ પ્રભુત્વજનિત શક્તિતુલા–Balance of Powers–ને તોડવાનું જે ભગીરથ કાર્ય મુસોલિનીએ ઉપાડ્યું હતું એ પ્રક્રિયાને ચાલુ રાખવાના સાધન તરીકે પણ એનું મહત્ત્વ ઘણું છે. સ્પેનિશ વિગ્રહે રોમ-બર્લિન ધુરાની આંટ સદ્ધર કરી છે. કારણુકે ફ્રાંકો-બ્રિટિશ પ્રભુત્વપ્રધાન શક્તિતુલાને જાળવી રાખવાના માર્ગમાં સ્પેન અગત્યનું થાણું છે. એ ભૂમધ્ય સમુદ્રનો દરવાજો હોવા ઉપરાંત બ્રિટિશ અને ફ્રેંચ સામ્રાજ્ય-માર્ગનો ધોરી રસ્તો છે. આ રસ્તે બંને રાષ્ટ્રોએ મહત્ત્વનાં ચોકીઆત થાણાં ઉભાં બસો વરસમાં નાખ્યાં છે. મહાયુદ્ધે એ થાણાંને અક્ષત રાખ્યાં હતાં. એબિસીનિયન

લીધું છે. પરંતુ હવાઈ દળની બાબતમાં એ અક્ષત વધારો કરવા માગતો હોવાથી કોઈ પણ જાતનું મર્યાદાજનક સાટું બ્રિટન સાથે પણ કરવા એ તૈયાર નથી.

## જર્મની અને ઈટાલી

હિટલરની મધ્ય યુરોપીય નીતિ મુસોલિનીને ચિંતાતુર કરી રહી છે. કારણકે મધ્ય અને પૂર્વ યુરોપમાં જર્મનીની ઉત્તરોત્તર વધતી જતી લાગવગ ઈટાલિયન લાગવગને નાબૂદ કરતી જાય છે. ઈટાલીનો એ દેશો સાથેનો વેપાર પણ ઘસાતો જાય છે. કારણકે આજે જર્મન રાજનીતિ એ દિશામાં અસામાન્ય રીતે પ્રવૃત્તિમાન છે. ઉપરાંત હંગરી, રૂમાનિયા, પોલાંડ, યુગોસ્લોવેકિયા વગેરે દેશોના રાજપુરુષો જર્મન પદ્ધતિ અને જર્મન શક્તિ ને કુશળતાથી હંમેશાં અંજાયેલા રહ્યા છે. જર્મની સાથેનો ભૂતપૂર્વ સંબંધ પણ એમને જર્મન લાગવગ હેઠળ આવવાનું સરળ કરી મૂકે છે. આને પરિણામે મુસોલિની જોઈ શક્યો છે કે થોડા જ વખતમાં પોતાને હિટલરના એજંટ થવાનો વખત આવી લાગવાનો છે. જર્મન સત્તા ઑસ્ટ્રિયન જોડાણ પછી ઈટાલિયન સરહદની લગોલગ થઈ ગઈ છે અને સહેજે જ્યારે ઈટલી–જર્મન સરહદ જ્યાં ભેગી થાય છે એ પ્રદેશોમાં સારી સંખ્યામાં જર્મનો વસે છે ત્યારે મુસોલિનીને એ ભય રહ્યા જ કરવાનો કે એ જર્મનોને વહેલામોડા જર્મનીના રાજ્યછત્ર હેઠળ લાવવાનો હિટલર પ્રયત્ન કરવાનો જ છે. અને આજે ઈટાલિયન પ્રદેશમાં વસતા જર્મનો બહારની નાઝી ચળવળને કારણે અંદરખાનેથી સળવળી રહ્યા છે. પરંતુ પોતાની બૃહદ્ રાજનીતિની સફળતાની દૃષ્ટિએ આજે હિટલરને મુસોલિની સાથે વિરોધ વહોરવો પાલવે એમ નથી એટલે રોમ-બર્લિન ધુરાને ખાતર એ જર્મનોને બંડવૃત્તિ દાબવતા હિટલર અટકાવી રહ્યો છે. પણ મુસોલિની એ સારી પેઠે સમજે છે કે ઈટાલિયન જર્મનોને જર્મની સાથે ભેળવી દેવાની પ્રવૃત્તિ આજે નહિ તો પાંચ વરસે પણ હિટલર હાથમાં લેવાનો જ છે. એને માટે આજે હિટલર જર્મનીને બીજી બાજુએથી અભેદ અને અખૂટ બળવાળું કરવાની પ્રવૃત્તિ કરી રહ્યો છે. બીજું, સ્પેનિશ સિવિલ વિગ્રહમાં ફ્રાંકોને મદદ કરવામાં હિટલર–મુસોલિનીએ કરેલ સહકારે મુસોલિનીને કડવો અનુભવ કરાવ્યો છે. ફ્રાંકોના લશ્કરમાં અને એણે જીતેલા પ્રદેશમાં ઈટાલિયન અને જર્મન એજંટો ફ્રાંકોને પોતપોતાની સરકારના અંકુશ અને લાગવગ હેઠળ વધારે લાવવામાં પરસ્પર ઘણીવાર અથડામણમાં આવ્યા છે. લડાઈના વ્યૂહો ગોઠવવામાં પણ જર્મન સલાહકારો ફ્રાંકો સાથે વધારે લાગવગ વાપરી ગયા છે. કારણકે શરૂઆતમાં ઈટાલિયન સલાહ પ્રમાણે ગોઠવાયેલા વ્યૂહોની બેત્રણ લડાઈઓમાં સ્પેનિશ સરકારી પક્ષે ફ્રાંકો પક્ષને ભારે ખુવારીથી ભરેલી હાર આપી હતી. આથી કેટલાક વખતથી સ્પેનમાં જર્મનોને હાથે ઈટાલિયનો તેજોવધ સહન કરી રહ્યા છે. આ તેજોવધ મુસોલિની સહન કરી શકે એમ નથી. મુસોલિની પોતાને હિટલરના કરતાં વધારે અનુભવી અને ઘડાયેલ રાજપુરુષ માનતો હોવાથી એની લાલસા એ પ્રકારની છે કે રોમ-બર્લિન ધુરાનું દોરીસંચાલન પોતાના તરફથી થાય, અને હિટલર એનો મદદનીશ બની રહે. પરંતુ સ્પેન, ઑસ્ટ્રિયા, ચેકોસ્લોવેકિયા અને હંગરી, પોલાંડ અને રૂમાનિયા વગેરે દેશો સાથે રોમ–બર્લિન ધુરાના સમાગમનો અનુભવ મુસોલિનીને એ પ્રકારનો થતો જાય છે કે હિટલરની ધસમસતી રાજનીતિ પોતાને લગભગ અવગણીને એનું કાર્ય કરી રહી છે. ઑસ્ટ્રિયા–જર્મન જોડાણ વખતે હિટલરે એ રીતે ને એટલા વેગથી

કામ લીધું કે લગભગ સમસ્ત યુરોપીય રાજપુરુષો જર્મન ફટકાની ઝડપથી અંજાઈ ગયા હતા. મુસોલિનીને કમને પણ એ જોડાણ ને હિટલરે લીધેલ પગલાંને સ્વીકારી લેવું પડ્યું. જો પોતે એ વખતે હિટલરનો વિરોધ કરવા જાય તો આંતરરાષ્ટ્રીય રાજકારણમાં રોમ-બર્લિન ધુરાજનિત મૈત્રી નબળી પડે. અને બ્રિટન, ફ્રાંસ વગેરે સાથે ભૂમધ્યમાં પોતાને કરવાનાં સાટાંમાં પોતે મજબૂત વલણ ન લઈ શકે. આમ ઉપર ઉપરથી લાગતા ઈટાલો-જર્મન ઐક્યની હેઠળ બન્ને વચ્ચે વિરોધના વૈમનસ્યની આગ વધતી જાય છે અને જો હિટલર પોતાની જર્મનનીતિની ઉદ્દંડતા આ પ્રમાણે જારી રાખશે તો એટલું જરૂર વરતી શકાય છે કે બેત્રણ વર્ષમાં રોમ-બર્લિન ધુરા, યુરોપિયન રાજકારણમાંથી અદશ્ય થઈ જશે.

## ઈટાલી અને બ્રિટન

*ઑસ્ટ્રિયાની જપ્તી–Rape–એ યુરોપિયન રાજકારણને એક નવા જ પ્રકારની ગતિ* આપી. મુસોલિનીને હવે બીજે કોઈ સ્થળેથી મૈત્રી મેળવવી આવશ્યક થઈ પડી, જેથી હિટલરને એની ગરજ વધે. ઑસ્ટ્રિયાના જોડાણ પછી જર્મની મધ્ય ને પૂર્વ યુરોપનું સૌથી સમર્થ લશ્કરી રાષ્ટ્ર થયું છે. આની અસર એ થઈ કે અત્યાર સુધી સ્પેનમાં તટસ્થ સમિતિને સફળ થવામાં મુસોલિની જે મુશ્કેલી મૂકતો હતો એને હળવી કરવાની એણે શરૂઆત કરી એટલે તટસ્થ સમિતિને નવો વેગ મળ્યો. બીજી બાજુ ઍંગ્લો-ઈટાલિયન સમજૂતી, જેમાં અનેક કારણોને લીધે વાંધા પડતા રહ્યા હતા એ સમજૂતી મારેની વાટાઘાટોએ નિકાલ તરફ ઝડપી પલટો લીધો. મુસોલિનીને બ્રિટિશ મૈત્રીની ગરજ એકદમ વધી પડી. જ્યારે બીજી તરફ બાલ્કન પ્રદેશોમાં હવે જર્મન લાગવગ વધવાની શક્યતા પેદા થઈ હોવાથી ત્યાંનાં સ્થાપી ઈટાલિયન હિતસંબંધો ને લાગવગ, જર્મની સાથે અથડામણમાં આવવાની સ્થિતિ ઊભી થઈ હોવાથી મુસોલિનીને બ્રિટિશ સત્તા સાથે સહકાર કરવો અનિવાર્ય થઈ પડ્યો. એટલે બ્રિટિશ સત્તાના હાથ વધારે મજબૂત થયા. આથી ઑસ્ટ્રિયન જોડાણ પરોક્ષ રીતે બ્રિટિશ હિતોને લાભપ્રદ થઈ પડ્યું. બ્રિટિશ પરદેશ કચેરી આ જ્ઞાનથી પ્રેરાઈને ઈટાલો-બ્રિટિશ કરાર સંપૂર્ણ કરવા અભિમુખ થઈ. ઈટાલી સમક્ષ પોતાની સ્થિતિ મજબૂત બનેલી હોવાને કારણે બ્રિટિશ સત્તાએ, મુસોલિની પાસે સ્પેનિશ વિગ્રહ સંબંધે એટલો સ્વીકાર કરાવ્યો કે ઍંગ્લો-ઈટાલિયન કરારનો આરંભ, સ્પેનમાંથી પરદેશી સૈનિકો ખેંચી લેવામાં આવે એટલે થશે. પરદેશી સૈનિકો સ્પેનમાંથી ખેંચી લેવામાં આવે એનો ગેરલાભ ફ્રાંકોને વધારે થતો હોવા છતાં મુસોલિની આ જાતની બ્રિટિશ શરતનું પાલન કરવા તૈયાર થયો. એનું કારણ ઉપર જણાવ્યું એ ઉપરાંત બ્રિટન જેવું મજબૂત રાષ્ટ્ર ઍબિસીનિયન વિજયને મંજૂર કરવા તૈયાર થતું હતું એ પણ હતું. આ સાથે બ્રિટિશ શસ્ત્રીકરણની વિરાટ યોજના અતિવેગે પાર પડતી હતી; જેને લીધે બ્રિટન કદાચ યુરોપનું સૌથી વધારે શસ્ત્રસાજવાળું રાષ્ટ્ર ( કદાચ રશિયા સિવાય ) બની રહ્યું હતું. આથી બ્રિટન ઈટાલી સાથે હવે નિડર અને મક્કમ રહીને પોતાનાં હિતોને સંભાળવાની માગણી કરતું થયું.

## બ્રિટન અને યુ. એસ. એ.

પોતાના જગતવ્યાપી હિતસંબંધોને કારણે પોતાનું જગતવ્યાપી વર્ચસ્વ નભાવી રાખવાની બ્રિટનને ફરજ પડે છે. આને માટે વિરોધીઓનો ભય ટાળવા કે પોતાની સ્થિતિ વધારે

સલામત ને સ્થિર કરવા સમાન હિત ધરાવતા દેશો સાથે મૈત્રી કરવાનો અને વિરુદ્ધ હિત ધરાવતા દેશો સાથે સમાધાન કરવાનો બ્રિટિશ નીતિનો વર્તમાન ઝોક છે. પરંતુ વિરુદ્ધ હિત ધરાવતા દેશો સાથે સહેલાઈથી સમાધાન શક્ય ન હોવાથી મિત્ર રાજ્યોની સંખ્યા વધારીને પોતાની સ્થિતિ નક્કર કરવાની બ્રિટિશનીતિને વધારે આવશ્યકતા છે. અને એ માને છે કે આ નક્કરતાને લીધે જ પછી વિરુદ્ધ હિત ધરાવનાર રાષ્ટ્રો સાથે સમજૂતી કરવામાં સહેલું પડશે. આથી જ આજે ઍંગ્લો ફ્રેંચ નીતિ લગભગ સમાંતર ને એકધ્યેયગામી થઈ પડી છે. ફ્રાંસને બાદ કરતાં બ્રિટનને જો કોઈ બહુ બળવાન મિત્ર મળી શકે એમ હોય તો તે યુ. એસ. એ. છે. હાલમાં યુ. એસ. એ. સાથે મૈત્રી તાજી કરવાની ચીનો–જાપાનીઝ વિગ્રહને લીધે અનુકૂળતા પણ સારી છે. આ ઉપરાંત અમેરિકન પ્રેસિડંટ રૂઝવેલ્ટ પોતે પ્રામાણિકપણે પ્રજાતંત્રવાદી ને સરમુખત્યારી વિરોધી હોવાથી જગતની વર્તમાન ડેમોક્રસીને સરમુખત્યારીની મરકીથી બચાવવાની એની નિખાલસ ઈચ્છા પણ છે. ફ્રાંસ અને બ્રિટન પોતે ડેમોક્રસી હોવાથી રૂઝવેલ્ટ સાથે ફાસિસ્ટ સૅરમુખત્યારીના વધતા જતા હુમલા સામે ટક્કર ઝીલવા 'એકસાથ સામનો' કરવા તૈયાર થવાની વકી છે. આમાં ડેમોક્રસીને સાચવવાના કરતાં સ્વહિતરક્ષણ એ જ મુખ્ય વસ્તુ છે. આજે ચીનમાં બ્રિટિશ, અમેરિકન અને ફ્રેંચ હિતોની સલામતી જાપાનીઝ આક્રમણને લીધે જોખમાઈ રહી છે. આ ઉપરાંત આ ત્રણે દેશોનો મોટા ભાગનો પ્રજામત જાપાન વિરોધી વલણ ધરાવે છે. રૂઝવેલ્ટ અને એનો પરદેશમંત્રી હલ ચોક્કસપણે જાપાનીઝ વિરોધી હોઈ એમની વૃત્તિ ચીનમાંનાં અમેરિકન હિતોને સંરક્ષવા માટે બ્રિટન સાથે સહકાર કરવાની છે. પરંતુ હજી સુધી ચીનમાં એ દેશો જાપાન સામે એક સાથ સામનો નથી કરી શકયા એનું અમેરિકાને પક્ષે એ કારણ છે કે અમેરિકન પ્રજામત વિગ્રહને ભોગે જગતમાં ક્યાં યે પણ પોતાનાં હિતો જાળવવા પૂરતા પ્રમાણમાં કૃતનિશ્ચય નથી થયો. ગયા મહાવિગ્રહનો ભ્રમનિરાસ અમેરિકનોને પદાર્થપાઠ રૂપ થઈ પડયો છે. આધુનિક વિગ્રહ એકંદરે લાભ કરવાને બદલે નુકસાન અનેકગણું કરતો હોવાની અમેરિકન પ્રજાને પ્રતીતિ થઈ ચૂકી છે. આથી અમેરિકન ખંડ બહારની કોઈ પણ વિગ્રહી અથડામણથી વેગળા રહેવાની વૃત્તિ અમેરિકનોમાં ઘર કરી રહી છે. જો કે બે માસ ઉપર જ સેક્રેટરી હલે કરેલી જાહેરાત અને રૂઝવેલ્ટનાં ઘણાં પરદેશનીતિ ઉપરનાં વકતવ્યોમાં એ સ્પષ્ટ કરવામાં આવ્યું છે કે મોટા પાયા ઉપરની કોઈ પણ લડાઈ દુનિયાના કોઈ પણ ભાગ ઉપર લડાશે એના છાંટા અમેરિકાને 'તટસ્થ રહેવાનો ગમે તેટલો પ્રયત્ન કરવા છતાં' લાગ્યા વિના રહેવાના નથી. ગયે વરસે સપ્ટેમ્બરમાં રૂઝવેલ્ટે સાફ સાફ જણાવ્યું હતું કે સરમુખત્યારીના ઉપદ્રવ ને રોગને વધતો અટકાવવાની ડેમોક્રસીને માટે હાલને તબક્કે ખાસ જરૂર છે. એ માટે જગતની પ્રજાસત્તાઓએ ભેગી થઈને વિગ્રહવાદી સરમુખત્યારીઓને 'ક્વૉરંટાઈન' કરી એનો ફેલાવો થતો અટકાવવો જોઈએ વગેરે. આ બધી જાહેરાતો છતાં રૂઝવેલ્ટની સરકાર યુરોપિયન રાજકારણથી શા માટે અલગ જ રહે છે? શા માટે ચીનમાં અમેરિકન હિતસંબંધો છડેચોક જોખમાતા હોવા છતાં જાપાન સામે અમેરિકા સખત પગલાં નથી લેતું? આનો બુદ્ધિયુક્ત ખુલાસો એક જ આપી શકાય એમ છે. વિગ્રહની બીક અમેરિકનોને સ્વહિતોના રક્ષણના વેગના કરતાં ઘણી વધારે છે. બીજું, એ કારણ પણ હોઈ શકે છે કે હજી પ્રમાણમાં અમેરિકન સરકાર શસ્ત્રીકરણમાં બીજાઓથી ઘણી પાછળ પડી ગઈ છે. જો કે ચાલુ વરસે એણે પણ સજ્જસાજનો ગંભીર કાર્યક્રમ તૈયાર કરીને અમલમાં મૂકવા માંડયો

છે, જે અમેરિકાને પાસિફિક રાજકારણમાં ભારવાહી ને મહત્ત્વની મક્કમ રાજનીતિ અખત્યાર કરવામાં મદદકર્તા થઈ પડશે. દરમિયાન ચીનો–જાપાની વિગ્રહમાં જાપાન ઘણું ઘસાઈ જઈ ને બહાર આવશે.

હિત સમાંતરતાની સંધિને લીધે ઍંગ્લો–અમેરિકન સમજૂત બહુ સહેલી થઈ પડી છે. રૂઝવેલ્ટ ચેમ્બરલેઈનની નીતિનો પ્રશંસક છે. એને ચેમ્બરલેઈનનીતિ સરમુખત્યારોને સમજાવવામાં ઘણી સફળતાદર્શક જણાય છે. ખાસ કરીને ઈટાલો–બ્રિટિશ વાટાઘાટની સફળતા અને તટસ્થ સમિતિને મળતી જતી સફળતામાં ચેમ્બરલેઈનની વિશિષ્ટ શક્તિનાં રૂઝવેલ્ટને દર્શન થાય છે. આથી આજે બંને દેશોની પરદેશ કચેરીઓ વચ્ચે બહુ એખલાસભર્યો મીઠો સંબંધ નજરે પડે છે. બ્રિટિશ હવાઈ શસ્ત્રયોજનાની સફળતા માટે અમેરિકન ઍરોપ્લેનો ખરીદવાની બ્રિટિશ સરકારને સગવડ કરી આપવામાં આ સંબંધે જ મોટો ભાગ ભજવ્યો છે. ઍંગ્લો અમેરિકન વ્યાપારી કરાર માટે થઈ રહેલા પ્રયત્નો પણ આશાજનક પરિણામ લાવશે એમ જણાય છે. જો એ કરારો થઈ જાય તો અમેરિકા, બ્રિટન અને ફ્રાંસ લગભગ એકસરખી પરદેશનીતિ ગ્રહણ કરશે એમ લાગે છે.

## બદલાતી તટસ્થનીતિ

'ઍંગ્લો–અમેરિકન મૈત્રી ગાઢ થવાની પરિસ્થિતિ સ્પષ્ટતર થતી જાય છે; કારણ કે જગતમાં દરેક સ્થળે એમનાં વિશાળ હિતો ભયમાં મૂકાઈ રહ્યાં છે. અમેરિકન સરકારે ગ્રહણ કરેલી તટસ્થનીતિ—Neutral Policy–પણ બદલાઈ રહી છે. અમેરિકન પ્રજામત દિવસે દિવસે વિગ્રહની બીક છોડતો જાય છે. ફાસિસ્ટ રાષ્ટ્રોની હુમલાખોર પ્રવૃત્તિની ઝડપ ઉપર અમેરિકન તટસ્થનીતિ છૂટવાની ગતિનો આધાર રહે છે. છતાં પણ ચીનો–જાપાનીઝ વિગ્રહ ને ઑસ્ટ્રો–જર્મન સંધિનો બહુ ભારે પ્રત્યાઘાત અમેરિકન પ્રજામાનસ ઉપર પડ્યો જણાય છે. છેલ્લા બાર માસમાં તટસ્થનીતિવાદીઓની મજબૂતી ઠીક ઠીક ઓછી થઈ ગઈ છે. હજી આ પરિવર્તન પ્રગટ સ્વરૂપે વ્યવહારનીતિમાં ક્યાંયે દેખાતું નથી. છતાં માનસપલટો થતો જાય છે. એની બાહ્ય અભિવ્યક્તિ, ચીનો–જાપાનીઝ વિગ્રહ હજી વધારે વિસ્તૃત ને ચીરસ્થાયી થશે એટલે થોડા વખતમાં માલમ પડશે. આથી :

"કોઈ પણ ઉપર ઉપરથી જોનારને પણ લાગ્યા વિના નથી રહેતું કે અમેરિકન રાષ્ટ્રમાનસ સખત પલટો લઈ રહ્યું છે (તટસ્થ પરદેશનીતિ સંબંધે). કારણ કે અમેરિકનો પ્રજાતંત્રના જે આદર્શો માટે મથે છે એ આદર્શો ઉપર ચારે પાસથી ભયજનક હુમલો દુનિયાના દરેક ભાગમાં થઈ રહ્યો છે.

"આજે દરેક વિચારવાન અમેરિકન માને છે કે બીજી શસ્ત્રની અથડામણ શરૂ થશે ત્યારે ગત મહાવિગ્રહના ઇતિહાસની પુનરુક્તિ જ થવાની છે. અમેરિકા સ્વયંસ્ફુર્તિથી એ અથડામણોમાં દાખલ થશે કારણ કે ૧૯૧૭ના કરતાં વધુ પ્રમાણમાં આજે નવા વિગ્રહમાં દુનિયામાં દરેક જગ્યાએ અમેરિકન હિતો વધારે ગંભીર નુકસાન સહન કરશે. શરૂઆતમાં અંતર અને તટસ્થવૃત્તિને લીધે અમેરિકા વિગ્રહમાં નહિ પડતાં પોતાના સમાન આદર્શવાળા મિત્રરાજ્યોને એ નૈતિક ટેકો આપશે અને પાછળથી વિગ્રહના વમળમાં એ સીધી રીતે પડશે.

"અમેરિકન લોકમત અતિ મહદંશે ચીનની તરફેણમાં અને જાપાનવિરોધી છે. એ જર્મનીનો ઓસ્ટ્રિયાના બળાત્કારે કરેલા જોડાણથી પણ ચોકસપણે વિરોધી છે. જર્મનીમાં યહુદીઓ ઉપર ગુજારવામાં આવતા સીતમથી સમસમી ઊઠ્યો છે. એબિસીનિયાનું મુસોલિનીએ કરેલ અપહરણ સામે પણ છે અને હજી સુધી એ અપહરણને મંજૂરી ન આપવાંના અમેરિકન સરકારનાં પગલાંને એનો મજબૂત ટેકો છે." ('ટાઇમ્સ'ના ન્યૂયોર્કના ખબરપત્રીનો ખરીતો.)

હજી ચોક્કસ સ્વરૂપે યુરોપિયન રાજકારણમાં સક્રિયપણે ફ્રાંસ–બ્રિટન સાથે ભળીને શાંતિ અને સલામતી માટે પ્રયત્ન કરવા અમેરિકન પરદેશખાતું તૈયાર નથી. કદાચ એટલી તૈયારી વિગ્રહ શરૂ થયા પહેલાં એ કદિ પણ નહિ બતાવે. એવું એક કારણ એ પણ છે કે અંદરખાનેથી બ્રિટિશ ટોરીઓનો એક વગદાર વર્ગ ચીનમાં જાપાન સાથે છૂપી સમજૂતી કરવા માગે છે. જાપાન બ્રિટિશ હિતોને મંજૂર કરે અને બ્રિટિશ પ્રભાવક્ષેત્ર અલગ કરી આપવા તૈયાર થતું હોય તો એ વર્ગની વૃત્તિ જાપાનપક્ષી છે. રૂઝવેલ્ટ નિયંત્રિત અમેરિકન રાજનીતિને બ્રિટિશનીતિની આ કુટિલતા સામે સખત નાપસંદગી છે. અમેરિકન સરકાર એ દૂર કરી શકે એમ પણ નથી કારણ કે રૂઝવેલ્ટને અમેરિકન મધ્યમ અને નીચલા વર્ગનો ટેકો હોઈ એના બળ ઉપર એ નભે છે; એટલે કે અમેરિકાનો નીચલો વર્ગ રૂઝવેલ્ટની નીતિને દોરે છે. જ્યારે ચેમ્બરલેઈનના પ્રધાનમંડળની નીતિ બ્રિટિશ પ્રજાના ઉપલા વર્ગના વગદાર ટોરીઓ ઘડે છે. ચેમ્બરલેઈન એમનો પ્રતિનિધિ માત્ર છે. આથી અમેરિકન અને બ્રિટિશનીતિ મૈત્રી માટે મથતી હોવા છતાં બંનેની આ બે ભિન્ન લાગણીને લીધે બંને એક બીજાની તદ્દન નજીક નથી આવી શકતાં.

તા. ૨૧–૭–૧૯૩૮

———o———




**શેષનાં કાવ્યો** :— લેખક : રામનારાયણ વિશ્વનાથ પાઠક. પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. (બૃહદ ગ્રન્થાવલિ પુ. ૧૨ ) કિં. રૂા. ૨–૦–૦.

"વેણીમાં ગૂંથવા'તાં—કુસુમ તહિં રહ્યાં અર્પવાં અંજલિથી."

આપણા સંમાન્ય વિવેચક ઝવેરચંદ મેઘાણીએ આ પંક્તિને, યથાર્થ રીતે જ, કવિતા કહી છે. કવિતાને માટે પંક્તિઓની સંખ્યા અનિવાર્ય નથી. કાવ્ય બસો પંક્તિનું પણ હોય અને ચૌદ પંક્તિનું પણ હોઈ શકે. ચાર પંક્તિમાં પણ તેનો આત્મા પ્રાદુર્ભૂત થાય અને ક્યારેક, ઉપર્યુક્ત પંક્તિમાં થયો છે તેમ, માત્ર એક જ પંક્તિમાં પણ તે વ્યક્ત થઈ રહે.

"વેણીમાં ગૂંથવાં'તાં કુસુમ તહિં રહ્યાં અર્પવાં અંજલિથી."

'શેષનાં કાવ્યો 'નું આ અર્પણકાવ્ય અનેક રીતે સૂચક છે. એ જાતે જ ગુજરાતી ભાષાનું એક મનોરમ કાવ્ય છે; એટલું જ નહિ પણ એ એક જ પંક્તિ આપણને શેષનાં કરુણ કાવ્યોના રસાસ્વાદનું દ્વાર ઉઘાડી આપે છે. એ એક જ પંક્તિમાં વ્યક્ત થયેલો સંયમશીલ કરુણ શેષનાં બધાં કરુણ કાવ્યોની લાક્ષણિક કરુણાનો પ્રતીક બની રહે છે.

શેષનો કરુણ, સાચે જ, अनिर्भिन्नो गभीरत्वादन्तर्गूढघनव्यथः છે. એ કરુણ પોતાના સાહજિક ધૈર્યને છોડતો નથી. ડૂસકામાં કે ધ્રૂસકામાં એ દ્રવી પડતો નથી. ઊર્મિલતાને લીધે એ સ્ત્રૈણ, નિર્બળ કે નિરુત્સાહી બનતો નથી. ગંભીરતા અને સંયમને લીધે એ કરુણ, ઊલટો, વધારે સઘન બને છે. પૌરુષને લીધે એ વધારે ગૂઢ અને તેથી જ વધારે ભવ્ય બને છે.

એ કરુણનું અધિષ્ઠાન, કવિની સદ્ગત સખી છે. સખીના મૃત્યુને લીધે ઊર્મિલ કે વિવશ બની ગયા વિના, કવિ એ હકીકતને અનિવાર્ય ગણીને સ્વીકારી લે છે. શ્રી રામનારાયણ પાઠકના આત્માનું એક પાસું જેમ કવિ છે તેમ બીજું પાસું તર્કશાસ્ત્રી અને તત્ત્વજ્ઞ છે. એટલે તત્ત્વજ્ઞની તટસ્થતાથી કવિ આખી યોજનાને સ્વીકારી લે છે. સખીના કેશ, અલંકાર કે એવી કશી વસ્તુને સંસ્મરણ રૂપે રાખવાની પણ તેમની ઇચ્છા નથી. કારણ ?

'હૃદયસ્થાન તેનું હવે
ન સંસ્મરણ, વા ન કો સ્વજન એ કદી પૂરશે.'

તેથી જ, વિષમ દૈવની સામે પણ એક્કે શબ્દ બોલ્યા વિના, કવિ મૃત્યુમાંથી પણ માંગલ્યને તારવે છે:

"મળ્યાં તુજ સમીપ અગ્નિ ! તુજ પાસ છૂટ્યાં વિધે,
કહે અધિક ભવ્ય મંગલ નથી શું એ સુન્દરી ?"

અને સખી જતાં, "આવી નિશા"નાં અનેક સંસ્મરણોને જગાડીને, કવિ પોતાના ખાલી રસકોષને અમીમય બનાવવાને મથે છે. સખીવિરહનું દુઃખ તો એ ભૂલી શકતા નથી, પણ પોતાના શોકાગ્નિને એ હૃદયમાં જ ભરી રાખે છે; અને પોતાના 'ગત આયુ'ની પોથીને પોતે જતનપૂર્વક વાસી દે છે. છતાં કયારેક 'અજાણી દિશથી આવી ઓચિન્તી ઊર્મિ વાયુની' એને ઉઘાડે છે. અને ત્યારે સખીનું 'આંગળી–હોઠ–મૂકયું' મધુર મુખ કવિને યાદ આવે છે.

કવિના ગૂઢ અને ગહન શોકનો આવિષ્કાર, કયારેક, માર્મિક કટાક્ષવચનમાં થઈ જાય છેઃ

ના બોલાવું તુજ સહ ફરી મ્હાલવા સ્હેલગાહો,
ના લેવાને મુજ વિકટ મુશ્કેલીઓમાં સલાહો,
ના કે તારા દરસથી તૃષા ચક્ષુની કૈંક છીપે,
કિન્તુ આવા તુજ વિરહના ગીત તારી સમીપે.

કેટલો ઊંડો છે આ કટાક્ષ? બીજા કશા માટે ન આવ તો કંઈ નહિ; પણ આ તારાં વિરહગીતો સાંભળવાને તો આવ! જરા આવ તો તને ખબર તો પડે કે આ વિરહદુઃખ કેટલું છે!

વિરહદુઃખની આ તીવ્રતાને લીધે જ, 'સખિ! આજ' જેવાં રમણીય પ્રકૃતિકાવ્યમાં પણ કવિની એકલતા અને આર્તિ વણાઈ ગયા વિના નથી રહેતી. વિશ્વના અણુએ અણુમાં વ્યાપી રહેલા સૌન્દર્યનું ઉદ્‌બોધન કરાવનાર ભાવના—સખી ની પાસે કવિ તો માગે છે બે જ વસ્તુઓઃ એક તો પોતાના 'દિલને ચશ્મ' રહેલું એકાદુ આંસુ સખી લૂછે તે. અને બીજું

જા ને પ્હેલા સખિ! નિત્યકુમારી!
લહે તુજ કેરાની ચુમવા દે!

આમાં 'નિત્યકુમારી' શબ્દ, ટિપ્પણમાં સ્પષ્ટ થયું છે તેમ, સૌન્દર્યોદ્‌બોધક ભાવનાને અનુકૂળ હોવા છતાં, સખીપક્ષે કેટલી ગંભીર પવિત્રતાનો સૂચક છે? આ બધાં કાવ્યોમાં કવિ 'પ્રિયા' કે 'પ્રિયતમા' જેવા શબ્દ પણ નથી વાપરતા. સંબોધનમાં 'સખી' અને ઉલ્લેખમાં બેએક સ્થળે 'સુન્દરી'નો જ પ્રયોગ કરીને કવિ પોતાનો વ્યવહાર કરે છે. આ સંબોધનમાં જ કવિનો પોતાનાં સદ્‌ગત સખી તરફનો આદર અને ઊંડો, વિશુદ્ધ, અપાર્થિવ પ્રેમ વ્યક્ત થાય છે.

અલબત્ત, કવિ પણ અન્તે તો માનવી જ હોવાથી, કયારેક

સખિ! તેમ છતાં ના આવો,
સખિ! તેમ છતાં ના આવો,
તો અમૃતનો સદ્‌ભાગી કરવા કોઈ રીતે બોલાવો.

જેવી પંક્તિઓમાં કવિહૃદયનો નિર્વેદ અને અતલ નિરાશા વ્યક્ત થઈ જાય છે. પરંતુ એકંદર તો કવિહૃદયની વૃત્તિ સમાધાન તરફ જ વળે છે. કારણ કે કવિ જાણે છે કેઃ

વિના સન્ધ્યા કહોને કેમ આવે રજની ઘનઘનતી?
રજની વિણ કોણ લાવે કોમળ ઉષા માંડ રમ ભરતી?

અને તેથી જ પોતાના મર્મભેદી શોકને અંતરમાં સંઘરીને એ મોતી જેવાં મુક્તકો જન્માવે છે.

શેષનાં આ કરુણ કાવ્યોમાં, એના સંયમ અને પૌરુષને લીધે જ, મને તો, ગૂજરાતી ભાષાની અપૂર્વ કવિતા દેખાય છે. એ કવિતા જેટલી મર્મભેદી અને ગહન છે તેટલી જ વાસ્તવિક અને તાત્વિક સમાધાનથી યુક્ત છે. શેષનાં એ કાવ્યો સંખ્યામાં ઘણાં નથી. પણ છે તેટલાં પણ એ કાવ્યો ગૂજરાતી કરુણ કાવ્યોમાં અગ્રપદે આવે તેવાં છે, એમ મને લાગે છે.

શેષનું દર્શન તેમનાં કરુણ કાવ્યોમાં જ સવિશેષ પ્રગટ થાય છે એ ખરું; પણ તેનો અર્થ શેષે માત્ર કરુણ કાવ્યો જ લખ્યાં છે અથવા તો તેમનાં સખી જ તેમનાં કાવ્યોનું પ્રધાન અધિષ્ઠાન છે એવો નથી. કરુણેતર કાવ્યોમાં પણ શેષે અનેક ભવ્ય વિષયોને સ્પર્શ કર્યો છે. 'પ્રાર્થના,' "નવવરવધૂ," "મન્મથનો જવાબ," "રાણકદેવી" "ગ્રીષ્મની એક સાંઝ" "મને કૈં પૂછો ના," "ઉસ્તાદને" જેવાં કાવ્યો કરુણ કે વિરહ કાવ્યો નથી. અને છતાં તે બધાંમાં શેષનાં કર્તૃત્વની છાયા સ્પષ્ટ ઝીલાયેલી છે તેમાંનાં અનેક કાવ્યો તો આલેખનની અને ભાવોની પ્રૌઢતાને લીધે, મહાકાવ્યોના ખંડો હોય તેમ લાગે છે; અને કેટલાંકની શૈલી તો મિલ્ટનનું સ્મરણ કરાવે છે. *

આ કાવ્યો દ્વારા વ્યક્ત થતું કવિનું દર્શન પણ ઉદાત્ત આર્યતાથી ભરેલું છે.

હસી મૃત્યુમુખે ધસવાનું જ દે,
ધસી મૃત્યુમુખે હસવાનું જ દે,
જીવવા નહિ તો
મરવા કોઈ ભવ્ય પ્રસંગ તું દે!

આ પંક્તિઓમાં પ્રગટ થતું પૌરુષ અને "પ્રાર્થના"માં વ્યક્ત થતી વિશાળ માનવતા અને અનુકંપા કવિ શેષના દર્શનની વિશિષ્ટતા છે. આ કાવ્યો દ્વારા પ્રગટ થતો કવિ જીવન-વિગ્રહથી કાયર બની ગયેલો માનવી નથી. એને તો જીવનવિગ્રહમાં ઝૂઝવું છે. એને સરળ અને નિષ્કંટક જીવનપંથની ઇચ્છા નથી. એનો તો જીવવા માટે તેમ જ મરવા માટે પણ ભવ્ય પ્રસંગો જોઈએ છે. એની માનવતા માત્ર પુરુષાર્થશીલો તરફ જ અનુકંપા બતાવીને પૂરી નથી થતી. પણ "મહીં મહીં લડી મરે નિજ સલામતી શોધતા" એવા "કરચલા સમા" માનવીઓ સુધી પણ એ વિસ્તરે છે. પૌરુષ પરાક્રમ અને દુર્ધર્ષતા જેટલું જ સ્થાન, કવિની દૃષ્ટિએ, ઉદારતા, સુકુમારતા અને સમભાવનું પણ છે. એટલે જ તો ઉદધિનું પૌરુષ, અને પરાક્રમ જોઈને કવિને માન થાય છે; પણ સ્નિગ્ધ આશ્ચર્ય તો નાની શી હોડીની સ્પર્શ રેખા ધારણ કરતા ઉદધિનું "વિરલ સૌકુમાર્ય" જોઈને જ થાય છે.

આ ઉપરાંત હાસ્યરસિક કાવ્યો પણ શેષની વિશિષ્ટતા છે. આ સંગ્રહમાં સાતેક હાસ્ય-પ્રધાન કાવ્યો આપવામાં આવ્યાં છે. એ બધાંમાં શેષ કરતાં સ્વૈરવિહારીની કટાક્ષપ્રિયતા વધારે દેખાઈ આવે છે. કવિ શેષનાં હૃદયનું બીજું પાસું, આપણે જોઈ ગયા તેમ, તત્ત્વજ્ઞનું છે. પણ એ તત્ત્વજ્ઞ ગંભીર વિષાદમાં કે નિરાશામાં ડૂબેલો નથી. એ તત્ત્વજ્ઞ તો બને ત્યાં

---

* ઉ. ત. જુઓ 'પ્રાર્થના' પંક્તિ ૭ થી ૨૩; 'ડુંગરની કોરે' પંક્તિ ૧ થી ૧૦; "નવવરવધૂ" પંક્તિ ૨૦ થી ૩૫; "ગ્રીષ્મની એક સાંઝ" પંક્તિ ૧ થી ૧૭; "મને કૈં પૂછો ના" છલ્લો ખંડ; "ઉસ્તાદને" પંક્તિ ૩૩ થી ૬૮.

સુધી હસે છે. અને હસીને જગતની વિષમતાઓને હળવી બનાવી દે છે. આ સાતે કાવ્યોમાં એ હાસ્યવૃત્તિની આપણને ઝાંખી થાય છે.

આ હાસ્યરસિક કાવ્યો ઉપરાંત, આ સંગ્રહમાં મુક્તકો અને દુહાઓ, ભજનો અને ભાષાન્તરો પણ સંકલિત થયાં છે. એમાં પણ તે તે કલા-સ્વરૂપના હાર્દને કવિ પકડી શક્યા છે. એમના એક મુક્તકનો નમૂનો લઈએ:

ના માનું હું ઘનજલ પડયે સ્વાતિમાં સૂર્યકાલે
ખુલ્લી છીપો મહીં, નિપજતાં મોતી સોહાગસાર;
ના, ના લાગે કશુંય કદિ યે બ્હારની મુક્ત ચીજે,
જામે અન્તર્ દરદથી જ આ મૌક્તિકો, મુક્તકો વા.

અને એક ઉદાહરણ દુહાનું:

એકલ ભલાં તપસ્વીઓ, રસિયાં ભલાં જ દોય,
બીજાં ત્રણ, ત્રણ કે અધિક, જો દિલ દંભ ન હોય.

આ બધાં કાવ્યો, રચનાક્રમમાં, વહેલાં કે મોડાં લખાયાં હશે. પણ કાવ્યસંગ્રહમાં તેમની ગોઠવણીમાં કુશળ બાગબાનની દૃષ્ટિનું ઔચિત્ય જળવાયું છે. પહેલાં ચાર કાવ્યો પ્રાર્થનાનાં છે. પાંચમું 'ઉદધિ'ને પણ પ્રાર્થનાનું કાવ્ય છે. પણ સાથે સાથે, તે પ્રકૃતિઅંગનું પણ છે. એટલે તે કાવ્ય દ્વારા ઈશ્વરમાંથી સહેજે પ્રકૃતિ કાવ્યોમાં સંક્રાન્ત થવાય છે. અગિયારમા કાવ્ય "પોઢેલા પિયુના"-માં પ્રકૃતિવર્ણન છે, પણ ઉપમાન ત્યાં શૃંગારનું લેવામાં આવ્યું છે. એટલે એ કાવ્યથી શૃંગારનાં અને ગૃહભાવનાં કાવ્યોમાં સંક્રાન્તિ થાય છે. આમ બારથી સત્તાવીશમા કાવ્ય સુધીનાં કાવ્યો શૃંગારનાં અને ગૃહભાવનાં કાવ્યો છે. અઠ્ઠાવીશમા કાવ્ય "ખિન્ન સખાને" થી બત્રીશમા કાવ્ય "મન્મથનો જવાબ" સુધીનાં કાવ્યો લગ્નપ્રશ્નોની વિકટતાઓનાં કાવ્યો છે અને તેત્રીશમું કાવ્ય 'ઉમા-મહેશ્વર' આશ્લેષથી જગત વિશ્વને સાર્થક બનાવતી લગ્નપ્રેમની સર્વોપરી શ્રદ્ધાનું આલેખન કરે છે. ચોત્રીશમું કાવ્ય "રાણકદેવી" લગ્નસંબંધને લગતું કાવ્ય તો છે જ; પણ સાથે સાથે પરલક્ષી કાવ્ય પણ છે. એટલે ત્યાંથી એક દૃષ્ટિએ પરલક્ષી એવાં કાવ્યો શરૂ થાય છે. તે જ પ્રમાણે બેતાળીશમું "માંદગીને" હાસ્યમાંથી જીવનના પરચૂરણ ભાવોમાં જવાને અનુકૂળ છે. પચાસમા "ગ્રીષ્મની એક સાંઝ"થી ચિન્તન, અને ક્વચિત્ મંથન સાથેના ચિન્તનનાં કાવ્યો, અને માનસશાસ્ત્રીય પ્રશ્નોનાં કાવ્યો શરૂ થાય છે. છપ્પન, સત્તાવન, અને અઠ્ઠાવનમા કાવ્યો મન્થન અથવા મન્થનના પરિણામે આવતા સત્યનિરૂપણનાં કાવ્યો છે. છેવટે ત્રેસઠમા "સહીયરોનો રાસ" થી છેલ્લા કાવ્ય "ઉન્નાદ" ને સુધીનાં કાવ્યો કવિની અન્તિમ શ્રદ્ધાનાં—ચિન્તન પરિણામી શ્રદ્ધાનાં કાવ્યો છે.

એ શ્રદ્ધાનું અધિષ્ઠાન વિશ્વની મંગલ યોજના છે. બાહ્યદૃષ્ટિએ વિષમ જણાતી આ જગતની યોજનામાં કોઈ કોઈ પણ ઐક્ય જ છુપાયું છે. જુદાં જુદાં નામથી ઓળખાતો હોવા છતાં તત્ત્વ દૃષ્ટિએ જેમ સમુદ્ર એક જ છે તેમ જુદા જુદા ધર્મોના નામે ઓળખાતા હોવા છતાં માનવ માત્રના ધર્મના આત્મરૂપ સત્ય પણ એક જ છે. માનવ માત્રનો ઉદ્દેશ ભિન્ન ભિન્ન "પ્રસાદના જ પંથથી" પણ એ એક જ આનન્દ સિન્ધુની ગોદમાં લપાવાનો, પોતાનો સુર સિન્ધુના મહાસુર સાથે મિલાવવાનો. 'ગરવાં' અને 'ગ્મીલાં' ગીત ગાવાનો જ હોઈ શકે. આ

અનન્તમાંથી ઊઠેલું, ફરી વ્યક્ત અનન્તને
થતું લય અનન્તમાં

'ઉસ્તાદ'ના એવા મહાસંગીતની સાથે પોતાનું સંગીત મિલાવતાં મિલાવતાં, " જ્યારે આ આયખું ખૂટે" ત્યારે સંસ્કારી માનવ તો એક જ વસ્તુને ઝંખે:

તેમ મુજ જીવનના સૌ શેષનું
કોઈને ખાતર કરજો,
કોમાં નવજીવન ભરજો.

આમાં સૃષ્ટિરચનાની અભિનવતા, નિત્યનૂતનતા, ઉન્નતિ અને વિકાસક્રમમાં કવિની અડગ શ્રદ્ધા વ્યક્ત થાય છે.

શેષની આવી માંગલ્યમૂલક પ્રતિભાએ આપણને કાવ્યના પણ અનેકવિધ ક્ષેત્રોમાં અત્યંત સ્વાદુ ફળો આપ્યાં છે. એ ફળો સંખ્યામાં ઝાઝાં નથી એ હકીકત છે. એટલું જ નહિ પણ સડસઠ કાવ્યોમાં આત્મલક્ષી અને પરલક્ષી, ગંભીર અને અગંભીર પ્રકારનાં કાવ્યો, સૉનેટ અને મહાકાવ્યના ખંડો હોય તેવાં પ્રૌઢ શૈલીનાં કાવ્યો, રાસ અને ભજનો, મુક્તકો, દુહાઓ અને ભાષાન્તરો: આટલું બધું સ્વરૂપવૈવિધ્ય હોવાથી, ક્યારેક તો આ સંગ્રહમાં માત્ર નમૂનાઓ જ આપવામાં આવ્યા હોય તેમ લાગે છે. પણ સંખ્યાનો લોભ જતો કરીએ તો શેષે આ બધાં જ ક્ષેત્રોમાં વિશિષ્ટ સિદ્ધિ પ્રાપ્ત કરી છે એમ આપણે કહી શકીએ.

પાશ્ચાત્ય સાહિત્યની પ્રયોગશીલતા અને દૃષ્ટિની નવીનતા શેષને સિદ્ધ હોવા છતાં, એમનું પિતૃકુલ તો સંસ્કૃત કવિઓ જ શોભાવી રહ્યા છે. " અસ્ત," " અનુકૂલ " અને "ગુંજાશ" જેવા વિશિષ્ટ શબ્દોનો યૌગિક અર્થમાં પ્રયોગ, ઉપમાઓ અને અલંકારો, છન્દોની સાદ્યન્ત વિશુદ્ધિ, વર્ણોનો અનુકૂળ વિન્યાસ, જરા આગળ જઈએ તો એક પંક્તિના અર્પણ-કાવ્યમાં અને 'માંદગી'માં અજાણ્યે ઝીલાતી કાલિદાસની અને શૂદ્રકની છાયા અને સમસ્ત કાવ્યસંગ્રહમાંથી સ્વયમેવ સ્ફુરી નીકળતી वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि ની લોકોત્તર આર્યભાવના: આ બધાં કવિ શેષનો આપણા પ્રાચીન સાહિત્ય સાથેનો ઘનિષ્ઠ સંપર્ક અને એ સાહિત્ય પ્રત્યેનો પરમ આદર બતાવી આપે છે.

સંસ્કૃત કવિઓ અને કાવ્યશાસ્ત્રીઓની સાથે તેમના પિતૃકુલમાં આપણે બે ગૂજરાતી કવિઓને પણ ગણાવી શકીએ: કાન્ત અને બળવંતરાય ઠાકોર. અલબત્ત, કાન્તની શૈલીમાં શેષે ખંડકાવ્યો લખ્યાં નથી. પણ કાન્તની વર્ણસંવાદિતા અને મંજુલતા અને ઠાકોરની અર્થ-ઘનતા અને પ્રયોગશીલતાનાં તત્ત્વો શેષનાં કાવ્યોમાં સાદ્યન્ત દેખાઈ આવે છે. એટલું જ નહિ પણ કાન્તમાં ક્વચિત મળી આવતી ઊર્મિલતા અને અતિદીર્ઘતા અને ઠાકોરમાં ક્વચિત દેખાતી દુર્બોધતા અને રૂક્ષતામાંથી શેષ બચી પણ ગયા છે.

આ ઉપરાંત, આપણા પ્રાચીન રાસ, દુહા અને ભજનોનો ફાળો પણ શેષના ઘડતરમાં ઓછો નથી. આ બધા પિતૃઋણને શેષની શાન્ત, સ્વસ્થ, સંયમશીલ પ્રતિભાએ વાળી દીધું છે.

કવિ અને કાવ્યશાસ્ત્રના અભ્યાસી શેષ શબ્દોના પણ કુશળ કારીગર છે. ક્યારેક શબ્દોને રૂઢ અર્થમાં ન વાપરતાં, યૌગિક અર્થમાં વાપરીને, તો ક્યારેક " જિંયે " અને " મર " (ભલે) જેવા શબ્દપ્રયોગો કરીને, ક્યારેક " સ્વપ્નમાંહી 'નુભવન્તી " અને " ઝંઝાનિલોથી-'થવા " (અથવા) જેવી સન્ધિઓ કરીને, તો ક્યારેક " આંગળી—હોઠ—મૂકસું " અને "આયુ-લોભા-મૃત્યુ...દીક્ષાની " જેવા સમાસો કરીને તે ધારી અસર ઊપજાવે છે. એમની શૈલી પણ વિષયને સર્વથા અનુરૂપ થઈ શકે છે. ભજનોમાં એ શૈલી " આયખું " " સમુંદર "

જેવા લોકભાષાના શબ્દપ્રયોગો કરીને કાવ્યોને જૂનવટનો રંગ આપે છે; તો ગંભીર અને ભવ્ય વિષયોને સ્પર્શતાં કાવ્યોમાં શુદ્ધ તત્સમ્ શબ્દોદ્વારા વિષયોની ભવ્યતાને પહોંચી વળે છે. છન્દોમાં પણ

'ઉપરે અદ્ધર રહી, જીવે સંદિગ્ધ જીવન,'

કે

'પરંતુ અન્તે તો
અભેદ નિજનો કરી, ગહન ને વિશાળાં બની,
વહે વણ-વિરોધ-ઘર્ષણ અનન્ય ઉદ્દેશથી,
કરે તટની ભૂમિને રસસમૃદ્ધ ને ખીલતી,
કલ્હાર સમ લીલી ને ઉજળી મ્હેકમ્હેકાં થતી,
અનેકવિધ વિસ્તરન્ત વ્યવહાર જ્યાં લોકના!
તમેય એ રીતે'—'અલમતિ હિ વિસ્તારથી અલમ્!'

જેવા અનેક પ્રયોગોમાં ભાવાનુકૂલત્વ રાખી શકે છે. અને કાવ્યના ભાવને તેની છન્દોયોજનાથી અને શબ્દયોજનાથી જ સ્પષ્ટ કરી દે છે.

શેષની આ કલાનો પ્રધાન સૂર, મને તો, સંયમ લાગે છે. સોળ વરસના ગાળામાં માત્ર સડસઠ નાનાંમોટાં કાવ્યો લખવાં તે પણ મને તો સંયમનું જ એક ચિહ્ન લાગે છે. કાવ્યલેખનને પોતાના મુખ્ય વ્યવસાય તરીકે સ્વીકાર્યા વિના એમણે કાવ્યો લખ્યાં છે એટલે જ તો એમનાં કાવ્યો, સંખ્યામાં અલ્પ હોવા છતાં, કાવ્યગુણે સંપૂર્ણ બની શક્યાં છે. શબ્દોમાં શું કે અલંકારોમાં, છન્દોમાં શું કે ભાવોમાં, આમાંનું કોઈપણ કાવ્ય ઊતરતી કક્ષાનું નથી એનું મુખ્ય કારણ મને આ સયમ લાગે છે. એ સંયમને લીધે જ કાવ્યોનો પ્રત્યેક શબ્દ અર્થવાહી બની શક્યો છે. એ સંયમને લીધે જ કાવ્યોનો પ્રત્યેક છન્દોભંગ પણ અભ્યાસની અને અનિવાર્યતાની દૃષ્ટિએ જ થયો છે. પ્રાસાનુપ્રાસ અને છન્દોયોજનાનો અનાદર પણ આ સંગ્રહમાં જ્યાં જ્યાં દેખાય છે ત્યાં ત્યાં તે કવિની બેદરકારીમાંથી કે અશક્તિમાંથી જન્મ્યો નથી હોતો. પણ કલાસ્વરૂપને એની આવશ્યકતા હોવાથી જ એ જન્મ્યો હોય છે. બાકી શુદ્ધ છન્દો અને સંપૂર્ણ સ્વાભાવિકતાવાળાં પ્રાસાનુપ્રાસવાળાં કાવ્યો તો આ સંગ્રહમાં અનેક છે.

સંગ્રહના આન્તર દેહ તરફ વળીએ તો ત્યાં પણ આ જ સંયમ આપણે જોઈ શકીએ છીએ. એને જ લીધે આ સંગ્રહનું કોઈપણ કાવ્ય ઊર્મિલતામાં સરી નથી પડતું. જગતની વસ્તુસ્થિતિ સામે ધમપછાડા માર્યા વિના, ઉપદેશ કે ઉદ્‌ઘોષમાં લપસી પડ્યા વિના કવિ જગતયોજનાને તપાસે છે. અને એ યોજનાની સાથે આપણે આપણી જાતને કઈ રીતે અનુકૂળ કરી શકીએ તે આપણને બતાવે છે. કવિહૃદયનું વલણ વિશ્વયોજના સાથે વિગ્રહનું નહિ, પણ સમાધાનનું છે. એને પણ આપણે આ સંયમનું જ પરિણામ ગણી શકીએ.

ટૂંકમાં, સંયમ, પૌરુષ, જીવનના વિધવિધ ખંડોને જોવાની મુક્ત, સ્વતંત્ર અને તટસ્થ દૃષ્ટિ અને જગતની યોજનાના માંગલ્યમાં ઊંડી ને અખૂટ શ્રદ્ધાઃ આ બધાં લક્ષણોને લીધે "શેષનાં કાવ્યો"નું સ્થાન આપણી અર્વાચીન કવિતામાં જ નહિ, પણ સમસ્ત ગૂજરાતી કાવ્યસાહિત્યમાં વિશિષ્ટ છે. આપણા કવિઓમાં શેષનું સ્થાન તો કાળ પોતે જ નક્કી કરશે. પણ તેમનાં કાવ્યો આપણા શિષ્ટ વાચકવર્ગની સાચી અને ઊંચી કવિતાની તૃષાને તો કોઈ પણ કાળે તૃપ્ત કરી શકશે એ નિર્વિવાદ છે.

મનસુખલાલ ઝવેરી

**સ્વૈરવિહાર ભાગ બીજો:**—લેખક: રામનારાયણ વિશ્વનાથ પાઠક. પ્રકાશક : રણછોડજી કેસુરભાઈ મિસ્ત્રી, પ્રસ્થાન કાર્યાલય, અમદાવાદ. (બૃહદ્ ગ્રન્થાવલિ પુ૦ ૧૧) કિં. ૧–૪–૦.

"શેષનાં કાવ્યો" અને "સ્વૈરવિહાર" બન્ને એક જ લેખકની કૃતિઓ છે એમ જ્યારે કોઈ તટસ્થ રસજ્ઞ પહેલી જ વાર જાણે ત્યારે તેને જરૂર આશ્ચર્ય થાય. પણ "શેષનાં કાવ્યો"માંનાં હાસ્યરસિક કાવ્યોને એ જ્યારે ફરીથી વાંચે ત્યારે જ તેને આ બન્ને પુસ્તકોના લેખકની પ્રતિભાનો ચમત્કાર સમજાય અને તેનું કુતૂહલ ઓછું થાય.

"સ્વૈરવિહાર" આપણને નવો નથી. "સ્વૈરવિહાર"ના કટાક્ષો, એનું માર્મિક હાસ્ય, એની અદ્ભુત અવળ વાણી : આ બધાં આપણે "સ્વૈરવિહાર" ભાગ પહેલામાં જોયાં છે. એ લક્ષણો આ બીજા ભાગમાં પણ દેખાય છે.

આ બીજા ભાગમાં પણ રાજકીય, સામાજિક, સાહિત્યવિષયક કે ધાર્મિક, કોઈ પણ ક્ષેત્રમાં જ્યાં જ્યાં જડતા કે વક્રતા દેખાય છે ત્યાં ત્યાં સ્વૈરવિહારીનો કટાક્ષ પહોંચે છે, તેને વીંધે છે ને તેની વિષમતાને આપણા મન પર છાપે છે. એ કટાક્ષો, અલબત, સમકાલીન પરિસ્થિતિ પર થયેલા હોવાથી, એમાં નરસિંહરાવભાઈ પરના પ્રહારની જેમ ક્યાંક ક્યાંક વ્યક્તિગત પ્રહારો દેખાઈ આવે છે ખરા; પણ એકંદર, સ્વૈરવિહારીનો કટાક્ષ એવી સંકુચિતતાથી પર છે. મોટે ભાગે તો એ કટાક્ષ અમુક આખા વર્ગને કે ઘણુંખરું તો માનવસ્વભાવને સ્પર્શતો હોવાથી દંશથી કે દ્વેષથી મુક્ત રહી શક્યો છે. એ નિર્દંશતા અને નિર્વિષતાને લીધે જ એ શુદ્ધ અને ઉચ્ચ કક્ષાનો કટાક્ષ બને છે.

"સ્વૈરવિહાર"નો મોટો ભાગ અસહકાર વખતે અને અસહકાર બંધ પડ્યા પછી, ઑર્ડિનન્સોના યુગમાં લખાયો હોવાથી એ કટાક્ષનો મુખ્ય ભોગ, સ્વાભાવિક રીતે જ, સરકારી તંત્ર થયું છે. ઑર્ડિનન્સો, જેલ, જેલના કાયદા, સરકારી અમલદારો, અહિંસક સૈનિકો પર સરકારે કરેલો જુલમ, સરકારી રૂઢિચુસ્તતા : લેખક આ બધાંની વ્યાજસ્તુતિથી પ્રશંસા કરતા જાય છે અને એ રીતે કાયદામાં રહેલી બુદ્ધિહીનતા અને પગલામાં રહેલા દંભને ખુલ્લો પાડે છે.

પણ સ્વૈરવિહાર યથાર્થનામા હોવાથી તેને વિષયની મર્યાદા નડી શકે જ નહિ. એ તો પોતાના વિહારમાં જે કોઈ નબળાઈ હડફેટે ચડે તેને ઉપાડે ને ભજવે. એટલે જ વ્યુત્પત્તિશાસ્ત્ર, જ્યોતિષ, કજાલા (સાંખ્યશાસ્ત્ર), વૃદ્ધાવસ્થા, માંદગી, શાસ્ત્રાન્ધતા, પ્રેમ, મુદ્રાલેખો, લોકસાહિત્ય, રાસ, મનુષ્યની સ્વભાવગત નિર્બળતાઓ: કોઈ પણ વિષય સ્વૈરવિહારીની સૂક્ષ્મ દૃષ્ટિમાંથી છટકી જવા પામ્યો નથી. આ બધાં ક્ષેત્રોમાં રહેલી તાત્ત્વિક નિર્બળતાને, દંભને અને જડતાને સ્વૈરવિહારીએ પકડી પાડી છે ને તેનો ઉપહાસ કર્યો છે.

ઉપહાસ કરવાની લેખકની પદ્ધતિ પણ વૈવિધ્યભરી છે. "રાજ્યનીતિનાં રહસ્યો"માં અને "સાંખ્યશાસ્ત્ર"માં થયું છે તેમ, કાં તો વ્યાજસ્તુતિથી તે નિર્બળતાની તરફેણ કરીને લેખક તેનો ઉપહાસ કરે છે; તો ક્યારેક "કાળ" વિશેના લેખમાં થયું છે તેમ, સીધે સીધી કટાક્ષોની ઝડી વરસાવીને લેખક પોતાનું કાર્ય સિદ્ધ કરે છે. ઉપહાસ કરવા માટે ક્યારેક તે શ્લેષનો ઉપયોગ કરે છે તો ક્યારેક રાજ્ઞાં કાલસ્ય કારણમ્ જેવા એકાદ પ્રચલિત સૂત્રને નવા જ સંબંધમાં વાપરીને આપણને હસાવે છે: ક્યારેક "શાકુન્તલનો ગૂઢાર્થ" જેવા લેખોમાં છેવટ સુધી ગાંભીર્યનો દેખાવ જાળવી રાખીને તે આપણને બનાવી જાય છે, તો

ક્યારેક કાયરયની કે સસલા અને હાથીની વાર્તા જેવા ટુચકાઓ આપીને લેખક આખી પરિસ્થિતિને સ્પષ્ટ ઠસાવી દે છે. આમ અનેકવિધ સાધનોથી લેખક પોતાની કળાનો આવિષ્કાર કરે છે.

આ "સ્વૈરવિહાર"નું સાચું રહસ્ય, મને લાગે છે તે પ્રમાણે, કટાક્ષને પાત્ર નબળાઈ શોધવામાં રહ્યું છે. જેલના નિયમો શું કે ઓર્ડિનન્સો શું, જ્યોતિષ વગેરેમાં, અનેક વખત નિરાશ થવા છતાં, માનવાની માણસની અન્ધશ્રદ્ધા શું કે મુંબઈના જુવાનોનો છીછરો નવમતવાદ શું, આ પુસ્તકમાં લેખકે જે જે નિર્બળતા પર પ્રહારો કર્યાં છે તે તે નિર્બળતા દાખલા, દલીલ અને આંકડાથી ભરચક બનેલા નિબંધો કે બૃહન્નિબંધોથી આટલી સફળ રીતે આપણા મનમાં ઠસી શકત નહિ. એવી નિર્બળતાઓ ઠસાવવાનું કાર્ય એક કટાક્ષ જ કરી શકે છે એટલે એવા કટાક્ષને યોગ્ય નિર્બળતા શોધવામાં જ લેખકની શક્તિનો વિજય રહ્યો છે.

"સ્વૈરવિહાર"નો આ બીજો ભાગ પણ પહેલા ભાગની જેમ વાચકોનો સત્કાર પામશે એવી અમને શ્રદ્ધા છે.

મનસુખલાલ ઝવેરી

**સાહિત્યસમીક્ષા**:—લેખક: વિશ્વનાથ મગનલાલ ભટ્ટ. પ્રકાશક: ઈશ્વરલાલ મોહનલાલ દવે, નૂતન પ્રકાશન મંદિર, અમદાવાદ. કિં. ૨–૮–૦.

"પારિભાષિક શબ્દકોષ"ના અભ્યાસી સંગ્રાહક, "પ્રેમનો દંભ" "નવો અવતાર" વગેરેમાં દેખા દેતા પ્રથમ પંક્તિના ભાષાંતરકાર, "ગદ્યનવનીત" "નર્મદનું મન્દિર" આદિ ગ્રંથોના સંપાદક—આમ અનેકવિધ સ્વરૂપે ગુજરાતી સાહિત્યને સમૃદ્ધ કરનાર "વીર નર્મદ"ના સર્જક રા. વિશ્વનાથ મગનલાલ ભટ્ટના વિવેચન નિબંધોનો સંગ્રહ પ્રકટ થવાનો છે એવી અફવાઓ ઘણા વખતથી સાંભળ્યા પછી આખરે ચારેક માસ પહેલાં એ ગ્રંથ પ્રસિદ્ધ કરવામાં આવ્યો પરંતુ તેને પેટ ભરીને નીરખવાનું અને એક વખત વાંચેલું પુસ્તક રૂપે ફરી તાજું કરવાનું સદ્‌ભાગ્ય તો તાજેતરમાં જ પ્રાપ્ત થયું.

ગુજરાતના વિવેચકવર્ગ અને વિવેચન સાહિત્યના ઈતિહાસ અને વિકાસ તરફ દૃષ્ટિ કરતાં મધ્યકાલીનોમાં નવલરામ, રમણભાઇ અને મણિલાલ નભુભાઈની પછી સમકાલીન સાહિત્યના ભાગ્યવિધાતાઓમાં સ્વ. નરસિંહરાવભાઈ, આચાર્ય આનંદશંકર ધ્રુવ, અધ્યાપક બલવંતરાય ઠાકોર અને પ્રો. રામનારાયણ પાઠક પ્રથમ દૃષ્ટિપટ પર ખડા થાય છે. એ વિદ્વાન વિવેચકગણને છોડીને આગળ જઈએ તો વિવેચનના આકરા આદર્શને સતત પોતાની સમક્ષ રાખનાર પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદી, રા. ડોલરરાય માંકડ, શ્રી. વિજયરાય વૈદ્ય, રા. વિશ્વનાથ ભટ્ટ, રા. નવલરામ ત્રિવેદી અને પ્રો. અનંતરાય રાવળની મૂર્તિઓ દૃષ્ટિગોચર થાય છે. આપણા યુવાન કવિ-વિવેચકોમાં શ્રી. ત્રિભુવનદાસ લુહાર અને પ્રો. મનસુખલાલ ઝવેરી વગેરેનાં વિવેચનો પણ અભ્યાસપૂર્ણ અને આશાસ્પદ છે.

'સાહિત્ય સમીક્ષા'ના કુલ ૧૪ વિવેચન નિબંધોને "તત્ત્વચર્ચા" "નર્મદયુગનું વાઙ્મય" "સમકાલીન સાહિત્ય" એ ત્રણ શીર્ષક તળે વહેંચી નાખવામાં આવ્યા છે. કુલ ૭ નિબંધો સંવત ૧૯૮૨થી ૧૯૮૮ સુધીના 'કૌમુદી'માં પ્રગટ થયા છે તે અહીં સંગ્રહમાં લેવામાં આવેલ છે. બાકીના નિબંધો 'વસન્ત', 'બુદ્ધિપ્રકાશ' 'માનસી' વગેરેમાં અને ઉપોદ્‌ઘાત-રૂપે અથવા ભાષણરૂપે પ્રગટ થયા છે.

આ નિબંધોમાંથી અમુકનાં મૂળ નામોને બદલાવવાનું કારણ લેખક આપે છે પરંતુ તેમ ન કર્યું હોત અને મૂળ નામો રાખ્યાં હોત તો કંઈ હરકત નહોતી. આ સંગ્રહમાં પહેલો જ નિબંધ " વિવેચનનો આદર્શ " વાંચતાં જ સૌ કોઈ મુગ્ધ બની જાય એવો છે અને લેખક પોતે જ પ્રસ્તાવનામાં એ નિબંધ વિષે આવા ગૌરવયુક્ત શબ્દો લખે છે:

" સૌની પહેલો મૂકેલો લેખ એક રીતે આ આખા સંગ્રહની બૃહત્ પ્રસ્તાવના જેવો છે. "

" ભલે મારા જેવા અનેકોનો ક્ષય થાઓ પણ સત્યનો જય થાઓ. અલ્પાત્માને માપવાને સારુ સત્યનો ગજ કદી ટૂંકો ન બનો "—ગાંધીજીના એ આકરા આદર્શને ચરિતાર્થ કરવા માટે જ જાણે આ નિબંધ લખાયો હોય એમ એ નિબંધની પ્રત્યેક રેખાનું પૃથક્કરણ કરતાં સ્પષ્ટ થાય છે.

૩૧ પૃષ્ટના આ લાંબા નિબંધમાં સર્જક અને વિવેચકના સંબંધથી શરૂઆત કરીને સાહિત્યમાં વિવેચકનું કેટલું ઊંચું સ્થાન છે તે દર્શાવવા વિવેચકને કવિના જેવો જ સર્જનશીલ કલાકાર માનવામાં આવ્યો છે. બેન જોનસન કહે છે તેમ, To judge of poets is only the faculty of poets. લેખક કહે છે કે ' કવિકૃતિને બરાબર ન્યાય આપવા માટે પણ વિવેચકને અમુક પ્રકારના કવિત્વની અનિવાર્ય જરૂર પડવાની.

વિવેચક-આત્માના ત્રિવિધકોશમાં , કવિજનોચિત સૌન્દર્યભક્તિ એ એના પ્રથમ રસમયકોશ વિશે જણાવતાં લેખક કહે છે " સૌન્દર્યનું પૂજન, પરીક્ષણ અને પરિશોધન એ વિવેચકની મુખ્ય પ્રવૃત્તિ છે " એટલે રસમયકોશને ખીલવવા માટે વિવેચક પાસે સૌન્દર્યભક્તિને માટે રસજ્ઞતા અને નિષ્પક્ષતા એ સ્વાભાવિક ગુણો ઉપરાંત દુરારાધ્યતામાં જ એની સાર્થકતા રહેલી છે એમ લેખક સૌથી પહેલાં પ્રતિપાદન કરે છે. વિવેચકના જ્ઞાનમયકોશ વિષે ચર્ચા કરતાં રા. વિશ્વનાથ ભટ્ટ કહે છે કે " અખંડ વિદ્યાવ્યાસંગ એ વિવેચકનું બીજું મુખ્ય લક્ષણ છે. એના જીવનની મુખ્ય પ્રવૃત્તિ જ જગતનું સર્વશ્રેષ્ઠ હોય એ સઘળું સતત રીતે વાંચ્યા કરવું, વિચાર્યા કરવું, એનું ફરી ફરીને પારાયણ કરવું. અને એ રીતે સતત સૌન્દર્યપરિશીલનમાં સઘળો સમય ગાળી પોતાની તોલનશક્તિને પરિપક્વ બનાવવી એ હોવી જોઈએ. "

વિવેચકમાં રસવૃત્તિ અને જ્ઞાનવૃત્તિની ઉત્કટતા ઉપરાંત એનામાં શીલમય કોશની આવશ્યક્તા વિશે જણાવ્યા પછી, લેખક સુશીલતાનાં ચાર લક્ષણો—સત્યનિષ્ઠા, સ્વાતંત્ર્ય, તાટસ્થ્ય, અને સમભાવ-વિશે વિસ્તારથી કહે છે તે વખતે રા. વિશ્વનાથ ભટ્ટ એક વિવાદાસ્પદ સિદ્ધાંત રજુ કરે છે તેનો અત્રે ઉલ્લેખ કર્યા વિના ચાલે એમ નથી.

" આ ઉપરાંત વિવેચક એક વિશેષ અર્થમાં પણ તટસ્થ હોય છે. સાહિત્યસર્જનનો સ્રોત વહી રહ્યો હોય છે તેમાં જાતે ન પડતાં એ તટ ઉપર જ ઊભો રહે છે, અને ત્યાં ઊભો ઊભો સૌ સર્જકોની સર્જનલીલા એ રસપૂર્વક નિહાળ્યા કરે છે. "

સાહિત્યનાં સર્જનાત્મક સ્વરૂપોનો વિકાસ કરવાની લાલચ આ સિદ્ધાંતથી વિવેચકે જતી કરવી પડે છે. સેઈન્ટ બવની સલાહ પોતાના મતના સમર્થન અર્થે લેખકે રજુ કરેલ છે. વળી તે કહે છે:

" વિવેચક જ્યારે સર્જનમાં પડે છે ત્યારે એની દૃષ્ટિ સંકુચિત થઈ જાય છે. પછી પોતાની સર્જનપદ્ધતિ જ ખરી અને બીજાની ખોટી એવા પૂર્વગ્રહો એના ચિત્તમાં જાગે છે, અને ઇતર સર્જકો પ્રત્યેના સ્પર્ધા, ઈર્ષ્યા આદિ માનવસહજ ભાવોથી પણ એ સર્વથા મુક્ત રહી શકતો નથી, એટલે પછી એ યથાર્થ વિવેચન કરી શકતો નથી. "

આ માન્યતા ભૂલભરેલી લાગે છે. વિવેચક સહિત્યનાં સર્જનાત્મક સ્વરૂપો તરફ વળવાથી એની દૃષ્ટિ સંકુચિત થવાને બદલે પોતે સાહિત્યના જે સ્વરૂપને સર્જે છે તેના અંતરંગને બરાબર પિછાનતાં શીખે છે એટલે એની દૃષ્ટિ વ્યાપક બનતાં એ જ સ્વરૂપ ખીલવનાર અન્ય સાહિત્યસર્જકની કૃતિ તરફ સ્પર્ધાના ભાવથી જોવાને બદલે સાચું મૂલ્યાંકન કરવાની પ્રેરણા એનામાં સ્વતઃ ઉદ્‌ભવે છે. મેથ્યુ આરનોલ્ડ જેવા અનેક સર્જકો ઉત્તમ વિવેચક તરીકે જગતના અન્ય સાહિત્યકારોમાં નામના પામ્યા છે. આપણા સાહિત્ય તરફ જ દૃષ્ટિ-દ્રષ્ટિએ તો પ્રો. ઠાકોર પ્રથમ પંક્તિના સર્જક હોવાની સાથે જ વિવેચક તરીકે માનભર્યું સ્થાન ધરાવે છે. સ્વ. નરસિંહરાવ પણ સર્જક અને વિવેચક બન્ને હતા. પ્રો. રામનારાયણ પાઠક પ્રથમ કક્ષાના સર્જક હોવા ઉપરાંત વિવેચક તરીકે મહત્ત્વનું સ્થાન ધરાવે છે. એટલે વિવેચકે સર્જક થવાના મોહમાં ન પડવું જોઈએ એ મંતવ્ય સ્વીકારતાં સંકોચ થાય છે. "સર્જન અને ચિંતન"ના લેખક ધૂમકેતુ સાચું જ કહે છે કે "સર્જન અને વિવેચન એ એક જ માનસિક સ્થિતિનાં બે પાસાં છેઃ અથવા, તમે એમ કહો, કે સર્જનમાં રહેલી વધારે ચેતનાનો અભ્યાસ એટલે અવલોકનઃ વિવેચન."

આટલો મતભેદ હોવા છતાં, રા. વિશ્વનાથ ભટ્ટે આ અભ્યાસપૂર્ણ નિબંધમાં રજૂ કરેલ આદર્શ ખરેખર ભવ્ય છે. એ જેટલો કઠિન છે તેટલો જ સાચા વિવેચકને પ્રેરણાત્મક છે. આ નિબંધસંગ્રહનું એ અણમોલું મોતી છે.

રાજકોટના 'તરુણ લલિતકળા પ્રદર્શન'ના પ્રમુખ તરીકે આપેલા ભાષણ તરીકેનો 'કલાનો મહિમા' એ નિબંધ પહેલા નિબંધની પછી તુર્ત જ વાંચતાં બહુ ઝાંખો લાગે છે. સુખદુઃખના થાકથી ત્રાસેલ માનવીને નૂતન તાજગી બક્ષનાર માનવજીવનની સંજીવન સોગઠી રૂપે વિલસી રહેલ કલાની મહત્તા માનવી બુદ્ધિ અને ઊર્મિ વચ્ચેની વિસંવાદિતા ટાળીને માનવીના ઊર્મિતંત્રને વ્યવસ્થિત કરીને એની સમસ્ત ચેતનાને સર કરી એને કલ્યાણને પંથે દોરવામાં રહેલી છે. આટલા ધ્વનિ ઉપર આ નિબંધ રચાયો છે. ભાષણરૂપે તૈયાર કરેલ આ નિબંધ ભાષણ તરીકે જ લખાયો હોવાથી મુદ્દાસર હોવા છતાં તેમાં કેટલાંક વિધાનો વિસ્તૃત સ્વરૂપે ચર્ચાયાં નથી.

'કૌમુદી'માં આજથી દશ વર્ષ પહેલાં પ્રગટ થયેલ "સૌષ્ઠવપ્રિય અને કૌતુકપ્રિય" એ નિબંધ Classical અને Romantic આ શબ્દપ્રયોગો માટે ગુજરાતી સાહિત્યમાં યોજાએલા શબ્દોનાં લક્ષણો આપવાના ઉદ્દેશથી અહીં પણ રજૂ થયો છે. એ લક્ષણો આપ્યા પછી "રસાસ્વાદનો અધિકાર" એ વ્યાખ્યાન પ્રસંગે રા. મુનશીએ પ્રગટ કરેલ કે 'ક્લાસિકલ' અને 'રોમેન્ટિક' એવા ભેદ આપણા સાહિત્યને સમૂળગા લાગુ જ ન પડી શકે એ વાદના પ્રતિકારરૂપે આ નિબંધના અંતમાં રા. વિશ્વનાથ ભટ્ટે બુદ્ધિગમ્ય દલીલોથી સિદ્ધ કરી આપ્યું છે કે સૌષ્ઠવપ્રિય અને કૌતુકપ્રિય એ ભેદ આપણા સાહિત્યમાં પણ સરખો જ ઉપયોગ છે, અને આપણે ત્યાં પણ બેમાંથી એકે પ્રકારના સાહિત્યકારોનો અભાવ નથી.

"તત્ત્વચર્ચા" એ શિર્ષક તળે મૂકેલા નિબંધોમાં છેલ્લો નિબંધ તેના નવા નામે 'જીવનનો ઉલ્લાસ' તરીકે ઓળખાય છે. રા. મુનશીના "અર્વાચીન સાહિત્યનો પ્રધાન સ્વરઃ જીવનનો ઉલ્લાસ" એ નામના વ્યાખ્યાનના અવલોકનરૂપે આ લેખ પ્રથમ 'વસન્ત'માં પ્રગટ

થયો હતો. તેના પહેલા ખંડમાં—પ્રાચીન અને મધ્યકાલીન સાહિત્ય ઉલ્લાસહીણું હતું એ રા. મુનશીના મંતવ્યમાં રહેલ નિરાધારતા અને ઉપલક અભ્યાસની સારી રીતે ઝડતી લીધી છે. બીજા ખંડમાં વિવેચકે સ્વ. નરસિંહરાવનાં કાવ્યોમાંથી અવતરણો આપીને સિદ્ધ કર્યું છે કે અર્વાચીન કાવ્યસાહિત્યના યુગપતિ રા. નરસિંહરાવને તો પરજીવનનો અસાધારણ પ્રેમ હતો, જ્યારે રા. મુનશીના મત પ્રમાણે "પરભવનો પ્રેમ વીસરી આ ભવનું આકર્ષણ,' 'માનવની શક્તિઓ ને વૃત્તિઓને આ જ દેહે સંતોષવાની ઇચ્છા'—' એ અર્વાચીન સાહિત્યનો 'પ્રધાન સ્વર' છે. અલબત આ નિબંધમાં રજુ થએલાં દષ્ટિબિન્દુઓ સાચાં છે છતાં પણ જેવી રીતે રા. મુનશીએ પોતાનો મત પ્રતિપાદન કરવા માટે પોતાના મતને અનુકૂળ ઉદાહરણો લીધાં છે તેવી જ રીતે રા. વિશ્વનાથ ભટ્ટ પોતાનો "ગુજરાતી સાહિત્ય પ્રાચીન, મધ્યકાલીન ઉલ્લાસયુક્ત છે" એ મત સ્થાપિત કરવા માટે આ અવલોકન નિબંધમાં અથાગ મહેનત ઉઠાવે છે એમ દષ્ટિગોચર થયા વિના રહેતું નથી.

'નર્મદયુગનું વાઙ્મય' એ ખંડમાં આ યુગને લગતા પાંચ નિબંધો છે. તેમાં 'નર્મદયુગની વાઙ્મયસંસ્થા' એ નિબંધ 'ગુજરાત વર્નાક્યુલર સોસાઇટીનો ઇતિહાસ, વિભાગ ૧લો' એ પુસ્તકના અવલોકનરૂપે લખાએલો ત્યારે એનું શિર્ષક 'સોસાઇટીનો ઇતિહાસ' એ હતું. તેમાં આ ઇતિહાસની ઉપયોગિતા બતાવ્યા પછી તેની શૈલી, ભાષા વગેરેમાં દેખાતી ક્ષતિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

'દલપતની છબી' આ લાંબા નિબંધમાં કવિ દલપતરામનું એ યુગમાં સાપેક્ષ અને નિરપેક્ષ દષ્ટિએ કેવું સ્થાન હતું તે વિસ્તારપૂર્વક કહેવામાં આવ્યું છે. આપણા ભૂલાઇ ગએલ મધ્યકાલીન સાહિત્યકારોની સાહિત્યસેવાનું આવા નિબંધોથી સાચુ મૂલ્યાંકન થવાની જરૂર છે. 'નર્મદનું કાવ્ય મન્દિર' એ નિબંધ 'નર્મદનું મન્દિર પદ્યવિભાગ'નો ઉપોદ્‌ઘાતરૂપે પ્રથમ પ્રગટ થએલ તે અહીં ફરીથી નિબંધસંગ્રહમાં લેવામાં આવેલ છે. આ લાંબા નિબંધમાં ગુજરાતી કવિતાને નર્મદનાં 'પ્રકૃતિ કાવ્યો' 'પ્રણય કાવ્યો,' 'સ્વાતંત્ર્ય, સ્વદેશપ્રેમ અને શૌર્યની કવિતાઓ" વગેરે વિશિષ્ટ તત્ત્વો અને ગુજરાતી સાહિત્યનાં એ નૂતન અર્પણો વિશે વિસ્તારથી લખ્યા પછી શુદ્ધ કવિતાની દષ્ટિએ એ કાવ્યોની મૂલવણી કરીને સાથે સાથે એના અજબ વ્યક્તિત્વનું નિરૂપણ આ નિબંધમાં કરેલ છે.

"નંદશંકરની નવલકથા" આ શિર્ષકથી 'કરણઘેલા'ની સમાલોચના પ્રથમ 'માનસી'માં પ્રગટ થએલ. 'કરણઘેલા'માં રજુ થયેલ વાતાવરણ પર સુરતની અસર અને નંદશંકરના સ્વભાવ અને અભ્યાસનું તેમાં રજુ થએલ દર્શન સ્પષ્ટ કર્યા પછી સાહિત્યના શુદ્ધ સ્વરૂપની દષ્ટિએ તેની કસોટી કર્યા છતાં આ ગ્રંથની મહત્તા દર્શાવતાં રા. વિશ્વનાથ ભટ્ટ કહે છે કે "એકંદર વિચાર કરીએ તો, 'કરણઘેલો' કેવળ નર્મદયુગનો જ નહિ પણ સમગ્ર ગુજરાતી સાહિત્યનો મહત્ત્વનો ગ્રંથ છે. નર્મદયુગનું તો એ ચક્રવર્તી પુસ્તક છે."

"સ્વ. હરગોવિંદદાસ કાંટાવાળા"—અવસાન નોંધ લેતા આ નિબંધને ફરીથી આ સંગ્રહમાં પ્રસિદ્ધ કરવાના બચાવમાં રા. વિશ્વનાથ ભટ્ટ પૃ. ૩૧૨ ઉપર ખુલાસો કરે છે એટલે કંઈ કહેવાનું રહેતું નથી. વસ્તુતઃ આ સંગ્રહમાં એ નિબંધથી કંઈ નૂતન દષ્ટિ કે નવીન તત્ત્વ સાંપડતું નથી.

"સમકાલીન સાહિત્ય"ના પાંચ નિબંધોમાં ધ્યાન ખેંચે એવા ત્રણ નિબંધો છે. 'સૌંદર્યદર્શી કવિ' આ લાંબો નિબંધ આજથી અગિયાર વર્ષ પહેલાં 'શૈવલિની'ના અવલોકનરૂપે લખાએલ, પરંતુ તેમાં સ્વ. ખબરદારની સમસ્ત કાવ્યસરિતાના પ્રવાહનું સર્વાંગ દર્શન કરાવવામાં સમાલોચક સફળ થયા છે.

આ વિભાગમાં એક બીજો આકર્ષક નિબંધ તે 'પ્રયોગમાલા' છે. અધ્યાપક બલવંતરાય ઠાકોરના પાંચ ગ્રંથોની સમાલોચના તરીકે લખાએલ આ નિબંધમાં વિદ્વત્તાજન્ય વિલક્ષણતાવાળા પ્રો. ઠાકોરના સાહિત્યસર્જનમાં પ્રતિબિંબિત થતી વિચારવિલક્ષણતા, ભાષાવિલક્ષણતા, કૃતિવિલક્ષણતાની સાથે અધ્યાપક ઠાકોરના સંકુલ ગદ્યના ગુણદોષનું યથાર્થદર્શન કરાવ્યા પછી એમના ગદ્યમાં રહેલ અર્થઘનતા, પર્યેષણ પ્રાધાન્ય, ભાષાપસંદગીમાં રૂઢિપ્રયોગોનું ઔચિત્ય, વગેરેનું પૃથક્કરણ રા. વિશ્વનાથ ભટ્ટે આ નાનકડા નિબંધમાં સુંદર રીતે કર્યું છે.

'જીવન ભણી પગલાં" આ લાંબા નિબંધમાં સં. ૧૯૮૨ના ગ્રંથસ્થ વાઙ્મયની સમાલોચના કરેલ છે. ૧૯૩૩ના ગ્રંથસ્થ વાઙ્મયનું અવલોકન આ અવલોકન સાથે સરખાવતાં આપણને લાગે છે કે રા. વિશ્વનાથ ભટ્ટ "જીવન ભણી પગલાં" એ નિબંધમાં કંઈક સ્થળસંકોચ અનુભવતા હોય એ રીતે સંક્ષિપ્તતાથી લખતા દેખાય છે. જો કે એમની વિવેચન પદ્ધતિ અને યોજનાશૈલી '૩૩ના અવલોકન જેવી જ સ્પષ્ટ અને તટસ્થ છે છતાં પણ વિસ્તારપૂર્વક આ સમાલોચના લખવાની જરૂર લાગે છે.

"સાહિત્યસમીક્ષા" ના નિબંધોની ચૂંટણીના ધોરણ વિષે લેખક ગમે તેટલા સાવચેત રહ્યા હોય તો પણ આ સંગ્રહમાં આવેલા નિબંધોમાં સંખ્યાદૃષ્ટિ તરફ વધારે ધ્યાન ન આપ્યું હોત અને નર્મદયુગના વાઙ્મયના પાંચ નિબંધોને બદલે બીજા નિબંધો અહીં દાખલ કર્યા હોત તો વધારે વૈવિધ્યપૂર્ણ અને રસપ્રદ આ સંગ્રહ બનત. પૃષ્ઠ ૩૧૨ પર સાતમી પંક્તિમાં સ્પષ્ટ કહેલ છે કે "આખી લેખમાળા જુદા પુસ્તકરૂપે પ્રકટ કરવાનો પ્રબંધ થશે." એમ થાય તો આ લેખો ત્રીજી વખત પ્રસિદ્ધ થશે. એ રીતે વારંવાર એ જ લેખો જુદા સંગ્રહોમાં પ્રકટ કરવા કરતાં આ સંગ્રહમાંથી તેમને બાતલ કર્યા હોત તો બીજા લેખો અહીં પ્રસિદ્ધ કરી શકાત.

આમ છતાંયે આ સંગ્રહને બને તેટલો બહુજનપ્રિય બનાવવા અને તેમાં વૈવિધ્ય આણવા ગ્રંથકારે પ્રયાસ કરેલ છે એ પણ સ્તુત્ય છે. વળી 'આનુષંગિક'માં 'થોડીક વીગતો' 'વર્ણાનુક્રમણી' 'વર્ગાનુક્રમણી' વગેરે નૂતન તત્ત્વો ઉમેરીને અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે એવો આ સંગ્રહ આપણા વિવેચન-સાહિત્યમાં આવકારદાયી વધારો કરે છે એ બદલ એના કર્તાને અને પ્રકાશકને હાર્દિક અભિનંદન.

રતિભાઈ ઉકાભાઈ પટેલ

——o——

# રોજનીશી

## મે : ૧૯૩૮

તા. ૨૫ : લંડનની રોયલ એમ્પાયર સોસાયટીના ભોજન સમારંભ પ્રસંગે હિંદી વજીરના ઉદ્‌ગારો: "હિંદી પ્રજાના ઐક્ય માટે સમવાયતંત્ર સ્થપાય છે"; મધ્યપ્રાંતના મહાસભાવાદી પ્રધાનમંડળનો ઝઘડો સંપબળથી કામ કરવાની ખાતરી આપ્યાથી પતી ગયો: છ પ્રધાનોની સહી વાળું નિવેદન બહાર પાડવામાં આવ્યું; કાનપુરમાં મિલહડતાલ અંગે ગંભીર પરિસ્થિતિ: ૪૬ જણાને રૂ.૫૮૦ અને દરેકને એક મહિનાની કેદની સજા થઈ.

તા. ૨૬ : અમદાવાદના સરસપુરમાં ગંભીર પરિસ્થિતિ ઊભી થઈ; ટોકિયોથી શ્રી. રાશબિહારી બોઝનો હિંદુ સભાને સંદેશો : 'હિંદુ–મુસ્લીમ એકતા માટે મુસ્લીમોએ દક્ષિણ હિંદુ બદલવું પડશે.'

તા. ૨૭ : ગુજરાતની જુદી જુદી લોકલ બોર્ડની ચૂંટણીમાં મહાસભા પક્ષને ઝળકતી ફતેહ મળ્યાના સમાચાર પ્રસિદ્ધ થયા; અલાહાબાદમાં મહાસભાવાદીઓના રાષ્ટ્રધ્વજ વંદન વખતે લીગના ઝંડાને રોપવા દેવાની ૧૦૦ મુસ્લીમ છોકરાઓએ માગણી કરી અને પાછળથી પથ્થરનો મારો ચલાવ્યો.

તા. ૨૮ : નવી ચૂંટણી માટે આયરિશ પાર્લામેન્ટ વિખેરી નાખવામાં આવી; લંડનમાં ભોજન ડિનર પ્રસંગે હિંદી વજીર લોર્ડ ઝેટલેન્ડે મહત્ત્વનું નિવેદન કર્યું : 'સમવાયતંત્રની યોજનામાં ફેરફાર થવાનો સંભવ નથી.' મુંબઇ સરકારની સૂચના મુજબ કેળવણીખાતાએ હવેથી 'વર્નાક્યુલર' શબ્દ ન વાપરવા સૂચના આપી: તેને બદલે 'પ્રાથમિક' શબ્દ વાપરવા સૂચના કરી.

તા. ૨૯ : પૂનામાં શ્રી. જવાહરલાલ નેહરુનું ભાષણ : "મહાસભાએ હોદ્દા સ્વીકાર્યા તેથી આપણી શક્તિઓ અવળે રસ્તે વળી ગઇ છે." નાશિકમાં મળેલી અખિલ હિંદ હિંદુ મહાસભાની કારોબારી સમિતિએ 'સમગ્ર હિંદુ કોમને નામે લીગ સાથે કોમી સમાધાન કરવાનો મહાસભાને હક્ક નથી' એવી મતલબનો ઠરાવ પસાર કર્યો; મધ્યપ્રાંતના પ્રધાનો સામેના ગંભીર આક્ષેપો નાપાયાદાર પુરવાર થયા; દહેરાદૂન જિલ્લા રાજકીય પરિષદના પ્રમુખપદેથી શ્રી. એમ. એન. રોયના ઉદ્‌ગારો : "હિંદમાં ગરીબોની બેલી તો એકલી હિંદી રાષ્ટ્રીય મહાસભા જ છે."

તા. ૩૦ : નાઝીઓની ગંજાવર સભામાં ડૉ. ગોબલ્સના ઉદ્‌ગારો : "જો યુરોપમાં લડાઇ બંધ કરાવવી હોય તો વર્સેલ્સના કરારો રદ કરો." ઝેકોસ્લોવેકિયાની મ્યુનિસિપલ ચૂંટણીમાં ૮૦ ટકા મત હેર હેન્લીનને મળ્યા; લખનૌમાં શિયા-સુન્ની ઝઘડાને પરિણામે ૧૪૪ મી કલમનો અમલ જાહેર થયો.

તા. ૩૧ : યુરોપના પ્રવાસે ઊપડતાં, મુંબઇના આઝાદ મેદાનમાંથી પં. જવાહરલાલનો પ્રેરક સંદેશ : 'સ્વાભિમાની બનો, કાર્યરત બનો, આત્મવિશ્વાસ કેળવો.'

## જુન : ૧૯૩૮

તા. ૨ : પં. જવાહરલાલ નેહરુ યુરોપના પ્રવાસે ઊપડ્યા; હરિજન મંદિરપ્રવેશ બિલને મુંબઈના ગવર્નરે સંમતિ આપી; લખનૌમાં શિયા-સુન્ની હુલ્લડના ભયથી ૧૪૪ મી કલમ લાગુ પાડવામાં આવી; ઝેકોસ્લોવેકિયાની સરકારે સ્પેનની રાષ્ટ્રવાદી સરકારને માન્યતા આપી.

તા. ૩ : કૃષ્ણગિરિ તાલુકા રાજકીય પરિષદનાં ઉદ્‌ઘાટન પ્રસંગે મદ્રાસ સરકારના ઉદ્યોગખાતાના પ્રધાન શ્રી. વિ. વિ. ગિરિના ઉદ્‌ગારો : "ઔદ્યોગિક બેકારીની જડમૂળ કાઢવા માટે પંચવાર્ષિક યોજનાની આવશ્યકતા છે."

તા. ૫ : સુદેટન જર્મનોના નેતા હેર કોનરાડ હેન્લીન બર્લિનની મુલાકાતે ઊપડ્યો.

તા. ૬ : કેન્ટન ઉપર જાપાનીઓએ ભયંકર બોમ્બમારો ચલાવ્યો : એક હજાર ઘરોનો નાશ થયો.

તા. ૯ : સ્પેનમાં જનરલ ફ્રાન્કો તરફથી બિનલડાયક પ્રજા પર થતા બોમ્બમારા સામે નાo પોપે વિરોધની યાદી બહાર પાડી.

તા. ૧૧ : નરેન્દ્ર મંડળની પુનર્ઘટના સમિતિની મિટીંગ મુંબઇમાં મળી.

તા. ૧૨ : હિંદભરમા ચીનદિન ઉજવાયો; વર્ધા યોજના મુજબની એક શાળા ગુજરાતના મહાન કેળવણીકાર શ્રીo નૃસિંહપ્રસાદ ભટ્ટે ભાવનગર રાજ્યના આંબલા ગામમાં શરૂ કરી.

તા. ૧૩ : 'હિંદુસ્તાન સ્ટાન્ડર્ડ'ના તંત્રીને ૩ મહિનાની આસાન કેદ અને રૂા. ૨૦૦ દંડ થયો; બંગાળના વડાપ્રધાન મિ. ફઝલુલ હક્કે જાહેર સ્વાસ્થ્ય અને સ્થાનિક સ્વરાજ્ય ખાતાના પ્રધાન મિo સૈયદ નૌશેરઅલીને પોતાના હોદ્દાનું રાજીનામું આપવા પત્ર લખ્યાની હકીકત બહાર આવી.

તા. ૧૪ : મુંબઇ સરકારના વડાપ્રધાન શ્રીo બાલ ગંગાધર ખેરના હસ્તે અમદાવાદની પ્રોપ્રાયટરી હાઇસ્કૂલનુ મકાન ખુલ્લું મુકાયું.

તા. ૧૫ : મહાત્મા ગાંધી અને મુસ્લીમ લીગના પ્રમુખ શ્રીo ઝીણા વચ્ચેનો હિંદુ-મુસ્લિમ ઐક્ય સબંધેનો ઐતિહાસિક પત્રવ્યવહાર બહાર પડયો; ચીનમા 'યલો' (પીળી) નદીમાં ભયંકર પૂર આવ્યું : લગભગ દોઢ લાખ માણસો મરણ પામ્યા; સ્પેનના બળવાખોરોએ કેસ્ટેલોનમાં પ્રવેશ કર્યો.

તા. ૧૬ : પં. જવાહરલાલ બાર્સીલોના (સ્પેન) પહોંચ્યા, ત્યાંના પરદેશમંત્રી અને ન્યાયખાતાના પ્રધાનની મુલાકાત લીધી; વળાના ખેડૂત સત્યાગ્રહનો વિજયી અંત : હુકમો બિનશરતે પાછા ખેંચી લેવાયા, અને ગિરફ્તાર થયેલા સત્યાગ્રહીઓને રાજ્યે છોડી મૂક્યા; ડૉ. પટ્ટાભિ સીતારામૈયા તથા શ્રીo નરીમાન સામે હૈદ્રાબાદની હદમાં પ્રવેશ કરવાનો રાજ્યે મનાઈહુકમ ફરમાવ્યો; બંગાળના પ્રધાનમંડળના એક પ્રધાન સૈયદ નૌશેરઅલીએ પોતાના હોદ્દાનું રાજીનામું ન આપવાનો નિર્ણય જાહેર કર્યો.

તા. ૧૭ : મધ્યપ્રાંતની સરકારે, મિલકામદાર તપાસ સમિતિની ભલામણોના આધારે કાપમાંથી ૬૦ ટકા રદ કર્યાની જાહેરાત બહાર પાડી; માણસામાં ખેડૂત વિજય મહોત્સવ ઉજવાયો; સામ્યવાદ વિરોધી કરારોમાં ઈટાલી જોડાયું તેની કદર કરતાં જાપાનના શહેનશાહે મુસોલિનીને તેમજ બીજા ૨૮ આગેવાન ઈટાલિયનોને ઇલકાબો એનાયત કર્યા.

તા. ૧૮ : મહાત્મા ગાંધીજીએ 'હરિજન' દ્વારા પોતાની 'શાન્તિસેના' માટેની યોજના પ્રસિદ્ધ કરી; યુરોપના પ્રવાસેથી પાછા ફરેલા શ્રી. ભૂલાભાઇ દેસાઇએ વર્ધામાં મહાત્માજીની મુલાકાત લીધી અને ત્યાના રાજદ્વારી પુરુષો સાથે થયેલી રાજકીય ચર્ચાઓની માહિતી આપી.

તા. ૨૦ : પં. જવાહરલાલજી પેરિસ પહોંચ્યા; અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના આસિ. સેક્રેટરી શ્રી. હીરાલાલ ત્રિભુવનદાસ પારેખનું અવસાન થયું; પૂર્વ ચીનમાં વસતા પરદેશીઓને જાપાનની સરકારે ચેતવણી આપી : "સલામતી શોધો અગર પ્રદેશ છોડી જાઓ." ભાવનગરમાં શ્રી. ગુલઝારીલાલ નંદાના પ્રમુખપણા હેઠળ મજૂર સંમેલન ભરાયું.

તા. ૨૧ : પૂરતા શિક્ષકોને અભાવે વર્ધા કેળવણીની યોજના એક વર્ષ માટે મુલતવી રાખવાની મદ્રાસ સરકારે જાહેરાત કરી.

તા. ૨૨ : અમદાવાદની શેઠ લાલભાઇ દલપતભાઈ આર્ટ્સ કૉલેજમાં શ્રી. રામનારાયણ વિ. પાઠક એક્ટિંગ પ્રિન્સીપાલ નીમાયા; નાગપુરની મિલોએ સરકારની ભલામણનો સ્વીકાર કર્યો; જર્મનીમાં રાષ્ટ્રનાં તમામ સ્ત્રી-પુરુષો માટે, રાષ્ટ્ર ફરમાવે તે જાતની ફરજિયાત મજૂરી કરવાની ચાર વર્ષની યોજના પ્રગટ થઇ.

તા. ૨૩ : પં. જવાહરલાલ નેહરૂ લંડન ઊતર્યા; આગની સભામાં તેમના થયેલા સત્કાર પ્રસંગે તેમના ઉદ્‌ગારો : 'હિંદમાં મહાન આંતરિક મથામણ ચાલી રહી છે; હિંદના પ્રશ્નો દુનિયાના પ્રશ્નોના એક ભાગ રૂપ જ છે એ હકીકત હવે હિંદ સમજતું થયું છે." બંગાળના પ્રધાન મંડળે રાજીનામું આપ્યું; ફરીથી મિ. ફઝલુલ હક્કે નવું પ્રધાનમંડળ રચ્યું : નવા પ્રધાન મંડળમાં સૈયદ નૌશેરઅલી સિવાયના જૂના પ્રધાનો નિમાયા; જાપાનના પ્રધાનમંડળની એક તાકીદની સભામાં દૈરાબ્યાપી સૈન્ય જમાવવાનો કાર્યક્રમ મૂકવામાં આવ્યો.

તા. ૨૪ : મુસ્લિમ લીગના પ્રમુખ મિ. ઝીણાની માગણીઓ વિશે વર્ધામાં મંત્રણા ચાલી : "વધારે માગણીઓ બાકી હોય તો લખી મોકલી આપજો" એવો પત્ર રાષ્ટ્રપતિએ લખ્યાની વિગત બહાર આવી; બ્રિટિશ વહાણો પરના હુમલા માટે ઈટલી-જર્મની પાસે બ્રિટિશ સરકારે ખુલાસા માગ્યા.

તા. ૨૫ : પૂનામાં મુંબઈ ઇલાકાના તમામ મહારાષ્ટ્રવાદી પ્રાન્તોના નેતાઓની એક પરિષદ ભરાઈ.

તા. ૨૬ : ટાટા ઓઇલ મિલ કાં.ના ડાઈરેક્ટર શ્રી. જાલ નવરોજીનું મીરજમાં અવસાન.

તા. ૨૭ : "દક્ષિણ ચીનના સમુદ્રમાં આવેલા હેઈનાન દ્વીપનો કોઈ પણ રીતે કબજો લેવાનો પ્રયાસ કરવામાં આવશે તો પરિણામ ખરાબ આવશે," એવી જાપાનને ચેતવણી આપતી જાહેરાત બ્રિટિશ પાર્લામેન્ટમાં કરવામાં આવી.

તા. ૨૮ : પં. જવાહરલાલ નેહરુના લંડનની એક જાહેર સભામાં સચોટ ઉદ્ગારો : "હિંદી સરહદ પરના બોમ્બમારા સ્પેનમાં ચાલતા બોમ્બમારા કરતાં જુદા પ્રકારના નથી."

તા. ૨૯ : અમદાવાદના શેઠ સારાભાઈ ડાહ્યાભાઈએ આપઘાત કર્યો; બંગાળ સરકારે ૬૮ નજરકેદીઓને છૂટા કર્યા.

તા. ૩૦ : પં. જવાહરલાલ નેહરુ અને હિંદી વજીર લોર્ડ ઝેટલેન્ડ વચ્ચે સમવાયતંત્ર વિશે લંડનમાં મંત્રણા; દ' વેલેરાની આયર્લન્ડના વડા પ્રધાન તરીકે ફરીથી ચૂંટણી થઈ.

જુલાઈ : ૧૯૩૮

તા. ૧ : સીકરમાં કર્ફ્યુ ઑર્ડર જાહેર થયો : શહેરની બહાર લશ્કરી અને પોલીસ ફોજની ચોકી ગોઠવવામાં આવી; મધ્યપ્રાંતમાં મિલકામદાર હડતાળ, શેઠ જમનાલાલ બજાજની દરમ્યાનગીરીથી મોકૂફ રહી.

તા. ૨ : મુંબઈ સરકારે વીસાપુર જેલ બંધ કરવાની જાહેરાત બહાર પાડી; શિક્ષિત બેકારો માટેની તપાસ મુંબઈ સરકારે હાથ ધરી, સંપૂર્ણ માહિતી મેળવવા માટે પ્રશ્નાવલિ મોકલવામાં આવી.

તા. ૫ : કાનપુરની મિલહડતાળનું સમાધાન થયું.

તા. ૬ : લંડનની સભામાં પં. જવાહરલાલના ઉદ્ગારો : "બ્રિટનની પરદેશનીતિ જ પોતાના સામ્રાજ્યનો નાશ નોતરે છે." હિંદભરમાં ચીન-દિન ઊજવાયો; સીકરની પરિસ્થિતિ અંગે પ્રજાકીય પ્રતિનિધિ મંડળના ૧૫ સભ્યોની ધરપકડ થઈ.

તા. ૭ : ઝેકોસ્લોવેકિયાના સુડેટન જર્મનોના નેતા હેર હેન્લીને બર્લિનની મુલાકાત લીધી; સ્પેનમાંથી વોલંટિયરોના પાછા બોલાવવા અંગેની બ્રિટનની યોજના સામે ફ્રાન્સના વડાપ્રધાન મો. બ્લૂમે અસંતોષ જાહેર કર્યો; નાગપુરના મિલમાલિક મંડળે સામ્યવાદી પ્રચાર થતો અટકાવવા બાબતમાં સરકારની વલણની ખાતરી માગતાં, સરકારે જવાબ વાળ્યો : "નરી લેરતલબીથી સામ્યવાદને દબાવાય નહિ, જાહેર સુલેહશાંતિને અંગે જરૂરિયાત મુજબમાં પગલાં સરકાર અચૂક લેશે જ."

તા. ૮ : કલકત્તાની એક જાહેર સભામાં રાષ્ટ્રપતિ શ્રી સુભાષચંદ્ર બોઝની ગર્જના : 'સમવાયતંત્રની યોજના સામે ઝઝૂમવા હું મારા હોદ્દાનો બોજો દૂર મૂકી છૂટો થવા પણ તૈયાર છું;' વઝીરમાં કિસાન સભાના સભ્યો પર હુમલો થયો : હુમલામાં એક સૈનિકનું અવસાન થયું.

તા. ૯ : રાષ્ટ્રપતિ શ્રી. સુભાષચંદ્ર બોઝના કલકત્તાના ભાષણ અંગે શ્રી. સત્યમૂર્તિએ નિવેદન બહાર પાડ્યું.

તા. ૧૦ : જેરૂસલેમમાં આરબો અને યહુદીઓ વચ્ચે રમખાણ થયું; કાઠિયાવાડમાં પાળિયાદ ગામમાં ધરતીકંપના સખત આંચકા લાગ્યા.

તા. ૧૨ : કૈસર એરલી, પ્રો. લાસ્કી વગેરે આમની સભાના વિરોધ પક્ષના આગેવાનો વચ્ચે પં. જવાહરલાલે હિંદનું દૃષ્ટિબિન્દુ સમજાવ્યું; ત્રીજા રેગ્યુલેશન હેઠળના નજરકેદીઓની મુક્તિના પ્રશ્ન પર રાષ્ટ્રપતિ શ્રી. સુભાષચંદ્ર બોઝ અને બંગાળ સરકારના ગૃહમંત્રી સર નઝીમુદ્દીન વચ્ચે કલકત્તામાં મંત્રણા થઈ.

તા. ૧૩ : બ્રિટનના હવાઇદળને મજબૂત બનાવવા વધારાના ૨ કરોડ, ૨૯ લાખ ૧ હજાર પૌંડ ખર્ચવાનું અંદાજપત્ર પાર્લામેન્ટમાં રજૂ થયું.

તા. ૧૪ : જ્યોતિસંઘ અમદાવાદ તરફથી આનંદોત્સવ ઉજવાયો; અમદાવાદની બિહારી મિલના એજન્ટ શેઠ શ્રી ચંદ્રકાન્ત મોતીલાલ જગાભાઇવાળાએ અમદાવાદ જિલ્લા ક્ષયનિવારણ ફંડમાં રૂ. ૨૫૦૦૦ ની ઉદાર સખાવત જાહેર કરી.

તા. ૧૫ : સીકરનો ફરીથી ગભીર મામલો થયો : રજપૂતોએ હથિયાર છોડવાની ના પાડી : સીકરના કોટ ઉપર તોપો ગોઠવાઇ.

તા. ૧૭ : સોવિયેટ રશિયા અને જાપાન વચ્ચેની મંચુકુઓની સરહદ ઉપરનું વાતાવરણ તંગ બન્યાને પરિણામે યુદ્ધ ફાટી નીકળવાનો સંભવ.

તા. ૧૮ : દીવાને આમમા નાયબ હિંદી વજીરની જાહેરાત : "સમવાયતંત્ર છે એવું જ હિંદ પર ઠોકી બેસાડીશું : એમાં કોઇ પણ જાતના સુધારા કરવા શક્ય નથી." સ્પેનના આંતરવિગ્રહને બે વર્ષ પૂરાં થયાં; હિંદુમિશનના અમદાવાદના કાર્યકર્તા શ્રી. ગંગારામ ખન્ના ઉપર એક મુસલમાને ખુની હુમલો કર્યો.

તા. ૧૯ : મધ્યપ્રાંતના વડા પ્રધાન ડૉ. એન. બી. ખરેએ તેમજ બીજા બે પ્રધાનોએ રાજીનામાં આપ્યાં: ગવર્નરે બાકીના મહાકોશલના ત્રણ પ્રધાનોને બરતરફ કર્યા : ડૉ. ખરેએ નવું પ્રધાનમંડળ રચ્યું; લંડનમા પં. નેહરૂ અને હિંદના વાઇસરોય લૉર્ડ લિનલીથગો વચ્ચે મંત્રણા થઈ.

તા. ૨૦ : અમદાવાદમા દારૂનિષેધ દિન ઉજવાયો; પં. જવાહરલાલ નેહરૂએ લંડનમાં સોવિયેટ એલચીની મુલાકાત લીધી.

તા. ૨૨ : પંડિત જવાહરલાલ નેહરૂ પેરિસ પહોંચ્યા; સોવિયેટ રશિયા અને મંચુકુઓની સરહદ પર રશિયા-જાપાન વચ્ચે ચકમક ઝરી; ટાટા એન્ડ સન્સ લી૦ ના ચેરમેન સર નવરોજી સકલાતવાળાનું અવસાન; સીકરના દરવાજા ખુલી જતા જયપુરના લશ્કરે ગઢનો કબજો લીધો.

તા. ૨૩ : વર્ધામાં મહાસભાની કારોબારી સમિતિની સભા ભરાઇ : ચાર કલાકની મંત્રણા પછી મધ્યપ્રાંતના મહાસભા પક્ષના નેતા તરીકેનું ડૉ. ખરેએ રાજીનામું આપ્યું, મધ્યપ્રાન્તના નવા પ્રધાનમંડળે રાજીનામું આપ્યું.

તા. ૨૪ : બજુમા નાયફવાળા ધાડપાડુઓએ ભયંકર ધાડ પાડી : ૨૫ દુકાનોને આગ લગાડી અર્ધો કલાક સુધી લૂંટ ચલાવી; સ્પેનના બળવાખોરોએ કેસ્ટુએરા શહેર કબજે કર્યું : ચાર દિવસમાં ૧૦૬૦ ચો. મા.નો વિસ્તાર છીની લીધો.

તા. ૨૫ : કારોબારી સમિતિએ મુસ્લીમ લીગના પ્રમુખને જવાબ આપ્યો : "મુસ્લીમ લીગ સમસ્ત હિંદના મુસલમાનોની પ્રતિનિધિ નથી; રેલ્વેઓના એન્જીનોની તપાસ કરવા માટે હિંદી સરકારે નિષ્ણાતોની કમિટી નીમી; વડોદરામાં હરિજન ઉદ્ધારક પંડિત શ્રી આત્મારામજીનું અવસાન.

તા. ૨૬ : વર્ધામાં કારોબારી સમિતિએ ડૉ. ખરે સામે તહોમતનામું ઘડ્યું; હરિજનોના હોટલ પ્રવેશ અંગે અમદાવાદ શહેરમા તથા બીજા ભાગોમાં ખળભળાટ મચ્યો; પાર્લામેન્ટમાં વડાપ્રધાનની જાહેરાત : "બ્રિટિશ સરકાર કાયમી શાન્તિ માટે ઈન્તેજાર છે, પણ એ માટે બ્રિટિશ પ્રતિષ્ઠા કે હિતોનો ભોગ નહિ જ આપી શકાય." રંગૂનમાં બૌદ્ધ સાધુઓ અને મુસ્લીમો વચ્ચે મારામારી : દુકાનો લૂંટાઈ; બન્નુ (સરહદ પ્રાન્ત) જિલ્લામાં કર્ફ્યુ ઓર્ડરનો અમલ જાહેર થયો.

તા. ૨૭ : મધ્યપ્રાંતની ધારાસભાના મહાસભા પક્ષના નેતા તરીકે પં. રવિશંકર શુકલની ચૂંટણી જાહેર થઈ.

તા. ૨૮ : રંગૂનના હુલ્લડમાં લગભગ ૪૦૦ માણસો ઘાયલ થયાં: અને ૫૨ નાં મરણ થયાં: સરકારી હુકમીનો કડક ચોકી પહેરો ગોઠવાયો; વાઇસરોયની સંમતિ માટે મોકલવામાં આવેલું બંગાલ ગણોત સુધારણા બિલ ના. વાઇસરોયે એક કલમ રદ કરવાની ભલામણ સાથે ગવર્નર ઉપર પાછું મોકલ્યું.

---

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૬ અષાડ–શ્રાવણ · ૧૯૯૪ અંક ૩–૪

# સંગીતકાર ખાં સાહેબ અબ્દુલ કરીમખાં

## વ્યક્તિ અને કલા

વૈદ્ય ચૈતન્ય દેસાઈ

[આ લેખના લેખક એક દક્ષિણી ગૃહસ્થ છે અને ગીત વાદ્ય નૃત્યના સૂક્ષ્મ અભ્યાસી છે. તેઓ ગુજરાતી જાણે છે, અને તેઓ સદ્‌ગત ખાં સાહેબના અંતેવાસી હોઈ તેમનો આ લેખ ખાસ આદરપાત્ર બને છે. સંચાલક]

### પ્રાસ્તાવિક

એક શ્રેષ્ઠ ગાયક તરીકે રસિકોને પ્રિય અને પરિચિત થયેલા પણ બહુ પરિચિત થાય તે પહેલાં સ્વર્ગવાસી થયેલા અને આ લેખક સાથે ગુરુ અને પિતા જેવો સંબંધ ધરાવતા ખાં સાહેબ અબ્દુલ કરીમખાં વિશે લખવા જતાં અનેક મધુર, ભવ્ય અને વિલક્ષણ સ્મૃતિઓના આવેગથી લેખિની ધ્રૂજવા મંડે છે! આ પ્રસંગ આટલો વહેલો આવશે એવી કલ્પના અમોને સ્વપ્નમાંય નહોતી. ખાં સાહેબનું તંદુરસ્ત બળવાન શરીર અને સંયમી જીવન જોતાં તેઓ હજીયે દશવીસ વરસ જીવશે અને રસિકોનાં હૃદયો ભાવભીના ગાયન વડે પ્રફુલ્લિત અને પ્રસ્ફુરિત રાખ્યાં કરશે, એવી ખાતરી તેમના સંબંધીઓને રહ્યા કરતી; પણ કુદરતની લીલા વિચિત્ર છે. તેઓ કાલે ગાતા હતા અને આજે ગાતાં ગાતાં ચાલ્યા ગયા. અને છતાં એમ જ લાગ્યા કરે છે કે જાણે તેઓ ગયા નથી, પણ બહાર હતા તે આપણી અંદર ઊતરી ગયા, આપણી સાથે એક થયા અને તેઓ ગાયા કરે છે. તે આપણા હૃદયના કાનને રાતદિન સંભળાયા કરે છે. તે ગુજરી ગયા, એ સાચું લાગતું નથી!

* * *

હિંદુસ્તાની ગાયન પદ્ધતિમાંય ગાવાની કેટલીક જુદીજુદી રીત છે. અમુક રીતનું ગાયન અમુક માણસને વધારે ગમે, તેનો આધાર તે માણસના સ્વભાવ (Temperament)

ઉપર રહ્યો હોય છે. ઉપરાંત સંસ્કાર અને જ્ઞાન એ ઉપર પણ રસિકતાનો દરજ્જો અવલંબિત રહે છે. કલાનાં બધાંય અંગોની પ્રમાણબદ્ધતા એટલે (૧) **ઔચિત્ય**; દિવ્ય અને તીવ્ર ભાવનાના સંવેગો ઉત્પન્ન કરવાની શક્તિ; એટલે (૨) **ભાવવાહકતા**; કલાના રૂઢ સ્વરૂપનું વિયોજન અને સંયોજન કરી તેમાંથી નવીન સુંદર સ્વરૂપ બનાવવાની રચના ચાતુરી; એટલે (૩) **મૌલિકતા (Originality)** અને કલાસાહિત્ય નવા બીબામાં નાખવાની તથા તેને નવા વેશ પહેરાવવાની સંપન્નતા; એટલે (૪) **વિવિધતા**. આ ગુણચતુષ્ટયીથી કલાની કસોટી થઈ શકે એમ માનીએ તો ખાં સાહેબ અબદુલ કરીમખાં આ યુગના સર્વશ્રેષ્ઠ ગાયક હતા, એમ કબૂલ કરવું પડે છે. તેમના ગાયનમાં આ અને બીજા ગુણો કેવી રીતે કેટલા પ્રમાણમાં હતા તેનું વિવરણ પછી કરીશું. એમનું વ્યક્તિત્વ અને ખાનગી જીવન પણ એમની કલાની મહત્તાને છાજે એવું જ ઉદાત્ત હતું. આ પણ કલાકારોમાં એક અપવાદ રૂપે જ ગણવું જોઈએ. એક ઉત્તમ ગાયક તરીકે ખાં સાહેબ આસેતુહિમાચલ ઓળખાય છે; છતાં તેમના જીવનની ઘટનાઓ, તેમની કલાનું તત્ત્વ અને તેમનાં વિવિધ કાર્યો આપણે જોતાં જઈશું; તેમ તેમ તેમની મહત્તા માટે આપણો આદર અને આશ્ચર્ય વધતાં જશે.

## ૧

## કુલપીઠિકા અને ઘરાના

હિંદુસ્તાનમાં બે ગાયનપદ્ધતિ ચાલે છે: (૧) હિંદુસ્તાની અને (૨) કર્નાટકી. આમાંથી કર્નાટકી પદ્ધતિના ઇતિહાસ તરીકે ભરતનાટ્યશાસ્ત્ર અને બીજા ગ્રંથો અને નોંધો મળે છે. હિંદુસ્તાની ગાયનપદ્ધતિ અને ગાયકો એ બંનેનો સુસંબંધ અને વિશ્વસનીય ઇતિહાસ મળતો નથી, એ આપણું દુર્ભાગ્ય કહેવાય પરંપરાથી મનાય છે કે અલાઉદ્દીન ખીલજી સાથે આવેલા 'ખુસરૂ' નામક એક સંગીતકોવિદ વિદ્વાને આ દેશના સંગીતના પાંજરામાં અરબી-ઇરાની સંગીતના સૌંદર્યનો મસાલો ભરી હિંદુસ્તાની સંગીતપદ્ધતિને જન્મ આપ્યો. તે વખતે સંસ્કૃત નાટકો વગેરેમાં 'ધ્રુવા' આદિ પ્રબંધો ગવાતા તેનું રૂપાંતર 'ધ્રુપદ' નામક ગીતનાં ગાયનમાં થયું. કોઈ પણ ગાયનના વલણને 'ગાયકી' કહેવાય છે. ધ્રુપદ ગાયકી તાલપ્રમુખ અને શબ્દપ્રધાન હતી. ધ્રુવપદ છંદ 'રત્નાકર'માં આપેલો છે. ગ્વાલિયરના રાજા માનસિંગનાં વખતમાં (ઈ. સ. ૧૫૦૦ આશરે) ધ્રુપદ ગાયકીનો વિકાસ અને ઉત્કર્ષ થયો. તાનસેન જેવાએ કીર્તિ મેળવી તે ધ્રુપદ ગાયનથી. ત્યારપછીના વખતમાં મોગલ બાદશાહીનાં વિલાસી આશ્રય નીચે ગાયનની ભરભરાટ અને કેંદ્ર દિલ્હી શહેર બન્યું. છેલ્લા બાદશાહ મહમંદશાહનાં વખતમાં (ઈ. સ. ૧૭૧૯) વધારે સુંદર અને ભાવપ્રધાન ગાયકી 'ખ્યાલ' નામથી ઉત્પન્ન થઈ. ટપ્પા અને ઠુંબરી આ ખ્યાલના જ પ્રકારો ગણાય. આ બધી રચના લોકગાયનમાંથી રૂપાંતરિત થયેલી હશે. ગાયનનું શાસ્ત્ર અને કલા બન્ને જાણનારાઓને 'નાયક' એવી સંજ્ઞા છે. 'ધોંડુ' 'ભિનુ' 'બક્ષુ' અને 'ચર્જૂ' આ ચાર નાયકોને પોતાના પૂર્વજો તરીકે મુસલમાન ગાયકો બતાવે છે. મુસલમાનોમાંય ગાયકવાદકોની એક નિરાળી કોમ છે અને તેને બીજા મુસલમાનો હલકી ગણે છે. ગાયક કુટુંબો પાછળથી મુસલમાન થઈ ગયા હોવાનો પ્રવાદ છે. વખતે તેઓ પરદેશી યા તો મિશ્ર હોવાનો સંભવ પણ છે. સાંપ્રદાયિક કાર્યોમાં તથા લડાઈમાં રણવાદ્યો વગાડનારાઓને 'ધાડી-મિરાશી' કહેતા. અત્યારના બધા

મુસલમાની ગાયકોની કોમ આમાંથી તૈયાર થઈ એમ કહેવાય છે. મૂળ ચાર નાયકોના વંશનાં કુટુંબો ('ઘરાના')માં લગ્નવ્યવહાર અને શિષ્યસંબંધ થવાથી સંકર થઈ આજે તેમાંની જુદાઈ બતાવી શકાય તેમ નથી; છતાં પોતાનું કુટુંબ નાયક ઘોંડુનું અને બંદે અલીખાંનું નાયક ભજ્જુનું એમ ખાં સાહેબ કહેતા હતા. ધ્રુપદ ગાયકી હાલ નષ્ટપ્રાય થઈ છે અને કેવળ ધ્રુપદ ગાનાર ચારછ જેટલાં ગાયક કુટુંબો હજી હયાત છે. 'ઘરાના દાર' ખ્યાલ ગાયકને પોતાના 'ઘરાના'નાં ધ્રુપદો ગાતાં આવડતાં હોય છે. ખાં સાહેબ પણ તે ગાઈ શકતા અને અનેક તજજ્ઞોને તેમજ ૧૯૩૪માં મુંબઈમાં થયેલા જલસામાં તેઓએ ધ્રુપદો ગાઈ બતાવ્યાં હતાં.

દિલ્હીની આસપાસ વીસ માઈલના અંતરમાં મુસલમાન ગાયક કુટુંબોની મૂળ વસ્તી હતી, પરદેશથી આવી આ મૂળભૂમિમાં આ લોકોએ વસ્તી કરી એવું સૂચિત કરતું નામ 'બારાબસ્તી પઠાણુ' આ મૂળ બાર ગામોને અપાય છે. અંબેટા, કિરાના, પાનિપત, છપરોલી, ડાગૂર, હુસેનપુર, કાંદલા વગેરે આ ગામોનાં નામથી પ્રસિદ્ધ ગાયકોનાં કુટુંબો ('ઘરાના') ઓળખવામાં આવે છે. ગાયકોમાં 'ડાગૂરી' 'ખંડારી' 'નૌહારી' વગેરે 'બાની' એટલે ગાયનની ઢબ મનાય છે, યા મનાતી હતી, તે પણ ઉક્ત કુટુંબોનાં ગામનાં નામથી જ. જેમકે 'ડાગૂર' ગામ ઉપરથી 'ડાગૂરી' વગેરે. પ્રાચીન સંગીતમાં ગાયનની પદ્ધતિઓ 'શુદ્ધા' 'મિશ્રા' 'વેસરા' વગેરે હતી. તેમાંથી 'ડાગૂરી' 'ખંડારી' વગેરે 'બાની'ઓ ઉત્પન્ન થઈ છે એવો તર્ક 'કેટલાક વિદ્વાનો'ના નામે પં. (?) ભાતખંડેએ કરેલો છે (हिं. सं. प. क्र. पु. ૪–૩૭) તે આ રીતે ખોટો છે. ઉક્ત ગાયકવાદક કુટુંબોમાં પરસ્પર લગ્નાદિ વ્યવહાર થતો અને એક જ કુટુંબમાંથી દરેક જણુ પોતપોતાની શક્તિ અને પ્રેમ એઓને અનુસરી ગાયન કે વાદન યા બન્ને શીખતા અને ગાતા, વગાડતા યા સાથ કરતા, અને બધાયની યોગ્યતા પોતપોતાની કલાની આવડત પ્રમાણે ગણાતી. ગાયક કરતાં વાદક ઓછા ન ગણાતા. પણ આ લોકોમાં ખાસ કરીને જ્યારે ઈર્ષ્યાથી હરીફાઈનું વાતાવરણ પેદા થતું ત્યારે વાદકો સાજીંદાઓને (સાથીદારોને) અને ગાયકો વાદકોને પોતાથી ઊતરતા ગણવાના પ્રયત્ન કરતા. એકાદ ગવૈયો આગળ આવવા મંડે એટલે તેની પરંપરા હલકી છે, યા કુળ હલકું છે વગેરે વાતો ઉડાડી અપ્રબુદ્ધ શ્રોતાઓમાં મતિભ્રમ પેદા કરતા. ગવૈયાને 'તંતકાર' કહેતા. ગાયક વાદકોમાં વાસ્તવિક કે ઐતિહાસિક પણ ભેદ છે નહિ. સમોખનસિંગ કે જે ખંડાર બાની ધ્રુપદનો પ્રણેતા થઈ ગયો અને મુસલમાન થવાથી પાછળથી નૌબદખાં નામથી ઓળખાતો, તે તાનસેનનો જમાઈ હતો અને 'બીનકાર' કહેવરાવતો. એનો એક દીકરો રસબીનખાં 'તંતકાર' થયો ત્યારે બીજો રાગરસખાં ઉત્તમ ગાયક થયો. આ જ કુટુંબમાં પ્રસિદ્ધ ગાયક સદારંગ–અદારંગ નામે ખ્યાલ રચનારાવાળા થઈ ગયા; મતલબ કે મત્સરી લોકો નવા ગવૈયામાં 'ઘરાના'ની ખોડખાંપણ કાઢી તેને ઉતારી પાડતા અને જેને તંબૂરના ચાર તાર પણ સૂરમાં મેળવતાં આવડે નહિ, તેવા ગાયકોને તેમના 'ઘરાના'ના મોટા નામને લીધે પૂજવા તૈયાર થતા એવો એક કાળ હતો. પં. ભાતખંડે જેવા ઉપર 'ઘરાના'ના મોટા નામનો જાદુ થતો. તેમના 'હિંદુસ્તાની સંગીતપદ્ધતિ'નાં ક્રમિક પુસ્તકોમાં ચીજોનો અને રાગોનો જે સંગ્રહ છે તેમાંથી ઘણી કઢંગી ચીજો અને કરૂપા રાગો તેમણે 'ઘરાના'ની મોટાઈના આધારવાળા ગાયકવાદકો પાસેથી મેળવેલા છે. મતલબ કે ખાં સાહેબ પોતે એકાંતપ્રિય અને અપરિચિત હતા અને નાની ઉંમરમાં જ અલૌકિક ગાયક તરીકે તેઓ માન્ય થવા

લાગ્યા. આ ઘણાને ગમ્યું નહિ અને તેવા ગાયકવાદકોએ અને તેમના ભગતોએ ખાં સાહેબ અબ્દુલ કરીમખાં હલકા 'ઘરાના'ના છે, 'તંતકાર' છે, તેમને અપ્રસિદ્ધ રાગો ગાતાં આવડતા નથી વગેરે વાતો લોકોમાં ઉડાડવા માંડી. છાપાંમાં આવી વાતો લખવાનું સાહસેય આવા માણસો ખેડવા લાગ્યા અને ખાં સાહેબને ગમતું નહિ છતાંય આવા લોકોને અટકાવવા પડ્યા. આવા એક લેખકને કોર્ટમાં માફી માગવી પડી. પૂનાના એક વિદ્વાન વકીલ રા. જોશીએ મરાઠીમાં 'સંગીતશાસ્ત્રકાર અને કલાવંતઃ એમનો ઇતિહાસ' નામની ચોપડી લખી છે એમાં પણ ખાં સાહેબ માટે ઉપલા આક્ષેપો કર્યા છે અને જોઈતી માહિતી પણ આપી નથી. આ શ્રી. જોશી રા. ભાતખંડેના સહકારી હતા અને ખાં સાહેબના પૂનામાં થતા દરેક જલસામાં પ્રેમથી ગાયન સાંભળવા આવતા. પણ વિરોધી વાતાવરણનો વા આ પંડિતનેય લાગ્યો અને પરિણામે જાહેર માફી માગવી પડી. મતલબ કે, ખાં સાહેબને મત્સરી વાતાવરણનો બહુ વિરોધ સહન કરવો પડેલો. તેમાંય ગવૈયાઓનો ઇતિહાસ વગેરે લખવાની પ્રથા આપણામાં હતી નહિ એટલે વાતો ઉડાડનારાનું ફાવે, અને એવી વાતો ખાં સાહેબને કાને ચડે. વળી પોતે પોતાના મોટા 'ઘરાના'નું નામ લેવા જેવા લાયક કલાકાર નથી એમ ખાં સાહેબ માનતા. કલા તરફ લક્ષ આપી ગાયકની કિંમત કરવા કરતાં તેના 'ઘરાના'નું નામ સાંભળી બસૂરું ગાયન પણ ઘેટાંની માફક સાંભળી આનંદ પામે એવા વિચક્ષણો ખાં સાહેબને તેમનું 'ઘરાના' પૂછતા ત્યારે તેમને ચીડ જ ચડતી અને તેઓ ઊંધો જ જવાબ આપતા. આ લોકો આજે 'ઘરાના' પૂછે છે, કાલે બીજી ખાનગી બાબતો પૂછવાની ધૃષ્ટતા પણ કરશે, એવી જાણે બીક લાગવાથી ખાં સાહેબને ગુસ્સો આવતો અને ગાયન કરતાં ઘરાનાને ચાહનાર એવા રસિક ભુવને તેઓ જવાબ આપતાઃ "મૈં ભંગી હૂં! આપકો મેરે ગાનેસે કામ, યા ઘરાનેસે?" પણ રા. જોશીની ચોપડી પ્રસિદ્ધ થયા પછી ખાં સાહેબને પોતાનો સાચો ઇતિહાસ લોકો આગળ મૂકાય એ જરૂરતું લાગ્યું અને તે પ્રમાણે તેઓ આપે તે માહિતી બીજા એમનાં સગાંસ્નેહીઓ અને ખાં સાહેબના ખાસ શિષ્ય અને મારા ગુરુ રા. કપિલેશ્વરી, સમકાલીન ગવૈયાઓ, એમની માહિતી-સાથે સરખાવી ચરિત્રાત્મક ટિપ્પણી તૈયાર કરી. આ ટિપ્પણીના આધારે ખાં સાહેબના 'ઘરાના'ની માહિતી આગળ આપું છું, જે ગાયકવાદકોનો ઇતિહાસ લખવા માટે પણ ઉપયોગી નીવડશે એવી આશા છે.

.. જેમના શિષ્યાનુશિષ્યોએ આજે ગલીએ ગલીએ ગાયન કરી નાંખ્યું છે તે ગ્વાલિયરના પ્રસિદ્ધ ખ્યાલ ગાયક હદ્દુ-હસ્સુખાં બંધુદ્વયનું કુટુંબ હુસેનપુરનું. નથ્થનપીર બક્ષ એમના દાદા અને શક્કરમખ્ખન ખાં એમના પૂર્વજ. હદ્દુ હસ્સુખાં તનૈયત ગાયક એટલે તાનપ્રમુખ ગાયન ગાવાવાળા થયા અને તેમની તાનદારીના અનુકરણમાંથી આજની તાનબાજી જન્મી. મહંમદખાં અને રહિમતખાં આ હદ્દુખાંના બે પુત્રો. સાદું પણ મધુર અને સુરેલ તાનદારીનું ગાયન રહિમતખાં ગાતા હતા અને તેમની સાથે જ આ 'ઘરાના' અને તેની કલા નષ્ટ થઈ. હદ્દુખાંના શિષ્ય વાસુદેવ જોશી, તેમના શિષ્ય બાળકૃષ્ણબાવા ઇચલકરંજીકર અને તેમના શિષ્ય પં. વિષ્ણુ દિગંબર પલુસ્કર; અસ્તુ. આ શતકમાંના સર્વોત્કૃષ્ટ-અને પ્રસિદ્ધ બીનકાર બંદે અલીખાં અને બીજા એક ઉત્તમ બીનકાર અલી હુસેનખાં આ બન્ને હદ્દુખાંના જમાઈ. બંદે અલીખાં તે અબ્દુલ કરીમખાંના દૂરના કાકા થાય. દેવાસના રજબઅલીખાંના

પિતા મુંગલુખાં, મુંબઈમાં પ્રસિદ્ધિ પામેલ બીનકાર મુરાદખાં તાનસેન ઘરાનાના નજીરખાંના વંશજ વહીદખાં ( ઇંદોર ), ચુનાબાઈ અને ચંદ્રભાગાબાઈ આ બંદે અલીખાંના શિષ્યો. એમાંથી છેલ્લી બે શિષ્યા ઉત્તમ ગાયિકા તરીકે પ્રસિદ્ધ થઈ ગઈ. ચંદ્રભાગાના એક પુત્ર બળવંતરાવ ભૈયા સારા બીનકાર થયા તથા બીજા પુત્ર ગણપતરાવ ભૈયા હાર્મોનિયમ વગાડતા. એમના જેવા 'પેટીવાળા' હજી સુધી થયા નથી એમ કહેવાય છે. ઠુમરીવાળા મૌજુદ્દીનખાં, પ્યારાસાહેબ, ગૌહરજાન અને પેટીવાળા બસીરખાં આ બધા ગણપતરાવના શિષ્યો. પૂર્વ તરફ તેમના નામને બહુ માન છે. ભાવનગરમાં પ્રસિદ્ધિ પામેલા બીનકાર રહીમખાં અને હબીબખાં આ બન્ને બંદે અલીખાંના 'ઘરાના'ના. અંબેટાના 'ઘરાના' બહિરામખાંના નામથી ઓળખાય છે. મોટા સંગીતશાસ્ત્રજ્ઞ તરીકે તેમની પ્રસિદ્ધિ હતી. બહિરામખાંની બહેન તે બંદે અલીખાંની માતા. બહિરામખાંના 'ઘરાના'માં અલાબંદે અને જાકૂદ્દીન આ બે ભાઈઓ આ જમાનામાં શ્રેષ્ઠ ધ્રુપદ ગાયકો થઈ ગયા. બંદે અલીખાંના આ બન્ને ભાઈઓ જમાઈ થાય. ઈંદોરના પ્રસિદ્ધ ધ્રુપદિયા નાસિરુદ્દીનખાં ( જે ગયા વર્ષે કાલવશ થયા ) અને જયુદ્દીનખાં આ બન્ને જાકૂદ્દીન બંદેઅલીખાંના પુત્રો. હદ્દુ હસ્સુખાંના કાકાભાઈ નથ્થેખાં એક ઉત્તમ ગાયક થઈ ગયા. નથ્થેખાંના દત્તકપુત્ર નિસાર હુસેનખાં, જેમને તેમણે ભણાવ્યા. મહારાષ્ટ્રીય ગાયક શ્રી રામકૃષ્ણબાવા વઝે આ નિસાર હુસેનખાંના શિષ્ય. ઉક્ત નથ્થેખાંના મોટાભાઈ મશીદખાં કરીને દિલ્હી તરફ પ્રસિદ્ધ મલ્લવિદ્યાકોવિદ થઈ ગયા. તેમની દીકરી તે ખાં સાહેબ અબ્દુલ કરીમખાંનાં માતા. હુસેનપુરના 'ઘરાના'માં મલ્લવિદ્યા અને ગાયનવિદ્યા બંને સાથે જ શીખાતી. હદ્દુખાંના જુવાન પુત્ર પહેલવહેલા વડોદરા ખંડેરાવ મહારાજ પાસે ગયા, ત્યારે તેમનું કસાયેલું શરીર જોઈ ને મહારાજા તેમને પહેલવાન જ સમજ્યા. અને તે પ્રમાણે તેમની આજ્ઞાથી તેઓ કુસ્તી લડયા. ત્યાંના સારા પહેલવાનને જીત્યા. બીજે દિવસે આ તો ગવૈયા છે, એમ મહારાજને ખબર પડી અને તે પ્રમાણે મહમ્મદખાંએ ગાયનમાં પણ પોતાનું ઉચ્ચત્વ સિદ્ધ કરી આપ્યું. મામાના ઘરની આ બીજી વિદ્યા ખાં સાહેબના શરીરમાં ઊતરી હતી. તેઓ હજીસુધી લાકડી સારી રીતે ફેરવતા. ખાં સાહેબના નાનાભાઈ અબ્દુલ હક્ક એઓ વડોદરા, ધારવાડ, બેલગામ, પૂના વગેરે ઠેકાણે અખાડામાં કુસ્તી લડયા હોવાનું વ્યાયામશૌખીન લોકો હજી સ્મરે છે.

મશીદખાંની બીજી પુત્રી આ જમાનાના સર્વોત્કૃષ્ટ સારંગીવાદક અને ગાયનશાસ્ત્રજ્ઞ રહેમાન બક્ષખાં, જેઓ જયપુરમાં સવાઈ રામસિંગના દરબારમાં હતા, તેમને પરણાવી હતી. રહેમાન બક્ષખાંના એક પુત્ર અબ્દુલ મજીદખાં ઉત્તમ ગાયક હતા. ખાં સાહેબના બંધુ અબ્દુલ હક્ક અને અબ્દુલ મજીદ ખાં સાહબ સાથે એક બેઠકમાં ગાતા અને આ બંનેના ગાયનથી ખાં સાહેબના ગાયનની યોગ્ય જોડ મળતાં તે વધારે દીપી ઊઠતું. આ ત્રિવર્ગનું ગાયન એક જ બેઠકમાં સાંભળવાનું અપૂર્વ અને અદ્ભુત ભાગ્ય જેમને મળ્યું હતું તેવા રસિકો અને રા વઝેબાવા જેવા વૃદ્ધ ગાયકો તેઓનું સ્મરણ હર્ષ અને દુઃખ આ બંને ભાવનાથી મિશ્ર એવા અશ્રુ વડે હજી કરતા હોવાનું દેખાય છે!

## ૨

## કુટુંબવૃત્તાંત અને શિક્ષણ

પરંપરામાં બહુ માને છે એવા લોકોના સંતોષ માટે ઉપર જે માહિતી આપવામાં આવી છે, તે ઉપરથી સમજાશે કે ખાં સાહેબના 'ઘરાના' અભિમાન લેવા જેવું ઉચ્ચ ગાયક•

વાદકોનું હતું. એક જ કુટુંબમાં ગાયક અને વાદક થઈ ગયા 'છે એટલે અને સ્વાભાવિક રીતે ગાયક કરતાં વાદક કે 'તંતકાર' ઊતરતા દરજ્જાના, એમ કહેવું ભૂલભરેલું ગણાશે; અને 'તંતકાર'ના 'ઘરાના' આ શબ્દો કોઈ માટે વાપરવા તે પણ પ્રત્યક્ષ વિરુદ્ધ છે, બાકી કલાકારના શ્રેષ્ઠત્વ માટે કે ઉત્પત્તિ માટે ય પરંપરાનું ઉચ્ચત્વ કે અસ્તિત્વ જરૂરનું પણ નથી હોતું એટલે કલાકારની પરંપરાની ખોદણી કરવી તે દ્વેષથી કે અજ્ઞતાથી જ થઈ શકે છે!

કિરાના ગામમાં અમારા ખાં સાહેબનું કુટુંબ જૂના કાળથી વસવાટ કરતું હતું. અને ખાં સાહેબનો જન્મ ત્યાં જ થયો હતો. 'કિરાના' એટલે ભારતપ્રસિદ્ધ 'કર્ણનગરી' એમ કહેવાય છે. ખાં સાહેબના એક પૂર્વજ રહીમઅલી આ દિલ્હી દરબારમાં નોકર હતા અને રહીમઅલીના ભાઈ લખનૌ નવાબ પાસે હતા, જેમણે 'હિંગારંગ' નામથી કેટલીક ચીજો રચી છે. આ ચીજો ખાં સાહેબના કુટુંબમાં ચાલતી આવી છે અને ખાં સાહેબ તે ગાતા. 'હિંગારગ' ઓલિયા જેવા હતા. રહીમઅલીના દીકરા બે: એક, વાજદઅલીખાં જેઓ છેલ્લા મોગલ બાદશાહ મહંમદશાહના દરબારમાં હતા; અને બીજા, શાહબખાં નામના બેદર સંસ્થાનમાં ( દ. હૈદ્રાબાદ ) રાજા ચંદુલાલના વખતમાં નોકર હતા. તેમની કબર ત્યાં હજી પણ છે. પ્રસિદ્ધ ગાયક અને ખાં સાહેબના ગુરુ નન્નેખાં તે એમના પુત્ર. વાજીદઅલીને ત્રણ પુત્ર હતાઃ અબ્દુલ્લેખાં, સેંદેખાં અને કાલેખાં. છેલ્લા કાલેખાં તે અમારા ચરિત્રનાયકના પિતા.

ખાં સાહેબના મોટાકાકા અબ્દુલ્લેખાં ગાયક તરીકે જાવરા અને અલવર સંસ્થાનમાં નોકર હતા. જાવરા દરબાર ખાં સાહેબના કુટુંબ પર હજી તેટલો જ પ્રેમ રાખી તેને યાદ કરે છે. અબ્દુલ્લેખાં એકાંતવાસમાં રહેતા, અને પીપળાના વૃક્ષને પ્રદક્ષિણા કરી કંઈક ઉપાસના કરતા. ખાં સાહેબને સહેજ વધારે લાડ કરતા. નિસ્પૃહતા, સત્યનિષ્ઠા, ઔદાર્ય, નિર્લોભતા વગેરે સદ્ગુણો, જે ગવૈયાઓમાં કવચિત જ દેખાઈ આવે છે તે, આ વિરક્ત સંબંધીના પ્રેમળ સહવાસથી ખાં સાહેબના સ્વભાવમાં ઊતર્યાં હશે. કાલેખાં પોતાના આ પુત્રને ગાયનના પાઠ આપતા ત્યારે અબ્દુલ્લેખાં બોલતાઃ "અરે, ઉસકો તુમ કયા સિખાતે? ઉસકો સિખાને વાલા અલગ હૈ!" ખાં સાહેબ વીસ વરસના થયા, ત્યાંસુધી તેમના પિતા જીવતા હતા; પણ ખાં સાહેબને ગાયનનું શિક્ષણ વધારે તો એમના કાકા નન્નેખાંએ આપ્યું. તે વખતે નન્નેખાં એટલા વૃદ્ધ થયેલા કે નબળાઇને લીધે તેમના ગળામાંથી એકાદ ઊંચો સૂર નીકળવાની મુસ્કેલી પડતી યા બરાબર નીકળતો નહિ. ત્યારે તેમણે પોતાના આ વિદ્યાર્થીને 'અભી ચઢાવો,' કે 'અભી જરા ઉતારો' વગેરે સૂચના આપી. સૂક્ષ્મ સ્વરની જગ્યા સમજાવી. પોતાના જન્મ સાથે જ ગાયનકલાનું સૌંદર્યતત્ત્વ પોતાની રગેરગમાં ભરી લાવેલા અબ્દુલ કરીમ શિક્ષણમાં વાયુવેગથી પ્રગતિ કરતા તે જોઈને નન્નેખાંએ એક વખત ખાં સાહેબનાં માતાને કહેલું કે "યહ લડકા તો મેરેકો ૭ મહિનેમેં ખાલી કર દેયગા!"

નન્નેખાં જેવો અપ્રતિમ ગાયક વાદક તેમના જમાનામાં બીજો ન હતો એમ કહેવાય છે. તેમની પાસે બધાય 'ટંગ'ની અને ચીજોની 'ભરતી' હતી. એમનું અને બંદે અલીખાંનું શિક્ષણ એમના દાદા પાસે થયેલું. નન્નેખાંના એક પુત્ર રહીમબક્ષ એક સર્વોત્કૃષ્ટ સારંગીવાદક થઈ ગયા. તે સ્વતંત્ર રીતે સારંગીવાદ્ય અપ્રતિમ વગાડતા અને મોટા મોટા

ગવૈયાઓ તેમનાથી સાદર બીતા. તેઓ હૈદ્રાબાદ દરબારમાં નોકર હતા. નન્નેખાંનાં દીકરી કોલ્હાપુરનાં ઉત્કૃષ્ટ ગાયક હતાં, પણ અવાજ પ્રતિકૂળ હોવાથી પાછળથી સારંગી શીખ્યાં. પ્રસિદ્ધ-સારંગીવાદક હૈદરબક્ષે એમને શિક્ષણ આપ્યું હતું. એઓ સારંગી અપ્રતિમ વગાડતા અને ગાયન તથા ગાયનશાસ્ત્રમાં પણ પારંગત હતા. ખાં સાહેબ અલાદિયાખાં અને હૈદરબક્ષ આ બંનેને સારો સ્નેહ હતો અને તેથી પોતપોતાના રાગો અને ચીજો બંને એક-મેકને આપતા એમ એક વખતે અલાદિયાખાંએ કહેલું. હૈદરબક્ષે પોતાના ભાણેજ વહીદખાંને ગાયન ભણાવી ગવૈયા કર્યા. વહીદખાં અબદુલ કરીમખાંના પણ ભાણેજ થાય છે અને થોડા વખત ઉપર મુંબઈ રેડિયો ઉપર એમનો કાર્યક્રમ થયેલો. શ્રી. પદ્મમાવતી બનારસકર અને તીરાબાઈ બડોદકર આ બે વહીદખાંની શિષ્યાઓ. દેવાસના રજબઅલીખાં પોતાના પિતા પાસે ભણ્યા પછી હૈદરબક્ષ પાસે ભણતા હતા. ઉદેપુરની એક અપ્રતિમ ગાયિકા ગુલાબબાઈ આ હૈદરબક્ષખાંની શિષ્યા તેમની સાથે જ મૈસૂરમાં નોકરીમાં હતી. બીજી પ્રસિદ્ધ ગાયિકા જોહરાબાઇ જેમની રેકોર્ડ્ઝ પ્રસિદ્ધ છે, તેઓ અને તેમની કન્યા હુસેનીબાઈ આ બંને હૈદરબક્ષ પાસે ગાયન શીખ્યાં. અસ્તુ. જે 'ઘરાના'માં નન્નેખાં અને બંદે અલીખાં જેવા અપ્રિતમ ગાયકવાદકો થયા અને જે ઘરાનાની શિષ્યશાખાઓ રહીમબક્ષ, હૈદરબક્ષ, ચુન્નાબાઈ, ગુલાબબાઈ જેવાં ગાયકવાદકોથી પ્રફુલ્લિત થઈ, તે ઘરાનાની રસાળ મહત્તાનું ફળ ખાં સાહેબ અબદુલ કરીમખાં રૂપે પક્વ થયું, એમ કહી શકાય!

ખાં સાહેબના ભાઈઓ અબદુલ લતીફ અને અબદુલ હક્ક બંને ગાયક થયા. અબદુલ હક્ક અપ્રતિમ ગાતા અને ખાં સાહેબ પાસે તે શીખેલા. ખાં સાહેબ વડોદરાની નોકરીમાં હતા ત્યારે ૧૯૦૮ સુધી તે તેમની સાથે જ હતા. અને ત્યારપછી દરભંગાની નોકરીમાં રહ્યા હતા. આ ઉત્તમ ગાયક જુવાનીમાં જ જયપુરમાં ગુજરી ગયા. બીજા ભાઈ અબદુલ લતીફ પહેલાં જયપુરની નોકરીમાં હતા. હાલ તેઓ દિલ્હી રહે છે.

ખાં સાહેબને જન્મથી જ સૂક્ષ્મ સ્વરજ્ઞાન હતું. અવાજ સુરેલ, મધુર, ઊંચો અને કોમળ હતો. એકવાર સાંભળીને ગ્રહણ કરી પાછું તરત અનુકરણ કરવાની શક્તિ હતી. જૂનું લઈ તેમાંથી કંઈ નવું જ સર્જવાની વિલક્ષણ કલ્પકતા હતી. નન્નેખાં જેવો વિદ્વાન ગાયક પેટ ખોલીને ભણાવતો અને ખાં સાહેબ પોતે બારબાર કલાક ગાવાની 'મહેનત' (અભ્યાસ) કરતા, પછી તેઓ તેમના બાળપણમાં જ ઉત્તમ અને મનોહર ગાઈ શકવા લાગ્યા હોય, તો તેમાં નવાઈ શી?

મેરટ (દિલ્હી)માં ઉત્તર હિંદુસ્તાનમાંના બધા ગવૈયાઓ 'જુમ્મા'માં (મિજલસમાં) ભેગા થયા હતા, ત્યારે ખાં સાહેબે પહેલવહેલાં જાહેર રીતે ગાયું અને વૃદ્ધો પાસેથી તારીફ મેળવી. આ વખતે તેમની ઉંમર વધારેમાં વધારે ૧૦ વરસની હતી. ગવૈયાઓના જન્મ-વગેરેની કાલનોંધ કોઈ રાખતા નથી, તેથી તેઓની ચરિત્રઘટનાના સન વગેરે આપવાનું કામ કઠણ છે. છતાં બીજી સમકાલીન ઘટનાઓની સાક્ષીથી આશરે વર્ષો કહી શકાય છે. તેવી રીતે ખાં સાહેબનું જન્મવર્ષ ઈ. સ. ૧૮૭૩ આવે છે અને તેમનું મેરટનું પહેલું ગાયન ઈ. સ. ૧૮૮૩માં થયું હોવું જોઈએ. આ ગાયનથી તેમની વિજયશ્રીની શરૂઆત થઈ. આ જલસામાં ઉક્ત હૈદરબક્ષખાં હાજર હતા અને આ ગાયનની તેમના ઉપર ચમત્કારક અસર થઈ. તેમની આંખમાંથી આનંદાશ્રુ વહેવા લાગ્યાં. તે વખતે મૈસૂરમાં દર વરસે નવરાત્રમાં

દરબાર તરફથી ગાયન સંભળાતું અને હિંદુસ્તાનના બધાય પ્રાંતોમાંથી સારાસારા ગાયકવાદક કીર્તિ અને દ્રવ્યની આશાથી ત્યાં આવી પોતાની શક્તિ બતાવતા. મેરટના પ્રસંગ પછી ખાં સાહેબ એક વરસ પછી મૈસૂર એકલા જ ગયા. દરબારના કલાવંતખાતાના ઉપરી પીરખાં દરોગા નામના વૃદ્ધ મુસલમાન ધ્રુપદિયા ગાયક હતા. તેમણે ખાં સાહેબનું ગાયન પહેલી વખત સાંભળ્યું અને તે ગાયનની તેમના ઉપર એવી અસર થઈ કે ખાં સાહેબની સરભરા તેમણે પોતાના ઘેર જ પોતાના પુત્રવત્ કરી. મૈસૂર દરબારમાં ખાં સાહેબનાં બેત્રણ ગાયન થયાં. અહીંયાં તેમને બીજા ઉત્તમ ગુણી લોકોની કલા અને ખાસ કરીને કર્નાટકી પદ્ધતિનું વિચિત્ર ગાયન ખૂબ સાંભળવા મળ્યું; અને તેઓ દરેક ગુણનું ગ્રહણ અને અનુકરણ કરવાવાળા હોવાથી ઉત્તર હિંદુસ્તાની કલાના સર્વાંશ ગ્રહણ સાથે કર્નાટકી કલાના દ્રાવિડી સૌંદર્યનો મિલાપ કરવાના પ્રયત્નમાં લાગ્યા હોય, તો તે સ્વાભાવિક હતું. આ મિલાપના જ અંગે તેમના ગાયનમાં બીજા ગાયકો કરતાં વધારે નવાઈ, મૌલિકતા અને આકર્ષણ પેદા થયું હશે, એવું મને તો લાગે છે.

ખાં સાહેબ મૈસૂરમાં ૧૮૮૮માં એટલે આશરે ૧૫મા વરસની ઉમરે ગયા હશે. મૈસૂરથી તેઓ ઘેર આવ્યા અને ત્યાંથી દિલ્હી અને જયપુર મળી બેએક વરસ રહ્યા. આ વખતે આ બન્ને શહેરોમાં ઉત્તમ ગુણી લોકો રહેતા, તેઓને ખાં સાહેબે ખૂબ સાંભળ્યા. જયપુર તેઓ રહેમાનબક્ષને ત્યાં રહેતા હતા. આ જ અરસામાં તેમણે અજમેર જઈ ત્યાં મુસલમાનોનું પવિત્ર પીરનું સ્થાન છે ત્યાં ગાયું અને ત્યાંના પૂજારી પાસેથી આશીર્વાદ મેળવી લીધા. ખાં સાહેબની બાળપણથી જ પ્રભુ અને સાધુઓ ઉપર ખૂબ શ્રદ્ધા હતી અને પીરના આશીર્વાદથી પોતે જશ મેળવતા થયા છે, એમ તેમને લાગ્યા કર્યું. દક્ષિણમાં મીરજ ગામમાં પીરનું સ્થાન છે અને તે અજમેર પછીનું મહત્ત્વનું સ્થાન ગણાય છે ત્યાં ખાં સાહેબે આખર સુધી રહેવાનું પસંદ કરેલું અને જ્યાં ફક્ત સાધુઓને જ દફન કરવામાં આવે છે, એવી ત્યાંના પીરની જગ્યામાં જ ખાં સાહેબના શરીરને આખરી સ્થાન મળ્યું, એ બીના પણ તેમની શ્રદ્ધાનો ચમત્કાર જ બતાવે છે.

અજમેરમાં પીરના આશીર્વાદ મેળવ્યા પછી, તેમજ જેટલા કલાકારોની કલા સાંભળવા લાયક હતી તેટલી સાંભળી સારગ્રહણ કર્યા પછી, જાણે ખાં સાહેબને આત્મવિશ્વાસ પેદા થયો અને પોતાની કલાની વિશિષ્ટતા દુનિયાના જુદા જુદા રસિકોને બતાવવાનું મન થયું. તેથી તેઓ લગભગ ઈ. સ. ૧૮૯૦ માં કાઠિયાવાડ તરફ ફરતા ફરતા આવ્યા, જે હકીકત બીજા વખત ઉપર રાખીશું.

અપૂર્ણ ]

# વિવેચક મિત્રને

(શિખરિણી)

ભમન્તાં, સંઘાતે નિજ શું ફરનારા વિરલ છે.
ફરે તો યે શૂન્ય શ્રવણ નયનો ને હૃદયથી.
વસંતાં ભેગાં યે
શ્વસંતાં ભેગાં યે દઈ નવ શકે સાથ ઘડીનો!
—કહી સંતે મૈત્રી, સહુ જન ફર્યે, સપ્ત પદની!

સખે ત્યાં તું તો સુન્દર જગપરિવ્રાજક સ્વયમ્
તજી તારાં સ્વેચ્છા ભ્રમણ રમણો કે વિષયનાં,
ફર્યો મારી સાથે વિકટ મુજ કેડી જીવનની,
મુકી એકે એકે પગલું પગલે કૌશલ થકી,
—ન ભૂંસાઈ રેખા, તૃણ પણ દબાયું નવ હલ્યું!

દબે બીબાની કોતરણી મહીં સોનું દ્રવ થઈ;
ચઢે જેવો ઉર્વીરસ તરુ મહીં, રુક્ષ થડમાં,
ફરે શાખા શાખા, વિટપવિટપે, પર્ણ કુસુમે;
ફરે જેવો પ્રાણે હૃદય ઊતરીને પ્રતિ નસે;
ફર્યો એવી રીતે ફકત ફરવાના જ કુતુકે,
ફર્યો આખે માર્ગે નિજ મન ઉલાસે, મુજ જગે.
સદાનો એ મારો સહૃદય તું નિષ્કારણસખા!

હવે તારે પંથે ફરીથી વળ તું પાંથ સુવક!
હજો તારે પંથે અધિક અધિકાં દર્શન રુડાં.
શકે ના આપી આ શ્રમિત ચરણો સાથ તુજને
પરંતુ કોઈ દી સહૃદયતણી ખોટ ન હજો!



# विज्ञाननी परिभाषा

किशोरलाल घ. मशरूवाळ

શ્રી. પોપટલાલ શાહ અમદાવાદમાં ભરાયેલા ૧૯૩૬ના ગુજરાતી સાહિત્ય સંમેલનમાં વિજ્ઞાન વિભાગના પ્રમુખ હતા. એ સંમેલનમાં એમના પ્રમુખપણા નીચે 'વિજ્ઞાન-વિષયક કાર્યો સાધવા માટે' એક સમિતિ નીમવામાં આવી હતી. એણે પહેલું કામ વિજ્ઞાનનો એક શબ્દકોશ તૈયાર કરવાનું ઠરાવ્યું. તેની તૈયારીરૂપે એમણે તથા શ્રી. ભોગીલાલ પટવાએ મળી "વૈજ્ઞાનિક શબ્દ-સંગ્રહ"* નામે દશ હજાર શબ્દોનું એક પુસ્તક ગય વર્ષના અંતમાં બહાર પાડયું છે, અને તેના પર વિદ્વાનોના અભિપ્રાય માગ્યા છે. મેં મારા વિચારો શ્રી. શાહને લંબાણથી લખી મોકલ્યા હતા, અને તેમની ઇચ્છાથી લેખ રૂપે તે અહીં રજૂ કરું છું. સાથે જ મને જણાવતાં આનંદ થાય છે કે અમારા બન્નેના વિચારો આ બાબતમાં લગભગ મળતા આવે છે.

શ્રી. શાહે 'શબ્દ-સંગ્રહ'ની પ્રસ્તાવનામાં પરિભાષા બનાવવા સંબંધી નીચેના નિયમો રજૂ કર્યા છે.+ એ નિયમો ઠરાવવામાં મારી અને એમની વચ્ચે પત્રવ્યવહાર થયો હતો, અને એમણે મારી યોગ્ય સૂચનાઓ નિખાલસપણે માન્ય રાખી હતી. એટલે એ નિયમો તે દિવસની મારી વિચારસરણી પણ રજૂ કરે છે. આથી આ લેખમાં જે વિચારો હું પ્રગટ કરું છું, તે મારા વિચારોમાં થયેલો ત્યાર પછીનો સુધારોવધારો છે, શ્રી. શાહના નિયમો પર ટીકા નથી.

આધુનિક વિજ્ઞાનનો અભ્યાસ અને વિજ્ઞાની યંત્રોનો વપરાશ મોટે ભાગે વિલાયતથી આપણા દેશમાં દાખલ થયો છે. અભ્યાસ, આજ સુધી, અંગ્રેજી-ભાષા મારફત થયો છે, અને યંત્રોના વપરાશ સાથે અંગ્રેજી-ભાષા ન હોય તોયે, શબ્દો તો દાખલ થયા છે જ. પંડિતાઈ વિનાની લોકભાષાઓએ એ શબ્દોને પચાવવામાં ઘણીવાર કુશળતા પણ દેખાડી છે. જેમકે, ઇંજિન, ઇજનેર, ઇસ્પિતાલ, દાક્તર, ગ્યાટ (ગાર્ડ), લાટ (લૉર્ડ), ડિપોટી (ડેપ્યુટી), સુપરિટેન, ઇંટીપેન વગેરે અપભ્રંશો બનાવવામાં. પણ ઘણા શબ્દો તત્સમરૂપમાં યે દાખલ થઈ ગયા છે. એમાં સંજ્ઞાવાચક જ નહિ પણ ક્રિયાવાચક શબ્દો યે છે. દા. ત., સાઇડિંગ, શંટિંગ, સ્ટાર્ટ કરવું, સ્પાર્ક આપવો, (બેટરી) ચાર્જ કરવી, ઑક્સિડાઇઝ કરવું, ઇલેક્ટ્રોલાઇઝ કરવું, ઇન્જેક્ટ કરવું, ઇન્જેક્શન વગેરે વગેરે. તો પછી યંત્રો, યંત્રોના ભાગો તથા નાનાંમોટાં ઓજારોનાં નામો તરીકે સેંકડો અંગ્રેજી ભાષાના શબ્દો નાના, મોટા, શહેરી, ગામડિયા સહુનાં મોંમાં પેસી ગયા છે તેમાં નવાઈ શું? જેમકે, સાઇકલ, મોટર, પેન, પેન્સિલ, ફાઉન્ટન પેન, હોલ્ડર, રબ્બર, હેન્ડલ, સ્ક્રૂ, ડ્રિલ (શારડી તેમજ કવાયદ), સેનીમા, થર્મોમીટર, થ., બૂટ, ટાઇમ, ટાઇમ-ટેબલ, ગેજ કે ગેજ, ફ્યૂઝ, રિસીવર, બર્નર વગેરે વગેરે. એ શબ્દો લોકોનાં મોંમાં એટલા ઊંડા ઊતરી ગયા છે કે એમાંના કેટલાક

---

* પ્રકાશક—શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઈ.
\+ સગવડ ખાતર એ નિયમો પૂરવણીમાં આપ્યા છે.

વિષે તો એ આપણી ભાષાના શબ્દો નથી, એવો ભ્રમણ લોકોને કદાચ ખ્યાલે નહિ આવતો હોય. આવા કેટલાક શબ્દો માટે આપણી ભાષાઓમાં સાદા, સહેલા અને રૂઢ શબ્દો છે પણ ખરા. છતાં, ઘણી વાર એવું બન્યું છે કે વપરાશમાં અંગ્રેજી શબ્દોએ દેશી શબ્દોને પાછા હઠાવી દીધા છે. દેશી તેમજ અંગ્રેજી બન્ને ભાષાઓના વિદ્વાનો દેશમાં પાક્યા અને 'જાગ્યા' તે પહેલાંજ આ વપરાશ શરૂ થયો, અને એક વાર શરૂ થયા પછી તેમને માટે યે તેની ગતિ અટકાવવી કઠણ થઈ.

આમ બનવામાં એક કારણ આપણા વિદ્વાનોનું સ્વભાષા પ્રત્યે જોવાનું વલણ પણ ગણવું જોઈએ. કેટલાક અપવાદો બાદ કરીએ તો શરૂઆતના વિદ્વાનોને દેશની પ્રાચીન તેમજ અર્વાચીન સંસ્કૃતિ અને ભાષાઓ પ્રત્યે અણગમો હતો એમ સાધારણપણે કહી શકાય. તે પછીના પંડિતો સ્વભાષાને માત્ર સ્વભાષા તરીકે નહિ, પણ સંસ્કૃતિ કે અરબીફારસીની વંશજ તરીકે વધારે પિછાણવા લાગ્યા. સ્વભાષાઓ સર્વે અધૂરી અને નવા શબ્દો બનાવવા માટે ઓછી ઉપયોગી છે એવો ઓછો ભાવ ( inferiority complex ) બંધાયેલો હતો તે ચાલુ જ રહ્યો. એ ભૂમિકામાંથી હજુ આપણે નીકળ્યા નથી એમ કહેવાને હરકત નથી. આથી કોઈ નવો શબ્દ આપણી ભાષામાં દાખલ થયો તે આપણો જ થઈ ગયો, અને આપણી ભાષાનાં વ્યાકરણ, શબ્દરચનાશાસ્ત્ર વગેરેની હકુમત નીચે આવી ગયો, એમ આપણે માની શકતા નથી. જેમ આપણામાંના ઘણા પોતાની ન્યાતજાતને અને કેટલાક તો પોતાનાં પ્રાચીન ગોત્ર વગેરેને ભૂલી જઈ શકતા નથી, તેમ આપણે સ્વભાષામાં લીધેલા શબ્દોનાં યે ન્યાત–જાત–ગોત્ર વગેરે ભૂલી શકતા નથી. પરિણામે, સ્વભાષામાં યે ત્રણ ત્રણ ( કે વધારે યે ) ભાષાઓનાં વ્યાકરણો એકબીજાથી અસ્પૃશ્યતા, અથવા રોટી વ્યવહાર પણ બેટી વ્યવહાર નહિ, એવાં અંતર જાળવીને રહે છે. દા. ત , ભાગ્ય અને નસીબ બન્ને શબ્દો આપણી ભાષાના વપરાશમાં છે. એ જ પ્રમાણે કમ, બદ્, બે, દુર્, અ વગેરે ઉપસર્ગો પણ લેવાયેલા છે. છતાં એ શબ્દો જોડે આ ઉપસર્ગો આપણે ગમે તેમ લગાડી શકીએ નહિ. એટલે કે, કમભાગ્ય કે બદ્ભાગ્ય, અથવા દુર્નસીબ, અનસીબ કે કુનસીબ કહી શકીએ નહિ. એ જ રીતે દરિદ્રાઈ કે ગરીબતા ન કહી શકીએ. સુતાર, લુહાર પરથી સુતારી, લુહારી વગેરે શબ્દો બનાવીએ, પણ વિજ્ઞાની, રસાયની, ભૂગોળી, ખગોળી બોલીએ તો હાંસી થાય. વૈજ્ઞાનિક, રાસાયનિક, ભૌગોલિક, ખાગોલિક એમ જ કહેવું જોઈએ; નિદાન વિજ્ઞાનીય, રસાયનીય એમ આખો 'ઈય' અત્યય લગાડવો જોઈએ એમ આપણને લાગે.

આમ એક મૂળ શબ્દ પરથી બીજા શબ્દો બનાવવામાં આપણે સારી પેઠે અટપટાપણું દાખલ કર્યું છે. આપણામાં સ્વાભિમાન કે સ્વભાષાભિમાન જાગ્યું તે પોતા વિષે નહિ, પણ આપણા પૂર્વજો અને તેમની ખેડેલી ભાષાઓ માટે. આમ અંગ્રેજી શબ્દોને ભાષામાંથી કાઢવાં માટે ઠેઠ-સંસ્કૃત કે ઠેઠ-ફારસી શબ્દો વધારવાની પ્રવૃત્તિ જાગી. ભાષાઓને સંસ્કૃત કે ફારસીના મૂળ કે સાધિત શબ્દોથી લાદવાનું વલણ વધતું જ ગયું. દા. ત. સાઈકલ શબ્દ કાઢવા માટે કોઈકે 'દ્વિચક્રી' શબ્દ બનાવેલો મારા સાંભળવામાં આવ્યો છે. એ શબ્દ રૂઢ થઈ શક્યો જ નહિ. એને બદલે જો 'બેચાકી' કે "પાયગાડી', ( ઘણું કરીને એ હિંદીમાં વપરાયેલો પણ છે ) શબ્દ ચલાવવા માંડ્યો હોત, તો સંભવ છે કે તે આગગાડીની જેમ ચાલી યે જાત.

પછી તો સંસ્કૃત અને ફારસીના અભિમાનીઓની હરીફાઈ અને ઈર્ષા ચાલી. આ રીતે સંસ્કૃતભારેલી અને ફારસીભારેલી સ્વભાષાનો ઝગડો ઊભો થયો. આ ઝગડો સામાન્ય ભાષામાં યે કઠણ છે, પણ વિજ્ઞાનની પરિભાષામાં તો એની મુસ્કેલી ઘણી વધેલી છે અને હજુ વધવા સંભવ છે. સંસ્કૃત જાણનારાઓએ બનાવેલી પરિભાષા અને ફારસી-અરબીના પંડિતોએ બનાવેલી પરિભાષા વચ્ચે મેળ ખાવો કઠણ છે. એકેક અંગ્રેજી શબ્દ માટે પ્રાંતીય, સંસ્કૃત અને ફારસી એવા બન્ને કે ત્રણત્રણ શબ્દો જાણવા પડે, અને એ ઉપરાંત ઊંચો અભ્યાસ કરનારાઓને અંગ્રેજી શબ્દ પણ જાણવો પડે એવી દશા ઉત્પન્ન થતી જાય છે.

આ મુસ્કેલી કેવળ રાષ્ટ્રભાષાને જ નડશે એમ માનવાનું નથી. દરેક પ્રાંતમાંયે સંસ્કૃત કે ફારસી પૈકી એકના જ પક્ષપાતી અથવા પરિચય ધરાવનારા હોય છે. દાખલા તરીકે આ જ પુસ્તક લઈએ. શ્રી. પોપટલાલભાઈ પ્રસ્તાવનામાં કહે છે કે:

"આ શબ્દસંગ્રહની તૈયારીમાં . . . ભાષાસમૃદ્ધિ અને વિચારવિપુલતાની દૃષ્ટિએ નવા શબ્દો રચવામાં આળસ કરી નથી. ખાસ કરીને ક્રિયાપદો, ક્રિયાત્મક કે ક્રિયાદર્શક શબ્દો રચવાની અગત્ય સ્વીકારવામાં આવી છે."

હવે આ બાબતમાં શ્રી. શાહ, પટવા, હું કે એવા બીજા અનેક લેખકોને જે જાતનું શિક્ષણ મળ્યું છે, તેને પરિણામે આપણે આ કામ માટે સંસ્કૃતનો જ આશ્રય લઈએ એ સ્વભાવ જેવું બની ગયું છે. એ સ્વભાવ એટલો દૃઢ થયેલો છે કે એવું યે બને કે, દા. ત., નીચે પહેલા ખાનામાં લખેલા શબ્દો માટે બીજા ખાનાના ઘરગતુ શબ્દો યાદ ન આવે પણ, ઘણીવાર અનેકાર્થી છતાં, ત્રીજા ખાનાના શબ્દો જ મોઢે ચડે કે એ દિશામાં જ શોધીએ.

| | | |
|---|---|---|
| diurnal | રોજિયું, દિનિયું, દાડિયું, રોજિંદું | દૈનિક |
| duration | મુદત | સમય, મર્યાદા (કે બન્નેનો સમાસ) |
| dilatation | ફૂલાવો, ફૂલવણ-ણી, ફૂલાણ | સ્ફારણ, વિસ્તારણ, વિતતન |
| discharge | ઠા(ખા)લવણ-ણી | વિસર્જન, વિભાર |
| dip | નમાવો | આનતિ |
| dip-needle | નમણી | આનતિસૂચિકા (?) |
| goodwill | નામના, શાખ, ઘરાકી, આસામી-સંબંધ | ગ્રાહકસંબંધ |
| alternate | તરિયો, આંતરિયો, એકાંતરિયો, દર ત્રીજો | વિપર્યાયક, વિપર્યાયવિશિષ્ટ, એકાન્તરક્રમ, પર્યાયક્રમ |
| anaesthesia | બેભાનપણું, અણજાણ દશા | સંવેદનાભાવ, સંવેદનાશૂન્યતા |
| disintegration | (રૂપ અથવા ઘાટ) વિખેર-ણ, ઢીલાણ | ચૂર્ણક્રિયા, વિભાજન, વિમોચન |

આમ, જ્યારે આપણે સંસ્કૃત શબ્દકોશનો આશ્રય લઈએ ત્યારે ઉસ્માનિયા કે અલીગઢ યુનિવર્સિટીના વિદ્વાનો એટલી જ સ્વાભાવિક રીતે ફારસીઅરબીની ડિક્ષનરીઓ ઉથલાવે; કારણ કે એમને એનો જ ગાઢ પરિચય હોય. બંને રોજની બોલાતી ભાષાને તે વખતે લગભગ ભૂલી જાય. પરિણામ એ આવે કે બંનેએ બનાવેલા નવા શબ્દો માત્ર કોશોમાં અને પ્રયત્નપૂર્વક લખેલાં પુસ્તકોમાં જ શોભે, પ્રજાના વ્યવહારમાં અને ખુદ બનાવનારાઓની યે 'આપસી' વાતચીતમાં અંગ્રેજી શબ્દો જ વપરાયા કરે.

ત્યારે, પરિભાષા બનાવવામાં આ વાતનો વિચાર કરવાની જરૂર છે. નવા શબ્દો રોજના અને, જેને જેને તે વિદ્યા સાથે સંબંધ આવે તે, બધા લોકોના વ્યવહારમાં સહજપણે ઊતરે, એટલું જ નહિ પણ જો તે સામાન્ય લોકોની શબ્દો બનાવવાની પ્રાકૃતશક્તિને વધારે તથા કેળવે તો જ સફળ થયા કહેવાય.

આ કેમ થાય?

મને હવે લાગે છે કે આ માટે આપણે આપણી શબ્દો બનાવવાની રીતને પાયાથી જ બદલવાની જરૂર છે. આ કેમ તે સમજાવું:

શ્રી. પોપટલાલભાઈએ સૂચવેલા નિયમોમાં છઠ્ઠો નિયમ નીચે મુજબ છેઃ

"ક્રિયાપદ કે ક્રિયાવાચક નામોને માટે નવા શબ્દો—સંસ્કૃત, ફારસી કે ઉર્દુ (અરબી ?)-માંથી યોજવા. દા. ત. ઍટ્રૅક્શન—આકર્ષણ, રિપલ્શન—અપાકર્ષણ, રિફલેક્શન—પરાવર્તન."

આમાં મને કેટલીક વસ્તુઓ કરવા જેવી લાગે છે.

એક. સંસ્કૃત-ફારસી વગેરેમાંથી શબ્દો શોધવાનો પ્રયત્ન કરતાં પહેલાં એ ભાવ દર્શાવનારા ભાષામાં રૂઢ થયેલા શબ્દો શોધવાનો અને તેને પરિભાષા માટે જરૂરી અર્થ આપવાનો પ્રયત્ન કરવો જોઈએ. એ શબ્દનું મૂળ ગમે તે ભાષામાં હોય કે અજાણ્યું હોય તે વિષે બેફિકર રહેવું જોઈએ, અને તે જો તદ્દન મામૂલી અને પંડિતાઈ વિનાનો લાગતો હોય તો તે તેનો દોષ નહિ પણ ગુણ સમજવો જોઈએ. દા. ત. ઉપર આપેલા ત્રણે શબ્દોને બદલે અનુક્રમે ખેંચાણ, હઠાણ અને ઉછાળ અથવા ઉલટાણ શબ્દોને પરિભાષા તરીકે શું કામ ન વાપરી શકાય? એ શબ્દો તપાસીશું તો જણાશે કે એ ગૂજરાતના હિંદુ, મુસલમાન, પારસી બધા સમજી શકે એવા છે એટલું જ નહિ, પણ થોડા ફેરફાર સાથે હિંદુસ્તાની અને મરાઠી શબ્દો પણ છે.

બીજું. એકાદ પ્રાચીન કે પરભાષાના શબ્દને દાખલ કરવાનું નક્કી કર્યા પછી એને આપણે આપણી પોતાની ભાષાના શબ્દ તરીકે જ પૂરેપૂરો લેખવો જોઈએ. પછી તેને ઉપસર્ગો કે પ્રત્યયો લગાડી સાધિત શબ્દો બનાવવામાં, કે બીજા શબ્દો સાથે એના સમાસ કરવામાં આપણે આપણી સ્વભાષાની ખાસિયતો તપાસી નિયમો કરવા અને લગાડવા જોઈએ. એમાં અમુક ભાવ માટે અમુક ઉપસર્ગો કે પ્રત્યયો ઠરાવવાને કે નવા નિર્માણ કરવાને યે હરકત ન હોય. એ નક્કી કર્યા પછી એ જોવાનું ન હોય કે, એ શબ્દ અને તેને જોડવાનો ઉપસર્ગ કે પ્રત્યય એક જ મૂળભાષાના છે કે જુદીજુદીના. દા. ત. ધારો કે આપણે ઓછપ દેખાડવા માટે કમ, અધિકતા માટે પર, વધ કે બડ, અનિયમિતતા બતાવવા માટે કુ, અભાવ માટે બે અથવા અ (કે અન્) ઉપસર્ગો સ્વીકાર્યા છે; અને અંગ્રેજી નોર્મલ શબ્દ પણ રૂઢ થયેલો છે માની સ્વીકાર્યો છે. તો પછી નીચે મુજબ શબ્દો વાપરવામાં સંકોચ ન રાખવો જોઈએ:

Sub-normal—કમ-નૉર્મલ.
Super-normal—વડ-નૉર્મલ.
Abnormal—કુ-નૉર્મલ.
Unnormal—અનૉર્મલ, બે-નૉર્મલ.

એ જ પ્રમાણે પ્રેશર માટે દાબ હોય તો હાઈ-પ્રેશર માટે ખૂબ-દાબ અને લો-પ્રેશર માટે કમ-દાબ શબ્દો બનાવાય. આવા પ્રયત્નો શરૂઆતમાં હાસ્ય ઉત્પન્ન કરાવે એમ બને. પણ એમાં સેની સફળતા પણ હોય. કારણ કે, કેવી રીતે શબ્દો રચી શકાય તેની લોકોને ગમ પડી જાય અને તેઓ પોતાની મેળે જ વિદ્વાનોને શબ્દ આપતા થઈ જાય. પછી કોણ હસે ? હાલ તો આપણી અને લોકોની શબ્દાવલિ તથા સાધક વ્યાકરણ જુદાં જ પડી જાય છે. માત્ર વિભક્તિનાં અને ક્રિયાપદોનાં જ રૂપો એક સરખાં રહે છે. આથી પરસ્પર સહયોગ જ બરાબર થતો નથી.

ત્રીજુ. આપણે આપણી ભાષાની ખાસિયતોનો અભ્યાસ કરી તેને અનુસરી શબ્દો બનાવવાની કળા નિર્માણ કરવી જોઈએ. દા. ત.

(૧) ક્રિયાવિશેષણને (તથા કોઈ વાર નામને) 'વું' પ્રત્યય લગાડવાથી તે મુજબ થવું એવા અર્થના ક્રિયાપદો કરી શકાય છે. જેમકે, વધારે થવું—વધવું, ઓછા થવું—ઓછાવું. આ જ રીતે દૂરાવું (મરાઠી દુરાવણેં, હિંદી દુરાના), પાસાવું, ઊંચાવું, નીચાવું એવા શબ્દો બનાવવાને હરકત ન હોવી જોઈએ.

(૨) એ મુજબ 'આર(ડ)વું' કે 'આવવું' પ્રત્યય લગાડવાથી તે પ્રમાણે કરવું એ અર્થનું સકર્મક ક્રિયાપદ કરી શકાય છે. જેમકે, વધારવું, ઘટાડવું, સમારવું. એ જ નિયમે દુરાવવું, પાસાવવું, ઊંચાવવું, નીચાવવું, વગેરે શબ્દો બનાવી શકાય.

આમ, ક્રિયાપદ બનાવનારા બીજા પ્રત્યયો પણ વાપરી શકાય.

(૩) બે કે વધારે શબ્દોના સમાસમાં એના છૂટા છૂટા અર્થો કરતાં વધારે અર્થ સમાવવાની શક્તિ ઉત્પન્ન થાય છે. અંગ્રેજીમાં એ શક્તિનો બહુ છૂટથી ઉપયોગ કરવામાં આવે છે, અને બેઝિક અંગ્રેજીવાળાઓએ પણ તેનો ઉપયોગ કરી ૮૫૦ શબ્દોમાંથી બહુ વધારે શબ્દો બનાવવાની શક્યતા દેખાડી છે. જેમકે, up-start, by-gone, bye-product, red-handed, welcome, well-done, well-being, strong-hold, go-by, bed-side, side-room, good-will વગેરે વગેરે. આપણી ભાષાઓમાં યે આ શક્તિ રહેલી છે. ઉદા. જોહુકમ, અંગરખું, પગરખું, અંગૂછો, આગોપીછો, આડખીલી, આડખર્ચ, ખીસાખર્ચ, આડધંધો, તળવટ, તળજમીન, તળપદું, આડઊપજ, આડમાલ (bye-product) વગેરે શબ્દો આ જાતના છે. આવા શબ્દોમાં એક શબ્દમાં જે ભાવો સમાયા હોય, તેમાંના એકાદ બે ભાવને ઉપાડી લઈ, તે સાથે બીજો શબ્દ જોડી બન્નેના સમાસમાંથી ત્રીજો જ ભાવ નિર્માણ થાય છે. પરિભાષા બનાવવામાં આ શક્તિનો આપણે પૂરેપૂરો ઉપયોગ કરવો જોઈએ. એ માટે થોડાક બહુ ઉપયોગી વિશેષણો, ક્રિયાવિશેષણો, શબ્દયોગીઓ અને ક્વચિત્ નામો જુદાં કાઢી તેને નામો કે ક્રિયાવાચક શબ્દો સાથે મેળવી અનેક સંશ્લેષા શબ્દો યોજી શકાય. આ લખતાં લખતાં જ સૂઝેલા થોડાક દાખલા આપું છું. જેમ અંગ્રેજીમાં *pro*, *sub*,

con, ab, ad, trans, in વગેરે ઉપસર્ગોથી અનેક શબ્દો બનાવી શકાય છે, તેમ નીચેના શબ્દોને પણ ઉપસર્ગો તરીકે વાપરવા શક્ય છેઃ

| | | |
|---|---|---|
| ઉ, ઉંચ, ઉત્ | ની, નીચ | પી, પીછ, પાછા |
| આગા (ધા) | આડ (ડા) | મહીં, અં, અંદર |
| બ્હાર (બહાર) | કુ, કૂડ, બૂરા | રૂડા, ભલ (લા) |
| સ, સહ, સથ, સાથ | ઉલટ | પાર |
| ફેર, ફર (રી) | પેટ (ટા) | પડ |
| અ, અન્, બે | પાસ | ફર |
| વિના, સિવા, ગૈર, ખો | | ઢીલ |
| મ્હેર (મહેર) | | |

આ ઉપસર્ગોથી કેવી રીતે શબ્દો બનાવી શકાય તેનાં થોડાં ઉદાહરણો આપું છુંઃ

| શબ્દ | યોજેલો શબ્દ | or;-નાર,-ઇયો | ion; અ,-ણ,-ણી |
|---|---|---|---|
| project | (ના) ઉધાળ<br>(ક્રિ) ઉધાલ (ળ) વું | ઉધાળનાર, ઉધાળિયો-યું | ઉધાળ, ઉધાળણ,-ણી |
| inject | (ના) અં (મહીં) ધાળ<br>(ક્રિ) અં (મહીં)ધાલ(ળ)વું | અંધાળનાર, અંધાળિયો-યું | અંધાળ, અંધાળણ,-ણી |

એ જ રીતે eject=(ક્રિ) બ્હારધા (ગા)ળવું, reject-ફરગાળવું (ફરગોળવું) વગેરે, તથા તેના સાધિત શબ્દો.

| | | | |
|---|---|---|---|
| progress | (ના) ઉજ(ગ), ઉજ(ગ)મ, ઉજાવ, ઉજા(ગા)ડ<br>(ક્રિ) ઉજ (ગ) વું. | ઉજ(ગ)નાર, ઉજા(ગા)ડનાર, ઉજા(ગા)ડિયું | ઉજ(ગ)ણ,-ણી; ઉજા(ગા)ણ |
| regress | (ના) પીછાટ, પીછાવ<br>(ક્રિ) પીછ(જ)વું, પીછાવું | પીછ(જ)નાર, પીછાવનાર | પીછવણ,-ણી, પીછાવણી |
| ingress | (ના) મહીંજાવ, અંજાટ(વ)<br>(ક્રિ) મહીંજવું, અંજવું. | મહીંજનાર, અજાવનાર | મહીંગણ, અંજન |

એ જ રીતે egress-બ્હારજ(ગ)વું, બ્હારજાવ, digress-આડાગ (જ)વું, congress-સજ્જાવ (સથજાવ), સગતિ, transgress-ઓળંગવું,* વગેરે, તથા તેના સાધિત શબ્દો.

| શબ્દ | યોજેલો શબ્દ | er; ઓ, ઇયો, નાર | ion;-ણું. |
|---|---|---|---|
| port | (ના) બારું (એ. વ.) બારાં (બ. વ.)<br>(ક્રિ) ના(ભા)રવું, ભરવું | ભરો, ભરિયો, ભારનાર<br>ed ભારો | ભારણું, ભરણું |
| export | (ના. બ. વ.) બ્હારભારાં<br>(ક્રિ) બ્હારભરવું, ભારવું | બ્હારભરો, ભારિયો, | બ્હારભરણું |

* આ શબ્દ 'જવું' પરથી થયો છે એમ સૂચવવાનો ઉદ્દેશ નથી, પણ એ સાથે સહેજે મળે એવો છે.

એ જ પ્રમાણે import–મહીભરવું, transport–લેભારવું, પારભરવું, re-export–પરભારવું, deport–કાઢભારવું, deportee–કાઢભારેલો, deporter–કાઢભારદાર, વગેરે ઇત્યાદિ.

| | | mission પરવાનગી, રવાનો | er; ગાર રવાનગાર | ery,-ee; દાર રવાનદાર |
|---|---|---|---|---|
| permit | (ના) પરવાનો<br>(ક્રિ) પરવાનવું (?) | પરવાનગી | પરવાનગાર | પરવાનદાર |
| remit | (ના) મ્હેરવાનો<br>(ક્રિ) મ્હેરવાનવું (?) | મ્હેરવાનગી | મ્હેરવાનગાર | મ્હેરવાનદાર |
| commit | (ક્રિ) પૂરવાનવું (?) | પૂરવાનગી<br>(પૂર–રવાનગી) | પૂરવાનગાર | (વ્યક્તિ) પૂરવાનદાર<br>(સંઘ) પૂરવાનદારી |
| omit | (ક્રિ) ગેરવાનવું (?) | ગેરવાનગી | ગેરવાનગાર | (કર્મ) ગેરવાનેલો |
| submit | (ક્રિ) જોરવાનવું (?)<br>ભારવાનવું (?) | જોરવાનગી<br>ભારવાનગી | જોરવાનગાર<br>ભારવાનગાર | |

અહીં બધા ઉપસર્ગોને અંતે અને રવાનગીની શરૂઆતમાં ર હોવાથી એક રનો ગૂજરાતી ઉચ્ચારણમાં લોપ થઈ જ જાય. પરવાનગી શબ્દ અસલ હોવાથી તે જ વાપર્યો છે. એનો રવાનગી શબ્દ સાથે સંબંધ છે કે નહિ તે જાણતો નથી. નવો શબ્દ બનાવ્યો હોત તો પારવાનગી થાત.

એ જ રીતે percolate–પારગળવું, percolation–પારગાળ, પારગળણ, perforate–પારછેદવું, perforation–પારછેદ, perforator–પારછેદક, perambulate–પાર ફરવું વગેરે.

વાચક એમ ન માને કે મેં જે ઉપસર્ગો અહીં સૂચવ્યા છે તે જ યોગ્ય છે. આ તો લખતાં જે સૂઝ્યા છે તે જ મૂકી દીધા છે. વાચક એમ પણ ન માને કે ઉપલા દાખલાઓમાં મેં જે શબ્દો મૂક્યા છે, તેની જગ્યાએ જ્યાં જ્યાં બીજા શબ્દો સારી પેઠે રૂઢ થઈ ગયા છે તેને છોડી દેવાની હું સૂચના કરું છું. શબ્દરચનાના ઉદાહરણરૂપે જ એ લેવાના છે. વળી, અંગ્રેજીમાં ઉપસર્ગ હોય ત્યાં આપણી ભાષામાં ઉપસર્ગ જ હોવો જોઈએ એ પણ જરૂરનું નથી. આપણી ભાષામાં પ્રત્યય પણ હોઈ શકે, અને અંગ્રેજીમાં પ્રત્યય હોય ત્યાં આપણે ઉપસર્ગ પણ યોજી શકીએ.

थोडुं. ज्यां संस्कृत के फारसीमांथी शब्दो शोध्या विना छूटको ज न होय त्यां आपणे थोडा नियमो जाळवी शकीए तो सारुं. उदा० (१) एवा प्रत्ययोने वधारे पसंदगी आपवी, जेमां कंई स्वरना गुण के वृद्धि न करवा पडता होय.

જેમકે, દારિદ્ર્ય, વૈધર્મ્ય, વૈલક્ષણ્ય વગેરેને બદલે દરિદ્રતા, વિધર્મતા, વિલક્ષણતા વગેરે વધારે પસંદ કરવા. એ જ રીતે નામ તરીકે તાર્કિક, દાર્શનિક વગેરે નહિ પણ તર્કશાસ્ત્રી, તર્કકાર, તર્કબાજ, તર્કી; દર્શનશાસ્ત્રી, ૦કાર, દર્શની વગેરે શબ્દો વાપરવા.

(૨) એ જ રીતે જ્યાં લુપ્ત પ્રત્યય લગાડી શકાતો હોય ત્યાં ક્લિષ્ટ સ્પષ્ટ પ્રત્યય ન લગાડવો. જેમકે, ચારિત્ર્ય, ઈર્ષ્યા નહિ પણ ચારિત્ર (એથીયે સારું, કેવળ ચરિત્ર કે ચરિત) ઈર્ષાથી ચલાવવું.

(૩) વળી જ્યાં પ્રત્યય લગાડયા વિનાના શબ્દો વાપરી શકાતા હોય ત્યાં પ્રત્યયવાળા શબ્દો બનાવવા કે વાપરવા નહિ. ઉદા., અધ્યાત્મદષ્ટિ, તર્કરીતિ, શબ્દચતુરાઈ, દર્શન-પદ્ધતિ બોલી શકાય. માટે, આધ્યાત્મિક દષ્ટિ, તાર્કિક રીતિ, શાબ્દિક ચતુરાઈ, દાર્શનિક પદ્ધતિ જેવા શબ્દો વાપરવા નહિ. તેમ જ જ્યાં છઠ્ઠીનો પ્રત્યય લગાડવો શક્ય હોય ત્યાં આવો શબ્દ વાપરવો નહિ. જેમકે વૈજ્ઞાનિક પરિભાષા, રાજનૈતિક શિક્ષણ, સાંગીતિક અભ્યાસ, નૈતિક ઉપદેશ, પારિભાષિક શબ્દ વગેરે નહિ, પણ વિજ્ઞાનની પરિભાષા, રાજનીતિનું શિક્ષણ, સંગીતનો અભ્યાસ, નીતિનો ઉપદેશ, પરિભાષા (કે પરિભાષાનો શબ્દ) એ પ્રયોગો સારા ગણવા.

(૪) શબ્દો બન્યા પછી આગળનાં રૂપો સ્વભાષાનાં વ્યાકરણ પ્રમાણે જ કરવાં. દા. ત. મકાનનું બહુવચન મકાનાત, અમીરનું ઉમરાવ, કમિશનરનું કમિશનર્સ, પોલિસમેન્‌નું પોલિસમેન્ વગેરે નહિ, પણ મકાનો, અમીરો, કમિશનરો, પોલિસમેનો વગેરે રૂપો કરવાં. એ જ રીતે મજબૂરીની પંચમી મજબૂરન્, તત્ત્વની તત્ત્વતઃ દૃષ્ટિની ત્રીજી દૃષ્ટ્યા વગેરે રૂપો છોડી દેવાં, અને મજબૂરીથી તત્ત્વથી–તત્ત્વ પ્રમાણે, દૃષ્ટિએ વગેરેનો ઉપયોગ કરવો. (આ ટેવ ગુજરાતી કરતાં હિંદી અને મરાઠીમાં વધારે છે, આ બાબતમાં એક વસ્તુ સમજવા જેવી છે. ગુજરાતી, મરાઠી, હિંદી વગેરે ભાષાઓમાં સંસ્કૃતના જેવો વિસર્ગ છે જ નહિ એમ માનવાને હરકત નથી. * દુઃખ જેવા શબ્દમાં તત્સમના નિયમે જ વિસર્ગ મૂકવો પડે છે. ગુજરાતી નિયમે લખવો હોય તો દુક્ખ કે દૂખ લખવો પડે. પણ તત્ત્વતઃ, અતઃ વગેરે વિસર્ગાન્ત શબ્દોનો પ્રયોગ અકારણ છે.

પાંચમું. શબ્દો બનાવવામાં, જાણે-અજાણે, અંગ્રેજી શબ્દનો અક્ષરાર્થ લાવવાનો પ્રયત્ન થઈ જાય છે. કોઈકવાર એ જ શક્ય હોય. પણ એમ જ કરવાનો આગ્રહ ન રાખતાં શબ્દનો કે શબ્દથી દર્શાવાતા પદાર્થનો કંઈક ભાવ આવી જાય એવો ધ્વનિત શબ્દ વધારે સફળ થવા સંભવ છે.

આ બાબતમાં અપંડિત પ્રજા ઘણીવાર વધારે કુશળતા બતાવે છે. આગગાડી, હવાગાડી (હિંદીમાં મોટર માટે), ફટફટી (મધ્યપ્રાંતમાં મોટર–સાઇકલ માટે), પાયગાડી (સાઇકલ), કંટડો (કેન), ચકલી (નળનો ટેપ) આવા શબ્દો છે. એ જ રીતે ટાઇપરાઇટર માટે મુદ્રા-લેખનયંત્ર એવો અક્ષરી અનુવાદ કરવાને બદલે કોઈ મહારાષ્ટ્રીએ સૂચવેલો ટપલેખક શબ્દ વધારે સૂચક છે. એમાં થોડો સુધારો કરીને હું નીચેના શબ્દો સૂચવું છું; જોકે, હવે,

* પણ આ ત્રણે ભાષાઓમાં હકાર શ્રુતિ છે, અને તેનો ઉચ્ચાર વિસર્ગ જેવો છે એમ કહી શકાય. દા. ત. મ્હને, ક્હેવું, ન્હાવું વગેરે શબ્દો મઃને, કેઃવું, નાઃવું, એ રીતે લખ્યા હોય તો ચાલે. જેમ ઇ, ઉ, ઋ લૃમાં અ મળ્યાથી ય, વ, ર, લ થાય છે, તેમ વિસર્ગમાં અ મળ્યાથી હ થાય છે એમ કહી શકાય.

આટલા સમય પછી અંગ્રેજી શબ્દ નીકળી જ જશે એમ માનવું કઠણ છે. Typewrite-ટપ લખવું, ટપકાવવું. (ટપકાવવામાં ટપટપ-ઝડપથી લખી જવું એ ભાવ છે. એવા ધ્વનિથી લખવું એ પણ સૂચવી શકે. આથી એ શબ્દનો વિસ્તાર આ ક્રિયા માટે પણ કરી શકાય.) er-ટપંકળ,-ing-ટપલેખન,-ten (matter) ટપલેખ, ટપલખાણ, typist ટપ-કારકૂન, ટપલેખક વગેરે. Short-hand માટે લઘુલિપિ કે સંકેતલિપિને બદલે ટૂંકાક્ષર અથવા ટૂંકાવણી અને short-hand-writer માટે ટૂંકકારકૂન, ટૂંકાવનાર શબ્દોથી કામ ચાલે. સંદર્ભ અને પરિભાષા એને વિશેષ અર્થ આપે.

છઠ્ઠું. અંગ્રેજીમાં or કે er પ્રત્યય પ્રાણી તેમજ વસ્તુ બન્નેને માટે વપરાય છે. સાધારણ રીતે આપણી ભાષાઓમાં પ્રાણી માટે ક, કર, કાર, ગર, ગાર, નાર, દાર વગેરે અને વસ્તુ માટે ની, ણી, ઉં, યું વગેરે વપરાય છે. આ વિવેક જાળવ્યો હોય તો ઠીક. દા. ત. accumulator, accelerator જેવા વસ્તુવાચક શબ્દો માટે સંગ્રાહક, સંગ્રહકાર, સંઘરનાર અને પ્રવેગકાર વગેરે શબ્દોને બદલે સંઘરું, સંઘરિયું, સંઘરણો-ણું, તથા વેગિયું, સંવેગિયું-યો, સંવેગણી જેવા શબ્દો હોય તો ઠીક. એ જ રીતે, ક્રિયા કરનાર કે વસ્તુ આપનાર માટે 'નાર,' અને ક્રિયાનો ભોગ થનાર કે વસ્તુના લેનાર માટે 'દાર' પ્રત્યય વપરાતો જણાય છે. ધીરનાર, પણ લ્હેણદાર; તથા કાઢનાર, લેનાર, ફેડનાર પણ દેવાદાર. આ વિવેક પણ સાચવવો જોઈએ. એવો જ વિવેક જ્યારે એવો શબ્દ વસ્તુવાચક હોય ત્યારે પણ જાળવી શકાય એમ છે કે નહિ તે જોવું જોઈએ. જેમકે, ફિલ્ટર-ગળણી-ણું, (ફિલ્ટરપેપર-ગાળકાગળ) પણ ફિલ્ટ્રેશન-ગાળ, ગાળણ.

સાતમું. અંકવાચક ઉપસર્ગો પણ સંસ્કૃતને બદલે ગૂજરાતી કે હિંદુસ્તાની વાપરીએ તો ઠીક એમ મને લાગે છે. જેમકે, ચતુષ્કોણને બદલે ચોખૂણિયો; તે જ પ્રમાણે પચખૂણિયો; bisect દુભાગવું; monovalent, bivalent વગેરે માટે એકહથિયું, દુ (વ)હથિયું, તી (ત્રિ) હથિયું, ચોહથિયું, પચહથિયું ઇત્યાદિ. (Valency માટે હાથ શબ્દ વધારે સૂચક લાગે છે. એક તત્ત્વને બીજું તત્ત્વ પકડવા માટે જેટલા હાથ હોય તે એની વેલન્સી. રસાયનનાં તંત્રો—ફોર્મ્યુલાનાં ચિત્રો-દરેક તત્ત્વના હાથો વડે જ દર્શાવાય છે.)

આઠમું. બનતાં સુધી શબ્દો મિતાક્ષરી બનાવવા જોઈએ. લોકોને શબ્દોની ટૂંકાખડી (ટૂંકાક્ષરી—abbreviation) કરવી પડે, તે કરતાં પહેલાંથી જ મિતાક્ષરી શબ્દ તેમને આપ્યો હોય તો સારો. સિનેમા, ફોટો, ટ્રામ, બાઇક વગેરે, જગુ, રમુ, કનુ જેવા લોકોએ ટૂંકાવેલા શબ્દો છે. હવે એ શિષ્ટ બન્યા છે. મૂવી, ટૉકી વગેરે લોકોએ પાડેલાં મિતાક્ષરી નામો છે. જે શબ્દો કેવળ શાસ્ત્રીય ઉપયોગમાં જ વાપરવાના ન હોય, ત્યાં આ વાત ખાસ ધ્યાનમાં રાખવા જેવી છે. નહિ તો એ શબ્દની સફળતા વિષે શંકા જ રહેશે. તે સાથે એ પણ યાદ રાખવું જોઈએ કે કાનને પરિચિત લાગનારો લાંબો શબ્દ અપરિચિત અને વિલિષ્ટ લાગનારા ટૂંકા શબ્દ કરતાં વધારે સફળ થાય. દા. ત. prism માટે ત્રિપાર્શ્વ કરતાં હીરાકાચ વધારે સફળ થાય એમ મને લાગે છે. એ જ રીતે crystal માટે રવો, સકણુ-ણી, સાકરિયા એ સ્ફટિક કરતાં, તેમજ crystalisation માટે સ્ફટિકીકરણ-પતન, ભવન કરતાં રવો પડવો,-પાડવો, સકણુક્રિયા, કણુબાઝણું-ણી; right-handed તથા left-handed માટે દક્ષિણીય અને પ્રતિદક્ષિણીય કરતાં

જમણિયું, સીધહથ્થુ તથા ડાબોડું, ઊંધહથ્થુ વધારે સૂચક અને સહેલા લાગે છે. એ જ રીતે radius માટે અર અથવા ત્રિજ્યા પ્રાચીન હોવા છતાં આરો વધારે પરિચિત લાગનારો છે. એ પરથી બનાવેલા નીચેના શબ્દો કેવા લાગે છે તે જોઈએ, અને કૌંસમાં મૂકેલા શાસ્ત્રીય શબ્દો જોઈએ:




sine—દંડારો (જ્યા)
cosine—મૂળારો (કોટિજ્યા)
tangent—દંડમૂળ (સ્પર્શરેખા ?)
secant—આરમૂળ, ઊમૂળારો (છેદનરેખા)
cosecant—આરદંડ, ઊદંડ (કોટિચ્છેદનરેખા)
cotangent—મૂળદંડ, ઊદંડમૂળ (કોટિસ્પર્શરેખા)

(આ શબ્દોમાં આવતો રેખા શબ્દ ઠીક છે શું? મને લાગે છે કે અહીં ભૂમિતિના tangent અને ત્રિકોણમિતિના tangent વચ્ચે ઘોટાળો થયેલો છે. એ જ પ્રમાણે છેદન-રેખા શબ્દમાં ત્રિકોણમિતિના આ શબ્દો પ્રમાણદર્શક આંકડા છે, રેખાઓ નથી, એ મારો ખ્યાલ શું ભૂલભરેલો છે?

૧=આર હોય ત્યાં ત્રિકોણમિતિના tangentનું પ્રમાણ સ્પર્શરેખાની લંબાઈ જેટલું હોય, માટે એને tangent નામ અપાયું છે એ સમજી શકાય એમ છે. છતાં એ પ્રમાણને સ્પર્શરેખા નામ આપવું બરાબર લાગતું નથી. ભૂમિતિના tangent માટે તીર કે બાણ વધારે સૂચક નહિ?)

આ વિચારો જેમ સૂઝતા ગયા તેમ લખ્યા છે. એનો સંપૂર્ણ વિચાર કરી લીધો છે એમ ન કહેવાય. એનો ઉદ્દેશ આપણે પરિભાષા બનાવવામાં જે ચીલે આજસુધી ચાલ્યા છીએ તે ઠીક છે કે કેમ એ પર વિદ્વાનોના વિચાર જાણવાનો છે.

પ્રસ્તુત પુસ્તક વિષે કેટલીક ઝીણી બાબતો શ્રી. શાહને મેં અંગત પત્રથી જણાવી છે. અહીં કેટલીક સર્વને ઉપયોગી સૂચનાઓ જ કરું છું:

(૧) કેટલાક શબ્દોની પરિભાષા આપવા ઉપરાંત તેની સમજૂતી પણ આપવી જોઈએ. જેમકે,

abductor muscle—બહિર્નયિની પેશી;
abreaction—અનનુભૂત ઊર્મિમોક્ષ;
brachysterus—લઘુપત્રી;
brachycephalus—લઘુશીર્ષક વગેરે શબ્દો તેના અર્થ વિના સમજી શકાય એવા નથી.

(૨) કયો શબ્દ કયા શાસ્ત્રને લગતો છે, તેમજ કયા શાસ્ત્રમાં તે કયા અર્થમાં વપરાય છે, તે જણાવ્યું હોય તો ઠીક. કેટલાક શબ્દો જુદાં જુદાં શાસ્ત્રોમાં જુદા જુદા અર્થોમાં વપરાય છે, તે માટે આ જરૂરી છે. દા. ત. deduction—(ગણિત) બાદબાકી, (ભૂમિતિ) ઉપસિદ્ધાંત, (તર્ક) અનુમાન; reduction—(ગણિત) ઉતરતી માંજણી; (રસાયન) તત્ત્વ ઓછું કરવું; (વેપાર) ભાવઘટાડો; direction—(ભૂગોળ) દિશા, (વ્યવહાર) સૂચના, હુકમ; (રંગભૂમિ) દોરવણી, ઇત્યાદિ.

(૩) બનતાં સુધી અનેક શબ્દો ન સૂચવવા; જ્યાં એ જ સલામત માર્ગ હોય ત્યાં, કમમાં કમ, સારામાં સારો લગનો શબ્દ પહેલો તથા ભારે અક્ષરે મૂકવો.

(૪) એક મૂળ પરથી અનેક શબ્દો બનતા હોય તો દરેકમાં તે જ મૂળ બનતાં સુધી સાચવવું: જેમકે acceleration—વેગવર્ધન કર્યા બાદ accelerator—પ્રવેગકાર કરવું બરાબર નથી; વેગવર્ધક જ ઠીક.

(૫) આખા કોશની નીચે પ્રમાણે પેટાયાદીઓ આપી શકાય તો સારું:

૧. શુદ્ધ કે અશુદ્ધ રૂપમાં સ્વીકારેલા અંગ્રેજી કે ઇન્ટરનૅશનલ શબ્દોની.
૨. અર્થના ફેરફાર વિના પ્રાચીન શાસ્ત્રોમાંથી લીધેલા શબ્દોની.
૩. રાષ્ટ્રભાષાને સમરૂપ કે થોડા ફેરફારવાળા શબ્દોની.
૪. દેશની કોઈ વર્તમાન ભાષામાંથી લીધેલા શબ્દોની. જેમકે, મરાઠી લવચિક—flexible, pliable; હિંદી હોનહાર—promising.
૫. પ્રચારમાં આવી ચૂકેલા.
૬. નવા બનાવેલા.
૭. પાઈ, રો, સિગ્મા, થેટા જેવા પારિભાષિક અર્થ પામેલા ગ્રીક મૂળાક્ષરોની.
૮. +, —, →, વગેરે વિવિધ સંજ્ઞાઓની.

આ બધું વિચાર્યા છતાં એક મહત્ત્વનો પ્રશ્ન વિચારવાનો રહે છે. પારિભાષિક શબ્દ-કોશની પરિભાષાના શબ્દોનો અમલ કરાવવામાં કેટલી મદદ થશે? જુદાં જુદાં શાસ્ત્રો પર પ્રથમ પુસ્તકો રચાય અને તેના લેખકો જે પરિભાષા પ્રચલિત કરે તે કે કોશકારો સૂચવે તે શબ્દો વપરાવાનો સંભવ વધારે છે? ઘણીવાર એવું બનવાનો સંભવ છે કે કોશના શબ્દો પુસ્તક-લેખકો વાપરે જ નહિ, કારણ કે એ વાપરવાને તે બંધાયેલા નથી. આથી, વિજ્ઞાન-વેત્તાઓ કેવળ પરિભાષા રચવા માટે જ મહેનત કરે તે કરતાં પોતપોતાનાં શાસ્ત્રનાં નાનાં મોટાં લોકશિક્ષણ કે શાળાશિક્ષણ માટે ઉપયોગી થાય તેવાં પુસ્તકો તૈયાર કરે, અને તેમાં અંતે પોતે યોજેલા શબ્દોની યાદી પણ આપે, અને તે શ્રી. પોપટલાલભાઈની સમિતિને મોકલાવે તો તે વધારે ઠીક નહિ શું? જેને પોતાના શાસ્ત્રની તાલીમ છે, પણ પરિભાષા નિર્માણ કરવાની શક્તિ વિષે સંદેહ છે, તેઓ આવી સમિતિની પોતાને જોઈતા શબ્દો માટે સલાહ લે, તો આ સમિતિને પણ ચોક્કસ શબ્દ સૂચવવામાં વધારે સુગમતા મળે એમ મને લાગે છે. તે પ્રયત્નોને પરિણામે જે પારિભાષિક શબ્દકોશ નિર્માણ થશે, તે વિષે ઓછામાં ઓછી એટલી ખાત્રી તો રહેશે જ કે એ શબ્દો કોઈકે પણ વાપર્યા છે.

શ્રી શાહ તથા શ્રી પટવાને આ કોશને તૈયાર કરવામાં કેટલો શ્રમ પડ્યો હશે તેની કદર તો જેણે આવું વૈતરું કર્યું છે તે જ કરી શકે. એ માટે બન્નેને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

## પૂરવણી

૧. પારિભાષિક શબ્દો જેમ બને તેમ સરળ રાખવા. ભાષાશાસ્ત્ર, વ્યુત્પત્તિશાસ્ત્ર અને ભાષાશુદ્ધિ કરતાં સુગમતા અને સરળતા ઉપર વધારે ભાર મૂકવો આવશ્યક છે. દા. ત., કારીગર વર્ગમાં હથિયારો, ઓજારો અને સાંચાકામ માટે પ્રચલિત થઈ ગયેલા શબ્દો અશિષ્ટ ગણાતા હોવા છતાં પણ વધારે સફળ અને ઉપયોગી હોય છે.

૨. વિદેશી ભાષાના શબ્દો પ્રચલિત થયા હોય તેને ફેરવવાનો પ્રયત્ન ન કરવો. દા. ત., સ્ટેશન, ઇસ્પીતાલ, દૂરબીન, માસ્તર, સીગ્નલ, મોટર, પંપ વગેરે.

૩. વિદેશી ભાષાના શબ્દો પ્રચલિત ન થયા હોય પણ પ્રચલિત થવા દેવામાં ખાસ વાંધો ન હોય, બીજા કોઈ નિયમનો વાંધો ન આવતો હોય તેને પ્રચલિત થવા દેવા. દા. ત., ઍશપીટ, કંપાસ, કૉલર, પાઇપ, ગેજ, પ્લેન, પંચ, લાઇન વગેરે. પરંતુ વધારે સરળ અને સૂચક દેશી શબ્દો બની શકે તો તે બનાવવા માટે સંકોચ ન હોવો જોઈએ. દા. ત. આગગાડી, વિમાન, ઢંઢેરો.

૪. વિદેશી શબ્દોનાં તદ્ભવ અને તત્સવ એમ બે રૂપો હોય અને બીજા નિયમોને બાધ ન આવે તેમ હોય તો તેમાંથી વધારે સરળ રૂપને પસંદગી આપવી. દા. ત., હોસ્પીટલ–ઇસ્પીતાલ; બોઇલર–બાઇલર; વૉશર–વાઇસર; એંજીન–ઇજીન; એંજીનીયર—ઈજનેર.

૫. વસ્તુવાચક કે નામવાચક શબ્દોનો તરજૂમો કરવો નહિ. પરંતુ અંગ્રેજીમાંથી લેવા. દા. ત. હાઇડ્રોજન માટે આર્દ્રવાયુ કે નાઇટ્રોજન માટે નેત્રિલ એવા પ્રયોગો ન કરવા.

૬. ક્રિયાપદ કે ક્રિયાવાચક નામોને માટે નવા શબ્દો સંસ્કૃત, ફારસી કે ઉર્દુ (અરબી ?) માંથી યોજવા. દા. ત. ઍટ્રેક્શન–આકર્ષણ; રીપલ્શન–અપાકર્ષણ; રીફ્લેક્શન–પરાવર્તન.

૭. હિંદના બીજા પ્રાન્તોની ભાષા સાથે સામ્ય સાધવાનો બનતો પ્રયત્ન કરવો. પરંતુ, ગુજરાતી ભાષાની સ્વતંત્ર વૃદ્ધિમાં બાધ આવવા ન દેવો.

૮. રાસાયનિક તત્ત્વો અને સંજ્ઞાઓનાં નામ આન્તર રાષ્ટ્રીય સમિતિએ અંગ્રેજીમાં નક્કી કરેલાં રૂપમાંથી જરાયે ફેરફાર કર્યા વિના વાપરવાં. દા. ત. હાઇડ્રોજન $H$; ઑક્સીજન $O$; પાણી $H_2O$; મોરથુથુનું વૈજ્ઞાનિક નામ કૉપર સલ્ફેટ અને તેની સંજ્ઞા $CuSO_4$.

૯. તેવીજ રીતે વનસ્પતિઓનાં, પ્રાણીઓનાં અને શરીરના અવયવો વગેરેનાં નામ લેટીન કે અંગ્રેજી ભાષાના જે શબ્દો અંગ્રેજીમાં રૂઢ હોય તે જ લેવા. દા. ત. સિંહનું નામ ફેલીસ લીઓ, બિલાડીનું વૈજ્ઞાનિક નામ ફેલીસ ડોમેસ્ટીકા; તુલસીનું વૈજ્ઞાનિક નામ ઓસાઇમમ્ સંક્ટમ્.

૧૦. નવા શબ્દો યોજવામાં શબ્દનો મૂળ અને હાલનો અર્થ બંને સમજવા જોઈએ. દા. ત., ઑર્ગેનિક કેમિસ્ટ્રીને માટે સેંદ્રિય રસાયન એ શબ્દો હાસ્યાસ્પદ છે. કાર્બન રસાયન વધારે સુવાચ્ય અને યોગ્ય છે.

૧૧. હાલમાં થોડાં વર્ષ સુધી એક કરતાં વધારે પર્યાય શબ્દો યોજવા; અનુભવ પછી અમુક શબ્દો રૂઢ થશે, અને બાકીનાનો ત્યાગ કરવામાં આવશે.

——o——

## આનંદ છે

'સ્વપ્નસ્થ'

આનંદ છે! આનંદ છે! આનંદ છે!
પ્રાતઃસ્મિતે દગ ચોળતાં
જૂનો છતાં નિત નવ સુધા સુખ કનકસૂર્ય વિલોકતાં

પ્રતિબિમ્બ જાણે પારદર્શક જલ મહીં આવી પડયાં
એવી હસે ઉર, આદિની અકલિત પિછાનો નિમ્નમાં,

ત્યારે—ઉભેલાં આ મકાનો
ઉકરડા ખૂની દુકાનો
માંહિ નિશદિન ભટકતાં
દગ હ્રદય ને જીવન વિષે હજુ કૈંક તો આનંદ છે!

આનંદ છે આ વાદળી આકાશ નીચે
થોડી ધરા ખુલ્લી પડી
શુચિ શ્વાસ લેવા મુક્ત શાંત હવા તણા
જ્યારે મળે ત્યારે, હજારો ગંદકી શ્હેરો તણી
દમદમ ભરી તે વિસરવા
આનંદ છે! આનંદ છે! આનંદ છે!

આનંદ છે કૂવા કિનારે કોસના કિચુકારમાં
મીઠાં ખળકતાં જળ ઝગે શુચિ રેલમાં જીવન સમાં
નિર્મમ જતી શ્રદ્ધા તણાં સુખ પાન પીને મલકતાં
બેચાર આંસુ આંખની ચાવી ઉઘાડી નળ સમી
થોડાં ગલુત્રીબાજ ટીપાં વ્યર્થતા પર રેડવા
નિઃસીમ કો ખેદે ભર્યો આનંદ છે!

આનંદ છે હજુ ટાઢમાં કે તાપમાં
વર્ષા તણી અવિરામ તીણી ધારમાં
આ કાચની પેટી સમાં કૈં કૈં મકાને સાચવ્યું
ભાંગી જતું ના આ શરીર અચિંત્ય રોગોદ્‌ઘાતથી;
ને બોરડીનાં બોર લેવા, આંબલીના કાતરા
વા છેક ટોચે જૈ વડોના લાલ ટેટા ચાખતાં
અમ પૂર્વજોનાં અનુકરણની કલ્પનામાં રાચતાં
ખિન્ન કો અતિ ખિન્ન જૂકો તોય તે આનંદ છે!

આનંદ છે રે જ્યાં લગી ઉદરે જલે—
કૈં કૈં ગુજાર્યા અન્નના વિધવિધ રસો કેરા પ્રયોગો
તોય—રોજ ક્ષુધાગ્નિઃ રે આનંદ છે!

આનંદ છે રે જ્યાં સુધી
જીવી જશું જીવન તહીં લગ
હારવા આ માનવી જીવન સ્વભાવ મથ્યા છતાંઃ—
આ બંધ મ્હેલાતો થકી નાની અજાણ અટારિયે
મેળે જ કુદરત કૈંક જૂનાં ગીત ગાતી વહીં જતી
આનંદ છે ત્યાં નિત્ય આ નીરસ થનારા—
—માનવી સંઘો અને દેશો તણા
—વ્યવહારમાંયે સફળ જીવન લેખવા—
—આનંદ છે!

આનંદ છે! આનંદ છે! આનંદ છે!

# માતા, મંજુલા અને અનિલ

ગુલાબદાસ બ્રોકર

જ્યારથી ચાર વર્ષના અનિલે જોયું કે તેની સવાબે વર્ષની બહેન મંજુલા ઉપર તેની માતા વધુ ને વધુ હેત ઢોળતી જાય છે અને પોતાનો ભાવ પેલી કરતાં ઓછો પૂછાય છે, ત્યારથી એને મંજુલા પ્રત્યે છૂપોછૂપો તિરસ્કાર રહેવા લાગ્યો. અત્યારસુધી માતાના સ્નેહનું કેન્દ્રસ્થાન અનિલે પોતાને કલ્પ્યું હતું. તેમાં ભાગ પડાવવા આ મંજુલી આવી તે તેને જરાયે ગમ્યું તો નહોતું, પણ તો યે પોતાનું માનપાન એટલું જ જળવાતું હોવાથી તેને મંજુલા ખાસ વાંધાયોગ્ય નહોતી લાગી. પણ હમણાં થોડા વખતથી બાની બધી વર્તણૂક બદલાઈ ગઈ હતી. પહેલાં તો પોતે રડતો હોય તો બા ગમે તે કામ મૂકી તેની પાસે દોડી આવતી અને તેને શાંત રાખવા ખૂબ ખૂબ મહેનત કરતી. બાનું વહાલ પોતા ઉપર વધારે ઢળે અને પોતે એની સમજાવટ પતાવટનો વધારે વાર લાભ લઈ શકે એટલા ખાતર જરા કજિયો લંબાવવામાં પણ ત્યારે અનિલને મઝા આવતી. પણ હમણાં હમણાં તો પોતાને ગમે એટલું દુઃખ થયું હોય અને પોતે રોતો હોય છતાં મંજુલાનો જરાપણ રડવાનો અવાજ સાંભળી બા પોતાને મનાવવો મૂકી તેની પાસે દોડી જતી. અનિલને એથી બહુ દુઃખ થતું અને બાને આકર્ષવા તે જરા વધારે જોરથી રડતો રહેતો તો બા એકદમ ખીજાઈ જતી, અને મંજુલાને થાબડતી થાબડતી છાની રાખતી તે પોતા પાસે આવી આંખો કાઢી તેને છાનો રહેવા સમજાવતી. હવે તો બા પોતાને વહાલ કરશે એમ જાણી પોતે જરા વધારે સૂર કાઢે તો બા મનાવવાને બદલે સામો ટપલો મારી લેતી. એ બધું જોઈ મંજુલાને જો વધારે રડવું આવી જાય તો બા તેને ગોદમાં દાબી, બચી લઈ, તેને રમાડતી રમાડતી દૂર ચાલી જતી. અનિલ ઈર્ષ્યાભરી આંખે એ બધું જોઈ રહેતો. પોતાના મનમાં અને પોતા તરફના માતાના સ્નેહમાં આવડો મોટો ભાગ પડાવનાર એ રાંડ મંજુલીનો ટોટો પીસી નાખવાનું તેને ઘણી યે વાર મન થતું.

અને અનિલની એ ઈર્ષ્યા વિધવિધ સ્વરૂપે પ્રકટ થતી દેખાઈ આવતી. લાગ મળ્યે, કોઈ ન દેખતું હોય ત્યારે, તે મંજુલાને ટાપલી મારવાનું કે ચીટિયો ભરી લેવાનું ચૂકતો નહિ. તેની સામે વિધવિધ પ્રકારના ચાળા કરી અને મોંના આકારો બદલી તેને ભય પમાડવો એ અનિલના જીવનની મોજ હતી. મંજુલા કંઈ ઢોળે કે ફોડે કે તરત જ તેની ફરિયાદ કરવાનું અનિલ ચૂકતો નહિ.

જેમ જેમ વર્ષો જવાં લાગ્યાં તેમ તેમ માતાનો પ્રેમ મંજુલા તરફ વધુ ને વધુ ઢળતો ગયો; તેમ તેમ મંજુલા પ્રત્યેનાં અનિલનાં ઈર્ષ્યા અને તિરસ્કાર વધુ ને વધુ વધતાં ગયાં.

આમ તો દરેક માતાને પુત્ર-પુત્રી બન્ને પ્રત્યે સરખું જ વહાલ હોય અને અનિલ મંજુલાની માતા મણિને પણ તે બન્ને સરખાં જ હતાં. અત્યાર સુધી તેમને બન્ને

સરખી જ રીતે તેણે ઊછેર્યાં હતાં અને બન્નેમાંથી એકે તરફ ખાસ પક્ષપાત દેખાડ્યો નહોતો. પણ જ્યારે મંજુલા બે વર્ષ પસાર કરી ગઈ અને એક મોટી માંદગીમાંથી માંડમાંડ બચી ગઈ ત્યારે મણિને ગંગા નહાયાં હોય તેવું લાગ્યું. મંજુલા સાવ સારી થઈ ગઈ ત્યારે એક વાર તેની સાસુએ મણિને એક વાત કરી અને ત્યારથી જ અનિલના કમભાગ્યની શરૂઆત થઈ ચૂકી. સાસુએ પણ જોયું કે તાત્કાલિક ભય ગયો છે એટલે આ અતિ અગત્યના સમાચાર મણિને આપવામાં વાંધો નહોતો.

મંજુલા જન્મી ત્યારે તેના જન્માક્ષર કરાવવા જોષી પાસે તેનાં દાદી ગયાં હતાં. ત્યાં જોષીએ તેમને પુત્રને ઘેર પથ્થર જન્મવાથી જે નિરાશા થઈ હતી તેમાં દુઃખ ઉમેરાય તેવું ભવિષ્ય ભાખ્યું હતું. આ પુત્રી જો જીવી જાય તો તો બહુ મોટે ઘેર જાય અને બહુ જ સુખી રહે અને માતાપિતાને પણ સુખી કરે તેવો જોષી મહારાજનો મત હતો. પણ એ બધું તો એ જીવી જાય તો બને ના ? એના નસીબમાં બીજે વર્ષે અને દસમે વર્ષે એવડી મોટી ઘાત હતી કે તે વટાવવી તેને માટે બહુ મુસ્કેલ હતી.

" હજી કદાચ બીજે વર્ષે તો બચી જાય," જોષી મહારાજે આંગળીના વેઢા ઉપર ગણતરી ગણતાં ગણતાં કહ્યું હતું, " પણ દશમું વર્ષ તો ખરેખર ભારી છે." અને તેમની મુખમુદ્રા પણ એ વખતે ખરેખર ગંભીર થઈ ગઈ હતી.

ત્યારે મણિની તબિયત તદ્દન અસ્વસ્થ રહેતી અને એ સ્થિતિમાં આવા ખરાબ સમાચાર તેની સાસુ તેને સંભળાવવા નહોતા માગતાં. તેમણે મંજુલાના સારા ભાવિની વાત કરી હતી, પણ તેના આગામી મૃત્યુ વિષે તે ચૂપ રહ્યાં હતાં. જ્યારે બીજું વર્ષ તેને પૂરું થવા આવ્યું અને અકસ્માતથી કે ગમે તેમ મંજુલાને સખત માંદગી આવી ત્યારે દાદીમાને થયું કે હવે તો પૌત્રી ગુમાવવાનાં જ. પણ તે માંદગી વટાવીને જ્યારે મંજુલા હસતી, રમતી, ઘરમાં ફરવા લાગી ત્યારે બે બે વર્ષ સુધી પેટમાં રાખેલી વાત ડોસીમાના મુખદ્વારા બહાર નીકળવા ઉતાવળ કરવા લાગી. અને એક દિવસ તો અત્યંત ગંભીરતાથી મણિને તેમણે જોષીએ કહેલી વાત કરી પણ દીધી.

નજીકમાં જ વીતી ગયેલી માંદગીએ જોષીના શબ્દોમાં મણિને પુષ્કળ વિશ્વાસ પેદા કરાવ્યો. હાથમાંથી સરી ગયેલી પુત્રી પાછી પોતાને સાંપડી હોય તેવું તેને લાગ્યું. નવીન પ્રેમના ઉમળકાથી આ વાત સાંભળ્યા પછી તરત જ તેણે મંજુલાને પોતાના હાથમાં ઊંચી ઉછાળી પાછી પોતાના હૃદય સાથે દાબી દીધી.

પણ હજી કંઈ કહેવાય નહિ. મુસાફરીનો વધુ મુશ્કેલીભર્યો ભાગ તો હજી હવે આવવાનો હતો. જોષીના કહ્યા પ્રમાણે બીજે વર્ષે તો બચી જવા સંભવ હતો, પણ દસમું વર્ષ વધારે ભયંકર હતું. ત્યારે મંજુલાને બચવાનો સંભવ હોય તો પણ ઘણો જ ઓછો. મણિને તો ચોક્કસ ખાતરી જ હતી કે પોતાની આવી સરસ દીકરીને તે દસ વર્ષની થતાં પોતે ગુમાવવાની જ. અને તેથી એટલાં વર્ષો દરમિયાનનો તેનો જીવનપ્રવાહ એકદમ શાંત, સરસ, સુખી રાખવા મણિ પોતાથી બનતું કરવા લાગી. મંજુ જરાપણ રડે નહિ, તેને કોઈપણ રીતે કોઈ તરફથી જરાપણ દુઃખ ન થઈ જાય, એ બધી વસ્તુઓની મણિને ખાસ ચીવટ રહેવા લાગી. અને કુદરતી જ એક તરફ ઢળેલી ખાસ કાળજી બીજા તરફ જરા ઓછી બની ગઈ.

પણ તેથી એમ નથી સમજવાનું કે મંજુલા કરતાં અનિલ મણિને જરાપણુ ઓછો વહાલો હતો. તેના તરફ આ મંજુલાને અંગે પોતે પૂરેપૂરું ધ્યાન નથી આપી શકતી તેમ તેને ઘણીવાર લાગતું અને ઘણીવાર તેનું તેને દુઃખ પણ થતું. અનિલ રાતે સૂઈ ગયો હોય ત્યારે ઘણી વખત તેને માથે હાથ ફેરવી વહાલભર્યાં નેત્રે મણિ તેની સામે જોઈ રહેતી. ઘણીવાર સ્નેહથી તેને તે ઊંઘતો હોય ત્યારે મણિ ચુંબન પણ કરતી. અનિલ પથારીમાં પડ્યો પડ્યો ઊંઘવાની તૈયારી કરતો હોય ત્યારે તેની બાજુમાં સૂતેલી માતા કોઈ કોઈવાર તેને શરીરે વહાલથી હાથ ફેરવતી અને તે અપાર સુખ અનુભવતો. પણ બીજી જ બાજુ સૂતેલી મંજુલા જરા પણ સળવળે કે તરત જ મણિ તે બાજુ ફરી જતી અને અનિલના દુઃખનો પાર રહેતો નહિ. તે ઈર્ષ્યાથી—પોતે પણ ન સમજી શકતો એવી ઈર્ષ્યાથી—સળગી ઊઠતો. મંજુલાને સ્વસ્થ કરી જ્યારે માતા ફરી પાછી પોતા તરફ ફરે અને તેને ડિલે હાથ ફેરવવા માંડે ત્યારે અનિલ ખીજાઈ જઈ રડી પડતો. તે કહેતો:

"જરાક ઊંઘ આવે છે ત્યાં ઊંઘવા પણ દેતી નથી !"

પોતાના સ્નેહનો આવો ખરાબ પ્રત્યુત્તર મણિને અનિલની વધતી જતી ઉદ્ધતાઈના ચિન્હ જેવો લાગતો અને તે પડખું ફેરવી સૂઈ જતી. અનિલને માંડ ઊંઘ આવતી.

* * *

મંજુલા પાંચ વર્ષની થઈ હતી, અનિલ સાત વર્ષનો. શરીરમાં મંજુલા ઠીકઠીક ભરાઈ હતી. માતાની સતત ચાડ તેના અંગેઅંગમાં, રૂપરંગમાં, બધામાં દેખાઈ આવતી. અને એ ચાડને અંગે તે શોખીન પણ એવી બની હતી કે જેવી તેવી કોઈ પણ ચીજ તેને ચાલતી નહિ. નવાંનવાં ફ્રૉક પહેરવાં તેને વધારે ગમતાં, બેવડા ચોટલા વળાવવા માટે ખાસ તેની માશીને ત્યાં અઠવાડિયે એકવાર તે જઈ આવતી, અને તેને માટે ખાસ માઈસોરના મોંઘા રેશમના કરાવેલાં ચણિયો પોલકું તે પહેરતી ત્યારે તો મણિની આંખોમાં હેત ઉભરાઈ આવતું. તે હસતી ત્યારે તેના ગાલમાં ખાડા પડતા અને તેના સુપ્રમાણ દાંત તે હાસ્યને અતિમધુર બનાવતા. એવે વખતે જ્યારે બધાં તેને વહાલ કરવા મથતાં હોય ત્યારે તે વિજયભરી આંખે સૂકાપાતળા અનિલ સામે જોઈ રહેતી.

ચાડવાડમાં કૈં મણિ અનિલ તરફ બેદરકારી નહોતી બતાવતી. ખાવાપીવાનું બન્ને બાળકોને સરખું જ પૌષ્ટિક મળતું. કપડાંલત્તામાં પણ અનિલ તરફ કૈં બેદરકારી બતાવાતી નહોતી; અલબત્ત મંજુલા છોકરી હોઈ તેનું કપડાંનું ખરચ વધારે આવતું. પણ અનિલ શરીર સારું બનાવી નહોતો શક્યો. તેની મંજુલા પ્રત્યેની ઈર્ષ્યા અને માતાનો પોતા તરફ માની લીધેલો પ્રેમનો અભાવ તેના શરીરમાં ઝાઝું લોહીમાંસ પેદા થવા દેતાં જ નહોતાં. સુકલકડી જેવો, એકલો એકલો, મેલાઘેલા જેવો, તે ગમે તેમ રખડયા કરતો. તેના જાગૃત કે અજાગૃત મનમાં પડેલા ગમે તે સંસ્કારો તેને કપડાં અને દેખાવ વિષે બેદરકાર રહેવા જ પ્રેરતા. માતાના મંજુલા પ્રત્યેના પ્રેમનું એ રીતે તે વેર લેતો હતો એમ તેને લાગતું હોય તો યે કોને ખબર છે ?

અને ગમે તેટલી મહેનત કરવા છતાં હમેશાં ઢંગધડા વિનાના રહેનાર આ છોકરા ઉપર

મણિને ઘણીવાર રોષ ચડતો. એની સામે જ ઉભેલી સફાઈદાર ઢીંગલી જેવી લાગતી મંજુલાને જોઈ તે ઘણીવાર ઉપદેશ આપતીઃ

"તું તો સાવ જંગલી જેવો જ છે. કપડાંલત્તાં, વાળબાળનાં તારાં તો કૈં ઠેકાણાં જ નહિ. આ મંજુ જોને! તારા કરતાં કેટલી નાની છે છતાં કેટલી સાફ રહે છે? મારું પેટ ઠારે એવી દીકરી છે."

અનિલ તિરસ્કારથી મંજુલા તરફ જોઈ એવે વખતે મૂંગો રહેતો. એનું મૌન માતાને અસહ્ય બનતું. અને એની નાલાયકીના અને મંજુલાની સફાઈના અનેક શબ્દો મણિના મોંએથી અનિલને સાંભળવા પડતા.

એ બધાથી મંજુલા અનિલને મન વધારે ને વધારે અણગમતી, દુશ્મન જેવી, કાળરૂપ બનતી જતી હતી.

પણ એકલા અનિલને જ મંજુલા તરફ વિરોધ હતો એવું હતું નહિ. મંજુલાને કૈં અનિલ ખાસ પ્રિય નહોતો લાગતો. પોતાને વારેવારે હેરાન કરનાર અનિલ ઉપર તેને અત્યંત ચીડ હતી. આવો ગંદો ભાઈ તેને ગમતો જ નહિ. પણ તેના અનિલ પ્રત્યેના તિરસ્કારમાં અને અનિલના તેના પ્રત્યેના તિરસ્કારમાં મોટો ભેદ હતો. અનિલનો મંજુલા પ્રત્યેનો તિરસ્કાર નિર્બળનો સબળ પ્રત્યેનો તિરસ્કાર હતો; જ્યારે મંજુલાનો અનિલ પ્રત્યેનો તિરસ્કાર તો વિજેતાનો જીતેલા પ્રત્યેનો તિરસ્કાર હતો. એ તિરસ્કારમાં રહેલો મૂંગો દંશ અનિલની છાતી વીંધી આરપાર નીકળી જતો.

અનિલ મોટો થતો ગયો તેમ તેના તરફથી મંજુલાની સતામણી પણ વધતી ગઈ. મંજુલા ઘણીવાર બા પાસે ફરિયાદ કરતીઃ

"આ અનિલ જોની! મને હેરાન કરે છે."

અનિલ માર ખાવાનો પ્રસંગ નજીક આવ્યો સમજી, દોડીને ક્યાંક ભાગી જતો. પાછો આવતો ત્યારે કૈં ને કૈં બહાનું કાઢી રોતો રોતો આવતો, જેથી પેલી વાતનો ઠપકો પોતાને ન મળે.

પણ એમ તો શાંત દેખાતી મંજુલા પણ શાંત તો નહોતી જ. અનિલના ભમરડા વગેરેનો કબજો જ્યારે બા આજુબાજુ ક્યાંય દેખાતી ન હોય ત્યારે તે લઈને બેસતી. અનિલ તરત જ તેની પાસેથી પોતાની ચીજ ઝૂંટવી લેતો. જરા ખેંચાખેંચી ચાલતાં મંજુલા જોરથી રડવા માંડતી. બા ક્યાંકથી પણ દોડી આવતી. તકરારનું કારણ જાણતાં તે અનિલને ખીજાતીઃ

"એક તારા ભમરડાને બિચારી અડી તેમાં તેને મારે છે! શરમા જરા શરમા! સાવ કૂતરા જેવો થઈ ગયો છે તે!"

અને મંજુને તે કહેતીઃ

"ચાલ બહેન ચાલ! ઈ તને સુખે નહિ જીવવા દે. ઈ તારા જીવનો વેરી છે." વગેરે વગેરે.

અનિલ ફરિયાદ કરે કે બા આગળ વહાલી લાગવા અને વાંક વિનાની ગણાવા મંજુલા આ બધાં કારસ્થાનો કરતી હતી તો કોઈ તેનું માનતું નહિ.

*  *  *

વધારે ધમાલ તો મંજુલા પણ ભણવા જવા લાગી ત્યારપછી શરૂ થઈ. એમ તો એ ભણવા બેઠી એ પહેલાં પણ જરાતરા ધમાલ તો થતી જ. પણ પછીથી તો એ ખૂબ જ વધી ગઈ. પહેલાં તો કૈંક આ પ્રમાણે થતું: અનિલ વાંચવા બેઠો હોય અને શબ્દો ગોખતો હોય ત્યારે હસી હસીને મોટેથી મંજુલા રમવા લાગે. બીજા ઓરડામાં બાપુ અને એમના મિત્રો મોટેથી વાતો કરતા હોય. શબ્દો બરોબર આવડતા ન હોય અને ગોખતાં કંટાળો આવતો હોય. અનિલનો બધો ક્રોધ મંજુલા ઉપર ઊતરે:

"આઘી મરીને ચૂપ રહેની? માથું ખાઈ જાય છે તે!" અનિલ બૂમ પાડી ઊઠે.

"બા, હું રમું છું તો અનિલ ખીજાય છે" રોવા જેવું મોઢું કરી મંજુલા બા પાસે ફરિયાદ કરે.

"ઠોઠ નિશાળીઆને વતરણા ઝાઝા. નાનું છોકરું રમે નહિ તો શું કરે?" બા અનિલને કહે.

અનિલ પાછો ગોખવામાં ગૂંથાય. મંજુલાનું હાસ્ય વધારે મર્માળુ, વધારે સચોટ, વધારે વિસ્તરેલું બની જાય. આંખોની ઝાળથી જ જો કોઈ બળી જતું હોય તો મંજુલા તરત જ બળી ભસ્મ થઈ જાય એવી ઝાળ આંખમાં ભરી અનિલ એની સામું જોઈ રહે. અને નિશાળમાંથી ખરાબ અહેવાલ આવતાં બા બાપુ તરફથી ઠપકો તો તેને જ મળે.

પણ તો યે એમાં કૈંક રાહત હતી. કોઈક વાર બા ન હોય ત્યારે મંજુલા અવાજ કરતી હોય તો અનિલ એને એકાદ લપડાક લગાવી કાઢતો. જો કે એને અંગે પોતાને બેચાર ટાપલીઓ ખાવી પડતી. પણ અંતે બા એવે સમયે, અનિલને ખીજાતી ખીજાતી મંજુલાને એના ઓરડામાંથી દૂર લઈ જતી.

મંજુલા ભણતાં શીખી ત્યારથી અનિલની મૂંઝવણ અને તેનો ગુસ્સો અનેક ઘણાં વધી ગયાં. ક–ખ–ગ–કૂ–ત–રો–આ–વે–છે વગેરે ગણગણાટ અનિલના ઓરડામાં અનિલ પાસે જ બેસી મંજુલા ફેલાવવા લાગી. અનિલ દાખલામાં કાચો હતો અને જ્યારે તે દાખલા ગણતો હોય ત્યારે જ કોણ જાણે કેમ મંજુલાને પોતાનું લેસન કરવાનું સૂઝતું. અનિલ મંજુલાને ધમકાવે તો તરત જ તેને સાંભળવું પડતું:

"એ એમ નહિ ચાલે! તું કૈં પંડિત થઈ ગયો નથી કે કોઈ બોલે તો કામ ન થાય. મોટો શાહજાદો થયો છે તે! એમ તો બિચારી છોકરી ભણી કેમ શકશે? ને કૈં તું બાદશાહ નથી કે તારે માટે નવો ઓરડો કરાવી આપીએ, જેમાં તું એકલો જ ભણી શકે. માબાપને તો બેય સરખાં."

અને

"આવ મંજુ, તું અહીં આવ બેટા! ઈ તો ભણશે પણ નહિ, અને તને ભણવા પણ નહિ દેય. બોલ જોઉં, આજે શું શીખી?"

એમ ને એમ અનિલની લંબાઈ વધે, ઉમર વધે, હાડકાં વધે, પણ વજન વધે નહિ. એ બધું તેના દાધારીંગાપણાને આભારી છે એમ એનું શરીર જોઈ દુ:ખ પામતી પામતી મણિ તેને કહે અને સ્વભાવ સુધારવા તેને હજાર જાતની શિખામણ આપે. તે દિવસ પેદા થયેલું બે તોલા લોહી તો એ શિખામણોના અગ્નિ નીચે સેકાઈ જાય.

* * *

જે માતૃત્વનું અમી અનિલે પોતે ચારેક વર્ષનો થયો ત્યાં સુધી ચાખ્યું હતું અને જે મારેની તે પછીનાં વર્ષોમાં તેને સતત ઝંખના રહેતી હતી તેનો ફરી પાછો આસ્વાદ તે દસેક વર્ષનો થયો ત્યારે તેને મળ્યો.

ગામમાં શીળી ખૂબ ફેલાઈ હતી. ઘણાંને તે દરદ પોતાના કારમા પંજામાં ઝડપી લેતું હતું. બધાંને પોતાના ઘરમાં એ રોગ ન આવે તો સારું એમ લાગતું હતું. ત્યાં જ અનિલને જોરથી તાવ આવ્યો.

મણિ ખૂબ મૂંઝાઈ. શીતળાનો તાવ તો નહિ હોય? એ હોય તો તો ભયંકર દશા થાય. આવો પોતાનો દીકરો એવા રોગમાં મૃત્યુનો ભોગ ન બની જાય તો કુરૂપ તો જરૂર બની જાય તેમ તેને લાગ્યું. અત્યાર સુધી તેના તરફ ઘણીયે વાર બતાવેલી બેદરકારી અનંત ગણી મોટી થઈ તેને પશ્ચાત્તાપ કરાવવા લાગી. ઘણીયે વાર અનિલને પોતે વિના વાંકે, મંજુલાની જરા જેટલી ફરિયાદે ધમકાવી કાઢ્યો હતો તે તેને યાદ આવ્યું. કોઈ કોઈવાર અનિલની ફરિયાદમાં વજુદ ઘણું હોય અને મંજુલાને ધમકાવ્યા સિવાય છૂટકો ન હોય ત્યારે તે તેને ધમકાવતી તો ખરી, પણ એમાંથી અનિલનો બધો આનંદ, બધો વિજય સરી જતો કારણ કે સાથોસાથ તે કહેતીઃ

"પણ તું પણ કૈં કાચો નથી. તેં કૈંક કર્યું જ હશે એટલે એણે એમ કર્યું."

અથવા

"જો ને તે દિવસે તેં પણ કેવું કર્યું હતું? પછી એ એમ કરે એમાં નવાઈ શાની?"

આજે એ બધું તેને યાદ આવતું હતું.

તે ખાવું, પીવું, બધું ભૂલી ગઈ; ધણીને પણ ભૂલી ગઈ; ઘરમને પણ ભૂલી ગઈ; અરે! બે વરસ પછી જ જેના મોતનો દિવસ આવતો હતો, જે અત્યારે હષ્ટપુષ્ટ, શરીરે તંદુરસ્ત અને સુંદર બની હતી તેવી મંજુલાને પણ ભૂલી ગઈ. અનિલની ચાકરીમાં જ દિવસ ને રાત તે રોકાઈ પડી.

જે માતાને પોતે ગુમાવી બેઠો હતો એમ અનિલ માનતો હતો તે માતાનાં તેને ફરી દર્શન થયાં. પોતાની નાનામાં નાની બાબતમાં લેવાતી કાળજી તે જોઈ શક્યો. તાવના જોરને અંગે જ્યારે આંખ મીંચી તે પડ્યો હોય ત્યારે તેના શરીર પર પડતાં માતાનાં ઊનાં અશ્રુબિંદુઓ તેને ખૂબ જ આલ્હાદજનક લાગતાં.

"કેમ ભાઈ, કેમ છે હવે?" એમ કહી સ્નેહથી જ્યારે માતા તેના સામું જોઈ રહેતી ત્યારે એ આંખોમાંથી નીગળતું અમૃત પીતાં અનિલ ધરાતો જ નહિ. અને સૌથી આનંદ તો અનિલને એ વાતનો આવતો કે કોઈ કોઈવાર મંજુલા અનિલ પાસેથી મણિને ખસેડવા પ્રયત્ન કરતી ત્યારે તેને પણ તે ધમકાવી કાઢતી. અને બહુ હઠે ચડી રડવાનાં કે એવાં કૈં તોફાન મંજુલા અનિલની પથારી આગળ કરે તો ત્યાંથી તેને જરા માર ખાઈને પણ હઠવું પડતું.

"હંમેશાં માંદા-રહું તો કેવી મઝા આવે?" અનિલના મનમાં થતું. તો તો તેની બા તેની પાસેથી હઠે જ નહિ ના?

પણ એ આનંદ લાંબો વખત ટક્યો નહિ. અનિલને શીતળા કે કાંઈ નીકળ્યું નહિ. તે થોડા દિવસોમાં સાવ સાજો થઈ ગયો. પછી પણ થોડો વખત તો નવી સ્થિતિ ટકી રહી, પણ જેમ જેમ દિવસો જવા લાગ્યા તેમ તેમ મંજુલાના જોષીએ ભાખ્યા મૃત્યુનો દિવસ વધુ ને વધુ નજીક આવતો ગયો અને તેમ તેમ મણિનું ધ્યાન અને ચીવટ વધુ ને વધુ મંજુલા તરફ ઢળતાં ગયાં. માંડ માંડ હાથમાં આવેલો સુંદર બરફીનો કટકો એક જ નાનું બટકું ભરાતાં કોઈક ઝપટથી હાથમાંથી ઝૂંટવી લઈ ગયું હોય તેવું અનિલને લાગ્યું.

ફરી પાછો જૂનો ક્રમ શરૂ થઈ ગયો. ફરી પાછો અનિલ મેલોઘેલો રહેવા લાગ્યો. ફરી પાછી મંજુલા પોતાના વિજયથી મસ્ત બનેલાં નયનથી અનિલને દાઝવા લાગી. ફરી પાછી મણિ પુત્રપુત્રીમાં હું કૈં ભેદ રાખતી નથી તેમ મનને મનાવવાના ખૂબ પ્રયત્નો કરતી હોવા છતાં બન્ને વચ્ચે દેખાઈ આવે તેવાં ભેદ બતાવવા લાગી. અને એમ ને એમ મણિને મન ભયંકર એવું મંજુલાનું દસમું વર્ષ આવી પહોંચ્યું.

હમણાં હમણાં તો મંજુલા શરીરમાં ખૂબ જ સરસ થઈ હતી, જો કે અનિલ તો હતો તેવો ને તેવો જ હતો. નિશાળમાં પણ તે સારી વિદ્યાર્થિની ગણાતી, અને નિશાળનાં નાટકોમાં થતાં નૃત્યમાં પણ તે ઊતરતી.

મણિને તેના ઉપર ખૂબ વહાલ ઊભરાતું.

"બા, મને નાચમાં ઉતારવાના છે" એમ તે આંખો ઝીણી કરીને હસતી હસતી મણિને ખબર આપતી ત્યારે મણિને જીવવું સફળ થયું લાગતું. આવી સરસ દીકરી આપવા માટે તે પ્રભુનો પાડ માનતી.

પણ ત્યાં જ તેને પેલા જોષીએ આપેલી મુદત યાદ આવતી. હવે તો થોડા જ વખતમાં આવી સરસ પુત્રીને ગુમાવવી પડશે એવો ખ્યાલ આવતાં તેની આંખોમાં આંસુ ભરાઈ આવતાં. માંડ માંડ આડી ફરી તે આંસુ છુપાવી નાખતી. મજુને બાનો આનંદ, બાનું હેત, એ બધું સમજાતું પણ આ બાનો શોક જરાપણ નહોતો સમજાતો.

મંજુલાના ભવિષ્ય વિષેની ચિન્તાને અંગે હમણાં હમણાં મણિનું શરીર પણ જરા નબળું પડયું દેખાતું હતું. ત્યાં એની ચિન્તામાં ઓચિંતાનો વધારો કરવા અનિલ માંદો પડયો!

અનિલને ખાસ તો કૈં નહોતું. થોડી શરદી થઈ હતી અને એને અંગે તાવ આવ્યો હતો. બેચાર દિવસમાં તાવ તો ઊતરી ગયો પણ શરદી મટી નહિ. ઉધરસ તો ચાલુ જ રહી. તેની દવા ચાલુ હતી ત્યાં જ મંજુલા માંદી પડી! એક સાથે ૧૦૪ ડિગ્રી જેટલો જોરદાર તાવ તેને ઓચિંતો જ ચડી આવ્યો. જે વસ્તુથી તે હંમેશાં બીતી હતી તે વસ્તુ આખરે નજીક આવી પહોંચી હોય તેમ મણિને લાગ્યું. મંજુલાની સારવારમાંથી બચે તેટલો વખત તે પુત્રીનો પ્રાણ બચાવવા પ્રભુને પ્રાર્થના કરવામાં ગાળતી. અને એ બધી ધમાલમાં અનિલની શરદી વિષે જોઈએ તેવું ધ્યાન ન અપાયું.

મંજુલાને તાવ આવ્યે ચારેક દિવસ થયા હશે ત્યાં અનિલને ફરી તાવ આવ્યો. ડૉક્ટરે કહ્યું કે શરદીનો તાવ છે અને બરોબર ધ્યાન અપાશે તો ત્રણચાર દિવસમાં મટી જશે. એ તો અનિલ વિષે. પણ મંજુલાને તો તાવ ઊતરતો જ નહોતો. ચારપાંચ દિવસમાં કૈં કહી તો ન શકાય પણ ડૉક્ટરનું માનવું હતું કે આમ ને આમ બીજા બેચાર દિવસ સુધી

આવે તો તે તાવ ટાઈફોઈડ છે એમ જ નક્કી થાય. એની ખાસ ચીવટ રાખવાની સલાહ તે હંમેશાં આપતા.

બીજા બેચાર દિવસ નીકળી ગયા. મજુલાને ટાઈફોઈડ જ છે તેમ નક્કી થઈ ગયું. અનિલને પણ તાવ ઊતરતો નહોતો. મણિને બન્ને બાળકોની માંદગીને અંગે સતત ઉજાગરા કરવા પડતા. તેનો પતિ પણ આ બધી વસ્તુઓના શ્રમને અંગે અર્ધો બિમાર જેવો થઈ ગયો હતો. વળી આ માંદગીમાં મણિને વિશેષ દુઃખનું કારણ મળ્યું હતું. અનિલ વારેવારે તેને કહેતોઃ

" તું આખો દિવસ મંજુડી પાસે જ બેસી રહે છે. મારી આગળ તો બેસતી જ નથી. હું ય તારો દીકરો નથી કાં ? "

એ વખતે અનિલનું મુખ જે દયાર્દ્રતા ધારણ કરતું તે જોઈ મણિની છાતી ભરાઈ આવતી. તે અનિલને ગાલે હાથ ફેરવી વહાલથી કહેતીઃ

" હું તો તારી આગળ રહું છું ના, બચુ ? પણ મજુને એવો તાવ છે કે બરોબર સારવાર ન કરીએ તો એ મરી જાય "

" ને હું નહિ મરી જાઉં કાં ? "

" સો વરસનો થા મારા દીકરા ! મરે તારા વેરી " કહી ઝળઝળિયાં સાથે મણિ અનિલને છાતી સરસો દાબી દેતી. અનિલનું કૃશ થયેલું મુખ જરી હસવા જતું ત્યાં મંજુ તરફથી તેડું આવતું અને મણિ ચાલી જતી. અનિલ જરા રોવા જેવું કરતો અને તેને એટલી સખત ખાંસી આવતી કે તે લાલ લાલ થઈ જતો. પણ એવે વખતે એને શાંત રાખવા અને સુખ આપવા તે જેને નિત્ય ઝંખતો હતો તે બા તેની પાસે નહોતી, પણ તેના બાપુ કે બીજું કોઈ સગુંવહાલું હતું.

મણિને અનિલના જીવન સંબંધી તો કશી ચિન્તા નહોતી, કારણ કે તેના ગ્રહ બહુ સારા હતા અને નસીબમાં ઘણી સમૃદ્ધિ હતી. આ જીવલેણ તાવ તેની મંજુને ઉપાડી જાય તે પહેલાં તેને માટે પોતાથી બનતું બધું કરી નાખવાની વૃત્તિ તેની પાસે સામાન્ય માણસ માટે લગભગ અસંભવિત એટલું કામ કરાવતી.

અનિલને ગયા વખતની માંદગી મીઠી લાગી હતી એટલી આ વખતની નહોતી લાગતી. તેને શરદી મટતી નહોતી. તાવ થોડો થોડો રહેતો હતો. અને એને અંગે જે માતાને પોતા પાસે જ જકડી રાખવા તે માગતો હતો તે તો થોડો વખત જ પોતા પાસે રહેતી. બાકી તો દૂરની દૂર હતી. પોતે જુદા ઓરડામાં હતો, મંજુલા જુદા ઓરડામાં. મંજુલાને વહાલ કરતા શબ્દો મણિ બોલતી તે કોઈ કોઈવાર તેને સંભળાતા. તેને બા પાસે દોડી જઈ પોતા પાસે તેને ખેંચી લાવવાનું મન થતું. પણ એ ઈચ્છાની નિરર્થકતા તે સમજતો. એ તો જ્યાં સુધી મંજુ સાજી ન થાય ત્યાં સુધી બા પોતા પાસે પૂરેપૂરી આવવાની નહિ જ તેમ તે પૂરેપૂરું સમજતો. કે બીજું કંઈ બને તો બા આવે–મંજુલા મરી જાય તો. એ વિચાર આવતાં પહેલાં તો તેને આંચકા જેવું કૈં લાગ્યું. પણ પછી આનંદ આવ્યો. તો તો બા પોતાની એકલાની જ થઈને રહે, તો કેવી મઝા આવે ?

એની આવી બધી ચિન્તાઓ અને વ્યથાઓ અનિલને સાજો થવા દેતી નહોતી. છાતીમાં અમુક ભાગમાં શરદી જામી હતી તે નાશ નહોતી પામતી. મણિ તેની પાસે આવતી ત્યારે તેની ખૂબ વહાલથી સારવાર કરતી. પણ તેમાં તેને સંતોષ નહોતો કેમકે મંજુલાને અપાતા વધારે વખતની તેને ઈર્ષ્યા થતી હતી.

તેમાં પણ આજે તો બા પોતા પાસે જ રહે એવી અનિલને ખૂબ ઈચ્છા હતી. તેનું માથું બહુ દુખતું હતું અને છાતીમાં પણ દુખાવો થતો હતો. ફઈબા માથું દાબતાં હતાં પણ તેની તેને જરૂર નહોતી. તેને તો બા જ જોઈતી હતી.

મણિ જેવી તેની પાસેથી ઊઠવા ગઈ કે તરત જ અનિલે તેના સાડલાનો છેડો પકડી રાખ્યો અને દયામણા અવાજે બોલ્યો :

"બા, તું આજે અહીં જ રહેની! ફઈબા ત્યાં મંજુ પાસે બેસશે!"

"ના, ભાઈ, એવું તે કેં થાય? આજે તો એની તબિયત વધારે ખરાબ છે. અને મારા વિના કજિયો કરે તો તાવ વધી જાય ના?"

"ઠીક, ત્યારે કાંઈ નહિ," અનિલ નિરાશાથી બોલ્યો. ધીમે ધીમે કરતો તેનો હાથ મણિના છેડા ઉપરથી સરી ગયો. અને તેણે આંખો મીંચી દીધી. મણી થોડીવાર સુધી ત્યાં જ ઊભી રહી પણ તેણે આંખ ઉઘાડી જ નહિ. તેની ભીની થયેલી પાંપણો મણિ જોઈ શકી, પણ તે શું કરે? તેને ગયા વિના છૂટકો જ નહોતો. તે મંજુ પાસે ચાલી ગઈ.

મણિના ગયા પછી થોડીવાર પછી ફઈબા જરા આડાંઅવળાં થયાં કે તરત જ અનિલ પથારીમાંથી બેઠો થયો અને બહાર ભાગ્યો. તેણે છાતી ઉપર એક ખમીસ જ પહેર્યું હતું, બાકી કેં નહોતું. બહાર ઠંડી સારી હતી. તે મકાનના કમ્પાઉન્ડમાં એક જગ્યાએ કોકડું વાળી લપાઈ રોવા માંડ્યો. થોડી વારમાં જ તેની તપાસ કરવા બધાં હાંફલાંફાંફલાં થઈ નીકળી પડ્યાં હતાં તેમણે તેને જોયો. ફઈબાએ અંદર આવવા કહ્યું પણ તે તો બેઠો જ રહ્યો, રોતો જ રહ્યો. મણિ આવી પહોંચતાં તેના રુદનનો વેગ અત્યંત વધી ગયો. સમજાવટને તે માન્યો જ નહિ. તેને ઉપાડી અંદર લઈ જવામાં આવ્યો.

અને તે અમુક સમયની ઠંડીએ પોતાનું કામ બરોબર બજાવી દીધું. અનિલના નાનકડા શરીરમાં ન્યૂમોનિયાનો જોરદાર તાવ દાખલ થઈ ગયો. અને ચાર દિવસમાં તો તેણે અનિલને બાના પ્રેમ અને મંજુલાના ત્રાસમાંથી મુક્ત કરી દીધો.

એ ચારેચાર દિવસ અનિલની પથારી પાસેથી મણિ હઠી નહોતી. પણ પછી અનિલને એનો ખપ નહોતો, કેમકે અર્ધાભાનમાં, અર્ધઘેનમાં તેને એ વાતનો ઝાઝો ખ્યાલ નહોતો રહ્યો.

મંજુ સાજી થઈ ત્યારે, અને તે પછી વર્ષો સુધી, તેનેએક જ વાત ન સમજાઈ કે જે બા પોતાના પુત્ર કરતાં પણ પોતાને વધુ ચાહતી હતી, પોતાને અછોઅછો વાના કરતી હતી અને પુત્રને ધમકાવી કાઢતી હતી એ આમ સાવ મૂંગી, કશી ચીજના રસ વિનાની, સુકાઈ ગયેલી, દુઃખી બની ગયેલી શા માટે થઈ ગઈ હશે?!

———o———

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## પ્રાંતીય સરકારો

નવા બંધારણના પ્રાંતીય ભાગનો અમલ શરૂ થયાને લગભગ દોઢ વરસ થવા આવ્યું છે. મહાસભાવાદી સભ્યોની બહુમતિવાળા પ્રાંતોમાં સાડા ત્રણ માસ સુધી બંધારણીય મડાગાંઠ ચાલુ રહ્યા પછી હિંદી વજીરે અને ગવર્નર-જનરલે સામાન્ય સંજોગોમાં અને દરરોજના કારોબારમાં પ્રધાનોના કામમાં ગવનરે માથું નહિ મારવાની પ્રધાનો ધારામંડળોને જ જવાબદાર રહીને બધું કામ કરે, એ જાતની મૌખિક ખાતરી આપ્યા પછી મહાસભાવાદીઓએ પ્રાંતીય તંત્રની જવાબદારી સાત પ્રાંતોમાં ઉપાડી.

મહાસભાવાદી સરકારોના એક વર્ષના કારોબારની ટૂંકી સમાલોચના આ નોંધમાં હવે અસ્થાને નહિ ગણાય. કારણકે એમના કારભારને એક વર્ષ થઈ ગયું છે અને એમણે પાર્લામેન્ટરી બોર્ડ અને મહાસભાની વર્કિંગ કમિટીની સૂચના અનુસાર નીતિ ગ્રહણ કરીને 'બંધારણની મર્યાદિત મર્યાદા'માં રહીને જે કેટલાંક રાહતી કાર્યો ને સુધારા દાખલ કર્યાં છે એમાંનાં કેટલાંક શરૂ થઈ ગયાં હોવાથી, મહાસભાવાદી તંત્રનો પ્રત્યાઘાત પ્રજામાનસ ઉપર અને મહાસભાવાદીઓ ઉપર કઈ જાતનો પડી રહ્યો છે એ જોવું જરૂરી છે. એનું કારણ એ છે કે હજી સુધી મહાસભાનું ધ્યેય સફળ ન થયું હોવાથી સામ્રાજ્યવાદની નાબૂદીની એની હિલચાલને જે કોઈ પણ નીતિ કેટલો વેગ આપે છે એના ઉપરથી જ મહાસભાની દષ્ટિએ એ નીતિની કિંમત કે યોગ્યતા આંકી શકાય.

પ્રાંતીય અધિકારગ્રહણનો હું સમજ્યો છું ત્યાંસુધી એક જ મર્મ હતો: સવિનય કાનૂનભંગની હિલચાલ ભાંગી પડયા પછી પ્રજામાં વ્યાપ્ત થઈ રહેલી નિરાશા ને મહાસભાના સંગઠનની છિન્નભિન્નતાને દૂર કરી ફરી વાર લોકજાગૃતિ પેદા કરવી અને કોંગ્રેસસંગઠન વ્યવસ્થિત કરવું. વર્તમાન રાજકારણમાં ને સત્તા મેળવવાની લડાઈઓમાં સંગઠન એક અતિ મહત્ત્વની વસ્તુ છે. જે પક્ષ સંગઠને મજબૂત હોય, જે પક્ષમાં સબળ પક્ષનિયમન હોય અને જે પક્ષઅનુયાયીઓને સમાન ધ્યેયની સિદ્ધિ માટે મિશનરીની ધખના હોઈ જેઓ ધ્યેયપ્રાપ્તિની વિગતોમાં નડતા વૈયક્તિક મતફેરને કોરાણે મૂકી મૂળગત ને મહત્ત્વની બાબતમાં એક થઈ મરણિયા થઈ કામ કરી શકતા હોય એ જ પક્ષ આજે બીજા પક્ષોની સરખામણીમાં જીવી શકે અને સત્તા હાંસલ કરી શકે એમ છે. (માનવવ્યાપારોમાં ડાર્વિનનો "survival of the fittest"નો સિદ્ધાંત વર્તમાન સમયના રાજકારણમાં જેટલો સ્પષ્ટ ને વ્યાપક રીતે કદાચ વ્યક્ત થતો હશે એટલો બીજા ક્ષેત્રોમાં નહિ થતો હોય.) અને મહાસભાનું મિશન બેવડું— બ્રિટિશ રાજની નાબૂદી અને દેશમાં આંતરવિગ્રહની શકયતા અટકાવી પોતાનાં મજબૂત મધ્યસ્થ તંત્રની સ્થાપના—હોવાથી સંગઠન અને લોકજાગૃતિ એ મહાસભાનો દેહ અને પ્રાણ છે. સંગઠન અને લોકજાગૃતિ નાબૂદ કરો કે તમે મહાસભાને નાબૂદ કરી શકો.

## માન દંડ

ત્યારે પોતાના પ્રવૃત્તિવ્યાપારના રસ્તામાં કોઈ જાતનાં લીધેલાં પગલાંની અસરની સારાસારતાનો આપણો ગજ એ કહી શકાય કે એ પગલાંથી—નીતિથી મહાસભા પોતાનાં સંગઠનનું પોલાદી ચોકઠું કેટલું મજબૂત કરી શકે એમ છે. અને એ કેટલી લોકજાગૃતિ પેદા કરી શકે એમ છે. હું ધારું છું કે રચનાત્મક કાર્યોની કિંમતની આંકણીમાં પણ, એ કેટલાં માણસોને રાહત આપી શકે એમ છે એ ધ્યાનમાં લેવા કરતાં, મહાત્માજી ઘણીવાર એનું મૂલ્યાંકન કરવામાં મહાસભાનું સંગઠન અને લોકજાગૃતિ એ કેટલે અંશે વધારી શકે છે એ દૃષ્ટિથી વધારે જુએ છે.

કોઈ પણ ક્રાંતિકારી પક્ષનો વ્યૂહ અને દારૂગોળો સંગઠન અને લોકજાગૃતિ જ હોય છે. એના ઉપર જ એ પોતાની હેતુસિદ્ધિ માટેના વિગ્રહચાલનની ગણતરી કરી શકે છે. મહાસભા પણ હિંદી રાજકારણમાં ક્રાંતિકારી મિશનવાળો પ્રબળ રાજદ્વારી પક્ષ હોઈ એનો વિગ્રહી મસાલો—અલબત્ત, અહિંસક—પણ સંગઠન અને હિંદી પ્રજાની આગ્રહશીલ ને ધ્યેયજાગૃત જાગૃતિ જ છે. આ સંબંધે મહાસભાવાદીઓમાં ભાગ્યે જ મતભેદ હશે.

## પ્રાંતીય કારભારની સમાલોચના

હવે આપણે જોઈએ કે અધિકારગ્રહણે મહાસભાને ઉપલી બંને રીતે સુદૃઢ થવામાં કેટલો ફાળો આપ્યો છે. પ્રાંતીક ચૂંટણીઓ પહેલાંની મહાસભાવાદી રાજકારણ વિષયક પરિસ્થિતિને આજની પરિસ્થિતિ સાથે સરખાવી જોતાં સ્પષ્ટ માલમ પડી શકે એમ છે કે સંગઠન, સુદૃઢતા ને લોકજાગૃતિની દૃષ્ટિએ અધિકારગ્રહણને કારણે ઘણો વેગ મળ્યો છે. આજે દેશમાં મહાસભાપક્ષ જ સૌથી સમર્થ પક્ષ માલમ પડે છે. એના જેટલો ચોક્કસ ને વ્યવસ્થિત શક્તિવાળો બીજો કોઈ પક્ષ નથી. આ રીતે અધિકારગ્રહણની કિંમત ઘણી છે. કેટલીક જગ્યાએથી મહાસભાવાદી પ્રધાનમંડળો પ્રજાને રાહત આપવાનાં સુધારવાદી કાર્યોમાં જે અશક્તિ બતાવે છે એના ઉપરથી એમની કિંમત આંકે છે તે મને લાગે છે કે સાચી રીત નથી. હમણાં જ યુક્તપ્રાંતના એક સમાજવાદી કેળવણીપ્રધાન શ્રી સંપૂર્ણાનંદજીએ મુંબઈમાં કહ્યું છે કે નવા બંધારણની ગજબની મર્યાદાઓ અને કુશળ છતાં વિશદદૃષ્ટિના અભાવયુક્ત ને તુમારીમાનસવાળી સિવિલ સર્વિસીસની ક્ષતિયુક્તતા ને ધગશના અભાવને લીધે, ગમે તેવા પરિવર્તનવાદી મહાસભાવાદી પ્રધાનમંડળને પ્રગતિમાન કાનૂનો ઘડીને એનો યોગ્ય ને લાભદાયી અમલ કરાવતાં ભારે મુશ્કેલી પડે છે. અધિકારગ્રહણની નીતિનો સ્વીકાર એવી સમજથી જ કરવામાં આવ્યો હતો કે દેશના હાલના સંજોગો જોતાં સરકારી દમનની નાગચૂડ ઢીલી થાય ને એથી પ્રજાકીય જાગૃતિ ને કોંગ્રેસ સંગઠનને પુનર્જિવિત કરી શકાય. આથી પ્રધાનમંડળોનાં કાર્યોની સમાલોચના કરી એમની ક્ષતિ—અક્ષતિની ટીકા કરવામાં એમની સત્તા—મર્યાદાનો ખ્યાલ રાખવો બહુ જરૂરી છે. મહાસભાના ચૂંટણીના જાહેરનામામાં એ જે કાર્યો કરવા માગે છે એની મોટી મોટી જાહેરાતો સાથે પ્રધાનમંડળોનાં કાનૂની કાર્યો સરખાવી નહિ શકાય; કારણ કે ચૂંટણીનું જાહેરનામું સંપૂર્ણ સત્તા હાથ આવ્યા પછી શું કરવામાં આવશે એ મુખ્યત્વે જાહેર કરે છે, નહિ કે અધિકારગ્રહણ કર્યાં પછી શું કરવામાં આવશે એ.

આથી મહાસભાવાદી પ્રધાનમંડળો આમજનતાના સ્થિતિસુધાર માટે ઝાઝું કરી નથી શકયા એ બાબતનો દોષ બંધારણની સત્તામર્યાદાને એમનાથી હાથ ધરી શકાય એવાં કાર્યોની ક્ષેત્રમર્યાદાને આભારી કહી શકાય. કારણકે પહેલેથી જ એ વસ્તુ તો સ્પષ્ટ છે કે નવા બંધારણમાં ધારામંડળોના હાથ સત્તાના વાહકના કરતાં જવાબદારીની રસીથી જ વધારે બાંધી દેવામાં આવ્યા છે.

તોપણ પ્રધાનોની પાછળ લોકમતનું પીઠબળ હોવાથી પ્રધાનો ઘણું કરી શકયા છે. મદ્રાસનો ઋણરાહતનો કાયદો, યુક્તપ્રાંત અને બિહારમાં ક્રીસાનોને કચડી નાખતા કાનૂનોમાંથી રાહત અપાવનારાં બિલ, કાનપુરની હડતાળનો મહાસભાવાદી પ્રધાનમંડળના સક્રિય ટેકાને લીધે કામદારોના લાભમાં આવેલો નિવેડો, ઓરીસામાં હમણાં જ ટેનન્સી બિલને ગવર્નરે આપેલી મંજૂરી, મુંબઈમાં કામદાર સમિતિના વચગાળાના અહેવાલ અનુસારની ભલામણોનો માલિકો પાસે કરાવવામાં આવેલો સ્વીકાર અને હમણાં જ ધારામંડળ સમક્ષ રજૂ કરવામાં આવેલાં કામદારો, ગણોતિયાઓ અને ગ્રામપંચાયતને લગતાં બિલો વગેરે એ બતાવે છે કે પ્રધાનમંડળો પોતાની ફરજ બજાવવામાં ચૂંટણીની જાહેરાતોને અમલમાં મૂકવા શકય એટલો પ્રયત્ન કરી રહ્યાં છે.

## ઉધાર બાજુ

આ તો થઈ પ્રાંતીક કારોબારની જમા બાજુ. એની ઉધાર બાજુ પણ જોવી રહી, જેથી અધિકારગ્રહણની નીતિના લાભાલાભની મૂલ્યાંકણી થઈ શકે.

અધિકારગ્રહણની નીતિની કામગીરી ઉપર દૃષ્ટિપાત્ કરતાં કેટલાક નિરાશાજનક પ્રસંગો પણ નજરે ચડયા વિના રહેતા નથી. એ જોતાં એમ લાગે છે કે એ નીતિને નિર્મળ કલ્યાણકારી નીતિ તો ન જ કહી શકાય. જેમકે મધ્યપ્રાંતના પ્રધાનમંડળની છેલ્લા બાર માસની કારકીર્દિ અને એમાં પણ છેલ્લે ત્યાંના વડાપ્રધાન ડૉ. ખરેને વર્કિંગ કમિટીએ રાજીનામું આપવાની પાડેલી ફરજ પછી ત્યાં ખરેપક્ષ અને ખરેના વિરોધી પક્ષે મચાવેલો ઉત્પાત, કદાચ મહાસભાની ઉજ્જવળ ને લગભગ નિષ્કલંક કારકીર્દિમાં એક કાળો ડાઘો હોય એમ લાગ્યા વિના નથી રહેતું. મધ્યપ્રાંતમાં ઊભા થયેલ ખરેપ્રકરણમાંથી ઉપસ્થિત થતા મુદ્દાઓની સમીક્ષા હું આગળ કરીશ. પણ એ પ્રસંગથી મહાસભાની પ્રતિષ્ઠા મધ્યપ્રાંતની અને મહારાષ્ટ્રની પ્રજામાંથી ઘણી ઓછી થઈ ગઈ છે એમ કોઈ પણ મહાસભાવાદીને લાગ્યા વિના નહિ રહે—પછી મધ્યપ્રાંતના સંકીર્ણ પ્રાંતવાદી માનસ અને ત્યાંના મહાસભાવાદી અગ્રણીઓની પ્રાદેશિક પ્રભુતા મેળવવા માટેની ખટપટોને અંગે અંદર અંદર આગળથી જ પડેલા ભાગલાને કારણે જે થયું એ અનિવાર્ય હતું કે નહિ એ અહીં મુદ્દા બહારની વસ્તુ છે. મહાસભાની કીર્તિ, એની નિષ્ઠા અને ક્રાંતિકારી પક્ષ તરીકે પ્રજાની નજરે એનું જેટલું ઉચ્ચ સ્થાન હોવું જોઈએ તેને આ પ્રસંગથી ઘણો આંચકો લાગ્યો છે એ જ વસ્તુ મહાસભાને લાગેવળગે ત્યાંસુધી મહત્ત્વની છે. પછી એનાં કારણો ગમે તે અને ગમે તેટલાં હોય.

## બીજો મુદ્દો

ઉપલી ઉધાર બાજુનો મુદ્દો મહાસભાવાદીઓના માનસમાં અધિકારગ્રહણે આણેલા

પલટાનું અવલોકન કરવા તરફ મને લઈ જાય છે. અધિકારગ્રહણને લીધે મહાસભા એક વિરોધી અને ક્રાંતિકારી દળ મટી (તાત્કાલિક પૂરતું તો ખરું જ) સત્તાવાન અને જોખમો વિનાનો રાજદ્વારી પક્ષ થયો. આનાં પરિણામરૂપ એની પ્રતિષ્ઠા ઘણી વધી અને એમાં જોડાવા સાથે પહેલાં જે ભય ને જોખમી હાનિ હતી એ દૂર થવાને લીધે ઠેરઠેર ઘણાં અનિષ્ટ તત્ત્વો એમાં ભળવા લાગ્યાં. આ તત્ત્વો બિલકુલ અવાજ કર્યા વિના તકવાદી વૃત્તિથી મહાસભાની ક્રાંતિકારી કેડ ભાંગવા માટે અને એમાં જોડાવાથી મળતી પ્રતિષ્ઠા અને ઘણી વાર સત્તાનો લાભ ઉઠાવવા દાખલ થયાં. એક સાથે આ જાતનાં તત્ત્વોની ભરતી થવાને કારણે મહાસભાવાદી સંગઠનમાં એક નવી જાતની વૃત્તિનો ઉદય થવા લાગ્યો છે. એ વૃત્તિ તે શાહી સરકાર સાથે હવે અથડામણમાં આવ્યા વિના બંધારણમાં અધિકારગ્રહણે આપેલી તકનો રચનાત્મક રીતે ઉપયોગ કર્યા કરવો; એટલે કે બંધારણ સામે મહાસભાએ મૌખિક વિરોધ ચાલુ રાખી હકીકતે કાયમ માટે એનો વ્યવહારમાં અમલ કર્યા કરવો. આ વૃત્તિ નવાં દાખલ પડેલ તકવાદી તત્ત્વોને કારણે જ ઉદય પામી છે એમ નહિ કહી શકાય. છેલ્લી કાનૂન-ભંગની હિલચાલને શિકસ્ત મળ્યા પછી મહાસભામાં એક સારી લાગવગ ધરાવનાર વર્ગ અસ્તિત્વમાં આવ્યો છે, જેની વગને લીધે જ મોટે ભાગે અધિકારગ્રહણવાદી બહુમતિ મહાસભાવાદીઓમાં થઈ શકી. આ હકીકત સમસ્ત હિંદના વ્યાપક રાજકારણ સાથે ઘનિષ્ટ સંબંધ ધરાવનાર અને મહાસભાવાદી માનસના જબરા અવલોકનકાર પં. જવાહરલાલજીએ પણ લંડનના એક માસિકમાં લખેલ લેખમાં કબૂલી છે. આનો અર્થ એવો નથી થતો કે મહાસભાએ સ્પષ્ટપણે હવે સત્યાગ્રહનો રસ્તો છોડી દીધો છે. એ બનવું લગભગ અસંભવિત દીસે છે. એનાં ત્રણ કારણો છેઃ પ્રથમ કારણ એ છે કે, મહાસભાની જ જનતાવ્યાપક ક્રાંતિકારી પ્રવૃત્તિને લીધે આખા હિંદમાંની આમજનતા, શહેરનાં મજૂરો અને મધ્યમ વર્ગ સંગઠિત અને સ્વહકજાગૃત થયો છે. અને જાગૃતિ ચેપી હોય છે. એક વખત તમે કોઈ પણ કારણે સમૂહને હકજાગૃત કર્યો પછી એ જાગૃતિનાં પૂર જાગૃતિ આણનાર નેતાઓથી પણ ખાળી શકાતાં નથી કે સરકારી દમનથી પણ ખાળી શકાતાં નથી. હિંદીજાગૃતિ પણ એ સ્વરૂપ વધારે ને વધારે પ્રમાણમાં પકડતી જાય છે. બીજું કારણ, ખુદ મહાસભામાં એક ઉગ્રતાવાદી વર્ગ પેદા થયો છે. એ વર્ગની નીતિરીતિ મોટા ભાગના અને જૂનાનવા મહાસભાવાદીઓને મંજૂર નથી. પરંતુ એમને એમની નીતીરીતિ મજૂર ભલે ન હોય પરંતુ એઓ એ વર્ગને આમસંપર્ક કરતા અને એમ કરીને નીચલા ને મધ્યમ વર્ગને એમની અસર તળે આવતા અટકાવી શકે એમ નથી—જો એઓ સાચા લોકતંત્રવાદી હોય તો. આથી એ વર્ગનો જનતા ઉપરનો કાબૂ સ્થિર ન થવા દેવા કે વધવા ન દેવા માટે પણ બહુમતિવાળા નરમ (?) દળના મહાસભાવાદીઓ સ્થિર બેસી શકે એમ નથી. જાગૃતિ ને સ્વહકભાનને કારણે જનતામાં પેદા થયેલી આશા ને ભાવના ગતિ જ માગે છે. એ ગતિની લગામ જે વર્ગ પકડી રાખવા માગતો હોય એણે—અને આજના મોટાભાગના નરમ મહાસભાવાદીઓને એ લગામ હાથમાં રાખવી જ છે. આમવર્ગને લડાયક મોરચો બતાવવો જ રહ્યો. ત્રીજું કારણ, ખુદ મહાત્માજી પોતે છે. હાલના ક્રાંતિકારી માનસના જનક અને દોરક એઓ છે. હજુ આમવર્ગ ઉપરનો કે મહાસભા ઉપરનો એમનો કાબૂ અક્ષુણ્ણ છે. એ વ્યક્તિ નરમ થઈ શકે એમ છે જ નહિ. આ ઉપરાંત એમના વ્યૂહ રેખાંકનમાં એઓ કોઈ પણની નરમ કે ગરમ વગથી દોરવાય એમ નથી. યુગસર્જકોની એ સ્વભાવગત ખાસિયત હોય છે. એમના મુખ્ય વ્યૂહની રચનામાં

મો તદ્દન મનસ્વી (અને એટલે આપખુદ પણ કેમ નહિ?) હોય છે. પોતાના પક્ષ કે થીઓની લાગણી કે સલાહ એમને પોતે નક્કી કરેલ ગતિની ઝડપ કે દિશામાંથી આડા ળી શકે એમ નથી. કારણકે એઓ પક્ષને, સાથીઓને અને જનતાને દિશા અને ગતિ પે છે. લેનિને કયા સાથીની સલાહ માની હતી? હિટલર કોની સલાહ ગણકારે છે?

ઉપલાં કારણોસર મહાસભાનો આજનો બંધારણવાદી વર્ગ 'લીબરલ પાર્ટી'માં લાઈ શકે એમ નથી. પરંતુ આજે ચોતરફ એવાં ચિન્હો વધતાં માલમ પડે છે કે બંધા-ની ભાંગફોડ નીતિને (કારણ, હાલના સંજોગોમાં એ શક્ય નથી) બદલે એનો અમલ એમાંથી બને તેટલો લાભ લેવો. આ વૃત્તિ ઠીક પ્રમાણમાં વધી રહી છે એ પં. જવાહર-લજી અને બીજા કેટલાક જવાબદાર મહાસભાવાદીઓ (જેમાંના કેટલાક તો પ્રધાનો છે) ફથી જ કહેવામાં આવે છે. આ વૃત્તિનો ઉદય કોઈ એક પ્રાંતમાં જ માલમ પડે છે એવું નથી. વત્તીઓછી માત્રામાં એ સર્વત્ર દેખાય છે.

### ત્રીજો મુદ્દો

બીજા મુદ્દા સાથે જ સંકળાયેલો ત્રીજો મુદ્દો સત્તા માટેનાં ઘર્ષણોનો છે. કોઈ પણ પક્ષ ત્તાવાહી સ્થાને આવે છે એટલે એ સ્વાભાવિક છે કે સત્તા ને પ્રતિષ્ઠાનાં પ્રતીકરૂપ સ્થાનોનો ધિકાર કબજે કરવા સૌ કોઈ ઇચ્છે. જોખમો ખેડવામાં હરીફાઈ નથી હોતી. સત્તાની ચણીમાં હરીફાઈ અવશ્ય થવાની. અને આજે રાજકીય પક્ષો રાજ્યતંત્રના સંચાલક હોવાથી ઓ જ સત્તાનું કે સરકારનું પ્રતીક થઈ પડે છે. મહાસભામાં પણ અધિકારગ્રહણ પછી એ તે વધી ગઈ છે. પરંતુ એમાં મહાસભાવાદી કાર્યક્રમનો, અધિકારગ્રહણની નીતિનો કે હાસભાના કોઈ અંગનો દોષ નથી. દોષ છે મનુષ્યસ્વભાવની મર્યાદાનો. મહાસભા લોકતંત્ર-દી સંસ્થા હોઈ કોઈ પણ એમાં દાખલ થઈ શકે છે. આથી શાહીસત્તા સાથેની ઝપાઝપીમાં રહેનાર તત્ત્વો હવે એની સાથેના સહકાર વખતે સેંજે એમાં દાખલ થઈ નવી પરિસ્થિતિનો લ ઉઠાવવા આવે. એને નાબૂદ કરવાનો કોઈ રસ્તો નથી.

પરંતુ આ બધા મુદ્દાઓ એવા છે કે એની વ્યાપૃતિ એક નવી જ જાતનું માનસ પેદા છે. સત્તા માટેની અથડામણમાંથી પેદા થતા પ્રશ્નો, અનેક કારણે પેદા થતી રોષ ને ઝેરની ાગણી, બંધારણની મર્યાદાને લીધે પ્રધાનમંડળોના ટૂંકા પડતા હાથ અને જાગૃત ને ગઠિત સમૂહની વધતી જતી માગણીઓ, એ માગણીઓ પૂરી ન પડતાં એમને થતો ભ્રમ-રાસ, સરકારી તંત્રનો થોડો પણ અમલ કર્યા પછી એ સ્થાને વળગી રહેવાની વૃત્તિ ને એ શક્ય બને એટલા માટે સમૂહની બંડવૃત્તિ કે અમર્યાદિત ઉદ્દંડતા તરફ સૂગ બતાવ-ાની લાગણી વગેરે તરફ ધ્યાન દીધા વિના નહિ ચાલે. હાલમાં મહાસભાવાદી રાજકારણમાં પલાં કારણોસર જે પક્ષસંવાદિતા—party harmony—જોઈએ એ ઝડપથી અદૃશ્ય તી જાય છે અને એને સ્થાને વિખવાદ ને કડવાશ વધતાં માલમ પડે છે.

### ખરે પ્રકરણ

આ બધાં ભયચિન્હો છે. આંતરિક કડવાશ ને સત્તાનાં સ્થાનો કબજે કરી રાખવાની ત્તિની પરાકાષ્ટા મધ્યપ્રાંતમાં ડૉ. ખરેના પ્રકરણ ઉપરથી માલમ પડી આવે છે. એ એક જ સંગ એવો છે ને એની પાછળની ખટપટો ને હલકી મનોવૃત્તિ એવી છે કે કોઈ પણ

ક્રાંતિકારી દળને એ નીચું જોવરાવે એમ છે. સામાન્ય રીતે આ નોંધમાં કોઈ વ્યક્તિગત કડવાશ વ્યક્ત કરતી ટીકા કે વ્યક્તિગત તરફેણ કે વિરોધ ન કરવાની મર્યાદા અમે રાખી છે. આથી એમાં વ્યક્તિઓને દોષપાત્ર ઠરાવવા કે દોષમુક્ત કરવા માટે એક યા બીજા પક્ષનું તહોમતનામું ઘડવાનું બાજુએ રાખીને એમાંથી જે કેટલાક મુદ્દા ઉપસ્થિત થાય છે તેની જ ચર્ચા કરવી જરૂરી લાગે છે. પ્રથમ, મહાસભાવાદી પ્રધાનમંડળો બંધારણનો અંદરખાનેથી વિરોધ કરી સત્તાનાં સ્થાનો કબજે કરી જનતાને મહાસભાના નેજા હેઠળ સંગઠિત ને જાગૃત થવામાં મદદકર્તા થઈ પડે એ હેતુથી રચવામાં આવ્યાં હતાં પ્રધાનમંડળોની નીતિ પ્રાંતિક ને પ્રાદેશિક નહિ પરંતુ રાષ્ટ્રીય હોય. આ સ્પષ્ટતા સાથે પ્રધાનો પ્રધાનપણું સ્વીકારે એ ખુલ્લી વાત હતી. શાહીવાદના સામનાના મોરચામાં મહાસભાની આ એક નવી નીતિ હતી. નહિ કે એ લોકશાસનવાદનો અમલ. આથી લોકશાસનવાદના વ્યવહારના જે સિદ્ધાંતો હોય એ આ નવા પ્રયોગમાં લાગુ પાડી નહિ શકાય. આથી પ્રધાનમંડળો પોતાના પ્રાંતને, મતદાર મંડળને પ્રાંતિક કે સ્થાનિક મહાસભા સમિતિને જવાબદાર હોવા કરતાં રાષ્ટ્રીય મહાસભાને નૈતિક રીતે વધારે જવાબદાર ગણાય. અને નવા બંધારણનો અમલ, એક લડાયક મોરચા તરીકે થતો હોઈ એના સક્રીય કાર્યકરો (Active workers) એક સૈન્યની માફક મધ્યસ્થ સેનાનાયકોને જવાબદાર ગણાય. વિગ્રહશાસ્ત્રમાં લોકશાસનનો સિદ્ધાંત નહિ પરંતુ મધ્યસ્થશાસન કે વ્યક્તિશાસનનો સિદ્ધાંત માન્ય સિદ્ધાંત હોય છે. આથી દરેક પ્રાંતિક પ્રધાનમંડળ સીધું મહાસભાનિયુક્ત સેનાનાયકોને જ જવાબદાર ગણાય. વિગ્રહી ને ક્રાંતિકારી પક્ષની વિશુદ્ધિ તો જ જાળવી શકાય. વૈયક્તિક રીતે પ્રધાનપદ માટેનો દરેક ઉમેદવાર મહાસભાવાદી, ઉપલા સિદ્ધાંત ને નીતિનો સ્વીકાર કરવા બંધાયા પછી જ એની એવી ચૂંટણી કરવામાં આવી હતી.

## ખરેની જવાબદારી

ડૉ. ખરે અને એમના મતવાદીઓએ આ એક અગત્યનો સિદ્ધાંત નકાર્યો છે. બીજા એક દોષને માટે એને જવાબદાર ગણી શકાય તે એ છે કે પોતાના સાથીઓ વિશે એમને એમ લાગ્યું કે એમની સાથે એમનાથી કામ થઈ શકે એમ જ નથી, ત્યારે પ્રથમ એમણે પાર્લામેન્ટરી બોર્ડ સમક્ષ રાજીનામું મૂકવું જોઈતું હતું. અથવા ઓછામાં ઓછું જે પક્ષે એમને વડાપ્રધાનની જવાબદારી સોંપી હતી એ પક્ષ સમક્ષ રાજીનામું પેશ કર્યા પછી જ ગવર્નર સમક્ષ એઓ રાજીનામું મૂકવા જઈ શકે. કારણકે એઓ પોતાના પક્ષને અને વર્કિંગ કમિટી કે પાર્લામેન્ટરી કમિટીને જવાબદાર હતા, નહિ કે ગવર્નરને. જે રીતે પક્ષે એમને પક્ષનાયક તરીકે જાહેર કર્યા પછી જ ગવર્નર એમને પ્રધાનમંડળ રચવા બોલાવી શકે તે જ રીતે પ્રથમ પક્ષનાયક તરીકે છૂટા થવા માટે પક્ષ સમક્ષ રજૂ થયા પછી જ એઓ ગવર્નરને વડાપ્રધાન પદથી છૂટા કરવા કહી શકે. એ જ રીતે એઓ વર્કિંગ કમિટી કે પાર્લામેન્ટરી કમિટીને જવાબદાર હતા. આ બધું કર્યા વિના પોતાને ન ફાવતા સાથીઓને દૂર કરવા પોતે રાજીનામું આપીને વડાપ્રધાન રાજીનામું આપતાં એના સાથીઓએ રાજીનામું આપવું જોઈએ એમ એમને કહેવું એ વ્યાજબી નહોતું. લોકશાસનનો એ રિવાજ કૉંગ્રેસ પ્રધાનમંડળોને બે રીતે લાગુ ન પડી શકે: પ્રથમ તો, નવું બંધારણ લોકશાસન નથી; અને બીજું, કૉંગ્રેસવાદીઓ લોકશાસનનો અમલ કરવા પ્રધાનો થયા નથી પરંતુ સ્વાતંત્ર્યની લડતને વેગ આપવા પ્રધાનો થયા છે. લોકશાસન કે વ્યક્તિશાસનનો પ્રશ્ન અહીં પ્રસ્તુત જ નથી.

એમની બીજી ગંભીર ભૂલ પોતે રાજીનામું આપ્યા પછી પોતાના જે વિરોધી સાથીઓએ પાર્લામેન્ટરી કમિટીની રજા વિના રાજીનામું આપવાની ના પાડી એમને ગવર્નર પાસે એની ખાસ સત્તાનો ઉપયોગ કરાવી બરતરફ કરાવ્યા એ છે. જ્યારે મહાસભા ગવર્નર અને એની ખાસ સત્તાઓને જ નિર્મૂળ કરવા કટિબદ્ધ થઈ હોય ત્યાં એના એક અતિ જવાબદાર સ્થાને બેસાડેલ નાયકને હાથે એ અનિષ્ટ વસ્તુઓનો આગ્રહપૂર્વક અમલ કરાવી ઉત્તેજન આપવામાં અનિષ્ટોની પ્રતિષ્ઠા સ્થાપન કરવાનો પ્રયત્ન કરવામાં આવે એ અસામાન્ય ક્ષતિ ને સિદ્ધાંત ચ્યુતિ ગણાય. આ એક જ દોષ ડૉ. ખરેને પોતાના સ્થાન માટે નાલાયક ઠરાવી મૂકે છે.

આથી ડૉ. ખરેને એ સ્થાનેથી ખસેડવાનું પગલું ભરવામાં વર્કિંગ કમિટી દોષપાત્ર નથી. એ માટે ડૉ. ખરે વર્કિંગ કમિટીને જવાબદાર ગણતા નથી એમ એમના હમણાં જ બહાર પડેલ ખરીતા ઉપરથી માલમ પડે છે. મહાત્માજી, વર્કિંગ કમિટી અને પાર્લામેન્ટરી કમિટી સાથે એમની તકરાર બીજા બે મુદ્દા ઉપર મુખ્યત્વે કરીને હોય એવું દેખાય છે. પ્રથમ એ કે એકવાર પોતે ભૂલ કબૂલ કરીને પક્ષનાયક તરીકે—એટલે કે વડાપ્રધાન તરીકે—રાજીનામું આપી દીધા પછી પક્ષની સભામાં નાયક તરીકેની ચૂંટણીમાં ઊભા રહેવા માટે નાલાયક ઠરે એટલા બધા ગુનેગાર પોતે નથી. અને વર્કિંગ કમિટીએ એમને નાલાયક ઠરાવ્યા હતા. એમનો બીજો મુદ્દો એ છે કે પોતાને આ બધું કરવું પડયું એનું કારણ એમના વિરોધી સાથીઓ—શ્રી. પંડિત, મિશ્ર ને મહેતા—પોતાને વફાદાર ન રહ્યા ને એમને ઉથલાવી નાખવા માટે કાવતરાં કરી રહ્યા હતા એ હોવાથી, આ આખા કમનસીબ પ્રકરણની જવાબદારી એમની પણ છે. માટે એઓ—ડૉ. ખરે—જો પક્ષનાયક તરીકે નાલાયક ઠર્યા હોય તો એમના પ્રતિપક્ષીઓ પણ એટલા જ નાલાયક ઠરવા જોઈએ, એમને વડાપ્રધાન કે પ્રધાન ન કરી શકાય.

## વર્કિંગ કમિટીની ભૂલ

પાર્લામેન્ટરી કમિટી તરફથી આ પ્રકરણ અંગે બહાર પાડવામાં આવેલ ખરીતા ઉપરથી એટલું માલમ પડે છે કે આ આખા પ્રકરણમાં શ્રી પંડિત અને એમના બીજા બે સાથીઓ પણ જવાબદાર છે. કારણકે શ્રી. પંડિતને, ખરેને દૂર કરી વડાપ્રધાન થવું હતું. વસ્તુસ્થિતિ આમ જ હતી તો ડૉ. ખરેને નાલાયક ઠરાવતાં વર્કિંગ કમિટીએ શ્રી પંડિતને કે એમના સાથીઓને ફરી પ્રધાનમંડળમાં દાખલ ન થવાની સલાહ આપવી જરૂરી હતી. ડૉ. ખરેની મોટામાં મોટી ફરિયાદ એ જ છે. કદાચ વર્કિંગ કમિટીનો એમને પ્રધાનમંડળમાં દાખલ કરવાનો હેતુ એટલો જ હોય કે જેમને ગવર્નરે પોતાની ખાસ સત્તા વાપરીને બરતરફ કર્યા હતા એમનો એ જ ગવર્નર પાસે ફરી પ્રધાનો તરીકે સ્વીકાર કરાવવો. કારણ, ખાસ સત્તાનો ઉપયોગ કરવામાં વર્કિંગ કમિટી અને મહાત્માજી ગવર્નરની મહાસભાને બદનામ કરવાની હલકી રમત માને છે. જો એમ જ હોય તો વર્કિંગ કમિટીનું પગલું વ્યાજબી ગણી શકાય. પરંતુ ગવર્નરને હાથે મહાસભાને બદનામ થતી અટકાવવાનો પ્રયત્ન કરતાં શ્રી. પંડિતને વડાપ્રધાન બનાવી ડૉ. ખરેને સમસ્ત વર્કિંગ કમિટી વિરુદ્ધ ઝેરીલો પ્રચાર કરવાનું અને એ રીતે મહાસભાને ક્યાંયે વધારે બદનામ કરવાનું કારણ આપ્યું છે. જો વર્કિંગ કમિટીને ડૉ. ખરે અને શ્રી. પંડિત સિવાય બીજા કોઈ મહાસભાવાદીઓ પ્રધાનમંડળ માટે હાથ નહિ

લાગ્યા હોય તો મધ્યપ્રાંતને બિનમહાસભાવાદી પ્રાંત જાહેર કરવામાં બહુ ગેરલાભ થાય એમ નહોતું. કારણ કે મધ્યપ્રાંતમાં મહાસભાવાદી પ્રધાનમંડળ ચાલુ રાખીને ઉડાવવા ધારેલા લાભને ભૂંસી નાખી કેટલાયે કાળા ડાઘ પાડે એવી જાતની અક્ષુણ્ણ પ્રવૃત્તિમાં મચ્યા રહેવાનું ડૉ. ખરેને એથી કારણ મળ્યું છે. વર્કિંગ કમિટીએ આ આખા પ્રકરણને અધૂરું સંકેલી લેવામાં ભૂલ કરી હોય એવું ડૉ. ખરેની હાલની કૉંગ્રેસવિરોધી પ્રચારપ્રવૃત્તિથી લાગ્યાં વિના નથી રહેતું.

## વિકૃત મનોદશા

ઘણીવાર સત્તા સિદ્ધાંત ભૂલાવે છે ધ્યેય પણ અળગું કરી મૂકાવે છે. સત્તાવાદીઓને મળતી નિરાશાનો પ્રત્યાઘાત સત્તાથીયે મહા ખૂરો હોય છે. સત્તા જો સિદ્ધાંતવાદીના સિદ્ધાંતને ભુલાવતી હોય તો એમાં મળતી નિરાશા સિદ્ધાંતવાદીને સ્વસિદ્ધાંતનું નિકંદન કરવા પણ પ્રેરે છે. શ્રી ખરેને વડાપ્રધાન થવું હતું એમ સરદારશ્રીના એક સ્ટેટમેન્ટ ઉપરથી માલમ પડે છે. વડાપ્રધાનની સત્તા ઉપર આવ્યા પછી એઓ 'લેક ઑવ જજમેંટ' ખોઈ બેઠાનું એઓ કબૂલે છે. પણ સત્તા ઉપરથી ઉથલી પડયા પછી એમની દૃષ્ટિ એટલી વિકૃત થઈ ગઈ છે કે હવે મહાસભાના ધૂરાવાહકોને વગોવવામાં આખી મહાસભાની પ્રતિષ્ઠા તોડી રહ્યા છે. અને એની સાથે 'સ્વાતંત્ર્યનું જાહેરનામું' તો ક્યાંયે ભૂલાઈ ગયું છે. અધિકારગ્રહણની નીતિની આ જ જો દિવાળી બાકી નીકળવાની હોય તો જેટલી વહેલી એને રજા આપવામાં આવે એટલું વધુ નુકસાન થતું અટકે ખરું.

તા. ૫-૯-૩૭

———o———

# पर्यूषण पर्व
[ बे व्याख्यानो ]

काका कालेलकर

## १. जैनसमाज साथेनो मारो परिचय*

પરમાનંદભાઈએ મને બહુ અઘરો વિષય સોંપ્યો છે. અમુક માણસ પોતાને વિષે કેવો અભિપ્રાય ધરાવે છે એ જાણવાનો રસ સૌને હોય છે. એ જ કારણે આટલી મોટી સંખ્યામાં આપ સૌ અહીં હાજર થયા છો એમ હું માનું છું. પણ જૈનો આગળ ઊભા થઈ જૈન સમાજ કે ધર્મ સાથેનો પોતાનો પરિચય રજૂ કરવો એ સહેલી વાત નથી. હું તો એડમંડ બર્કના મતનો છું કે કોઈપણ જાતિ, સમાજ કે રાષ્ટ્ર વિષે 'સાર્વત્રિક સિદ્ધાંત બંધાય જ નહિ. દરેક સંસ્કૃતિની વિશિષ્ટતાઓ ભલે હોય, પણ સમાજમાં તો અનેક જાતના લોકો હોય. અમુક લોકો સારા ને અમુક નરસા એવો ભેદ પડાય જ નહિ. મનુષ્યજાતિ બધે સરખી જ છે.

અને જૈન સમાજ સાથેનો મારો પરિચય ક્યાં બહોળો છે? હું તો અમુક મિત્રોને જ ઓળખું. મેં મુસાફરી ખૂબ કરી છે, પણ તે તો નદી અને પર્વતો, તીર્થો અને મંદિરો, ગામડાં અને તેમનો ભૂખમરો એ જોવા માટે. સમાજની વિવિધ પ્રવૃત્તિઓ સાથેનો મારો પરિચય પરિમિત જ છે. જે છે તે વિદ્યાર્થીઓ અને અધ્યાપકો સાથે. ઈશ્વરે મને બહુ સારા મિત્રો આપ્યા છે. પણ આખા સમાજ વિષે હું કેમ બોલું?

માણસનો પરિચય ઓછો હોય કે વધારે, સાથે સાથે અભિપ્રાય તો બાંધવો પડે જ છે; કેમકે અભિપ્રાય બાંધ્યા વગર વ્યવહાર સંભવે જ નહિ પણ એવો અભિપ્રાય વ્યક્ત ન થઈ શકે. પોતાના મન સાથે પણ એનું પૃથક્કરણ ન થાય. એ નિશ્ચિત હોય તોયે અવ્યક્ત જ રહી શકે.

મારા અનુભવ પરથી એટલું કહી શકું કે કોઈ પણ સમાજ પોતે શ્રેષ્ઠ હોવાનો દાવો ન કરી શકે. હું તો એટલે સુધી કહું કે બીજી કોમો કરતાં પોતે વધારે અહિંસક હોવાનો દાવો પણ જૈનોએ ન કરવો ઘટે. વિગતોમાં કે રિવાજોમાં ભલે ભેદ હોય, પણ ગુજરાતની બધી જ કોમો સરખી રીતે અહિંસક છે. તમે ઇચ્છો તો એ દાવો જરૂર કરી શકો કે જૈનધર્મના પ્રચારને લીધે અને તમારા સહવાસને લીધે લોકોમાં આટલી અહિંસા છે.

કોઈ પણ વ્યક્તિ કે સમાજ વિષે બોલતાં બીજી એક અગવડ નડે છે. ગુણો બતાવીએ તો તે ખુશામત કે ઉપરઉપરનો વિવેક મનાય છે; જાણે માણસ દોષો બતાવતી વખતે જ સાચું બોલતો હોય. અને દોષો બતાવવામાં માણસે તટસ્થબુદ્ધિ રાખી હોય તોયે કોઈ એ માને નહિ.' મારા જેટલા જૈન મિત્રો છે તેમની ઉદારતા અને સહિષ્ણુતા ઉપર હું મોહિત

* તા. ૨૭-૮-૨૯ના રોજ જૈન યુવકસંઘ, મુંબઈના આશ્રય હેઠળ આપેલું વ્યાખ્યાન.

છું. ચુસ્ત જૈન સમાજમાં તેમની કેટલી પ્રતિષ્ઠા છે તે હું જાણતો નથી; પણ મારે મન તેઓ અહિંસાના સાચા ઉપાસક છે. જૈનોની સંકુચિતતા વિષે મેં ઘણું સાંભળ્યું છેઃ—દાન કરે તો તે પોતાની કોમો પૂરતું જ; મદદ કરે તો પોતાની કોમના યુવાનોની કેળવણી માટે જ; ફંડો ભૂમાં કરે કે છાત્રાલયો ખોલે તોયે તે કોમી લાગણીથી જ. એ વિષે હું તો એટલું જ કહી શકું કે મારો અનુભવ જુદો છે. જે રાષ્ટ્રીય વિદ્યાપીઠમાં હું કામ કરું છું તેનું વિશાળ મકાન એક જૈન ગૃહસ્થે બંધાવી આપ્યું છે. બધા ધર્મોના ધર્મગ્રંથોમાંથી અહિંસાશાસ્ત્ર શોધવા માટેની સરસ સગવડ બીજા એક જૈને કરી આપી છે. દેશની દુર્દશાના ઓસડ તરીકે જે ગ્રામસેવાની યોજના અમે હમણાં હમણાં અમલમાં મૂકી છે તેની આર્થિક બાજૂનો ભાર પણ એક ઉદાર હૃદયના જૈને જ ઉપાડી લીધો છે. આવા આવા કેટલાયે દાખલા આપી શકાય.

પણ તમે તો કહેશો કે 'દરેક કોમમાં આવા ઉદાર ગૃહસ્થો હોય પણ ખરા; કોમ તરીકે અમારી કંઈક ખામી તો બતાવો.' ખામીઓ બતાવું એટલો નિકટનો હજી મારો પરિચય નથી. પણ જે શંકાઓ થઈ છે તે જ અહીં પ્રશ્નરૂપે પૂછી લઉં.

ગુજરાતના જૈનો મોટે ભાગે શહેરમાં રહે છે કે ગામડાંમાં? જો શહેરમાં જ રહેતા હોય તો તમારે એનો ખૂબ વિચાર કરવો જોઈએ. જૈનો ઘણે ભાગે ખેતી કરતા જ નથી.' શું એ વાત સાચી છે? જો સાચી હોય તો એ પરિસ્થિતિ ગંભીર છે એમ મારે કહેવું જોઈએ. તમારે તમારી હસ્તી વિષે અને પ્રતિષ્ઠા વિષે જેટલી કાળજી લેવી જોઈએ તેટલી તમે નથી લેતા એમ મારે કહેવું જોઈએ; એટલું જ નહિ પણ અહિંસાધર્મના પાલનની પૂરતી તૈયારી તમે નથી કરતા એમ પણ હું કહું.

સમાજશાસ્ત્રના અત્યાર સુધીના મારા અભ્યાસ ઉપરથી મેં એક સચોટ નિયમ તારવ્યો છે કે જે કોમે જમીન સાથેનો સીધો સંબંધ રાખ્યો નથી તેણે પોતાનાં મૂળિયાં ઢીલાં કર્યાં છે. હું એમ માનું છું કે જે અનાજ આપણે ખાઈએ છીએ તે કેમ અને ક્યાં પેદા થાય છે તે આપણે અનુભવથી જાણવું જોઈએ. કેટલેક ઠેકાણે ખેતીમાં થતી હિંસાને કારણે ખેતીથી દૂર રહેવાનું કહેવામાં આવે છે પણ જૈનો આવી દલીલ કરી ન શકે એમ હું ધારું છું. કારણ કે જૈનમતે તો કર્યું કરાવ્યું અને અનુમોદ્યું એ ત્રણેમાં સરખો દોષ કહેલો છે. જે અનાજ ખાવામાં આવે છે તેને લગતી ખેતીનો દોષ ખાનારને લાગે જ છે. આમ છતાં પણ તમારો ધર્મ તેમ કરવા તમને ના કહેતો હોય તો હું લાચાર છું. મને તો જે યોગ્ય લાગે તે કહેવું એ મારો ધર્મ છે.

પૈસાદાર થવાના બે જ માર્ગ છેઃ વેપાર અને લૂંટફાટ. વેપારીઓ વેપાર કરે છે અને અઢળક ધન ભેગું કરે છે. સરકાર લૂંટફાટ કરે છે અને ધનના ભંડાર ભરે છે. સરકાર કહેતાં માત્ર અંગ્રેજ સરકાર નહિ પણ અત્યારની દરેક સરકાર આ જ કામ કરે છેઃ નબળાને નિચોવે છે અને પશુબળથી સર્વત્ર રાજ્ય ચલાવે છે. વેપારથી પૈસો આવે છે પણ જમીન સાથેના સંબંધ સિવાય સમાજમાં સ્થિરતા ન આવે. પૈસો શહેરી ચીજ છે. આપણે શહેરમાં જ રહેવાથી ઘણાયે ગુણો ખોઈ નાખ્યા છે એમાં કાંઈ શક નથી. કુદરત સાથેનો સીધો સંબંધ ગામડામાં રહેવાથી જ બંધાઈ શકે છે. જે ગામડામાં રહે છે તે ઋતુનાં પરિવર્તનો, 'ખુલ્લી હવા, ખુલ્લો તડકો, ટાઢ તાપ અને વરસાદ, ભવ્ય આકાશ અને પંખીઓનો કલરવ- અનુભવી શકે છે. જેને ખેતી કરવી હોય છે તે આકાશ સામે મીટ માંડીને બેસે છે અને

રાત્રિના તારા અને દિવસના સૂર્યપ્રકાશ સાથે એકરૂપ બની જીવન વહન કરે છે. આત્મરક્ષક વૃત્તિ કેળવવા માટે પણ ખેતી ખૂબ આવશ્યક છે. કારણ કે ખેડૂતને કુદરતનાં તેમજ પશુ પક્ષીઓનાં અનેક આક્રમણો સામે સતત ઝૂઝવાનું હોય છે. આ રીતે જ હું કહું છું કે ક્ષત્રીય અને ક્ષેત્રિય(ખેડૂત)માં હું બહુ ભેદ જોતો નથી. આત્મરક્ષક વૃત્તિ હંમેશાં ગામડાના ખેડૂતોએ જ બતાવી છે. શિવાજીએ અને બારડોલીના ખેડૂતોએ આ વાત પુરવાર કરી છે. જ્યારે You shall yield તારે નમવું જ પડશે એવો સત્તાધારીનો હુકમ નીકળે છે ત્યારે I shall neither break nor bend એવો જવાબ ખેડૂત જ વાળી શકે છે.

આ વિશ્વમાં અહિંસા સમાન બીજો ધર્મ નથી. એ તો તમે અને હું બન્ને માનીએ છીએ. એમ છતાં આ દેહે—આ જીવનમાં કોઈ પણ મનુષ્યથી અહિંસા સંપૂર્ણપણે અખત્યાર કરવાનું બની શક્યું જ નથી અને બને તેમ પણ નથી. આપણા જીવનનો ઉદ્દેશ આપણી ચાલુ પ્રવૃત્તિઓમાંથી હિંસાને બને તેટલી ઓછી કરવાનો જ રહી શકે. એટલે જ્યાં સુધી સંસારપ્રવૃત્તિઓ ચાલ્યાં કરે છે ત્યાં સુધી અહિંસાધર્મીઓએ અહિંસાના પ્રયોગો ચાલુ રાખવા જ રહ્યા. આ જ રીતે ખેતીની અંદર પણ આપણે અહિંસાની કેટલી શક્યતા છે તે જોવું જ જોઈએ કારણ કે ખેતીને જેટલી અહિંસક બનાવી શકશો તેટલા પ્રમાણમાં આખું જગત અહિંસક બનવાનું છે. બહારના જીવનમાં અહિંસાની ગમે તેટલી વાતો કરો પણ જેના વિના જગતને ઘડીભર ચાલતું નથી તે અન્નોપાર્જક ખેતીને વિશદ ન બનાવો ત્યાંસુધી અહિંસાધર્મ આપણા જીવનના મૂળને સ્પર્શી શકતો નથી. સંન્યાસી સર્વ પ્રવૃત્તિઓથી દૂર રહીને પોતે મોટો અહિંસક હોવાનો ભલે દાવો કરે પણ એ દાવાની મને બહુ કિંમત નથી. અહિંસાધર્મ જીવતો જાગૃત વિશ્વધર્મ છે અને તેની પૂર્ણતાને આપણે કદી પહોંચી શક્યા જ નથી એ અહિંસાધર્મનો અમલ આપણે હિંસક ગણાતી પ્રવૃત્તિઓથી દૂર રહીને અને એમ છતાં પણ તે પ્રવૃત્તિનાં ફળોનો લાભ લઈને કદી કરાવી શકતા જ નથી. આપણો ધર્મ સંસારસ્થિતિ માટે અનિવાર્ય પ્રવૃત્તિઓમાંથી હિંસાના તત્ત્વને બને તેટલું નાબૂદ કરવામાં રહેલો છે, આ બાબત તરફ જૈનભાઈઓનું ખાસ ધ્યાન ખેંચું છું.

આ રીતે વિચારતાં તો આર્થિક, સામાજિક, રાજકીય, બૌદ્ધિક, આરોગ્યની કે છેવટે મોક્ષની દૃષ્ટિએ પણ જૈનસમાજે જમીન સાથેનો સંબંધ કેળવવો જ જોઈએ એમ હું માનું છું. અને જ્યાંસુધી જૈનો તેમ ન કરે ત્યાં સુધી જૈનોની પ્રતિષ્ઠા સ્થિર ભૂમિ ઉપર નથી એમ હું જણાવું છું.

જૈનસમાજ સાથે મને બહુ ઊંડો કે વિસ્તીર્ણ પરિચય નથી. મને પરિચય છે ઝાડપાન, પશુ અને પંખીઓ સાથે અને જેમની સેવાનો હું સદા લાભ ઉઠાવી રહ્યો છું તેમાંના કેટલાક ગરીબ ભાઈઓ સાથે. મારા જીવનની મુખ્ય પ્રવૃત્તિ કેળવણી છે. વિદ્યાપીઠ, મારા વિદ્યાર્થીઓ અને હું એ જ મારી દુનિયા છે. આ બધું છતાં મને કેટલાક જૈન મિત્રો મળ્યા છે તેઓ બહુ સુન્દર–પ્રેમાળ, ઉદાર અને પુરા સહિષ્ણુ મળ્યા છે અને એમનાથી મને તો જૈનસમાજ માટે હંમેશાં બહુ ઊંચો ખ્યાલ બંધાયો છે. તે ભાઈઓની તમારામાં કેવી અને કેટલી પ્રતિષ્ઠા છે તેની મને ખબર નથી પણ મેં તો તેમનામાં ઊંચું જૈનત્વ અને અહિંસક વૃત્તિ જોયાં છે. અહીં અહિંસકતાનો અર્થ હું ઉદાર સહિષ્ણુતા કરું છું. અને હું માનું છું કે આ એક જ ધરતી એવી છે કે જેની આજની દુનિયાને બહુ જરૂર છે અને જૈનો જો ધારે તો દુનિયાને

આપી શકે તેમ છે. આજે તમે દુનિયામાં ચાલતો માંસાહાર અટકાવી શકો તેમ નથી કારણ કે અત્યારે તો ઊલટો તે બાબતમાં કેટલેક ઠેકાણે બહુ વિચિત્ર પવન વાય છે. જૈનશાસ્ત્રોનું ખૂબ અધ્યયન થાય એટલા માટે જૈન મિત્રો બહુ આતુર હોય છે. કોઈપણ જૈન પુસ્તક મારે છપાવવું હોય તો તેના પૈસા મેળવવા માટે મને બહુ મુસ્કેલી પડે તેમ નથી. પણ આજે આપણે તે કરવાનું નથી. આજે તો આપણે દુનિયાની પીડ જાણવાની છે અને તે કેમ દૂર કરવી તેનો ઉપાય સૂચવવાનો છે. આ ઉપાય જૈનધર્મમાં છે અને જૈનધર્મનું યોગ્ય નિરૂપણ કરવામાં આવે તો દુનિયા તેમાંથી ઘણું સ્વાસ્થ્ય મેળવી શકે.

આજે હું જ્યારે જૈનો શબ્દ વાપરું છું ત્યારે જૈન નામ ધારણ કરનારને હું જૈન ગણું છું એમ નથી પણ જૈનભાવના જેઓમાં ઓતપ્રોત થયેલી છે તેને ઉદ્દેશીને હું કહું છું. એમ સમજશો. 'Hindu View of Life'ના કર્તા રાધાકૃષ્ણ કહે છે તેમ, હું પણ માનું છું કે ધર્માન્તર કરાવવાનો પ્રયત્ન ન અટકે ત્યાં સુધી જગતમાં શાન્તિ વળવાની નથી. દરેક ધર્મમાં પોતાનો વિકાસ સાધવા માટે પૂરતો અવકાશ અને સામગ્રી હોય જ છે. દરેક ધર્મ ઓછેવત્તે અંશે અહિંસાપરાયણ છે અને તેટલા પૂરતું તેમાં જૈનત્વ રહેલું જ છે.

મારે તો તમને બે જ સૂચના આપવાની છે: સહિષ્ણુ બનો અને જીવનની જરૂરિયાતો બને તેટલી ઓછી કરો. જ્યાં સુધી તમારી હાજતો ઓછી ન કરો ત્યાં સુધી તમે સાચા અહિંસક બની શકો જ નહિ. આપણું સામાન્ય જીવન જાતજાતના દ્રોહથી જ ભરેલું છે. ધન સંપત્તિ અદ્રોહથી મળી શકે જ નહિ. તમારામાંના થોડાકને તપ જપ કરવાની સગવડ કરી આપો અને બાકીના તમે બધા કરતા હો તે કર્યા કરો. તેથી અદ્રોહી કે અહિંસક થઈ શકાય જ નથી.

હિંદુ ધર્મે એક જ વાત કહી છે અને જૈન ધર્મ તેમાં આવી જ જાય છે—કે કોઈ પણ ધર્મ ખોટો છે એમ કહી શકાય જ નહિ અને દરેક ધર્મના સત્યાંશનો આશ્રય લઈને મનુષ્ય પરમ કોટિને પામી શકે છે અને તેથી ધર્માન્તર કરવું તે મિથ્યા છે. આ જ વિચારમાં સ્યાદ્વાદ તત્ત્વનો સાર આવી જાય છે. બીજા કહે છે તે તદ્દન ખોટું કહે છે એમ કહેનાર પ્રથમ તો સ્યાદ્વાદમૂલક જૈન ધર્મનો જ દ્રોહ કરે છે, આ તમે બરોબર સમજો. આની અંદર જ દુનિયાનાં દુઃખોની ખરી દવા રહેલી છે.

તમે પૈસા ખરચી પંડિતો ઉત્પન્ન કરશો તેથી તમારું સાહિત્ય પુષ્કળ વધશે પણ તેથી ધર્મ કે જગતનો કશો ઉદ્ધાર નહિ થાય. ગાંધીજીને કેટલાએ લોકો ઉત્તમ જૈન–ઉત્તમ હિંદુ–તરીકે સ્વીકારે છે તે તેમના પાંડિત્યને લીધે નહિ પણ તેમના ચારિત્ર, અનુભવ તથા તપશ્ચર્યાને લીધે. આ જ ગાંધીજી એમ કહે છે કે આમાંનું કેટલુંક સારું સારું તેમને શ્રીમદ્ રાજચંદ્ર પાસેથી મળ્યું છે અને આ રાજચંદ્રમાં પણ અસાધારણ પાંડિત્ય નહોતું પણ તપોમય જીવન અને વિશ્વવ્યાપી વિશાળ ભાવના હતા. આ તમે અખત્યાર કરીને જૈન ધર્મનું જગતને સાચું દર્શન કરાવો. આજે કેટલાક પાશ્ચાત્ય વિચારકો માને છે કે હિંદે પોતાનો સંદેશો જગતને સંભળાવી દીધો છે અને જગતે પોતા તરફથી ઝીલી લીધો છે. હવે હિંદે કશું દેવાનું નથી, તેને જીવવાનો હવે કશો અધિકાર રહ્યો જ નથી. જો આપણે હવે કશું દેવાનું ન હોય અને આપણે મૃતપ્રાય બની ગયા હોઈએ તો ઉપરનો અભિપ્રાય આપણે સ્વીકારી લઈએ. જો તેમ ન હોય તો આપણે આપણામાં પ્રેરણા–ઉત્સાહ–ઓજસ્વિતા અને નવનિર્મિત દાખવીએ, આપણા વારસામાં ઉત્તરોત્તર વધારો કરીએ અને આપણા અસ્તિત્વથી જગતને સમૃદ્ધ અને ગૌરવાન્વિત કરીએ.

## ૨. ભારતવર્ષના ધર્મો*

કોણ જાણે ક્યાંથી પણ દુનિયાના બધા જ ધર્મો આપણે ત્યાં આવી ચઢ્યા છે અને કોઈને સુખેથી રહેવા દેતા નથી. હવે એ ધર્મોનું કરીશું શું એવો વિચાર ઘણા લોકોના મનમાં અવારનવાર આવે છે. કેટલાક કહે છે કે જેમ અરબસ્તાનમાં કેવળ ઇસ્લામીઓ જ રહી શકે છે; યુનાઇટેડ સ્ટેટ્સમાં અંગ્રેજી ભાષા જ ચાલી શકે છે; તેમ હિંદ માટે પણ હોય તો કેવું સારું ? હિંદમાં એકલો હિંદુ ધર્મ જ હોત અને બીજા ધર્મોને અહીં રહેવાની મનાઈ કરવામાં આવત તો કેટલું સારું ? બીજા કેટલાક કહે છે કે ધર્મની બલા જ શા માટે જોઈએ છે ? બધા જ ધર્મો સરખા ફેંકી દેવા જેવા છે. એમાં એકને જ રાખીએ અને બાકીનાને હાંકી કાઢીએ એનો અર્થ શો ?

અને એમ પણ પૂછી શકાય કે ભિન્નધર્મી લોકોને બહારથી આવતા તમે વખતે અટકાવી શકો, પણ સનાતન કાળથી આ દેશમાં જ રહેનારા લોકોમાંથી કેટલાક જો પોતાની ધાર્મિક માન્યતા ફેરવે અથવા બહારના કોઈ ધર્મનો સ્વીકાર કરે તો એને કેમ રોકી શકો ? માણસ ઉપર જબરજસ્તીથી સત્તા ભોગવવાનો કોઈ ધર્મને અધિકાર જ શો છે ? આવી રીતે ધર્મ વિષેની ચર્ચા ચાલે છે. કેટલાક ઊંઘણશી ધર્મોને કાને હજી એ ચર્ચા પહોંચી જ નથી, કેટલાક નસીબવાદી ધર્મો જે થવાનું હશે તે થશે, આપણું શું ચાલવાનું હતું ? આપણે પડ્યા રહીશું અને જે થશે તે સહન કરીશું એમ કહી બગાસાં ખાય છે. કેટલાક ધર્મ હાંફળાફાંફળા બની પોતાની યોગ્યતા અને પોતાનો અધિકાર સિદ્ધ કરવા માટે દાખલા દલીલો ભેગાં કરે છે અને કેટલાકને થાય છે કે રાજ્યસત્તા વગર ધર્મ ટકી જ ન શકે, માટે રાજ્યસત્તાનું શરણ લીધે જ છૂટકો.

એક જમાનો એવો હતો કે જ્યારે ધર્મો સર્વોપરી સત્તા ભોગવતા હતા. રાજાને ગાદી પરથી ઉઠાડી મૂકવા એ પણ ધર્માચાર્યોની સત્તા હતી. રાજ્યાભિષેક વખતે ધર્મગુરુ જ રાજાને રાજત્વ આપતો. ઈંગ્લાંડના એક રાજાને પોતાનો મુગટ પોપને ચરણે ધરી તેને સાષ્ટાંગ પ્રણિપાત કરવો પડ્યો હતો. અને રોમનો પોપ પોતાના શિષ્યરાજાઓ વચ્ચે આખી દુનિયાની વહેંચણી કરી શકતો હતો.

પણ ધર્મસંસ્થાની એ પ્રતિષ્ઠા આગળ જતાં રહી નહિ. રાજાઓ સર્વોપરી થયા અને ધર્મ અંતે રાજાનો આશ્રિત બન્યો. વ્યક્તિઓના જીવનમાં પણ ધર્મનું સર્વોપરીપણું ઓછું થયું, સત્તા અને સંપત્તિ એ બેની જ પ્રતિષ્ઠા વધી.

ધર્મનો આ અધઃપાત શાથી થયો ? કારણ સ્પષ્ટ છે. ધર્મોએ રાજ્યવ્યવસ્થાનું અનુસરણ કર્યું, અનુકરણ કર્યું, રાજ્યસંસ્થાના નમૂના ઉપર ધર્મસંસ્થાનું તંત્ર રચ્યું અને સત્તા તેમજ અધિકારની પરંપરા ઊભી કરી. યુરોપમાં પોપની જે સત્તા હતી, ઇસ્લામી દુનિયામાં ખલીફાની જે સત્તા હતી તેવી સત્તા આપણે ત્યાં ધર્માચાર્યો, શંકરાચાર્યો, અને રાજપુરોહિતોને કોઈ કાળે હતી નહિ, છતાં આપણે ત્યાં પણ ધર્મસંસ્થાએ રાજ્યસંસ્થાનું અનુકરણ નથી કર્યું એમ નથી. ન્યાતોનું બંધારણ, ગુરુશિષ્ય સંબંધ વિષેના નિયમો, મંદિરોની વ્યવસ્થા એ બધાં પાછળ રાજ્યતંત્ર જેની જ યોજના છે. પરિણામે ધર્મના મૂળમાં જ સડો પેઠો, પણ જે વખતે રાજ્ય-

* સં. ૧૯૯૩ના પર્યુષણ પર્વ અંગે મુંબઈમાં આપેલું વ્યાખ્યાન.

સત્તાનું અનુકરણ શરૂ થયું તે વખતે તો લોકોને થતું કે હવે ધર્મનો વિજય થયો છે; હવે ધર્મની સાચી સ્થાપના થઇ છે. પણ ધર્માચાર્યોની સત્તા વધી ત્યારે જ ધર્મ ક્ષીણ થવા લાગ્યો. અને ખરી ધાર્મિક પ્રેરણા આચાર્યોના હાથમાંથી સરકી જઇ સંતો પાસે ગઇ. હિંદના સંતો મોટે ભાગે તંત્રવિમુખ જ રહ્યા અને જ્યાં એમણે તંત્ર ઊભું કર્યું ત્યાં રાજતંત્રની ઢબે નહિ પણ લોકજીવનને અનુકૂળ એવું જ તંત્ર રચ્યું. યુરોપમાં શું અને આપણા દેશમાં શું, તંત્રવિમુખ સંતોને લીધે જેટલો ધર્મ ટક્યો તેટલો જ ટક્યો છે.

જૂની એક કહેવત છે ' એક કંબલ પર બાર ફકીરો સુઇ શકે છે, પણ એક મોટા સામ્રાજ્યમાં બે બાદશાહો નભી શકતા નથી." રાજ્યતંત્રનું જ્યાં અનુકરણ હોય ત્યાં એક ઠેકાણે એક જ ધર્મ નભી શકે. હિંદુસ્તાનમાં તમામ દુનિયાના ધર્મો ભેગા થયા છે, કેમકે હિંદુસ્તાન ખરું જોતાં બાર ફકીરોનો કંબલ છે—આજે ન હોય તો યે એ ફકીરોનું કંબલ થવા માટે જ સર્જાયું છે.

જે કોઇ માણસ હિંદ જોવા આવે છે તે પહેલો જ ઉદ્‌ગાર કાઢે છે કે હિંદ એ એક વિશાળ ધર્મકુટુંબ છે. વાત સાચી છે, પણ એ સંપીલું કુટુંબ નથી. ઘણાંખરાં હિંદુકુટુંબોમાં જેમ ભાઇ ભાઇઓ નોખાયે થતા નથી અને સલાહસંપથી રહી પણ શકતા નથી, અખંડ વિખવાદ ચાલ્યા જ કરે છે; તેમજ હિંદુસ્તાનના ધર્મોનું પણ છે. વખતે એમ હશે કે હિંદુ કુટુંબ જ્યારે આપણે સુધારી શકીશું અને પરસ્પર પ્રેમ અને આદરથી સુખસંપથી રહેતાં શિખીશું ત્યારે જ ધર્મનો સવાલ પણ ઉકેલાશે અને જ્યાં આજે કેવળ કોલાહલ સંભળાય છે ત્યાં વિશ્વસમૃદ્ધ સંગીત ગગનમંડળને ભરી દેશે.

વાત એ છે કે રાજાઓ અને સરકારો મનુષ્યના બાહ્ય જીવન ઉપર જ અધિકાર ભોગવી શકે છે, અને તેથી જ એ દુન્યવી તંત્ર ઊભું કરી એ વાટે પોતાનો ઉદ્દેશ સાધી શકે છે, જ્યારે ધર્મની અસર મૂળે આંતરિક રહી છે. અંતરની અસર પોતાની મેળે બહાર પડે તે જ શુભ છે એમ ધર્મ જાણે છે. રાજસત્તાના વાતાવરણમાં ધર્મોએ જીવન કરતાં માન્યતા ઉપર વધારે ભાર મૂક્યો છે. ધાર્મિક જીવન ગમે તેવું હોય, ધાર્મિક માન્યતામાં સંમતિ હોય એટલે બસ એવું વાતાવરણ ઊભું કરી આપણે ધર્મને ગૂંગળાવી નાખ્યો. ધર્મનું રહસ્ય એના પાલનમાં, એના આચારમાં, અને ધર્મપરાયણ ચિત્તવૃત્તિમાં છે. ઊલટું ધાર્મિક માન્યતામાંથી ધર્માભિમાન અને પરમત અસહિષ્ણુતા ઉત્પન્ન થાય છે. ધાર્મિક જીવનમાંથી ધર્મપરાયણતા ઉત્પન્ન થાય છે અને એમાંથી જ સર્વધર્મ સમભાવ કેળવાય છે.

યુરોપમાં ધાર્મિક માન્યતામાં સર્વસમાનતા જાળવવા માટે ભારે પ્રયત્નો થયા અને ભારે ક્લેશો ઊભા કરવામાં આવ્યા. આપણે ત્યાં માન્યતાઓની બાબતમાં છૂટ હતી, પણ આચારધર્મમાં આખા સમાજને યાંત્રિક સકંજામાં પકડી રાખવામાં આવતો. પરિણામે બૌદ્ધિક સ્વતંત્રતા તો ખીલી, પણ બુદ્ધિ પ્રમાણે કર્મ કરવાની છૂટ ન હોવાથી—વિચાર પ્રમાણે આચાર કેળવેલો ન હોવાથી—બુદ્ધિનું તેજ ક્ષીણ થયું, ધર્માધર્મની અને દ્વૈતાદ્વૈતની ચર્ચા કેવળ ડિબેટિંગ કલબ જેવી થઇ ગઇ. ધર્મ હંમેશાં પારમાર્થિક ( serious ) વસ્તુ હોવી જોઇએ, જેવી માન્યતા એવું જીવન—એવું થઇ જાય ત્યારે જ બુદ્ધિ શુદ્ધ અને શુભ રહે છે અને આચાર માણસાઇ ભરેલો, અવિકૃત અને સંસ્કારસંપન્ન થાય છે. Live what you believe એ જ મોટામાં મોટું ધર્મસૂત્ર અને જીવનસૂત્ર છે.

પણ ધાર્મિક આદર્શ પરમોચ્ચ કોટીએ પહોંચેલો હોવાથી એના આચરણમાં ભોળા અને આકરા વર્ગો પડવાના, શ્રાવક અને સાધુ, સંન્યાસી અને ગૃહસ્થ, શ્રમણ અને શ્રામણેર એવા ભેદો પેદા થયા પછી માન્યતાઓને બરાબર વળગી રહો અને આચરણની શિથિલતા દરગુજર કરો એવું વાતાવરણ આવવાનું જ અને એમાં—આટલામાં—દોષો નથી આવતા પણ ઈંગ્લાંડમાં પ્રોટેસ્ટન્ટ વેપારીઓએ બીજું એક સૂત્ર શોધી કાઢ્યું. ધર્મ એ જીવનનું કેવળ એક અંગ છે. ધર્મને ઠેકાણે ધર્મ શોભે. વ્યવહારમાં બધે જ ધર્મને લઈ આવો તો વ્યવહારે બગડે અને ધર્મે બગડે, એમ કહી ધર્મને એમણે જીવનનું એક શચરચીલું બનાવી દીધું.

હવે લોકો એટલા ઠાવકા પણ રહ્યા નથી અને ધર્મનો ખ્યાલ પણ એટલો છીછરો રહ્યો નથી. ધર્મ એટલે જીવન-સંસ્કારણ, જીવન-પરિવર્તન એટલું સમજાઈ ગયું છે. હવે જો ધર્મોની વ્યવસ્થા કરવી હોય તો ધર્મ ધર્મ વચ્ચેનો ઝઘડો છોડી દઈ તમામ ધર્મમાં જે લોકો સાચા ધર્મનિષ્ઠ છે તેમણે નર્યા તાત્ત્વિક ભેદ ભૂલી જઈ હાર્દિક એકતા ઓળખી માંહોમાંહે સંગઠ્ઠન કરવું જોઈએ. દરેક ધર્મમાં ધર્મપરાયણ લોકો પણ હોય છે, અને ધર્માભિમાની લોકો પણ હોય છે. ધર્મપરાયણ લોકો ધાર્મિક જીવનમાં ઊંડે ઊતરે છે, પોતાની જાતને સુધારવા અખંડ મથે છે અને એ રીતે ધાર્મિકતાની સુવાસ ફેલાવે છે પણ આજના જમાનામાં આગેવાની ભોગવે છે ધર્માભિમાની લોકો; એમને ધાર્મિક આચરણની તો પડી નથી હોતી. એમને તો ધર્મને નામે એક દુન્યવી સંગઠ્ઠન જ ગોઠવવાનું હોય છે. એવા લોકો જ તે તે ધર્મના અનુયાયીઓને ઉશ્કેરી ધાર્મિક ઝગડાઓ પેદા કરે છે અથવા ચલાવે છે.

અને જ્યારે આવા ધર્મ વચ્ચેના ઝગડાઓ ચાલે છે ત્યારે ધર્મશુદ્ધિનું કામ મોળું પડે જ છે. ધર્મ સુધારક જો આત્મશુદ્ધિને અર્થે પોતાના સમાજના દોષો ખોલી બતાવે તો શત્રુ આગળ ઉઘાડા પડીશું એ બીકે સેવાઓનો અવાજ ગૂંગળાવી નાખવામાં આવે છે. ભિન્ન ધર્મી લોકો એક બીજાના શત્રુ નથી, પણ સાચા શત્રુ તો અધર્મી એટલે કે ધર્મવિરોધી લોકો જ છે. એ વાત જનતાને સમજાવવી જોઈએ.

એ વાત આપણે સ્પષ્ટ જાણવી જોઈએ કે આજના સામાજિક જીવન માટે દરેક માણસને બધા ધર્મોનું જ્ઞાન—ઓછુંવત્તું પણ સમભાવપૂર્વક મેળવેલું જ્ઞાન—અત્યાવશ્યક છે; દરેક ધર્મની માન્યતાઓ શી છે, એનું સમાજશાસ્ત્ર શું છે, એને જીવનસિદ્ધિ કેટલી મળી છે અને કઈ ઢબે મળી છે, એનું જ્ઞાન દરેક સંસ્કારી માણસને હોવું જોઈએ.

હું મારું પોતાનું સાચવી બેસીશ, બીજા સાથે મારો સંબંધ શો, એમ કહ્યે પોસાશે નહિ. બધાનું સમજીશ, બધાને મારું સમજાવીશ, બધાનું સહન કરીશ, બધાને સહન કરીશ, અને બધા સાથે ઓતપ્રોત થઈશ, એ જ ધર્મનો હવે યુગધર્મ છે. બધાને એક બીજાનો પાસો લાગવાનો છે અને છતાં દરેક પોતાનું સ્વાતંત્ર્ય પણ જાળવવાનો છે.

હવે એક અત્યંત મહત્ત્વની વાત આપણે પ્રચલિત કરવી રહી—અત્યાર સુધી આપણે માનતા આવ્યા છીએ કે, દરેકને માટે એનો ધર્મ સારો. બધા જ ધર્મો સારા છે, માટે કોઈ પોતાનો ધર્મ છોડે નહિ અને બીજાના ધર્મને વખોડે નહિ. આટલે સુધી આ વાત સારી જ છે. પણ આટલાથી હવે આપણું પતે એમ નથી. સ્વધર્મનું સૂત્ર હવે એકાન્તી જણાય છે. સર્વ ધર્મો સાથે પરિચય કેળવી એમને ઓળખી એ વ્યવસ્થામાં દેખાઈ આવતા મારા સ્વ-ધર્મનું પાલન કરીશ, એ જ આજનો પૂર્ણ ધર્મ છે. સર્વ ધર્મોના અધ્યયન પછી જ સ્વધર્મનું રહસ્ય પૂર્ણપણે સમજાશે અને એમ કરીને જ બધા સાથે આપણે સુલેહસંપથી રહી શકીશું.

શ્રી. શંકરાચાર્યે એ તત્ત્વ ઓળખેલું હતું. એમણે જોયું કે હિંદુસ્તાનમાં અસંખ્ય દેવદેવીઓ પૂજાય છે. અહીંના લોકોની કદાચ ગણત્રી થઇ શકે પણ દેવોની ન થઇ શકે, એટલે એમણે પાંચ દેવોને મુખ્ય કલ્પી બાકીના બધાને એના જ અવતારો બનાવી દીધા. મહાદેવ, વિષ્ણુ, ગણપતિ, દેવી અને સૂર્ય એ પાંચ દેવોને હિંદુ ધર્મના પ્રધાન દેવો તરીકે રજુ કર્યા અને કહ્યું કે આમાંથી જે દેવ તમારા ઇષ્ટ હોય તેની જ પૂજા કરો, પણ એની આસપાસ બાકીના ચારને રાખવા જ જોઇએ અને એમની સાથે જ ઇષ્ટદેવની પૂજા થઇ શકે પૂજા જ્યારે થાય ત્યારે પંચાયતનની જ થાય આમ કરીને એમણે બધા દેવો માટેનો ભક્તો વચ્ચેનો ઝગડો શમાવી દીધો. બધા જ ધર્મો સારા, બધા પ્રત્યે સદ્‌ભાવ હોવો જોઇએ, બધાની ઉપાસના આપણે સમજી લઇએ, એમાં અમુક અંશે ભાગ પણ લઇએ, પણ વળગી રહીએ પોતાના ધર્મને જ. જ્યાં બધા જ ધર્મો સાચા છે ત્યાં ધર્માન્તરને અવકાશ જ ક્યાં રહે? બધા જ સાચા અને બધા જ અમુક અંશે એકાન્તી અને અપૂર્ણ એ વાત સ્યાદ્‌વાદ અને સપ્તભંગી ન્યાય સમજનારા જૈનોએ તરત ઓળખવી જોઇએ. સર્વ ધર્મનું જ્ઞાન થાય ત્યારે જ સ્વધર્મનું રહસ્ય સમજાય. ખરું જોતાં જેટલા ધર્મો છે તેટલી જીવન-પદ્ધતિઓ છે. એ બધી પદ્ધતિઓએ જીવનનું દર્શન માણસને થવું જોઇએ. એટલે જ બધા ધર્મની જરૂર છે. કહેવાય છે કે રામકૃષ્ણ પરમહંસે જુદે જુદે વખતે એ બધા ધર્મોની સાધના જીવી જોઇ અને તેઓ એ જ નિર્ણય ઉપર આવ્યા કે એ બધા રસ્તાઓ એક જ પ્રાપ્તવ્ય તરફ લઇ જાય છે. આ સાક્ષાત્કાર માટે બૌદ્ધિક અહિંસા એટલે સ્યાદ્‌વાદ અને તપની જરૂર છે.

(યુરોપના ક્વેકર લોકો અહિંસાને પૂજે છે, પણ સંયમ અને સ્યાદ્‌વાદ ઉપર એમણે ભાર નથી મૂકયો, તેઓ સંપત્તિના ઉપાસક થયા એટલે આત્માને ભૂલી ગયા.) આત્મા ઉપર વિશ્વાસ એ ધર્મ માત્રનો પાયો છે. જેઓ આત્મામાં નથી માનતા તેમને ગીતાએ આસુરી સંપત્તિવાળા કહ્યા છે, એટલે ખરું જોતાં દૈવી સંપત્તિવાળા અને આસુરી સંપત્તિવાળા એવા બે જ વિભાગ માણસજાતમાં પડી શકે છે અને એ બે વચ્ચે માંડવાળ ન જ થઇ શકે; દરેક માણસના હૃદયમાં ઓછેવત્તે દૈવી અને આસુરી વૃત્તિઓ હોય છે, એટલે એ બે વચ્ચે સનાતન ઝગડો ચાલે જ છે. એ યુદ્ધમાં જો આપણે જીતી શક્યા તો સમાજમાં ધર્મ ધર્મ વચ્ચેનો ઝગડો એની મેળે શમી જશે. દરેક હૃદયમાં જ્યારે દૈવી અને આસુરી સંપત્તિ વચ્ચે ઝગડો ચાલે છે ત્યારે અનેકવાર પરવશ થએલી દૈવી વૃત્તિ બહારથી મદદની આશા રાખે છે, એમાંથી જ ઇશ્વરશરણની વૃત્તિ જન્મી છે. સર્વ ધર્માન્ પરિત્યજ્ય એમ જ્યારે ભગવાને કહ્યું ત્યારે આર્યધર્મ, ઇસ્લામ, બૌદ્ધ કે જૈનધર્મ, શીખ કે ખ્રીસ્તિ ધર્મ, એવા ધર્મો ભગવાનની નજર આગળ ન હતા, જ્ઞાનભક્તિ, કર્મ અને ઉપાસના એ માર્ગભેદનો પણ એમણે ઇશારો કર્યો નહોતો પણ દેશધર્મ અને કુળધર્મ, જાતિધર્મ અને વયોધર્મ, ગુણધર્મ અને શરીરધર્મ, કલાધર્મ અને આપદધર્મ, એવા એવા તે વખતે ચર્ચાતા સંકુચિત અને એકાંગી ધર્મનો વિચાર કરી ભગવાને કહ્યું કે આ બધા ધર્મો છોડી દે, પૂરેપૂરા છોડી દે અને એક આત્મતત્ત્વને શરણ જા! ત્યાં સ્વધર્મ અને સર્વધર્મનું રહસ્ય ખુલ્લું થશે અને રસ્તો જડશે.

———o———

# અ નુ રા ધા

['વિદ્યાપતિ' ચિત્રપટનું એક વિષયવિમર્શન]

સુન્દરમ્

[અનુષ્ટુપ]

વાસંતી કુંજમાં ઘેલી ટહૂકે કોકિલા અને
લીલા કુંજાર છોડોમાં મોગરો કો હસી રહે,
તને તેમ ટહૂકંતી, કુન્દ શાં સ્મિત વેરતી,
નિહાળી ફાગને ટાણે લોકને પંથ લ્હેરતી.

અનુરાધે! સુણી રાધા, અનુરાધા સુણી નથી,
અનુરાધા લહી આંખે, રાધાને ના લહી હજી.
કૃષ્ણને શોધતી, હૈયે રાધતી સાધતી, કળે
બળે કે પામતી, આછી કલ્પના પ્રેમમૂર્તિની
આપી તેં, અનુરાધા ઓ! રાધાથી લેશ ઊન તું.

રાધાથી લેશ તું ઓછી, ઓછી રાધાની પ્રીતથી,
રાધાની રીતથી કાચી, નાચી કાચી ય તું ગઈ.
પણ એ વિણ ના આરો આજના લોકને રહ્યો,
સાચ્ચે એ કૃષ્ણ-રાધાનો યુગ જાણે વહી ગયો.
તે ટાણે ચાહનારું તે ચાહનાર મનુષ્યથી
રહી ના શકતું ભિન્ન, રહેતું ભિન્ન ના હતું.
તે લોકો જાણતાં 'તાં કે, જેહને ઉર સ્નેહ તું
તે જુદું કેમ રે હોય, પર કે કેમ પારકું?
સ્નેહના હક્કની પાસે બીજા સૌ હક્ક ગૌણ છે,
જાણતાં ગોપ ને ગોપી જાણતાં પતિપત્નીઓ.
અને એ ચાહનારાં ત્યાં ચિંતવા ના વિરામતાં
પ્રેમ આ પાપ કે પુણ્ય, દંભ કે દોષ કે કશું?
તેમણે કૃષ્ણને ચાહી સૃષ્ટિના શ્યામ મેલને
સ્નેહની યમુનામાંહે બોળ્યા ધોળ્યા બધા હતા.

રાધા ને કૃષ્ણનાં ભક્તો-ભજનોમાં ભમંત તું
સ્નેહનું શીળું સંગીત સુણતી ને સુણાવતી,
હસતી મુગ્ધ ભાવે ને કૂદતી હરિણી સમી,
રાધાના સ્નેહની શ્યામચ્છાયા શું ભૂ પરે ફરી.

પણ એ સ્નેહની ગાથા રાધાના વિણ અન્યના
નસીબે ના લખી ગાવી ન્હાવી કે જોવી માણવી.
તું ય રે અનુરાધા, કાં અધૂરી આમ રે રહી,
રાધાની સ્નેહકેડીએ સૃષ્ટિને કાં ન લૈ ગઈ?

રાજા ને રાણી ને પેલો કવિ એ ત્રણ સેરમાં
ફૂલની સેર શું ચોથી વણાતી તું લસી રહી,
અનેરી સુરભિથી કો મ્હેકી ગૈ વંધ્ય લોકમાં.
અને એ ચારનો ગૂંથ્યો કલાપસ્નેહ સૃષ્ટિને
જરાયે ના રુચ્યો, જેને રુચે પ્રેમ વિના બધું.

રાધાના સ્નેહથી આખી સૃષ્ટિસ્નેહે ભરાઈ'તી,
સૃષ્ટિનાં ઝેરથી કાયા રાણીની ત્યાં ભરાઈ ગૈ.
આ તે શું ન્યાય કે નીતિ, કોપ કે આંધળો કહું?
જાણતી હો, તને તો એ પ્રશ્ન હું પૂછતો રહું.

રાણીનો સ્નેહ, રાજાનો સ્નેહ, ને સ્નેહ મિત્રનો
ત્રણે તેં નિરખ્યા બેસી ત્રણેનાં ઉરતીર્થ પે.
તો કાં તે નીર ડ્હોળાવા દીધાં એ નિર્મળાં છતાં?
કાં ભીરુ લોકની ભીતિ જીતવા દીધી જાણીને?
અરે એ ત્રણનાં હૈયાં કેમ ના છલકી ઊઠયાં,
અને ત્રૈલોક્યના મેલો ધોઈને જીતી ના ગયાં?
એ હૈયાં સ્નેહનાં તીર્થો, પલ્લવો કે હથેળી શાં,
સમાજે ગંડૂ બાંધેલી નીતિની હાથણીતણાં
પગની હેઠળે જેઓ છૂંદાઇ છિન્ન થૈ ગયાં?
પ્રભુનાં ભજનો એ ને એ આરાધન ઈશનાં,
અધૂરાં જયાં લગી તેઓ જીતી ના સૃષ્ટિને શક્યાં.
આજે એ દૈત્યની સામે દીનતા ધારી જીવતાં
અનેકો સમ એ ત્રણે જીવી-ઝૂરી મરી ગયાં.

એ ત્રણે ઉરથી કાં ના ઈર્ષાએ માનવી ઉરે
વસેલી વશ ના થૈ ના, કવિતા એ કવિતણી
લોકોને કૃષ્ણને સ્થાને કૌટિલ્યે કાં લઈ ગઈ?
ને એ મૂઢતમા રાણી કવિ ને પ્રભુમૂર્તિને
એક જો શકતી જોઈ, તો પછી કોણ દ્રોહના
કારણે પી લીધું એણે આંધળી સૃષ્ટિએ દીધા
વિષને?

બાપડો રાજા પત્નીનો સ્નેહ ભાળીને
કેમ રે ઉરભાંગેલો બન્યો, કાં સ્વસ્થ સંયમે
પોતાનો-પત્નીનો સ્નેહ વહેવા ના દીધ વિષ્ણુના
ચરણે?

ગાન ગાતો તે કવિ મૂઢ કશે વધો
પ્રેમમાં પાપની વ્યાખ્યા, રૂઢિમૂઢ સમાજની
આંધળી એક રીતિને અચલા શાશ્વતા ગણી?
કૃષ્ણ રાધા તણી ગાથા ગપ્પાં જેવી મને ગણી
મૂઢ એ મૂર્ખતાગાણું જાણે આખું ગયો લવી.
તું ઘેરા ઉરથી, ખીલ્યા કુન્દ શા સ્મિતથી સદા
પાણીમાં પોયણી જેવી સ્પર્શતી તો ય સ્પર્શથી
દૂર ને દૂર ઊભીને શંખને ફૂંકતી રહી.

જાણતી તું હતી શું કે કવિની કોચલી કથા
હતી તે પોલી લોકોને સામે તીર્થ લઈ જવા
અસમર્થ જ? કો જાણે? તારાં યે હાસ્ય ફૂદણાં
કદી કે સમજાતાં ના, તું ય કે સમજ્યા વિના
ઘડીમાં અહીંથી ત્યાં ને તહીંથી ઘડીમાં અહીં
ચલ્લી શી ફૂદતી રૂહેતી મૂઢ દોષહીણી છતાં.

શક્યાં ના જેહ જીતી રે ભેદી વ્યૂહો સમાજના
પ્રેમના પથનો રસ્તો ખોલી જે ના જરી શક્યાં,
માત્ર વૈવશ્યનો વેલો પોષી જે પ્રાણથી ગયાં,
એ ત્રણેમાં તને નોખી તારવી લેશ હું શકું.

હસી તું કુન્દ શું મીઠું પિક શું ટહૂકી ગઈ,
તારા એ ભાલની બિન્દી નજરે છે વસી ગઈ.
કેશમાં કમળો ગૂંથી વદને સ્મિતને ભરી
રાધા જો, અનુરાધા! ઓ! તું રે હોત બની, સખી!
તો તને કૃષ્ણની ખોટ આજે યે પડતે નહિ.

૧૭-૫-૩૮

# લેખક બનવાની કેટલીક તરકીબો

[ મણકો ત્રીજો અને ચોથો ]

રમણલાલ છોટાલાલ મહેતા

[ ગતાંકથી ચાલુ ]

૩

એ તો થઈ કવિ થવાની વાત. હવે લેખક, નવલકથા-નવલિકાલેખક થવાના કીમિયા. એ નાટકને માટે પણ ખપ લાગશે.

એને માટે ખાસ મોટામાં મોટી વસ્તુ તો યાદ રાખવાની કે તમારી વાર્તાઓ સામાજિક જ હોવી જોઈએ. એના કારણરૂપ એટલું તો કહીજ શકાય કે તમારી વાર્તા સમાજ વાંચવાની છે. હા, તમે પોતે એકલા વાચીને બેસી રહેવાના હો, તો તો વાત જ કરવાની રહેતી નથી, પરંતુ તમે તો માસિકમાં છપાવશો અને સમાજ આગળ ધરશો. એટલે વાર્તાની વસ્તુ તો સામાજિક જ હોવી જોઈએ, નહિ તો સમાજ તેને વાંચશે નહિ, અને પોતે સુધરતા પહેલાં સમાજને સુધારવાનો તમે જો વિચાર રાખ્યો હોય તો સમાજ સુધરશે પણ નહિ. આજનું સામાજિક અને રાજકીય વાતાવરણ જોઈ ને—નિહાળીને-અવલોકીને-વિલોકીને—(આ જાતની શૈલી મને પણ સહજ છે, એથી મારાં કોઈ અત્યંત વખાણ ન કરે તો સારું!) વાર્તા લખાવી જોઈએ. અને એ બહુ જ સહેલું છે. હાલતાં ને ચાલતાં તમને વાર્તાની વસ્તુ તો મળશે. સામાજિક અને રાજકીય વાતાવરણ 'મુંબઈસમાચાર' કે 'જન્મભૂમિ' દરરોજ વાંચવાથી ઘણી સારી રીતે, ઘણી સારી રીતે એટલે કે મૂળ કરતાં વધુ રસદાયક નીવડે એ રીતે, જાણી શકાશે.... વિજયરાય અને મુનશી વચ્ચે થનાર કુસ્તી વિષે એક જોષીની આગાહી, પ્રેમ કરતી બે કુમારિકાઓમાંથી કોને ચહાવી અને કોને પરણવી એની જગજૂની વિમાસણમાં કોઈ મૂર્ખાએ મારા અપરિણિત મિત્રની સલાહ લીધા મૂકયા વિના કરેલો આપઘાત, કૉલેજથી પાછા ફરતાં કો 'દેવી'ને કોઈક કૉલેજિયને બીતાં બીતાં આપેલી ચિઠ્ઠી—જેમાં દેવી તેનો પ્રેમ ન સ્વીકારે તો આપેલી આપઘાતની ખોટી ધમકી, હિંદુતત્ત્વજ્ઞાનના અભ્યાસી જેવા લાગતા એક ભાઈએ બીજાની પત્નીને પોતાની માનીને જરા મશ્કરી કરી તેથી હાઈકોર્ટ સુધી ચાલેલો કેસ, કોઈક બહાદુર બાળાએ શરીરે મારા જેવાને લગાવેલો તમાચો, વગેરે; તેમ જ શાક સમારવાનો મોટો ચપ્પુ કોઈ અહિંસાવાદીએ રાખ્યો તેથી હથિયાર પ્રતિબંધના કાયદાને લઈને તેને થયેલી પાંચ વર્ષની સખત કેદ અને બૈરીછોકરાં રવડી જાય એટલો જ દંડ, પરમદયાળુ શ્રી વાઈસરૉયની રાજનીતિ—મનુષ્યની ઓલાદ ઘણી સુધરી ગઈ હોવાથી આખલાની ઓલાદ સુધારવા અંગેની, વગેરે વગેરે દરરોજ આવતી વિવિધ પ્રકારની ખબરો પરથી સાચી વસ્તુસ્થિતિનો ખ્યાલ આવી જશે. વર્તમાનપત્રનો કોઈપણ એક અંક વીસપચીસ વાર્તાઓની વસ્તુ પૂરી પાડી શકે એમાં સમજણ ન પડે એવું કશું નથી.

વાર્તાલેખન માટે બીજી મુખ્ય વસ્તુ એ યાદ રાખવાની કે નવલકથા, જિંદગીના ઘણા પ્રસંગો પોતાનામાં સમાવતી હોવાથી અને તેથી તેનું દળ-બળ હમેશાં વધારે હોવાની પરિસ્થિતિ હોવાના કારણે, તેમાં દરરોજ બનતા નાનામોટા બધા જ બનાવો આવવા જોઈએ; અને નવલિકામાં પ્રસંગ થોડા જ આવવા જોઈએ, તેમજ સાધારણ રીતે ત્રીસપાંત્રીસ પાનાંમાં લખાઈ જવી જોઈએ એવું સ્થૂળ બંધન હોવાથી એમાં દરરોજ બનતા એકબે જ બનાવો મૂકવા જોઈએ. વળી વાર્તામાં ચમત્કાર તો આવવો જ જોઈએ. આ વાર્તાના ચમત્કારમાં અને કોઈ બાવાના કે ઋષિના ચમત્કારમાં તાત્ત્વિક ભેદ બહુ ઓછો છે,—અથવા તો નથી. એ 'ચમત્કાર' બતાવનારા માણસો પણ મોટે ભાગે—શ્રી. ર. વ. દેસાઈની નવલકથાઓ પરથી કહું તો—બાવાઓ કે એ પ્રકારના જ પુરુષો હોય છે. આ ચમત્કારિક પુરુષોનું સર્જન કરવું ચમત્કાર વિનાનું, બહુ સહેલું છે, કારણ કે એ લોકો ભલભલા જાદુગરોને પણ થાપ આપે એવા ઇલમીઓ હોય છે; બ્રિટિશ સરકારને પણ હાથ ન લાગે એવી ગુફાઓમાં રહેતા હોય છે; અથવા તો તેને વિષે કોઈપણ ડિટેક્ટિવ કરતાં વધુ જાણતા હોય છે. મુંજાલ, કાક, કે કૌટિલ્યભગવાન જેવા મુત્સદ્દી અદ્ભુત પાત્રો લાવવા હોય તો એમાં જરા પણ મુશ્કેલી પડે એમ નથી. એ પાત્રો એના લેખકની માફક બધું જ જાણતા હોય છે, અથવા તો આખી વાર્તાની વસ્તુસંકલના લેખકે તેના મુત્સદ્દી પાત્રને પહેલેથી જ કહી દીધી હોય છે. સ્ત્રીપુરુષની કેટલીક અંગત વાતો—કે જે વાતો થતી વેળા લેખક બીજા બધા પાત્રોને ઘણી વખત કાઢી મૂકે છે, પણ પોતે તો ત્યાં એકેએક શબ્દ સાંભળવા અદૃશ્ય રૂપે હરહમેશ ઊભો રહે છે (What a complex)-થી આજે પણ ભયંકર ગણાય એવાં કાવતરાં પણ સાથોસાથ જાણતો હોય છે. અને વાર્તામાં આવતા કાવતરાની ગૂંચ ઉકેલવામાં આડકતરી રીતે આગળ પડતો ભાગ લે છે તે પણ લેખક જ! અગમ્યતા કે ગૂઢતા એવી વાર્તાઓનું મુખ્ય લક્ષણ હોય છે. મુનશી લખે છે તેવી વાર્તિકાઓ લખવી તો તદ્દન સહેલી વાત છે.[1]

---

[1] "'તદ્દન સહેલી વાત છે' તો તું કેમ નથી લખતો?" મુનશી જરૂર પૂછશે.

**કેટલાક વ્યવસાયોને લીધે, રાજકીય સ્થિતિને લીધે, અને મુખ્યત્વે સાહિત્યની સ્થિતિને કારણે હું એવી વાર્તાઓ લખું એવી પરિસ્થિતિમાં નથી.**

વળી બીજું પણ એક કારણ શોધું તો જડે એમ છે. જીવનમાં આજે સ્ત્રીઓને આટલું બધું સ્થાન અપાય છે, સ્ત્રી વગર જીવન જ નકામું લેખાય છે (અને એ હું ઘણી તીવ્રતાથી માનું છું!) તો પછી વાર્તામાં પણ સ્ત્રીપાત્ર મૂક્યે જ છૂટકો, કારણ કે "સાહિત્ય એ જીવનનું પ્રતિબિંબ છે." આ પ્રકારના સિદ્ધાંતમાં હું માનતો હોવાથી વાર્તાઓ લખવી એ મારા પ્રેમના સિદ્ધાંતની તદ્દન વિરુદ્ધમાં પડે છે. શ્રી નરોત્તમભાઈ પટેલના મંતવ્યને હું અક્ષરશઃ મળતો થાઉં છું: 'નવલકથાકાર પણ માનસિક રીતે પોતાની નવલકથાની નાયિકા સાથે એકતાર હોય છે.' બીજી કોઈ પણ નાયિકા જોડે એકતાર થાઉં તે મારી પત્નીને જરા પણ ગમે એમ નથી. અને મારા 'પરમપ્રેમ પરબ્રહ્મ'ના મહાસિદ્ધાંતની વિરુદ્ધ તે વસ્તુ છે. હવેથી કોઈ દિવસ વાર્તા લખવાનો વિચાર પણ નથી કરવાનો. {વાચકની વાત વાચક જાણે, કારણ કે ઘણી વાર્તાઓ લખી ઘણી નાયિકાઓ જોડે એકતાર થઈ એ રીતે એને અનેકપત્નીક (Polygamist) થવું ગમે છે કે નહિ તે મને ખબર નથી. } તે ઉપરાંત એ જ લેખમાં આગળ લખ્યા મુજબ 'લેખક પોતે નાયકનાયિકાના સંવાદમાં એકતાર હોય છે અને બીજાને પણ એ રસનું પાન કરાવે છે.' નહિ રે ભાઈ! નહિ; જુદી જુદી નાયિકા જોડે એકતાર થઈ મારે ખોટે રસ્તે જવું નથી, અને 'એ રસનું પાન' કરાવી બીજાને ખોટે રસ્તે ચઢાવવા પણ નથી!

† 'કૌમુદી'નો '૩૬નો દિવાળી અંક: જાતીયવૃત્તિનું સામ્રાજ્ય.

તમે ધારો ત્યારે વાર્તામાં ચમત્કાર લાવવાને તમારા પાત્રનું તમે ખૂન કરી શકો અને દિવ્ય ઔષધિથી કે દેવીપ્રસાદથી તમે એને એની પ્રિયા કે કોઈ બીજીને મળવા જીવતો કરી શકો. કોઈ મહાત્મા પાસે પરમાત્મા, બ્રહ્મ, અગમનિગમ વગેરે અ-લૌકિક 'વાતો' કરાવી મુખ્ય પાત્રનો જીવનપલટો સહેજમાં સાધી શકો. તમને પોતાને જીવંત સૃષ્ટિમાં ઘણી લોટરીઓ ભરી હોવા છતાં એક પણ પાકી ન હોય તો તેના અસંતોષના આવિર્ભાવસ્વરૂપે વાર્તાના કોઈપણ યોગ્યઅયોગ્ય પાત્રને લાખદોઢલાખ રૂપિયા સહેજે અપાવી શકો. વસ્તુતઃ એટલુંજ કહેવાનું કે ચમત્કાર તમારે કોઈપણ પ્રકારે લાવવાનો. ચમત્કાર એટલે આપઘાત જ એમ તમારે સમજવાનું નથી. કેટલાક લેખકો આપઘાત કરે છે,—ના, પોતાના પાત્રો પાસે આપઘાત કરાવડાવે છે તેમાં અનૌચિત્ય રહેલું છે એવી મારી નમ્ર માન્યતા છે. આપઘાત એ જિંદગીમાં ચમત્કાર મનાતો હોવાથી એ વસ્તુ વારંવાર મુકાતી હશે. પણ મને એ આપઘાત કરવાકરાવવાનું ગમતું નથી. અને તમને પણ, તમે કો રસસુંદરી પાછળ ગાંડા ન થયા હો તો, તે ગમતું નહિ જ હોય એમ ધારું છું. પોતાને ન ગમતી વસ્તુ, પોતે જેના તરફ સમભાવ દર્શાવી ન શકે તેવી વસ્તુ, વાર્તામાં મૂકવાથી બધાં પાત્રો ટેનિસનનાં *Lolos Eaters* જેવાં લાગશે અને વાર્તા બીજાને તો શું પણ પોતાને પણ નહિ ગમે!

પાત્રો હમેશાં જીવન લાગવાં જોઈએ એવું તો તમે ઘણે ઠેકાણે વાંચ્યું હશે. માટે મારી તમને સલાહ છે કે મોટે ભાગે જીવતાં પાત્રો જ નજીવા ફેરફાર કરી મૂકવાં. આપણી આસપાસ બનતા બનાવોમાંથી કંઈ ને કંઈ ખોળતા રહેવાની પદ્ધતિ એને માટે ઘણી ઉપયોગી થઈ પડશે. વીર અને કરુણ એ બે મુખ્ય રસ કહેવાય છે. એને અનુકૂળ પ્રસંગો રોજ બને છે એવી મારી માન્યતા છે. લેખકે પ્રસંગના પ્રવાહમાં દોરવાઈ ન જતાં તટસ્થ રહેવાનો પ્રયત્ન કરવો જોઈએ એમ -'લોચકો' કહી ગયા છે. એ તટસ્થતા કેમ સાધી શકાય એવો તને પ્રશ્ન ઉદ્ભવે છે, મનુજ ? તો સાંભળ; ના, વાંચઃ

કોઈક ઠેકાણે ઝઘડો થનો હોય તો તે ઝઘડામાં 'ઈશ્વર ન્યાયી છે' એમ માની જરા પણ ભાગ ન લેતાં કાગળપેન્સિલ લઈને બેસી જવું અને જે બોલાતુંબકાતું હોય તે બધું લખી લેવું. તે માટે, અલબત્ત શોર્ટહેન્ડ શીખી લેવું પડશે ભાઈ! એ તો જરા મહેનત તો કરવી જ પડે ને? આપણામાં સાહિત્યની 'પ્રતિ-ભા' તો પુષ્કળ હોય પણ તેને બહાર ખેંચી કાઢવાને મહેનત ન કરીએ તે કંઈ ચાલે ? એમ ને એમ વાર્તાકાર બનાય છે ? વળી આ પદ્ધતિ તો નાટક લખવો હશે ત્યારે તો ઘણી જ મદદરૂપ થઈ પડશે. 'This world's a stage' એટલે 'stage'ને લગતાં લખાણો માટે 'world'માંથી જ બધું મળશે. મારું આ અનુમાન પૂર્વ અને પશ્ચિમના બધા વિદ્વાનોએ કંઈ કાળથી–મારા જન્મ અગાઉથી–કબૂલ રાખ્યું છે!

પરંતુ ફક્ત વીરરસને માટે જ ઉપરનું કથન સાચું છે એમ નથી. કરુણને માટે પણ એટલું જ સાચું છે......ધારો કે તમે કૉલેજિયને કૉલેજથી પાછા ફરતાં તમારા સ્વભાવના માત્ર સહજ દર્શનરૂપે આગળ ચાલતી કોઈ સહાધ્યાયિનીની જરા મશ્કરી કરી. તેથી તમને જો કોઈ–તેનો ભાઈ કે એ વિદ્યાર્થિનીનું પોતા પ્રત્યે ધ્યાન ખેંચવા માગતો કોઈ વિદ્યાર્થી–મારે—(અવતીર્ણ ઉપજાતિ) મારે લગાવે નિજ હસ્તથી કો, રે ! —તો ગાંધીજીના અનુગામી તમારાથી સામો પડકાર તો થાય જ નહિ. શત્રુ પ્રત્યે પણ પ્રેમથી જોવામાં હું માનું છું,

ગાંધીજી પણ માને છે. એવે વખતે સામો માણસ કઈ રીતિપદ્ધતિઓથી મારે છે, કયા વિષમ ભાવો તેની જિહ્વાએ, ચક્ષુએ, હસ્તે ને પાદે સ્ફુરે છે, તથા તેનું પ્રાગટ્ય કેટલા જટિલ સ્વરૂપે થાય છે તે શાંતિથી જોયા કરવું. એથી લોકો તમને 'અ-સાધારણ માનવી', 'ગાંધીનો માણસ' માનશે એ વાત ઉપયોગની છે છતાં અહીં તેની ચર્ચા અસ્થાને છે. જ્યારે તમારી વાર્તામાં તમારે કોઈ ક્રોધી મનુષ્યનું ચિત્ર આપવું હોય ત્યારે આ સ્વાનુભવ અત્યંત ઉપયોગમાં આવશે. સ્વાનુભવમાં જ હું અને ગાંધીજી તેમજ અન્ય મહાન નેતાઓ માનીએ છીએ.

અને એથી મોટામાં મોટો લાભ વાસ્તવિકતા સધાશે એનો છે. આજે વાસ્તવિકતા કે સ્વાભાવિકતા પર પુષ્કળ ભાર મુકાય છે. તેથી તમો પણ તેને સારી પેઠે સમજી લો એ જરૂરનું છે. બધું કલ્પનાગમ્ય નહિ જોઈએ. જીવનનું સચોટ નિરૂપણ જ જોઈએ. હું એ માનું છું. વાસ્તવિકતાવાદ તમારે કેટલે દરજ્જે અપનાવવાનો છે, તે, આપણા ગુજરાતી સાહિત્યમાં તે વાદે કેટલી પ્રગતિ કરી છે એનું એક જ દૃષ્ટાંત લેવાથી ખબર પડી જશે. 'કૌમુદી'ના '૩૬ના દિવાળી અંકમાં પ્રસિદ્ધ થયેલ શ્રી. ચંદ્રવદનકૃત નાટિકા 'લગનગાળો' જુઓ. માણસ પરણ્યા પછી (અહીં શરતબંધી થયા પછી) શું શું કરે છે, તેનું આબેહૂબ દર્શન એમાં થાય છે:

મલ્લીનાથ: "..........તારી મરજી વિરુદ્ધ એકકે વાર તને ભેટ્યો નથી. તને પૂછ્યા વિના એકકે વાર તને ચુંબન કર્યું નથી, હાથ પકડ્યો નથી, છાતી સરખી ચાંપી નથી."

કદાચ કર્તાનું દૃષ્ટિબિન્દુ 'ખડતલ પૃથ્વીની તેવી જ ખડતલ બાબતને તેટલી જ ખડતલતાથી નિરૂપવાનું' હશે, છતાં આજનાં કોઈપણ પ્રકારનાં લગ્નનાં અંતિમ ધ્યેયનું હજી આમાં પૂરેપૂરું દર્શન નથી થતું તે ચંદ્રવદનભાઈએ કેમ બાકી રહેવા દીધું હશે તે મને સમજાતું નથી! કે પછી એમાં જ ગર્ભિત રાખ્યું છે? ના, ના, ગર્ભિત તો નહિ જ રાખ્યું હોય કારણ કે એમ તો ઉપરનું બધું જ ગર્ભિત રાખી શકાત!

એ વાંચીને મારા ભાઈએ કહ્યું: "આમાં સુરુચિભંગનો દોષ છે. જીન્સી તત્ત્વનો દોષ મેઘાણી પર મુકાય છે તે જો યોગ્ય હોય તો તો ચંદ્રવદન પર એ દોષનું આરોપણ વધુ સહેલાઈથી થઈ શકે એમ મને લાગે છે. પૂર્વ ભાગમાં જે કટાક્ષ અભિપ્રેત છે તેનાથી વધારે બોલી સુરુચિભંગ કરી, કશું વધારે ફલિત થતું નથી. એથી ચોખ્ખું છીછરાપણું લાગે છે. વળી ફાર્સને ખોટી રીતે કરુણાંત બનાવી દેવામાં પણ મિ. ચંદ્રવદને ભૂલ—" ભાઈએ વાપરેલા 'અભિપ્રેત' શબ્દ પરથી મને ખાતરી થઈ ગઈ કે સાહિત્યજગતમાં પણ પ્રેતો છે, જે લોકોને ગભરાવી મૂકે છે! એમના એ ટાઢીશીળી જેવા ભાષણ દરમિયાન હું લગનગાળામાંની ન્યુડિસ્ટ ચળવળનો જ વિચાર કરતો હતો, એટલે મેં ભાઈને વચમાંથી જ અટકાવીને કહ્યું: "આજે જીવનમાં ક્યાં માણસ સંયમ રાખે છે, કે તમે શૈલી-સંયમની વાતો કરો છો? આજે માનવીજીવનમાં જે ભાવો, અનુભાવો, શૃંગારાદિ રસો વગેરે અનુભવાય છે, તેનું યથાર્થ દર્શન ચંદ્રવદનભાઈએ કરાવ્યું છે. આધુનિક જીવનમાં આજે જે ચાલી રહ્યું છે, તેનું સચોટ દર્શન એમાંથી થાય છે. અહીં ક્ષમાએ ઊભો ઊભો હું તો અત્યારે નિશીથોત્થાને ઉચ્ચારું છું કે મુજ મનીષા તો એવી છે, કે..." મારા મિત્ર મિ. ઓચ્છવલાલ વચ્ચે જ બોલી ઊઠ્યા: "અલ્યા છોટાલાલસુત! તારું આ 'ખમા' અને

' નિશિત્–નિશિત્યોત્થ '–હાય ! મારી તો જીભ કચડાઈ ગઈ !...હેં', પણ એટલે શું ? સમજણ પડે, મનુષ્યને સમજણ પડે–એવું તો જરા બોલ !" પછી અમે બીજી વાત પર–આજના કેટલાક લેખકોના સંસ્કૃત શબ્દોના અસંસ્કૃત મોહ પર–ચર્ચા કરી હતી.

પરંતુ સંકુચિત દષ્ટિવાળા ચોખલિયાવેડા કરતા મારા ભાઈ ખોટા છે; આ લેખનો લેખક ખરો છે; ચંદ્રવદનભાઈ ખરા છે.

દૃષ્ટાંત ઘણું લાંબું થઈ ગયું પણ ઉપરની વાતથી પ્રચલિત વાસ્તવિકતાવાદનો ખરો ખ્યાલ આવી જશે તેમાં મને શંકા નથી, એટલે તે વિષે વધારે લખવું ઠીક નથી.

વાર્તાકાર તરીકે લોકપ્રિય થવા માટે પ્રેમલગ્ન, વિધવાલગ્ન, વર્ણાંતરલગ્ન, ગણિકાલગ્ન વગેરેની વાર્તામાં ગૂંથણી કરવી જ જોઈશે કે જેથી સાધારણ વાચકને કંઈ નહિ તો છેવટે વાર્તામાં તો જોઈએ તેવું મળે જ. અને આ કારણને લીધે પણ, વાચક જીવતી દુનિયામાં જે કરવા માગે છે પરંતુ બીજા હરીફોને લીધે કે સંજોગવશાત્ નથી કરી શકતો તે વાર્તામાં વાંચી અનુભવી શકે તે માટે સામાજિક નવલકથા જ લખવી કે જેના સમકાલીન સાહિત્યમાં પ્રેમ સિવાય બીજું કશું આવતું જ નથી,—જો કે તેનું પણ કારણ આજે સમાજમાં ' પ્રેમ કરવા ' સિવાય કોઈને બીજો Business–ધંધો જડતો નથી તે છે.

આ વાત થઈ નવલકથા અને નવલિકાલેખનની. એ જડીબુટ્ટીથી તમે બેત્રણ મહિને એકાદબે ચોપડીઓ તો સહેલાઈથી બહાર પાડી શકો એ ચોપડીઓ, એમાંનાં ઘણાં ચિત્રોને લીધે, બજારમાં પુષ્કળ ખપશે તેમાં શંકા નથી. તેને છપાવવાના પૈસા–બની શકે ત્યાં સુધી–તમારે ખર્ચવાના નથી. ચોપડીઓ કોઈ શેઠને અર્પણ કરી (જેમાં તમે 'જેમણે મને અમૂલ્ય સહાય કરી છે ' એમ જ લખવાના છો.) શેઠને પૈસે ચોપડીઓ છપાવી શકો છો અને એ રીતે વળી શેઠના પૈસાનો શેઠના પોતાના કરતાં સાપેક્ષદષ્ટિથી વધારે સારો ઉપયોગ કરી શકો છો. સમાજવાદ પણ એમ જ કહે છે. કોઈ પણ રીતે મૂડીવાદનો નાશ થવો જ જોઈએ એ પંડિત જવાહરલાલે પુકારીપુકારીને હજારવાર કહ્યું છે. મૂડીવાદનો નાશ કરવામાં તમે પણ નવલકથાઓ લખી, શેઠને તે અર્પણ કરી, શેઠના પૈસા એ રીતે પડાવી લેવાય તો પડાવી લઈ સહાયભૂત થાવ એમ ઇચ્છું છું.

૪

કવિ, નવલકથાકાર અને નવલિકાકાર તો તમે આટલેથી થઈ જ જશો. પરંતુ હું જાણું છું કે તમને એટલાથી સંતોષ થાવ એમ નથી; તમારે તો નિબંધકાર પણ ગણાવું છે. મારી ના નથી, પણ તમારા ભલાને માટે કહેવું જોઈ એ કે આજે લોકોને એવાં ટાયલાં ગમતાં નથી. તમે કદાચ શડસે ચડશોઃ 'ના, મારે નિબંધકાર પણ ગણાવું જ છે. સાહિત્યની એ દિશા શું કરવા બાકી રાખું ?' ઠીક ! મારી પાસે બીજો કોઈ ઈલાજ નથી. પ્રિય શિષ્યને શિક્ષકે મનેકમને શીખવ્યે જ છૂટકો.

નિબંધલેખનમાં દરરોજના અનુભવો ખાસ ખપ લાગે એમ છે. હું પોતે ગાઈડ્ઝ વગર કદી પાસ ( કે નાપાસ ) થયો નથી અને ખાસ કરીને સાહિત્ય સરખા ગણિતના વિષયમાં તો ગ્રંથમાં જ કરેલા દાખલાઓનો પુષ્કળ ઉપયોગ કર્યો છે. થોડાંક વર્ષ પહેલાંના મારા એક અનુભવનું મારે અહીં દૃષ્ટાંત આપવું ઘટે છે; નહિ તો પછી તમને સમજણ નહિ પડેઃ

"સવારેઃ હું પોતે મહાકવિશ્રી, કેટલાંક કારણોસર બહાર ગાતો નથી, પરંતુ ગાઉં તો પંડિત ઓમકારનાથને પણ 'ખબર પડી જાય' એટલો શક્તિશાળી સંગીતકાર વગેરે ઘણું ઘણું હોવા છતાં પણ, મને એક મિત્રે 'રમણચંદ્ર'ને બદલે 'રમણા' કહીને બોલાવ્યો, અને તે મેં ન સાંભળતાં 'રમણિયા' કહીને બોલાવ્યો. આથી 'વિવેક' પર મારે નિબંધ લખવો જ જોઈએ એવો વિચાર મનમાં સ્ફુર્યો.

"બપોરેઃ છેક બાર વાગે ટપાલી આવ્યો, ને મારા નામની ટહેલ નાખી મને જમતાં જમતાં ઉઠાડચો......મારા પર આવતા કાગળોમાં આજસુધી મારા નામની આગળ Mr. કે શ્રી., કોઈકવાર નામની પાછળ Esq., ને કોઈકવાર બી. એ. પાસ થયેલા એક ભાઈ તરફથી આગળ Mr. ને પાછળ Esq. એમ લખાતું આવ્યું છે, છતાં મારું અપમાન કરી કોઈએ આજના પત્રમાં કશું જ લખ્યું ન હતું . . . . . જમ્યા પછી પાંચ મિનિટ પણ ઊંઘ આવ્યાને ન થઈ હશે ત્યાં તો કેટલાક કૂતરાઓએ ભેગા મળી ભસવા માંડયું અને મને ઊંઘવા જ ન દીધું!

"'વિવેક' પર નિબંધ લખવાને કોરાં પાનાંની એક જાડી નોટ પાકા દોરાથી હાથે સીવી તૈયાર કરી.

"સાંજેઃ મને અપરિચિત અને ન્યાતીલા એક ભાઈ મારે ત્યાં આવ્યા. પિતાશ્રીની પાસે મારાથી મોટા મારા બીજા બે ભાઈઓના જન્માક્ષરની માગણી કરી, પગાર પૂછ્યો, 'હમણાં શું કરે છે?' અને 'ભવિષ્યમાં શું કરવા ધારે છે?' વગેરે સવાલો પૂછી જવાબ લઈ ગયા; તેમજ 'ન્યાતમાં છોકરીઓની બહુ અછત છે' એ વિષય પર અતિઉપદેશાત્મક નિબંધ લખી શકાય એટલી વિચારસામગ્રી આપી ગયા. પણ, પરંતુ, ન પૂછ્યું મારું અભિધાન, ન પૂછ્યો મારો પગાર—નથી મળતો તે જુદી વાત છે—ન માગ્યા મારા જન્માક્ષર—પ્રભુતામાં પગલાં માંડવાની એક લાયકાત તે બી. એ. મેં પસાર કરી હોવા છતાં; મારું નામ મંગલાષ્ટકમાં ખાસ શોભે એવું હોવા છતાં; મારા જન્માક્ષર તે માણસને જરા પણ મુશ્કેલી વિના દેખાય એ રીતે મેં મારા હાથમાં જ રાખેલા હોવા છતાં; 'ન્યાતમાં છોકરાઓની પણ ઘણી અછત છે' એમ મારા પિતાશ્રીએ એ ભાઈને વારંવાર સંભળાવી છતાં!—

"મોડી સાંજે ફરવા જતાં બાગમાં એક ઓળખીતી (=મારે ત્યાં મારી બહેનને મળવા આવતી) સ્વરૂપવાન છોકરી મળી. મેં એની હાજરી સ્વીકારી સ્મિત કર્યું, પ્રત્યુત્તરમાં તેણે મોં ફેરવી દીધું—'ચટ્! એવી તો બહુ આવી ગઈ. એવી તો કઈકને ખિસ્સામાં રાખીને ફરું છું!' —એવો ભાવ વાળ ઉછાળાને મેં પણ મોઢે લાવી દીધો.—તે તો હવે ઠીક, પણ ત્યાં જ, મારા દેખતાં જ, મારી જ ઓળખીતી એક કન્યકાસહ, મારા જ એક મિત્રે પોણો કલાક સુધી કોણ જાણે કઈ વાતો કર્યા કરી અને પછી હસીને છૂટા પડચા!

"'વિવેક' પર નિબંધ લખવા માટે મેં મુદ્દાઓ એકઠા કરી પેલા બે જણને દેખાય એ રીતે આગળ આવી દાંત ભીડી આંગળી પર જોરથી ગણવા માંડચા.

"રાત્રેઃ ફરી આવીને આરામ લેવા જરા પથારીમાં પડ્યો કે તરત જ સામે ઘેરથી 'જાગ રે જાગ સુનારા'ની રેકર્ડ મને જ સંભળાવવા શરૂ થઈ......બાએ શાકમાં મીઠું વધારે નાખી દીધું......ટાઢી રોટલી મારે ખાવી પડી......પિતાજીએ 'ટર્મિનલમાં બેસવું જ

પડશે અને પાસ થવું જ પડશે' એમ મોટે ઘાટેથી પડોશીની જુવાન છોકરી પણ સાંભળી શકે એ રીતે કહ્યું......વરસાદ આવી ગયો ને બહાર સુકાવા નાંખેલું ખમીસ ભીંજવી ગયો.

"'વિવેક' પર નિબંધ લખવાને એકેએક મુદ્દાઓ મળી ગયા હોવાથી વાળું કરીને ટર્મિનલનું વાંચવાનું માંડી વાળી મે નિબંધ લખવા માંડયો."

એક જ દિવસના અનુભવથી 'વિવેક' પર હું પચાસ પાનાંનો નિબંધ લખી શક્યો હતો. અહિંસા, દયા, દાન, સેવા વગેરે વિષયો પર એ જ પ્રકારના અનુભવોથી તમે નિબંધ લખવા પ્રેરાશો; અને દાખલાદલીલ સહિત તમે જરૂર લખી યે શકશો. નિબંધમાં જ નિબંધ વિષે વધારે લખવું ઉચિત નથી, પણ એક મહાસત્ય લાધ્યું છે તેનું ઉચ્ચારણ કરવું યોગ્ય ધારું છું: લોકો જે જે ન કરતા હોય અથવા તો થઈ શકે એમ ન હોય તે તે વસ્તુ જ લોકોએ કરવી જોઈએ એવો તમારા નિબંધોનો મુખ્ય ધ્વનિ હોવો જોઈએ.

ચાલુ ]

---

# વર્ષાનું આગમન

પ્રજારામ ન. રાવળ

[ પૃથ્વી ]

તને મનગમંત આવી ઋતુ, આવી વર્ષા, સખે !
ઝીણાં સરવડાં કંઇ વરસતી પધારી, સખે !
પ્રસન્ન વસુધાતણું મુખ નવાઝ્ણુ ધોવાયલું,
પીળાં પરણ, નગ્ન વૃક્ષ, મરુલોમ, એ સૌ ગયું.

ધીમાં લલિત પાદપદ્મ ધરતી વનશ્રી ય તે
પધારી વરષાની પૂંઠળ; કર્યું કશું જાદુ, કે
સમુલ્લસિત સર્વ, મ્લાનવદના ધરા ગૈ મટી,
મયૂરગણ થાકતા ન જયકાર એનો રટી.

અમી જગ સમસ્ત ઊપર કયહીંથી વર્ષી રહ્યું,
ઉગ્યાં તૃણ કુંણાં, લીલું લીલું બધે છવાઈ ગયું.
રહેલ સહુ ભૂમિગર્ભ મહિં ગૂઢ કોષો, થયા
ખુલા, અગમ હાથથી અહિં તહીં જ વેરાયલા.

છલ્યાં સર, તળાવ યૌવન નદીતણાં ગાજતાં:
સુરેન્દ્રની ચડી સવારી નભમાંહિ ડંકા થતા.

# સમાજવાદ*

મૂળ લેખક : લિયો ટૉલ્સ્ટૉય

અનુવાદક : જગન્નાથ દેસાઈ

તમે સામાજિક અને આર્થિક પ્રશ્નો સંબંધી મારા અભિપ્રાયો માગો છો. વર્તમાન સમાજરચનાનું આર્થિક દૃષ્ટિએ કેવું ઘડતર થવું જોઈએ, અથવા તો મારા ખ્યાલ પ્રમાણે ભાવિ સમાજરચના કેવી હશે તેનું નિદર્શન કરવાની તમારી સૂચના છે. તમારી આ ઇચ્છા પૂરી પાડવા હું કેવળ અશક્ત છું.

પહેલાં તો સમાજવાદીઓ અને તેના પ્રણેતાઓ લોકોના આર્થિક જીવનનું નિયમન કરનારા કાનૂનો જાણવાનો દાવો કરે છે, તેવો દાવો હું કરતો નથી. કેમકે વર્તમાન સમાજ-રચનાનું ઉત્તમોત્તમ ભાવિ રૂપાંતર કેવું હોવું જોઈએ, અને કયા નિયમો અનુસાર એ રૂપાંતર થાય છે, તે હું જાણતો નથી; અને હું માનું છું કે કોઈ પણ તે જાણી શકે નહિ. સેન્ટ સાયમનથી માંડીને કાર્લ માર્ક્સ, એન્જલ્સ, બર્નસ્ટીન અને બીજા સમાજવાદી સુધારકો સમાજની આર્થિક ધોરણે નવરચના કરવાની જે હિમાયત આગ્રહપૂર્વક કરી રહ્યા છે, તેવી કોઈ ઉત્તમોત્તમ નવરચનાની કલ્પના હું કદાચ કરી શકું તો પણ તેવો પ્રયાસ કરવો મને ગમતો નથી. કેમકે મારી દૃઢ પ્રતીતિ છે કે દરેક વ્યક્તિના ભાવિ સંજોગોની અગાઉથી નિર્ણાયક વ્યાખ્યા કરવી અથવા તો આગળથી તેનું અવગાહન કરવું એ જેમ અશક્ય છે, તેમ માનવસમાજનું આર્થિક ઘડતર કેવું હશે, અથવા તો આર્થિક ધોરણે થયેલી સમાજરચનાનું સ્વરૂપ કેવું હશે એ કહેવું પણ અશક્ય છે. પરિણામે આ બધા મનસ્વી અને કલ્પિત નિયમો, અને તે નિયમોને આધારે જુદા જુદા માણસોએ કરેલા સમાજરચનાના ખ્યાલો માનવજાતના હિતમાં કશી પણ વૃદ્ધિ કરતા નથી. એટલું જ નહિ, પણ ઊલટું આ જમાનામાં લોકો આર્થિક, સામાજિક અને બીજા પ્રકારની જે અંધાધૂંધીથી પીડાય છે, તેનાં મુખ્ય કારણોમાંનું એક કારણ બને છે.

---

* ટૉલ્સ્ટૉય ઈ. સ. ૧૯૧૦ના નવેંબરની ૭મી તારીખે અવસાન પામ્યા હતા. 'સમાજવાદ' ઉપરનો તેમનો આ લેખ ૨૭મી ઑક્ટોબર ૧૯૧૦માં લખાયેલો છે. 'Mlade Proudy' નામના એક બોહીમિયન પત્રના તંત્રીની વિનંતિથી ટૉલ્સ્ટૉયે આ લેખ લખ્યો હતો. ટૉલ્સ્ટૉયની છેલ્લી અવસ્થા કૌટુંબિક ઝઘડાને કારણે ઘણી વિષાદમય બની હતી. ચિરવૈરાગી જેવા તેમના સ્વભાવને નિભાવી લેવા તેમનાં પત્ની અને બાળકો તૈયાર નહોતાં. આવી વિષાદમય માનસિક અવસ્થામાં તેમણે આ લેખ લખ્યો હોવાથી તેઓ આ વિષયને તેમના સ્વભાવ અને પદ્ધતિ પ્રમાણે ખીલવી શક્યા ન હોય તે સ્વાભાવિક જ છે. તેમણે રજૂ કરેલ લખાણો વધુ વિશદ બને તે માટે તેમને હાથે લખાયેલી બે કાચી નોંધો પણ ઉમેરવામાં આવી છે. અલબત ટૉલ્સ્ટૉય આ લેખને સંજોગાનુસાર વધુ વિસ્તૃત બનાવી શક્યા નથી, છતાં સત્યના શોધકોને તેમનું આટલું લખાણ પણ ઘણું વિચારપ્રેરક નીવડશે. સંભવ છે કે આગ્રહી સમાજવાદીઓને ટૉલ્સ્ટૉયનું કેટલુંક કથન કદાચ ન પણ ગમે. પણ ઋષિઓનાં આર્ષવચનો કોઈને ખુશી કરવા નથી લખાતાં.—અનુવાદક

આકાશી ગ્રહો, પ્રાણીઓ, તેમજ વનસ્પતિના છોડોના નિરીક્ષણ, અવલોકન અને તર્કશક્તિથી તેમનાં ઉત્પત્તિ, લય, વૃદ્ધિ અને ગતિના નિયમો તારવી શકાય. જડ પદાર્થોના નિયમો પણ તારવી શકાય. પરંતુ માણસજાતના માત્ર બાહ્યજીવનના નિરીક્ષણ અને અવલોકન ઉપરથી તારવેલા નિયમો મનુષ્ય પોતાના જીવનને તેમજ બીજાઓનાં જીવનને લાગુ પાડી શકતો નથી. કેમકે ઇચ્છાશક્તિ અને સ્વતંત્ર બુદ્ધિ એ બીજા પદાર્થો અને પ્રાણીઓમાં નથી, જ્યારે મનુષ્યમાં એ સવિશેષ સંપત્તિ છે. જેમ ગતિધર્મ વગરના જડ પદાર્થો, અગર તો રોપાઓના નિરીક્ષણ ઉપરથી તારવેલા નિયમોનું ધોરણ ગતિ, લાગણી અને સ્વયંવૃત્તિ ધરાવતા જાનવરોને લાગુ પાડી શકાય નહિ, તેવી રીતે બુદ્ધિ અને ઇચ્છાશક્તિથી પ્રેરિત થયેલા માનવજીવનને જડ પદાર્થો અથવા તો જાનવર–જગતને લગતા નિયમો લાગુ પાડી શકાય નહિ, અને માત્ર બાહ્ય સ્વરૂપમાં ફેરફાર કરનારા નિયમો માનવજીવનના માર્ગદર્શક બની શકે નહિ; અને છતાં જો આ નિયમોને આધારે કોઈ માનવજીવનનું ભવિતવ્ય અથવા તો ભાવિ સમાજરચના નક્કી કરવા ચાહે તો તેમાં માત્ર તેની કલ્પના કરતાં વધુ તારતમ્ય હોઈ શકે નહિ.

હા, એટલું સાચું છે કે મનુષ્ય ધારે તો જાનવરની ભૂમિકા ઉપર જઈ શકે છે, ઘણી વાર જાય છે, અને ત્યારે તેને પ્રાણીજગતના અને કદાચ જડજગતના નિયમો પણ લાગુ પાડી શકાય. પણ મનુષ્ય તેના સામાન્ય આવિષ્કારમાં પોતાની સ્વતંત્ર ઇચ્છાશક્તિ અને બુદ્ધિથી (જે દુનિયામાં મનુષ્ય સિવાય બીજા કોઈ પ્રાણી કે પદાર્થમાં નથી) દુનિયાની બધી પ્રાણીસૃષ્ટિ અને જડ વસ્તુઓથી અનોખો જ તરી આવે છે. તેથી માનવજીવન તેના સર્વ વિભાગોમાં (કૌટુંબિક, સામાજિક, રાજકીય, આંતરરાષ્ટ્રીય અને આર્થિક) આ બધા કરતાં અનોખા નિયમને આધારે ઘડાવું જોઈએ. માત્ર બાહ્ય નિરીક્ષણ ઉપરથી ઘડાયેલા સાધારણ નિયમો અનુસાર રાજકીય રચના અથવા તો આર્થિક રચના કરવાની માર્ક્સ, એન્જલ્સ, બર્નસ્ટીન કે બીજા વાદપારંગત વિદ્વાનો જે ઘોષણા કરી રહ્યા છે, તેનાથી આ કાનૂન તદ્દન નિરાળો જ હશે. આ કાનૂન તો જગતના સર્વ મનુષ્યોને લાગુ પડે તેવો સાર્વભૌમ નિયમ હશે.

ઘણા પ્રાચીન કાળથી આ સાર્વભૌમ કાનૂનની અગર તો સર્વમાન્ય અને સર્વસાધારણ નિયમની બુદ્ધ, લાઓત્સે, સોક્રેટિસ, ઈશુખ્રિસ્ત, માર્કસ ઓરેલિયસ, એપીક્ટેટસ, રૂસો, કાન્ટ, ઇમર્સન, કેનીંગ અને બીજા મહાન આધ્યાત્મિક અને નૈતિક ચિંતકોએ અનેકવાર ઘોષણા કરી છે. આ મહાન નૈતિક કાનૂનમાં માનવજીવનની સર્વ દિશાઓ—સર્વ અંગો–કૌટુંબિક, સામાજિક, રાજકીય, આંતરરાષ્ટ્રીય અને સાથેસાથ આર્થિક—વ્યક્ત કરવાનું માર્ગસૂચન થાય છે. પણ આ નૈતિક કાનૂન, બધા રાજદ્વારીઓ, સમાજવાદીઓ અને બીજા વાદપ્રવીણોના વાદો કરતાં અનોખી રીતે ઘડાયો છે. પહેલો તફાવત આ છે કે સમાજરચના માટે સમાજવાદીઓ અને સામ્યવાદીઓના શિક્ષણ અને સિદ્ધાંતો તેમજ તેના આધારે નક્કી થયેલા બાહ્ય નિયમો જુદા જુદા વર્ગો માટે જુદા પ્રકારના છે; એટલું જ નહિ પણ પરસ્પર વિરોધી પણ છે. જ્યારે નૈતિક કાનૂન તો જગતની ઊગતી સર્વ પ્રજાઓ માટે–સર્વ દેશ માટે–સર્વ કાળ માટે–સમાજના બધા વર્ગો માટે, મુખ્યપણે એક જ છે. દાખલા તરીકે, બધા ધર્મપ્રણેતાઓનો એક ઉપદેશ છે કે, પોતાના પ્રત્યે જે વર્તાવ ન ગમે તે વર્તાવ કોઈએ બીજા પ્રત્યે આચરવો

નહિ. જગતની સર્વે પ્રજાઓ આ આદેશને માન્ય કરે છે. બન્ને વચ્ચે બીજો મહત્ત્વનો ફેરફાર એ છે કે બધા સમાજવાદી તેમજ સામ્યવાદી પ્રચારકો માનવજાતનું ભાવિ કેવું સ્વરૂપ લેશે તે તેમની ટૂંકી બુદ્ધિ અને અલ્પ દૃષ્ટિથી આગળથી નક્કી કરે છે, અને પછી આ નક્કી કરેલા સ્વરૂપ પ્રમાણે સમાજરચના થવી જોઈએ એમ તેઓ લોકો પાસે માગણી કરે છે; જ્યારે નૈતિક કાયદો માનવજીવનના ભાવિનું કોઈ સ્વરૂપ આગળથી નહિ કરતાં માત્ર એટલું જ કહે છે કે લોકોએ આ સાર્વભૌમ કાનૂનનો ભંગ ન કરવો. રાજકીય અને સમાજવાદી સિદ્ધાંતો જે માનવકલ્યાણ સાધવાની વૃથા બડાઈ હાંકે છે, તે માનવકલ્યાણ આ કાનૂનને જીવનના દરેક ક્ષેત્ર અને કાર્યમાં લાગુ પાડવાથી સિદ્ધ થઈ શકે તેમ છે:

આ સમજવા માટે એક દાખલો ઠીક પડશે. ધારો કે એક રસ્તો બાંધવા માટે જમીન ખોદવાનું કામ મજૂરોની બે ટોળીઓને સોંપવામાં આવ્યું છે. અને તેમને તે માટે જરૂરી સાધનો અને સૂચનાઓ પણ આપવામાં આવી છે, અને કામનો હેતુ સમજાવ્યા વગર તેમને રસ્તાની સપાટી ભરવાનું કહેવામાં આવ્યું છે. ઉછાંછળા મનની, મિજાજી અને ત્વરિત નિર્ણયવાળી એક ટોળી વિચારે છે કે આવી રીતે રસ્તા ખોદીને શું? આ રસ્તો શા માટે છે? આ સપાટી સરખી શા માટે કરવી? આપણને આપેલી સૂચનાઓ બધી અચોક્કસ, હવાઈ અને અસ્પષ્ટ છે. માટે તેઓ પોતાના કામનું ચોક્કસ ધ્યેય અને હેતુ નક્કી કરવા વિચારે છે. તેઓ એમ વિચારે છે કે અહીં આમ નકામી સપાટી પૂર્યે જવી તેના કરતાં કોબીજના ક્યારા વાવીએ તો વધુ ઉપયોગી થાય. ત્યારે એ ટોળીના બીજા એમ વિચારે છે કે આ રસ્તાને વધુ ખોદીશું તો સોનું અને હીરા મળવા સંભવ છે. ત્યારે ત્રીજા વળી એમ વિચારે છે કે આ બધા કરતાં એક તળાવ કે કૂવો ખોદીએ તો વધુ ઉપયોગી થાય. આમ બધા અલગ અલગ વિચારશ્રેણીઓ પ્રમાણે કામ કરવા લાગે છે. તેમને માલિકે સોંપેલું કામ નહિ કરતાં બીજું કામ કરવા જતાં તેઓ અરસપરસ એક બીજાના માર્ગમાં અંતરાય રૂપ થાય છે, આપસઆપસમાં ઝઘડા કરે છે અને પરિણામે તેમના હિતાર્થે સોંપેલું કામ તો તેઓ નથી કરતા એટલું જ નહિ, પણ તેમના અનિવાર્ય ઝઘડાઓમાં તેઓ પોતાની જિંદગી બરબાદ કરે છે. સામાજિક, આર્થિક અને રાજકીય બાહ્ય સ્વરૂપને આગળથી નક્કી કરી તેની પાછળ પોતાનું જીવન ખર્ચનારા માણસો આ ટોળી જેવા છે. જ્યારે નૈતિક કાનૂનને વશ વર્તનારા માણસો માલિકની સર્વે સૂચનાઓ અનુસાર વર્તે છે, કેમકે તેમને ખાતરી છે કે સરજનહારની ઇચ્છાને વશ વર્તવામાં તેમનું સર્વપ્રકારે કલ્યાણ જ છે.

માનવજીવન અતિ ક્ષણજીવી છે. ખબર નથી તેનો ક્યારે અંત આવે? આ ટૂંક જીવન દરમિયાન દરેક માનવીના હૈયામાં તેના આત્મામાં જે નૈતિક કાનૂન વસી રહ્યો છે, જે નૈતિક કાનૂનને જગતના સર્વે ધર્મોએ બાંધ્યો છે, તે કાનૂન અનુસાર વર્તવા કરતાં વધુ સરળ અને સ્વાભાવિક બીજું શું હોઈ શકે? પણ આજે માનવી આ પરસ્પર વિરોધી સિદ્ધાંતોથી દોરવાઈ જાય છે. નૈતિક કાનૂનનો ભંગ કરીને સિદ્ધ થાય એવી સમાજરચના અને જીવનરચના માટે અહોરાત્ર રચ્યો રહે છે. પોતે ઉત્તમ માનેલી કલ્પિત સમાજરચનાને સિદ્ધ કરવા અથવા ટેકો આપવા માટે નૈતિક કાનૂનનો ભંગ કરવાની ટેવ ઘણી પ્રાચીન

વખતથી ચાલી આવે છે. ઘણા તેને અનિવાર્ય માનીને સ્વીકારી લે છે. આપખુદ કે ઉદાર મતવાદી સરકારો, સામ્યવાદીઓ તેમજ જુદી જુદી કક્ષાના સમાજવાદીઓ–આ બધાઓ આ જ વસ્તુનો પ્રચાર કરે છે અને પોતે આચરી રહ્યા છે.

આ બધું શા માટે? આની પાછળ એક મહાભ્રમ રહેલો છે. લોકો એમ માને છે કે પોતાને ઠીક લાગે તેવી રીતે બીજાઓના જીવનવ્યવહાર ગોઠવવાનો તેમને હક છે. પોતે જેમ જીવે છે, તેમજ બીજાઓ જીવે તે માટે બળજબરી અથવા તો હિંસા પણ વાપરવાનો તેમને હક છે એમ મનાય છે. આ ભ્રમથી દોરવાઈને આ વહેમને વશ થઈને તેઓ પોતાના કાર્યમાં હેતુનું આરોપણ કરે છે. આ હેતુને સરકાર રાષ્ટ્રપ્રેમ, સમાજવાદ, સામ્યવાદ અથવા તો શાસન વગરની સરકાર એવાં નામો આપે છે. પોતાનું ખરું ભવિતવ્ય સિદ્ધ કરવાને બદલે અને સર્વ કલ્યાણની ભાવના સિદ્ધ કરવાને બદલે તેઓ બીજાઓના જીવનવ્યવહારનું નિયમન કરવામાં પોતાની બધી શક્તિ અને જીવન સર્વસ્વ ખર્ચે છે. આનું પરિણામ એક જ આવે છે–બીજું હોઈ જ ન શકે–કે તેઓ આ કલ્પિત કલ્યાણને કદી સિદ્ધ નથી કરી શકતા એટલું જ નહિ, પણ પોતાના અંગત જીવનમાં પણ વધુ નીચા ને નીચા ઊતરતા જાય છે. બધાં યુદ્ધો, ફાંસીઓ, બળવાઓ, શ્રમજીવીઓનું શોષણ અને બીજા બધા સામાજિક અનર્થોનું મૂળ સર્વાંશે આ વહેમમાં જ રહેલું છે,

આવા વહેમનો હું એક જ દાખલો ટાંકું. સમાજવાદી સિદ્ધાંત એમ માગે છે કે શ્રમજીવી જનતાને તેમની મહેનતનું ફળ મળવું જોઈએ. પણ આ શ્રમજીવી જનતા પાસેથી તેમની મહેનતનાં ફળો કોણ ઝૂંટવી લે છે? મૂડીવાદીઓ. અને કામદારો પાસેથી તેમની મહેનતનાં ફળો કોના જોરે મૂડીવાદીઓ ઝૂંટવી લે છે? રાજસત્તાના બળથી. એટલે કે પોલીસ અને લશ્કરના બળે મૂડીવાદીઓ શ્રમજીવી જનતા ઉપર શાસન ચલાવી રહ્યા છે, તેમને દબાવી રહ્યા છે. પણ આ લશ્કર અને પોલીસ આ કામદાર વર્ગનું જ બનેલું છે કે જેનું મૂડીવાદીઓ અહોનિશ શોષણ કરી રહ્યા છે! તો શા માટે લશ્કર અને પોલીસના માણસો પોતાના જ વર્ગના માણસોનું દમન કરવામાં હથિયાર બનતા હશે? પોતાના જ ભાંડુઓ જેવા શ્રમજીવીઓની મહેનતનું ફળ તેઓ શા માટે ઝૂંટવી લેતા હશે? કારણ કે તેઓ ભ્રમમાં રહે છે. તેઓ ફોસલાય છે. હવે આ ભ્રમ અને ફોસલામણીનું છેદન કરવા માટે સમાજવાદી સિદ્ધાંત શું શીખવે છે? કામદારોના લાભ માટે જુદી જુદી જાતનાં યુનિયનો–મંડળોની સ્થાપના કરવાની તેઓ ભલામણ કરે છે. સહકાર, હડતાલો અને સમાજવાદી સિદ્ધાંતનો પ્રચાર વગેરે સાધનોનો તેઓ ઉપયોગ કરે છે. પણ જે ભ્રમિત માન્યતા હેઠળ પ્રજાનો એક વર્ગ બીજા વર્ગને છેતરવાનું આવશ્યક માને છે, અને બીજો વર્ગ તેને તાબે થવાનું જરૂરી માને છે તેનો નાશ તેઓ કરી શકે છે? એક માણસ બીજા માણસને અથવા તો એક વર્ગ બીજા વર્ગને છેતરે નહિ એ તેઓ શીખવે છે? જુલમગારને શરણે નહિ થવાનું તેઓ શીખવે છે? બીજાના હુકમોને તાબે થઈને હિંસાનો અને બળજબરીનો ઉપયોગ કરતા પોલીસ અને લશ્કરને તેઓ કશું શીખવી શક્યા છે?

ધારો કે કેટલાંક સમાજવાદી મંડળો અગર સામ્યવાદી મંડળોના પ્રણેતાઓ સત્તા ઉપર છે, અને તેમના શબ્દો અને કાયદા અનુસાર મૂડીવાદીઓ અને મિલકતદારોને વર્તવાની

તેઓ ફરજ પાડી શકે તેમ છે. હવે સંગઠન કર્તાઓ અને જેમનું સંગઠન કરવાનું છે તેઓ સામાજિક રચનાના ઉત્તમ પ્રકાર બાબત કદી સંપૂર્ણપણે એકમત થયા નહોતા, થઈ શકતા નથી, અને ભવિષ્યમાં થઈ શકવાના નથી. અને જો આ પ્રમાણે સમજૂતી અગર એકમતિ નહિ હોય તો અત્યારે ચાલે છે તેમ એક વર્ગને બીજા વર્ગ સામે હિંસા વાપરવાની જરૂર પડવાની. પ્રજાનો અમુક ભાગ પ્રજાના બીજા ભાગને પોતાને અનુકૂળ બનાવવા માટે બળ વાપરવાનો. સત્તાધીશો હુકમ કરે ત્યારે લોકોએ સામસામા હિંસા કરવી એવો ભ્રમ જે લોકોમાં પ્રચલિત છે, તેને વધુ પોષવામાં આવે તો જ આ હિંસા શક્ય અને હિંસાખોરોની દૃષ્ટિએ સફળ બને.

સત્તાધીશોએ સત્તા ઉપર રહેવા માટે પ્રજાને છેતરપિંડીઓથી ફોસલાવવી પડે છે, અને ઘાતકી ઉપાયોથી ડરાવવી પણ પડે છે. તેમને કેદખાનાંઓ પણ જોઈશે જલ્લાદો પણ જોઈશે. તેમને પોલીસ અને લશ્કર પણ જોઈશે કે જે તેમના એક હુકમના આધારે ગમે તેટલા માણસોની કતલ કરવા પણ તૈયાર હોય. હવે જે રાજ્ય, પછી તે સમાજવાદી હો કે શાહીવાદી હો, તેના અસ્તિત્વ માટે આ બધાંની આવશ્યકતા હોય તે પ્રજાનું કલ્યાણ કરી શકે એવી આશા આપણે કેમ રાખી શકીએ ?

લોકો પોતાની અંદર આપસઆપસમાં હિંસા વાપરતા બંધ થાય તે માટે આ ભ્રમનું છેદન કેવી રીતે થાય તે આપણે વિચારીએ. આનો એક જ ઉપાય છે. જીવનના એક સાર્વભૌમ કાયદા હેઠળ સર્વ પ્રજાનું યુનિયન. આ સંઘવૃત્તિના પરિણામે સામાજિક રચના પણ સ્થપાઈ શકશે. આવો કાયદો છે કે જેને સમજવાથી વર્તમાન અનિષ્ટનું મૂળ કારણ રદ થશે. આપસ આપસમાં હિંસા વાપરવાની લોકોની ભ્રાન્તિ નાશ પામશે. અને તેથી પરિણામે મૂડીવાદીઓ કામદારોની મહેનતનું ફળ ઝૂંટવી શકશે નહિ. શ્રમજીવીઓને તેમના શ્રમનાં ફળોથી વંચિત રાખી શકાશે નહિ. કેમકે લોકો હુકમને આધીન થઈને બીજાની હિંસા કરવા તૈયાર થશે નહિ. પોતાને ન ગમે તે બીજા પ્રત્યે ન કરવાનો જે મહાન નૈતિક કાયદો છે, તેનું આચરણ કરવાથી લોકોના જીવનમાં નવી ધર્મનિષ્ઠા પ્રગટશે, નવો પુરુષાર્થ પ્રગટશે. માણસ બીજા માણસ સામે હિંસા વાપરવાનું અગર તો હિંસામાં ભાગ લેવાનું સદંતર બંધ કરશે તેની સાથોસાથ જ અન્યાયી સમાજરચનાનું મુખ્ય સાધન દમન છે તે નષ્ટ થશે.

પણ કોઈ એમ દલીલ કરે કે "હા, જો બધા લોકો હિંસાનો ત્યાગ કરે તો જ એ શક્ય છે. એક માણસ કર ભરવાની ના પાડે અગર તો લશ્કરમાં ભરતી થવાની ના પાડે તો તેથી શું ફરક પડે ?" પણ આ દલીલ કરનાર ભૂલી જાય છે કે નૈતિક કાયદાને માનનાર માણસ પોતાને ફાયદો કે ગેરફાયદો થાય છે એની ગણતરી કરીને કાંઈ નથી કરતો. કોઈ અર્થ સાધવો છે, અગર કોઈ ધારણા બર લાવવી છે એવા વિચારથી તે કર ભરવાની ના પાડે છે અગર તો લશ્કરમાં જોડાવાની ના પાડે છે એમ નથી. પણ પોતાને માટે બીજી રીતે વર્તવું એ અસંભવ માને છે. ધર્માચરણનું તેનું જ્ઞાન તેને બીજી રીતે વર્તતાં અટકાવે છે. ધાર્મિક અગર નૈતિક કાયદા ઉપરથી જે તારણ નીકળે છે તેનો સ્વીકાર ન કરવાથી માનવ-જીવન પશુજીવનની સપાટીએ ઊતરે છે એમ તે સમજે છે. પશુજીવન અને માનવજીવનમાં જે મહત્ત્વનો ફેર છે તે માનવીનું ધર્માચરણ છે, સાર્વભૌમ નૈતિક કાયદાની તેની પિછાન છે.

હિંસામાં ભાગ લેવાની ના પાડનારની સંખ્યા કેટલી છે તે બહુ અગત્યનું નથી, પણ તેઓ કયા કારણસર કોને ખાતર ના પાડે છે, તે અગત્યનું છે. આથી નૈતિક કાયદામાં શ્રદ્ધા રાખીને હિંસા કરવાની ના પાડનાર એક માણસ તેને જેલમાં પૂરનાર કે ફાંસીએ ચડાવનાર લાખો માણસો કરતાં વધુ બળવાન છે. અને તેનું પગલું હજારો સુલેહ પરિષદો, પાર્લામેન્ટનાં ભાષણો, સમાજવાદ અને સત્યનું આવરણ કરનારા બીજા બધા વાદપુરાણો કરતાં વધુ મહત્ત્વનું અને વધુ ફળદાયી છે, વધુ પરિણામકારી છે.

સરકારો અને મૂડીવાદીઓ આ સત્યને સારી રીતે જાણે છે. લોકોની ભ્રાન્તિ અને હિંસા ઉપર નભી રહેલી તેમની સત્તા આ નૈતિક કાયદાના આચરણ સામે ટકતી નથી એ પણ તેઓ જાણે છે. આત્મરક્ષણની સાહજિક વૃત્તિથી તેઓ આ બધું જાણે છે, તેથી સર્વ સ્થળે—જાપાનમાં પણ—આ સાદા સત્યનું વિવરણ કરનારાં પુસ્તકો સામે પ્રતિબંધ મૂકવામાં આવે છે. અને જેઓ પોતાના જીવનમાં અને આચરણમાં આ નૈતિક કાયદાને આચરે છે તેમને જેલમાં પૂરવામાં આવે છે.

બધી સરકારો અને મૂડીવાદીઓને સમાજવાદનો નહિ પણ આ જાગ્રત ધર્મવૃત્તિનો ડર વધુ લાગે છે. ઊલટું સમાજવાદ, ધારાસભાઓ અને પરિષદો વગેરે સરકારો અને મૂડીવાદને મદદ કરે છે. આ બધા વાદો અને સંસ્થાઓ વાણી અને શબ્દજાળોની પરંપરાથી અનિષ્ટના સાચા મૂળને આવરી દે છે. અને સમાજવાદીઓ જે અનિષ્ટ સામે ઝૂઝવા મથે છે, તે જ અનિષ્ટને લોકો આ બધા ગૂંચવાડાભર્યા વાદવિવાદોથી જોઈ શકતા નથી.

ખરેખર, કહેવાતી ખ્રિસ્તી દુનિયા વહેમો ઉપર જ જીવે છે, અને વહેમોમાં જ રચીપચી રહે છે. આ વહેમો અનેક જાતના છે. ધર્મોના વહેમો, પાદરીઓના વહેમો, રાજાના વહેમો, વિજ્ઞાનના વહેમો, બીજા લોકોના જીવનને ગોઠવવાના વહેમો, કળાના વહેમો, પ્રગતિના વહેમો, દેશભક્તિના વહેમો, સમાજવાદના વહેમો—આમ અનેક વહેમોની પરંપરામાં લોકો જીવે છે અને મરે છે. પણ બીજું શું થાય ? જ્યાં શ્રદ્ધા નથી ત્યાં વહેમ જ હોય. અને આપણે જોઈએ છીએ કે શ્રદ્ધાનો તો કેવળ અભાવ જ છે. ધર્મના રૂઢ વહેમો અને પ્રણાલિકાઓ કરતાં ધર્મ વધુ મહાન છે એ સત્ય લોકોને સમજાયું નથી. જ્યારે કહેવાતા ધર્મો અગર પંથો માનવજીવનની ભૂખ સંતોષી ન શકે ત્યારે લોકોએ પોતાના જીવનઘડતરના પાયા તરીકે નવા અને નક્કર ધાર્મિક સિદ્ધાંતો લેવા જોઈએ. પણ કમનસીબે આપણી ખ્રિસ્તી દુનિયામાં કંઈક એવું બન્યું છે કે લોકો પાસેથી તેની દુર્દશા ઢંકાઈ જાય છે, પણ આ ઘણો થોડો વખત જ ઢંકાઈ રહે છે, કેમકે તેમની વાસ્તવિક દુર્દશા તેમને આખરે તો વિચાર કરાવ્યા સિવાય રહી શકતી નથી.

હવે બન્યું છે એવું કે જીવનનો મુખ્ય ધર્મસિદ્ધાંત લોકોએ ખોયા પછી તેને પાછો મેળવવાનો લોકોએ પ્રયત્ન કર્યો નથી. ખરી રીતે આ ધર્મસિદ્ધાંત વગર પ્રજા કદી જીવી નથી અને જીવી શકવાની નથી. પણ તેને પ્રાપ્ત કરવાને બદલે આપણી સુધરેલી દુનિયાએ આનંદોત્સવ કર્યો કે હવે ધર્મ નાબૂદ થયો છે, તેની હવે જરૂર પણ નથી. અને ધર્મના મૂળી વહેમોથી આપણે હવે ઘણા આગળ વધ્યા છીએ. તેઓ દલીલ કરે છે કે, "ગાડાં અને

ઊંટોમાં મુસાફરી કરતી જંગલી જાતિઓ માટે ધર્મની આવશ્યકતા હતી. પણ આપણે તેમના કરતાં ઘણા આગળ વધેલા છીએ. આપણી પાસે પ્રગતિ છે, ઉત્ક્રાન્તિ છે, સુધારો છે, ઈથર છે, રેડિયમ છે, અણુ પરમાણુનો સિદ્ધાંત છે. આપણે કલાકના ૬૦ માઈલે મુસાફરી કરીએ છીએ એટલું જ નહિ, પણ આપણે આલ્પસ પર્વત ઉપર ઊડીએ છીએ, પાણીની અંદર વહાણ ચલાવીએ છીએ, સિનેમાઓ છે, ટેલિફોનો છે, વાયરલેસ ટેલિગ્રાફો પણ છે. હવે તમારે વધુ શું જોઈએ ?" પણ આ દલીલબાજોને હું પૂછવા માગું છું કે અત્યારે સમાજમાં કેટલાક કરોડાધિપતિઓ એવા છે કે જેમને તેમનાં નાણાં કયાં રોકવાં તેની ખબર પડતી નથી અને બીજી બાજુ કરોડો બેકારો છે કે જેમને કામ આપવામાં આવે તો તેને તેઓ મોટી મહેરબાની ગણે એવી પરિસ્થિતિ છે એ ખરું છે ? દર વર્ષે હથિયારો અને શસ્ત્રાસ્ત્રો પાછળ કરોડોનો જંગી ધુમાડો કરવામાં આવે છે એ સાચું છે ? ગણ્યાગાંઠ્યા મૂઠીભર માણસોના હુકમને વશ થઈને લાખોનાં લશ્કરો એક બીજાનાં ગળાં કાપવા તૈયાર છે એ સાચું છે ? આ પરિસ્થિતિને તેઓ પ્રગતિ તરીકે ઓળખાવે છે ? પણ તેઓ કહેશેઃ "સમાજવાદ અને સુલેહ પરિષદો મારફત આનો ઉકેલ થઈ જશે, પણ અત્યારે હવે જરીપુરાણા ધર્મની આવશ્યકતા નથી. આપણા સુધરેલા જમાનામાં આ જરીપુરાણા ધર્મની વાત કરવી તે હાસ્યાસ્પદ છે."

આપણી કહેવાતી સુધરેલી દુનિયાની આ બેવકૂફી અને જડતા દિગ્મૂઢ કરી નાખે તેવી છે! પણ હવે વાતનો સાર ટૂંકામાં કહી દઉં.

જો તમે, વીસમી સદીના યુવાનો, ભાવિના ઘડવૈયા, તમારા ઉચ્ચ ભાવિને પાર પાડવા ઇચ્છતા હો તો તમારે પહેલાં તો કેટલાક ભ્રમો અને વહેમોમાંથી મુક્ત થઈ જવું જોઈએ. ભવિષ્યમાં માનવજાતની ઉત્તમ સમાજરચના કેવી હોય એ તમે જાણો છો એવા ભ્રમ પહેલાં કાઢી નાખો. બીજો વહેમ દેશભક્તિનો છેઃ પછી તે રશિયન હો, અમેરિકન હો, યા ગમે તે દેશનો હો. ત્રીજો વહેમ વિજ્ઞાનનો છે. વૈજ્ઞાનિક સત્યને નામે જુદી જુદી જાતની આર્થિક અને સામાજિક વિચારપ્રણાલિઓ તમારી પાસે રજૂ કરવામાં આવે છે, તેને વૈજ્ઞાનિક સત્ય તરીકે સ્વીકારવાના ભ્રમથી દૂર રહેજો. ચોથો અને સૌથી અગત્યનો વહેમ—જે અત્યારનાં સર્વે અનિષ્ટોનું મૂળ છે—એ છે કે ધર્મના દિવસો ભરાઈ ગયા છે, અને તે હવે ભૂતકાળનો વિષય છે.

આ બધા વહેમોમાંથી પહેલાં મુક્ત થયા પછી માનવજાતના મહાન ચિંતકોએ જીવનના સાચા મૂળ વિષે જે સત્ય પ્રાપ્ત કર્યું છે, તેનું તમારે અવગાહન કરવું જોઈએ. અને જ્યારે તમને નક્કર ધાર્મિક જીવનનો સાચો ખ્યાલ આવશે, ત્યારે તેનાં સૂચનો મુજબ તમારે વર્તવાનો પ્રયાસ કરવો જોઈશે. આ ધર્માચરણ તમારે પોતાના માટે અગર બીજાને માટે કાંઈ પ્રાપ્ત કરવા અથવા કોઈ ધારણા બર લાવવા માટે નહિ હોય, પણ આ ધર્માચરણ તો માનવજીવનનો ઉચ્ચ હેતુ પૂર્ણ કરવા માટે હશે. આ જીવન જીવતાં જીવતાં તમે એવા અગમ્ય ભાવિને પ્રાપ્ત કરશો કે જે નિશ્ચિતપણે મંગળકારી, કલ્યાણકારી હશે.

# મહત્ત્વનો ભેદ

[ કાચી નોંધ ]

નૈતિક કાયદાના આચરણ સિવાય કાયમી, સુરેખ અને સારાં પરિણામો આવી શકે જ નહિ; જ્યારે સમાજવાદી શિક્ષણ લોકોની આર્થિક સ્થિતિ સુધારવામાં વિઘ્નરૂપ છે. આનું કારણ મારી સમજણ પ્રમાણે એ છે કે ધાર્મિક અને નૈતિક શિક્ષણના અનુસરણથી સમાજનો આત્મા પલટી જાય છે, તેનું મૂળ સ્વરૂપ બદલાય છે, જ્યારે સમાજવાદી શિક્ષણ બહુ તો માત્ર સમાજનાં બાહ્ય સ્વરૂપમાં જ ફેરફાર કરાવી શકે. બીજું ધાર્મિક અને નૈતિક કાયદો સર્વસ્થળ અને સર્વકાળ માટે એક હોય છે. બધા ધર્મોમાં માનવજાતના બંધુત્વનો સ્વીકાર છે, અને પોતાને જે ન ગમે તેવું આચરણ બીજા પ્રત્યે કરવાનો સ્પષ્ટ નિષેધ છે. જ્યારે સમાજવાદી અને સામ્યવાદી શિક્ષણ જુદા જુદા વર્ગો માટે જુદું જુદું અને પરસ્પર વિરોધી છે. અત્યારની સમાજરચનાને બદલે ભવિષ્યમાં કેવી સમાજરચના હોવી જોઈએ તેનો નિર્ણય લોકો આગળથી કરવા નીકળે ત્યારે આ વિરોધ અનિવાર્ય બને છે. ત્રીજું એ છે કે ધાર્મિક અને નૈતિક શિક્ષણ પ્રમાણે આચરનાર પોતાને ફાયદો થશે એવી ગણતરી કરતો નથી. પોતાને, કુટુંબને કે પોતાના વર્ગને શો ફાયદો થશે એવી કશી ગણતરી ધર્મ કે નીતિનો અનુયાયી કરતો નથી, પણ સમાજવાદી શિક્ષણ આથી ઊલટું જ શીખવે છે. બધાને સરખો ફાયદો એ સિદ્ધાંત ઉપર સમાજવાદી શિક્ષણ ઘડાયેલું છે. પણ મજૂરીના અનેક જાતના ભેદો, તેમજ એકનો બીજા ઉપર આધાર વગેરે કારણોસર આવી સમાન હિસ્સાની સિદ્ધતા કરવામાં અનેક મુશ્કેલીઓ ઊભી થાય છે. આ મુશ્કેલીઓને પરિણામે ભૂતકાળમાં સદાય ઘર્ષણ અને કલહ ઊભા થાય છે, અને ભવિષ્યમાં થશે. આથી જે માણસોને પોતાના આચરણનાં આવાં પરિણામો લાવવાં છે, તે આગળથી નક્કી કર્યા સિવાય ધર્માચરણ કરે છે. તેઓ કાયમી, ચોક્કસ અને કલ્યાણકારી પરિણામો મેળવે છે, જ્યારે આગળથી ગોઠવેલ કાર્યને સિદ્ધ કરવા માટે સમાજવાદીઓએ શોધેલા મનસ્વી કાયદાને વર્તવાથી આ પરિણામોનો અંશમાત્ર પણ સિદ્ધ થતો નથી.

# ક્રાંતિકારીને પત્ર

[ કાચો નોંધ ]

માણસનો બાહ્યજગત સાથેનો આધ્યાત્મિક સંબંધ અને આ સ્થાપિત સંબંધમાંથી નિષ્પન્ન થતો સદાચાર તેને હું ધર્મ તરીકે ઓળખાવું છું. પોતાના ફાયદા માટે જ આ બધું જગત છે એવી જગત પ્રત્યે વૃત્તિ ધરાવનાર આધ્યાત્મિક માણસ જરૂર પડયે સ્વાર્થ ખાતર હિંસાનો ઉપયોગ કરતાં આચકો ખાશે નહિ. આથી આધ્યાત્મિક માણસોને જગતની વર્તમાન દુઃખદ સ્થિતિમાંથી બચવાનો કોઈ આરો નથી. પણ જે લોકો પરસ્પર પ્રેમ સંબંધથી બંધાયા છે, પોતામાં અને પારકામાં પ્રેમના ઈશ્વરી સિદ્ધાંતને વશવર્તીને ચાલે છે તેઓ હિંસાથી પોતાને ગમે તેટલો ફાયદો થતો હોય અગર તો હિંસા ન વાપરવાથી ગમે તેટલું નુકસાન થતું હોય તો પણ, કોઈ પણ સંજોગોમાં હિંસા વાપરશે નહિ. આ જ લોકો આધ્યાત્મિક કલ્યાણને પ્રાપ્ત કરશે.

# ધંધાદારી દૃષ્ટિએ લેખન વિરુદ્ધ પ્રકાશન

[ એક ઊડતી નોંધ ]

ત્રિભુવન વીરજીભાઈ હેમાણી
રતિલાલ ઉકાભાઈ પટેલ

'લેખક થવામાં ત્રણ પ્રકારની મુશ્કેલીઓ નડે છે: પહેલી એ કે પ્રસિદ્ધ કરવા યોગ્ય કંઈક લખી શકવું; બીજી, તે વસ્તુને પ્રગટ કરનારી પ્રામાણિક વ્યક્તિઓનો ભેટો થવો; અને ત્રીજી, પોતાનાં લખાણ માટે અક્કલમંદ વાચકોની પ્રાપ્તિ થવી.'

— કોલ્ટન

'બિચારો લેખક પોતાનાં સ્વજનોથી છૂટો પડી મનોરાજ્યમાં એકલો જ મહાલે છે અને એક વિષયના વિચારોની ધૂનમાં ઘણો વખત ખર્ચ્યા પછી તે વિચારોને કાગળ પર મૂકવામાં વખત ખર્ચે છે અને છેવટે તે લેખ બહાર પડે છે ત્યહારે અપ્તરંગી જનસમાજના તરંગ પર તેનાં વેચાણનો આધાર રહે છે. સંભવિત છે કે ઉત્તમોત્તમ લખાણમાંથી પણ ઉદરનિર્વાહ જોગ આવક ન થાય. પરિણામે એ લેખકને સંપૂર્ણ ખિન્નતા અને નિરાશામાં લાંબો વખત ગુજારવો પડે છે. જે નિર્દોષ સ્ત્રીપુત્રાદિ કુટુંબીજનો તે બિચારા લેખકની આવક પર આધાર રાખતાં હોય છે ત્હેમને નાહક કંગાલિયત વેઠવી પડે છે. વ્યવહારદૃષ્ટિએ લેખકનો ધંધો લેવો એ મ્હોટામાં મ્હોટી મૂર્ખાઈ છે; પણ જ્હેમનાં મગજ અને હૃદય એ માટે જ બનેલાં છે—જેઓ એ ધંધો લેવાની 'પ્રેરણા'ને દબાવી શકે તેમ નથી ત્હેમને માટે એ જ એક ધંધો છે અને દુનિયાના કિંમતીમાં કિંમતી રત્નો આપણે એ વર્ગમાંથી જ મેળવી શક્યા છીએ.'

— વા. મો. શાહ

આજે જ્યારે ગુજરાતભરમાં લેખકો તેમજ પ્રકાશકોના સહકારની અજબગજબની વાતો થઈ રહી છે ત્યારે ક્યાંક ક્યાંક પ્રકાશકો તેમજ પત્રકારો તરફથી લેખકોને મળેલા કપરા અનુભવોની અવનવી કથનીઓ પણ સંભળાય છે. આ રીતે લેખકો અને પ્રકાશકો વચ્ચેના સહકાર તેમજ સંઘર્ષણનો પ્રશ્ન છણાઈ રહ્યો છે ત્યારે બીજી બાજુએ જનસાધારણ તો એ પુસ્તક પ્રકાશનનાં કાર્યને કોઈ અનોખાં તેમ જ રોમાંચકારી સાહસ તરીકે ઓળખાવતો હોય એવું ઘણીયે વાર જણાય છે. એવા સામાન્ય મનુષ્યને તો એવો કોઈ બેહૂદો ખ્યાલ હોય છે કે પ્રકાશનનો વ્યવસાય આર્થિક દૃષ્ટિએ અત્યંત લાભદાયી હોય છે; પરંતુ એ ધંધામાં રહેલી આંટીઘૂંટીઓ, ગૂંચવણો તેમજ મુશ્કેલીઓનો થોડો પણ ખ્યાલ એવા મનુષ્યને ભાગ્યે જ હોય છે. બીજી બાજુએ કોઈ પ્રકાશક સાથે અંગત સંબંધ સાધી શકનારો મનુષ્ય તો સ્પષ્ટ રીતે સમજી શકે છે કે પુસ્તક પ્રકાશનનો વ્યવસાય તો સૌથી વિશેષ જોખમકારક ધંધાઓમાંનો એક છે—રે પુસ્તકનાં લેખન જેટલો જોખમકારક તો છે જ એમ કહેવામાં અતિશયોક્તિ જેવું બિલકુલ નથી. પાશ્ચાત્ય દેશોમાં તો એટલે સુધી કહેવાય છે કે પ્રત્યેક પાંચ હાથપ્રતો (Manuscripts)માંથી માત્ર એક જ પ્રસિદ્ધ થવા પામે છે.

વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ પ્રકાશનના ધંધાથી ઘણેખરે અંશે બિનમાહિતગાર રહેનારા કેટલાક લેખકો તો એ પુસ્તકપ્રકાશન રૂપી વ્યવસાયના પાયામાં રહેલી એકની

એક મૂલભૂત હકીકતથી પણ વાકેફ થવાનો પ્રયત્ન કરતા હોય એવું ભાગ્યે જ જણાયું છે. ઘણીખરી વાર તો એવા લેખકો ભૂલી જાય છે કે પુસ્તકપ્રકાશક કે પત્રપ્રકાશક કંઈ નહિ તો છેવટે એક ધંધાદારી મનુષ્ય છે, જેનું મુખ્ય કર્તવ્ય તો પોતાને લાભદાયી નીવડે એવાં પ્રકાશનોને હાથ ધરવાનું છે. અલબત્ત દરેક પ્રકાશકના દફતરમાં બે–ચાર સારા પુસ્તક-વિક્રેતાઓનાં તેમજ કેટલાયે શિષ્ટ લેખકોનાં નામ નોંધાયેલાં જ પડ્યાં હોય છે, પરંતુ સાથોસાથ તે સાચી જ રીતે સમજી ચૂક્યો હોય છે કે એ રીતે નોંધાયેલાં નામ માત્રથી કંઈ તેનો દહાડો વળવાનો નથી. તે તો નિઃશંકપણે માનતો હોય છે કે સારું પુસ્તક એટલે સાહિત્યની દુનિયામાં ખળભળાટ ઉપજાવનારો ગ્રંથ નહિ પણ સારું પુસ્તક એટલે તો સતત તેમજ ચાલુ વેચાણ આપી શકનારું પ્રકાશન. અને એવાં પ્રકાશનો દ્વારા જ ખરેખરી અર્થપ્રાપ્તિની આશા તે રાખી શકે છે. કારણ સ્પષ્ટ જ છેઃ દિન પર દિન જે પુસ્તકની માગ જનસમાજ તરફથી વધુ ને વધુ પ્રમાણમાં ચાલુ રહે તેમ હોય તેવા જ કોઈ ગ્રંથનાં પ્રકાશનને પ્રત્યેક પ્રકાશક પોતાના વ્યવસાયના મદાર રૂપે ગણતો હોય છે અને સાચી વાત પણ એ જ છે કે જે લેખક પાસે જનતાને સુણાવવા યોગ્ય કંઈક વસ્તુ હોય અને તેને સમાજ સમક્ષ રજૂ કરવાની જેની પાસે આકર્ષક શૈલી તેમજ હથોટી હોય તેવા લેખકનાં પુસ્તકો તરફ શા કોઈની નજર ખેંચાયા વગર ભાગ્યે જ રહેવા પામે છે.

એવાં દષ્ટિબિંદુને રજૂ કરનારું કોઈ પુસ્તક પ્રાપ્ત કરવામાં પ્રકાશક ફત્તેહમંદ નીવડે છે ત્યારે તે એવાં અનુમાન પર, અવશ્ય આવે છે કે અમુક વિષયને લગતાં ઉપયોગી પુસ્તકોની માગનું પ્રમાણ વધુ અંશે હોય છે. પ્રકાશક સ્વાનુભવે સમજી શકે છે કે એવાં ઉપયોગી પુસ્તકોનો અવાજ સમાજના સઘળા થરના લોકોના કાન સુધી પહોંચવા પામે છે. કોઈ કોઈ વખતે તેને એવા પ્રકારનો કડવો અનુભવ પણ થવા પામે છે કે પોતાની દષ્ટિએ સરસ લાગતું પ્રકાશન, જનતાને ખુશ કરવાનાં કાર્યમાં ઘણી યે વાર કોઈ આકસ્મિક રીતે નિષ્ફળ પણ નીવડે છે. અને એ પુસ્તક કરતાં ક્યાંયે ઓછી ઉપયોગિતાવાળું તેમજ હલકી કક્ષાનું બીજું કોઈ સાધારણ પુસ્તક લોકરંજનની દષ્ટિએ પહેલા ગ્રંથને વટાવી પણ જાય છે અને વિષયની દષ્ટિએ કોઈ અનોખી રીતે તે સફળ થઈ જવા પામે છે. પરિણામે, જનસમાજને ઉપયોગી હોય એવાં સાચાં પુસ્તકોની માગ તો વણપુરાયેલી જ રહેવા પામે છે, અને સારા ગ્રંથોનું સ્થાન કેટલાંયે ઊતરતી પાયરીનાં પુસ્તકો બથાવી પડે છે એમ અનુભવીઓનું કહેવું છે.

પ્રકાશકની સ્થિતિ અનેક વખત નાટક કંપનીઓના સંચાલક જેવી થઈ જાય છે. કોઈ કોઈ વખતે પોતાનાં પ્રકાશનને લગતી અમુક સરસ વસ્તુ તેની નજર બહાર રહી જવા પામે છે અને છેક છેવટ સુધી એ બીના વણપકડાયેલી જ રહેવા પામે છે. પરન્તુ એ પુસ્તકને જનસમાજ સમક્ષ રજૂ કર્યા પછી જ્યારે સમાલોચકો તેમજ વિવેચકો એ વસ્તુને પકડી પાડીને જાહેર રીતે ખુલ્લી પાડી દે છે ત્યારે જ પ્રકાશક એ વાતથી વાકેફ થાય છે. પરન્તુ એવું બની ગયા પછી પ્રકાશક તો આંખ આડા કાન કરવાનું જ શીખ્યો હોય છે. પ્રકાશક પણ દરેક મનુષ્યની પેઠે ભૂલને પાત્ર હોય એ તદ્દન સ્વાભાવિક છે. આમ હોઈને તે તો ગઈ ગુજરી વિસરી જવામાં જ લાભ માને છે અને એ વાત પ્રત્યે થોડુંસું પણ ધાંધલ થાય એમ એ અંતરથી ઇચ્છતો જ નથી; છતાં પણ એવા પ્રકારના સ્વાનુભવોને

પોતાનાં હૃદયમાં સંઘરી રાખીને ભવિષ્યનાં પ્રકાશન વખતે ઉપયોગમાં લેવાનું તે ચૂકતો નથી. વળી એવો અનુભવી પ્રકાશક તો પોતાનાં પ્રકાશનમાં જ, તેના વિશેષ પ્રમાણનાં વિક્રય માટેનાં ખાસ વશીકરણ ભરી દેવામાં અચ્છી રીતે પારંગત થયેલો હોય છે એટલે પોતે પ્રગટાવેલા ગ્રંથ માટે ઓછામાં ઓછી એટલી આશા રાખવાનો તો હક એને હોવો જ જોઈએ કે સંભાળપૂર્વકની સાવચેતી રાખવાથી પોતાનાં એ સાહસદ્વારા રીતસરનો આર્થિક લાભ પોતે પ્રાપ્ત કરી શકે.

આજે લોકોને વાર્તાગ્રંથો વાંચવા બહુ ગમે છે એમ સમજીને એકાદી નવલકથા માટેની જનસમાજ તરફથી થનારી માગણીનું ચોક્સ માપ કાઢવાનો પ્રયાસ કરનારો પ્રકાશક, કોઈ કોઈ વખતે થાપ પણ ખાઈ બેસે છે. એવું બનવાનો પૂરેપૂરો સંભવ હોય છે એમ અનુભવીઓનું પણ કથન છે. કારણ સમજી શકાય તેટલું સ્પષ્ટ છે કે હાથે લખાયેલાં પાનાંઓના અમુક જથ્થાઓનો બનેલો એક મોટો થોથો પુસ્તકાકારે પ્રગટ થયા પછી જનતાના આદરને પાત્ર જ થઈ શકશે અને તેની પ્રતો નહિ જેવા ટૂંકા સમયમાં ખપી જશે એ બાબતની રીતસરની ખાતરી આપવાની હિંમત ભાગ્યે જ કોઈ કરી શકે. ટૂંકી ને ટચ વાત તો એટલી જ છે કે ઉત્તમ પ્રકારનું વેચાણ આપે એવાં પ્રકાશનોની સંખ્યા તો આંગળીને વેઢે ગણી શકાય એટલી માંડમાંડ હોય છે. અલબત્ત, પાંચેક વરસના ગાળા દરમિયાન હજારેક પ્રતની ખપત હોય એવી નવલો અગર તો એવા નવલિકા ગ્રંથો કોઈ કોઈ હોય છે ખરા. પરંતુ જે પુસ્તકનાં વેચાણની ખાતરી અગાઉથી ઊંચા ધોરણ પર કલ્પી રાખી હોય તેવું વાર્તાનું પુસ્તક પ્રગટ થયા પછી પણ કોઈ કોઈ વખતે તો તદ્દન નિષ્ફળ નીવડીને પ્રકાશકને ખર્ચના ઊંડા ખાડામાં ઉતારી દે છે. તાત્પર્ય એટલું જ કે પુસ્તકપ્રકાશનના વ્યવસાયને એક દૃષ્ટિએ સટ્ટાના ધંધા તરીકે ઓળખાવવો જોઈએ; અને એ રીતે પ્રકાશન માત્રને કોઈ ખરેખરાં સાહસ તરીકે ઓળખાવે તો તેમાં ખોટું કંઈ નથી.

પુસ્તકપ્રકાશનના વ્યવસાયને 'સટ્ટો' અગર 'સાહસ'નું લેબલ ભલે લગાડવામાં આવે, પરન્તુ એ ધંધાની વિશિષ્ટતા કંઈ ઓર જ છે. બીજા કેટલાક ધંધાઓ આર્થિક દૃષ્ટિએ વિશેષ લાભદાયક નીવડતા હોય એવું બને છે ખરું, પણ એવા ધંધાઓમાં વિવિધતા તેમજ સરસતાને ભાગ્યે જ સ્થાન મળવા પામે છે. એ બીજા વ્યવસાયો તેના યોજકોનું ધ્યાન એકધારી રીતે હરહંમેશ રોકી રાખતા હોય છે, પરન્તુ આ પુસ્તકપ્રકાશનના ધંધામાં વિવિધતાની સાથે સરસતા તો ભરી પડી હોય છે. એ ધંધામાંથી ઉદ્‌ભવતો મુખ્ય લાભ તો એ છે કે પોતાનાં પ્રકાશનકાર્યથી પ્રકાશક પોતે બીજા અનેક પ્રકારના ઊંચી તેમજ નીચી કક્ષાના કેટલાયે મનુષ્યોના સ્થૂલ તેમજ સૂક્ષ્મ પરિચયમાં આવવા પામે છે. એ રીતે વિવિધ પ્રકારના શોખને અપનાવનારા મનુષ્યોનાં માનસનો અભ્યાસ કરવાની વિરલ તક પ્રકાશકોને સાંપડવાનો પણ સંભવ ખરો. યુરોપ-અમેરિકામાં તો ઘણીયે વાર એવું બનવા પામે છે કે સુપ્રસિદ્ધ નવલકારોને, કોઈ કોઈ નવભૂમિ સંશોધકો (Explorers)ને તથા આંતર-રાષ્ટ્રીય ખ્યાતિ ધરાવનારા કોઈ કોઈ રાજપુરુષોને અમુક પ્રકાશકોનાં દ્વાર ખખડાવવા આવવું પડે છે. કારણ કે એવી મહાન વ્યક્તિઓને નવનવાં પ્રકાશનોને પોતે જાતે જ તપાસવાની ધૂન હોય છે અને પ્રકાશકો સાથે પરિચય સાધ્યા વગર ઉચ્ચ કક્ષાની પુસ્તક-પસંદગી કરી શકાતી નથી એમ તેઓનું માનવું હોય છે. એટલે એવા પરિચયોને પરિણામે

પ્રકાશક પોતે પ્રગટાવેલાં પ્રકાશનોમાં વિવિધતા તેમજ સરસતાનો સુંદર સંયોગ સાધી બતાવવાને અનેક વખત સફળ થયો હોય એવા કેટલાયે પ્રસંગો બનવા પામ્યા હોય છે.

પાશ્ચાત્ય દેશોમાં કેટલાક પ્રકાશકો ખાસ વિષયના ગ્રંથોનું જ પ્રકાશન હાથ ધરે છે, ત્યારે બીજાઓ તો કથાવાર્તાઓથી માંડીને ઉચ્ચ ગણિતશાસ્ત્રના શાસ્ત્રીય ગ્રંથો સુદ્ધાંનાં પ્રકાશનોને લગતાં સૂચિપત્રો પ્રગટાવે છે. પરન્તુ પ્રકાશનપસંદગીનું તેનું ધોરણ ઘણું જ ઉચ્ચ હોય છે. તેઓ પગારદાર વાચકોને પોતાને ત્યાં હંમેશને માટે રોકે છે. એવા વાચકો સમક્ષ બધા હસ્તલેખો (Manuscripts) રજૂ કરવામાં આવે છે. એવા પગારદાર વાચકોનું મુખ્ય કર્તવ્ય એવી રીતે મળતી હાથપ્રતોને તપાસીને તે સંબંધી પોતે બાંધેલા અભિપ્રાયો પ્રકાશક સમક્ષ રજૂ કરવાનું હોય છે. એવા સઘળા પગારદાર વાચકોની શક્તિથી પ્રકાશક વાકેફ હોય છે એટલે કોઈ ખાસ વિષયના અભ્યાસીઓ પાસે તેના વિષયને લગતા હસ્તલેખો રજૂ કરવામાં આવે છે. પરન્તુ મુખ્યત્વે કરીને સમજવાની વાત તો એ છે કે એ રીતે કરાયેલાં પહેલી વખતનાં વાંચન પરથી બંધાતા અભિપ્રાયને આખરી નિર્ણય તરીકે સ્વીકારી લેવામાં આવતો નથી. કોઈ પણ પુસ્તકનાં પ્રકાશન માટે ચોક્કસ પ્રકારના નિર્ણય પર આવતાં પહેલાં એની હાથપ્રત ઉપર જણાવેલા બે, ચાર કે તેથી વધુ પગારદાર વાચકોના હાથમાં ફરી જાય છે અને પછી પ્રકાશક પોતે તથા તેના મિત્રો પણ તેને પોતપોતાની દૃષ્ટિએ ચકાસી જુએ છે. ત્યાર પછી જ આખરી નિર્ણય પર અવાય છે. ઘણીખરી વાર તો એવા નિષ્ણાતોના આખરી નિર્ણય પછી પણ કોઈ કોઈ પ્રકાશનની સફળતા કે નિષ્ફળતાનો ચોક્સ પ્રકારનો આંક આંકી શકાતો નથી. કારણ કે કોઈ પણ પુસ્તક માટેની માગ જનતા તરફથી કેવા પ્રકારની થશે તે બાબતની ચોકસ પ્રકારની અટકળ ભાગ્યે જ થઈ શકે એમ તેમનો ભૂતકાળનો અનુભવ કહે છે. અલબત્ત, વાર્તાગ્રંથોની બાબતમાં તેમ બનવા પામતું નથી. તેમાં કંઈક અંશે ચોકસ પ્રકારનું અનુમાન નિષ્ણાતો બાંધી શકે છે અને ઘણીખરી વાર, તો તે સાચું પણ પડે છે, પરતુ પૂરતાં મનનપૂર્વક તેમજ અભ્યાસદષ્ટિથી લખાયેલા ખાસ વિષયના ગ્રંથોના પ્રકાશનની સફળતા સંબંધી નિષ્ણાતો પણ ભાગ્યે જ એકમત થઈ શકે છે.

કેટલાક લેખકો તેમજ પ્રકાશકો એમ ધારે છે કે 'બૃહદ્વિક્રયી'[1] ગ્રન્થ થવાની લાયકાત વાર્તાગ્રંથોમાં જ હોય છે, પરન્તુ પુસ્તકપ્રકાશનનો થોડોસો પણ અનુભવ જેને હોય એવો મનુષ્ય તો તેથી જુદો જ મત ધરાવતો હોય છે. કેટલાયે બિનવાર્તા ગ્રંથોની ખપતના આંકડાઓ જોઈને વાર્તાલેખકોનું ગુમાન ઊતરી જાય એવું પણ બને ખરું; અને વિશેષ આશ્ચર્ય જેવું તો એ છે કે એવા બિનવાર્તાગ્રંથોનું વેચાણ એકબે પેઢી સુધી સતત રીતે ચાલુ રહેવા પણ પામ્યું હોય છે. એવું કહેવાય છે કે સુપ્રસિદ્ધ આંગ્લ ચિંતક એડમંડ બર્કનું **'ફ્રાંસની રાજ્યક્રાંતિ' (*French Revolution*)** શીર્ષક પુસ્તક જે દિવસે પ્રગટ્યું હતું તે જ દિવસે સાંજે એની પહેલી આવૃત્તિની સઘળી પ્રતો ખલાસ થઈ ચૂકી હતી. આપણા ભારતવર્ષમાં પણ એવું નથી બન્યું એમ નથી. ભારતીય દેશસેવક તરીકે ખ્યાતિ પામેલા લોકમાન્ય બાલગંગાધર ટિળકનાં 'ગીતારહસ્ય'ની પહેલી મરાઠી ભાષાની આવૃત્તિનું વેચાણ

1. 'બૃહદ્વિક્રયી' એટલે Best-Seller. આ શબ્દને યોજવાનું માન 'માનસી'ધર શ્રી વિજયરાય ક. વૈદ્યને ફાળે જાય છે.

એક અઠવાડિયાં સુધી સતત ચાલુ રહેવા પામ્યું હતું અને તેને લઈને બીજી આવૃત્તિ પ્રગટાવવાની જરૂર તુરતમાં જ જણાઈ હતી. વળી વિશ્વવિખ્યાત મહાત્મા ગાંધીના 'અનાસક્તિયોગ'ની પહેલી આવૃત્તિની ત્રીસ હજાર જેટલી પ્રતો એક પખવાડિયાં જેવા ટૂંકા ગાળામાં ખલાસ થવા પામી હતી એ વસ્તુ અવશ્ય ગણનાપાત્ર ગણાવી જોઈએ. બીજી બાજુએ ઉપર જણાવેલાં પુસ્તકો જેટલી જ ઉપયોગિતાવાળું એક પુસ્તક સને ૧૯૨૯માં પ્રગટ્યું હતું અને એ વરસનાં શાસ્ત્રીય વાઙ્મયનાં શ્રેષ્ઠ પુસ્તકોમાંનાં એક તરીકે એની પ્રશંસા થઈ હતી,[1] છતાં પણ વિક્રયની દૃષ્ટિએ તે પ્રકાશન તદ્દન નિષ્ફળ નીવડ્યું હતું એમ તેના લેખકે જ એક ખાનગી પત્ર દ્વારા એકરાર કરતાં જણાવ્યું હતું–ત્રણ વરસના ગાળામાં એ ઉચ્ચ કોટિના પુસ્તકની માત્ર ૪૦ જેટલી પ્રતો જ વેચાવા પામી હતી.[2] આ ઉપરાંત કવિવર ન્હાનાલાલનાં પુસ્તકોનાં વેચાણની સફળતા કે નિષ્ફળતાનો સાચો આંક તો છેલ્લા ત્રણ દાયકામાં પ્રગટેલી તેની કોઈ કોઈ કૃતિઓની આવૃત્તિ પરથી નીકળી શકે તેમ છે.

આ સિવાય શાળા–પાઠશાળામાં ઉપયોગી હોય એવાં નાનાંમોટાં પુસ્તકો, રમતગમત –મોજમજાહ–ખોરાકશાસ્ત્ર–આરોગ્ય ઇત્યાદિ વિષયોને લગતા લોકપ્રિય ગ્રંથો, તેમજ યુવાનોને ઉદ્દેશીને લખાયેલ કેટલીયે પ્રચાર પત્રિકાઓ–એ સઘળાંની ખપતના આંકડાઓ અસરકારક રીતે આશ્ચર્ય પમાડે તેવા હોય છે એમ અનુભવી પ્રકાશકો સાબિત કરી શકે તેમ છે. આ બધા ઉપરાંત સંસ્મરણાત્મક દૃષ્ટિએ લખાયેલી આત્મકથાઓ, ભલેને તેમની કિંમત વધુ પડતી આકરી હોય છતાં પણ, સારુંસરખું વેચાણ મેળવી શકે છે. પરન્તુ આત્મવૃત્તો લખવાનું કાર્ય તો બિનવ્યવસાયી લેખકોએ જ 'રિઝર્વ્ડ' રાખ્યું હોય એમ જણાય છે. યુરોપ–અમેરિકામાં તો લેખક તરીકેનો વ્યવસાય જેમનો સ્વાભાવિક રીતે ન હોય એવા રાજપુરુષો, સૈનિકો, અને એવા બીજા બિનવ્યવસાયી લેખકોને ભાગે એવાં આત્મચરિત્રો લખવાનો ફાળો જાય છે. વળી રાજકીય વાતાવરણ બહુ ગરમાગરમ હોય એવે સમયે જ જો રાજનૈતિક તેમજ આર્થિક દૃષ્ટિબિંદુઓની છણાવટ કરનારાં ભિન્ન ભિન્ન પુસ્તકો તેમજ નાની મોટી ગ્રંથિકાઓ જનતા સમક્ષ રજૂ કરવામાં આવે તો તેની ખપત કંઈ ઓછી ખેંચાણકારક નથી હોતી. લોકોને ગમી જાય એવા પ્રવાસગ્રંથો પણ જનસમાજના આદરને પાત્ર બનવા પામે છે ખરા. આપણા ગુજરાતમાં પણ કયારેક કયારેક એવા રડયાખડયા પ્રવાસગ્રંથનું પ્રકાશન થાય છે ખરું, પણ પાશ્ચાત્ય દેશોમાં તો એવા પ્રવાસગ્રંથોનાં પ્રકાશનથી લેખકોને 'રોયલ્ટી' (Royalty) દ્વારા[3] સારીસરખી રકમ આમદાની રૂપે મળવા પામે છે. હુન્નરઉદ્યોગની દૃષ્ટિને મહત્ત્વ આપનારાં પુસ્તકો તરફ પણ લોકવર્ગની અભિરુચિ કેળવી

૧ જુઓ 'કૌમુદી' : ૧૯૩૧, ઓગસ્ટ : પૃષ્ટ ૧૨૩ તથા 'સાહિત્ય': ૧૯૩૦ જાન્યુઆરી-માર્ચ પૃષ્ટ ૫૯ અને ૧૮૧–૧૮૨

૨ એ પુસ્તકનું નામ્ અનભિજ્ઞ વાચકો સમક્ષ રજૂ કરવાનું યોગ્ય નથી ધારવામાં આવતું, કારણ કે તેવી રીતે નિષ્ફળતાની ગતિમાં ખૂંચી ગયેલાં પુસ્તકોની નોંધ તેનાં સાચાં નામ-ઠામ વગર જ આપવી એ વધુ હિતાવહ છે; છતાં પણ તથ્ય જાણવાની ઇચ્છાવાળાઓ ઊંડા ઊતરશે તો થોડાસી મહેનતે તે સંબંધી યોગ્ય વસ્તુની સમજણ આપોઆપ મેળવી શકશે.

૩ આ 'રોયલ્ટી' તો લેખકોને મળતા પુરસ્કારનો એક પ્રકાર છે અને પાશ્ચાત્ય દેશોમાં તે પૂરેપૂરો પ્રચલિત છે. તેની યોગ્ય સમજણ એક અલાયદા લેખદ્વારા હવે પછી આપવામાં આવશે.

શકાય છે અને એવાં પુસ્તકો આપણા ગુજરાતમાં નહિ પણ યુરોપ-અમેરિકામાં તો લેખક તેમજ પ્રકાશક એમ બન્નેને સારી આવક આપતાં રહ્યાં હોય તેનાં ઘણાં દૃષ્ટાંતો મળી આવે છે ખરાં.

હવે લેખકે ધ્યાનમાં લેવાની થોડીક વાતો નોંધી લઈએ. કોઈ પણ પ્રકાશક તેના લેખક પાસેથી ખાસ પ્રકારની શ્રમભરેલી મથામણની માગણી કરતો નથી, કારણ કે પ્રકાશકને તો સારી એટલે વિક્રયની દૃષ્ટિએ સફળ નીવડે એવી કૃતિ માત્રથી સંતોષ થાય છે. લેખકને તો જે કંઈ કરવાનું હોય છે તે એટલું જ કે તેણે પ્રેસકોપી શુદ્ધ સ્વચ્છ અક્ષરે લખેલી હોવી જોઈએ અને ત્યાર પછી જ તેને પ્રકાશકને સુપરત કરવી જોઈએ. સાથોસાથ એ હસ્તલેખ પ્રકાશકને પસંદ ન પડે તો તેને પરત મોકલવા માટે પૂરતું ટપાલખર્ચ પણ તેણે બીડેલું હોવું જોઈએ, (અલબત્ત લેખકોને પુરસ્કાર આપનારા પ્રકાશકોની આહીં વાત છે, નહિ કે લેખકોનાં મળ્યાં તેટલાં લખાણોને મફતમાં પડાવી પાડનારાઓની.) પોતાનાં લખાણની ઉપયોગિતા સમજાવનારો એક પત્ર પણ લેખકે પ્રકાશકને લખવો જોઈએ, પરંતુ તે પત્ર તદ્દન ટૂંકો તથા મુદ્દાસરનો હોવો જોઈએ. તેવા પત્રમાં પિષ્ટપેષણને કે લખાણની તારીફનાં સાચાંખોટાં બણગાંને સ્થાન ન મળવું જોઈએ. વાર્તાલેખકોએ નહિ, પણ બીજાઓએ તો પોતપોતાનાં આર્થિક હિતની ખાતર, પોતાનાં પુસ્તકનાં પ્રકાશનને લગતા ચોક્કસ પ્રકારના આખરી નિર્ણય પર પ્રકાશક આવી શકે એટલા ખાતર, જરૂર પૂરતી હકીકત પણ પત્ર દ્વારા તેને પૂરી પાડવી જોઈએ—ખાસ કરીને કયા પ્રકારના વાચકવર્ગને તે પુસ્તક ઉપયોગી નીવડશે અને એની સંભવિત ખપતનો અડસટ્ટો કેટલી હદ સુધીનો થઈ શકશે તેની આછી રૂપરેખા પણ, દલીલો તેમજ વિગતો સહિત, રજૂ કરી બતાવવી જોઈએ.

આવી આવી ઝીણી બાબતો પાછળ રહેલાં રહસ્યને ન સમજી શકનારા કેટલાક લેખકો, તેમના હસ્તલેખોને પ્રકાશકો અવારનવાર પાછા વાળે છે ત્યારે બળાપો કરતા માલમ પડે છે. પરંતુ હાથપ્રતો પાછી વાળવાનાં ઉપર જણાવ્યાં તે સિવાય પણ બીજાં ઘણાં કારણો હોય છે. અલબત્ત, પ્રકાશન માટેનો આખરી ફેંસલો કરતી વખતે ગુણની દૃષ્ટિને તો નજર સામે રાખવામાં આવે છે જ, પણ તે સિવાય બીજી પણ કેટલીક ઝીણી ઝીણી બાબતો તરફ દૃષ્ટિ ફેંકવામાં આવે છે તે ભૂલી જવા જેવું નથી. કોઈ નવલકથા સુંદર શૈલીએ લખાઈ હોય એમ બને ખરું, પણ માનવજીવનને અસર કરી શકે એવા 'આતશ'ની એ લખાણમાં તદ્દન ગેરહાજરી માલમ પડે એવું પણ બનવા પામે છે. મુખ્યત્વે એ એક કારણને લઈને જ એવા હસ્તલેખોનો સ્વીકાર કરતાં પ્રકાશકો અચકાય છે. તે સિવાય ઘણીયે વાર હસ્તલેખો એટલા ખાતર નિષ્ફળ નીવડતા માલમ પડે છે કે લેખક વાર્તાકથનના પ્રવાહને સતત વહી જતો બનાવવામાં સફળ થયો હોવા છતાં પણ શૈલી સાથે તેને બારમો ચંદ્રમા હોય અથવા તો વાર્તાના સુસંગત વસ્તુને રજૂ કરવાને બદલે માત્ર શૈલી સાથે જ લેખકે સહકાર સાધ્યો હોય એવું જણાય છે. જે લેખકો પોતાનાં પુસ્તકની સારી કહેવાય એવી ખપત મેળવવામાં સફળ નીવડ્યા હોય તેવા લેખકો પણ ઘણી યે વાર જૂઠાં માનસને તેમજ કરુણાદંભી (Melodramatic) શૈલીને વરી બેઠા હોય છે. છતાં પણ તેના

હસ્તલેખો પ્રકાશકને પસંદ પડી જાય છે; કારણકે વાર્તાકથનના પ્રવાહને સુંદર રીતે રજૂ કરવાની હથોટીમાં તો તેઓએ પૂરેપૂરી પ્રવીણતા પ્રાપ્ત કરી હોય છે. આમ હોવાથી એવા લેખકોનું ગાડું નિરાંતે ગબડયે જાય છે.

ખરેખરી ગુણવત્તા ધરાવનારા બિનવાર્તાગ્રંથોને પણ પ્રકાશકો તરફથી નાપસંદગી મળતાં લેખકોને ઘણીયે વાર પાછા મોકલવામાં આવે છે. એ રીતે પાછા વાળવામાં આવેલાં પુસ્તકોનાં પ્રકાશન માટે પ્રકાશકોનો અભિપ્રાય એવો હોય છે કે બિનવાર્તાગ્રંથોનાં પ્રકાશન દ્વારા રીતસરની આમદાની થાય એવો અવકાશ હોતો નથી એટલે કે તેવાં પુસ્તકો માટે પૂરતી ખપત મેળવી શકાતી નથી. વળી પોતાને ભોમિયાની ગરજ સારે એવો થોડોસો અનુભવ મળવા પામે નહિ ત્યાં સુધી કોઈ પણ પ્રકાશક એવા બિનવાર્તાગ્રંથોનાં પ્રકાશનોને હાથ ધરવાનું સાહસ ખેડવા ભાગ્યે જ તૈયાર થાય છે. એવું જોખમ ખેડવાનું માથે લેતાં પહેલાં પ્રકાશક તેના મિત્રોની-અગર તો એવા બીજા અનુભવી પુરુષોની સલાહ લેવાનું ઉચિત સમજે છે. એવાં પુસ્તકોની ખપતના આંક બાબતની અમુક હદ સુધીની ચોકસાઈભરી અટકળ પોતે બાંધી શકે નહિ ત્યાં સુધી એ પ્રકાશનનાં કાર્યને તે ખોળંભે નાખવામાં જ પોતાનું હિત સમજે છે. તેને મૂંઝવણમાં મૂકનારા બેચાર પ્રશ્નો આ રહ્યા: એવાં પુસ્તકમાં રસ લેનારો વાચકવર્ગ કયો અને કેટલો? કયા વર્ગના લોકોને એ પ્રકાશન પ્રિય થઈ પડે? એ બિનવાર્તાગ્રંથ માટે તેના વાચકો ઓછામાં ઓછી કેટલી કિંમત આપવા તૈયાર થાય? આવા આવા સાચાખોટા વિચારો પ્રકાશકના મગજને ઘેરી લે છે અને એ પ્રશ્નોનો અનુકૂળ થઈ પડે એવો તોડ કાઢવાને પોતે સમર્થ નથી એવું લાગે તો એવાં પ્રકાશન રૂપી સાહસને ખેડવાનું તેને મન જ થતું નથી. આમ થવાનું કારણ તદ્દન સ્પષ્ટ છે: પ્રકાશક પોતે કોઈ પણ હસ્તલેખનાં પ્રકાશન માટે ચાહે તેટલો ઇંતેજાર હોય, પરન્તુ એ પ્રકાશન આર્થિક દૃષ્ટિએ લાભદાયી નીવડી શકે કે નહિ એ બાબતના સ્પષ્ટ ખ્યાલ તરફ આંખ આડા કાન કરવાનું તેને કદિ પણ પાલવે નહિ. બીજી બાજુએ, એ પ્રકાશન સમાજના ઊંચા તેમજ નીચા થરનાં સઘળાં મનુષ્યોને આકર્ષી શકે તેમ છે એ બાબતની થોડીસી પણ ખાતરી પ્રકાશકને થાય કે તુરત જ એ બાબતની યોગ્ય જાહેરાત તે વર્તમાનપત્રો દ્વારા કરી દે છે અને તે રીતે તેનાં પ્રકાશનની ખપતનો પારો અમુક અંશે વધવા પામે એટલા ખાતર ઠીક ઠીક જહેમત પણ તે ઉઠાવવા માંડે છે; પણ જો તેવું પ્રકાશન સમાજના અમુક ઉચ્ચ કક્ષાના સંસ્કારી મનુષ્યોના આદરને જ પાત્ર થઈ શકે એવી વસ્તુનું બનેલું જણાય તો તેની ખપત વધારવા માટેનો તેનો કોયડો વણઉકેલાયો જ રહેવા પામે છે, અને તેથી એવાં પ્રકાશનોને ખોળંભે પાડવાનો જ નિશ્ચય તેણે કચવાતે મને કરવો પડે છે.

સાથોસાથ એક વાત ઓર નોંધી લેવી જોઈએ! લેખકોએ ગ્રંથોત્પાદન તેમજ ગ્રંથવિધાનને લગતી થોડીઘણી માહિતી તો મેળવી લેવી જોઈએ અલબત્ત, આપણા ગુજરાતમાં તો પ્રકાશનકળાને લગતી પદ્ધતિસરની માહિતી આપી શકે એવાં પુસ્તકોનો હાલ તો સદંતર દુકાળ પ્રવર્તે છે.—હા, 'ગ્રંથ અને ગ્રંથકાર'નાં પુસ્તકોમાં એ વિષયને લગતી થોડીઘણી કીમતી નોંધો પ્રગટ થવા પામી છે એટલું અહીં નોંધી લેવું જરૂરી છે. શ્રીયુત બચુભાઈ રાવતે રજૂ કરેલી એ નોંધો તો ગુજરાતી સાહિત્યના ભંડોળમાં પ્રકાશન કળાને*

લગતાં લખાણોમાં એક સીમાચિન્હ રૂપ ગણાવી જોઈએ.[1] ગ્રંથોત્પાદનનાં એ જ દષ્ટિબિંદુને કંઈક જુદી રીતે રજૂ કરનારું એક ટૂંકું લખાણ પણ 'વલ્કલ' નામધારી કોઈ અનુભવીએ 'નવીન અને સંગીન પુસ્તકોના ઉત્પાદનખર્ચ વિશે બે બોલ' દ્વારા પ્રગટાવ્યું હતું.[2] તાત્પર્ય એટલું જ કે ગુજરાતી લેખકોને ધંધાની દષ્ટિએ ભોમિયાની ગરજ સારે એવી સરળ ઢબે સદરહુ લખાણો લખાવા પામ્યાં છે અને તેથી તેની ઉપયોગિતાનો આંક અનેક ગણો વધી જાય છે.

યુરોપ-અમેરિકામાં તો આ ગ્રન્થોત્પાદનનાં શાસ્ત્રને લગતાં અનેક પુસ્તકો આજ સુધીમાં પ્રગટી ચૂક્યાં છે, જેમાંનાં થોડાંકનાં વાચન-મનન દ્વારા લેખકની ઉચ્ચતર ભૂમિકાઓને સ્પર્શવા ઇચ્છનારી વ્યક્તિઓને જાણવા જેવી પુષ્કળ સામગ્રી મળવા પામે છે. એવાં એક પુસ્તકનું નામ છે, 'ટ્રૂથ એબાઉટ પબ્લિશીંગ' ( Truth About Publishing ) અને તેના લેખકનું નામ છે સ્ટેન્લી અન્વીન. એ પુસ્તકમાં પ્રકાશનકળાને લગતી ઘણી અમૂલ્ય સામગ્રી ભરી પડી છે એમ અનુભવીઓનું કહેવું છે. તે ગ્રન્થમાં એ આંગ્લ-લેખકે પ્રેસકોપી હાથમાં આવે ત્યાંથી માંડીને તે છેક પુસ્તકની ખપત વધારવા માટે આદરવા જોઈતા જંગને લગતી તૈયારીઓ કેવી રીતે કરવી તે બાબતની કેટલીક સાફસાફ વાતો કરવામાં આવી છે તથા પુસ્તકની પડતર કિંમતના પ્રશ્નને લગતા મુખ્ય મુખ્ય મુદ્દાઓ પર સારોસરખો પ્રકાશ ફેંક્યો છે. લેખનને એક વ્યવસાય તરીકે સ્વીકારનારા લેખકો માટે યોગ્ય રાહબર બનવા ઉપરાંત લેખકની ધંધાદારી દષ્ટિને ખીલવવાનું કાર્ય પણ એવાં પુસ્તકો કરે છે. આપણે ઇચ્છીશું કે ઘણા જ નજીકનાં ભવિષ્યમાં આપણી ગરવી ગુજરાતમાં પણ એવા ઉપયોગી ગ્રંથો પ્રગટવા પામશે અને એ રીતે લેખક તેમજ પ્રકાશક વચ્ચેના વ્યવહારમાં અનેક પ્રકારની સરળતા ઉપજાવવાની ગરજ એવાં પુસ્તકો જ સારશે.



---

૧. અભ્યાસીઓને ઉપયોગી થઈ પડે એમ સમજી એ લેખોની યાદી નીચે રજૂ કરી છે:—
ગ્રંથ અને ગ્રંથકાર: પુસ્તક પહેલું : પૃષ્ઠ ૨૧૧-૨૨૩ : 'પ્રેસકોપી અને પ્રૂફરીડિંગ'
સદર પુસ્તક બીજું : પૃષ્ઠ ૨૨૩-૨૫૮ : 'પુસ્તકનું છાપકામ તથા ચિત્રકામ'
સદર પુસ્તક ત્રીજું : પૃષ્ઠ ૧૪૧-૧૬૬ : 'પુસ્તકની [illegible] : બાંધણી'
સદર પુસ્તક ચોથું : પૃષ્ઠ ૬૧-૬૯ : 'પુસ્તકનું રૂપવિધાન'

૨. 'કૌમુદી': ૧૯૩૧, માર્ચ : પૃષ્ઠ ૧૭૬—૧૮૦.

# ચંદ્રકળા

મૂળ લેખક : વિષ્ણુ સખારામ ખાંડેકર
અનુવાદક : નારાયણ કેસાન

ઝૂપડાંના બારણામાં જોન રસ્તા પર નજર કરી બેઠો હતો. પેલી બાજુ સમુદ્ર એકાદ નાના છોકરાની જેમ કલ્લોલ કરતો હતો. નાનકડી ચંદ્રકળાનું રમકડું હસ્તગત કરવા માટે કેટલી કોશિશ ચાલી હતી એની! પણ જોનને એના અસ્તિત્વની ખબર પણ હતી નહિ. તાડોના વનમાં છાયા અને ચાંદરણાની સુંદર રમત ચાલતી હતી, છતાં જોનને એ પણ દેખાતું નહતું. દુકાન બંધ કરી બાપા ક્યારે ઘરે આવે અને—

પેલી બાજુ પાનનો અવાજ આવ્યો. ઉત્કંઠાથી જોને તે તરફ જોયું પણ કોઈ દેખાયું નહિ. એને વિચાર આવ્યો, બાપા એટલા મોડા દુકાન કેમ બંધ કરતા હશે?

એણે ચંદ્ર તરફ જોયું. આજ સુધી ચંદ્ર એને પોતાનો રમતિયાળ દોસ્ત લાગતો હતો. વાદળાં પાછળ સંતાતો, તારાઓની છીપોથી ભરેલા રણમાં રમતો, અને કેટલીય ગમ્મત કરતો ચંદ્ર એને ખૂબ ગમતો. પણ આજે તેને તે જુદો લાગ્યો. 'ચંદ્ર પર ડુંગરા છે. અંગ્રેજી શાળામાં ગયા પછી દુર્બિનમાંથી તમને જોવા મળશે' એ ગુજરાતી શાળાના હેડમાસ્તરના શબ્દો એને યાદ આવ્યા. અંગ્રેજી શાળા...દુર્બિનો...મોટી મોટી પરીક્ષાઓ...એનું મન સુખ અને સ્વપ્નથી ભરાઈ ગયું.

એ વિચારમાં ને વિચારમાં બાપા ઘરમાં ક્યારે આવ્યા એની એને ખબર પડી નહિ. એણે બાપા તરફ જોયું. બાપ તેના તરફ જોઈ હસ્યો. અંદરથી માનો અવાજ આવ્યો:

'કેટલું મોડું કર્યું?'

'રાતની જ આ ધંધામાં કમાણી હોય છે!'

'જોન તો આજ હઠ પકડીને જ બેઠો છે.'

'આપણા છોકરાની હઠ આપણે નહિ પૂરી કરીએ?'

'પૈસા કંઈ તાડીના ઝાડને નથી આવતા!'

પિતાનું ખડખડાટ હાસ્ય જોનના કાને અથડાયું.

'કેમ હસવું આવ્યું?'

'પૈસા તાડીના ઝાડને નથી આવતા એમ કહ્યું ને તેં?'

'તે? શું ખોટું છે એમાં?'

'તદ્દન સાચું છે. પૈસા તાડીના ઝાડને જ આવે છે!'

બાપાએ પૈસાનો કરેલો અવાજ જોનના કાને અથડાયો. એનું હૃદય આનંદથી નાચવા લાગ્યું. મા કહેતી હતી: 'પણ અંગ્રેજી નિશાળની ફી ખૂબ અને પુસ્તકો—'

'હશે ખૂબ ફી! એના કરતાંય મોટું ઘરાક મળ્યું છે મને!'

'કયું?'

'ગમે એ હોય? ચાર દોસ્તો સિવાય ગિરાદર આવે એવા નથી. દરરોજ આઠબાર આના તોય—'

'બાર આના?' માના અવાજમાંનો આનંદ જેનના હૃદયમાં રૂંવાડે રૂંવાડે નાચવા લાગ્યો. એણે આનંદથી ઊંચે જોયું. ચંદ્રકળા આથમતી હતી. અંધારામાં સમુદ્રનો અવાજ એને હિંસ્ર પશુના ગણગણાટ જેવો લાગ્યો. 'પણ કાલે અંગ્રેજી શાળામાં જવાનું' એ વિચારથી એના મનમાં પૂર્ણિમાનું ચાંદરણું ખીલ્યું. સમુદ્રનો અવાજ છોકરાઓના ઘોંઘાટ જેવો એને લાગ્યો.

જરીનો કંદોરો અને લાલ લૂગડાની લંગોટી એ જેનના પિતાનો વૈભવ હતો. તેથી પિતાની સાથે શાળામાં પગ મૂકતાં જેન નીચી નજરે જ અંદર ગયો. હેડમાસ્તરની ઓરડી, એમાંની એ સુટ બુટ અને ચશ્મા પહેરેલી મૂર્તિ—એકદમ ઘેર ભાગી જવાનું જેનને મન થયું. પણ એ શક્ય નહતું.

સિપાઈ સાથે જેનની પહેલા ધોરણમાં રવાનગી થઈ. બીતો બીતો તે વર્ગમાં ગયો. એકસાથે સાડત્રિસ નાનકડી આંખોના કટાક્ષનો એના પર વર્ષાવ થયો. વ્યાકુલતાથી જેને માસ્તરની ખુરસી તરફ જોયું. પણ ત્યાં તો એક પૂતળો જ દેખાયો. એના પગ ધ્રૂજવા લાગ્યા. એણે ભયચકિત નજરથી વર્ગમાં દૃષ્ટિ ફેરવી. જરીની ટોપી પહેરેલો અને સુંદર કપડાં પહેરેલો એક છોકરો પોતાની પાસે જગ્યા કરીને એને બોલાવતો હતો. સમુદ્રમાં ડૂબનાર માણસને વહાણ દેખાય તેમ જેનને થયું. આખો દિવસ તે પોતાના પડોશી છોકરા તરફ ઉપકારની નજરે જોતો રહ્યો.

* * *

એ દિવસથી રમણ સાથે એની એવી દોસ્તી જામી કે ન પૂછો વાત. જેનના ગળામાંનો ક્રુસ કેટલો સુંદર દેખાય છે એનું વર્ણન જેમ રમણ પોતાની મા પાસે કરતો, તેમ રમણના હાથ પર કાઢેલું રામનામ કેટલું સુંદર છે એનું વર્ણન જેન પોતાની મા પાસે કરતો. બંને વર્ગમાં પાસે પાસે બેસતા અને વચલી રજામાં સાથે રમતા એટલું જ નહિ, પણ હુતુતુ રમતી વખતે બન્ને એક જ પક્ષમાં રહેવા પ્રયત્ન કરતા. માસ્તરની ઇચ્છાથી કોઈકવાર એમને એકબીજાની વિરુદ્ધ રમવું પડતું. જેન તો રમણના શરીરને અડતો પણ નહિ.

૭ મહિનામાં તો એમની મિત્રતા એટલી વધી કે ગુજરાતી શીખવવા આવનાર શિક્ષકે પણ એનો ઉલ્લેખ કર્યો. એક વખત એ બોલ્યાઃ 'જૂના જમાનામાં "શુક્લેન્દુવત્ પ્રેમવૃદ્ધિ થાવ" એમ લખતા હતા....'

'શુક્લેન્દુવત્ એટલે કેવી?' એક છોકરાએ શંકા પૂછી.

'જેન અને રમણ જેવી' શિક્ષકે જવાબ આપ્યો. આખો વર્ગ ખડખડાટ હસ્યો. પીરિયડ ખલાસ થતાંની સાથે જ જેને રમણને કહ્યુંઃ 'આજથી હું તને બીજા જ નામથી બોલાવીશ.'

'કયા?'

'શુક્લેન્દુ.'

* * *

પણ શુક્લેન્દુને પૂર્ણિમાનો અનુભવ એક જ દિવસ મળે છે એ વાત જેન ભૂલી ગયો
[illegible]

જૅન તેની પાસે ગયો. રમણે બોલ્યા વગર બીજી તરફ દૃષ્ટિ કરી. વચલી રજા સુધીના બે કલાક એને બે યુગ જેવડા લાગ્યા. રજા પડતાંની સાથે રમણ પોતાને ટાળી બીજી તરફ જાય એ મનમાં આવતાં જૅનની આંખમાં આંસુ આવી ગયાં. એકદમ રમણ પાસે જઈ એણે એનો હાથ પકડ્યો. લોહચુંબકે ખેંચેલા લોખંડમાં દૂર જવાની શક્તિ હોય છે જ ક્યાં? રમણે પોતાનો હાથ જૅનના હાથમાં રહેવા દીધો.

બંને બોલ્યા વગર બહાર ગયા. કસરતશાળાની બાજુમાં ગયા પછી રડતાં રડતાં જૅન બોલ્યો: 'રમણ, ધરતીકંપથી ખડબચડી જગ્યા પર પણ પાણી દેખાય છે.' જૅનને રડતો જોઈ રમણ પીગળ્યો. એનું હૈયું ભરાઈ આવ્યું.

'રમણ, મારી શી ભૂલ થઈ, કહે મને હું...' રમણ મૂંઝવણમાં પડ્યો.

'આજે કેમ બીજી જગ્યાએ બેઠો?'

'બાએ કહ્યું...'

'શું?'

'તારી સાથે બોલવું નહિ.'

'પણ કેમ? હું કિરીસ્તાન છું તેથી?'

'અં હં! મારા બાપા બાને રોજ મારે છે—'

જૅનની આશ્ચર્યભરી નજરનો અર્થ રમણને સમજાયો.

'તારા બાપા તારી બાને મારે છે એની શિક્ષા મને?' એમજ જાણે એની મુદ્રા પૂછતી હતી.

'બાપા પહેલાં નહોતા મારતા બાને!'

જૅન સાંભળી રહ્યો.

'છ મહિના થયા તે બહાર જાય છે—'

'ક્યાં?'

'તારા બાપાની દુકાનમાં!'

નીચી નજર કરી જૅન વિચાર કરવા લાગ્યો.

'અને ઘેરે આવ્યા પછી બબડે છે, બાને મારે છે. કાલે બા કેટલાય વખત સુધી રડતી હતી. એણે જ મને કહ્યું કે, તારા બાપાની દુકાનમાં જાય છે—'

'એ નહિ જાય તો?'

હવે આશ્ચર્ય પ્રદર્શિત કરવાનો વારો રમણનો આવ્યો. મારા બાપાનો દારૂ આ કિરીસ્તાની છોકરો કેવી રીતે છોડાવશે? બાપા બાનું માનતા નથી તે આ જૅનનું—

'પછી બેસીશ મારી પાસે?' જૅને પૂછ્યું.

'હા!'

પછીનો સમય ભૂગોળનો હતો. શિક્ષક પૃથ્વીને ગ્રહણ કેમ લાગે છે તે સમજાવતા હતા. દૂર બેઠેલા રમણને જોતાં જૅનને લાગ્યું: રમણની અને મારી મિત્રતાને ગ્રહણ લાગ્યું છે. પણ ચંદ્રનું ગ્રહણ કાંઈ કાયમ રહ્યું છે? તે તરત જ છૂટે છે.

તે રાત્રે જમ્યા પછી જૅને તેના બાપાને પૂછ્યું:

'લોક દારૂ શા માટે પીતા હશે, બાપા?'

'અંગ્રેજી શાળામાં આ જ શીખવાડે છે કે?'

'પણ બાપા—'

'શું?'

'રમણના બાપા આપણી દુકાનમાં આવે છે ને?'

'હા.'

'તમે એને ન આવવા દો તો?'

'તો એ બીજી દુકાનમાં જશે!'

જેન વિચારમાં પડ્યો.

'અને તારે શાળા છોડવી પડશે.' પિતાએ આગળ ચલાવ્યું.

'કેમ?'

'આવું ઘરાક ગયા પછી તને ભણાવવા પૈસા ક્યાંથી લાવવા?'

રમણના બાપા તેની દુકાનમાં દારૂ પીએ તો જ તેને ભણવા મળે, આ વિચિત્ર સંબંધનો અર્થ જેન સમજી નહિ શક્યો. વિચાર કરી કરીને એનું માથું ભમવા લાગ્યું. કાલે રમણને મોઢું કેવી રીતે બતાવવું એ એને પ્રશ્ન થઈ પડ્યો. આખી રાત એને ઊંઘ ન આવી. આ પડખેથી તે પડખે ફરતો રહ્યો. છેવટે કંઈ ન સૂઝવાથી તે ઝૂંપડા બહાર નીકળ્યો.

મધરાત થઈ ગઈ હતી. સ્વચ્છ ચાંદરણામાં આખી દુનિયા જાણે નાહતી હતી. પણ જેનને પોતાના મનમાં અંધકાર જ વધતો હોય એમ લાગ્યું. આંખો મિંચીને તે ઊભો રહ્યો. સમુદ્રનો ભયંકર અવાજ સાંભળી એના રૂંવાડા ખડા થયા. હજારો દારૂખાને બબડતા અને હાથથી છાતી કૂટતા પોતાના પર ધસી આવતા હોય એમ લાગતાં ધબકતી છાતીએ તે પાછો ઝૂંપડામાં ગયો!

---

## વંદન

તનસુખ ભટ્ટ

[ પૃથ્વી ]

ચિરન્તન નિરંજન પ્રકૃતિભવ્ય ઓ! અન્તરે
ઉઠે ઉતરી વાણીને નીંદરથી જગાવી તમે,
અને ઈતર ઇન્દ્રિયો, ચરણ, હસ્ત, કર્ણાદિને,
પ્રશો પરશી પ્રાણને; પુરુષ દિવ્યને વન્દના.

સંસ્કૃતપ્રાર્થના

# સાહિત્ય : એક શક્તિ

ઉમાશંકર જોશી

સાહિત્ય અને જીવનના પરસ્પર સંબંધને લગતી કેટલીક બાબતો ઉપર મારું દૃષ્ટિબિન્દુ આપની સમક્ષ રજૂ કરવાનું મને કહેવામાં આવ્યું છે અને તે બને તેટલી સ્પષ્ટતાથી અને સરળતાથી મૂકવાનું હું ચૂકીશ નહિ. ટૂંકામાં કહું તો, સાહિત્ય કેટલે અંશે વ્યક્તિના અને સમાજના જીવન ઉપર અસર કરી શકે એ અત્યારનો વિષય છે.

પહેલી વાત તો એ છે કે આપણે સાહિત્ય કોને કહીશું ? જીવન એટલે શું એનો તો સહેજે આપણને ખ્યાલ આવી શકે એમ છે. પણ 'સાહિત્ય' શબ્દ જરી મોઢું ભરી દે એવો છે. 'સાહિત્ય' શબ્દ સાંભળી આપણા કાન જરી ચમકે છે. આપણો મિત્ર કોઈ માણસને બતાવીને કહે કે 'એ ભાઈ સાહિત્યકાર છે' તો આપણી દૃષ્ટિ બીજા બધાને તરછોડી પેલી વિભૂતિ ઉપર જ પળવાર તો ચોંટી રહે છે. પછી ભલે આશ્ચર્યથી, વીરપૂજાથી કે તુચ્છકારથી. સાહિત્યના અભ્યાસીઓની અને સાહિત્યસેવીઓની ગણના આપણે રૂપિયા આના પાઈમાં રચ્યાપચ્યા રહેનાર ગુજરાતીઓ ઘણીવાર માણસમાંથી નીકળી ગયેલાઓમાં કરીએ છીએ અને 'સાક્ષર' શબ્દ ગાળરૂપે વાપરીએ છીએ. બીજી બાજુથી એ લોકો જાતે ભર્તૃહરિનો આશરો લઈ ને, સાહિત્યસંગીતકલા વગરના મનુષ્યો ને તો પૂંછડા ને શીંગડા વગરના જંગલી પ્રાણી છે ને ભૂમિને ભારે મારે છે એમ કહી સાહિત્યમાં રસ ન લેનારની ખબર લઈ નાખે છે ! તો આ સાહિત્ય છે શું ? મોઢાની કે કાગળ પેન્સિલની મદદથી ભાષાનો ઉપયોગ કરવો તે ?

અલબત્ત નહિ. આપણે ચાર મિત્રો વાત કરીએ છીએ તેને ભાગ્યે જ કોઈ સાહિત્યનું મોટું નામ આપે; જ્યારે સૉક્રેટિસ, જોન્સન, કૉલરિજ કે આનાતોલ ફ્રાન્સના વાર્તાલાપોને અમર સાહિત્ય ગણવામાં આવે છે. આપણે કહીએ છીએ અથવા સાંભળીએ છીએ તેમાંનાં લગભગ બધાં ભાષણો બોલાયાં કે તરત જ વાસી થઈ જાય છે; જ્યારે ડેમોસ્થેનિસ, સિસેરો, કે બર્કની વાગ્ધારાનો પ્રવાહ આજે સૈકાઓ પછી પણ એવો ને એવો જ તાજગીભર્યો અસ્ખલિત વહે છે. આપણે લખીએ છીએ અથવા ટપાલીનાં પગલાં સાંભળી અત્યંત આવેગમય ઉત્કંઠાથી મેળવીએ છીએ તે પત્રોની ઊર્મિમાં આપણા સિવાય ભાગ્યે જ બીજા કોઈને રસ પડે છે; જ્યારે કાન્તની પત્રધારા, કલાપીના પત્રો, અને કીટ્સના પત્રોમાં કાંઈ એવું જાદુ હોય છે કે સૌ કોઈનાં દિલોને એમાંથી હૂંફ મળે છે. આ તફાવત ટૂંકામાં એમ સમજાવાય કે પહેલી કૃતિઓ તે સાહિત્ય નથી અને બીજી તે સાહિત્ય છે. પણ આપણો પ્રશ્ન એ છે કે આ બીજી કૃતિઓ તે સાહિત્ય શાને લીધે કહેવાઈ ?

જુદા જુદા વિદ્વાનો સાહિત્યનો અર્થ જુદી જુદી રીતે સમજાવે છે. કોઈ કહે છે: જે કૃતિ સહિત એટલે હિત-સાથેની, અર્થાત્ હિતવાળી, હોય તે સાહિત્યકૃતિ કહેવાય. કોઈ કહે

છે કે જેમાં શિષ્ટતા હોય તે લેખ સાહિત્ય બને. પણ આવી વ્યાખ્યાઓમાં હિત કોને કહેવું અને શિષ્ટતા કોને લેખવી તે વિવાદાસ્પદ વસ્તુઓ છે. હું ભૂલતો ન હોઉં તો, પાર્લામાં એકવાર આચાર્ય શ્રી. આનંદશંકર ધ્રુવે વાર્તાલાપમાં સાહિત્યની એક વ્યાખ્યા એવી આપી હતી કેઃ જે લખાણમાં અર્થ અને વાણી સાથેસાથ ચાલતાં હોય, એટલે કે અર્થનું અને વાણીનું સાહિત્ય–જોડાજોડપણું સચવાતું હોય, તેને સાહિત્યનું લખાણ ગણવું. અલબત્ત, અર્થ અને વાણી બંને ઊંચી કક્ષાનાં હોવાં જોઈએ, અથવા એવાં તો હોવાં જ જોઇએ કે તેમાં સર્વસમયના મનુષ્યોને રસ પડયા વગર રહે જ નહિ.

એટલે સાહિત્યથી આપણે એટલું તો સમજ્યા કે એમાં એવાં લખાણોનો સમાવેશ થાય છે, જે ઊંચા પ્રકારનો અર્થ સૌ કોઈને રસ પડે એ રીતે એટલા જ ઊંચા પ્રકારની વાણીમાં રજૂ કરતાં હોય. મનુષ્યજાતિના બાલ્યકાળથી કવિતા એ સાહિત્યનો માનીતો પ્રકાર છે. પણ તે ઉપરાંત નાટક, કથા, નવલકથા, નિબંધ, ઇતિહાસ, તત્ત્વજ્ઞાન, જીવનચરિત્ર, વિવેચના, એ અગત્યના સાહિત્યપ્રકારો છે.

આ વિવિધ જાતના સાહિત્યને ને મનુષ્યજીવનને અત્યંત નિકટનો સંબંધ છે. ભૂતકાળ સાથે મનુષ્યજાતિને સાંકળી રાખનાર એ એક અગત્યની કડી છે. ચોચૂડા ઉપર સામસામા બેસી મસ્તીમાં ડોલતા ને સોમરસની લહેરમાં અર્થહીન બા–ઉ–વા–ઉ લલકારતા ઋષિઓને સૃષ્ટિરચનાનાં રહસ્યો કેવાં સમજાયાં હતાં ત્યાંથી માંડીને કિસાન ને કામગાર વર્ગનાં હિત વિચારતા વિચારકોની યોજનાઓનો ખ્યાલ સાહિત્ય દ્વારા આપણને મળે છે. ભૂતકાળમાં મનુષ્યજાતિએ શી કમાણી કરી એનો ખ્યાલ પણ મુખ્યત્વે સાહિત્યથી જ આવે છે.

ભૂતકાળના માનવ સમુદાયે વારસામાં આપણને મોટમોટાં સમૃદ્ધિવાન નગરો આપ્યાં છે, સાગરતીરે બંદરો રચી આપ્યાં છે, પૃથ્વીના ચોખૂંટ વિસ્તાર ઉપર આંતરે આંતરે ગામડાંની ફૂલગુંથણી કરી આપી છે. ભૂતકાળના આપણા પૂર્વજોએ માત્ર પોતાના લાભ ખાતર જ નહિ પણ ભાવિ જનતા માટે જંગલો સાફ કર્યાં, અડાબીડ ઝાડીમાં ને ભયંકર ગિરિકોતરોમાં રસ્તાઓ આંક્યા, ગંજાવર પૂલો નાખી નદીઓને નાથી, તળાવોમાં પાણીના સંગ્રહ કર્યા, ધરતીને ખેડી, વાળી ને નવવધૂની જેમ એના શણગારો રચ્યા. પણ ભૂતકાળનો સમગ્ર વારસો તપાસીએ તો મનુષ્યની બાહ્ય જરૂરિયાતોને પોષનારી વસ્તુઓ કરતાં એની આંતરિક જરૂરિયાતોને સંતોષનાર, એની માણસાઈ ને વિકસાવનાર વસ્તુઓ જ મહત્ત્વની તો છે.

તેથી જ ભૂતકાલના વારસામાં આગળ તરી આવે એવી વસ્તુઓ તે તો માણસોની સમાજ રચીને રહેવાની આવડત, તેને અંગે એણે વિકસાવેલી અનુકૂળ શાસનપ્રણાલીઓ અને વિવિધ બીજી સંસ્થાઓ, એણે ઘડેલી વિનસ-દ-મેલો જેવી મૂર્તિઓ, સૌન્દર્યના સારરાશિ જેવો તાજમહાલ, મોના લીસાનાં જાદુઈ રેખામાર્દવ અને તે સૌથી યે આગળ તરી આવે એવો અમર સાહિત્યપુંજ. અત્યારસુધીની માણસજાતે અનેક પ્રકારની મથામણ પછી જે કંઇ સંસ્કૃતિ રચી છે તેનો ખ્યાલ મુખ્યત્વે સાહિત્યની મદદથી જ મળે છે. સાહિત્યદ્વારા જ સંસ્કૃતિનો વારસો પેઢી દર પેઢી જીવતી જગતની દશામાં સોંપાતો આવે છે. આ સાહિત્યમાં આજસુધીમાં મનુષ્યે મનુષ્યત્વના વિકાસ અર્થે કરેલા સર્વ પ્રકારના પ્રયત્નોનો અર્ક સમાયેલો છે. માણસજાતની આશાઓ, આકાંક્ષાઓ, આદર્શો, ચિંતનો, ઊર્મિઓ, તરંગો, સ્વપ્નાંઓ, બધું જ સાહિત્યમાં વિશેષતઃ સંઘરાયું છે.

તો સાહિત્યની જીવન ઉપર પ્રબળ અસર થાય તો એમાં કાંઈ નવાઈ નહિ. જીવનની સાહિત્ય ઉપર અસર થાય છે એ જેટલું સાચું છે તેટલું જ સાહિત્યની જીવન ઉપર અસર થાય છે એ પણ સાચું છે. જીવનમાં પ્રગટ થતાં નવાં નવાં બળો નવનવું સાહિત્ય પ્રગટાવે છે. તે જ પ્રમાણે મૌલિક વિચારશ્રેણીવાળું નવું સાહિત્ય જીવનમાં તદ્દન નવાં જ બળો જન્માવે છે એવા પણ દાખલા ઇતિહાસમાં ઠીકઠીક પ્રમાણમાં છે. એવું પણ બને છે કે સાક્ષાત જીવનમાંથી પ્રેરણા પામીને પ્રગટેલું સાહિત્ય પાછું જીવનમાં અસાધારણ પરિવર્તન લાવનાર નીવડે છે. અમેરિકામાં ગુલામોની હીણી પ્રથા હતી તેમાંથી પ્રેરણા મેળવીને લખાયેલી નવલકથા 'અંકલ ટૉમ્સ કૅબીન' તે ગુલામીની પ્રથા નાબૂદ કરવામાં ખૂબ ખૂબ મદદગાર નીવડી હતી એમ ગણાય છે. સારી પ્રજાનાં માનસનો પલટો સાધવામાં આવી એક નવલકથા સફળ થાય એ સાહિત્યની શક્તિનો એક જ્વલંત પુરાવો છે.

આજના જમાનામાં જ્યારે નવલકથાઓએ પહેલાં જે મહાકાવ્યોનું હતું તે સ્થાન લીધું છે ત્યારે નવલકથાઓ મોટી મોટી ક્રાંતિઓની સર્જનારી નીવડે એ પૂરું સંભવિત છે. પછી તે ક્રાંતિઓ સામાજિક હોય, આર્થિક હોય, રાજકીય હોય કે માનસિક હોય. દા. ત., બંકીમની 'આનંદ મઠ' અને ગૉર્કીની 'મધર.' આ યુગમાં ખાસ કરીને સામાજિક નવલકથાઓ બહુ જ અસરકારક નીવડી છે. ટૉલ્સ્ટૉય અને ઝોલાની નવલકથાઓ સામાજિક ક્રાંતિને જન્મ આપ્યા વગર રહેતી નહિ. નવલકથા સિવાયના સાહિત્યની પણ જીવન ઉપર એટલી જ પ્રબળ અસર પડે છે. દક્ષિણ આફ્રિકામાં રસ્કિનનું પુસ્તક 'અન્ટુ ધિસ લાસ્ટ' ગાડીની મુસાફરીમાં વાંચવામાં આવતાં ઘેર આવીને ગાંધીજીએ ઘર કાઢી નાખી ફિનિક્સ આશ્રમની સ્થાપના કર્યાની વાત સુપ્રસિદ્ધ છે. શિવાજી માટે કહેવાય છે કે નાનપણમાં રામાયણ સાંભળવાથી એને રામલક્ષ્મણ જેવા પરાક્રમી થવાની મહત્ત્વાકાંક્ષા જાગી હતી.

સાહિત્યની અસર જીવન ઉપર પ્રબળ છે, એમ કહેવાનો અર્થ એવો હરગીજ નથી કે એ અસર સારી જ હોય. ખરાબ હોવાનો પણ સંભવ છે. અમુક પ્રકારની નવલકથાઓ વાંચીને યુરોપના દેશોમાં આપઘાતનો શોખ વધી પડયો હતો એમ કહેવાય છે. કામવૃત્તિને પંપાળે, પોષે, એવું સાહિત્ય હંમેશાં લોકપ્રિય રહ્યું છે અને એની માંગ વાચકવર્ગમાં સુમાર વગરની હોય છે. પરાક્રમોની અને છૂપી પોલિસની વાર્તાઓ વાંચવાની તલપ એક મોટા વાચકવર્ગને હંમેશ રહ્યાં કરે છે. અને એની અસર એ જ થાય છે કે આમે પરાક્રમ કરવાની તક કે તાકાત હોતી તો નથી જ તેમાં આવા સતત વાચનથી જિંદગીમાં જાતે કંઈ બહાદુરી બતાવવાની તૈયારી રહેવા પામતી નથી. લાગણીમાં સહેલાઈથી તણાઈ જવાય એવી ઉમરના કે સ્વભાવના વાચકોને બે-લગામ લાગણીના ઉછાળાવાળું સાહિત્ય બેહદ રૂચે છે.

અમુક વાચકો એવા હોય છે કે કંઈ કરુણરસની છાંટ હોય તો જ લખાણ એમને ગમે. વાર્તા કે નાટકનાં નાયકનાયિકાએ 'ખાધું પીધું ને રાજ કર્યું' એવું જો છેલ્લે બતાવવામાં આવે તો એમાં એમને કંઈ મઝા નથી આવતી. દિલમાં કંઈ દર્દ જગાવે, હૃદયને રિબાવે, રડાવે, એવું જ કંઈ એમને તો જોઈએ. કલાપીનાં કાવ્યો આવા વાચકો, રડતા જાય ને વાંચતા જાય, આંસુ આડે આવે તો ગદ્‌ગદ કંઠે લલકારતા જાય. આવા કલાપીભક્તો દસ વરસ પૂર્વે જ ગૂજરાતમાં સંખ્યાબંધ હતા. આમાં કલાપી કરતાં વાચકોની માનસિક માંદગી વધારે ભાગ તો ભજવે છે. ફ્રેન્ચ કવિ બોદલેરનાં 'અનિષ્ટનાં પુષ્પો' નામનાં કાવ્યો પર વાચકવર્ગ મુસ્તાક હતોઃ પોતાના દેશમાં જ નહિ, બીજા દેશોમાં પણ.

એકવાર બોદલેર બ્રુસેલ્સ ગયો અને ત્યાં એના માનમાં મળેલા ટોળાએ એને વિષે કંઈ કંઈ આસમાની ખ્યાલો બાંધેલા. પણ તેઓએ તો જોયું કે બોદલેર તો કોઈ ભેજાં ચસકેલ ગંજેરી જેવો નથી પણ શાંત, નમ્ર, વિવેકશીલ માણસ છે. બોદલેર પોતે એ પ્રસંગ વર્ણવતાં કહે છે કે ત્યારે તે પ્રશંસક ટોળાએ નક્કી કરી દીધું કે 'હું તે મારી ચોપડીનો લેખક નહિ.' લખનારના ધાર્યા બહારની અસરો પણ વાચક ઉપર પડે છે. સરસ્વતીચંદ્ર વાંચીને કે ભર્તૃહરિ પિંગલાનો ખેલ જોઈને કોઈ કોઈ લાગણીશીલ યુવાનો સંન્યાસી બની નીકળ્યાના દાખલા સંભળાતા આવ્યા છે. જેમ વ્યક્તિ ઉપર તેમજ વ્યક્તિઓના બનેલા આખા સમાજ ઉપર સાહિત્યની અસર પડે છે એ પણ આગળ આપણે જોયું. જૂનાં ધર્મગ્રંથો ને મહાકાવ્યો ઉત્તમ દાખલા છે.

એમાં ભાગવતનું સ્થાન શું છે એ તપાસીએ તોગે બધી વાત સ્પષ્ટ થશે. આર્યાવર્તમાં બ્રાહ્મણધર્મ સામે બૌદ્ધધર્મનું પ્રચંડ આક્રમણ થયું હતું. બ્રાહ્મણધર્મ હલમલી ઊઠ્યો હતો. પણ બૌદ્ધધર્મનું બળ પણ કંઈક ઓસરવા માંડ્યું. એ કાળે સારાય ભારતવર્ષમાં ભક્તિવાદનું મોજું ફરી વળ્યું અને ભાગવત જેવું કાવ્ય લોકોના હાથમાં આવ્યું. બૌદ્ધધર્મ ભલે અન્ય દેશોમાં સ્થિર થયો પણ પોતાની જન્મભૂમિ ભારતવર્ષમાં જ દઢમૂલ થઈ ન શક્યો. બ્રાહ્મણધર્મ પાછો પગભર થયો અને આપણા સદ્ભાગ્યે કે દુર્ભાગ્યે એણે નવું જીવન મેળવ્યું. વ્યક્તિઓની બાબતમાં જોયું તેમજ સમાજની બાબતમાં પણ સાહિત્યની અનિષ્ટ અસરો જીવન ઉપર પ્રવર્તે એવા દાખલા પણ થોકબંધ છે. લખાણો દ્વારા વર્ગદ્વેષ, જાતિદ્વેષ, પ્રજાદ્વેષનાં વિષ ફેલાવવાનું બનતું આવ્યું છે. ૧૮૭૦ની ફ્રાન્સની જર્મની સામેની લડાઈ એક ફ્રેન્ચ ઇતિહાસકારને આભારી છે એમ ગણાય છે. અને વિદ્વાનો કહે છે કે ૧૯૧૪ની યુરોપની યાદવાસ્થળી જગાવવામાં મુખ્ય ભાગ જો કોઈએ ભજવ્યો હોય તો ઇતિહાસકાર ટ્રિટ્સ્કેએ પોતાના ઝેરીલા ઇતિહાસો વડે ભજવ્યો છે.

આમ આપણે જોઈ શકીશું કે સાહિત્ય એ વ્યક્તિના અને સમષ્ટિના જીવન ઉપર પારાવાર અસર કરનાર એક બળ છે. એનો ઉપયોગ ક્વચિત નુકસાનકારક રીતે થાય છે પણ મુખ્યાંશે તો સંસ્કૃતિના વિકાસ અર્થે જ સાહિત્યની શક્તિ વપરાઈ છે.

સમાજજીવનના મોટા મોટા પલટા પ્રતિભાસંપન્ન સાહિત્યકારોએ, દા. ત. વોલ્ટેર અને રૂસોએ માત્ર પોતાની કલમની મદદથી કર્યા છે. આવા સાહિત્યકારો તે સમાજના અમર નેતાઓ છે. અને તે માત્ર સાહિત્યની દુનિયામાં જ જાણીતા રહેવાના નહિ. સાહિત્યકાર લેખે તો એ અમર ગણાવાના જ. પણ સમાજવિધાયકો,' સમાજના હિતચિંતકો તરીકે સામાજિક તવારીખમાં પણ તેઓ અમર સ્થાન ભોગવે છે. ચાર્લ્સ ડિકન્સ, એમિલ ઝોલા કે બર્નાર્ડ શોનાં નામ ને માત્ર સાહિત્યના જ નહિ પણ સમાજના ઇતિહાસમાં પણ સોનાને અક્ષરે લખાયેલાં રહેશે. કેમકે સાહિત્ય મારફત એમણે સમાજને ઘડ્યો. સાહિત્યની ભઠ્ઠીમાં સમાજને નવા નવા આદર્શો આપ્યા. એ આદર્શોનાં શિખર સર કરવા માટે સાહિત્યદ્વારા એમને પ્રેરણા પાઈ. નાટ્યકાર ઇબ્સનને એના પોતાના જમાનાનાં સ્ત્રીપુરુષો રાક્ષસ લેખતાં, એની વાતોથી ભડકતાં. સમાજનાં છિદ્રો એ પ્રગટ કરતો એ જોઈ ત્રાસતાં ને ઇબ્સનને ગાળોની પુષ્પાંજલિથી વધાવતાં. પણ થોડા જ વખતમાં ઇબ્સનની સેવાની સૌએ સાચી કદર કરી. એણે બાહોશીથી અને નિડરતાથી પોતાને જે સત્ય સમજાયું તે રજૂ કર્યું એ બદલ એને સૌ પૂજવા લાગ્યા. નવા યુગનાં નાટકોનો ઇબ્સન પિતા ગણાયો; સમાજનો શિક્ષક લેખાયો. તે જ પ્રમાણે બર્નાર્ડ શૉનું. નવી સ્ત્રી-New Woman-ખરેખર જન્મી

તે પહેલાં પ્રતિભાશાળી શૉનાં નાટકોમાં તો ક્યારની ય જન્મી ચૂકી હતી. આ દૂરદર્શિતાને લીધે જ મહાન સાહિત્યકારો સમાજને દોરવામાં સફળ નીવડી શકે છે.

બેલ્જિયન મહાકવિ એમિલ વરહીરન લો. ખેતરની વાડને ઓથે પ્રણય કરતા કિસાન કિશોરકિશોરીઓનો હૃદયભાવ એણે મસ્ત થઈને ગાયો. ગેબનાં ગાણાં ગાઈ જોયાં. "દોરડાં વણનારાઓ" એ કાવ્યમાં એણે દોરડાં વણનારાઓને સાથે સાથે ક્ષિતિજને પણ વણી લેતા જોયા ને જોવરાવ્યા. પણ એના પોતાના આત્મામાં કંઈ જુદાં જ ધમસાણ મચ્યાં હતાં. વરસો સુધી એ શારીરિક વ્યથાથી પીડાયો, રીબાયો અને છેવટે જિજિવિષા એટલી બધી પ્રબળ નીકળી કે જીવી ગયો અને નવા મન્વંતરના મનુરૂપે બહાર આવ્યો. યુરોપમાં કારખાનાએ ઘર કર્યું છે. યુરોપની અર્વાચીન સંસ્કૃતિ તે કારખાનાંની સંસ્કૃતિ. એમિલ વરહીરને કારખાનાંના ધુમાડાના ગોટેગોટામાંથી, રેલમછેલ પરસેવામાંથી આ નવી સંસ્કૃતિનો આત્મા પકડી પાડ્યો ત્યારે જ એના જીવને શાંતિ થઈ. એમિલ વરહીરનનું *The Dawn* –પ્રભાત–નામનું નાટક ન જોયું હોય તો જોઈ જવા મારી નમ્ર ભલામણ છે.

આવા પ્રતિભાશાળી મહાન સાહિત્યકારો જ આપણા વ્યક્તિગત અને સામાજિક જીવનનાં રહસ્યો આપણે જોઈ શકીએ તે પહેલાં દીવા જેવાં સ્પષ્ટ જોઈ શકે છે એટલું જ નહિ, પણ આત્માની અમૃતમય કલાને બળે આપણને દેખાડી પણ શકે છે. આવા સાહિત્યકારો તે સદાકાલને માટે સમાજના ભૂષણરૂપ છે. ને તેથી કાર્લાઈલનું પેલું કથન આપણને અતિશયોક્તિભરેલું નહિ લાગે. કાર્લાઈલ કહેતો કે જો ઈન્ડિયા અને શેક્સપિયર વચ્ચે પસંદગી કરવાની હોય તો હું મારા શેક્સપિયરને રાખું અને ઈન્ડિયા જેવા ઈન્ડિયાને જતું કરું. મહાન સાહિત્યકાર એ પ્રજાનું કેવડું અમૂલ્ય ધન છે એનો આથી કંઈકખ્યાલ આવશે.

છેવટે બે શબ્દ સાહિત્યની શક્તિ વિષે બોલીને પૂરું કરીશ. આ જમાનામાં તલવાર કરતાં કલમની શક્તિ વિશેષ લેખાય છે. અને એ આ યુગ માટે સાચું છે એટલું જ પહેલાંના યુગો માટે પણ છે. ઘણીવાર તો તલવારથી જીતનારાઓ પોતે કલમની શક્તિ આગળ ગુલામ થઈ જાય એવું પણ બને છે. રોમનોએ ગ્રીસ જીત્યું. રોમન તલવારનો એ વિજય હતો. પણ ગ્રીસની સંસ્કૃતિએ રોમનો ઉપર પોતાનો પ્રતાપ જમાવ્યો. ગ્રીક લેખિનીનો એ વિજય હતો. આ યુગમાં તો વર્તમાનપત્રો અને છૂટક ચોપાનિયાં વગેરેના પ્રકાશનથી કલમની શક્તિનો દિગ્વિજય સુવિદિત છે. મોટામોટા ફેરફારોને વર્તમાનપત્રો શક્ય બનાવે છે.

આથી સમાજનાં હિત સમજનાર કુશળ પ્રતિભાવાન પત્રકાર આજે કલમની શક્તિનો જેટલો ઉપયોગ કરી શકે તેટલો એના અન્ય સાહિત્યકાર બંધુઓ ભાગ્યે જ કરી શકે. ૧૯૧૭ની રશિયન ક્રાંતિની સફળતા વિષે કેટલાકો એમ પણ માને છે કે લેનિનની બુદ્ધિ કરતાં એના સાથીદાર કાર્લ રાડેકની લેખિનીનાં તાંડવ વધારે તો એ સફળતાનાં કારણરૂપ હતાં. આ વાત અસંભવિત નથી. અકબરનો એક વાયવ્ય સરહદનો દુશ્મન કહેતો કે અકબરનાં તીરથી હું નથી ડરતો, ડરું છું પેલા અબુલફઝલના શબ્દોથી.

અલબત્ત, સાહિત્યની આ શક્તિ પણ તલવારની પેઠે વાપરતાં આવડે તો તે પોતાનું રક્ષણ કરે ને ન આવડે તો જખમી પણ કરે. આપણી ભાષા બોલનારાં એક કરોડ નરનારીઓ પોતે હરદંમેશ જેનો ઉપયોગ કરે છે તે ગુર્જરી વાણીની શક્તિનો બરોબર અનુભવ કરતાં થાય એ આશા સાથે વિરમવાની રજા લઉં છું.

———o———

# વેગ

ડૉ. યશવંતરાય ગુ. નાયક
એમ. એસસી; પીએચ. ડી.
રોયલ ઇન્સ્ટિટ્યૂટ ઑફ સાયન્સઃ મુંબઈ

આપણું આખું વિશ્વ વેગમય છે. સ્થૂળ કે ચેતન સર્વ ચીજો વેગવાન છે. સૃષ્ટિમાં દિસતી અનેક સ્થૂળ અને સ્થાવર ચીજો પણ સ્થિર નથી. અસ્થિરતા જ જાણે વિશ્વનો ક્રમ છે. વિશ્વના દ્રવ્યમાંથી વેગ અદૃશ્ય થાય તો વિશ્વનો અંત આવ્યો જ સમજવો. જો પૃથ્વીમાંથી વેગ દૂર થાય તો થોડાક દિવસોમાં એ સૂર્યની ભભૂકતી જ્વાળાઓમાં પતંગિયાંની પેઠે દોડી જઈ સ્વાહા થઈ જાય. એના વેગને લીધે જ એ ગુરુત્વાકર્ષણ બળનો સામનો કરી સૂર્યથી માફક અંતરે પ્રદક્ષિણા કરી રહી છે. પૃથ્વી બે રીતે વેગમય છે: પોતાની કાલ્પનિક ધરી ઉપર ચોવીસ કલાકમાં એક ચક્ર પૂરું કરે છે; અને તે ઉપરાંત કલાકના ૬૫,૦૦૦ માઈલની ઝડપે અવકાશમાં સૂર્યની પ્રદક્ષિણા પૂરી કરે છે. આ ઉપરથી આપણી ખાતરી થાય છે કે પૃથ્વી ઉપરની સર્વ વસ્તુ વેગઆધિત છે. એ જ પ્રમાણે સૂર્ય અને આખું સૂર્યમંડળ અવકાશમાં સેકન્ડના બસો માઈલની ઝડપે ગતિ કરી રહ્યાં છે. એ અવકાશમાં રહેલું આપણું તારામંડળ પણ એક કાલ્પનિક ધરી ઉપર ચક્રાકારે ફરે છે. આથી સ્પષ્ટ થાય છે કે આપણું તારામંડળ ગોળ ફરે છે; તેમાં સૂર્ય તેના ગ્રહો અને ઉપગ્રહો સાથે ઘસડાય છે એટલું જ નહિ, પરંતુ સ્વતંત્ર ગતિથી સ્થળાન્તર થાય છે. પૃથ્વીને પોતાની ગતિ ઉપરાંત ઉપલી બન્ને ગતિ અસર કરે છે. એટલે આપણે પોતે પણ જ્યારે ઊંઘતા હોઈએ ત્યારે પણ પૃથ્વીની ચક્રગતિ, પૃથ્વીની પ્રદક્ષિણાની ગતિ, સૂર્યમંડળની ગતિ, તારામંડળની ગતિ વગેરેથી અવકાશમાં માર્ગ કાપી રહ્યા છીએ. આ ગતિને આધારે જ વિશ્વના પ્રચંડ દ્રવ્યો એકમેકની સાથે સંકળાયેલાં રહે છે.

આ સર્વ વેગ ઉપરાંત મનુષ્યે લાંબા કાળથી પોતાનો વેગ વધારવાના પ્રયત્નો કર્યા છે. એટલાન્ટાની વિખ્યાત શરત પણ માણસની વેગની વૃદ્ધિના પ્રયત્નોની સાક્ષી પૂરે છે. અદ્યાપિ પર્યંત દોડની શરતો વડે માણસ પોતાનો વેગ કેમ વધે તેની પ્રવૃત્તિમાં રહ્યો છે. મનુષ્યના જાતના વેગને સીમા છે. એ વેગ ઉત્તરોત્તર વધી શકે નહિ. આથી મનુષ્યે બીજાં સાધનોના ઉપયોગ તરફ ધ્યાન દોડાવ્યું. યાંત્રિક યુગ પહેલાં માણસે ઝડપી ગતિને માટે બીજાં ઝડપી પ્રાણીઓના ઉપયોગ તરફ ધ્યાન દોડાવ્યું. સામાન્ય ગતિથી દોડતા માણસની ગતિ વધુમાં વધુ કલાકે ૧૦ થી ૧૨ માઈલની થઈ શકે, ઘોડા ઉપર સ્વાર થઈને જતાં એ ઝડપમાં લગભગ બમણો વધારો થયો. આથી હજારો વર્ષો સુધી મનુષ્યે ઘોડાના વાહનનો ઉપયોગ કર્યો છે. લાંબે અંતરે સંદેશા લઈ જવા, કોઈ દેશ ઉપર ચઢાઈ કરવી, અગર ઓચિંતો છાપો મારવા ઘોડાનો ઉપયોગ સાર્વત્રિક હતો. એ ઉપરાંત જુદા જુદા દેશના વિશિષ્ટ પ્રાણીઓનો ઉપયોગ પણ ઝડપ વધારવા માટે થયો છે. હિંદુસ્તાનમાં હાથીનો, બળદનો અને ઊંટનો ઉપયોગ, ઠંડા પ્રદેશોમાં રેન્ડિયરનો ઉપયોગ, આફ્રિકામાં શાહમૃગનો ઉપયોગ, વગેરે અનેક પ્રાણીઓનો ઉપયોગ જાણીતો છે.

જમીન માર્ગે પ્રાણીઓની ઝડપને પણ હદ હોય છે. એ ઉપરાંત નદી, નાળાં અને જંગલોના અવરોધોથી માણસને જમીન માર્ગે મુસાફરી કરવામાં ઘણી અડચણો નડે છે. આ અડચણો દૂર કરવા માટે સડકો બાંધી માર્ગો રચ્યા, પરંતુ ઘણે દૂર જવામાં નદીઓના પૂરો પર્વતો વગેરેની અડચણો દૂર થઈ શકી નહિ. આથી કેટલેક સુયોગ્ય સ્થળે નદીઓના પૂરમાં ઝડપથી વહી જતાં પાણીની ગતિ તરફ મનુષ્યનું ધ્યાન દોડયું. અને તેથી નદીઓમાં ચાલી શકે તેવા મછવા બનાવી તેના વડે નદીમાર્ગે ઝડપી મુસાફરી કરવી શરૂ કરી. એ મુસાફરીમાં ચાટવા વડે હોડીને વેગ આપવામાં આવતો. લાંબે કાળે મનુષ્યને પવનના વેગ અને બળની પ્રતીતિ થઈ અને તેથી તેણે હોડીને શઢ બાંધી પવનના બળનો વેગ અને બળ વધારવામાં ઉપયોગ કર્યો. હજારો વર્ષો સુધી શઢ વડે જ દરિયાઈ માર્ગે મુસાફરી થતી રહી. ૧૯મી સદીની શરૂઆત થઈ ત્યાં સુધી મનુષ્યની ઝડપમાં કશો જાણવા જેવો વધારો થયો નહિ.

આ પછી વરાળયંત્રની શોધ થઈ. સ્ટીફનસને વરાળયંત્રનો ઉપયોગ આગગાડી બનાવવામાં કરી વિપ્લવકારક પ્રગતિ કરી. એ શોધથી એકી સાથે ૫૦ થી ૬૦ માણસોને લઈને દોડતી ગાડી કલાકે વીસ માઈલની ઝડપે ચાલવા લાગી. એ સમયે આટલી બધી ઝડપથી વાહનો દોડે તેની સામે પ્રચંડ વિરોધ ઊઠયો. દરેક ક્રાંતિની વખતે દેશના જૂનવાણી અંધશ્રદ્ધાળુ લોકો પ્રગતિવિરોધી બને છે તે જ પ્રમાણે ઈંગ્લેન્ડમાં રેલગાડીની સ્થાપના માટે પણ પ્રચંડ વિરોધ થયો. લોકોને એ ઝડપમાં જાનમાલનું નુકસાન દેખાયું. અને આગગાડીથી અકસ્માતો કેટલા બધા વધી જશે તેના વિવિધ ચિતારો બહાર પડયા. પ્રગતિવાદી પાર્લામેન્ટના સભ્યોને સ્ટીફનસન મહામુશીબતે સમજાવી શકયો અને રેલગાડીની શરૂઆત થઈ. મનુષ્યની ઝડપ અનેકગણી થઈ. વખત જતાં કલાકે દશથી પંદર માઈલે દોડતી ગાડી સેંકડો માઈલ ઝડપે દોડશે એવો કોઈને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો. જગત સ્ટીફનસનનું ઋણી છે.

આજે આગગાડીની ઝડપ કલાકે લગભગ ૯૦થી ૧૦૦ માઈલ સુધી થઈ છે. હિંદુસ્તાનમાં જો કે વધુમાં વધુ કલાકે ૪૦થી ૫૦ માઈલની ઝડપે જ ગાડી દોડે છે, પરંતુ ઈંગ્લંડમાં, જર્મનીમાં કેટલીક ગાડીઓ લગભગ ૧૦૦ માઈલની ઝડપે દોડે છે. એ દરમિયાન વરાળયંત્રનો ઉપયોગ દરિયાઈ માર્ગે ઝડપ વધારવામાં પણ થયો. એને પરિણામે લગભગ ૫ થી ૬ હજાર માઈલનું ઈંગ્લેન્ડનું અંતર આગબોટદ્વારા ૧૨થી ૧૫ દિવસમાં કાપી શકાય છે. હાલમાં ઘણી ઝડપી આગબોટો કલાકના ૩૦ માઈલની ઝડપે પણ મુસાફરી કરી શકે છે. થોડે અંતરે જવા આવવા માટે સ્ટીમ લૉન્ચો કલાકના ૫૦ થી ૬૦ માઈલની ઝડપે પાણી ઉપર દોડી શકે છે. કેટલીક રેસની સ્ટીમ લોન્ચો વડે કલાકના ૧૦૦ માઈલ ઉપરની ઝડપ પ્રાપ્ત થઈ છે.

ગાડી અને આગબોટનો ઉપયોગ સામુદાયિક અને નિયત માર્ગે જ થાય છે એટલે માણસને સ્વતંત્ર વાહન તરીકે અને સરળતાથી ચાલે તેવું વાહન જોઈતું હતું. ૧૯ મી સદીની આખરે પેટ્રોલ અને તેલથી ચાલનારાં યંત્રો શોધાયાં. એ યંત્રોમાં તેલ યંત્રની અંદર જ બાળીને બળ ઉત્પન્ન કરતું હોવાથી તેમને આંતરદાહક યંત્રો (Internal combustion) કહેવામાં આવે છે. વરાળયંત્રમાં બળતણ બહાર બાળવું પડે છે અને વરાળ યંત્રમાં પેદા થાય છે. તેલયંત્રોની શોધ થયા પછી કેટલાક વૈજ્ઞાનિકોનું ધ્યાન નાનાં વાહન બનાવવા તરફ દોરાયું અને પરિણામે મોટરગાડીની શોધ થઈ. ઈ. સ. ૧૯૦૦ની શરૂઆતમાં મોટરની

વાહનો રસ્તા ઉપર દોડવા લાગ્યાં. અને ૨૫ વર્ષમાં ઘોડાગાડી, બળદગાડી વગેરેને સ્થાને મોટર કલાકના ૪૦ થી ૫૦ માઈલની ઝડપે શહેરેશહેર અને ગામેગામ દોડવા લાગી. આ પ્રમાણે લોકોનો આવવા-જવાનો વ્યવહાર, તેમનો વેપારરોજગાર અને સંસ્કૃતિની આપ-લે વધી છે. મોટરના વાહનથી ગાડાંની મુસાફરી વગેરેની અગવડતા દૂર થઈ છે. મોટરના વાહનને લીધે રસ્તા અને ધોરી માર્ગોમાં ઘણો સુધારો થયો છે. તાપ, ટાઢ અને વરસાદમાં પણ ઘરમાં બેઠા હોઈએ તેવી સગવડથી આજે મોટર અને આગગાડીમાં એક દિવસે સેંકડો માઈલની મુસાફરી કરી શકાય છે. આ ઉપરથી આપણી ખાતરી થાય છે કે ઝડપ એ સંસ્કૃતિનું એક મહત્ત્વનું અંગ છે.

જમીન અને દરિયાઈ માર્ગે થતી મુસાફરીમાં ઝડપને મર્યાદા છે. મોટરની રેસમાં કલાકના ૩૩૦ માઈલ સુધીની ઝડપ એક રેકર્ડ તરીકે પ્રાપ્ત થઈ છે; પરંતુ સહીસલામત રીતે મુસાફરી કરવામાં કલાકના ૧૦૦ માઈલની ઝડપ પણ ઘણી વધુ કહી શકાય છે. માત્ર રેલવેના નિયત માર્ગ ઉપર જ અમુક રચનાની ગાડીઓ એટલી ઝડપે સુરક્ષિત રીતે દોડી શકે છે. ઝડપની આ મર્યાદા ઉલ્લંઘવા અને બીજી અનેક મુશીબતો દૂર કરવા મનુષ્યનું ધ્યાન લાંબા કાળથી હવામાં ઉડ્ડયન કરવા તરફ દોડ્યું છે. પ્રથમ, બલૂનમાં હવામાં ઊડવાના પ્રયોગો ૧૯મી સદીની આખરે થયા હતા, પરંતુ બલૂનના ઊડવાનો મુખ્ય આધાર હવાના પ્રવાહો ઉપર જ રહેતો હોવાથી તેને નિયંત્રિત કરી અમુક ધારેલી દિશામાં ઉડાડવા માટે કોઈપણ યંત્રની જરૂર સ્પષ્ટ દેખાઈ. કેટલાંયે વર્ષો વિત્યા બાદ પક્ષીનું અનુકરણ કરીને હવાથી ભારે યંત્રોને ઉડાડવાના કેટલાક પ્રયત્નો થયા તેમાં અમેરિકાના રાઈટ ભાઈઓને સફળતા મળી. તેલના યંત્રથી પંખો ફેરવી બનાવટી હવાનો પ્રવાહ પેદા કરી તેના દબાણથી હવામાં ઊડીને રાઈટ ભાઈઓએ દુનિયાની વેગની પ્રવૃત્તિમાં એક મહાન યંત્ર આપ્યું. વિમાનની પાંખ ઉપર હવાના પ્રવાહના દબાણની અસરથી વિમાન હવામાં ઊડવા લાગે છે. એ વિમાનને ગમે તે દિશામાં સુકાન વડે નિયંત્રિત કરી શકાય છે, એટલે હવામાં મુસાફરી કરવાનું એક નવું સાધન મનુષ્યના હાથમાં આવ્યું. જગતવ્યાપી યુદ્ધ વખતે વિમાનના ઊડ્ડયનશાસ્ત્રમાં ઘણી પ્રગતિ થઈ. વિમાનને ઊડતું રાખવા માટે ઓછામાં ઓછી ઝડપ કલાકના ૬૦ માઈલની ઝડપ હોવી જોઈએ. વિમાન વડે બહુ સરળતાથી કલાકના ૧૦૦ માઈલની મુસાફરી એ બિલકુલ સ્વાભાવિક થઈ પડી છે. ઈંગ્લૅન્ડથી હિંદ આવતાં પંદર દિવસ આગબોટમાં લાગે તે જ મુસાફરી માત્ર ત્રણથી ચાર દિવસમાં વિમાન વડે થઈ શકે છે. છેલ્લાં દશ વર્ષમાં દુનિયાના પ્રત્યેક ભાગમાં વિમાની માર્ગો થઈ ગયા છે. વિમાન વડે સાધારણ રીતે કલાકના ૨૦૦ માઈલની ઝડપે આજે મુસાફરી કરવામાં આવે છે. ઈંગ્લૅન્ડથી ઑસ્ટ્રેલિયાની જગતવિખ્યાત વિમાની શરતમાં (૧૯૩૫) કૅપ્ટન સ્કૉટે અઢી દિવસમાં આશરે ૧૧,૦૦૦ માઈલની મુસાફરી કરી હતી. જૂના જમાનામાં જ્યારે કોઈપણ વાહનો નહતાં ત્યારે માણસો બળદગાડી વડે દિવસે બહુ તો ૩૦ માઈલની મુસાફરી કરી શકતા. આ ઉપરથી સમજાય છે કે માણસે છેલ્લાં ૧૦૦ વર્ષમાં એ ઝડપને ૧૫૦ થી ૨૦૦ ગણી વધારે કરી છે. વિમાન વડે ધૂળ, તાપ, હીલા વગેરે મુસીબતો તથા નદી, નાળાં અને પર્વતના અંતરાયો દૂર થયાં છે. આજે વધુમાં વધુ ૪૦૦ માઈલની ઝડપે ઊડનારાં વિમાનો થયાં છે. હવે વૈજ્ઞાનિકોનું ધ્યાન હવાના ઉપલા સ્ટ્રેટોસ્ફિયર નામના થરમાં ઉડ્ડયન કરવા તરફ દોડ્યું છે. એ વાતાવરણમાં

હવાનો અવરોધ ઓછો થવાથી વધુમાં વધુ કલાકના ૬૦૦ થી ૭૦૦ માઈલની મુસાફરી થઈ શકે તેમ છે. આજથી ૫૦ વર્ષમાં કદાચ દુનિયાની ફરતે મુસાફરી કરવામાં માત્ર એક જ દિવસ બસ થશે એમ દેખાય છે. કેપ્ટન કૂકના વહાણને દુનિયાની ફરતે ફરતાં ૪।। વર્ષ લાગ્યાં હતાં. ૧૯૬૨માં અમેરિકન વિમાનીઓએ માત્ર આઠ જ દિવસમાં દુનિયાની ફરતે મુસાફરી કરી છે. આ પ્રમાણે ઝડપમાં માત્ર છેલ્લાં ૧૦૦ વર્ષમાં અજબ વધારો થયો છે અને બીજાં ૧૦૦ વર્ષમાં કેટલી પ્રગતિ થશે તે કહી શકાય નહિ.

ભવિષ્યમાં વૈજ્ઞાનિકોનું ધ્યાન રૉકેટ જેવાં દારૂગોળાની મદદથી આગળ વધતાં સાધનો તરફ વધુ પ્રમાણમાં દોરાશે. તોપમાંથી ફૂટતા બૉમ્બના ગોળા પૃથ્વીની સપાટી ઉપર કલાકના ૧૮૦૦ માઈલની ઝડપે મુસાફરી કરી શકે છે. અવાજની ઝડપ આશરે કલાકની ૯૦૦ માઈલ છે, એટલે એટલી ઝડપથી કોઈએક વાહન જતું હોય તો તેની સીસોટીનો અવાજ વાહન પસાર થયા પછી આપણને પહોંચે. આટલી પ્રચંડ ઝડપ આપણને આશ્ચર્યચકિત કરી નાંખે છે. યુરોપથી એક તોપ ફોડી રૉકેટ જેવાં મશીનને અમેરિકા મોકલવાના પ્રયોગ કરવાનું ઘણા વિચારી રહ્યા છે. ગાડીની પૂંઠમાં દારૂગોળા ભરી આંતરે આંતરે તેને ફોડી અતિ ઝડપથી ગાડી દોડાવવાના પ્રયોગો પણ કોઈકવાર થઈ રહ્યા છે. આ ઉપરથી ભવિષ્યનાં હવાઈ વાહનોમાં દારૂગોળો વપરાય એ તદ્દન સ્વાભાવિક દેખાય છે.

મનુષ્ય ગમે તેટલા પ્રયત્નો કરશે છતાં આકાશી પદાર્થોની અને પૃથ્વી ઉપર જ રહેલા કેટલાક સૂક્ષ્મ કણોની ઝડપ તે કદી પણ મેળવી શકશે નહિ. ચંદ્ર પૃથ્વીની ફરતે કલાકના ૨૧૦૦ માઈલની ઝડપે ફરે છે. પૃથ્વી સૂર્યની ફરતે કલાકના ૬૫૦૦૦ માઈલની ઝડપે દોડી રહી છે અને સૂર્ય સૂર્યમંડળ સાથે કલાકના ૭,૨૦,૦૦૦ (સાત લાખ વીસ હજાર) માઈલની ઝડપે દોડી રહ્યો છે. એ સર્વ ઝડપને પણ શરમાવે તેવી ઝડપ તો રેડિયમ અને તેવી ધાતુમાંથી નીકળતા વિદ્યુતકણોની ઝડપ છે. કેટલાક વિદ્યુત કણો હવામાં સેકન્ડના આશરે ૧૮,૬૦૦ માઈલની ઝડપે ગતિ કરે છે. કલાકમાં એ કણ આશરે ૬,૭૦,૦૦,૦૦૦ (૭ કરોડ સીત્તેર લાખ) માઈલની ઝડપે ગતિ કરે છે. આટલી પ્રચંડ ગતિને લીધે એ કણો હવામાં ભાગ્યે જ ત્રણથી ચાર ઈંચ જેટલું અંતર કાપી શકે છે. આમ છતાં આ ઝડપ આપણને આકર્ષે છે. શું કોઈક વેળા આટલી ઝડપે જતા વિદ્યુતકણોને નિયમમાં રાખી આપણે આપણું વાહન એથી અર્ધી ઝડપે પણ ન ચલાવી શકીએ ? અરે, આપણને તો એટલીએ ઝડપની જરૂર નથી. વૈજ્ઞાનિકો કહે છે કે જો આપણી પાસે એવું વાહન હોય કે જે સેકન્ડના માત્ર ૭ થી ૮ માઈલની ઝડપે જઈ શકે, તો આપણી પૃથ્વીના ગુરુત્વાકર્ષણરૂપી ભયાનક પાસમાંથી છૂટા થઈ અવકાશમાં ગમે ત્યાં વિચરી શકીએ. આથી આપણને તો માત્ર કલાકના ૨૦,૦૦૦ માઈલની ઝડપ હોય તો બસ થઈ જાય. આજે તો આપણાં સર્વ વૈજ્ઞાનિક સાધનો ભેગાં કરી વાહનને માટે કલાકના ૪૦૦ માઈલની ઝડપ પ્રાપ્ત કરી છે. એ ઝડપને હજી આપણે લગભગ ૭૫ ગણી વધારવાની છે. આ વસ્તુ કેટલી અસંભવિત છે તે આપણને સ્પષ્ટ દેખાય છે. માત્ર ૪૦૦ થી ૬૦૦ માઈલની ઝડપે મુસાફરી કરવામાં જ હજી બીજાં ૫૦ વર્ષ નીકળી જશે, તો એ ઝડપને ૭૫ ગણી કરતાં એ પ્રમાણે ગણતાં બીજાં બે હજાર વર્ષો જોઈશે; અને ત્યારે પણ એ ઝડપ પ્રાપ્ત થશે કે કેમ એ મોટો પ્રશ્ન છે.

ગમે તેટલી પ્રગતિ થાય, ગમે તેટલાં વર્ષો વીતે, પરંતુ વિશ્વમાં વધુમાં વધુ ઝડપ પ્રકાશની છે (સેકન્ડના ૧૮૬૦૦૦ માઈલ; કલાકના ૬૬૯૬,૦૦,૦૦૦ માઈલ) તેનાથી વધુ ઝડપ મેળવી શકાશે નહિ. વિશ્વમાં ઝડપની આ મર્યાદા છે. કોઈપણ દ્રવ્ય આટલી ઝડપથી મુસાફરી કરી શકે નહિ એવો આઈન્સ્ટાઈને સિદ્ધાંત પ્રતિપાદન કર્યો છે. એ ગતિની દશમા ભાગની ગતિ રેડિયમમાંથી નીકળતાં કણો પ્રાપ્ત કરે છે, પરંતુ એટલી ગતિ બીજું કોઈપણ દ્રવ્ય પ્રાપ્ત કરશે નહિ. મનુષ્યને માટે આ ઝડપ પ્રાપ્ત કરવી અશકય છે. એ ઝડપ એટલી બધી પ્રચંડ લાગે છે, છતાં આપણે વિશ્વની પ્રદક્ષિણા કરવા નીકળીએ તો તે એટલું વિશાળ છે કે તેની આખી પ્રદક્ષિણા કરવી એક મનુષ્યને માટે અશકય છે. પ્રકાશ એક વર્ષમાં જેટલું અંતર કાપે તેટલાં અંતરને એક પ્રકાશવર્ષ કહીએ તો તેટલી ઝડપે જતાં પણ એક તારાથી બીજા તારા ઉપર જતાં સેંકડો વર્ષો લાગે છે. આપણા સૂર્યથી દૂર દૂરના તારાઓ હજારો ને લાખો પ્રકાશવર્ષ દૂર છે. તેમાં મનુષ્યની નાનકડી સૃષ્ટિ ઉપર માત્ર થોડાંક હજાર અંતર કાપવાની પ્રવૃત્તિમાં મનુષ્યને હજારો વર્ષે કલાકના ૫૦૦ માઈલની ઝડપ પ્રાપ્ત થઈ છે. મનુષ્યની ઝડપની અલ્પતાની આ ઉપરથી કંઈક ઝાંખી થાય છે.

---

# તદા

નટવરલાલ મો. ગાંધી

[મિશ્ર]

રે! અંતરે હાય! હવે બળી ઉઠું!
આ જીવને શાંત કદી ન દેખવું!

શમાવવા અંતરમાં ધીકેલી
એ કારમી વેધક વેદનાઓ,
વળોટવા ગર્જન સિન્ધુમાં કરું!
ને વ્યોમ વંટોળ જરીક જો મને
પ્રચંડ ને મસ્ત અનંત વાયરે
ઘસડે ઊંડાણમાં—

નભતારકોની
વિશાળ પાંખે પ્રસરી જવું કદા
ને લોચને લોલ જરીક ડોલવું,
સુધાભર્યા તેજઝરે શમું જવું:

અનંતના અંતરમાં ભળી જતાં
શું જીવને શાંત કરી શકું તદા?

# કોલન વોટર

જગદીશ પરમાર

કાળુ મારી બારીની સામે બેસતો. એ જ જગ્યાએ બેસવાની એને વરસોથી ટેવ હતી.

મારા ટેબલ ઉપર તુમારોના થોકડા આવ્યે જતા એટલે હું કામકાજમાંથી ભાગ્યે જ ઊંચું જોઈ શકતો, છતાં જ્યારે મારી નજર બારી બહાર પડતી ત્યારે કાળુ ત્યાં બેઠેલો જ હોય. મને ઘડીભર એની ઈર્ષા આવતી કે કાળુ કેટલો સુખી છે ? કૈં કામ નહિ. કામ હોય તો ક્યારે કરી લેતો તે ખબર પડતી નહિ. પણ હું તો તેને ત્યાં જ બેઠેલો જોતો.

મારા કામમાંથી જરા જેટલો વખત મળતો ત્યારે " કાં, કાળુ કેમ છો ? " એટલું પૂછતો ત્યાં તો એનો વાણીપ્રવાહ શરૂ થતો. વહેલી સવારે તેણે અને તેની વહુએ કેટલા ક્યારાને પાણી પાયું, કેટલા મેંદીના છોડ નવા રસ્તાને કાંઠે વાવ્યા, અને નવા સાહેબે કેટલી માયા બતાવી એ બધું ઝપાટાબંધ કહેવા માંડતો. મને ભાગ્યે જ તેની દિનચર્યા સાંભળવા વખત હતો. મારે કામનો કોઈ પાર નહોતો. જડની જેમ તુમારોમાં ઊંધું માથું નાખી કામ ખેંચ્યે રાખતો તોપણ સાહેબનાં વેણ સાંભળવાં પડતાં. કાળુ સાહેબની પ્રશંસા કરતો ત્યારે મને એ વાત ઝેર જેવી લાગતી.

પણ કાળુની વાત ખરી હતી. આજ પર્યન્ત કાળુ કાચી ઝૂંપડીમાં રહેતો. વર્ષાઋતુમાં પાણી ઝૂંપડીમાં ટપકતું. ઝૂંપડી પાણીથી તરબોળ થઈ રહેતી. વરવહુને પથારી કરવા જેટલી જમીન કોરી ન રહેતી એટલે બન્ને ઉજાગરા ખેંચતાં. નાનામોટા જીવોનો ત્રાસ તો ખૂબ જ મૂંઝવતો. નવા સાહેબના આગમન પછી કાળુની મહેનત અને ઉપયોગિતા જોઈ સાહેબે પાકા પથ્થરની નવી ઓરડી બંધાવી આપી હતી. આવી નવી ઓરડી બંધાવવા અનેકવાર લખાણ થયું હતું પણ આ સાહેબે એકઝપાટે ઓરડી બંધાવી આપી એટલે કાળુ સાહેબની શક્તિ અને કાર્યદક્ષતા પ્રશંસતો.

કાળુના શરીરમાં મહેનત વણાઈ ગઈ હતી. કામે ચડતો ત્યારે બધું ભૂલી જતો. નાના નવા રોપાને બાળકની જેમ ઉછેરતો, એની માવજત પાછળ અરધો થઈ જતો. છોડમાં નવાં ફૂલ બેસે અને વૃક્ષે નવાં ફળ પાકે ત્યારે કાળુ આનંદથી નાચી ઊઠતો. એની હથોટી પણ અનેરી હતી. એ જે કામ ઉપાડતો તેને નવું રૂપ આવતું. સાવ ઠૂંઠા જેવા વૃક્ષમાં નવા પ્રાણ આવતા. કુમળી કૂંપળો અને રેષાઓ માત્ર કાળુના હાથની રાહ જોતાં હોય તેમ ફાલી ઊઠતાં.

નવા સાહેબે અમારી ઑફિસમાં પગલાં પાડ્યાં તે પહેલાં બગીચો સાવ ઉજ્જડ હતો. ઠેકઠેકાણે અવાવરું ખડ ઊગી નીકળ્યું હતું. ખરી પડેલાં પાનના ઢગ પડ્યા હતા. બગીચો બગીચાના નામને લજવતો હતો. કાળુ બિચારો મહેનત તો કરતો પણ આગળ સાહેબને આવી કોઈ પ્રવૃત્તિ પસંદ નહોતી. કાળુ જરા વધુ પડતું ધ્યાન આપવા માંડે તો સાહેબ તેને પોતાના કૂતરાની સંભાળ રાખવાનું કહેતા !

નવા સાહેબે આવીને જોયું કે કાળુને પગાર માળી તરીકે મળે છે, કૂતરાંની સંભાળ માટે નહિ. કાળુ પણ કૂતરાંની સંભાળ માટે નોકરી નહોતો કરતો. એ કોને કહેવાય? એને પણ પેટ હતું. નવા સાહેબે સ્થિતિ પારખી કાળુને માત્ર એનું બગીચાનું કામ સંભાળવા હુકમ કર્યો. હુકમ સાંભળી કાળુ આનંદથી ઘેલો થઈ ગયો. તેનો ઉત્સાહ ઊભરાઈ આવ્યો. બુઠ્ઠી થઈ જતી શક્તિને સાહેબના કહેણથી નવી પ્રેરણા મળી. દિવસ કે રાત જોયા સિવાય તેણે પાંદડાના ઢગ ખસેડયા, નકામું ખડ સાફ કર્યું, નવા રસ્તા પાડયા, નવા રોપા વાવ્યા, મેંદીની વાડને હળવે હાથે કંડારી. જાઈ, જુઈ, ગુલાબના ક્યારાને ઘટતું ખાતર પૂર્યું અને સાહેબની સુઘટિત વ્યવસ્થા અને કડપ અમલ નીચે કાળુએ તેનું દિલ ઠરે એવી મહેનત કરી દેખાડી. સાહેબ પણ ભારે કડક હતો. કારકુનો સાહેબથી થરથરતા. કોઈનું કામ પડતું રહે એ તેને પસંદ નહોતું. પોતે કામે બેસતો ત્યારે ઉમરનો થાક ભૂલી જતો. નીચે ઢળતી પાંપણો અને કરચલીવાળા ચહેરા નીચે કોઈ અજબ શક્તિ ડોકિયાં કરતી. જુવાનીને શરમાવે એવી શક્તિ અને ઉત્સાહ અંગેઅંગમાં તરવરતાં. એ પોતે જેટલું કામ કરતો તેટલા જ કામની અપેક્ષા દરેક પાસેથી એ રાખતો.

સાહેબનો અમલ અને કામનો બોજો અમને કચરી રહ્યાં હોય ત્યારે કાળુ નિરાંતે મારી બારી સામે બેઠો હોય! મને જરૂર એની ઈર્ષા આવતી. તેમાં પણ સાહેબની પ્રશંસા જીરવવા જેટલી સહિષ્ણુતાનો મારામાં અભાવ હતો. સાહેબે હમણાં જ મને કહેવડાવ્યું હતું કે પેલો સમઢિયાળાવાળો કેસ પૂરો કર્યા પછી જ ઘેર જજો. એ કેસ જમાનાજૂનો હતો. એ કેસનું કામ આજે હાથ ઉપર લઉં તો સહેજે બે કલાક વધુ નીકળી જાય તેમ હતું. મારું મન ઘેર જવા તલપી રહ્યું હતું. સતત ઢસરડાથી હવે કમર પણ દુખવા આવી હતી. ક્યારથી મનમાં વિચાર કરતો હતો કે આટલું કામ પતે અને ઘડિયાળ પાંચના ડંકા વગાડે કે તુરત ઘેર જઈ સવિતાના હાથનો ચાનો પ્યાલો પીઉં. સાહેબનો હુકમ સાંભળી મારી છાતી બેસી ગઈ. મનમાં તો સાહેબને ચારપાંચ ચોપડી કાઢી. કાળુ હજી પણ સામે બેઠો બેઠો "સાહેબ બહાદર તો ખરા! નહિ તો મારી ઝૂંપડી કેવી હતી? હેં! ચંદરભાઈ! એમાં માણસ નો રહે હો! કેટલીય વાર લખાણ થયાં પણ આ સાહેબે એકઝપાટે હુકમ કાઢયો અને ઝૂંપડીને ઠેકાણે મોરનાં ઈંડા જેવી ઓરડી પણ કેવી શોભે છે? આ બગીચો પણ કેવો ભર્યો ભર્યો લાગે છે. કોઈ માણસનાં પગલાં જ એવાં હોય છે. એને પગલે પગલે રિદ્ધિ..." એવું એવું તો કેટલુંય બોલ્યો જાતઃ પણ સમઢિયાળાવાળા કેસે મારી ધીરજનો અંત આણ્યો હતો. સાહેબને પગલે અમે ઘરના, સ્ત્રીના કે સમાજના નહોતા રહ્યા. કાળુની વાત હું વધુ વખત સાંભળી ન શક્યો.

"ઠીક! ઠીક! કાળુ, તું જા, આજે મને જરાય ફુરસદ નથી."

કાળુ છોભીલો તો પડી ગયો, પણ 'ભલે, ભાઈ!' કહી ઊઠી ગયો. તેને આમ ઉડાડી મૂકવા બદલ મને ક્ષોભ થયો. સાહેબ ભલે એને સોના જેવા હોય પણ મને તો ટીપે ટીપે લોહી પીતા યમરાજ જેવા લાગ્યા. હું એકલો નહિ, ખાતાના સઘળા ત્રાસી ગયા હતા. સાહેબને કામ જોઈતું હતું. અમે રજવાડી આળસ અને 'હોતે હૈ'ના રિવાજથી ટેવાઈ ગયા હતા, એટલે સાહેબનું કડક શાસન અમને ખૂંચતું.

* * *

સમયની કરવત ઘસાતી જ રહી. અનેક લીલાં વરસો પસાર થઈ ગયાં. કાળુના શરીરને અવસ્થાએ પાછું પાડ્યું હતું પણ હજી કાર્યપરાયણતા એટલી જ સચેત હતી.

હું પણ એ જ જગ્યાએ નોકરી કરતાં ઠીક આગળ વધ્યો હતો. થાણદારની જગ્યા ટૂંક સમયમાં ખાલી પડવાની હતી તે માટે મારુ નામ બોલાતું હતું. જો એમ બને તો હું થોડા વખતમાં અમલદાર પણ બનું.

સંજોગો આવા રંગો ધરતા હતા છતાં મારો અને કાળુનો સંબંધ એવો ને એવો હતો. તે હજી મારી બારી પાસે આવી બેસતો. હું પણ તેની વાતમાં મીઠાશ અનુભવતો. કાળુ હતો તો માત્ર માળી, પણ એનું શાન્ત, સરલ પ્રામાણિક જીવન મને ખૂબ આકર્ષતું. સમયના ઘર્ષણે અમારા અંતરાયને ઓછો કર્યો હતો. ગત વરસોનાં મીઠાં સ્મરણો યાદ કરી થોડી મીઠી વાતો ન કરીએ ત્યાં સુધી ચેન પડતું નહિ. જીવનની કૈંક ઊણપ અનુભવાતી.

હંમેશ મુજબ હું આજે પણ કાગળ ઉથલાવતો હતો. યંત્રવત્ બેત્રણ વખત બારીની બહાર નજર નાખી, પણ આજે કાળુ ત્યાં નહોતો. સાહેબે કયાંય બીજે કામે રોકયો હશે એમ માની પુનઃ કામમાં મન પરોવ્યું. સાંજ પડવા આવી પણ કાળુનાં દર્શન ન થયાં. મનુષ્યના એકધારા જીવનમાં નાની શી ક્ષતિ પણ મહાવ્યથા ઉપજાવે છે. કાળુનો બારી પાસે આવી બેસવાનો રિવાજ વરસોથી હતો અને એ બેઠક આગળ કાળુને જોવાની મારી ટેવ એટલી જ જૂની હતી. કાળુ કેમ નહિ આવ્યો હોય એ વિચાર એટલો બળવત્તર થયો કે કામમાં જરાય રસ ન પડ્યો.

પાંચ વાગ્યા ને હું ઊભો થયો. ખીંટીએથી કોટ ઉતારી કાળુના ઘર તરફનો રસ્તો લીધો. ઘડીભર વિચાર આવ્યો કે કાળુ ગમે તેમ પણ માળી! હલકા દરજ્જાનો નોકર! હું તેને ત્યાં શા માટે જાઉ? મોટાઈએ જોર કર્યું. પગ અટકી પડયા. મનુષ્યના જીવનમાં આવું ઘણીવાર બને છે. હૃદયની કુણી લાગણીઓની ઉપરવટ થઈ અહંતા અને મોટાઇ માર્ગ કરી જાય છે. માનવના હૃદયની ભવ્યતાનો પારો આવા વખતે જ ચડઊતર કરે છે. માણસાઈ પણ આવી ક્ષણે જ મપાય છે.

મારા દિલમાં અનેક વિચારોની ભરતીઓટ આવી ગઈ. છેવટે હૃદયે જોર કર્યું અને પગ જાણ્યે અજાણ્યે કાળુની ઓરડી પાસે આવી અટકયા.

"કાળુ!"

ઓરડીનું દ્વાર બંધ હતું. અંદરથી કૈં અવાજ આવતો નહોતો. પક્ષીઓના ધીમા કિલકિલ અવાજ સિવાય સઘળું શાન્ત હતું. વાતાવરણ ભારે લાગ્યું.

મેં ફરીથી બૂમ મારીઃ "કાળુ ઘરમાં છે કે?"

થોડીવારે બારણું ઊઘડયું. કાળુના નિસ્તેજ ચહેરા ઉપર ઉજાગરાનો થાક હતો. આંખોમાં ચિંતાનો ભાર હતો.

"કેમ આજે ન દેખાયો?" કાળુની આવી સ્થિતિમાં હું આટલું જ પૂછી શકયો.

કાળુએ મને આવકાર આપી કહ્યું કે તેનો છોકરો ગઈકાલથી બહુ બિમાર છે.

હું ઓરડીની અંદર ગયો. છોકરો તેની માના ખોળામાં સૂતો હતો. મેં તેના કપાળે અને માથે હાથ ફેરવ્યો. તાવ ખૂબ હતો. છોકરો તાવની ગરમીના ઘેનમાં પડયો હતો.

"તેં કૈં દવા કરી?"

"દવા શું કરું? અમે ઘરગથ્થુ દવા કરી હતી. માતાજીની આખડી રાખી છે. માતાજી સૌ સારાં વાનાં કરશે." કાળુએ બધી આશા માતાજી ઉપર છોડી હતી.

"પણ તાવની ભઠ્ઠી બળે છે ને દવા ન કરો તે કેમ ચાલે? આપણે દાકતરને બોલાવીએ."

વહુએ અર્થસૂચક દષ્ટિએ કાળુ સામે જોયું. કાળુ ભાવ સમજી ગયો હોય તેમ બોલ્યોઃ "ભાઈ, દાકતર આવી શું કરશે? માતાજી મોટાં છે. ખૂબ દવા કરી. હવે તો એને ખોળે છે."

કાળુની વાત અને વાણીમાં નરી શ્રદ્ધા હતી. બન્ને વરવહુ માતા ઉપર આસ્થા રાખી બેઠાં હતાં. મેં તેમ છતાં દાક્તર માટે પુનઃ આગ્રહ કર્યો પણ આખરે જોઈ શક્યો કે તેઓ દાક્તર કરતાં માતાને મહાન ગણે છે અને તેના શ્રદ્ધાના શૃંગને ખસેડવા જેટલી મારામાં શક્તિ નહોતી.

દાક્તરની વાત પડતી મૂકી હું બીજી વાતોએ ચઢયો. છેવટે ધીરજ આપતાં કહ્યું: "મારો છોકરો પણ આવો જ માંદો હતો પણ પ્રભુએ સામે જોયું. ભગવાન સૌ સારાં વાનાં કરશે, મૂંઝાતાં નહિ."

જતાં જતાં મેં જોયું કે છોકરાને તાવ હજી પણ ખૂબ હતો.

"કાળુ, છોકરાનું માથું ખૂબ તપે છે તો મગજ ઉપર અસર ન થાય માટે કોલન વૉટરનાં પોતાં માથે મૂકતો રહેજે." મેં રસ્તો બતાવ્યો.

"ઈ શું? ભાઇ!"

હું ઇલાજ બતાવતાં ભૂલી ગયો કે કાળુ કોલન વૉટરને ક્યાંથી સમજે અને ક્યાંથી મેળવે? ખરીદવા જેટલા પૈસા પણ જોઈએ ને! મારો છોકરો માંદો હતો ત્યારની કોલન વૉટરની શીશી પડી હતી એ યાદ આવ્યું.

"વારું, કાળુ. ત્યારે હું કાલે કોલન વૉટર લેતો આવીશ. એ દરમિયાન પાણીમાં થોડું મીઠું નાખી તેનાં પોતાં મૂકજે."

હું બહાર નીકળ્યો ત્યારે બન્ને જણાની આંખો આભારથી લચી પડી હતી. હું મેંદીની વાડ નજીક નહોતો પહોંચ્યો ત્યાં 'ભગવાન એનું ભલું કરે' એ શબ્દો મારા કાને અથડાયા.

હું ઘેર પહોંચ્યો ત્યારે સવિતા દ્વારની પગથી ઉપર જ ઊભી હતી.

"આજે મોડું કેમ? તમે જલદી જમી લો. આપણે ઇન્દુભાઈને ત્યાં ગરબા સાંભળવા જવું છે. વસંત ક્યારનો તૈયાર થઈ તમારી રાહ જુએ છે."

ગૃહદેવીના ફરમાનને હું નકારી ન શક્યો. કાળુની વાત વિસારે પડી; અમે સૌ ગરબામાં ગયાં. પાછા ફર્યા ત્યારે રાત ખૂબ વીતી ગઈ હતી. બીજે દિવસે આગલી રાતના ઉજાગરાને લઈ ખૂબ મોડું ઉઠાયું. જેમતેમ પરવારી ઑફિસે જવા ઊપડયો. કાળુ દરવાજામાં જ ઊભો હતો. કોલન વૉટરની શીશી યાદ આવી. મારી નબળી યાદદાસ્ત માટે શરમાયો.

"કાળુ, આજે તો હું સાવ ભૂલી ગયો. કાલે હું ચોક્કસ લાવીશ. નહિ ભૂલું."

રોજ કરતાં આજે વિશેષ મોડું થયું હતું એટલે ઉતાવળ હતી. સાહેબનો કડપ હજી એટલો જ હતો. વળી થાણદારની જગ્યા હાથવેંતમાં હતી તેથી સાહેબ તરફથી કંઈ સાંભળવું ન પડે તે માટે ખૂબ કાળજી રાખતો હતો. કાળુ સાથે વધુ વાત ન કરતાં, "કેમ, છોકરાને ઠીક છે ને?" એ શબ્દો હવામાં તરતા મૂકી હું મારી જગ્યાએ ચુપચૂપ કામે લાગી ગયો.

મારા જવાબથી કાળુએ કેટલી વ્યથા અનુભવી હશે એ કળી શકાતું નથી. નિરાશ થઈ તે પાછો વળ્યો!

તે સાંજે મારાથી કોઈ કારણે કાળુ પાસે જઈ શકાયું નહિ. સવારે ઊઠ્યો ત્યારે પ્રથમ કામ કબાટમાંથી શીશી કાઢી કોટના ગજવામાં મૂકવાનું કર્યું. આજે કાળુને તુરત કોલન વૉટરની શીશી આપી દેવા ઘેરથી વહેલો નીકળ્યો પણ કમ્પાઉન્ડમાં પેસતાં જ ખબર પડી કે કાળુનો છોકરો સવારે ગુજરી ગયો હતો. હું ડઘાઈ ગયો. મારા પગમાંથી ચેતન ઓસરી ગયું. ખૂબ દુઃખ થયું. ખીસામાં પડેલ શીશી બહુ વજનદાર લાગી. કાળુને ખરે વખતે મદદ ન કરી શક્યો એ ડંખે હું પાછો પડ્યો. શરમની નાનમ અનુભવી ઑફિસમાં આવી બેઠો પણ ચિત્ત કાળુ પાસે હતું.

ખાસ વખત કાઢી હું કાળુની ઓરડીએ ગયો. મને જોઈ બન્નેની હિમ્મત છૂટી ગઈ. બન્નેની આંખમાંથી શ્રાવણ ભાદરવો વરસતો હતો. એકનો એક છોકરો જવાથી મોટી ઉમરે જે એકલતા અને અનાથતા મનુષ્ય અનુભવે, એવો ભાવ તેમની આંખોથી ગળતો હતો. વહુએ તો ખૂબ કલ્પાંત કરી આંખો સૂઝવી મૂકી હતી. કાળુ પુરુષ છતાં હિમ્મત હારી બેઠો હતો. જીભે તો જાણે સો સો મણનાં તાળાં દેવાયાં હતાં, પણ આંખો હજાર વાતો કરતી હતી. હું પણ ગળગળો થઈ ગયો. આવે વખતે વાચા શાન્ત રહે છે, આંખ જ કામ કરે છે. એ આંખની એક એક નજર હૃદયનાં ઊંડાણમાં–બહુ ઊંડાણમાં પ્રવેશી આત્માને હલાવી નાખે છે.

"પણ, ભાઈ, તાવ તો એવો સખત હતો કે ન પૂછો વાત! ટપુડાની મા તો ઘડીએ ઘડીએ કહેતીઃ 'આ વખતે ચંદરભાઈની દવા હોય તો તાવ હઠે.' પણ આવરદા નહિ ને." આટલું બોલતાં તો કાળુનો કંઠ રૂંધાઈ ગયો.

કોલન વૉટરની શીશી તો હજી મારા ગજવામાં પડી હતી. કાળુ કેટલી શ્રદ્ધાથી વાત કરતો હતો?

હું શરમથી ભોંય ખોતરતો હતો. કાળુના શબ્દો પૂરા સાંભળ્યા, ન સાંભળ્યા ત્યાં તો આંસુ જોર કરી બહાર દડી પડ્યાં.

———o———

# મૅટ્રિક માટે નક્કી થતા ગદ્યપદ્યસંગ્રહ

'(વિ૦)'

ગુજરાતી ભાષાના શિક્ષણ માટે મુંબઈ યુનિવર્સિટીએ અનેક અખતરા કર્યા છે. ૧૯૨૬ પહેલાં ગુજરાતી ભાષાને સ્થાન ન હતું. ૧૯૨૬માં પહેલવહેલું ગુજરાતી દાખલ કરવામાં આવ્યું અને વધારાની ભાષા તરીકે વિદ્યાર્થીઓ તેને લઈ શકતા. આ પ્રથા અગિયાર વર્ષ ચાલી. ૧૯૩૭માં પાછી યુનિવર્સિટીની મનોવૃત્તિ બદલાઈ અને ગુજરાતીને ફરજિયાત વિષય તરીકે સ્થાન મળ્યું. તે યોગ્ય જ થયું છે.

વિદ્યાભ્યાસમાં ગુજરાતી ભાષાના સ્થાન સંબંધી યુનિવર્સિટીએ અખતરા કર્યા છે તેમ તેના અભ્યાસ માટે નક્કી થતાં પુસ્તકોમાં પણ અખતરા કરવામાં આવ્યા છે. એ પુસ્તકો નક્કી કરવાની પ્રથામાં પણ અખતરા કરવાનું યુનિવર્સિટી ચૂકી નથી. અખતરા કરવા અયોગ્ય નથી, પણ તેનું સંપૂર્ણ પરિણામ આવે તે પહેલાં જ બીજો અખતરો આદરવો તે અયોગ્ય છે. ૧૯૨૬માં અને ત્યારપછી ગુજરાતી પાઠ્યપુસ્તક તરીકે એક કે બે સળંગ પુસ્તકો નક્કી કરવામાં આવતાં. દા. ત. ૧૯૨૬માં 'ગુજરાતનો નાથ' અને 'કાન્તા' હતાં. આ પ્રથા બેચાર વર્ષ ચાલી. પછી તેને બદલે સંગ્રહો નક્કી કરવાની પ્રથા સ્વીકારવામાં આવી. આ સંગ્રહ કરવાનું કાર્ય ગમે તે વ્યક્તિને સોંપવામાં આવતું. અથવા કેટલીક વાર સંગ્રહકર્તાઓ સંગ્રહ કરી યુનિવર્સિટીને મોકલી આપતા અને તેમાંથી યોગ્ય લાગે તેવા સંગ્રહની પસંદગી કરવામાં આવતી અને તેને પ્રકટ કરવામાં આવતો. છેલ્લાં પાંચેક વર્ષથી યુનિવર્સિટીની ગુજરાતી વિષયની બોર્ડ તેવો સંગ્રહ નક્કી કરે છે અને પ્રકટ કરાવે છે. ચારેક વર્ષ પહેલાં યુવાન લેખકોએ સંગ્રહ કરવાની પ્રથામાં ફેરફાર કરવા માટે ઊહાપોહ કર્યો. તેથી તે સંગ્રહ કરવા માટે યુવાન લેખકોની મદદ લેવાઈ હતી એમ સંભળાય છે. હાલ તે કાર્ય કમિટી કરે છે પણ કમિટીમાં પણ ઘણીવાર એક જ વ્યક્તિ ખરું કામ કરનાર હોય છે, એવું બને છે.

તેવી જ રીતે આ સંગ્રહની સામગ્રી પસંદ કરવામાં પણ કોઈ નિયમ પળાતો હોય એમ લાગતું નથી. ૧૯૩૪ અને ૧૯૩૫માં એક જ સંગ્રહ ચાલુ રાખવામાં આવ્યો. કહેવાય છે કે સંગ્રહ તૈયાર કરવાનો સમય ન હતો એટલે યુનિવર્સિટીએ તેમ કરવું દુરસ્ત ધાર્યું. એ જ સંગ્રહમાં ગાંધીજીના 'વ્રતવિચાર'માંથી આઠ નિબંધો સાથે ઉપાડી લેવામાં આવ્યા. આ ઉપરાંત બીજા ચારપાંચ નિબંધો તો હતા જ. પદ્યવિભાગમાં 'ચંદા' નામનું મૂળશંકરનું નાટકિયું ગીત પણ શી રીતે દાખલ થઈ ગયું તે સમજી શકાય તેમ નથી. ૧૯૩૬ના સંગ્રહમાં ગદ્યવિભાગના ૧૮૨ પાનાંમાંથી 'કરણઘેલો'નાં ૨૦ પાનાં, 'ગ્રામલક્ષ્મી'નાં ૩૦ પાનાં, અને 'સૌન્દર્યધામ કાશ્મીર'નાં ૨૩ પાનાં લેવામાં આવ્યાં. તેમાં પણ 'સૌન્દર્યધામ કાશ્મીર' જેવા ગૂઢ, ચિંતનયુક્ત અને સંસ્કૃતભાષામય લેખના ૨૩ પાનાં રોકવાં તે વિદ્યાર્થીની બુદ્ધિ ઉપર અતિશય બોજો નાખવા જેવું કહેવાય. કુલ ગદ્યકૃતિઓનાં ૧૮૨ પાનાંમાં ૧૩

લેખકોને સ્થાન આપવામાં આવ્યું છે તેના કરતાં કેટલાક લેખકોનાં પાનાં ઓછાં કરી વધારે લેખકોની કૃતિઓને સ્થાન આપી શકાયું હોત. તે જ સંગ્રહમાં પદ્યકૃતિઓ માટે ૬૫ પાનાં હતાં. તેમાં ૪૫ પાનાં પ્રેમાનંદના 'રણયજ્ઞ'માં રોકાયાં. બાકીનાં ૧૯ કાવ્યોમાં બે સ્વ. નરસિંહરાવ દીવેટિયાનાં હતાં. તે જ પ્રમાણે શ્રી. ખબરદારના એક જ વિષય ઉપરનાં[1] બે કાવ્યો પસંદ કરવામાં આવ્યાં. એક જ કવિના બે કાવ્યો લેવાને બદલે તેનું એક કાવ્ય લઈ, બીજા કવિની કૃતિને સ્થાન આપી શકાત. કાવ્યોના વસ્તુ સંબંધી ઊંડાણમાં ન ઊતરીએ તો પણ 'ભીમક્રોધદર્શન' અને 'હરીફ' જેવાં કાવ્યોની પસંદગી યોગ્ય ન જ હતી. 'હરીફ'ને બદલે એ જ કવિની બીજી સારી કૃતિ લઈ શકાઈ હોત.

૧૯૩૭નો સંગ્રહ કદમાં લગભગ અર્ધો થઈ ગયો. ૧૯૩૬ના સંગ્રહમાં ૨૪૮ પાનાં હતાં. ૧૯૩૭ના સંગ્રહમાં ૧૪૪ પાનાં થઈ ગયાં. એનું કારણ શું? લાગતા વળગતાઓ તરફથી કદાચ એમ દલીલ કરવામાં આવે કે ગુજરાતીને ફરજિયાત વિષય બનાવવાથી પારસી તથા મુસલમાન વિદ્યાર્થીઓને તે વિષય લેવાની ફરજ પડે. તેમના વિકાસને ધ્યાનમાં રાખી પાનાંની સંખ્યા ઘટાડવામાં આવી છે. ખરી રીતે અંગ્રેજી કે મરાઠી કે હિંદી પુસ્તકોની યોજના વખતે પણ તેમ થવું જોઈતું હતું. પણ એ જ વર્ષના અંગ્રેજી પુસ્તકનાં ગદ્યનાં પાનાં લગભગ ૨૨૦ છે અને પદ્યનાં પાનાં ૧૦૦ છે, તેમજ મરાઠી પુસ્તકનાં ગદ્યનાં ૧૨૦ પાનાં છે અને પદ્યનાં ૪૦ પાનાં છે. વળી જેમને ગુજરાતી ભાષા ન આવડે તેમણે અંગ્રેજી ભાષા લેવી જોઈએ, અગર મહેનત કરી ગુજરાતી ભાષા બરાબર શીખી લેવી જોઈએ. કદાચ ઉપરની દલીલ સ્વીકારીએ તો એ જેમ જેમ વર્ષ જતાં જાય તેમ તેમ વિદ્યાર્થીઓ તે વિષયમાં વધારે વર્ષોની તૈયારીવાળા આવતા જાય તેમ સ્વીકારવું જોઈએ. એ દૃષ્ટિએ પાનાંની સંખ્યા સહેજે વધારી શકાત. પણ આપણી અન્તર્યામી વચ્ચે આપણે જોઈશું તો ૧૯૩૮ના સંગ્રહમાં ૧૪૪ પાનાં જ રહ્યાં છે, જ્યારે ૧૯૩૯ના સંગ્રહનાં પાનાંની સંખ્યા ઘટીને ૧૩૪ સુધી ગઈ છે. એક લેખકે તો 'સંગ્રહને ક્ષયરોગ લાગુ પડયો છે કે શું?' એવો ભય દર્શાવેલો. ૧૦૦ પાનાંના ૧૯૩૭ના સંગ્રહના ગદ્યવિભાગમાં 'કાશ્મીરનો પ્રવાસ' ૧૬ પાનાંનો છે. તેમાંથી ઓછાં પાનાં લીધાં હોત તો ચાલત. અત્યાર સુધી દેશવટે મોકલેલ હાસ્યરસ ૧૧માંની ૪ કૃતિઓમાં દેખા દે છે તે કેવું વિચિત્ર! પદ્યવિભાગમાં ૪૪ પાનાં છે. પ્રેમાનંદના મહાકાવ્યને દેશવટો આપવામાં આવ્યો. તેને બદલે ઉપરોક્ત ઊહાપોહને લીધે ૧૧ કવિઓની કૃતિઓને પહેલવહેલું સ્થાન મળ્યું. તેમાં બે સ્ત્રીકવિઓ (જ્યોત્સ્ના શુક્લ અને જયમનગૌરી પાઠકજી)ની કૃતિઓ હતી. કાવ્યોના વિષયોમાં પણ વૈવિધ્ય જાળવવાની સંભાળ નહોતી રાખવામાં આવી. 'ગુજરાતનું ભાવિ ગૌરવ' 'ગુજરાત' 'ગુજરાત મોરી મોરી રે' એ ત્રણ એક જ વિષયનાં કાવ્યો હતાં. 'ગિરનારની યાત્રા' 'ગીરનાં જંગલ' અને 'રાણકદેવી' એક નહિ તો સંકળાયેલ વિષયનાં કાવ્યો હતાં.

૧૯૩૮ના સંગ્રહનાં પાનાં તેટલાં જ રહ્યાં છતાં ગદ્યવિભાગમાં ૧૦૮ પાનાં થયાં અને પદ્યવિભાગમાં ૩૬ પાનાં થઈ ગયાં. ગદ્યવિભાગમાં 'ગંગમશોસના સાગરમતી' જેવો લગભગ ૧૮ પાનાંનો નિબંધ પસંદ થયો. ગદ્યવિભાગમાં ત્રણચાર નવા લેખકોની કૃતિઓને સ્થાન

૧ 'સદાકાળ ગુજરાત' અને 'ગુણવંતી ગુજરાત.'

મળ્યું. 'પ્રેમનું મોતી' ૧૯૩૪ના સંગ્રહમાં હતું, ૧૯૩૫ના સંગ્રહમાં હતું, આ વર્ષે ત્રીજીવાર પસંદ થયું. જો નાટક જ લેવું હતું તો શ્રી. ચંદ્રવદનનું બીજું કોઈ નાટક લેવું હતું. જો શ્રી. ચંદ્રવદનનું બીજું કોઇ નાટક ન મૂકી શકાય તેમ હોય તો બીજા કોઇ લેખકનું નાટક લેવું જોઇતું હતું. પદ્યવિભાગનાં પાનાં ઘટયાં તે સાથે આગળના સંગ્રહમાં પહેલીવાર દેખાયેલા અગિયાર કવિઓમાંના ઘણાખરા અદૃશ્ય થઈ ગયા. જ્યાં એકાદ તદ્દન નવા કવિની કૃતિનો સમાવેશ થયો. નરસિંહ મહેતાનાં બે પદ લેવાને બદલે એકથી ચલાવી શકાત. પ્રેમાનંદના નળાખ્યાન-માંથી જે દમયંતીના વર્ણનનાં કડવાં લેવામાં આવ્યાં છે તેના કરતાં બીજાં કોઈ કડવાં લેવાં જોઈતાં હતાં. આથી ઘણાં સુંદર વર્ણનો પ્રેમાનંદના એ જ કાવ્યમાંથી મળી આવે તેમ છે. આજથી છસાત વર્ષ પહેલાં જ્યારે આખું નળાખ્યાન અભ્યાસક્રમમાં હતું ત્યારે પણ આવા વર્ણન માટે લોકો તરફથી ઊહાપોહ થયો હતો. છતાં યુનિવર્સિટીએ તેના ઉપરથી કંઈ બોધપાઠ લીધો નહિ. ગોવિંદરામનું 'હુક્કા વિષે'નું કાવ્ય પસંદ ન થયું હોત તો જ ઈષ્ટ હતું. દલપતરામનું 'ગુજરાતીનો વકીલ' નામનું કાવ્ય બીજાત્રીજા ધોરણના અભ્યાસ-ક્રમમાં હોત તો અસ્થાને ન ગણાત. છતાં કાવ્યોની પસંદગીમાં ઠીકઠીક વૈવિધ્ય છે.

૧૯૩૯નો સંગ્રહ આગળના સંગ્રહોથી કદમાં ઘસાયો છે. આની પહેલાંના સંગ્રહમાં ૧૪૪ પાનાં હતાં. આ સંગ્રહમાં ૧૩૪ પાનાં થઈ ગયાં! ગદ્યલેખકોમાં ત્રણેક લેખકો પહેલી જ વાર દેખા દે છે. આખોયે સંગ્રહ ઉતાવળે થયો હોય તેવાં સ્પષ્ટ ચિહ્નો દેખાય છે. ૧૨ ગદ્યકૃતિઓમાંથી ૪ વાર્તા છે, ૫ ચરિત્ર છે, અને માત્ર ૨ નિબંધ છે. 'મારી જીવનકથા' ૧૨ પાનાં રોકે છે, જ્યારે 'વીર નર્મદ' ૧૯ પાનાં રોકે છે. પસંદગીમાં જો વિવેક જળવાયો હોત તો આમ થવા ન પામત. 'ખેતરનો વસવાતી' લાંબી છે એ વસ્તુ ધ્યાનમાં ન લઈએ તો પણ, તેમાં આવતી ભાષા શહેરના વિદ્યાર્થીઓને સમજાવવી અવશ્ય મુશ્કેલ પડે. વળી વસ્તુવૈવિધ્યની દૃષ્ટિએ ૧૨ કૃતિઓમાંથી બે કૃતિઓ નર્મદ સંબંધીની અને બીજી બેમાં નર્મદ સંબંધી અમુક પ્રસંગ આવે છે.

પદ્યવિભાગમાં ૪૦ પાનાં છે. તેમાં પ્રેમાનંદના કાવ્યની ૧૭૫ લીટી ૮ પાનાં રોકે છે. કુલ ૨૨ કાવ્યોમાંથી ૪ રૂપક કાવ્યો છે, અને ત્રણ કરુણ પ્રશસ્તિઓ છે. નર્મદ સંબંધી ઓછું હતું તેથી અહીં તેનું એક કાવ્ય પણ લેવામાં આવ્યું છે. 'તનમય તંબૂરો' અને 'જીવરૂપી વણઝારા વિષે' કાવ્યો વિદ્યાર્થીઓની બુદ્ધિ માટે સમજવાં અઘરાં છે. તેમાં પણ 'જીવરૂપી વણઝારા વિષે' તો છપાયું છે જ વિચિત્ર. કાવ્યદોહન તે સંબંધી એક પાઠ આપે છે, જૈન પુસ્તક તે સંબંધી બીજો પાઠ આપે છે. બીજો પાઠ ધ્યાનમાં લેવાયો જણાતો નથી.

આમ પસંદગીનું ધોરણ બહુ વિચિત્ર લાગે છે. પ્રેમાનંદનું લાંબું કાવ્ય ત્રણ વર્ષ ન લેવાયું, તો પાછું આ વર્ષના સંગ્રહમાં શા માટે પસંદ કર્યું?

પસંદગીની રીત પણ સાંભળવા પ્રમાણે વિચિત્ર લાગે છે. જોઈએ તેના કરતાં પહેલાંથી મોટો સંગ્રહ કરી ફરી તેમાંથી પસંદગી થવી જોઈએ. પણ તેને બદલે અહીં તો પાનાં તૂટતાં જાય તેમ તેમ 'શું ઉમેરવું?' એ પ્રશ્ન ઊભો થતો જણાય છે. આગળ દરેક સંગ્રહની ચર્ચામાં બતાવ્યું છે તેમ, ૧૮ થી ૨૦ પાનાંની એક એક કૃતિ લેવામાં આવી છે તેનો હેતુ ખૂટતાં પાનાં પૂરાં કરવાનો જ લાગે છે. પુસ્તક છપાતાં પાનાં તૂટે તો પાછળની કૃતિઓ જે પુસ્તકમાંથી લીધી હોય-તેનાં થોડાં વધારે પાનાં લેવાય છે. ૧૯૩૬ના સંગ્રહમાં

છેલ્લી બે કૃતિઓ ૪૬ પાનાં રોકે છે, ૧૯૩૭ના સંગ્રહમાં છેલ્લી બે કૃતિઓ ૧૦૦ માંથી ૩૪ પાનાં રોકે છે, ૧૯૩૮ના સંગ્રહમાં ૧૦૮ પાનાંમાંથી છેલ્લી બે કૃતિઓ ૨૩ પાનાં રોકે છે, અને ૧૯૩૯ના સંગ્રહમાં છેલ્લી બે કૃતિઓ ૯૬ પાનાંમાંથી ૩૦ પાનાં રોકે છે. અમુક પાનનાં ધોરણને પહોંચી વળવા માટે જ છેલ્લી ઘડીએ છેલ્લી કૃતિઓમાં જ્યાં શક્ય હોય ત્યાં પાનાં ઉમેરાયાં છે તેમ આથી જણાય છે. કેટલી બધી સંભાળપૂર્વક થતી પસંદગી! એમ પણ સાંભળવામાં આવે છે કે ૧૯૩૯ના સંગ્રહમાં તો હદ ઉપરાંત ઉતાવળ થઈ છે. પહેલી દસ કૃતિઓ સુધી છપાયું ત્યાં પાનાં ખૂટ્યાં એમ લાગ્યું. ગમે ત્યાંથી પાનાં તો વધારવાં જ રહ્યાં. દસમી કૃતિ પં. જવાહરલાલની આત્મકથામાંથી લીધેલી. એટલે તેમાંથી જ રિવાજ મુજબ વધારે લેવાનું સંપાદકોએ યોગ્ય ધાર્યું લાગે છે. બીજું પ્રકરણ લીધેલું જ હતું. ત્યાર પછીનાં પ્રકરણ ફાવે તેમ ન હતાં. એટલે આખરે છઠું ઉપાડવામાં આવ્યું અને છાપી દેવાયું. સંપાદકો આ વાતનો ઇનિકાર કરે તો પણ એકબીજા સાથેના મેળ વિનાનાં પ્રકરણ સાથે લેવાયાં છે તે જ તેમની નિર્બળતા બતાવવા પૂરતાં છે. તેવી જ રીતે કહેવાય છે કે બાકીના વધારાનાં પાનાં 'વીર નર્મદ'માં ઉમેરવામાં આવ્યાં. એ પુસ્તકનું પહેલું પ્રકરણ તો લીધેલું જ હતું. હવે તૂટતાં પાનાં પૂરાં કરવાં તેનું નર્મદના જીવન સંબંધીનું બીજું પ્રકરણ પણ લઈ લેવામાં આવ્યું. ઉતાવળમાં પડેલા સંપાદકોને ક્યાંથી યાદ રહે કે પહેલા નંબરની કૃતિ જ નર્મદના જીવન સંબંધીની છે. પસંદગીની ઉતાવળી રીતની વાત અહીંથી જ નથી અટકતી. કેટલીકવાર તો સંપાદકો મૂળ પુસ્તકો જોવાની પણ પરવા કરતા હોય તેમ લાગતું નથી.' સાહિત્યમુકુર', 'સાહિત્યરત્ન,' 'સાહિત્યમંજરી', 'કાવ્યમાધુર્ય', 'કાવ્યસમુચ્ચય' આદિ સંગ્રહોમાંથી જ કૃતિઓ લઈ લેવામાં આવે છે. આની સાબિતીમાં એટલું જ બસ થશે કે ઘણીવાર એવા સંગ્રહમાં અને યુનિવર્સિટીના સંગ્રહમાં એ જ કૃતિ દેખા દે છે. દેખા દે છે તેટલું જ નહિ પણ તેમાં એક પેરેગ્રાફ વધુ નથી હોતો અને ઓછો પણ નથી હોતો. વળી આ વર્ષે 'જીવરૂપી વણજારા વિષે' નામનું કાવ્ય આંખો મીચી 'કાવ્યદોહન'માંથી ઊંચકી લેવામાં આવ્યું. તેનું મૂળ ( source ) જોવાનો પ્રયત્ન જ થયો નથી. જો સંપાદકો સંભાળપૂર્વક એ કાવ્યને વાંચી ગયા હોત તો પણ તેઓ તેને પાઠ્યપુસ્તકમાં દાખલ ન કરત. આટલેથી જ ન અટકતાં સંપાદકોએ 'ક્ષય' શબ્દનો 'કાય' કરી નાખ્યો. તે પ્રૂફની ભૂલ છે એમ માની શકાય તેવું નથી જ.

લેખકોની પસંદગીમાં પણ તેટલી જ વિચિત્રતા દષ્ટિગોચર થશે. પહેલાં તો જૂના ઓછાજાણીતા કવિઓની કૃતિઓ પસંદ કરવાથી ફાયદો નથી, પણ અર્થનો અનર્થ થવા સંભવ વધારે. ગોવિન્દરામ, રામબાઈ, દેશળ ભગત, ઉદયરત્ન વગેરેનાં કાવ્યો ન વાંચવાથી વિદ્યાર્થીને કશું ગુમાવવું નહિ પડે. ભાલણ, નરસિંહ મહેતો, મીરાંબાઈ, શામળ ભટ્ટ, અખો, પ્રેમાનંદ વગેરેનાં જ કાવ્યો છપાય તે ઇષ્ટ છે. નવા કવિઓમાંથી જેમની કલમ સ્થિર ન થઈ હોય, જેમની શૈલી સ્થિર ન થઈ હોય, તેમનાં કાવ્યોની પસંદગી કરવાને બદલે વધારે અધિકારી લેખકની કૃતિઓ ચુંટાવી જોઈએ. ગદ્યમાં પણ પ્રતિનિધિત્વ જળવાવું જોઈએ. કેટલાક લેખકોને તો સ્થાન જ આપવામાં નથી આવતું. કે તેમાં પણ 'માનીતાં' 'અણમાનીતાં'નો ભેદ પાળવામાં આવે છે? ત્યારે કેટલાક લેખકોની બબ્બે કૃતિઓ પણ લેવામાં આવે છે.

૧૯૩૫ના સંગ્રહમાં જોડણીની ભૂલો સારા પ્રમાણમાં હતી. હવે ઘણી ઓછી થઈ છે

એમ સ્વીકારવું જોઈએ. છાપવામાં તો ભૂલો હજુ પણ જાય જ છે. તેનો એક નમૂનો આપવો બસ થશે.

૧૯૩૬ના સંગ્રહમાં 'ભીમક્રોધદર્શન' નામના કાવ્યમાં નીચેની ભૂલો હતીઃ

| લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| ૭ | ખેના | ખેના |
| ૮ | જીવ | નીવ |
| ૧૪ | વલ્લભેશ્વરા કપીશ | વલ્લભેશ્વરા કવીશ |
| ૧૬ | જંઘમાર | જંઘધાર |
| ૧૮ | જંબ કશી | જંબુકશી |
| ૧૮ | નંદ | નિંદ |

વળી તેરમી લીટી તો છાપવામાં જ નહોતી આવી. આવી ભૂલો કોઈ પણ સંજોગોમાં નિભાવી ન શકાય. કેટલીક વાર વધારે નકલો છાપવાની હોય છે ત્યારે ટાઈપ તૂટી જાય છે. કોઈવાર એકાદ અક્ષર ખરી પડે છે, તો કોઈવાર કાનો, માત્રા વગેરે ખરી પડે છે. આ વર્ષના સંગ્રહમાં જ કાવ્ય ૨૧માંના 'શૂર સંમેલન'માંનો 'શૂ' ઊડી ગયેલો મેં એક પુસ્તકમાં જોયો છે. વધારે નકલ હોય ત્યાં એમજ થાય એવી રીતે આશ્વાસન લઈ બેસી રહેવું ન પાલવે. ખરી રીતે બબ્બે હજાર નકલ છપાય એટલે ફરીથી પ્રૂફ તપાસવાં જોઈએ અને તૂટેલા કે ખરી પડેલા ટાઈપ ફરીથી મૂકાવા જોઈએ.

પુસ્તકમાં વાપરેલા ટાઈપ પણ ઘસાઈ ગયેલા અને જૂના છે. તેને બદલે સારા ટાઈપ વાપરવા જોઈએ. કાગળ ઠીક છે, પણ અંગ્રેજી પાઠ્યપુસ્તકોની સરખામણીમાં તો નમાલા લાગે છે. કિંમત સંબંધી શું ધોરણ હશે તે સમજાતું નથી. ૧૯૩૬માં ૨૪૮ પાનાં હતાં ત્યારે તેની કિંમત દશ આના હતી; ૧૯૩૯માં ૧૩૪ પાનાં છે, ત્યારે તેની કિંમત આઠ આના છે. આ કયા ધોરણે? સાધારણ રીતે આઠ આનામાં તો લગભગ ૨૦૦ પાનાંનું સચિત્ર પાઠ્ય-પુસ્તક પ્રકાશકો વેચી શકે છે, તો યુનિવર્સિટી તેમ કેમ ન કરી શકે? પૂંઠું પણ બીજાં પાઠ્યપુસ્તકો જેવું આકર્ષક નથી બનાવાતું.

હવે છેલ્લે રહ્યો એક પ્રશ્ન. આવા સંગ્રહનું સંપાદન કયા ધોરણ અગર સિદ્ધાંતોને અનુસરીને કરવું જોઈએ? આવા સંગ્રહનો હેતુ વિદ્યાર્થીને ગૂજરાતી ભાષાનો પરિચય કરાવવાનો છે. ગૂજરાતી ભાષાનો પરિચય તેની ભૂતકાલીન અને સમકાલીન કૃતિઓના વિવેકભર્યા સંગ્રહથી કરાવી શકાય. આવો સંગ્રહ વ્યાપક દૃષ્ટિ રાખી યોજાવો જોઈએ. સંગ્રહ કરતી વખતે દરેક કૃતિને કસોટીએ ચડાવવી જોઈએ. એ કૃતિમાં ચિરંજીવ તત્ત્વ કેટલું છે તે સંગ્રહ કરનારે તપાસવું જોઈએ. વળી જે વિદ્યાર્થીઓ માટે તે યોજાવાનું છે તેમને માટે બુદ્ધિગમ્ય છે કે નહિ તે પણ જોવું જોઈએ. વિદ્યાર્થીઓ સમક્ષ રજૂ થતી આવી કૃતિઓ શુદ્ધભાષાના નમૂના તરીકે મૂકવામાં આવે છે એટલે તે જરાપણ અશુદ્ધ ન હોય તેની સંભાળ પણ સંગ્રાહકે રાખવી રહી. વળી લેખકોની તેમજ કૃતિઓની વિવિધતા જાળવવા પ્રયત્ન થવો જોઈએ. ૧૯૩૬ના સંગ્રહમાં સૉનેટ મૂકવામાં આવ્યાં તો ૬ થી ૭ સાથે જ. તેને બદલે જાતજાતની વાનગી આપી શકાઈ હોત. બહુ લાંબી કૃતિઓથી શીખનાર અને શીખવનાર

બને કંટાળી જાય. આ મારો અંગત અનુભવ છે. વળી સામાન્ય વિદ્યાર્થીની કક્ષાને ધ્યાનમાં રાખી અને અનેક કોમના વિદ્યાર્થીઓ તેનો ઉપયોગ કરવાના છે તેને દૃષ્ટિ સમક્ષ રાખી તેમને રસપ્રદ લાગે તેવી કૃતિઓ લેવાનો પ્રયત્ન થવો જોઈએ. આમ સંગ્રહમાં લેવાતી કૃતિઓ સિદ્ધહસ્ત લેખકોની જ લેવી જોઈએ. જે લેખક પ્રયોગ દશામાં જ હોય—એટલે કે જેની કલમ કાચી હોય તેની કૃતિને સ્થાન ન જ મળવું જોઈએ. આનો અર્થ એવો નથી કે વિદ્યમાન જુવાન લેખકોની કૃતિઓની પસંદગી ન કરવી. પસંદગીનું ધોરણ કૃતિની ચિરંજીવિતા, રસિકતા, ઉચ્ચતા અને શુદ્ધિ ઉપર જ અવલંબવું જોઈએ. અમુક લેખકને ત્રણ વર્ષથી સ્થાન નથી મળ્યું માટે આપો, એવી વૃત્તિ રાખવાને બદલે અમુક સારી કૃતિને સ્થાન આપવું જ જોઈએ માટે આપો એમ થવું જોઈએ.

આ પુસ્તક દસથી બાર હજાર વિદ્યાર્થીઓના હાથમાં જાય છે. બારબાર મહિના સુધી તેઓ તેનો જ્ઞાન મેળવવા ઉપયોગ કરે છે. એવા આ પુસ્તકની યોજનામાં, તેની કૃતિઓની પસંદગીમાં તેમજ ગોઠવણીમાં, લેખકોની પસંદગીમાં, જોડણીમાં અને તેના છાપકામમાં તથા બાંધણીમાં બેદરકારી તો શું પણ ઓછી દરકાર પણ ન પાલવે.

———o———

# એ મળે કે ?

'સુધાંશુ'

[ મંદાક્રાન્તા ]

આ વીજેની ચમક મલકે વ્યોમવિરાટ ભેદી,
કાયાતંતુ ચપલ પણ ચૈતન્યની જ્યોતવેદી;
ક્યાંથી એના જીવનઅનલો પ્રેરતા પ્રાણવાયુ ?
શાથી એનાં સરલ વપુમાં દોડતાં ભવ્ય આયુ ?
સત્પ્રેમીનાં નયન ઝબકે અન્ય અન્યે સધાતાં,
ને કાયાનાં અમિત ગરવાં તેજ તો પાર જાતાં,
તારી એવી પલવિપલની ચેતના શબ્દપારે
છૂટીતૂટી સ્ફુરત' ઘનની ગોદના શ્યામઆરે.
આ રેખા તો મરણ પછીની અગ્નિમાં ઉતરે ને
જાતા સ્નેહી વિમુખ થઈને સ્વપ્નસંભાર સ્હોતા,
દેહે જેના સુખ સળગતા વહ્નિ અંગાર પ્રોતા—
તેની મૂર્તિ નભભવનમાં વીજરૂપે રહી છે.
આહીં ખૂટી ઉપર ભરતી તત્ત્વમાં સૌ ભળે છે,
તો શું પાછી ચપલ લલિતા જીવને એ મળે કે ?



# બહિર્જગત

**રામભાઈ પરેખ**

મહાયુદ્ધ પછી જગતરાજકારણના પ્રશ્નોનો સમજૂતી, ચર્ચા અને લવાદથી નિકાલ લાવી શકાય અને રાષ્ટ્રો પરસ્પરના ઝઘડાઓનો નિકાલ લાવવા માટે શસ્ત્રો અને બળાત્કારનો કાયમ માટે પરિત્યાગ કરે એ હેતુથી રાષ્ટ્રસંઘની સ્થાપના કરવામાં આવી હતી. આજે લગભગ બે દાયકાની રાષ્ટ્રસંઘની તવારીખ ઉપર નજર નાખતાં માલમ પડે છે કે રાષ્ટ્રસંઘ પોતાના નિયત કાર્યમાં સફળ થયો નથી. રાષ્ટ્રોએ વિગ્રહનો નીતિ તરીકે ત્યાગ કર્યો જણાતો નથી. તેમ વિગ્રહનો અંત આવી ગયો હોય એવું પણ દેખાતું નથી. આજે રાષ્ટ્રસંઘના પ્રખર હિમાયતીઓ ને એના ચોકીદારો પણ સર્વાનુમતે કબૂલ કરશે કે જગતનાં રાષ્ટ્રોમાં દિલોજાની ફેલાવીને જગતશાંતિ શક્ય કરવામાં રાષ્ટ્રસંઘ મહદ્ અંશે નિષ્ફળ નીવડ્યો છે. એની નિષ્ફળતાનાં કારણોની ચર્ચામાં ઊતર્યા વિના એટલું જરૂર કહી શકાય કે જગતશાંતિની સ્થાપના ને રાષ્ટ્રો રાષ્ટ્રો વચ્ચે ઐક્ય ને દિલોજાની માટે જે સૌથી મોટી પ્રાથમિક શરત-સ્વાર્થી ને સામ્રાજ્યવાદી નીતિનો ત્યાગ-દરેક બળવાન રાષ્ટ્રે પૂર્ણ કરવી જોઈતી હતી એના પાલનનો અભાવ દેખાય છે. આથી જ ફરી વાર જગતમાં સામ્રાજ્યવાદી રાજ્યોની લશ્કરી હરીફાઈ, સ્થાનિક યુદ્ધો, વિગ્રહી વાતાવરણ, સામુદાયિક સલામતીને સ્થાને સ્વાર્થ સમાનતા ધરાવનાર રાજ્યો વચ્ચે મિત્રતાની અને પરસ્પર મદદ કરવાની સંધિઓ વગેરે જોવા મળે છે. ફ્રાન્સ, બ્રિટન અને યુ. એસ. એ. જેવાં રાષ્ટ્રો શાંતિ વાંછે છે જ્યાં એમને શાંતિ મળતી નથી. કારણકે એ ત્રણે સામ્રાજ્યવાદી રાજ્યો દુનિયાનો મોટા ભાગનો કટકો પચાવી પડ્યાં છે. પોતાનો સામ્રાજ્યવાદ યુદ્ધનાં કારણો જન્માવે છે એ વસ્તુનો સ્વીકાર એ રાષ્ટ્રોના રાજપુરુષો કરતા નથી. એમને મતે બ્રિટિશ, ફ્રેંચ અને અમેરિકન સામ્રાજ્યવાદ પરોપજીવી અને વિગ્રહમુખી સામ્રાજ્યવાદો નથી પરંતુ પરોપકારી અને શાંતિવાદી સામ્રાજ્યવાદો છે. જ્યારે જર્મન; જાપાનીઝ અને ઇટાલિયન સામ્રાજ્યવાદ શાંતિવિરોધી અને જંગલી છે. પરંતુ એમની આ માન્યતાની દલીલ નથી જર્મન, જાપાનીઝ અને ઇટાલિયન વિગ્રહવાદી સામ્રાજ્યાકાંક્ષીઓને ગળે ઊતરતી કે નથી જે પ્રજાઓ એમની હકૂમત નીચે દબાયેલી છે એમને ગળે ઊતરતી. આથી એક તરફ ભૂખ્યા ને અતૃપ્ત સામ્રાજ્યવાદીઓ તૃપ્ત સામ્રાજ્યવાદીઓનું સ્થાન મેળવવા વિગ્રહમુખી નીતિ સ્વીકારી શકે છે અને બીજી તરફ દબાયેલી પ્રજાઓનું બંડ વિગ્રહી માનસ પેદા કરે છે.

આ સ્થિતિમાં અનુકૂળતા મળતાં વાતાવરણ વધારે ને વધારે તંગ થતું જાય છે. છેલ્લાં વરસોમાં નાઝી જર્મનીએ એવું કર્યું કે વિગ્રહની તંગી વધતી જ ગઈ છે. પ્રતિસ્પર્ધી જૂથો રચાતાં જ ગયાં છે. સામુદાયિક સલામતી અને રાષ્ટ્રસંઘની સલામત યોજના જતી રહી છે; અને સૌ પોતાના વિષમ પ્રશ્નો વિગ્રહ મારફત જ ઉકેલી શકાશે એમ માની વિગ્રહ તરફ અને એ માટે જ તૈયારી કરી રહ્યા છે. રાષ્ટ્રસંઘ મારફત લવાદી ચર્ચા કે સમજૂતીથી

માલેક રાષ્ટ્રો તરફની પોતાની તાબેદારીનો બુદ્ધિયુક્ત ને સુધરેલો નિકાલ આણી શકાય એમ છે જ નહિ એની મધ્ય ને પૂર્વ આફ્રિકાના આફ્રિકન સીદીઓને, પેલેસ્ટાઇનના આરબોને, હિંદના હિંદીઓને અને બીજા પરાધીન મુલકોની પરાધીન પ્રજાઓને ખાતરી થઈ ચૂકી છે. આથી હિંસક કે અહિંસક, ખુલ્લા કે છૂપા બળવા ને વિગ્રહ વિના પોતાની તકરાર પતે એમ છે જ નહિ એમ માનીને એ પ્રજાઓ વિગ્રહનો આસરો લેવા તૈયાર થતી દેખાય છે. એ જ પ્રમાણે ભૂખ્યાં સામ્રાજ્યવાદી રાષ્ટ્રોને પણ ચોક્કસ થઈ ગયું છે કે હરીફ સામ્રાજ્યવાદી રાષ્ટ્રોના સામ્રાજ્યના ભાગો વિગ્રહ મારફતે જ વહેંચી શકાય એમ છે. કોઈ પણ વર્ગ કે રાષ્ટ્ર પોતાના હિતસંબંધો અથડામણને અંતે મળતા પરાજયથી જ છોડે છે. આથી મૂળગામી વહેંચણી, લૂંટ કે પરિવર્તન માટે વિગ્રહ અનિવાર્ય થતો જાય છે. અને વહેંચણી ને પરિવર્તનની તાણ ઓછી થવાને બદલે તીવ્રતર થતી જાય છે. આથી જ મોં. દલાદિયર, મોં. બોનેટ અને ચેમ્બરલેઇન અને લૉર્ડ હેલિફેક્સના યુરોપિયન સુલેહ ( European appeasement ) માટેના પ્રયત્નો નિષ્ફળ જાય છે.

## ચીનો–જાપાનીઝ અથડામણ

વર્સાઈલિની સંધિ પછી જગતરાજકારણની સમીક્ષા કરતા પોતાના એક મનનીય પ્રવચનમાં સાઉથ આફ્રિકન રાજપુરુષ જનરલ સ્મટ્સે ભાવિ અથડામણના કેન્દ્રની આગાહી કરતાં કહ્યું હતું કે ભવિષ્યની અથડામણનું મુખ્ય સ્થાન કદાચ પાસિફિક હશે. ચીનો–જાપાનીઝ અથડામણની ૧૯૩૧માં શરૂઆત થયા પછી આપણે જોઈએ છીએ કે સ્મટ્સની આગાહી સાચી પડતી જાય છે. ચીનો–જાપાનીઝ વિગ્રહની મોટા પાયા ઉપર એક વર્ષ ઉપર શરૂઆત થયા પછી, રૂસો–જાપાનીઝ સંબંધ પણ તંગ થતો ગયો છે. અને ત્રણ લાખ જેટલા જાપાનીઝ સૈનિકો, સોવિયેટ–મંચુકન સરહદ ઉપર કાયમ માટે ચોકી કરતા માલમ પડે છે.

ઈટાલિયન વિગ્રહ પછી સ્પેનનો આંતરવિગ્રહ શરૂ થયો. ગયે વરસે જ્યારે એ વિગ્રહના છાંટા ભૂમધ્ય સમુદ્રમાં પણ ઊડવા લાગ્યા અને એમાંથી યુરોપિયન યુદ્ધ ફાટી નીકળે એવો તંગ મામલો થઈ ગયો ત્યારે જાપાને ચીન ઉપર મોટા પ્રમાણમાં ચઢાઈ કરી. જાપાનીઝ સામ્રાજ્યવાદીઓની ગણતરી એ જાતની હતી કે યુરોપીય રાજ્યો પોતાની વિષમ સમસ્યામાં ગૂંચવાઈ પડ્યાં હોવાને લીધે અને અમેરિકામાં તટસ્થતાની લાગણી પ્રવર્તિત હોવાથી ચીનને હડપ કરવા માટેની પોતાને અબાધિત તક મળી હોવાથી થોડા જ વખતમાં ચીનને કબજે કરી શકાશે. ચીનને જીતવા માટે લાંબો કાળ રાહ જોવી પણ જાપાનને પાલવે એમ નહોતી. કારણકે પોતાની પંચવર્ષીય યોજનાઓની સફળતાને લીધે રશિયા હવે થોડાં જ વરસમાં જગતનો કદાચ બીજા નંબરનો લશ્કરી શક્તિવાળો દેશ થઈ જાય એમ હતું. અને એ વખતે રશિયા શાંતિથી જાપાનને ચીનને કબજે કરતું સાંખી લે નહિ. બીજું, ચાંગ-કૈ-શેકના શક્તિશાળી અમલ હેઠળ ચીન અતિ ઝડપથી એકતંત્રી (centralized) રાજ્ય થતું જતું હતું. ચાંગ-કૈ-શેક ચીનમાં એકતંત્રી રાજ્યતંત્રને માત્ર મજબૂત બનાવતો નહોતો. મંચુરિયા, જેહોલ ને ચહાર પ્રાંતોને જાપાને તાજેતરમાં જ ચીન પાસેથી પડાવી લીધા હોવાથી અને જાપાનીઝ ગૃધ્રદૃષ્ટિ હજી વધારે મુલક પડાવી લેવાની હોવાથી ચાંગ-કૈ-શેકે જોયું કે જાપાનથી ચીનનું

રક્ષણ કરવા માટે અતિ મોટા પ્રમાણમાં ચીનની બચાવશક્તિ વધારવી જોઈશે. આથી ઈટાલિયન અને જર્મન ઉપરાંત બીજા પાશ્ચાત્ય લશ્કરી સલાહકારોની મદદથી એણે ચીનાઈ લશ્કરને આધુનિક ધોરણે ગોઠવવા માંડયું હતું. એ સાથે ગ્રેટબ્રિટનની મદદથી ચીનાઈ ડૉલરને મજબૂત ચાંદીના ધોરણ ઉપર મૂકીને ચાઈનીઝ નાણાંનીતિ અને બેંકીંગ પદ્ધતિ એણે વ્યવસ્થિત કરવા માંડી હતી; અને ચીનમાં યાંત્રિક ઔદ્યોગીકરણની પ્રવૃત્તિને વેગ આપવા માંડયો હતો. એ દરમિયાન ચીનમાં કમ્યુનિસ્ટ દળો ઉપરાંત બીજાં પ્રગતિમાન દળો એકત્રિત થઈને 'એકસાથ સામનો' આપવા માટે જાપાન સામે ગોઠવાતાં જતાં હતાં. ટૂંકમાં, ચીન એક અને અભંગ રાષ્ટ્ર થાય એ પ્રકારની વેગવાન હિલચાલ ચાંગ–કૈ-શેકે મોડા મોડા પણ શરૂ કરી હતી. જાપાનીઝ સામ્રાજ્યવાદીઓના સ્વાર્થને આ સ્થિતિ ભય સમાન હતી. એમણે જોયું કે ચીનની મધ્યસ્થ સરકારને છિન્નભિન્ન કરી નાખવા માટે લાંબો સમય થોભી શકાય એમ નથી. ૧૯૩૭ના મે માસથી જાપાનમાં આર્થિક મંદીનાં ચિન્હો પણ દેખાવા લાગ્યાં હતાં. આર્થિક મંદીની આપત્તિ ને આમવર્ગના અસંતોષને બીજી બાજુ વાળવા માટે પણ બાહ્ય આક્રમણ જરૂરી હતું. અને એકવાર આક્રમણ શરૂ કર્યા પછી લશ્કરી જરૂરિયાતો માટે દેશની સમસ્ત અર્થવ્યવસ્થાને મોટો વેગ મળી જાય છે. જેથી મંદી પછી કિંમતની તેજી–Price recovery–નો જરૂર આવે છે. મંદીનાં પૂરને હઠાવવા માટે જાપાનીઝ સામ્રાજ્યલોભી સૂત્રધારોએ વિગ્રહનો આકરો ને વિનાશક રસ્તો લીધો.

## ઊંધી બાજી

મહાયુદ્ધ પહેલાં જર્મન કૈઝરે ચાર માસના વિજયી અંતની ગણતરી કરી હતી. ચાર જ માસમાં જર્મની ફ્રાંસને પરાજિત કરશે એ જાતની ગણતરી કરવામાં એણે બ્રિટિશ તટસ્થતાની ખોટી કલ્પના કરી હતી. એ જ રીતે જાપાનના રાજસૂત્રધારોએ ૭ માસમાં ચાંગ–કૈ–શેકને હરાવી દેવાની ગણતરી કરી હતી. આ ગણતરીમાં એમણે ચીનની આંતરિક જુદાઈ ને છિન્નતાને ધ્યાનમાં લીધી હશે. પરંતુ વિગ્રહમાં ચીન જાપાનને હાથે પરાજિત અને છિન્ન થવાને બદલે બાર માસ પછી શું દેખાય છે? ચાંગ–કૈ–શેક રાષ્ટ્રપિતા ને રાષ્ટ્રોદ્ધારક તરીકે સ્વીકારાતો જાય છે. અને એક અમેરિકન પત્રકારના મતે જાપાનના આ આક્રમણે ચીનને એકત્ર થવામાં જેટલી મદદ કરી છે એટલી બીજા કોઈ કારણે છેલ્લા સૈકા દરમિયાન નથી કરી. નિઃશસ્ત્ર અને નિર્દોષ ચાઈનીઝ સ્ત્રીબાળકોની જાપાનીઝ સૈનિકોને હાથે થતી કતલ અને બીજા અત્યાચારો ઉપરાંત ખુલ્લાં શહેરો ઉપર જાપાનીઝ હવાઈ બૉમ્બરોની બૉમ્બવૃષ્ટિને લીધે જાનમાલનો જે ઘાણ વળી જાય છે એને લીધે સમસ્ત ચાઈનીઝ પ્રજાનો રાષ્ટ્રીય પ્રાણ ત્રાસી ઊઠયો છે. ચીનના એકે એક રાજદ્વારી પક્ષો એક થઈ ગયા છે ને ચીની પ્રજાએ જાપાનીઝ સામનાનો આમરણાંત બચાવ કરવાનો નિર્ધાર કર્યો છે. આનું પરિણામ એ આવ્યું છે કે આજ સુધીમાં જોકે જાપાનીઝ લશ્કરે ૧૪૦ દશલાખની વસ્તી ને ૩૭૦ હજાર ચો.મા.ના વિસ્તારનો મુલક કબજે કર્યો છતાં હજી બાકીના ચાઈનીઝ પ્રાંતો દૃઢનિશ્ચયી થઈને જાપાનીઝ હુમલાને ખાળવા કટિબદ્ધ થઈ રહ્યા છે.

## ચીન-જાપાનની વિગ્રહશક્તિ

જાપાન એક અતિ બળવાન રાષ્ટ્ર હોઈ એની લશ્કરી તૈયારી ફ્રાંસ, બ્રિટન ને

અમેરિકા સાથે સરખી ભીતરે એટલી હોવાથી ચીન એની સામે સફળ બચાવ કરી શકે એમ તો કોઈ પણ માનતું નહિ હોય. અને આજ સુધીના વિગ્રહમાં એક પછી એક લડાયક મોરચાનો ત્યાગ કરીને ચાઈનીઝ લશ્કરને પાછા જ હઠવું પડયું છે. પરંતુ એમ બનશે એમ તો ચાઈનીઝ જનરલો પણ જાણતા જ હતા. બહારની દુનિયાને આશ્ચર્ય તો એથી થાય છે કે આટલો મજબૂત ને દીર્ઘજીવી પ્રતિકાર ચાઈનીઝ સૈનિકો શી રીતે આપી શકે છે? અને ચાઈનીઝ લશ્કરને પૂરતા ને આધુનિક દારૂગોળાને અભાવે અને લડાયક હવાઈ જહાજોની તંગીને કારણે પાછા હઠવું પડે છે. આમ છતાં દિવસે દિવસે પાછલી હરોળનાં લશ્કરો વધારે તાલીમબદ્ધ ને સાધનસજ્જ થતાં જાય છે. એને લીધે હવે જાપાનીઝ ધસારો નબળો પડતો દેખાય છે. (અલબત્ત, આનું કારણ મોરચાના વિસ્તારમાં નદીઓમાં ચઢેલાં પૂર પણ છે.)

છેલ્લા મહિનાઓમાં ચાલુ વિગ્રહે જાપાનીઝ લશ્કરી વાઘનખના બૂઠા નહોર જગતને માલમ પડી ગયા છે. જે રીતે ચીનાઓ જાપાનીઝ લશ્કરોનો સામનો કરવામાં ટકી શકે છે એણે જાપાનની યુદ્ધશક્તિ વિશેનો બહારના દેશોનો ભ્રમ ભાંગી નાખ્યો છે. એની અસર પાસિફિકના રાજકારણ ઉપર અને રૂસો-જાપાનીઝ સંબંધ ઉપર મોટા પ્રમાણમાં ભવિષ્યમાં પડવાની એ વિશે શંકા નથી. જાપાનીઝ લશ્કરી શક્તિ ધાર્યા જેટલી મજબૂત નથી એ ચીનમાં લશ્કરી સલાહ આપતા એક જર્મન જનરલ (જેને જર્મન સરકારે પોતાની જાપાનીઝ મૈત્રી અક્ષત રાખવા ચીનમાંથી જર્મની બોલાવી લીધો છે) એલેકઝાંડર ફોન ફોકહોઝેને એક પત્રકારને આપેલી મુલાકાતમાં સ્પષ્ટ કર્યું હતું. એ જર્મન જનરલના શબ્દોમાં કહીએ તો, "જાપાનીઓ ચીનમાં જંગલી ને હેવાનોની માફક વરતે છે. યુરોપિયન રાષ્ટ્રો, જાપાનીઝ વિગ્રહી યંત્રની શક્તિનો વધુ પડતો અંદાજ મૂકે છે. જાપાનીઝ યુદ્ધયંત્ર મહાયુદ્ધ પહેલાં જે ઐક્ય કે એકવાક્યતા ધરાવતું હતું એ આજે નથી ધરાવતું અને હજી ઘણા લાંબા વખત સુધી ચીન જાપાન સામે ટકી શકશે......અને હવે હું માનું છું કે કયી લાઈન ઉપર વિગ્રહ ચલાવવો એ ચીનાઓ જાણતા થઈ ગયા છે. એમની પાસે સૈન્યસંખ્યા બહુ મોટા પ્રમાણમાં છે. અને તાલીમ આપેલો ચાઈનીઝ કિસાન નમૂનેદાર સૈનિક તેમજ જબરો લડનાર થઈ શકે છે. ચાઈનીઝ હવાઈ બળ બહુ જલદીથી મજબૂત થતું જાય છે. અને હેંકાઉ ઉપર જાપાનીઝ હવાઈ હુમલા વખતે ચાઈનીઝ વિમાનોએ પાછળ પડીને ૨૨ જાપાનીઝ વિમાનોને નીચે તોડી પાડયાં હતાં, અને એક આગલા હુમલા વખતે ૧૨ને તોડી પાડચાં હતાં એ મેં નજરે જોયું છે."

વર્તમાન અથડામણનાં પ્રત્યાઘાત રૂપે રાષ્ટ્રીય જીવનમરણના પ્રશ્નનો સામનો કરવા માટે ચીન જે હજી ૧૯૩૭ના જુન માસ સુધી પૂર્વ એશિયા ને પાસિફિક રાષ્ટ્રોમાં એક 'ભૌગોલિક સંજ્ઞા' સમાન હતું તે આજે જબરી ગતિથી એકમન ને વ્યવસ્થિત રાષ્ટ્ર થતું જાય છે. જાપાનના ભાવિ માટે એ અતિ જોખમકારક ચિન્હ છે. કારણકે જાપાનની આજની નબળી આર્થિક ને ભૌગોલિક પરિસ્થિતિમાં ચીનને એ સર્વાંશે ન તો વશ કરી શકે એમ છે કે ન તો કાયમ માટે એને પચાવી શકે એમ છે. આજથી લગભગ સવાસો વર્ષ પહેલાં જગતના સર્વશ્રેષ્ઠ વિગ્રહનાયક નેપોલિયને ચીન વિશે કહ્યું હતું કે એ 'ઊંઘતો રાક્ષસ' (Sleeping Giant) છે. એ અભિધાન આજે પણ સાચું છે. જાપાનીઝ વિગ્રહવાદીઓએ

ચાઈનીઝ રાક્ષસને સફાળો કર્યો છેઃ એનું મહાભયંકર પરિણામ એત્રણ દાયકામાં જ જાપાનને ભોગવવું પડશે.

જાપાન લાંબો વખત ચાઈનીઝ વિગ્રહ લડી શકે એમ નથી. એનાં ચિન્હો સ્પષ્ટ થતાં જાય છે. વિગ્રહનો જલદી નિકાલ આવે એમ નથી અને આજ સુધીમાં લગભગ ૩૫૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલો ખર્ચ જાપાનને એ માટે વેઠવો પડયો છે. હજી ઓછામાં ઓછાં બે વર્ષ સુધી વિગ્રહનો અંત આવે એમ જણાતું નથી. કારણ કે અનેક સીધી યા આડકતરી રીતે ચીનમાં દારૂગોળો દાખલ થાય છે, અને રશિયન વિમાની અને લશ્કરી તજ્જ્ઞો ઝડપથી ચાઈનીઝ સૈન્ય તૈયાર કરતા જાય છે. વિગ્રહ લંબાવાની સાથે જાપાનની સહનશક્તિ ઓછી થતી જાય છે. સમસ્ત આર્થિક વ્યવસ્થા યુદ્ધના ધોરણે ( war basis ) મૂકી દેવાને કારણે અને પરદેશોમાં જાપાનીઝ માલના બહિષ્કારની પ્રવૃત્તિ વેગવાન થવાને લીધે જાપાનીઝ પરદેશી વેપાર ઓછો થતો ગયો છે. 'લંડન ટાઈમ્સ'ના ટોકિયો ખાતેના ખબરપત્રીના જણાવ્યા પ્રમાણે આજે જાપાનનો પરદેશી વેપાર ૧૯૩૨ની મંદીની નીચેમાં નીચેની સપાટીએ પહોંચી ગયો છે. ૧૯૨૮ના પહેલા ત્રણ માસની નિકાસ ૫૬૯ દશલાખ યેનની હતી જ્યારે ૧૯૩૭ની પહેલી ચતુર્થીની નિકાસ ૭૦૧ દશલાખ યેન હતી. એ જ રીતે આયાત પણ એ જ સમય દરમિયાન ઘટી છે. (૧૯૩૭ના પ્રથમ ત્રણ માસ ૧૦૦૭,૦૦૦,૦૦૦ યેન. ૧૯૩૮માં ૬૨૪,૦૦૦,૦૦૦ યેન )

## તૂટી જતી વ્યવસ્થા

વિગ્રહ પહેલાં જાપાન સામાન્યતઃ પોતાનો સોંઘો યાંત્રિક માલ નિકાસ કરીને આયાત સાથે પાસું મેળવવા પ્રયત્ન કરતું હતું. આજે એ સ્થિતિ નાબૂદ થઈ ગઈ છે. બહિષ્કારની અસર અને નાનામોટા ઉદ્યોગોનો મોટો ભાગ વિગ્રહની આવશ્યકતા પૂરી કરવા માટે રોકાઇ ગયો હોવાથી નિકાસી માલ તૈયાર કરવાની શક્યતા પણ ઓછી થઈ ગઈ છે. જ્યારે બીજી બાજુ વિગ્રહનાં સાધનોની વધુ પડતી આયાત અનિવાર્ય થઈ પડી છે. આથી આયાતનું વિષમ પાસું પરદેશો સાથે સરખું કરવા અને યેનનો હૂંડિયામણનો દર ટકાવી રાખવા માટે જાપાનને પોતાની બેંકોનો સોનાનો જથો ( જે સામાન્ય સંજોગોમાં પણ હંમેશાં અલ્પ પ્રમાણમાં જ રહેતો હતો ) અમેરિકા મોકલવો પડે છે. ૧૯૩૭ના માર્ચથી ૧૯૩૮ના જુલાઈ સુધીમાં જાપાનને ૭૦,૦૦૦,૦૦૦ પાઉન્ડનું સોનું અમેરિકા મોકલવું પડયું છે. છેલ્લા પાંચ માસમાં ૨૨,૦૦૦,૦૦૦ પાઉન્ડનું સોનું અમેરિકા મોકલવું પડયું છે. આથી એમ કહી શકાય ખરું કે ચાઈનીઝ વિગ્રહ બે વર્ષ ચાલુ રાખવા માટે ઓછામાં ઓછું જાપાને ૧૨૫ દશલાખ પાઉન્ડનું સોનું પરદેશ ખાતે મોકલવું પડશે, જ્યારે એટલો બધો સોનાનો જથો જાપાન પાસે હવે રહ્યો નથી એમ જાણકારોનું માનવું છે.

## જાપાન, બ્રિટન અને અમેરિકા

તો જાપાન શું કરશે? ઈટાલી કે જર્મની, જાપાનનાં સામ્યવાદ ને સોવિયેટ વિરોધી રાષ્ટ્રો હોવા છતાં એને લોન ધીરી શકે એમ નથી. ઈટલી લંડનનાં નાણાંકીય કેંદ્રોમાં લોન માટે ફાંફાં મારતું હોય ત્યાં એ પોતાના મિત્ર જાપાનને શું ધીરવાનું હતું! જર્મન અર્થવ્યવસ્થા પણ કફોડી સ્થિતિમાં આવી પડી છે. અમેરિકા અને બ્રિટન

જાપાનને પૈસા ધીરવા તૈયાર નથી કારણકે એઓ સારી પેઠે જાણે છે કે આ જાતના મદદ કરેલા પૈસાથી જાપાન ચીનને મારી હઠાવ્યા પછી એનું ધણીરણી થઈ પડવાતું છે, જેમ પાંચ વરસમાં મંચુકુઓના પરદેશી વેપારનો લગભગ એકહથ્થુ કબજો જાપાને કરી લીધો છે અને ખુલ્લાં બારણાંની નીતિ ક્યાંયે ફગાવી દેવામાં આવી છે. આ જ પ્રમાણે ભવિષ્યમાં સમસ્ત ચીનમાં જાપાનની નીતિ રહેશે એની ખાતરી બ્રિટિશ ટોરીઓ ને અમેરિકન પ્રેસિડન્ટના અંતેવાસી સલાહકારોની થતી જાય છે.

પહેલાં અમેરિકન મૂડીવાદી હરીફને પાસિફિકમાં મારી હઠાવવા માટે બ્રિટને જાપાનની ભાઈબંધી કરી જોઈ. એ ભાઈબંધી મંચુરિયન ચઢાઈ વખતે અમેરિકાની જાપાન સામે એકસાથ વિરોધ કરવાની નીતિ ગ્રહણ કરવાની માગણીનો વિરોધ કરીને બ્રિટન તરફથી સર જ્હૉન સાઈમને સાબિત કરી આપી હતી. તે વખતે બ્રિટિશ ટોરીઓને એમ હતું કે પોતે જાપાનીઝ ઉદ્યોગપતિઓને મંચુરિયામાં પોતાના મદદનીશોની સ્થિતિમાં રાખી શકવા જેટલા પહોંચેલ છે. પણ છેલ્લાં ૭ વરસમાં એમની એ આત્મશ્રદ્ધાની ભ્રમણા ભાંગી ગઈ છે! તેમાં પણ આ છેલ્લી અથડામણે એમને જાપાનના દુશ્મનો કરી મૂક્યા છે. ચીનમાં બ્રિટિશ મૂડીનું ૩૦૦,૦૦૦,૦૦૦ પાઉન્ડ જેટલું રોકાણ થયેલું છે. આ રોકાણની સલામતી આજે રહી નથી. કારણકે જાપાનીઝ સામ્રાજ્યવાદીઓ બ્રિટિશ હિતોની ચીનમાં ભાગીદારી સ્વીકારવા તૈયાર નથી. આથી સર રૉબર્ટ કેલ્ડર માર્શલ (શાંગહાઈ બ્રિટિશ ચેમ્બર ઑવ કૉમર્સના ચૅરમેન)ની જાહેરાત પ્રમાણે છેલ્લા બાર માસમાં ચીનમાંની બ્રિટિશ રોકાણો (Investments)ની કિંમતમાં ૪૦ થી ૫૦ ટકાનો ઘટાડો થઈ ગયો છે. જેથી આજે એમની ગણતરી પ્રમાણે ચીનની બ્રિટિશ રોકાણોની કિંમત ૧૫૦ થી ૧૮૦ દશલાખ પાઉન્ડ જેટલી થઈ ગઈ છે! બૉંબમારા વગેરેને કારણે માત્ર શાંગહાઈમાં જ બ્રિટિશ મિલકતની નુકસાની ૫ લાખ પાઉન્ડ જેટલી થઈ છે! હવે બ્રિટિશ ટોરીઓ હાલી ઊઠે એમાં શી નવાઈ?

બ્રિટિશ ટોરીઓ હવે સમજતા થયા છે કે ચીનમાં જાપાનની નીતિ ખુલ્લા દરવાજાની નહિ પણ બંધ બારણાંની અને એકહથ્થુ છે. દા. ત., શાંગહાઈ બ્રિટિશ ચેમ્બર ઑવ કૉમર્સના ઉપર જણાવેલા ચૅરમેન રૉપરને માટે તૈયાર કરેલ રિપોર્ટમાં કહે છે: " મંચુરિયાના પરદેશો સાથેના (અલબત્ત, જાપાન સિવાય) વેપારની સખત બંધી અને ટીનસ્ટીન પ્રાંતમાંથી જાપાન સિવાય બીજા કોઈ પણ દેશ ખાતે કેટલીક ચીજોની નિકાસ કરવાની સંપૂર્ણ અટકાયત અને પરદેશી વેપારીઓ અને વહાણવટા ઉપર મૂકેલાં કેટલાંક બંધનો જે તેમને ચોક્કસપણે કફોડા ગેરલાભની પરિસ્થિતિમાં મૂકી દે છે, વગેરે ઉપરથી માલમ પડે છે કે ખુલ્લાં બારણાંથી સા'વ વિરોધી નીતિનો જાપાને તત્ત્વતઃ સ્વીકાર કર્યો છે. " આમ જાપાનીઝ નીતિની ખાતરી બ્રિટિશ મૂડીપતિઓને થતી જાય છે અને હવે એઓ ચીનને મદદ કરવાની તરફેણ તરફ ઢળતા જાય છે. બ્રિટિશ–જાપાનીઝ સંબંધમાં થઈ રહેલું આ મૂળગામી પરિવર્તન પાસિફિકના રાજકારણને ગંભીર શક્યતાઓથી ભરી દે છે. કારણકે ચીનો–જાપાનીઝ વિગ્રહને લીધે હવે ઍંગ્લો-અમેરિકન સમાંતરનીતિને પાસિફિક પ્રદેશોમાં અવકાશ મળ્યો છે. બ્રિટન અને અમેરિકાનો હરીફી વિરોધ ઓસરતો જાય છે. બ્રિટિશ–અમેરિકન નીતિના સૂત્રધારો સમજતા થયા છે કે જાપાનની ભાઈબંધી કોઈને માટે શક્ય નથી; તેમ જ ઍંગ્લો-અમેરિકન સલાહ ને સહકાર બંનેને માટે દીર્ઘકાળે લાભદાયી છે. ૧૯૩૭–૩૮નું વર્ષ પાસિફિકના

ગૂંચવાયેલા રાજકારણના ઇતિહાસમાં મહત્ત્વનું સીમાચિન્હ થઈ પડશે. એમાં જાપાનનું ભાવિ ઊજળું દેખાતું નથી. (પાસિફિકમાં આવેલા કેટલાક છૂટાછવાયા ટાપુઓની માલિકી સંબંધે બ્રિટન અને યુ. એસ. એ. વચ્ચે ઉઠેલા વિવાદનો યું. એસ. એ.ના લાભમાં નિકાલ આવી ગયો છે એ પણ બતાવે છે કે હવે બ્રિટન અમેરિકાને રીઝવવા માગે છે.)

## રશિયા અને જાપાન

પાસિફિકનું તોફાનકેન્દ્ર માત્ર ચીન જ નથી. એથી પણ વધુ ભયંકર ને વિપુલ શક્યતાઓથી ભરેલ તોફાનકેન્દ્ર તો કોરયન–સોવિયેટ ને મંચુરિયન–સોવિયેટ સરહદો છે. જ્યારથી મંચુરિયા જાપાનીઝ સંસ્થાન થયું ત્યારથી રશિયન સરહદનો જાપાનીઝ સંબંધ ત્રણ ગણો લંબાયો છે. કારણકે તે પહેલાં સોવિયેટ સરહદ માત્ર જાપાનીઝ કોરિયન મુલક સાથે જ લાગતી હતી. આ ઉપરાંત જાપાનની દાનત બને - એ રીતે સોવિયેટ પ્રદેશને પણ કટકે કટકે ગળી જવાની હોવાથી એક કે બીજે કારણે બન્ને સરહદો ઉપર વારંવાર. સરહદી તકરારો–Frontier incidents–થયા કરે છે. આવી તકરારો મંચુરિયન અથડામણ પછી બે હજારથી પણ વધારે થઈ છે. એનો સમાધાનીભર્યો નિકાલ પણ આણી શકાયો નથી. સોવિયેટ તંત્ર ચાઈનીઝ તંત્રની માફક નબળું ન હોવાથી જાપાનની પ્રાદેશિક મુરાદનો કોળીઓ થવા એ તૈયાર નથી. ઊલટું, મંચુરિયાના બનાવ પછી સોવિયેટ લશ્કરનો–બળમાં ને સંખ્યામાં એ ભાગોમાં ચાર ગણો વધારો કરવામાં આવ્યો છે. અને દિવસે દિવસે સોવિયેટ સરકાર એ પ્રદેશને લશ્કરી સ્વયંસંપૂર્ણતા–*Military self–sufficiency*–ઉપર મૂકતી જાય છે એટલું જ નહિ, પણ ત્યાં કાયમી વધારો–Reinforcement–કરવામાં આવે છે; જેથી યુરોપીય અને પાસિફિક વિગ્રહ એકીસાથે ચાલતો હોય તે વખતે સોવિયેટના પાસિફિક પ્રદેશોનો બચાવ કરવા માટે ત્યાંના લશ્કરને મોસ્કો ઉપર આધાર રાખવો પડે નહિ.

## અનિશ્ચિત સરહદોની મહામારી

રૂસો-કોરિયન–મંચુરિયન સરહદો અનિશ્ચિત હોવાથી એ કયે ધોરણે નિશ્ચિત કરવી એ બાબતમાં બન્ને પક્ષ એકમત ન થઈ શકવાને લીધે ત્યાં કાયમી અથડામણો થયા કરે છે. પરતુ મોટા ભાગની અથડામણો નાની ઝપાઝપીમાં જ પતી જાય છે અને બહારની દુનિયાને માટે માત્ર સામાન્ય સમાચાર રૂપ બની રહે છે. એનું રાજકીય મહત્ત્વ ઝાઝું હોતું નથી. પરંતુ ગયા જુલાઈ માસની આખરે થયેલી ઝપાઝપી અઠવાડિયા સુધી ચાલુ રહ્યા ઉપરાંત એનું ગાંભીર્ય યુદ્ધની શક્યતાથી ભરેલું હતું. બંને પક્ષે ઠીક ઠીક પ્રમાણમાં પ્રતિપક્ષના પ્રદેશો ઉપર હવાઈ બોંબમારો ચલાવીને સેંકડો જાનની ખુવારી કરી નાખી હતી. આ પ્રસંગે પણ આગલા બનાવોની માફક સામા પક્ષની સરહદ ઓળંગીને અંદર સૈનિકો ઘસી જવાનો જ બંને પક્ષોનો સામસામો આક્ષેપ હતો. અનિશ્ચિત સરહદની લાંબી પટી હોવાને લીધે અને એ પ્રદેશોમાં તટસ્થ નિરીક્ષકો કે બીજા કોઈ પરદેશીઓને દાખલ થવા દેવામાં ન આવતા હોવાથી હુમલાની શરૂઆત કયા પક્ષે કરી હતી એ કહેવું મુશ્કેલ છે. છતાં જાપાનની સામાન્ય આક્રમણાત્મક નીતિને લીધે જવાબદારીની સંભાવના એના તરફ વધારે ઢાળી શકાય ખરી. આ અથડામણ જર્મન સરમુખત્યારની સાથે મસલત કર્યા પછી થઈ હોય એવો પણ સંભવ છે. કારણકે સુડેટન પ્રશ્ન સંબંધે હિટલર ઝેકોસ્લોવેકિયા ઉપર લશ્કરી દબાણ

લાવવાની તૈયારી કરી રહ્યો છે. અને ઝેક-જર્મન વિગ્રહમાં રશિયા ( રૂસો-ચેકોસ્લોવાક સંધિને લીધે ). ચેકોસ્લોવેકિયાની મદદે અનિવાર્યપણે દોડી આવે. હવે જો પાસિફિક બાજુએ એ સ્થિતિમાં જાપાન સાથે ગંભીર અથડામણની સંભાવના ઊભી કરવામાં આવે તો ચેકોસ્લોવેકિયાની મદદે જતાં રશિયા વિમાસણમાં પડી જાય. આથી હિટલરે જાપાનીઝ યુદ્ધ સરદારોને છેલ્લી અથડામણ માટે પ્રેર્યા હોવાનો પૂરો સંભવ છે. ( એ જ વખતે જાપાનને મદદ કરવાની જર્મનીએ કરેલી જાહેરાત આ અનુમાનને વધારે મજબૂત બનાવે છે. )

## સોવિયેટ લશ્કરી ફાટફૂટનો ભૂલભરેલો મદાર

એક બાજુ ચીન સાથે વિષમ વિગ્રહમાં જાપાન જ્યારે સંડોવાયું હોય ને એ વિગ્રહનો અંત દેખાતો નહોય ને એને ચાલુ રાખવા માટે દરરોજ દશલાખ પાઉન્ડના ખર્ચે લગભગ દશ લાખ સૈનિકો ચીનની ભૂમિ ઉપર જાપાને ઠાલવ્યા હોય તે વખતે સોવિયેટ રશિયા સાથે ઝઘડો શરૂ કરવામાં જાપાનની ગણતરી શું હશે એ પ્રશ્ન સહેજે ઊઠે એમ છે. મને લાગે છે કે જાપાનની ગણતરી મોટા પાયા ઉપર વિગ્રહ કરવાની નહિ પરંતુ સોવિયેટ શક્તિનું માપ કાઢવાની હતી. છેલ્લાં બે વરસથી સોવિયેટ તંત્ર કાવતરાંખોરોની હિલચાલથી મહાભયંકર ખળભળાટ ને આંતરિક ફાટફૂટમાંથી પસાર થઈ રહ્યું છે. કેટલાક જૂના અને અનુભવી લશ્કરી જનરલો પણ એ કાવતરાંનો ભોગ થઈ પડવાથી એમને દૂર કરવામાં આવ્યા હોવાથી સોવિયેટ લશ્કર નબળું પડ્યું છે. ઉપરાંત લશ્કરમાં ઊંચા હોદ્દા ધરાવનાર અફસરો પણ ફૂટેલા છે. આથી કદાચ સોવિયેટ સરકારને ડરાવવા માટે આ ઝઘડો જાપાને શરૂ કર્યો હોય. બીજું કારણ ચીન સાથે હમણાં જ રશિયાએ મૈત્રિની સંધિ કરી છે. અને મોટા પાયા ઉપર ચીનને રશિયા મદદ કરી રહ્યું છે. આને લીધે જાપાનના હુમલા સામે ચીન હમણાં હમણાં ઠીક ટક્કર ઝીલી રહ્યું છે. હવે જો રશિયાને મદદ કરતું અટકાવવું હોય તો એને કાયમ માટે ('ચીની વિગ્રહ ચાલે ત્યાંસુધી ) સરહદી અથડામણોની ગંભીરતામાં પરોવાયેલું રાખવું જોઈએ જેથી રશિયા પોતાનો દારૂગોળો, વિમાનો, ટંકો વગેરે ચીનને ન આપતાં સરહદ ઉપર જમાવટ કરી રાખે. ત્રીજી બાજુ ઝેક પ્રશ્નને અતિ ઉગ્ર બનાવી હિટલર યુરોપીય સરહદ ઉપર રશિયન સરકારને કાયમી ગભરાટમાં રાખી મૂકે જેથી તે બાજુએ પણ લશ્કરી સાધનોની જમાવટ સોવિયેટ સત્તાને કરવી પડે.

જાપાનની આ ત્રણે ગણતરી ખોટી પડી છે. આંતરિક ફાટફૂટથી સોવિયેટતંત્ર નબળું નથી પડ્યું એમ 'લંડન ટાઇમ્સ'ના માજીતંત્રી વીકહામ સ્ટીડે બાર માસ ઉપર જણાવ્યું હતું. એની સાબિતી રશિયાએ જાપાન તરફ મક્કમ વલણ બતાવીને આપી છે. ઉપરાંત ચીનને અપાતી મદદ પણ અક્ષત ચાલુ રહી છે. યુરોપીય બાજુએ પણ પૂરતાં સાધનોની રશિયા જમાવટ કરી શકે છે એ પણ દેખાઈ ગયું છે. આને લીધે થોડા જ દિવસમાં બંને પક્ષ વચ્ચે યુદ્ધવિરામ જાહેર થયો. રશિયાનો આ એક અતિ મોટો વિજય ગણાય.

## યુરોપીય અથડામણો

પાસિફિક પ્રદેશ છોડીને યુરોપીય ભૂમિ તરફ વળતાં પેસિફિકને ભૂલાવે એટલું ગંભીર વાતાવરણ ત્યાં માલમ પડે છે. યુરોપીય વિગ્રહને નજીક લાવતી સ્પેનિશ આંતરવિગ્રહની સમસ્યા હજી અણઉકલી પડી છે. એ વિગ્રહને સ્પેન પૂરતો જ મર્યાદિત કરી રાખવા માટે

બ્રિટિશ અને ફ્રેંચ સૅરકારોના પ્રયત્નરૂપ તટસ્થસમિતિ હજી ફાંફાં માર્યા કરે છે. ગયા માસની નોંધમાં મેં એનો ઉલ્લેખ કરતાં જણાવ્યું હતું કે સ્પેનમાં ફ્રાંકોને ઝડપી વિજય મળે એમાં ઇટલી અને જર્મની બંનેને લાભ છે. ફ્રાંકો–સ્પેનિશ સરહદ ઉપર સ્પેનિશ ભૂમિમાં ફ્રાંસ ઉપર ચઢાઇ કરવાનાં સાધનો ઊભાં કરીને ફ્રાંસને દક્ષિણ તેમજ પૂર્વ સરહદો તરફ ઘેરી લેવાનું શક્ય બને એ હિટલરને જોઈએ છે. જ્યારે ભૂમધ્યમાં ફ્રાંસનો આફ્રિકન તરીમાર્ગ રૂંધવાની મુસોલિનીની નેમ છે. આથી તટસ્થસમિતિ જો સફળ થાય અને ફ્રાંકોને મદદ કરતા સૈનિકો ખેંચી લેવાતાં એનો પક્ષ નબળો પડીને સ્પેનિશ સરકાર જીતી જાય એ મુસોલિનીને પાલવે એમ નથી. એનાં બે કારણો છે. આજ સુધીમાં ફ્રાંકોને મદદ કરવા પાછળ વાપરેલા કરોડો પાઉન્ડ નકામા જાય અને ફ્રાંસને ઘેરી લેવાની મુરાદ બર ન આવે. એ ઉપરાંત ફ્રાંકો હારતાં સમસ્ત યુરોપમાં ફાસિઝમની વધતી જતી બોલબાલા (growing hegemony)ને જબરો ફટકો પડે અને ડેમોક્રેટિક ને ફાસિઝમવિરોધી પરિબળો જબરો વેગ ધારણ કરે. ત્રીજું પણ એક કારણ એ છે કે સ્પેનમાં ઇટાલિયન સૈનિકોની બહાદુરી ને ફાસિઝમ ને ફ્રાંકોને વિજય મળતાં મળનારી આંતરરાષ્ટ્રીય લશ્કરી પ્રતિષ્ઠાની બહુ લાંબી ચોડી વાતો ઇટાલિયન પ્રજા સમક્ષ ફાસિસ્ટ પ્રચારકોએ કર્યા કરી છે. ફ્રાંકોને હાર મળતાં એનો ઇટાલિયન પ્રજા ઉપર દારુણ પ્રત્યાઘાત થાય. જે આંતરિક અસંતોષની જ્વાળાને વધુ સળગાવે અને આંતરિક અસંતોષની જ્વાળા સરમુખત્યારોની મૃત્યુચિતા હોય છે. મુસોલિની એને વધવા દઈ શકે એમ નથી.

ઍંગ્લો–ઇટાલિયન કરાર વખતે, તો પછી મુસોલિનીએ સ્પેનમાંથી સૈનિકો ખેંચી લેવાની કબૂલાત ચેમ્બરલેઈનને શા માટે આપી હતી ? એ વખતે હિટલર–મુસોલિનીની બેલડીની ગણતરી (ફ્રાંકો અને ઇટાલિયન રિપોર્ટરોએ એ જાતની એમને ખાતરી આપી હતી.) પ્રમાણે ફ્રાંકો પક્ષ જૂન–જુલાઈ માસ દરમિયાન સરકારી પક્ષને કાયમી શિકસ્ત આપી દેશે અને પછી એને પરદેશી મદદની જરૂર નહિ રહે.

આ ગણતરી આજે ખોટી પડી છે. પરિણામે ફ્રાંકોએ બ્રિટિશ સરકારને તટસ્થ સમિતિની ભલામણો સ્વીકારવાની ના પાડી દીધી છે. કારણકે "જેમ જેમ સરકારી લશ્કર વધારે તાલીમબદ્ધ, વધારે સંખ્યામાં અને પહેલાં કરતાં વધારે સાધનસંપન્ન થઈને બહાર પડતું જાય છે તેમ તેમ બંને પક્ષ વચ્ચેની અસમાનતા ઓછી થતી જાય છે. આથી ફ્રાંકોને હાલને તબક્કે પહેલાં કરતાં પણ બહારના મિત્રોની મદદની વધારે જરૂર છે—જો એણે વિજય મેળવવો હોય તો." ('માંચેસ્ટર ગાર્ડિયન' સાપ્તાહિક: તા. ૧૨–૮–૩૮)

છેલ્લા બે માસથી આપણે જોઈએ છીએ કે સ્પેનમાં ફ્રાંકોની 'મગરૂબ આગેકૂચ' થંભી ગઈ છે. અને ગયે જ અઠવાડિયે ઇટાલીને એને મદદનો વધુ હપ્તો પહોંચાડવાની ફરજ પડી હતી. આને લીધે ઍંગ્લો–ઇટાલિયન તહનામું હવે 'કોલ્ડ સ્ટોરેજ'માં મૂકાઈ ગયું છે. ફ્રાંકો–ઇટાલિયન સમજૂતી પણ અશક્ય બની છે. જે યુરોપિયન સુલેહ (appeasement) ચેમ્બરલેઈન લાવવા માગે છે એ હવે શક્ય જ નથી. એણે અને એની સરકારે યુદ્ધ માટે કેડ બાંધીને હવે તૈયાર રહ્યા વિના છૂટકો નથી. કારણકે યુરોપિયન અથડામણ વધુ ને વધુ ગંભીર થઈ રહી છે ને હવે સુલેહને માટે ત્યાં અવકાશ નથી.

## ફરી ઝેકોસ્લોવેકિયા

સ્પેનમાં હથિયારબંધી વિગ્રહ લડાય છે. જ્યારે ચાર માસથી ઝેકોસ્લોવેકિયામાં એટલો જ ગંભીર વિગ્રહ વગર હથિયારે લડાઈ રહ્યો છે. સુડેટન જર્મનો (જો કે ખરી રીતે તો હિટલર જ કહી શકાય) અને ઝેક સરકાર વચ્ચે પ્રાદેશિક સ્વરાજની મડાગાંઠનો ઉકેલ નજરમાં દેખાતો નથી. લોર્ડ રન્સીમન પોતાના મિશનમાં સફળ થાય એમ છેલ્લા સમાચારો ઉપરથી લાગતું નથી. એક રાજ્યને તોડી નાખવાની, યા તો એને રશિયા અને ફ્રાંસથી વિખૂટું પાડી પોતાની મધ્ય યુરોપીય પ્રભુત્વની મુરાદ બર લાવવા માટે એને સંપૂર્ણપણે પોતાની મુખત્યારી હેઠળ મૂકી દેવાની હિટલરની નેમ છે. આ નેમમાંથી ફલિત થતી માગણી ઝેક પ્રજા સ્વીકારે એમ છે જ નહિ. ૧૭૭૨ થી ૧૯૧૮ સુધી ઑસ્ટ્રો-હંગેરિયન અને જર્મન સામ્રાજ્યધૂંસરીમાંથી મુક્ત થઈ, પોતાનું સ્વતંત્ર પ્રજાસત્તાક સ્થાપવા માટે એ પ્રજાએ સતત ચલાવેલી લડાઈને કારણે એમનું માનસ એ પ્રકારનું ઘડાઈ ગયું છે કે પ્રજાસત્તાકને તોડી નાખવા કરતાં જર્મની સાથે એ પ્રજા વિગ્રહ પસંદ કરશે.

## સરહદી કિલ્લેબંધી

હિટલર આ સારી રીતે જાણતો હોવાથી રન્સિમનના કાર્યની સફળતાની રાહ જોયા વિના એણે ફ્રાંકો-જર્મન અને જર્મનો-ચેકોસ્લોવાક સરહદો ઉપર અસામાન્ય ગતિએ કિલ્લેબંધી શરૂ કરાવી છે. આનો પ્રત્યાઘાત ફ્રાંસ ઉપર પડયો છે. મોં. દલાદિયરની સરકાર ફ્રાંસના બચાવ માટે જે પગલાં ભરી રહી છે એને બધા જ પક્ષો ટેકો આપવા તૈયાર થઈ ગયા છે. બચાવનાં સાધનો ને વિગ્રહની તૈયારીની પોતાની ઝડપ ફ્રાંસે છેલ્લા ત્રણ માસથી લગભગ વિગ્રહી ધોરણે કરવા માંડી છે. આ બધાના કુદરતી પરિણામ માટે લાંબો વખત રાહ જોવી પડે એમ હવે લાગતું નથી. રન્સિમનની નિષ્ફળતા, તટસ્થ સમિતિનું કાયમી મૃત્યુ, બ્રિટિશ વેપારી વહાણો ઉપર ભૂમધ્યના સ્પેનિશ કિનારે થતા સતત હુમલા અને એંગ્લો-ઇટાલિયન કરારનામાની નિષ્ફળતા વગેરે વિગ્રહને યુરોપીય પ્રજાની નજર સન્મુખ લાવી મૂકશે.

તા. ૩૧-૮-૩૮

———o———




લતા અને બીજી વાતો:—લેખક: ગુલાબદાસ બ્રોકર. પ્રકાશક: મૂળશંકર સોમનાથ ભટ્ટ, કૌમુદી કાર્યાલય. વડોદરા. મૂલ્ય રૂપિયો દોઢ.

શ્રી ગુલાબદાસ બ્રોકર 'પ્રસ્થાન'ના વાચકોને અપરિચિત નથી. આજ પહેલાં પોતાની અનેક વાર્તાઓ દ્વારા એ આપણા પરિચયમાં આવ્યા છે; અને સફળ નવલિકાલેખક તરીકે એમણે પોતાની છાપ પાડી છે. એમની 'લતા શું બોલે?'એ તો એ વાર્તાનો તાંતણો લંબાવવા માટે અનેક લેખકોને પ્રેરેલા એ હકીકત પણ 'પ્રસ્થાન'ના વાંચકોને યાદ હશે.

એ જ વાર્તાલેખકની વાર્તાઓ આજે સંગ્રહરૂપે પ્રસિદ્ધ થાય છે. સંગ્રહમાંની અરધો-અરધ વાર્તાઓ પ્રગટ થઇ ગયેલી છે. બાકીની આ સંગ્રહમાં પહેલી જ વાર પ્રસિદ્ધ થાય છે. લેખકે વાર્તાઓની સમયાનુક્રમી આપી હોત તો વાર્તાકાર તરીકેનો તેમનો વિકાસ સમજવામાં વાચકોને અનુકૂળતા થાત.

આ સંગ્રહને બીજા સંગ્રહો સાથે સરખાવવાનું અહીં શક્ય નથી તેમ જ ઇષ્ટ પણ નથી તેમ છતાં બીજા સંગ્રહો કરતાં આ સંગ્રહની એક વિશિષ્ટતા તો આપોઆપ આપણું ધ્યાન ખેંચે છે; અને તે છે તેની સાદાઈ એ સાદાઈ આ સંગ્રહની એકેએક વાર્તાના મંડનમાં, નિરૂપણમાં અને આલેખન સુદ્ધાંમાં દેખાઈ આવે છે. આ સંગ્રહની કોઈપણ વાર્તામાં, કોઈ પણ સ્થળે લેખકે કવિત્વમય બનવા માટે કૃત્રિમતાનો આશ્રય લીધો નથી, નવીનતાપ્રેમી દેખાવા માટે જ પ્રયોગો કર્યા નથી, કે પોતાની કુશળતા બતાવવા માટે મિતાક્ષર સૂત્રો કે સૂક્તિઓ વેરી નથી. ઊર્મિલતા, વિષયાન્તરો કે શબ્દચિત્રો સરજવાના મોહમાં પડ્યા વિના લેખક પોતાના અનુભવોને અને જીવનદૃષ્ટિને સાદી અને સ્વાભાવિક પદ્ધતિથી નિરૂપી રહે છે; અને એ સાદાઈ અને સ્વાભાવિકતા સાથે અનિવાર્ય રીતે સંકળાયેલી સરળતાથી પોતાના અનુભવને આપણા મનમાં સંક્રાન્ત કરી રહે છે.

લેખકનો એ અનુભવ, ઉપોદ્ઘાતમાં સ્પષ્ટ થયું છે તેમ, છેલ્લાં દસ વરસ જેની જુવાનીનાં પહેલાં દસ વરસ છે તેવા યુવાનનો અનુભવ છે. પણ એ અનુભવ જેટલો તાજો છે તેટલો જ વ્યાપક છે. લગ્ન અને પ્રેમ જેવા 'સર્જનજૂના' વિષયોને પણ લેખકે મૌલિક દૃષ્ટિબિંદુથી જોયા છે ને આલેખ્યા છે.

એ આલેખન દ્વારા લેખક લગ્ન અને પ્રેમના સનાતન કોયડાનો ઉકેલ કશો શોધી શક્યા નથી એ ખરું. પણ ઉકેલ શોધવાનો તેમનો ઉદ્દેશ જ નથી. તેમણે તો નવાં અને જૂનાં દૃષ્ટિબિંદુઓને તટસ્થતાથી રજૂ કર્યાં છે. આપણા જુવાનો અને યુવતીઓ લગ્ન વિનાના પ્રેમ અને જવાબદારી વિનાના લગ્ન તરફ કેવી રીતે ધસી રહ્યાં છે, જીવનને એક huge joke બનાવવાને તેઓ કેવાં મથી રહ્યાં છે અને પરિણામે કેવાં દુષ્પરિણામો ભોગવી રહ્યાં છે તેનું

આલેખન એમણે કુશળતાથી કર્યું છે. એ આલેખનમાં લેખકનો એકંદર ઝોક અને સમભાવ નવીન તરફ છે ખરો, પણ એટલા માટે જ એ જૂનવાણી માનસને ઉવેખતા કે ધિક્કારતા નથી. વૈજ્ઞાનિક તટસ્થતાથી એ નવાજૂના બન્ને પ્રવાહોને નિહાળે છે અને એમાંથી કોઈમાં પણ ઘસડાયા વિના બન્નેનાં શુભાશુભ લક્ષણોને આલેખે છે. આ તટસ્થતાને પરિણામે લેખક એક તરફથી 'જીવનની મોજ'ના નવીન અને શાન્તાની, તો બીજી તરફથી 'બા'ની મનોદશાને સમજી શકે છે.

આ ઉપરાંત લેખક પોતાની પ્રત્યેક વાર્તાને માનસશાસ્ત્રના કોઈ ને કોઈ પ્રશ્નની આસપાસ ગૂંથે છે. આ ગૂંથણીમાં માનવહૃદયનાં ઊંડાણો અને સંકુલતા, પરસ્પર વિરોધી ઘર્ષણો કે તુમુલ મન્થનોનું આલેખન નથી. સાહિત્યની મહાકૃતિઓમાં હોય છે તેવાં માનવઆત્માનાં આભ જેવાં અગાધ ઊંડાણોનો તાગ લઈને અભિનવ મૌક્તિકો લાવવાનો પ્રયત્ન પણ આ વાર્તાઓમાં થયો નથી. તેમ છતાં માનસશાસ્ત્રના સાદા, સીધા સર્વસામાન્ય સિદ્ધાન્તોના નિદર્શનરૂપે આ વાર્તાઓ રસિક તો અવશ્ય બની છે. આ વાર્તાઓ દ્વારા લેખકે અસાધારણ અને ચમત્કારક એવું કંઈ પણ કર્યું નથી એ ખરું; પણ સાધારણને પણ સરળ અને સ-રસ રૂપે મૂકવાની વિરલ કળા તો સિદ્ધ કરી જ છે.

આ સંગ્રહની 'જીવનની મોજ' તો અલબત્ત, ગુજરાતની શ્રેષ્ઠ નવલિકાઓમાં સ્થાન પામે તેવી છે; પણ તે ઉપરાંત પણ 'લતા શું બોલે ?', 'માણેકલાલ', 'સુનીલા', 'જૂનું અને નવું', 'કુસુમ કે સુલેખા ?', 'મીઠો રોટલો' અને 'પીળા પ્રદેશમાં' જેવી વાર્તાઓ એના લેખકને આપણા સિદ્ધ નવલિકાલેખકોની પંક્તિમાં બેસાડે છે. એમનાં માણેકલાલ ને માધવજી, સુનીલા ને રામકોર, નવીન, કેશુ ને વીરસિંહ જેવાં પાત્રો પણ લાંબા સમય સુધી ટકવાને સર્જાયેલાં છે.

આમ આ સંગ્રહ પોતાની નિર્વ્યાજ સરળતા, અનૂર્મિલ તટસ્થતા, સત્ય અને સ્વાભાવિકતા અને નિરાડમ્બર શૈલીને લીધે પોતાનું વિશિષ્ટ સ્થાન નક્કી કરે છે. ગુજરાત તેને અવશ્ય સત્કારશે.

મનસુખલાલ ઝવેરી

**આવતી કાલ**:—લેખક: રામનારાયણ ના૦ પાઠક. પ્રકાશક: અંજલિ ગ્રંથમાળા, અમદાવાદ. કિંમત ૨-૮-૦.

અંજલિ ગ્રંથમાળાના ધ્યેયાનુસાર એમનાં અન્ય પુસ્તકો માફક આ નવલકથા પણ સમાજજાગૃતિ અને સમાજરચનાના આદર્શો સામાન્ય જનતા સહેલાઈથી સમજી શકે અને વર્તનમાં મૂકી શકે, અને આખરે સમાજના માનસમાં આમૂલ પરિવર્તન થાય અને આ પરિવર્તન અને જાગૃતિને પરિણામે એક આદર્શ પ્રજાનો ઉદય થાય એવા શુભ આશયથી લખાયેલી છે. જનતામાં આ પરિવર્તન અને જાગૃતિ ખાસ કરીને સાહિત્યદ્વારા લાવવી હોય તો નવલકથા જેવું અસરકારક સાધન બીજું ભાગ્યે જ મળે.

સવાચારસો પાનાંની આ નવલકથા એના અનેકવિધ પાત્રો દ્વારા, પ્રસંગોદ્વારા અને એ બધા નીચે વહેતા વિચારપ્રવાહના જોરે આપણી સમક્ષ કોઈ અનોખી દુનિયા ઊભી કરે છે, ને અનોખા પ્રશ્નો ઊભા કરે છે. સમાજના નીચલા થરોમાં રહેલ અકથ્ય ગરીબાઈ, ગુલામી, વર્ગ વર્ગ વચ્ચેની અસમાનતા એ સર્વમાંથી ઉદ્‌ભવતી પરિસ્થિતિ, દાખલા તરીકે,

હડતાલ, સત્યાગ્રહની લડત, ગ્રામોદ્યોગનો એક નવીન જ અખતરો—આપણી કલ્પનાને ઉત્તેજિત કરી આપણને દરેક બાબતમાં સંમત થવા ફરજ ન પાડે તો પણ વિચારતા તો જરૂર કરી મૂકે છે.

આદર્શવાદી નવલકથાઓમાં અદષ્ટ અને ભાવિનું ચિત્રણ કરવા જતાં કોઈકવાર કલ્પિત વસ્તુ એટલી બધી કલ્પિતને બદલે કપોલકલ્પિત બની જાય છે કે પછી એ વાસ્તવિક કે સ્વાભાવિક રહે છે કે કેમ એટલો વિવેક પણ રહેતો નથી. 'આવતી કાલ'ના કલ્પિત પ્રસંગોમાં આવું જ બન્યું છે. અભણ ભભલાભાઈ પોતાના ગામડેથી નીકળી બળભદ્ર ઠાકોર નામ ધરી શહેરમાં આવી વસે છે. વાતવાતમાં મજૂરોનો નેતા બને છે અને જીનિવા જાય છે. રસ્તે સિનોર મુસોલિનીના કટ્ટા પ્રતિસ્પર્ધી સિનોર મઝોની (કલ્પિત)ને મળવા ઊતરી પડે છે. (વાતચીત અંગ્રેજીમાં જ થઈ હશે અને આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ પર પણ વિચારોની આપલે થઈ હશે!) અલબત્ત, લેખકે ભભલાભાઈને એક સેક્રેટરી આપી રશિયન સાહિત્ય અને સિદ્ધાંતોનો અભ્યાસ કરાવી દીધો છે. ભભલાભાઈ મિલની હડતાલનો મજૂરના લાભમાં નિકાલ લાવવા આખી મિલ જ પોતે ખરીદી લે છે. આ અભણ અકિંચન ગામડિયાએ આટલું વિદ્યોપાર્જન કર્યું એ તો આપણે જોયું, પણ આટલા પૈસા એની પાસે કયાંથી આવ્યા? લેખકે બળભદ્રને ઘોડાની શરતોમાં લાખો રૂપિયા કમાવી દીધા છે! નવલકથામાં આ જાતના અકસ્માતો દાખલ કરવા એ બધા સાહિત્યમાં દોષરૂપ મનાય છે, અને જૂની વાર્તાઓમાં આકાશવાણી અને ઊડણખાટલીથી કામ લેવાતું એના કરતાં, સ્વરૂપે જુદા હોવા છતાં, કોઈ રીતે ઓછા દોષરૂપ નથી.

લેખકે ભભલાભાઈને લક્ષ્મી તેમજ સરસ્વતી બન્નેનો લાભ આપવાનો આગ્રહ ન રાખ્યો હોત, અને એ રીતે એક જ પાત્ર અકસ્માત લાખો રૂપિયા કમાઈ મિલમજૂરોનાં સંકટો દૂર કરે અને સાથે સાથે નિરક્ષરપણામાંથી ભણીગણી, નેતા બની જીનિવાના પ્રવાસે જાય એને બદલે એ બન્ને કામ જુદા જુદા પાત્રો પાસે કરાવ્યાં હોત તો કદાચ આ અસ્વાભાવિકતા અને અવાસ્તવિકતા નવલકથામાં પેસવા ન પામત. કોઈ બીજું પાત્ર-ભલે એ પણ ઘોડાની શરતો અને સટ્ટામાંથી પૈસા કમાયેલ હોય-બળભદ્રના સમજાવવાથી પોતાના પૈસા આપી બળભદ્રના હાથે આખી મિલ ખરીદાવી લે એ વધુ સ્વાભાવિક લાગે છે.

શ્રી. રામનારાયણ ના. પાઠકની કલમથી ગુજરાતી વાચકો અપરિચિત નથી. 'પચાસ વર્ષ પછી'ની કલ્પના, શૈલી સંવાદકૌશલ વગેરે 'આવતી કાલ'માં પણ મોજૂદ છે. એ ઉપરાંત આ નવલકથામાં પ્રસંગોનો મારમાર પ્રવાહ, પાત્રોની વિવિધતા, પ્રેરક દશ્યો અને વેગવાન શૈલી એ એનાં મુખ્ય લક્ષણો છે.

**ક્રાન્તિને કિનારેઃ**—લેખકઃ શ્રી સનતકુમાર બીજુ પ્રકાશકઃ નવી દુનિયા કાર્યાલય, અમદાવાદ કિં. ૨–૮–૦.

'આવતી કાલ' ને કંઈક મળતી આવતી આ ઉદ્દામ નવલકથા એની વિચારસરણીની દષ્ટિએ એનાથી જુદી પડે છે. આ નવલકથાનું ધ્યેય સમાજવાદના સિદ્ધાંતો દ્વારા, સમાજના આર્થિક વગેરે અન્યાયો દૂર કરી નવી દુનિયા ઘડવાનું છે. સામાજિક અન્યાયો, ગુલામી, ગરીબાઈ સવિશેષ પ્રમાણમાં પ્રવર્તે છે એવા શ્રમજીવીઓનું જીવન એ આ નવલકથાનો વિષય છે. શ્રમજીવીઓ અને પીડિત લોકોના વાસ્તવિક જીવનપ્રસંગો કથામાં વણી લઈ

આપણા સમાજમાં વ્યાપી રહેલ અન્યાય, અસમાનતા અને શોષણ વગેરેનું ઘોર ચિત્ર આલેખવા લેખકે પ્રયત્ન કર્યો છે. મજૂરોની યાતના અસહ્ય બનતાં હડતાલ પડે છે. સમાજ એક મહાન ક્રાન્તિને કિનારે ઊભો રહે છે ત્યારે નવલકથાનાં નાયકનાયિકા દીનેશ અને વેદીના નેતૃત્વ હેઠળ સમાજમાં ખળભળાટ મચે છે અને અપૂર્વ જાગૃતિ આવે છે.

આ નવલકથાનું એક આકર્ષણ શ્રી. ભોગીલાલ ગાંધીએ લખેલ 'ઉદ્દામ નવલકથા સાહિત્ય' ઉપરનો એમનો માહિતીપૂર્ણ સુંદર નિબંધ છે. યુરોપના જુદા જુદા દેશોમાં ઉદ્દામ નવલકથાની ક્યારે શરૂઆત થઈ, યુરોપના મહાન ઉદ્દામવાદી લેખકો કયા કયા, ઉદ્દામ નવલકથાનાં લક્ષણો શું, વગેરે સંક્ષિપ્ત સ્વરૂપે યુરોપના છેલ્લાં વીશેક વર્ષના સાહિત્યની એમાં મૌલિક સમીક્ષા છે. એ સમીક્ષા પછી લેખક કેટલાક ગુજરાતી વાર્તાકારોની સાહિત્યપ્રવૃત્તિ તપાસે છે અને સિદ્ધ કરે છે કે આપણે ત્યાં યુરોપમાં જેને ઉદ્દામ નવલકથા કહે છે એ હજી લખાઈ જ નથી. લગભગ પચાસ પાનાંનો આ નિબંધ યુરોપીય ઉદ્દામ સાહિત્ય વિશે આપણામાંના ઘણાને ઉપયોગી અને રસિક માહિતી આપશે.

અન્તમાં, શ્રી. ભોગીલાલ ગાંધી, 'ક્રાન્તિને કિનારે' ગુજરાતી સાહિત્યમાં મૌલિક ઉદ્દામ નવલકથાની શરૂઆત કરે છે એવું એનું મહત્ત્વ સૂચવે છે. 'ક્રાન્તિને કિનારે' એક નવા પ્રવાહના પ્રતીકરૂપે આપણા સાહિત્યમાં સ્થાન લે છે એ વાત માન્ય રહે એવી છે, પણ એ નવલકથાનો કલાદૃષ્ટિએ વિચાર કરતાં, એના વસ્તુવિકાસ, પાત્રાલેખન, અને આયોજન જોતાં સંતોષ થતો નથી. જે ધ્યેયને અનુલક્ષીને આ વાર્તા લખવામાં આવી છે એને સિદ્ધ કરવા આપણે હજી વધુ સબળ પ્રયત્નની જરૂર રહેશે.

૩. **આલાપ** ભાગ ૧:—લેખક: શ્રી. 'અવકાશ'. પ્રકાશક: અંકુર કાર્યાલય, વડોદરા. કિં. ૧–૦–૦

બાહ્ય રૂપરંગમાં આવી બેડોળ ચોપડી પહેલાં તો હાથમાં લેતાંની સાથે પાછી મૂકી દેવા મન થાય એવી છે. પહેલાં 'આલાપ' એટલે શું એ જ પ્રશ્ન થાય; આલાપ નવલકથાના નાયકનું નામ હશે એ તો ખ્યાલ પણ ન આવે. પણ પુસ્તક વાંચવાની શરૂઆત કરતાં જ જે તત્કાલ પૂર્વગ્રહો બંધાયા હોય એ ઓગળવા મંડે છે અને પહેલા પ્રકરણથી માંડી લગભગ અંત સુધી વાર્તાનો રસ ઠીક ટકી રહે છે. એક વસ્તુ બહુ જ ખૂંચ્યા કરે છે. પાને પાને અનેક સ્થળે 'તેણી' 'તેણી' આવ્યા કરે છે. તો શંકા ઊઠે છે કે લેખક ગુજરાતી ભાષાથી એટલા અજાણ છે કે લેખક ગુજરાતી જ નથી?

વાર્તાની અંદર ક્વચિત્ ક્વચિત્ આવતા કટાક્ષો અને માર્મિક પ્રહારો, અને કેટલીક વખત તો બે પાત્રો વચ્ચે સંવાદની જે ચમક આવે છે એ જોતાં વળી વિચાર ઊઠે છે કે આ સુંદરતાયે 'તેણી'ના લેખક નિર્મિત છે કે? ગમે તેમ હો, એ કટાક્ષો તો સુંદર હોય છે.

નિવેદનમાં સંચાલક કહે છે કે એમને "સાહિત્ય મારફત જનસેવા કરવાની ધગશ છે." અને એથી જ એણે "આ સાહસમાં ઝંપલાવ્યું છે." સાહસ તો છે જ, પણ જોઈતા સુધારાવધારા વેળાસર કરી લેવાથી ગ્રંથમાળા સફળ બને એવો સંભવ છે.

ઉમેદભાઈ મણિયાર

**ગૃહવિધાનઃ**—લેખક અને પ્રકાશકઃ વીરેન્દ્રરાય ચંદ્રશંકર મહેતા. બી. એ.; બી. ઈ.; શહેર સુધારણા એન્જિનિયર; ભાવનગર (હાલમાં નાગપુર).

ગુજરાતી ભાષામાં વિજ્ઞાનનાં સ્વતંત્ર અને શિષ્ટ પુસ્તકોની ઘણી જ અછત છે. ને તેમાં પણ શિલ્પ, સ્થાપત્ય અને કળાનાં પુસ્તકો તો છે જ નહિ એમ કહીએ તો ચાલે. તેવામાં આ પુસ્તક ખરેખર આદરણીય છે.

પુસ્તકના કર્તા બી. ઈ; બી.એ. છે તેમ જ સંસ્કારી પણ છે. અને ગુજરાતી ભાષાદ્વારા જ્ઞાનપ્રચારની ધગશવાળા—અને વધારામાં રાષ્ટ્રીય ભાવનાવાળા હોઈ તેમના બીજા ધંધાભાઈઓથી જુદા પડી લોકોપયોગી પોતાનું વિશિષ્ટ જ્ઞાન પ્રચાર કરવામાં પ્રવૃત્ત છે. ઉપરાંત તેઓ એક વ્યવહારુ ઈજનેર છે અને ગ્રામ-શહેર વિસ્તારના અનુભવી છે. તેમણે ગોંડળ રાજ્યના ગ્રામવિસ્તારો કર્યા છે ને ભાવનગર શહેરનો વિસ્તાર પૂરો કરી હાલમાં તેઓ નાગપુર શહેરને વિસ્તારે છે. શિલ્પ સ્થાપત્ય પર તેમણે ઘણીવાર સાહિત્ય પરિષદમાં લેખો આપ્યા છે. તેમને આપણાં જૂનાં સ્થાપત્ય તથા શિલ્પનો શોખ છે. ભાવનગર શહેર વિસ્તાર સુધીના એમના અનુભવમાંથી આ પુસ્તકનો ઉદ્દ્ભવ થયો છે. એટલે ખાસ કરીને તે કાઠિયાવાડને, પછી ગુજરાતને અને તે પછી હિંદને લાગ પડે.

પુસ્તક ત્રણ વિભાગમાં વહેંચાયું છેઃ (૧) ગૃહવિધાન માટે કરવા જોઈતા વિચાર; (૨) તેની રચના વિષે; અને (૩) નકશા વિભાગ.

**(૧) ગૃહવિધાન વિષેના વિચારઃ**—આ વિભાગમાં કર્તા આપણી આબોહવા પરથી ઘડાતા જીવનની જરૂરિયાતો સમજાવી આપણે ઘરોના ખંડો કેવડા અને કેમ ગોઠવવા જોઈએ તે સમજાવે છે. આ ગોઠવણીનાં નામો પ્રાચીન ગ્રંથોમાંથી તેમણે લીધાં છે. આપણી જરૂરિયાતો બાબતના વર્ણનમાં કર્તા કપડાં સૂકવવાં, ધોવાં, તથા રસોડાની ઝીણી ઝીણી વ્યવસ્થા, પાણીઆરાં તથા પૂજાગૃહની વાતથી તે ઠેઠ આધુનિક જમાનાના હમામગૃહો તથા ડ્રોઈંગ રૂમોની વ્યવસ્થા સુધી વાત લઈ જાય છે અને હરેક સુખસગવડ તથા સાધનના ગુણદોષ બતાવતા જાય છે. દા. ત. "ધોવણ છૂટામાં હોય તો વધારે સારું. માંજણની જગ્યાએ ધોવણ રાખવાથી કપડાં બગડે તેમ જ રેતી ભરાઈ ફાટવાનો પૂરો સંભવ છે. ધોવાની જગ્યાનું ભોંતળ મજબૂત અને લીસા પથ્થરનું હોવું જોઈએ. લાદી સાથે જડેલી મોટી ઘસેલી કાળી છીપર સૌથી સારી ગણાય. આવી છીપર માટે બરબચડી નહોય અથવા જેના પોગર પાછળથી ઘસાઈ સપાટી ખરાબ ન થાય તેમ હોય તેવા પથ્થરનો ઉપયોગ થવો જોઈએ. ધોવણની જગ્યા જેટલી-બલકે વધારે-મહત્ત્વની બાબત ધોયેલાં લૂગડાં સૂકવવાંના સ્થળની છે. હાલનો રિવાજ કપડાં જ્યાં ત્યાં સૂકવી આંગણું, ઓસરી કે ઓરડાનો દેખાવ તથા ઉપયોગ બગડી જાય તે મિસાલનો છે. લીંગરાની માફક જ્યાંત્યાં લટકતાં કપડાં, વ્યવસ્થા અને સાચી દૃષ્ટિની ખામી બતાવે છે. કપડાં સૂકવવા માટે કુરજો કે એવી અલાયદી જગ્યા આપી શકાય તો તે વધારે સારું. તેમ ન બને તો પાછળના ચોકમાં કે ફળિયામાં સૂકવવાનું રાખવું જોઈએ. ફક્ત વરસાદના વખતમાં ઓસરીનો ઉપયોગ કરવો તે જ ક્ષન્તવ્ય ગણાય. સૂકવવા માટે લોઢાનો તાર, સીંદરી, વાંસડો કે એવી કોઈ વસ્તુ વાપરવાનો રિવાજ છે. તે તમામ આ કામને માટે નાલાયક છે. તારથી કાટના ડાઘા બેસે છે. અને કોઈ વાર લૂગડાં ભરાઈ ફાટી જાય છે. સીંદરીથી પણ ઘણીવાર ડાઘ બેસી જાય છે. અને સીંદરી અવારનવાર તૂટી જવાથી કપડાં બગડે છે. વાંસડા ઉપર ધૂળ જામી જાય છે. એટલે તે પણ

બરાબર નથી. તેને માટે સૂતરની કે ભીંડીની જાડી દોરી પહેલેથી નિયત કરેલા કડા સાથે બાંધેલી હોવી જોઈએ. દોરી ઝોળ ખાઈ જાય તે તેનો દોષ છે. સંઘાડે ઉતારેલ લીસી લાકડીઓ પાણી દોરીથી લટકાવેલી હોય તો સૌથી સગવડવાળું થાય. એ દોરી ચડે ઊતરે એવી હોય તો કપડાં સૂકવવામાં અને તેની સાચવણમાં સગવડ રહે. લૂગડાં સૂકવવામાં ક્લીપોનો વપરાશ થયેલ છે. તે કેટલેક અંશે સગવડવાળી છે. પરન્તુ, તે એકંદરે ખર્ચાળ હોવા ઉપરાંત નડે નહિ તેમ કપડાં સૂકવવામાં અગવડવાળો છે. કપડાં સૂકવવાની લાકડીઓ કે દોરી બાંધવાનાં કડાં પ્રથમથી જ નાખવામાં આવે તો વધારે સગવડવાળું ગણાય. કપડાં સૂકવવા માટે છૂટા ઘોડા થઈ શકે કે જેમાં લાકડાની ડાંડલીઓ ઉપર કપડાં સૂકવી શકાય અને ઘોડા જે જગ્યાએ રાખવા હોય ત્યાં રહી શકે. આ રીત એક રીતે અનુકૂળ ગણાય. પરંતુ, પ્રાથમિક ખર્ચ વધારે થવા ઉપરાંત જગ્યા વધારે પડતી રોકે. ”

“ આવી રીતે હીંડોળાનાં કડાં માટે પણ પહેલેથી જ નક્કી થવું જોઈએ. આ જગ્યાએ એટલું નોંધવાપાત્ર છે કે હીંડોળાની કલ્પના એ સર્વાંશે હિંદી છે. તેનો ફર્નિચર તરીકેનો ઉપયોગ એ પણ પૂર્ણાંશે હિંદી છે. સૂવા કે બેસવામાં, સાજે કે માંદે, ગભરામણમાં કે શાંતિમાં, પવન માટે કે ગાવા માટે દરેક સ્થિતિ અને સંયોગમાં આ સાધન સરસ સેવા આપે છે. આ સાધનનો ઉપયોગ ઘટતો જાય છે, તે એક શોચનીય વસ્તુ છે. તેને દૂર કરી ચેસ્ટરફીલ્ડનો સેટ આણવામાં આવે તે દેખાદેખી અને અણસમજ જ છે. આ સાધન સદીઓથી વિકસતું આવ્યું છે અને હાલના મીકેનિકલ જમાનામાં તેના વિકાસ માટે સંપૂર્ણ અવકાશ છે. તેવે વખતે તેની તિલાંજલિની તૈયારી વખોડી કાઢવી જોઈએ. દિલાસો લેવા જેવું એટલું જ કે તે સાધન સદીઓની વપરાશથી એટલું રૂઢ થઈ ગયેલ છે કે સહેજે તેને રૂખસદ આપી શકાય તેમ નથી. તે સાધનને શયનખંડમાં શું કે અભ્યાસખંડમાં શું, દીવાનખાનામાં શું કે બગીચામાં શું, બાલખંડમાં શું કે માંદગીખંડમાં શું, ઓસરીમાં શું કે ઓરડામાં શું દરેક જગ્યાએ સ્થાન છે. હીંડોળો ચેસ્ટરફીલ્ડની જેમ ખર્ચાળ અને શોભાનો ગાંઠીઓ બની એક જગ્યાએ જીવનહીન પડ્યો રહેતો નથી. મતલબ કે હિંદના કોઈપણ ઘરમાં તેને અગત્યનું સ્થાન છે. અને તેની તજવીજ પહેલેથી જ થવી જોઈએ, જેથી તળનું નિરાકરણ કરતી વખતે હીંડોળાનો સમાસ અને બારીબારણાંની નડતર ન થાય તેવી ગોઠવણ થઈ શકે...”

કર્તા આગળ ચાલતાં દર્શનના પ્રકરણમાં મકાનની સ્થાપત્ય કલાના ગુણદર્શન કરવામાં ઊતરે છે. કર્તા પોતે સ્થપતિ નથી એટલે એ વિધાનમાં ઘણી જગ્યાએ ભૂલો થાય છે. આપણાં સ્થાપત્યનાં કેટલાંક અંગઉપાંગો આપણી આબોહવાને માટે જરૂરી છે. તેવાં અંગોની જીર્ણવટની તપાસમાં અને તેનો આગ્રહ કરવામાં કર્તા ઘણા વ્યાજબી છે. પરન્તુ, સ્થાપત્ય કલા પર ચર્ચા કરવામાં તેમણે એક સાહસ કર્યું છે. સ્થાપત્ય કલા—અને ઘરોની જરૂરિયાતો, પ્રાચીન સ્થાપત્ય, પ્રાચીન અંગઉપાંગો અને પ્રાચીનનો અભ્યાસ તથા તેની સમીક્ષા એ બધા જુદા જુદા વિષયો છે. કર્તા પોતે પ્રાચીનના અભ્યાસી છે. પોતે એક ઈજનેર છે. અને સ્થપતિ નથી—એ વિભક્ત ખ્યાલો એમના પોતાનામાં જ નથી એટલે સ્થાપત્ય કલાના વિવેચનમાં તેઓ ઊતરી ગયા છે, ને તેમાં સ્થાપત્યના આધુનિક રૂપ ઉપર કેટલાક સમજ્યા વિનાના આક્ષેપો કર્યા છે. ને તે જ પ્રમાણે પ્રાચીન સ્થાપત્યનો પક્ષપાત પણ તેમનો દુરાગ્રહ બતાવે છે. દા. ત. પાના ૩૨ પર છજાંના સંબંધમાં લેખક લખે છે કે “ આ ઉપાંગનું મહત્ત્વ એટલું બધું છે કે તેનું હાલનું સ્વરૂપ હુડ બની ગયું છે. હુડની ધાટી અક્કડ અને અતડી

છે: સ્થાપત્યની આર્યપદ્ધતિ ન સ્વીકારનારાઓને પણ આ વિકૃત સ્વરૂપમાં પણ આ ઉપાંગ રાખવું પડેલ છે."

આ વાક્યનો અર્થ શો ? છજ્જાનો પહેલો આબોહવાને લીધે સ્વીકાર કરવો ને પછી તેને "આર્યપદ્ધતિ ન સ્વીકારનાર" વાપરે એમ કહેવું તેનો શો અર્થ ? વળી આગળ ચાલતાં હૂડમાં ઢાળ નથી એમ લખ્યું છે. કોણ કહે છે કે ઢાળ નથી રખાતો ? હૂડ અને છજ્જાની છાયા પ્રતિછાયાથી શી રસક્ષતિ થાય કે ક્યાં થાય છે તે માત્ર સ્થાપત્ય કલાના નિષ્ણાતો જ કહી શકે તેમ છે. જ્યાં તેના વાપરવાથી રસક્ષતિ થતી હશે, ત્યાં તે કામ કલા નિષ્ણાતનું નહિ હોય. એ જ પાના પર વાછોટિયાંની વિરુદ્ધમાં કર્તા લખે છે. પા. ૩૩ પર કર્તા છજ્જાના ઘોડાનો આકાર તેના "બાંધકામના મૂળભૂત સિદ્ધાંતોને અનુસરીને" થયાનું જણાવે છે. અને હાલના ત્રિકોણિયા કાપેલ ત્રિકોણિયા ઘોડાને નિન્દે છે–કેમ જાણે કે હાલના ઘોડા તેના બાંધકામના મૂળભૂત સિદ્ધાંતો પ્રમાણે ન થતા હોય.

પછીના પાનામાં સ્વેશે ગોળ ઝરૂખા સંબંધમાં લખે છે કે તે "મૂળ તો હિંદી છે." તેનો બીજા દેશોમાં પ્રચાર નથી. પરંતુ, અહિયાં તો મોડર્ન સ્ટાઈલના નામથી ઓળખાતી બાંધણીમાં પણ આ હિંદી સ્થાપત્યનાં અંગોનો છૂટે હાથે ઉપયોગ થાય છે. આ જગાએ કર્તાને ખબર નથી મોડર્ન સ્ટાઈલ એ કાંઈ પશ્ચિમના લોકોનો ઈજારો નથી. મોડર્ન સ્ટાઈલ એટલે કલાનું આધુનિક રૂપ–જે તેની મોડર્ન રચના અને જીવનને બંધબેસતું છે.

પાન ૩૬ પર એ જ વિચાદ હિંદી સ્થાપત્યના તળ ( plan )ને ખાંચાખૂંચી આપવા પાછળ રહેલો છે. આ ખાંચાખૂંચી પાછી હિંદી સ્થાપત્યનો ઈજારો નથી. ગોથીક સ્ટાઈલમાં (ઈંગ્લંડની) પણ ખાંચાખૂંચી ઘણાં થયાં છે. આ ખાંચાખૂંચીને કર્તા સુંદર ગણીને મોડર્ન સ્ટાઈલ જેને તેઓ વગર ખાંચાખૂંચીની ગણે છે તેને કર્તા અક્કડ, અતડી અને ઊભડ-છોઈ ગણે છે. પાછા લખે છે કે મોડર્ન સ્ટાઈલ રંગ ઉપર અવલંબે છે, જ્યારે ઉપર વર્ણવેલી (એટલે કે હિંદી) રૂપ ઉપર. આ જગાએ કર્તાના મનમાં રૂપને બદલે ઘાટકામ હોવું જોઈએ. ખરી રીતે એ ઘાટકામ સંસ્કૃતિ વધવા સાથે ઘસાતું ગયું છે અને મોડર્ન સ્ટાઈલ સાફ સપાટીઓની બની રહે છે. આ હકીકતની–કલાના વિકાસક્રમની કર્તાને ખબર નથી. આ સાફ સપાટીની વિરુદ્ધ પણ કર્તા વજૂદ વગરનું લખે છે. મોડર્ન સ્ટાઈલનાં ફરનિચરોને કર્તા ડસ્ટ ગેધરીંગ ગણે છે, જે ખોટું છે. ઊલટું, જૂનાં ફરનિચરો ડસ્ટ ગેધરીંગ હતાં. મોડર્ન સ્ટાઈલની રેખાઓ કર્તાને નિરસ લાગે છે. મોડર્ન સ્ટાઈલને એ ખર્ચાળ ગણે છે, જ્યારે તેનો જન્મ જ ગરીબાઈમાં અને ગરીબોને કાજે થયો છે. તેનું ફીનીશ મોંઘું ગણે છે જ્યારે તે કોતરણીને મુકાબલે સસ્તું છે. વળી મોડર્ન સ્ટાઈલ કર્તા પશ્ચિમની જ ગણે છે, કેમ જાણે કે આપણી સ્ટાઈલને મોડર્ન ન કરી શકાતી હોય. આ રીતે કર્તા મોડર્ન સ્ટાઈલનું સ્વરૂપ સમજ્યા વિના તેને વખોડે છે અને તેવા જ જ્ઞાનથી હિંદુશૈલીને વખાણે છે. અને તેમાં ઘણી વાર પક્ષપાત કરે છે. આ પરિચયમાં આગળ જતાં પેનલવાળાં કડાકાના સંબંધમાં પણ તેમનો પ્રાચીન તરફ પૂર્વગ્રહ જ દેખાઈ આવે છે. તખ્તીવાળાં કમાડોના શોધ પાછળના ઈતિહાસની કર્તાને ખબર નથી. એ ઈતિહાસ બહુ ચોંકાવનારો છે, અને તેણે સુથારી કામની કળાને જુદા જ પાસામાં ફેરવી નાંખી છે. તખ્તીવાળાં કમાડો કાંઈ હમેશાં નબળાં જ થાય છે તેવું નથી. તખ્તીવાળાં કમાડમાં વપરાતાં લાકડાં વેણી ઘોકાવાળાં કમાડને મુકાબલે ઓછાં છે ને પ્રમાણમાં જરા પણ નબળાં નથી.

ખરેખરું સ્થાપત્ય એક કલાત્મક સુંદર રૂપ છે, કે જેમાં ગૃહવિધાનની બધી જરૂરિયાતો નૈસર્ગિક રીતે સમાઈ જાય. આ કલા માટે તો ઈજનેરોથી સાવ જુદો અને તેના જેટલો જ જટિલ અને શ્રમસાધ્ય તેનો અભ્યાસક્રમ છે. એ અભ્યાસક્રમના નિષ્ણાતોને હાથે જ ખરેખરી સ્થાપત્યકલાને અને તેના વિવેચનને ન્યાય મળે છે. કર્તાના મૉડર્ન સ્થાપત્ય માટેના ખ્યાલો સ્પષ્ટ નથી. મૉડર્ન સ્થાપત્ય એ તો એક સનાતન સત્ય છે. હરકોઈ કલાના ક્ષેત્રમાં તેનાં સત્યો કાલાનુક્રમે વધારે ને વધારે સ્પષ્ટ થતાં જવા સાથે તેનાં રૂપો ફરતાં રહ્યાં છે. તેવી રીતે જ સ્થાપત્યનું પણ છે. આ જગ્યાએ અમે તો કર્તાને અને બીજા કલાવિવેચકો જેઓ કલાસર્જનોનું વિવેચન કરવાનું સાહસ કરે છે, તેઓને માત્ર સૂચનારૂપે જ આ ચેતવણી આપીને વિનવીએ છીએ કે ભાઈ, તમે આમાં ન ઊતરશો, એ તમારો પ્રદેશ નથી.

આરોગ્ય દીપિકાના પ્રકરણમાં કર્તા આપણને ઘણી ચોક્કસ માહિતી આપે છે. કર્તા પોતે રાષ્ટ્રીય વિચારના હોઈ અને તેમને હિંદુ જીવનનો સારો અભ્યાસ હોઈ આપણા જીવનને બંધબેસતી અનુકૂળ તેવી હરેક ઝીણી ઝીણી બાબતોનો તુલનાત્મક અભ્યાસ કરીને આપણી આગળ સચોટ ભાષામાં મૂકીને આપણી દૃષ્ટિ ખુલ્લી કરે છે.

**(૨) રચના વિભાગ:** રચના વિભાગમાં કર્તા ઘણે ભાગે ભાવનગરના પ્રદેશને જ અનુલક્ષીને વાત કરે છે. તેમાં ઈજનેરી વિજ્ઞાનનાં સંશોધનોને ન્યાય આપી આપણી અસલી ચીજો વાપરવા પણ ભલામણ કરે છે અને મકાન કરવામાં ક્યાં ક્યાં બચાવ કરી શકાય તે પણ બતાવે છે.

"આવો જ સવાલ બારણાં સાખને કેવી રીતે જોડવાં તેને માટે ઉત્પન્ન થાય છે. સૌથી મજબૂત રીત અણીઆરાં અણીઆરાની છે. તેમાં ફડકાનું વજન જમીન ઉપર રહે છે; અણીઆરાના ભાગ ઉપર કોઈ જાતનું વજન નહિ આવતું હોઈ સુતર રહે છે. Tensile strain તો આવે જ નહિ. તેથી ઊતરતી રીત નરમાદાની છે. તેમાં કાપ ( shear ) ઉપરાંત તાણ ( tension ) આવે, પરન્તુ, તે બન્ને ઉપાડવા માટે તેનું કદ પૂરતું હોય છે. નરમાદાના ઘાટની, તેની જડાઈની રીતની એટલી બધી જાત છે કે તેના વિવરણનો સમાસ અહીં ઉચિત નથી. ત્રીજી રીત મજાગરાની છે. આ રીત ફીરંગી લોકો લઈ આવ્યા. મીજાગરા શબ્દ જ પોર્ટુગીઝ ઉપરથી છે. આ રીત સૌથી નબળી છે. તેમાં તાણ અને કાપ બન્ને આવે છે અને તે સહેવા નાનકડા સ્ક્રૂ આવે, તેમાં વળી સ્ક્રૂના પેચ અને લાકડાના પકડ ઉપર જ બધો આધાર. મતલબ સાખ અને બારણાના જોડાણ માટે નબળામાં નબળી ચીજ શોધાઈ હોય તો તે આ મીજાગરા.

"આ મીજાગરા હસ્તીમાં આવવાનું કારણ તકતી (Panel) વાળા બારણાનો રિવાજ. મીજાગરાની માફક ખંડને બંધ કરવા માટે નબળામાં નબળી વસ્તુ શોધાઈ હોય તો તે આ તકતીવાળાં બારણાં. આ રીતમાં તકતી ૧" થી ૨" સુધીની જાડી હોય છે. તે છોલાઈ ચારે છેડે ૦॥" લગભગની થઈ જાય એટલું જ નહિ પણ તેના ચોકઠામાં તેને ભાગ્યે જ અર્ધા ઈંચનો આધાર મળે. જ્યાં વરસાદના ભરાઈ રહેલા પાણીનો તેને સાથ મળે એટલે આયુષ્ય ટૂંકાવવાનો સરળ ઉપાય જડી જાય. મજબૂત માણસ એક પાટુ મારે ને નીકળી જાય તેવી તેની જોડવાની રીત છે.

"અગાશી કરવી કે છાપરું કરવું તે સંબંધમાં મકાન બંધાવનારને અવઢવ રહ્યા જ કરે છે. અનુભવથી એવું જોવામાં આવ્યું છે કે બંધાવનાર પૈકી ઘણા અગાશીની તરફેણમાં હોય છે, પરન્તુ ચૂવા તથા ખર્ચની બીકે છાપરાંને બદલે અગાશી કરતાં ડરે છે. જો ભોંકામ

ખંડની દિવાલો ઉપર બરાબર ચડાવવામાં આવ્યું હોય, તેના ઉપર પેરેપેટનો અગર પડદી નીચેના થરનો બરાબર દાબ હોય, ઈંટના રોડાંથી કોલો કરવામાં આવ્યો હોય, અને ઉપર લાદી બરાબર ફીટ નહિ કરતાં, ભોંના વધારા ઘટાડા સાથે વધી ઘટી શકે તેવી પહોળી સાંધાવાળી રાખી હોય તો ચૂવાની કાયમી તકલીફ રહેતી નથી. અગાશીના ફાયદા અનેક છે પરન્તુ, તેના વર્ણનને અહીં સ્થાન નથી. ખર્ચના સંબંધમાં કેટલીક વાર અગાશી સસ્તી પડે છે. ઘણાને તે માન્યામાં આવતું નથી, પરન્તુ અનુભવથી તે નક્કી થયેલ છે. કઈ જગ્યાએ અગાશી સસ્તી પડશે અને કઈ જગ્યાએ મોંઘી પડશે તે કિસ્સાવાર નક્કી કરવાનું રહે છે. દાખલા તરીકે, ખંડ નાના હોય, ચારે બાજુ છાપરાની પાંખ નીકળતી હોય તો ઘણે ભાગે અગાશી સસ્તી પડવાની. છાપરામાં પણ અનેક જાત થાય છે.

"છાપરાનું આયુષ્ય અગાશી જેટલું મનાતું નથી, સિવાય કે અગાશી કામ મૂળથી જ ખરાબ કરવામાં આવ્યું હોય. જૂના વખતમાં દેશી નળિયાં ચૂનામાં છાંદીને છાપરું પાકું કરવામાં આવતું તે જાતના છાપરાનું આયુષ્ય ઘણે ભાગે વધારે હોય છે. પરન્તુ તે અત્યારે વખતે ખર્ચાળ થઈ પડે. અગર જે લોકો તે રીતનાં છાપરાંને પહોંચી શકે તેઓ માટે તો બીજા કોઈ જાતના છાપરાં કરતાં તેવાં પાકાં છાપરાં ભલામણ પાત્ર ગણાય.

"વિલાયતી નળિયાંનું છાપરકામ પણ તેવી રીતે સીમેન્ટમાં ચોંપીને કરવામાં આવે તો ઘણું મજબૂત અને ટકાઉ બને. આવી જાતના, છાપરાં તથા અગાશી માટે એમ કહેવાય છે કે તે દિવસના ભાગની ગરમી સંઘરી રાતના ભાગમાં ખંડમાં છોડે છે. એક રીતે એ હકીકત બરાબર છે (અગાશી માટે આ હકીકત નથી). પરન્તુ, તે ઓછી ઉભણી (ઉંચાઈ)ના મકાનના સંબંધમાં. જ્યાં ઉભણી નિયમસર હોય અને બારીઓ અથવા બારીબારણાં પૂરતાં હોય ત્યાં તેવી તકલીફ પડતી નથી. તેવા કિસ્સામાં પાકાં છાપરાં કરવાં તે જ સલાહભરેલું છે."

**(૩) નકશા વિભાગ :** આ વિભાગમાં પ્રગટ થયેલા લગભગ બધા જ નકશા ભાવનગર નગરવિધાનની ઑફિસમાં થયેલા છે. એ નકશા બનાવનારાઓ ડ્રાફ્ટ્સમેનો છે. તેઓ કોઈવાર પોતાની જ શક્તિથી ને કોઈવાર પોતાના ઉપરીઓની સૂચનાઓ પ્રમાણે નકશાઓ દોરે છે. આ જગાએ નકશાસંગ્રહ જોતાં ડ્રાફ્ટ્સમેનો અને તેમને સૂચવનાર પૈકી કોઈ સ્થાપત્ય કલાના નિષ્ણાત જણાતા નથી. પશ્ચિમના દેશમાં તો આવા વિષય પર સ્થપતિઓ જ લખે છે, ને જો બીજાઓ લખે છે તો તેઓ સ્થપતિઓનાં જ નકશાનો ઉપયોગ કરી પોતાનાં લખાણને સાર્થ કરે છે. એટલે કર્તાએ આ પુસ્તકમાં સારા મકાન માટે જે જે જ્ઞાન આપ્યું છે તે બધું જ આ નકશામાં મૂર્ત થયું નથી. એટલે તેમને કોઈ આદર્શ નકશા તરીકે ન ગણે. તેમાં બેત્રણેક હિંદુશૈલીનાં દર્શનો કોઈ સારા જાણકારે દોરેલાં છે, તેના કર્તાનું નામ એ ચિત્રો ઉપર પ્રગટ થવું જોઈતું હતું. અને તેનો નામનિર્દેશ પ્રસ્તાવનામાં પણ આવવો જોઈતો હતો. કેટલાંક પરસ્પેક્ટિવ (યથાદર્શન) અયથાર્થ છે. કેટલાક પ્લાનો પ્રગટ કરવાની જરૂર નહોતી. આ નકશા વિભાગ ઘર બંધાવનારને નકશા બનાવવાની અગત્ય સમજાવવા ઉપરાંત બીજો ઉપયોગી બોધ આપતો નથી.

પુસ્તકના કર્તાને સૂચવવા રજા લઈએ છીએ કે એમની ગૃહવિધાનની બધી શાસ્ત્રીય ચર્ચા મૂર્ત કરવા માટે ખરેખરા સ્થપતિઓ જ જોઈએ, અને તેવા સ્થપતિઓએ કરેલાં મકાનોના નકશા જો પ્રગટ થયા હોત તો કર્તાનો પ્રયત્ન સર્વાંશે સફળ થાત અને એ જ રીત ભાવનગરની કે ગમે તે નગરરચનાની સફળતા માટે ઈષ્ટ છે.

ગજાનન વિ. પાઠક

———o———

# રોજનીશી

## જુલાઈ : ૧૯૩૮

તા. ૨૯ : મધ્યપ્રાંતના ગવર્નરે મધ્યપ્રાંતની ધારાસભાના મહાસભાપક્ષના આગેવાન પં. રવિશંકર શુક્લને નવું પ્રધાનમંડળ રચવા આમંત્રણ આપ્યું: પં. શુક્લે નવું પ્રધાનમંડળ રચ્યું; પાળીઆદના ધરતીકંપને લીધે ત્યાંની ભૂમિની તપાસ કરવા ભૂમિવિશારદ ગયા.

તા. ૩૦ : દિલ્હીમાં મુસ્લિમ લીગની કારોબારી સમિતિ મળી; ભાગલપુરમાં હિંદુ મુસલમાનો વચ્ચે હુલ્લડ થયું: ૩ હિંદુઓ માર્યા ગયા, ૪૮ને ઈજા થઈ: ૧૪૪મી કલમનો અમલ જાહેર કર્યો.

તા. ૩૧ : અમદાવાદના હોટેલમાલિકોનું ડેપ્યુટેશન મુંબઈ સરકાર પાસે ઊપડયું; રશો-ચીન ગંભીર અથડામણ: વર્તમાનપત્રો ઉપર અંકુશ મૂકાયા: સુડેટન જર્મન નેતાની ઝેક સરકારને ચેતવણી: તમારો ઈરાદો હજી યે તમારી દરખાસ્તોને વળગી રહેવાનો છે કે કેમ તેનો ખુલાસો કરો; મુસ્લિમ લીગનો મહાસભાને જવાબ: 'મહાસભાએ લીગ તરફનું પોતાનું વલણ બદલ્યું છે. ૧૯ વર્ષ સુધી મહાસભાએ લીગનો સમાન કક્ષાએ સ્વીકાર કર્યો છે.'

## ઓગસ્ટ : ૧૯૩૮

તા. ૧ : લો. મા. ટિળકની સંવત્સરી હિંદભરમાં ઊજવાઈ; બારડોલી તાલુકામાં સંપૂર્ણ દારૂબંધીનો અમલ શરૂ થયો: દારૂનિષેધ ખાતાના પ્રધાન ડૉ. ગીલ્ડર બારડોલી ગયા; કોરીઆના જાપાની મથકો પર સોવિયેટ વિમાનોએ બોમ્બમારો ચલાવ્યો.

તા. ૨ : બંગાળની ધારાસભાની બેઠકમાં પ્રધાનમંડળના ૧૦ સભ્યોમાં અવિશ્વાસ જાહેર કરતી દસ દરખાસ્તો મૂકવામાં આવી; મદ્રાસ સરકાર દેવદાસીની પ્રથાને નાબૂદ કરવા વિચારણા ચલાવે છે એવી વીગત બહાર આવી.

તા. ૩ : મુંબઈ કામદાર તપાસ સમિતિના પ્રમુખ તરીકે જસ્ટીસ શ્રી. હરસિદ્ધભાઈ દીવેટિયાની નિમણૂક જાહેર થઇ.

તા. ૪ : વળા રાજ્યના ૧૧ ખેડૂતોને એકાએક જેલમાં પૂરવામાં આવ્યા; પ્રો. એમ. એલ. દાંતવાળાનું 'મહાસભાવાદી પ્રધાનમંડળનું એક વર્ષ' એ વિષય ઉપર અમદાવાદમાં ભાષણ; જાપાને મંચુકુઓની સરહદને અંગેની પોતાની શરતો સોવિયેટ રશિયા સમક્ષ રજૂ કરી.

તા. ૫ : મુંબઈ સરકારે જુદા જુદા પ્રાંતોમાં વીજળી ઉત્પન્ન કરવાનાં શક્ય સાધનોની અને તે વીજળી સસ્તા દરે પૂરી પાડવાની શક્યતાઓની તપાસ કરવાની યોજના જાહેર કરી.

તા. ૬ : શેઠ લાલભાઈ દલપતભાઈ આર્ટ્સ કોલેજના પ્રાચ્યભાષા મંડળના આશ્રય હેઠળ ડૉ. આનંદશંકર ધ્રુવના પ્રમુખપણા નીચે અમદાવાદમાં કાલિદાસદિન ઉજવાયો; અખિલ હિંદ પાર્લામેન્ટરી પેટા કમિટીના પ્રમુખ સરદાર વલ્લભભાઇએ મધ્યપ્રાંતના માજી પ્રધાન ડૉ. ખરેએ કરેલા આક્ષેપોનો રદિયો આપતું નિવેદન બહાર પાડયું.

તા. ૭ : ગાંધીજીનો 'હરિજન'માં ડૉ. ખરેપ્રકરણ વિશે એક લેખ: "જો મહાસભા ફાસીસ્ટ હોત તો... તો ડૉ. ખરેનું માથું ધડથી જુદું થઈ ગયું હોત."

તા. ૮ : ગુજરાતના સુપ્રસિદ્ધ સાક્ષર શ્રી. રસિકલાલ છો. પરીખે ગુજરાત વર્નાક્યુલર સોસાયટીના ઉપમંત્રીનો ચાર્જ સંભાળી લીધો; અમદાવાદ મ્યુનિસિપાલિટીની પ્રાથમિક કેળવણીની લગભગ સાડા અગિયાર લાખ રૂપિયાની ગ્રાન્ટ જે મુંબઇ સરકારે અટકાવી હતી તે પાછી આપ્યાની જાહેરાત બહાર પડી; હિંદનો સામ્યવાદી પક્ષ હિંદમાં આંતરવિગ્રહ જગાવવા ઈચ્છે છે તેથી આમજનતાને ચેતતા રહેવા સૂચવતી એક યાદી મદ્રાસ સરકારે બહાર પાડી.

તા. ૯ : દૂર પૂર્વના સોવિયેટ વડા કમાન્ડર માર્શલ બ્લુશેર યુદ્ધના સ્થળે જાતે દેખરેખ રાખવા હાજર થયા: સોવિયેટનાં ૧૪ વિમાનોએ જાપાની મથકો પર બોમ્બમારો ચલાવ્યો; મધ્યપ્રાંતના વડાપ્રધાન, પોતાના ચાર સહપ્રધાનો સહિત વર્ધા ગયા; ઝેકોસ્લોવેકિયાના પ્રશ્ન અંગે પ્રેગમાં લોર્ડ રન્સીમેન અને ડૉ. હોડ્ઝા વચ્ચે મંત્રણા.

તા. ૧૦: સ્પેનના દરિયામાં જનરલ ફ્રેંકોએ બ્રિટિશ સ્ટીમર 'લેક લુગાનો' ડુબાડી દીધી; રશિયા અને જાપાનની મંચુકુઓ સરહદ અંગે ચયેલા યુદ્ધનો બન્ને પક્ષે સમજૂતી થવાથી અંત આવ્યો.

તા. ૧૧: જર્મન સરકારની પ્રચંડ લશ્કરી તૈયારીઓથી સરહદી પ્રજામાં ગભરાટ ફેલાયો અને જુદા જુદા દેશોના રાજદ્વારી પુરુષોમાં પણ ચિંતા ફેલાઈ; પોલંડ રાષ્ટ્રસંઘમાંથી ખસી ગયું.

તા. ૧૨: સુરતમાં તાપી નદીમાં ભયંકર હોનારત: હોડી ડૂબી જતાં ૮૦ માણસો ડૂબી મરી ગયા.

તા. ૧૩: મુંબઇ ઇલાકાના ગણોતિયાઓનું રક્ષણ કરવા માટેના ધારાનો ખરડો મુંબઈ સરકાર તરફથી બહાર પડ્યો.

તા. ૧૪: રાજકોટમાં રાજકુમાર કૉલેજના મેદાનમાં જાહેરસભા ભરાઇ: રાજકોટ નરેશને બંગલે જંગી માનવમેદની કૂચ કરી ગઈ: લોકોને આગળ વધતા અટકાવવા મહેલના દરવાજે તાળાં દેવાયાં; હિંદી વિરોધી પ્રવૃત્તિને દાબી દેવા મદ્રાસ સરકાર કડક હાથે કામ લેશે એવા ત્યાંના વડાપ્રધાન શ્રી. રાજગોપાલાચારીએ ઉદ્‌ગાર કાઢ્યા.

તા. ૧૫: રાજકોટમાં જાહેરકાર્યકર્તાઓ પકડાયા, જાહેરસભા પર લાઠીચાર્જ થયો: અને ૧૪૪મી કલમનો અમલ શરૂ થયો; હિંદી સરકારે લશ્કરીભરતી વિરુદ્ધ પ્રચાર કરનાર સામે પગલાં ભરતું બિલ વડી ધારાસભામાં દાખલ કર્યું; પં. જવાહરલાલ નેહરુ અને પ્રેગના લૉર્ડ મેયર વચ્ચે મુલાકાત થઇ.

તા. ૧૬: રાષ્ટ્રપતિ શ્રી. સુભાષચંદ્ર બોઝ અને મુસ્લિમ લીગના પ્રમુખ શ્રી. ઝીણા વચ્ચેનો પત્રવ્યવહાર પ્રસિદ્ધ થયો; શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાયને ત્રિવેન્દ્રમમાં જાહેર ભાષણ આપવાની ત્યાંના જિલ્લા મેજિસ્ટ્રેટે મનાઈ ફરમાવી; બંગાળના ગવર્નરે ૧૯૩૮ના ગણોતના કાયદામાં સુધારો કરતા બિલને સંમતિ આપી.

તા. ૧૭: હેન્કાઉ નજીક યાંગ્સે નદીમાં જાપાનીઓએ જંગી નૌકાસૈન્ય જમા કર્યું; વ્યક્તિસ્વાતંત્ર્યના વિકાસ માટે તમામ ફોજદારી કાયદા રદ કરવાની માગણી રજૂ કરતો ખરડો મદ્રાસની ધારાસભામાં રજૂ કરવા શ્રી. કૃષ્ણાચારીએ પરવાનગી માગી: વડાપ્રધાન શ્રી. રાજગોપાલાચારીએ જવાબ વાળ્યો: 'હજી એ સ્થિતિ માટે સમય આવ્યો નથી.'

તા. ૧૮: નાદુરસ્ત તબિયતને અંગે મહાત્માજીએ અચોક્કસ મુદત સુધી સંપૂર્ણ મૌન શરૂ કર્યું: રાજકોટની લડતને અંગે નવ માણસોની ધરપકડ થઈ; શ્રી. ભુલાભાઈ દેસાઈએ સીમલામાં વાઇસરૉયની મુલાકાત લીધી; કોલ્હાપુર નરેશે પોતાના રાજ્યમાં જવાબદાર રાજ્યતંત્રની રચના કરવાની જાહેરાત કરી; પેલેસ્ટાઇનનો અશાંત મામલો: નેબ્લસમાં ૨૪ કલાક કરફ્યુ ઑર્ડરનો અમલ કર્યો.

તા. ૧૯: શ્રી. વિજયાલક્ષ્મી પંડિત ઇંગ્લાંડ ગયાં; રાજકોટમાં પ્રજાનો વિજય: ગિરફતાર થયેલાઓને બિનશરતે છોડી મૂક્યા: જવાબદાર રાજ્યતંત્ર માટે જંગ ચાલુ રાખવા સ્થાનિક કાર્યકર્તાઓએ મંત્રણા કરી; ઝેકોસ્લોવેકિયાના પ્રશ્ન અંગે લૉર્ડ રન્સીમેન અને હેર હેન્લીન વચ્ચે પ્રેગમાં એકાંત સ્થળે ગુપ્ત મંત્રણા થઈ; સ્પેનના બળવાખોરોએ બ્રિટનની એક વધુ સ્ટીમર ડૂબાડી.

તા. ૨૦: ત્રાવણકોર રાજ્યના મનાઈ હુકમનો ભંગ કર્યા બદલ શ્રી. કમલાદેવી ચટ્ટોપાધ્યાયની ત્રિવેન્દ્રમમાં ધરપકડ થઈ: "રાજ્યના વહીવટમાં માથું મારવાનો દરેકે દરેક હિંદીને અધિકાર છે" એવા ઉદ્‌ગારો એમણે કાઢ્યા.

તા. ૨૧: બ્રિટિશ યોજનાનો અમલ કરવા પહેલાં જનરલ ફ્રાન્કોએ 'યુદ્ધે ચડેલા પક્ષને મળતા હક્કોની' માગણી રજૂ કરી.

તા. ૨૨: ફ્રાન્સના પ્રધાનમંડળમાંથી કામદારખાતાના પ્રધાન અને જાહેર બાંધકામ ખાતાના પ્રધાન (બન્ને સ્વતંત્ર સમાજવાદીઓ) રાજીનામાં આપ્યાં.

તા. ૨૩: વડી ધારાસભામાં ભારે હરકેરણી પડી, મિ. ઓગિલ્વીના લશ્કરી ભરતીની અટકાયત સામેનો ખરડો પસાર થયો: માત્ર એક મત માટે શ્રી. સત્યમૂર્તિનો સુધારો ઊડી ગયો.

———o———

卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૬ ભાદ્રપદ • ૧૯૯૪ અંક ૫

# 'શેષ'નાં ઉપમાચિત્રો

ડોલરરાય રંગીલદાસ માંકડ

કાવ્યમાં અલંકારનું સ્થાન કયું અને કેટલું એ પ્રશ્ન જુદો છે પણ એટલું તો સર્વમાન્ય છે કે કાવ્યની શોભા વધારવામાં સારા કવિઓ અલંકારરૂપી સાધનની મદદથી ઘણી ઉચ્ચ સિદ્ધિ પ્રાપ્ત કરી શકે છે. આપણાં અર્વાચીન ગુજરાતી કવિતાસાહિત્યમાં અલંકારોનો સુભગ અને સિદ્ધહસ્ત પ્રયોગ જે બેત્રણ કવિઓએ કર્યો છે તેમાં ગોવર્ધનરામનું સ્થાન વિશિષ્ટ છે. એનાં 'સ્નેહમુદ્રા'માં, એ બીજી દૃષ્ટિએ ગમે તેવું લાગે છતાં, અલંકરણની દૃષ્ટિએ તેમ જ ભાષાની પ્રૌઢિની દૃષ્ટિએ આપણા નવીન કવિને જાણવાનું મળે તેવું ઘણું છે. અહીં આપણી કવિતાની અલંકારસમૃદ્ધિ વિશે લખવું નથી, પણ અલંકારસમૂહમાંથી એક જે ઉપમા તેના એક વિશિષ્ટ પ્રકાર વિશે જ લખવું છે. અત્યારસુધીનાં આપણાં કાવ્યોમાં સુન્દર અને ચિત્તાકર્ષક ઉપમાઓ ઘણે સ્થળે વપરાયેલી મળે છે પણ એ બધી ઉપમાઓનું ઘડતર, વધુમાં વધુ ત્યારે જેને સંસ્કૃતમાં વાક્યગા પૂર્ણોપમા કહે છે તે પ્રકાર સુધીનું છે. આવી

ઉપમા એક વાક્યમાં પર્યવસાન પામે છે. અહીં મારે જે બતાવવું છે તે વાક્યગાનાં પૂર્ણ વિકસિત સ્વરૂપનું સૌન્દર્ય છે.

સામાન્ય વાક્યગા પૂર્ણોપમાનું દૃષ્ટાન્ત આ:

પુણ્યની શાન્ત મૂર્તિ શી સાધ્વી લલિતલોચના
સુવર્ણા—

પણ નીચેનું દૃષ્ટાન્ત તપાસો:

પાડી નાખે તનુ પર પડ્યું બિન્દુ જે હૈમ આવી
ઝાડીમાંથી મૃગપતિ જરા વાળ જેવો હલાવી
કીધો નીચે સુતનુકરને એ પ્રમાણે કચે ત્યાં,

એ દૃષ્ટાન્તમાં ઉપમાનવાક્ય અને ઉપમેયવાક્ય, ખરી રીતે જુદાં છે અને બન્નેમાં અક્કેક પૂર્ણ ક્રિયાપદ છે. એ બન્ને વાક્યને ઔપમ્યવાચક શબ્દથી જોડી લીધાં છે તેથી ઉપમા ઉપજી છે. આવી જાતની ઉપમાને સંસ્કૃત અલંકારશાસ્ત્ર મુજબ વાક્યગા ગણાય કે નહિ એ પ્રશ્ન છે, કેમ જે સંસ્કૃત વાક્યગામાં યથાથી બે વાક્યને જોડે છે ત્યારે પણ બન્ને વાક્ય વચ્ચે એક જ પૂર્ણ ક્રિયાપદ હોય છે. પણ આપણે તો ઉપલા દૃષ્ટાન્તને વાક્યગા ઉપમા જ ગણશું, કેમકે સ્વરૂપમાં પૂરેપૂરી નહિ તો તત્ત્વમાં તો એ વાક્યગા ઉપમા જ છે.[1]

ઉપર આપેલાં બે દૃષ્ટાન્તોમાં જે કાવ્યચમત્કૃતિનો પરિચય આપણને થાય છે તેમાં એક ભેદ છે તે આપણે સમજી લઈએ. પહેલાં ઉદાહરણમાં માત્ર ઉપમેય, ઉપમાન, વાચક અને ધર્મ એમ ચાર શબ્દો આપવા પૂરતી જ કવિની ફરજ છે, જ્યારે બીજા ઉદાહરણની વિવર્ધિત વાક્યગામાં ઉપમાનવાક્યમાં નાનું શું ચિત્ર આપવાની કવિની ફરજ થાય છે. આ ચિત્રણથી વર્ણનમાં એક જાતની પ્રત્યક્ષતા ભળતાં કાવ્યાસ્વાદમાં વધારો થાય છે. આવી જાતની ઉપમાને હું ઉપમાચિત્રનું નામ આપું છું. તાત્ત્વિક દૃષ્ટિએ તો એ વિવર્ધિત કે પરિપોષિત વાક્યગા જ છે. અંગ્રેજીમાં આવી ઉપમાઓને Protracted Simile કે Sustained Simile કે Epic Simile કે Honeeric Simile કહે છે.

આ જાતની ઉપમાઓ, મૂળ ગ્રીક સાહિત્યમાં વપરાયેલી મળે છે. ત્યાર પછી તેનો ઉપયોગ અંગ્રેજી સાહિત્યમાં યે ખૂબ થયો છે.[2] પણ આપણાં સાહિત્યમાં તો કવિઓનું ધ્યાન હજી એના તરફ દોરાયું જણાતું નથી. તેથી આ લેખમાં, હમણાં બહાર પડેલ

૧. બે જુદાં વાક્યોથી દૃષ્ટાન્ત નામે અલંકાર બને પણ એમાં ઔપમ્યવાચક શબ્દ ન હોય તેથી આવાં ઉદાહરણોને દૃષ્ટાન્ત નહિ ગણી શકાય. વળી આ દાખલો તો દૃષ્ટાન્ત નથી જ કેમકે એમાં બિમ્બપ્રતિબિમ્બભાવ પણ નથી. આ ઉદાહરણ તેમ જ હવે પછીથી ગણાવવાનાં ઉપમાચિત્રોને પ્રતિવસ્તૂપમા પણ ન કહેવાય કેમ જે એમાં (પ્રતિવસ્તૂપમામાં) પણ વાચકનો અભાવ હોય છે.

૨. અલેક્ઝાંડર બેઈન પોતાનાં English Composition and Rhetoric, Vol I, પૃ. ૧૭૮–૭૯માં લખે છે: "The Protracted simile was fully developed, in Homer and has ever since entered into literary composition—poetry and prose. In imitation of Homer, Virgil continued the art. The greatest poets of modern times have been composers of similes: among them Dante, Spenser, Shakespeare and Milton are conspicuous."

'શેષનાં કાવ્યો'માંનાં કેટલાંક કાવ્યોમાં કવિએ આ ઉપમારીતિ અખત્યાર કરી છે અને ચારુત્વભરી રીતે અખત્યાર કરી છે તે બતાવવાનું ધાર્યું છે.'

એમ નથી કે આપણાં સાહિત્યમાં આવાં ઉપમાચિત્રો સાવ નથી વપરાયાં. 'સ્નેહમુદ્રા'માં એક જગ્યાએ આવી ઉપમા વપરાઈ છે.[3] (જુઓ ત્રીજી આવૃત્તિ, પૃ. ૧૨૩, સિંહ.)

ભીંડે પણ ઉગ્ર ભાનુ જ્યાં બાથ :
સલિલના ક્રોધી નાથની સાથ,
ઉદકનિધિ ઉછળી ગર્જતો ત્યાં જ,
વીંઝતો પછાડતો વીચિ-હાથ,
ધરતી તણી પીંડે રચે ઘમસાણ
દોડતો શત શત ગોજનમાન,
ઘસડતો પ્હાડ તણા પાષાણ,
ત્હોય રવિ ન્હડી થાય શિરતાજ !

તે જ રીતે વનદન્તી ગર્જના સુણી મ્હારી ઉછળતા,
મદ ઝરતા, કર પછાડતા, ચીસ પાડી, દંતને ઘસતા.

પણ નીચે આપેલાં શેષનાં કાવ્યોમાંના દૃષ્ટાન્તોની સાથે આને સરખાવતાં જણાશે કે આનાં ઉપમાનવાક્યનું ઘડતર, રૂપકાત્મક ઉક્તિ છે છતાં સચોટ અસર કરે તેવું નથી. પહેલી જ લીટીમાં 'પણ'ની હાજરી અને આખાં યે ઉપમાનવાક્યમાં વાચકના સાપેક્ષ ભાગ 'જેની રીતે'ની ગેરહાજરીથી ચિત્રની અસર બરાબર ઊઠતી નથી. એનાં કરતાં ઠાકોરની નીચેની માલોપમા (એ પણ વિવર્ધિત વાક્યગા છે પણ એમાં વળી ચાર ઉપમાનની માલા બનાવીને વૈચિત્ર્ય આણ્યું છે) વધુ અસરકારક છેઃ (જુવો, સર્ગદર્શન, પૃ. ૬૦-૬૧)

જ્યોતિસ્તમ્ભ જલાશયે રવિ રચે ત્યાં જેમ મત્સ્યો બધા,
રહે સર્વત્ર, પરન્તુ સ્તમ્ભજલમાં આવી જ થાતા છતા;
રંગો જેમ અનન્ત વારિકણમાં છૂપા રહે. સર્વદા,
ને જ્યાં મેઘ કમાન ખેંચી વિલસે ત્યારે જ થાતા છતા;
ગન્ધો જેમ અસંખ્ય દ્રવ્યકણમાં રાચે લપાઈ સદા,
ને જ્યારે ઋતુરાજ રાચી રમતો ત્યારે જ થાતા છતા;
પ્રેમો જેમ ચરાચરે સતત બન્ધાઈ રહે મુગ્ધ, ને
અન્તર્દીપ જ્યહાં સ્ફુરે તુરત ત્યાં જાગી પ્રવાહી બને;
આત્માઓ ત્યમ ગીત-જ્યોતિમય એ શાન્તિ વિશે આવતા,

આ ઉપમાગુચ્છ પણ, એમાં આંતરિક સૌન્દર્ય ઉચ્ચ પ્રતિનું છે છતાં હું જે ઉપમાચિત્રોનાં દૃષ્ટાન્તો નીચે આપું છું તેનાથી કંઇક ભિન્ન છે. આપણા બીજા કોઇ કવિનાં કાવ્યમાં આવી જાતની ઉપમાનો પ્રયોગ થયો હોય તોપણ, એ આ કાવ્યસંગ્રહમાં થયો છે તેવો વ્યાપક નથી તેથી આ સંગ્રહમાં આવી જાતનાં મળતાં ઘણાંખરાં ઉદાહરણો નીચે ચર્ચું છું:-

૩. પૃ. ૧૧૪ ઉપર પણ આવી એક વપરાણી છે પણ એનું ઉપમાનવાક્ય ટૂંકું જ છે.

(૧) પ્રાર્થના, લીં. ૧–૫.

ગભીર ભવસાગરે સભર તોય માઝાવતે—
મહાન ખગરાજ પાંખ સમતોલ બે રાખીને
ઊડે સતતવેગ જેમ, વણ મોહ, ધારી દિશે—
પ્રફુલ્લ–સઢ તેમ જેહ નિજ માર્ગ એકાગ્ર થૈ
સરે સુભગ કાફલા સરલ ... ... ... ... ...

(૨) ડુંગરની કોરે, લીં. ૫–૧૩.

ને કરાડે ખીણ કેરી, ઊભું આ વૃક્ષ તોછડું:
જેમ કો માનવી દીન ભૂતકાળ તણા ધન
સંબંધો નષ્ટ થૈ જાતાં, એક પાસ રહ્યાસહ્યા
સંબંધોના જ આધારે, ખીણ કરાલ કાલની
ઉપરે અદ્ધર રહી જીવે સંદિગ્ધ જીવન,
— અટૂલો ને અનાશ્રય;
તેમ આ વૃક્ષ એ આંહી, અદ્ધર ને ઝઝૂમતું,
કૈં આધાર વિના નીચે, માત્ર એક જ બાજુનાં
મૂળોથી ભોંયને બાઝી, પણ વાંકે ઊભું રહ્યું ![૪]

(૩) નવવરવધૂ, લીં. ૨૧–૩૮.

ઇ તો જેવી કો બે સરિત જુદી જુદી દિશ થકી
વહી આવીને કો સ્થલ શુચિ મહીં સંગમ કરે;
તહીં પ્હેલાં તો એ જુદી જુદી દિશાનાં વહનનાં
જલો ભેગાં થાતાં, પ્રબલતમ આઘાત કરતાં,
કહીં સામાસામાં ફરી ઘુમરીમાં પાત્ર ખણતાં,
કહીં સામાસામાં અથડઈ મહાઘોષ કરતાં
ઉડાડે ફીણો ને કહીં વળી મહામોજ રચતાં,
કહીં વેગે દોડી પરસપર કાંઠા પ ઘસતાં,
પરંતુ અંતે તો,
અભેદ નિર્જનો કરી, ગંહન ને વિશાળાં બની,
વહે વણ–વિરોધ–ઘર્ષણ અનન્ય ઉદ્દેશથી,
કરે તટની ભૂમિને રસસમૃદ્ધ ને ખીલતી,
કલ્હાર સમ લીલી ને ઉજળી મ્હેકમ્હેકાં થતી,

૪. આ ખંડની અહીંની ચોથી અને પાંચમી લીંટીમાં છન્દોશૈથિલ્ય આવી જતું લાગે છે ખરું કે નહિ ? પાંચમીમાં તો વિષમ પાદમાં જગણની ગેરહાજરી જ આનું કારણ લાગે છે. ચોથીમાં કરાલ શબ્દનાં સ્થાનથી જરાક પ્રવાહભંગ થતો લાગે છે. માત્ર છન્દની દૃષ્ટિએ નહિ પણ વાચનની પ્રવાહિતાની દૃષ્ટિએ પણ આ બન્ને સ્થળે કંઈક શૈથિલ્ય દેખાય છે. આટલી આ, મને લાગે છે તેવી ક્ષતિ બતાવતાં, આ વાક્યમાં રહેલો એક ગુણ પણ મારે બતાવવો જોઈએ. છઠ્ઠી લીંટીમાં માત્ર એક જ સમપાદ મૂક્યું છે તે કવિનો છન્દોનાં માનસશાસ્ત્ર ઉપરનો કાબૂ બતાવે છે. ઉપમાનવાક્ય પૂરું થાય છે અને ઉપમેય વાક્ય શરુ થાય છે ત્યાં આમ છન્દોભંગ કરતાં કેટલું ચાતુર્ય નીપજે છે તે બતાવવું પડે તેમ નથી.

અનેકવિધ વિસ્તરન્ત વ્યવહાર જ્યાં લોકના !

તમે યે એ રીતે—[5]

(૪) મંગલત્રિકોણ, લીં. ૩૯–૪૫.

ઉન્નત ને ભરેલા
મેઘો ચડે સામસામી દિશાથી,
ચડી, મળી મધ્યનભે, લળીને,
પૃથ્વી પરે અનરાધાર વર્ષે,
તેવાં અમે સામસામેથી ઝૂક્યાં,
શિશુ પરે, ને વરષ્યાં સહસ્ર
ધારો થકી અંતર કેરું હેજ.[6]

(૫) ખિન્ન સખાને, લીં. ૮–૧૪.

ને ખિન્ન હૈયે જુહુતીર બેસી
જોયા કર્યું; જેમ પિયુ નિહાળે
સૌભાગ્યની અંતિમ વેળ બેસી,
તેજસ્વી અંગો પર વલ્લભાનાં
મૃત્યુ તણા રંગ ઘેરા છવાતા;
હા ! તેમ મેં વ્યોમની રંગલીલા
પરે છવાતી દીઠી ઘેરી કાલિમા !

(૬) મને કૈં પૂછો ના, લીં. ૨–૬.

તમારા પ્રશ્નોના અપરિચિત ઊના શ્વસનથી—
લજામણી વેલીને કંઈ જ્યમ અચિંત્યું અડી જતાં,
બિડાયે સૌ પર્ણો, કુમળી સહુ ડાળી વળી જતી;
ખરે ! તેવા મારા હૃદય સુકુમારાંકુર બધા
મિંચાતા, ખેંચાતા વિષમ દિશ, ગૂંચાઈ પડતા,

૫. આ ઉતારામાં બીજાં ચરણના 'શુચિ' શબ્દનું ઔચિત્ય નોંધવા જેવું છે, પણ એનાથી યે વધુ નોંધપાત્ર તો કવિએ યોજેલું છન્દો-વૈવિધ્ય છે. નવમીના અધવચથી શિખરિણી મૂકીને પૃથ્વીનો આશ્રય કવિએ લીધો છે તે સર્વથા યોગ્ય છે. નવમી સુધી પહેલાં સંઘર્ષના પગલાં આઘાત અને આક્રમણ સ્પષ્ટ રીતે, શિખરિણીનાં યોગ્ય ઘડતરથી સૂચવાય છે, તો દશમાથી, સંભ્રમમાં [illegible] શાન્તિ, વિશાળતા અને ભવ્યતા સૂચવાય છે. ભાવને લગતું છન્દનું આ ઘડતર [illegible]

૬. આ મિશ્રોપજાતિમાં માત્ર ઇન્દ્રવજ્રા અને ઉપેન્દ્રવજ્રાનું જ મિશ્રણ નથી એ [illegible] જેવું છે. આ ઉતારામાં બીજામાં તતતગગ માપ, ચોથીમાં તજતગગ માપ અને [illegible] માપનો પાઠ નજરે પડે છે. તેમાંથી તતતગગ માપના, છન્દને શાલી છન્દ કહે છે એમ મેં [illegible] વખત બતાવ્યું છે (જુઓ 'ઊર્મિ' કાર્યાંક ૧૯૪૦).

(૭) એ જ, લીં. ૧૦–૧૫.

તમારા પ્રશ્નોનો ધ્વનિ ઉરમહીં પેસી જઈને—
બિજાપૂરી પેલા ઘૂમટ મહીં કોઈ ધ્વનિ થતાં
ખૂણાખાંચામાંથી અગણિત અજાણ્યા અસમજ્યા
અવાજો ચોપાસે ઘૂમીઘૂમી હુકાહૂક કરતા—
તમારો એકેકો ધ્વનિ ત્યમ પ્રવેશ્યે હૃદયમાં
અજાણ્યા કૈં ખૂણા નવનવ સવાલો ડણુકતા,[૭]

(૮) એ જ, લીં. ૧૮–૨૩.

તમારા પ્રશ્નાઘાતથી ઊંડુંઊંડું ઊતરી જતાં—
દિયે જેવો કોઈ ડુબકી દરિયાના તળ ભણી
મહીં પાણી ચોપાસથી અનુભવે ભીંસ કરતું,
ઉઘાડી આંખે એ અધૂરું વળી અસ્પષ્ટ નીરખે,
ન દીઠાં આંથારે પણ કદી જુએ સત્ત્વ વરવાંઃ
હું યે એવાં દેખું વિકટ વરવાં સત્ત્વ હૃદયે.[૮]

(૯) ઉસ્તાદને, લીં. ૩–૧૦.

તવ સ્પર્શે સ્પર્શે—નવલ શિશુમાં માત નિજની
કરે પંપાળંતાં અદ્ભુત ઊંડા ભાવ વિલસે,
અને આખા દેહે અણુવિકસિયા સૌ અવયવે
ન માયે ચૈતન્ય પ્રસર્યું કુસુમે સૌરભ સમું !
યથા વા વ્હાલીના મધુર કરથી પ્રીતમ ઉરે
નવા કૈં સંસ્કારો અતલ ગહનેથી સ્ફુરી રહે—
તવ સ્પર્શે તેવા બીન તણી એકેકી રણઝણે
લસે જાગે ચેતે મુજ દિલ નવા ભાવ ઉભરે ![૯]

---

૭. ત્રીજી લીટીમાંના 'અસમજ્યા' શબ્દથી અર્થબોધની જરાક, જરાક જ અસ્પષ્ટતા ઉપજે છે છતાં આ ઉતારાની આ ઉપમા આપણાં સાહિત્યમાં ચિરકાળ ટકે એટલી જીવંત છે. એમાં કલ્પના કરતાં ભાષાવ્યક્તિ જ એની સફળતા વધુ નીપજાવે છે. 'ઘૂમીઘૂમી' અને 'હૂકાહૂક' જેવા શબ્દાનુકૃતિપ્રયોગોથી (onomatopoetic) માત્ર ચિત્ર જ નહિ, પડઘાના રણકાર પણ કાનમાં ગુંજતો હોય એવું લાગે છે.

૮. આમાં, પહેલી લીટીમાં તેમ જ ત્રીજીમાં છન્દોશૈથિલ્ય લાગે છે તે એના અયોગ્ય યતિભંગથી. શિખરિણી જેવા છન્દમાં આવી છૂટ અચારુતા ઉત્પન્ન કરે છે એમ મને તો હમેશાં લાગ્યું છે. આવા છન્દને પ્રવાહી બનાવવો હોય તોપણ એની મર્યાદાઓ નિશ્ચિત કરીને, પછી એમ કરવું જોઈએ.

૯. આમાં કંઈક માલોપમા જેવું છે, કંઈક એટલા માટે કે, જો કે આમાં બે ઉપમાનવાક્યો છે છતાં, પહેલાં ઉપમાનવાક્યમાં ઔપમ્યવાચિનો અભાવ એને દૃષ્ટાન્તની નજીક મૂકે છે; અલબત ઉપમેયવાક્યમાં સાપેક્ષ 'તેવા'થી એની આકાંક્ષા કંઈક પૂરાય પણ છે. આમાં બીજા ઉપમાન અને ઉપમેયને સરખાવતાં પહેલી નજરે કદાચ ઔચિત્યભંગ લાગે પણ એમ છે નહિ. પ્રીતમના સ્પર્શે વ્હાલીનાં ઉરમાં નહિ, પણ વ્હાલીના સ્પર્શે પ્રીતમનાં ઉરમાં ભાવ જાગવાનું ઉપમાન સાભિપ્રાય છે, કેમકે ઉસ્તાદના સ્પર્શે નહિ, પણ બીનની રણઝણે કવિનાં દિલમાં નવનવા ભાવ ઉપડે છે એમ વક્તવ્ય છે.

(૧૦) એ જ, લીં. ૪૯–૫૫.

જયમ મહાન પર્વત પરે જતા યાત્રિકો
ચડી શિખર ઉપરે શિખર, કૂટ કૂટો પરે,
અચાનક જઈ ચડે ઉંચી કરાડ, જ્યાંથી નીચે
સપાટ ભુંઈ દૂરની ધુમસ ગાઢમાંથી જરા
કળાય ન કળાય; તેમ તવ સૂર એકેકથી
ઉંચા પર ઉંચા ચડી, પછી અચિન્તવ્યા થંભતાં;
સુમન્દ્ર સ્વર ત્યાં સુણાય–ન–સુણાય એવા થતા.[૧૦]

(૧૧) એ જ, લીં. ૬૯–૭૯.

અને દિન બધો ઝડી ઉપર કો દિ વર્ષી ઝડી
પ્રદોષ સમયે છવાય નભમાંહી આછાં ઘનો,
રચાય દિશ સર્વમાં વિવિધ રંગ રંગો પરે,
સરે વિવિધ રંગ જેમ વળી સામસામી દિશે,
ફરે ઘડી ઘડી અનંત પ્રગટાવવા કારણે,
પરંતુ નિજ યોજના વશ અલક્ષ્ય કોઈ ક્રમે
વિલીન થતું જાય સર્વ સમ એક અંધારમાં;
તુજ સ્વર બધા ય તેમ કરી વ્યક્ત આનન્ત્યને,
ધીરી ગતિથી સંહરાય બસ કો રણુકારમાં,
—અનંત વિરહોત્થ તીવ્ર અતિ આર્ત નિઃશ્વાસશા—
અરૂપ પછી જે અનંત જઈ શુન્ય માંહી શમે !

ઉપરનાં ઉદાહરણોમાં, વાચકનાં મનમાં ઉપમેયની સ્પષ્ટ છાપ ઊડે એટલા માટે ઉપમાનની બને તેટલી બધી વીગતો આપીને કવિ એક ચિત્ર જ ઊભું કરે છે. આ ચિત્રને કવિ જેટલું જીવન્ત બનાવી શકે તેટલી એની ઉપમા અસરકારક બને. આ ઉપમાનચિત્ર દોરવામાં કવિ, કોઈ વખત ઉપમાનને લગતાં એકાદ વિશિષ્ટ તત્ત્વની મદદ લે છે તો કોઈ વખત ઉપમાનને લગતી બને તેટલી બધી વીગતો આપે છે. ઉપરનાં ઉદાહરણોમાંથી સં. (૧) માં કવિએ ઉપમાનને લગતી એકાદ જ હકીકત આપી છે પણ તે એવી તો વિશિષ્ટ છે કે તેનાથી ધારેલી છબી આપણાં મનમાં ઊભી થાય છે. પણ મેં આહીં બતાવવા ધારેલી વિશિષ્ટતા તો બીજા પ્રકારનાં ઉપમાનચિત્રાંકનોમાં જ સ્પષ્ટ થાય છે, કેમકે ઉપર (૧)માં આપેલ એકાદ વિશિષ્ટ વીગતથી ચિત્ર ઊભું કરવાની રીત તો આપણાં ગુજરાતી કાવ્યસાહિત્યમાં કાન્તાદિ બીજા કવિઓએ અખત્યાર કરેલી મળશે, પણ બીજી રીતની સાતત્યભરેલી ચિત્રાંકનશૈલી જ આપણે ત્યાં વિશિષ્ટ છે. એ શૈલીનાં દૃષ્ટાન્તો ઉપરના (૧) સિવાયના બીજા બધા છે. તેમાં સં. (૬), (૭) અને (૮)માં પ્રમાણમાં ટૂંકાં ઉપમાનવાક્યોથી

૧૦. આનાં ઉપમાનવાક્યની સાથે સોરાબ અને રૂસ્તમનું એવું જ એક ઉપમાન સરખાવવા જેવું છે, અલબત્ત કલ્પનાપ્રતિભા બન્નેમાં જુદાં જ લાગે છે. (ભુંઈ શબ્દ બહુ ઉચિત લાગતો નથી એમ નોંધવું જોઈએ.)

અને તેથી પ્રમાણમાં ઓછી વીગતનાં ચિત્રણથી કવિએ અસર ઉપજાવી છે: છતાં (૭)માં ઉદાહરણનાં ઉપમાનચિત્રાંકનની અસર તપાસો. એમાં માત્ર ચક્ષુઃપ્રત્યક્ષતા જ નથી, એ વાંચ્યા પછી તો જાણે કે હૂકાહૂક કરતા પડઘાની શ્રવણગોચરતા પણ આપણને થાય છે. અલબત્ત, આ સિદ્ધિ માત્ર વીગત આપવાથી કે ચિત્રણ કરવાથી નથી નીપજી પણ શબ્દ અને અર્થના આત્યન્તિક મધુર સંવાદથી ઉપજી છે એ સહૃદયોને બતાવવું પડે તેમ નથી. કવિએ અનુભવેલી હકીકતની કલ્પનાનું આટલું તાદૃશ પ્રતિબિમ્બ આપણે ત્યાં હજી તો વિરલ જ ગણાય. બિજાપુરી ઘૂમટની એ ઉપમા આપણાં કાવ્યસાહિત્યમાં ચિરંજીવ રહેશે.

બાકી રહેલા પ્રકારોમાંથી જેમાં ઉપમાનવાક્યની જ માત્ર વીગતો આપી છે એટલે કે ઉપમાનનું જ તાદૃશ ચિત્ર દોર્યું છે ઉપમેયને ઉપમાનની વીગતો લાગુ પાડવાનું પૂર્ણપણે કે એકદેશીપણે ગમ્ય રાખ્યું છે એવી શૈલીનાં ઉદાહરણો ઉપરના સં. (૩), (૫), (૮), (૯)માં છે. આવા દાખલાઓમાં કાવ્યસમ્બન્ધને લીધે ઉપમેયનાં ચિત્રની પૂર્ણ કલ્પના, ઉપમાનનાં તાદૃશ વીગતભર્યાં ચિત્રાંકનને અનુભવ્યા પછી સહૃદય વાંચનારને આવી જતાં વાર લાગતી નથી.

આવાં ઉપમાચિત્રોના છેલ્લા પ્રકારમાં કવિ, ઉપમેયવાક્ય તથા ઉપમાનવાક્ય, બન્નેનું સંપૂર્ણ તાદૃશ ચિત્રાંકન અને એટલી બધી વીગતોમાં ઊતરીને આપે છે. આ પ્રકારનાં ઉદાહરણો સં. (૨), (૪), (૧૦) અને (૧૧)માં છે. સં. (૬) અને (૭)ને પણ આ જ પ્રકારનાં ગણી શકાય. આમાંથી (૨) અને (૧૦)નાં ચિત્રાંકનની અસર તો ઘણી જ તાદૃશ થાય છે. એકલાં અટૂલાં ઝાડની નિરાધાર સમ્બન્ધ વગરના માનવી સાથેની સરખામણી તાદૃશ તો છે જ પણ સાથે જ એવી તો ભાવગમ્ભીર છે કે આપણાંમાં અન્તર્ગૂઢ કરુણનો હૃદયંગમ સંચાર થાય છે. તો (૧૦)નાં કલ્પનાચિત્રણમાં એની વાસ્તવિક છબી જ વિજયીની છે. આવાં ઉપમાચિત્રો આપણને કલ્પનાની પાંખ ઉપર ઉડાડે તો છે જ, પણ નજર સમીપ એ આખા પ્રસંગની કે વસ્તુસ્થિતિની વિશિષ્ટ રેખાઓ એટલી તો સચોટ રીતે મૂકે છે કે આખો પ્રસંગ જ આપણને પ્રત્યક્ષ બની રહે છે.

આ બધાં ઉદાહરણો તપાસતાં એમાં ઉપમા જ છે અને ઉપમા સિવાય બીજો એકે અલંકાર એમાં નથી એટલું તો સ્પષ્ટ થશે જ.[૧૧] બીજું એ પણ સ્પષ્ટ થશે કે એમાં, ઘણુંખરું, ઉપમાનવાક્ય અને ઉપમેયવાક્ય પૂર્ણ હોય છે અને ઉપમાનવાક્યમાં વર્ણનાત્મક ચિત્રાંકન હોય છે. ખરી રીતે આ ઉપમાશૈલીની વિશિષ્ટતા એનાં ઉપમાનવાક્યમાં વર્ણનાત્મક ચિત્રાંકન હોય છે તે છે તેથી જ એવું 'સંતત ઉપમા' કે એવું કંઈ અભિધાન રાખવા કરતાં ઉપર સૂચવેલ ઉપમાચિત્ર અભિધાન ઠીક લાગે છે. આ ચિત્રાંકનને લીધે આ ઉપમામાં, સંસ્કૃત દૃષ્ટાન્તાલંકારનું જે અન્તર્ગતતત્ત્વ,—બિમ્બપ્રતિબિમ્બભાવ, તેમાંથી પ્રતિબિમ્બભાવ સંપૂર્ણપણે ખીલ્યો છે તે પણ સમજાશે. કેટલાંક સ્થળોએ તો બિમ્બપ્રતિબિમ્બભાવ પણ સ્પષ્ટ દેખાશે તો કેટલાકમાં માત્ર પ્રતિબિમ્બનું તાદૃશ ચિત્રાંકન છે. અને મૂળ બિમ્બનું ચિત્રાંકન પૂરું કે લગભગ ગમ્ય રહે છે એમ પણ દેખાશે.

આ ઉપમાચિત્રોનાં અન્તર્ગત ચમત્કારિત્વ તરફ ધ્યાન દોરવાને આટલું બસ થવું જોઈએ. પણ આ ચિત્રો વિશે બીજો એક વિશિષ્ટ મુદ્દો તપાસવાનો બાકી રહ્યો છે.

---

૧૧. સં. (૧૧)માં ઉપાન્ત્ય ચરણમાં ઉત્પ્રેક્ષા છે તે ઉપરનાં કથનને બાધક નથી જ.

રા. રા. મનઃસુખલાલ ઝવેરીએ 'શેષનાં કાવ્યો'નું અવલોકન ('પ્રસ્થાન' જેઠ–અષાડ '૯૪) કરતાં, ઉપરનોંધ્યાં કેટલાંક તેમજ બીજાં એકાદબે સ્થળોથી મિલ્ટનની ભવ્ય શૈલીની યાદ આવે છે એવું લખ્યું છે. અલબત એમ શાથી થાય છે એની તાત્ત્વિક તપાસ એમણે ત્યાં નથી કરી, એમણે તો માત્ર પ્રાસંગિક ઈસારો જ કર્યો છે. પણ મારે નોંધવું જોઈએ કે મહાકાવ્યની પ્રૌઢ શૈલીને યાદ કરાવે એવું આ કાવ્યોમાં જો કોઈ તત્ત્વ હોય તો તે આ સંતત વાક્યગા ઉપમાઓ અર્થાત્ ઉપમાચિત્રો છે. તમે (૨), (૩), (૯) અને (૧૦)માંનાં ઉદાહરણો વાંચો. ઉપમાનવાક્યની શરૂઆત થાય ત્યાં જ જાણે કે કવિ કોઈ મહાન ભવ્ય ચિત્ર દોરવાની તૈયારી કરતા ન હોય એવું આપણને લાગે છે અને આપણાં કાન મન અને બુદ્ધિ એ શબ્દચિત્રને ગ્રહણ કરવાને સતેજ બને છે. અને ટૂંકાં કાવ્યમાં આવી શૈલી અસરકારક નીવડે છે તેના કરતાં મહાકાવ્યમાં તો તાદૃશતા, ભવ્યતા, પ્રૌઢિ અને સચોટતા લાવવાને માટે આવી ઉપમાચિત્રણ શૈલી અમોઘાસ્ત્ર જેવી થઈ પડે છે એમ અંગ્રેજી મહાકાવ્યો વાંચનાર સહુ કોઈનો અનુભવ હશે જ. આપણાં કાવ્યસાહિત્યમાં વૃત્તાદિને ભાવવૈવિધ્યના વાહન તરીકે વિકસાવવાના પ્રયત્નો ઘણા કવિઓએ કર્યાં છે, પણ કલ્પનામૂળ અલંકાર અને તેને યોગ્ય પ્રૌઢ ભાષાવ્યક્તિને વિકસાવીને આપણી હાલની કવિતાને મહાકાવ્યનું કલેવર ઘડવાને એ યોગ્ય બને એવી કરવાના પ્રયત્નો તો ગોવર્ધનરામ અને બલવન્તરાય પછી શેષે જ કર્યા છે. ગોવર્ધનરામની 'સ્નેહમુદ્રા'માં કેટલેક સ્થળે દેખાતી ઘનીભૂત ચિત્રણશૈલી ઘણેભાગે રૂપકાત્મક છે તો શેષની ઉપર કહી તે શૈલી ઉપમાત્મક છે: પણ બન્નેની અન્તર્ગત શક્તિમત્તા બહુ ઘણી છે. ગોવર્ધનરામની કવિતામાંથી દષ્ટાન્તો આપવાનું આ સ્થળ નથી,[૧૨] પણ આ દૃષ્ટિએ ઉપરનાં (૨), (૩), (૧૦) અને (૧૧) જુવો. તેમાં યે (૩), જે આ આખા યે સંગ્રહમાં તેમજ આજસુધીનાં આપણાં કાવ્યસાહિત્યમાં લાંબામાં લાંબુ ઉપમાનવાક્ય છે, તેની શક્તિમત્તા તો, એનો ઉપયોગ, એ જેમાં વપરાયું છે એવાં સંવાદાત્મક રચનાથી શિથિલબંધવાળાં ટૂંકાં કાવ્યને બદલે કોઈ દૃઢબંધવાળાં પ્રૌઢ મહાકાવ્યમાં થયો હોય ત્યારે જ પૂરી સમજાય.

ઉપમાનું એક સ્વતંત્ર વિશિષ્ટ રૂપ તેમ જ મહાકાવ્યની વ્યક્તિમાં અનિવાર્ય અને ઉપકારક થઈ પડે એવું વ્યક્તિસ્વરૂપ લગભગ પહેલી જ વાર ગુજરાત સમક્ષ મૂકવાને માટે ઉદયોન્મુખ ગુજરાતી કવિતાસાહિત્ય રા. શેષનું ઋણી રહેશે.

---

૧૨. જેમ આ ઉપમાચિત્રો, તેમજ સ્નેહમુદ્રામાં મળે છે તેવાં રૂપકચિત્રો પણ, શક્તિમત્તાવાળાં છે જ. આ દૃષ્ટિએ સ્નેહમુદ્રાનો અભ્યાસ કરવા જેવું છે. વળી અલંકરણની મદદ વગર પણ ભાષાની પ્રૌઢિ કવિતામાં ઉતારવામાં ઠાકોરે આરોહણાદિમાં કરેલા પ્રયત્નો આપણી કવિતાને મહાકાવ્યનાં કલેવરની નજીક લાવવામાં જરૂર મદદરૂપ થાય તેવા છે. આ ચિત્રણશૈલી ઉપર શેષનો હાથ પણ એમના આજસુધીના કાવ્યવિકાસના અંતિમ કાળમાં જ બેઠો છે તેથી એમાં વ્યક્તિની પ્રૌઢિ ઠીકઠીક ભળી છે. આ જાતનાં ઉપમાચિત્રો જે કાવ્યોમાં વપરાયાં છે તેમાંથી 'પ્રાર્થના' ૧૯૮૨માં લખાયું છે એમાં તો માત્ર બે લીટીનું જ ઉપમાન છે. બાકીનાં કાવ્યોમાંથી એક ૧૯૯૦માં, એક ૧૯૯૧માં, ચાર ૧૯૯૩માં અને એક ૧૯૯૪માં લખાયાં છે. (૧૯૯૪ નું આમાં એક જ કાવ્ય છે અને તે પછીનું એકે કાવ્ય આમાં સંગ્રહાયું નથી.) આ વિકાસ તપાસતાં એમ લાગે છે કે કવિ પોતે પણ આ શૈલી તરફ હમણાં હમણાં ખૂબ આકર્ષાતા ગયા છે. તે એટલે સુધી કે છેલ્લાં ૧૯૯૪માં લખાયેલાં 'ઉસ્તાદને'માં તો આ શૈલીનો કંઈક અતિરેક પણ થઈ ગયો છે. આમાં કાવ્યનાં કુલ ૯૫ ચરણોમાંથી ૧–૨, ૧૧–૧૨, ૧૯–૨૦, ૮૦–૮૧ અને ૯૪–૯૫ એમ કુલ ૧૦ ચરણો જ આવી ઉપમાઓથી સાવ અસ્પૃષ્ટ રહ્યાં છે. ૯૫માંથી ૮૫ ચરણમાં તો ઉપમાઓનો જ વપરાશ છે. છતાં એમ કહેવું જોઈએ કે કવિનો આ પ્રયત્ન સાચી દિશામાં જ છે.

# ધ્વનિ-સમ્પ્રદાય

રતિલાલ જગન્નાથ જાની એમ. એ.

ધ્વનિ-સમ્પ્રદાયના પ્રવર્તકનો તો એવો દાવો છે કે ધ્વનિ-સમ્પ્રદાય એ નવો સમ્પ્રદાય નથી પણ પરંપરાથી ચાલતો આવેલ છે અને વિદ્વાનોએ માન્ય કરેલ છે. "ધ્વન્યાલોક"ની કારિકા રચનાર અને તેના ઉપર વૃત્તિ લખનાર આનન્દવર્ધન એ જુદી વ્યક્તિઓ છે કે એક જ વ્યક્તિ છે તે કોયડાનો ઉકેલ થઈ શક્યો નથી, બલકે હજી એ વિવાદગ્રસ્ત પ્રશ્ન છે. કારિકામાં સંક્ષિપ્ત રૂપે મૂકેલ સાધનને પૂર્ણાંશે વિકસાવી, કાવ્યશાસ્ત્રમાં નવીન પ્રકાશ નાખી, સમ્પ્રદાયરૂપે સ્થાપવાનું માન તો આનન્દવર્ધનને જ ઘટે છે. તેથી કદાચ આનન્દવર્ધનને ધ્વનિ-સમ્પ્રદાયના પ્રવર્તક તરીકે લેખીએ તો અયોગ્ય નથી જ. આ સમ્પ્રદાયની અસર એટલે દરજ્જે થઈ છે કે ત્યારપછી તદ્દન નવો મહત્ત્વનો સમ્પ્રદાય સંસ્કૃત કાવ્યશાસ્ત્રમાં કોઈએ પ્રવર્તાવ્યો નથી. ધ્વનિ-સમ્પ્રદાયના મૂળગત સિદ્ધાન્તોને માન્ય રાખીને, પછીના અલંકાર-શાસ્ત્રીઓએ, તે તે સિદ્ધાન્તના સૂક્ષ્મ ભેદની ચર્ચામાં કે વિગતોના વિસ્તારના નિરૂપણમાં જ અલંકારના ગ્રન્થો પૂરા કર્યા છે. વાગ્દેવતાના અવતારરૂપ મમ્મટના કાવ્યપ્રકાશની વિદ્વદ્ભોગ્યતા અને લોકપ્રિયતાનું રહસ્ય તેના સિદ્ધાન્તોની મૌલિકતામાં નથી પણ 'ધ્વન્યાલોક'માં દર્શાવેલ સમ્પ્રદાયની સાથે બધા પૂર્વ સમ્પ્રદાયનો સમન્વય કરી વૈજ્ઞાનિક પદ્ધતિથી પ્રાસાદિક શૈલીમાં ધ્વનિ-સમ્પ્રદાયનાં મન્તવ્યો ગ્રહણ કરાવવામાં જ સમાયેલ છે. માત્ર સંસ્કૃત આલંકારિકો ઉપર જ ધ્વનિ-સમ્પ્રદાયની અસર થઈ છે એમ નથી, પણ અત્યારના યુગના પાશ્ચાત્ય આલંકારિકો પણ જાણે ધ્વનિ-સમ્પ્રદાયના સિદ્ધાન્તોનો સ્વીકાર કરતા હોય એમ લાગે છે.

ધ્વનિ-સમ્પ્રદાયનો મૂળ સિદ્ધાન્ત શો? ધ્વનિકાર કહે છે કે "કાવ્યનો આત્મા ધ્વનિ છે" "Suggestion is the soul of poetry" એટલે કે તેને માટે ધ્વનન, ગમન, પ્રત્યાયન શબ્દો વપરાય છે. જે સાંકેતિક અર્થ છે, જે વાચ્ય અર્થ છે, જે અભિધા શક્તિથી પ્રતિપાદન કરાયેલ અર્થ છે તે સુવિદિત છે, સર્વવિદિત છે, આબાલવૃદ્ધ એક સ્વરૂપે જ સમજી શકે છે; પણ ઉત્તમ પ્રકારનાં કાવ્યમાં અવાચ્ય અર્થ જ જુદા જુદા રૂપે પ્રતિભાશાળી સહૃદયને માલુમ પડે છે. દૃષ્ટાન્ત લઈએ:[1]

> "ફર ધાર્મિક નીરાંતે તે કુતરો આજ મારિયો તેડ
> ગોદાવરી તીરકુંજ વસતા સિંહે મદોન્મત્તે."

પ્રકરણ એમ છે કે, એક પ્રેમી યુગલ ગોદાવરી નદીને તીરે કુંજમાં વિહાર કરવા જાય છે; કોઈક ધાર્મિક ત્યાં નહાવા આવે છે અને ક્રીડામાં ખલેલ પહોંચાડે છે. એક દિવસ તે ધાર્મિકને ઉદ્દેશીને તે પ્રેમી-યુગલ કહે છે કે, "મહારાજ, આંહીં નિરાંતે ફરો કેમકે જે કૂતરાની તમને બીક હતી તે કૂતરાને સિંહે મારી નાખ્યો છે." વાચ્ય અર્થ તો એવો છે કે,

૧ આ દૃષ્ટાન્તોના અનુવાદ પ્રો. રા. વિ. પાઠકના કાવ્યપ્રકાશમાંથી લીધેલ છે.

'તમે નીરાંતે ફરો' પણ વ્યંગ્ય અર્થ એમ છે કે, "આંહીં તો સિંહ હવે આવ્યો છે તેથી કૂતરાથી પણ બીતા તમારા જેવા માણસે આ જગ્યા ઉપર આવવું નહિ." આમ વાચ્ય અર્થ વિધિરૂપ છે, વ્યંગ્ય અર્થ નિષેધરૂપ છે.

"કોને રોષ ચડે ના દેખીને વ્રણ પ્રિયા તણા અધરે,
પદ્મ. ભમરવાળું સુંઘી વાર્યું કરનારી સ્હે હાવાં."

ઉપપતિ સાથે વિહાર કરી, અધર ઉપર દંશનાં ચિહ્નવાળી કોઈક સ્વચ્છન્દચારિણી સ્ત્રીને, તેના પતિને અચાનક ઘરે આવતો જોઈને, સખી ઉપરના શબ્દો કહે છે. વાચ્ય અર્થ સખીને ઉદ્દેશીને છે કે, "અમે ના કહેવા છતાં ભમરવાળું પદ્મ સુંઘવાવાળી, હવે તું સહન કર" પણ વ્યંગ્ય અર્થ પતિને ઉદ્દેશીને છે કે "આ મારી સખીને પદ્મ સુંઘવા જતાં ભ્રમરે દંશ દીધો છે તેથી હૃદયમાં શંકા લાવશો નહિ." વાચ્ય અર્થ–' સહન કર '–એ સખીને માટે છે પણ વ્યંગ્ય અર્થ–મારી સખી નિર્દોષ છે–તે પતિને માટે છે. બીજી રીતે પણ ઘટાવી શકાય. વાચ્ય અર્થ સખીને ઉદ્દેશીને છે પણ વ્યંગ્ય અર્થ પાડોશીને માટે છે કે "આ મારી સખી ઉપર તેનો પતિ ખોટી શંકા લાવેલ છે." કોઈ તટસ્થ માણસ જે બધી હકીકત જાણે છે તેને બોલનાર પોતાનું ચાતુર્ય બતાવે છે એમ પણ વ્યંગ્ય લઈ શકાય. આ પ્રમાણે વિષયનો ભેદ છે.

'સૂર્ય આથમ્યો' એ સાદું વાક્ય છે પણ વ્યંગ્ય તો તે તે પ્રકરણ, વક્તા, સમજનાર વગેરે વિશેષોની સહાયથી વિવિધ થાય છે. જો સેનાપતિ બોલે છે એમ પ્રકરણ લઈએ તો તેનો વ્યંગ્ય અર્થ એમ થાય કે, "શત્રુ ઉપર ચઢાઈ કરવાનો અવસર છે." મજૂર બોલે તો, "હવે કામ બંધ કરવાનો વખત થયો છે" એવો અવાચ્ય અર્થ થાય. બ્રાહ્મણના દીકરાને ઉદ્દેશીને કહેવામાં આવે તો, "હવે સંધ્યા કરવાનો વખત થયો છે" એવો ગૂઢ અર્થ નીકળે. ભરવાડ બોલે તો "ગાયોને ઘર તરફ લ્યો" એવો અર્થ પ્રતીત થાય. વેપારી બોલે તો, "હવે વેચવાની વસ્તુ સંકેલી લ્યો' એમ સાર રૂપે સમજાય. નવોઢા વિરહિણીને ઉદ્દેશીને સખી કહે તો, "હમણાં તારો પતિ ઑફિસમાંથી આવશે" એવું ધ્વનન થાય.

ધ્વનિકાર કહે છે કે, "કાવ્યના આત્મારૂપ, સહૃદયથી માન્ય કરાયેલ, તે જ અર્થ છે; તેના વાચ્ય અને વ્યંગ્ય એવા બે ભેદ છે." વાચક શબ્દ અને વાચ્ય અર્થથી બનેલ કાવ્ય-શરીરમાં સારભૂત આત્મા જેવો તે જ વ્યંગ્યવૈભવ છે. વાચ્ય, લક્ષ્ય અને વ્યંગ્ય એ ત્રણ અર્થનું ક્રમે કરીને અભિધા, લક્ષણા અને વ્યંજના વૃત્તિદ્વારા વાચક, લાક્ષણિક અને વ્યંજક શબ્દથી પ્રતિપાદન કરાય છે તો પણ અહીંઆ વાચ્ય અને અવાચ્ય કે વ્યંગ્ય અર્થ એવો જ ભેદ હાલ તુરત રાખીશું. વાચ્ય અર્થદ્વારા જુદા જ અવાચ્ય અર્થની પ્રતીતિ થાય છે એ તો નિર્વિવાદ છે. પાશ્ચાત્ય વિવેચનમાં પણ આ સિદ્ધાન્તનો સ્વીકાર થતો જાય છે. Mallanના *Approach to poetry* એ પુસ્તકમાંથી નીચેનું અવતરણ વાંચો:—

"Words have a defined and undefined significance. In scientific or philosophical treatises the defined significance alone is of importance; in literature the undefined significance–the associations connected with the words–is of equal importance. In poetry, where the appeal is

primarily to the emotions, the associations of the words are of even more importance than their exact meaning. It is hardly too much to say that nearly all poetry depends for its effect on the undefined significance of words. The associations of a word give it an atmosphere, without which it is a sharp outline with no background to give it a substance......Poetry, though passing through common sense, rises above it and moves us more by the indefinite feeling it stirs than by the actual meaning it expresses. Good poetry rouses a thousand undefined and delicate associations in our minds which severally and collectively give us pleasure, not only in and for themselves, but also by throwing a glamour over the logical meaning of words."

આનંદવર્ધનના જેવી જ પરિભાષામાં આનંદવર્ધનના જ સિદ્ધાંતનું આ પાશ્ચાત્ય વિવેચક પ્રતિપાદન કરી રહ્યો હોય એમ નથી લાગતું ?

વ્યંગ્ય અર્થ જ કાવ્યનો આત્મા છે અને તેનું વ્યંજના વૃત્તિથી પ્રતિપાદન કરવામાં કોઈક જ શબ્દ સમર્થ છે. શબ્દ માત્ર શબ્દ તરીકે કે વાચ્ય અર્થને માટે જ ઉપયોગી નથી પણ કાવ્યમાં રહેલ ભાવને જેટલે દરજ્જે વ્યક્ત કરવાવાળો અર્થને વહન કરવામાં ઉપયોગી છે તેટલે જ દરજ્જે તેનો પ્રયોગ સાર્થક છે. ગમે તે શબ્દ ગમે ત્યાં વાપરી શકાય નહિ. કાવ્યના આત્માને–વ્યંગ્યને—વ્યક્ત કરે તે જ ખરો વપરાયેલ શબ્દ. દૃષ્ટાન્ત માટે 'કુમાર સંભવ'ના પાંચમા સર્ગનો ૭૧મો શ્લોક લઈએ. શંકરને પતિ તરીકે પ્રાપ્ત કરવા માટે તપ કરતાં પાર્વતીજી પાસે મહાદેવ પરીક્ષા કરવા બ્રહ્મચારીનું રૂપ ધારીને આવે છે અને શંકરને પતિ તરીકે ન વરવા માટે દલીલો કરતાં કહે છે કેઃ—

"કપાલીના સંગ તણા પ્રલોભથી, થયાં હવે છે અતિ–શોચનીય બે,
કલા કલાવાનની કાન્તિવાળી એ, અને તું આ લોકની નેત્રકૌમુદી."

અહીં કપાલી–રૂંઢની માળાવાળા–શંકર સાથે તારો અને ચન્દ્રનો સંબંધ યોગ્ય નથી એમ કહેવાનું તાત્પર્ય છે. કપાલી એટલે ખોપરીની માળા જેણે પહેરી છે એવા શંકરનું અમંગલત્વ દર્શાવવું છે તે 'કપાલી' શબ્દથી જ વ્યક્ત થાય છે, નહિ કે 'પિનાકી' શબ્દથી. 'પિનાકી' એટલે પિનાક બાણવાળા, ગમે તેવું કઠિન કામ કરવામાં સમર્થ એવો અર્થ થાય; આથી તો શંકર સંગ કરવા યોગ્ય છે એવો અહીંના તાત્પર્યથી વિપરીત અર્થ પ્રતીત થાય. આમ 'પિનાકી' અને 'કપાલી' પર્યાય શબ્દ હોવા છતાં પણ 'કપાલી' શબ્દનો જ પ્રયોગ આ શ્લોકમાં ઉચિત છે.

'કુમારસંભવ'ના ચોથા સર્ગનો ૨૪મો શ્લોક લો:—

"તુજ ક્યાં મન માનિતો સખા ? મધુ, પુષ્પે રચનાર ચાપ જે ?
અતિ કોપ થકી પિનાકીએ દીધી તેને ય શું મિત્રની ગતિ ?"
(નાગરદાસ અ. પંડ્યા)

અહીંઆં રતિને શંકા થાય છે કે વસન્તને પણ કામદેવની સાથે શંકરે બાળી દીધો નથી ને ? બાળી દેવાનું સામર્થ્ય પિનાક ધારણ કરનારમાં જ સંભવે; તેથી આ શ્લોકમાં 'પિનાકી' શબ્દ જ ઉચિત છે, નહિ કે 'કપાલી' શબ્દ.

ધ્વનિકાર કહે છે કે આવા વ્યંગ્ય અર્થ અને વ્યંજક શબ્દ, ઉત્તમ કાવ્યમાં કવિની પ્રતિભાથી વપરાયેલ, પ્રયત્નપૂર્વક સમજવા જોઈએ:

"Such words as these are the 'inevitable' or as Professor Saintsbury calls them the 'absolute' words; once used they are felt to be final, of the very nature of things; no other words will do. They are perhaps, more than any-other, the marks of genius, for to explain their genesis baffles criticism. It is not a question of keen observation and a good vocabulary for the facts observed are obvious to all and the words are common to all; it is the instinctive selection of fundamental among all the facts observed and of the precise word out of the whole vocabulary."

(Greenins Lamborn.)

આ વ્યંગ્ય અર્થ અનેક પ્રકારનો છે: મુખ્યત્વે કરીને વસ્તુ–ધ્વનિ, અલંકાર–ધ્વનિ અને રસ–ધ્વનિ. દરેક પ્રકારમાં વ્યંગ્ય અર્થ વાચ્ય અર્થથી જુદો જ છે. ત્રણે પ્રકારમાં રસધ્વનિ જ ઉત્કૃષ્ટ છે. આનન્દવર્ધન કહે છે કે મહાકવિનો મુખ્ય વ્યાપાર એ જ કે રસાદિને કાવ્યના અંગી તરીકે રાખીને તેની અભિવ્યક્તિને અનુકૂળ શબ્દ, અર્થ વગેરેની રચના કરવી. ફરી કહે છે કે પરિપાકવાળા કવિને રસાદિ તાત્પર્ય રહિત વ્યાપાર જ શોભતો નથી. આ પ્રમાણે રસ ગુરુત્વાકર્ષણનું મધ્યબિન્દુ છે અને એની આસપાસ સઘળું–રીતિ, ગુણ, દોષ, અલંકાર–વગેરે યોજાયેલું છે. આમ કાવ્યમાં લાગણીના ઉદ્બોધન ઉપર વધારે ભાર મૂકાવા લાગ્યો અને રસનિષ્પત્તિ જ કાવ્યના ધ્યેય તરીકે સ્વીકારાઈ. વિભાવાદિના વર્ણનદ્વારા સ્થાયી-ભાવ–વાસનારૂપે રહેલ–આસ્વાદ યોગ્ય દશામાં આવે છે તેને જ રસ કહેવામાં આવે છે. આ રસની પ્રતીતિ સહૃદયને, યોગીને બ્રહ્મના સાક્ષાત્કાર જેટલી આનન્દદાયી છે. એ વખતે બીજી કોઈ ચીજની પ્રતીતિ થતી નથી અને હૃદય લાગણીના ઉદ્બોધનમાં એવું તો આનન્દમય થઈ જાય છે કે દુઃખનો અંશ રહેતો જ નથી. લાગણીમાં ડૂબેલો કવિ પોતાની લાગણીનું પ્રતિબિમ્બ સહૃદયમાં પાડે છે અને તેનો આસ્વાદ તે જ રસ. જુઓ:

"All poetry expresses some one's feelings, and attempts to awaken the corresponding emotions in the heart of another. It is not the thing but the saying that moves us, not the matter but the manner of its presentation. Art is the expression of the artist's mood, not the representation of objective fact." (The Rudiments of Criticism by Lamborn)

આ રસનિષ્પત્તિ જ કાવ્યનું ધ્યેય છે. " We love poetry for its emotional appeal, its recall of those sensations and feelings which alone have made life worth living. Not that they were all pleasurable at that time, but the remembrance strains them clear from everything violent, harsh and bitter and shows even pain and grief in a chastened form that we may dwell on them tenderly." ( Mallan )

ત્યારે આવી લાગણીઓ કેવી અને કેટલી છે ! કેવી રીતે આસ્વાદની દશામાં સ્થાયી ભાવ આવે છે ? શા માટે તે આનન્દપ્રદ જ બને છે ? રસ એ ધ્વનિ કેમ ? ધ્વનિ શબ્દનો પ્રયોગ શા માટે, વગેરે સવાલો હવે પછી તપાસીશું.

ચાલુ ]

---

# ધર્મમંગલ

હરિશ્ચંદ્ર ભટ્ટ

શસ્ત્રો સજી જયપરાજય ચક્રમાંથી
સંસ્કારના શિખરપે ગ્રીસ–રોમ પ્હોંચ્યાં.
સંસ્કારિતા મહીં ન માનવતા જરાયે
કાર્થેજને દિવસ સત્તર રોમ બાળે.
રે વાસુકિ વિષ મહીં અમી સ્હેજ હોશે
ઐશ્વર્યનું વિષ હલાહલથીય ભૂંડું.

જે લોકશાસન મહીં ગ્રીસરોમને ના
લાધ્યું, અહીં ભરતવર્ષની પૂણ્ય ભોમે
સીંચિ અશોક જગતાપ નિવારવાને
ઐશ્વર્યનું સુભગ મંગલ વિશ્વ માંહિ.

એ ધર્મમંગલ થકી જગદાહ વામે,
જેવી વષા પ્રપાતે પૃથિવી ઉર તણી વહ્નિઝાળો શમે છે.

## શ્રેષ્ઠભીક્ષા

'હર્ષવર્ધન'

ઉગે છે ગગને ઉષા રજનિના અંધારને ફેડવા,
છાંટે છે પૂરની અટાર ઉપરે સૌન્દર્યની લાલિમા.
થંડો વાયુ વહે, ટશેર ફુટતી ઉત્સાહની, કોકિલા
મીઠાં ગાયન ગાઇને ગજવતી કુંજો ઘટા વાટિકા.

પ્રાતઃની પ્રતિભા જ્યારે સર્વાંગે પુનિતા બની,
નાખતો બુદ્ધનો શિષ્ય ટેલ આ નગરે ફરી.

" નિદ્રા તણા સુભગ પાશ મહીં પડેલાં,
જાગૃત થાવ નરનાર! મદે ચડેલાં.
ને દેવ બુદ્ધ અરથે કંઈ દાન લાવી,
ઓ! કૃત કૃત્ય બનજો મુજને સમર્પી.

વર્ષાતણા વાદળ દેહ ગાળી,
સંસાર કાજે વરસાવે પાંણી:
ધર્મો તણો સાર જ ત્યાગ જાણી,
ઝોળી ભરો આ નરનાર! ઊણી."

દૂરે દૂરે પુનિત અનિલે ઘોષ આ કાંઇ જાતાં
પોઢેલાં સ્ત્રી પુરુષ ઉઠિયાં, રાય જાગ્યો પલંગે,
છુંદાયેલા કુસુમ સરખાં ભોગના સાધનો ને,
પ્રકૃતિના અચળ પગલે ચાલવા ત્યાગી દેતાં.

રત્નોની ત્યાં થઇ ધારા વરસ્યા કંકણો બહુ,
'બુદ્ધ બુદ્ધ' રટે મોંએ બોલે ના અન્ય ભિક્ષુજી.
"પ્રભુજી શી કરે ઇચ્છા? શાની ભેટ ધરે તને?
બોલ હે! બુદ્ધના શિષ્ય" પૂછે છે સહુ માનવી.

"માગે નહીં મૌક્તિક–માલિકા ને,
વાંચ્છે અલંકાર નહીં કદાપિ
અર્પો પ્રભુને અતિ શ્રેષ્ઠભીક્ષા"
ભિક્ષુક બોલ્યો કંઇ ખેદ પામી.

વાણી અભૂત સુણતાં સહુ દિંગ થાયે,
ચિંતા તણા ઉદધિમાં સહુ ડૂબી જાયે,
ઝોળી અનાવિલ ધરી પુરથી સિધાવે,
ભિક્ષુક પંથ પકડે વનની ઘટાએ.

"મને આપો ભિક્ષા સકળ જગના દેવ અરથે,
મહા ભિક્ષુ કાજે પ્રભુપરમ એ બુદ્ધ અરથે."
કહી આગે આગે કદમ ભરતો, પાડી પડઘો,
અરણ્યે મધ્યાહ્ને સહુ દિશમહીં ભિક્ષુ ભિખતો.

"હે શિષ્ય શાકયવરના, પળ થોભ ભાઇ,
આ રાંકની–ગરીબની ગ્રહુ ભેટ ભાઈ."
દેહે વિંટેલ ચિથરૂં અતિજીર્ણ એક,
કંગાલ નાર વદતી સુણતાં અવાજ.

ઊગી આશ–ઉષા ગઈ પથિકની રાત્રિ નિરાશા અહો!
ભિક્ષુ વેણુ સુણી ઉભો વનમહીં આશા ઉરે બાંધતો,
ચાલી એ લલના તરૂવર તણા ઓથે કશું કાઢવા,
ને કાઢયું કપડું અહો! તનતણું વસ્ત્રોહિની તે બની.

કરી લાંબા બન્ને કરકમલ ને વસ્ત્ર પકડી,
તજે ભિક્ષાપાત્રે તરુવર તણી ઓથ લઈને:
ખર્યાં પુષ્પો ત્યારે પુનિત અવકાશેથી સરકી,
અહા! ભિક્ષા શ્રેષ્ઠા અરપણ કરી દેવપગલે.

૯

• શ્રી. રવીન્દ્રનાથ ટાગોર કૃત 'શ્રેષ્ઠભીક્ષા'નું પદ્યમાં ભાવનિરૂપણ

# सुधारक धर्ममां सुधारा*

**काका कालेलकर**

આપનું આમંત્રણ સ્વીકારી અહીં આવ્યો એમાં એક ઉદ્દેશ એ હતો કે એ બહાને એકાદ દિવસ પરમાનંદભાઈ જોડે રહેવાનો આનંદ મળશે. હમણાં હમણાં એમના અમદાવાદના ભાષણ સામે ભારે તકરાર થઈ છે. મને રહી રહીને આશ્ચર્ય થાય છે કે પરમાનંદભાઈ જેવા સૌમ્ય અને સમધારણ વ્યક્તિઓના ભાષણમાં લોકોને એવું તે શું જડ્યું હશે કે તેઓ એમને માર્ટિન લ્યુથર બનાવવા તૈયાર થઈ ગયા છે! આકરા વિચાર ધરાવનાર દરેક મિત્રને સામી બાજુ બતાવી એને સૌમ્ય અને જવાબદાર બનાવવો એ અત્યાર સુધીનો પરમાનંદભાઈનો પ્રિય વ્યવસાય. એમનું ભાષણ આખું વાંચ્યા વગર જ હું કહી શકું છું કે એમાં ઉત્પાત કરનારું કે વિનાશક એવું કશું તત્ત્વ નથી, પણ જમાનો પરમાનંદભાઈ જેવી સૌમ્ય મૂર્તિ મારફતે પણ પોતાનો અવાજ પ્રગટાવી શકે છે.

*સાંભળું છું કે અમુક સમાજે એમનો બહિષ્કાર કર્યો છે. એટલે આ બહિષ્કાર વિષે જ પ્રથમ બે શબ્દ કહું.*

બહિષ્કાર એ દરેક સુસંસ્કૃત અને સંઘટિત સમાજનો સ્વાભાવિક હક છે. સુધરેલા સમાજના હાથમાં એ એક અસરકારક અને સાત્ત્વિક શસ્ત્ર છે, પણ એ શસ્ત્ર બેધારી તલવાર છે: જેમની સામે એ વપરાય છે તેમને એ હણશે ત્યારે હણશે, પણ જે એ શસ્ત્રને વાપરે છે તે જો યોગ્ય પ્રસંગ, યોગ્ય પદ્ધતિ અને સ્વાભાવિક મર્યાદા ન જાણે તો એ શસ્ત્ર એને જ પ્રથમ હણે છે. અમારી ન્યાતમાં એક સમજુ વૃદ્ધ પુરુષે એક વખતે આ બહિષ્કારની મીમાંસા કરી હતી તે અત્યારે મારી ભાષામાં અહીં કહી દઉં. સત્યાગ્રહાશ્રમમાં જઈ મેં હરિજનના હાથની રસોઈ ખાધી, એટલે અમારે ગામ જતાં મેં ન્યાતવાળાઓને કહ્યું કે હું આ રીતે વર્તું છું. *ગુજરાતમાં છે એવું ન્યાતોનું બંધારણ અને જ્ઞાતિની પંચાયતી અમારે ત્યાં છે જ નહિ.* છતાં ન્યાતવાળા ધારે તો બહિષ્કાર કરી શકે છે. મેં હરિજનો જોડે ખાધાનો એકરાર કર્યો એટલે કેટલાક ભાઈઓ બોલી ઊઠ્યા. "બેસો, બેસો; અમે પૂછવા આવીએ ત્યારે આવી વાતો અમને કહેજો." એ જ વખતે પેલા વૃદ્ધ પુરુષે કહ્યું કે: "ભારે પૈસાદાર માણસ હોય છે ત્યારે તો એનો બહિષ્કાર કરવાનું આપણે નામ નથી લેતા. દંભી માણસો પાખંડ ચલાવે છે ત્યારે આપણે એમને સાણસામાં પકડી શકતા નથી. પછી એકાદ નિખાલસ અને સજ્જન માણસનો જ બહિષ્કાર કરવા નીકળીએ એ આપણને શોભે? એથી સમાજનું શ્રેય પણ નથી. આના જેવા લોકો રૂઢાચારને તોડે છે, પણ અનાચાર કરતા નથી. એટલે ન્યાત સામે થાય તોયે એમની પ્રતિષ્ઠા તો કાયમ જ રહે છે. અને બહિષ્કાર કરનાર લોકો જ વગોવાય છે. જો નિર્મળ લોકોનો બહિષ્કાર કરી આપણે એમને ખોઈ બેસીશું તો ન્યાતમાં રહેશે શું? એટલે સારો રસ્તો એ છે કે એમનું નામ જ ન દેવું. કલિયુગ છે એટલે જે થશે

* સં. ૧૯૯૨ના પર્યુષણ પર્વ અંગે, મુંબઈમાં આપેલું વ્યાખ્યાન.

તે આપણે જોવાનું રહ્યું." એ વૃદ્ધ પુરુષની દૃષ્ટિ સાચી હતી. કલિયુગવાળી એમની દલીલમાં કશો માલ નથી એ તો સહેજે ધ્યાનમાં આવે એમ છે.

સમાજનો આચાર જમાને જમાને તપાસાય એ જરૂરનું છે. એમાં જરૂરી ફેરફાર થાય એ પણ આવશ્યક છે. જેમ શરીરમાં નવું પોષણ રોજ ઉમેરતા જઈએ છીએ અને કચરો પણ શરીરમાંથી રોજ કાઢી નાખીએ છીએ અને તેથી જ શરીર નીરોગી રહી સેવા આપે છે, તે જ પ્રમાણે સમાજ-શરીરનું પણ છે. જેમ ખોરાકનું કાળે કરીને લોહી થાય છે અને નકામો ભાગ મેલના રૂપમાં નીકળી જાય છે, તેમ સારામાં સારી જૂની વ્યવસ્થા તે તે કાળને પોષણ આપી શેષમાં સડારૂપ રહી જાય છે. એને જો કાઢી ન નાખીએ તો સમાજશરીર ગંધાય છે અને રોગી થાય છે. રોજનો વિકાસ અટકાવી દઈએ ત્યારે કોક વખતે સન્નિપાતની પેઠે એકાએક ક્રાન્તિ ફાટી નીકળે છે. વિકાસ અટકાવવો એ ક્રાન્તિને નોતરવા સમાન છે, પછી એ ક્રાન્તિ પરદેશી હુમલાના રૂપમાં થાઓ કે અંદરના બળવાના રૂપમાં થાઓ.

સામયિક સુધારા વિના ધાર્મિક જીવન ટકાવી જ ન શકાય, એટલા માટે જ સામાજિક સુધારાના—સામાજિક પ્રગતિના સાર્વભૌમ નિયમો જાણી લેવા જોઈએ. હજારો વર્ષોનો અનુભવ અને ઇતિહાસ જેમની પાસે છે તેઓ જો ધર્મવિકાસનું અને જીવનપરિવર્તનનું શાસ્ત્ર ન રચે તો તેઓ ઋષિમુનિઓની પરંપરાને લજવશે. આપણા સ્મૃતિકારો વખતોવખત ધર્મવ્યવસ્થામાં ફેરફારો કરતા જ આવ્યા છે. હવે આપણે આવા ફેરફારોનું આખું શાસ્ત્ર તૈયાર કરવું જોઈએ. તો જ આપણે આપણા સમાજનું જહાજ જીવનસાગરમાં સહીસલામત હંકારી શકીશું. આવી રીતે જીવનવ્યવસ્થા ફરીફરી તપાસીને જીવનનું તત્ત્વજ્ઞાન નવેસર ગોઠવનારાઓમાં ભગવાન મહાવીર એક અગ્રેસર હતા. એમનો જમાનો કેવો હતો એ તપાસીએ.

* * *

ભારતીય યુદ્ધની ઘટના આર્યોનાં જીવનમાં ભારેમાં ભારે ક્રાન્તિકારી નીવડી. અંગ્રેજ અને જર્મન વચ્ચેનો ભાઈવેરનો વિશ્વવ્યાપી વિગ્રહ જેમ આજની દુનિયાને હજી નડે છે, તેમ જ કૌરવ પાંડવ વચ્ચેનું એ સર્વનાશી મહાયુદ્ધ ભારતીય પ્રાચીન સંસ્કૃતિને જીવલેણ નીવડ્યું. ભારતીય યુદ્ધ પહેલાં, જેમાં રોજરોજ પચીસપચીસ હજાર ગોવંશનું આલંભન થતું, એવા મહાયજ્ઞો કરવામાં રન્તિદેવ જેવા સમ્રાટો સાર્થકતા માનતા. રાજાઓ, સમ્રાટો થવા માટે હુંસાતુંસી ચલાવી એકબીજાનો નિપાત કરતા અને એક દિગ્વિજય કરવા માટે કરેલા રાજસંહારનું પાપ ધોઈ કાઢવા એટલો જ હિંસક બીજો યજ્ઞ કરતા. એથી ભીષ્માચાર્ય અને ધર્મરાજ જેવા પુણ્યપુરુષોને ક્ષાત્રધર્મ પાપી છે એવો એકરાર કરી એનો ધિક્કાર કરવાનું મન થયું. સેવાથી પોતાના કુટુંબી બનેલાં અસંખ્ય જાનવરોનો —ગાય, બળદ અને ઘોડાઓનો—યજ્ઞને નામે સંહાર કરવા સૂચવનાર વેદોથી ત્રાસી જઈ એક ઋષિ બળવાનું વચન બોલી ગયોઃ 'ધિગ્ વેદાઃ।' વૈદિક સંસ્કૃતિની જાહોજલાલીમાં આવું વચન કાઢવું એ તો વરદૂતની લડાઈ લડતાં હિન્ડેન્બુર્ગ આગળ યુદ્ધનો નિષેધ કરવા જેવું હિંમતભર્યું હતું. વૈદિક ધર્મના અભિમાની આપણા પૂર્વજોએ આ વચન પણ નોંધી રાખ્યું છે. એ તેમની ઐતિહાસિક પ્રામાણિકતા જેમ સૂચવે છે, તેમ એ જમાનાની અકળાયેલી ધર્મબુદ્ધિનું પણ દ્યોતક છે.

ભારતીય યુદ્ધ, યાદવોની કાઠિયાવાડી યાદવાસ્થળી અને આસ્તિક ઋષિએ બંધ પાડેલું જનમેજયનું સર્પસત્ર એ બધા વાતાવરણનું જેમને સ્મરણ હતું એવા લોકોએ આખી જીવનદૃષ્ટિમાં પરિવર્તન કરવાનું નક્કી કર્યું.

એ વિચાર ધીમે ધીમે પાકતો ગયો; છસો વરસ સુધી પાકયો અને એમાંથી આર્ય-પરંપરાના બે પંથો જાગ્યા. આપણે એમને બૌદ્ધધર્મ અને જૈનધર્મ તરીકે ઓળખીએ છીએ. नहि वेरेण वेराणि सम्मन्तीध कुदाचन । अवेरेण च सम्मन्ति एस धम्मो सनन्तनो ॥ એમ કહી બુદ્ધ ભગવાને અવેરનો સંદેશો આપ્યો. दुक्खं सेते पराजितो। એ અનુભવ હોવાથી પ્રજાએ એ સંદેશો ઝીલ્યો. બુદ્ધ ભગવાને માંસાહારનો ભલે નિષેધ ન કર્યો હોય પણ એમણે સ્પષ્ટ કહ્યું કે જ્યારે માણસજાત યજ્ઞને નામે પશુહત્યા કરતી ન હતી, ત્યારે માણસોમાં રોગો નહિ જેવા જ હતા. પશુહત્યાને પરિણામે જ ૭૨ રોગો માણસજાતને વળગ્યા છે.

અને જ્ઞાતૃપુત્ર વર્ધમાન મહાવીરે તો અહિંસાને જ પરમધર્મ બતાવી મનુષ્યજીવનનો આખો પાયો ફેરવી નાખ્યો. અવેર, અહિંસા અને ગૌરક્ષાની કલ્પના વૈદિક કાળમાં ન હતી એમ નહિ, ધર્મનો પૂર્ણ સાક્ષાત્કાર પણ અનુભવે જ થાય છે. બુદ્ધ અને મહાવીરના વખતમાં જ ઋષિદિષ્ટ અહિંસાનો પ્રેમધર્મ લોકદૃષ્ટ થયો. એમના કાલ પછી ભારતમાં યજ્ઞો થયા જ નથી એમ ન કહેવાય, પણ રાષ્ટ્ર–ધર્મના હૃદયમાં એ અપ્રતિષ્ઠિત થઈ ચૂક્યા હતા. એ જૂની સંસ્કૃતિના ભણકારાની પેઠે સંભળાયા અને અનાદરના મૌનમાં વિલીન થયાં. જ્યાંત્યાં જનહૃદય પૂછવા લાગ્યું કે ઝાડોનો સંહાર કરી, પશુઓની કતલ કરી, લોહીમાંસનો કાદવ ફેલાવાથી જો સ્વર્ગે જવાતું હશે તો નરકે જવાનો રસ્તો કયો વારુ ?

અનુકૂલ અને પ્રતિકૂલ વસતા ખેડૂત વીરો વચ્ચે વહતી નદીના પાણી માટે જ્યારે યુદ્ધ થવાનો પ્રસંગ આવ્યો, ત્યારે બુદ્ધ ભગવાને બન્નેના આગેવાનોને ભેગા કરી પૂછ્યું કે પાણી કિંમતી છે કે ભાઈઓનું લોહી કિંમતી છે? પાણી માટે લોહી રેડવું એ ડહાપણ ક્યાંનું ?

યયાતિ રાજાએ પોતાનું અને પોતાના દીકરાનું યૌવન અનુભવી સમ્રાટ–સુલભ બધા ભોગો ભોગવ્યા પછી અનુભવવાણી ઉચ્ચારી કે દુનિયામાં જેટલા ચોખા અને તલ છે, જેટલાં એશઆરામનાં સાધનો છે તે બધાં એક માણસ પોતાનાં કરે તોયે એનાં સુખોપભોગને માટે તે પૂરતાં નથી, એને તૃપ્તિ ન ઉપજાવી શકે. માટે વાસનાનો જ ત્યાગ કરી સંતોષ કેળવવો એમાં જીવનની સરળતાની કૂંચી છે. ભગવાન મહાવીરે પણ લોકોને એ જ કહ્યું. હિંસાદ્વારા બીજાને દબાવવા કરતાં તપદ્વારા પોતાની વાસનાઓ દબાવવી એ જ વિશ્વજિત્ યજ્ઞ છે, એમાં જ જીવનસાફલ્ય છે. માણસનું જીવન એની આસપાસનાને શાપ અને ત્રાસરૂપ થવાને બદલે આશીર્વાદરૂપ થાય એમાં જ ધર્મ રહેલો છે. તપના મૂળમાં આ જ વસ્તુ છે. તપ વિના જીવન નિષ્પાપ થાય નહિ.

જેમ યજ્ઞનો અસલી ભવ્ય જીવન–સિદ્ધાંત તે વખતના લોકોએ પશુહત્યા કરીને બગાડ્યો, તેમ ત્યાર પછીના લોકોએ તપનું સર્વમંગલત્વ વીસરી જઈ એને અર્થવગરનું દેહદંડન કરી મૂક્યું. આપણા દેશમાં મહાનમાં મહાન ધર્મસિદ્ધાન્તોને અર્થ વગરની યાંત્રિક ક્રિયાનું રૂપ આપવામાં લોકોએ બુદ્ધિદ્રોહ અને સમાજદ્રોહ ઓછો નથી કર્યો.

આહારશાસ્ત્ર, જીવનશાસ્ત્ર, પ્રાણીશાસ્ત્ર, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર, તર્કશાસ્ત્ર, વગેરે મનુષ્યોપયોગી શાસ્ત્રોનો જેમણે ઉત્તમ અને અદ્યાવધિ (up-to-date)

અભ્યાસ કર્યો છે તેવા સમાજહિતૈષી લોકોએ ધર્મશાસ્ત્રનો ફરીફરી વિચાર કરવો જોઈએ, અને પોતાના જમાનાના સ્વકીયોને દોરવવાનું કામ કરવું જોઈએ.

એવી સનાતન આવશ્યકતા ન હોત તો ભગવાન્ બુદ્ધ અને મહાવીર જેવાને પુરુષાર્થપૂર્વક પ્રજાને સનાતન ધર્મની નવેસર દીક્ષા આપવાનું આવશ્યક ન જણાત. ધર્મ ગમે તેટલો ઉજ્જ્વળ હોય, માનવી બુદ્ધિની કે અબુદ્ધિની જડતાને કારણે એના ઉપર રાખ બાઝવાની જ. એ રાખ ખંખેરીને જૂનાં ધર્મતત્ત્વોનો સંસ્કાર કરીને ધર્મને નવેસર ચાલના આપવાનું કામ યુગે યુગે થતું આવ્યું છે. માટે જ ધર્મ ટક્યો છે. ધર્મના ગ્રંથો, ધર્મનાં મંદિરો, ધર્મના સાધુઓ અને મુનિઓ અને ધર્મના અભિમાનથી અહિંસા, સત્ય અને ક્ષાન્તિ બધું ભૂલી જઈ ધર્મનો જ દ્રોહ કરનાર આચાર્યો, ધર્મનું રક્ષણ નથી કરી શકવાના. ક્ષાન્તિ, તિતિક્ષા અને ઉદારતા જેમનામાં છે, સામા પક્ષની દલીલમાં રહેલો સત્યાંશ અને શુભ હેતુ સમજવા અને સ્વીકારવા જેટલો સ્યાદ્વાદ જેમને ગળે ઊતર્યો છે એવા ધર્મપરાયણ લોકો જ ધર્મના રક્ષક હોય છે. ઉચ્ચ ધર્મમાં જન્મ પામવાથી માણસ ઉચ્ચ થતો નથી, પણ ઉચ્ચ જીવનથી જ તે ઉચ્ચ થાય છે એમ બુદ્ધ અને મહાવીર અનેક વાર કહી ગયા છે.

ધર્મ એટલે જ જીવનસુધારો. પ્રાકૃત પ્રજાનું જીવન આહાર નિદ્રાદિ હાજતો, રાગદ્વેષાદિ વાસનાઓ અને દંભ મત્સરાદિ વિકૃતિઓ પ્રમાણે જ વહે છે. એમાં સુધારો કરી જીવન સંસ્કૃત બનાવવું એ જ ધર્મનું પ્રધાન કામ છે. જેમ જીવન પર કાટ ચઢે છે તેમ ધર્મવચનો અને ધાર્મિક સંસ્થાઓ ઉપર પણ કાટ ચઢે છે. એ કાટ ખંખેરવાનું કામ ધર્મ પોતે જ ન કરે તો કોણ કરે? સામાજિક સુધારો કરવા માટે જ ધર્મનું પ્રયોજન છે. બુદ્ધ અને મહાવીર પછી સમાજ-સુધારકોની આવશ્યકતા રહી નથી એમ કોઈ કહેવા જાય તો બુદ્ધ અને મહાવીરની પણ કશી જરૂર નહોતી એમ જ સિદ્ધ થવા બેસે. દરેક ધર્મસંસ્થાપક વિષે આ જ ન્યાયે જાણવું. પછી ગ્રંથવચનો ભલે ગમે તે કહે. 'એવો એકે દેશ નથી અને એકે જમાનો નથી કે જેને સમાજસુધારો કરવા ધર્મસંસ્થાપકો ન મળ્યા હોય.' તેથી સમાજસુધારાના સિદ્ધાંતો આપણને ધર્મ પાસેથી મળી શકે એમ છે, અને એનો ઉપયોગ પ્રગતિ સાધવા માટે, ધર્મસંસ્થા સુધારવા માટે જ સૌથી પ્રથમ આપણે કરવો જોઈએ.

પ્રગતિ એટલે શું? એ સવાલ હંમેશ ઊઠે છે. જ્યાં જીવનના આદર્શો વારંવાર બદલાય છે ત્યાં પ્રગતિની દિશા નક્કી કરવી સહેલી નથી. તે તે વખતના લોકોને તાત્કાલિક જે ઇષ્ટ લાગે તે તરફ જવા માટે જોઈતા ફેરફાર કરવા એનું નામ પ્રગતિ, એમ સામાન્યપણે કહી શકાય. લોકોને રુચે એ દિશામાં જ લોકો જવાના. એક વખતે સંગીત અને નૃત્યને આપણા લોકોએ વખોડી કાઢ્યું. એને સામાજિક સડારૂપ સમજી ગયા જમાનાના અમુક લોકોએ એમની સામે ઝુંબેશ ચલાવી. આજે એ જ સંગીત અને નૃત્ય આપણી સંસ્કૃતિની ખાસિયત તરીકે આપણે કેળવીએ છીએ અને દુનિયાને સ્વીકારવા નોતરીએ છીએ. રમતો પાછળ વખત બગાડવા માટે આપણે આપણા છોકરાઓને સજા કરતા હતા. આજે રમતોમાં જે વિદ્યાર્થી ભાગ ન લે તેને વઢીએ છીએ. આપણા પોષાકનું પણ એમ જ છે. માંસમદિરાના સેવનમાં જ પ્રગતિ રહેલી છે એમ માનનારોય એક જમાનો આપણે ત્યાં થઈ ગયો. આદર્શો હિંચકાની પેઠે બે છેડા વચ્ચે ઝોલા ખાય છે. છતાં પ્રગતિ જેવી કાંઈક સ્થાયી વસ્તુ છે. અને બધા જમાનાને ઇષ્ટ જણાય એવાં કેટલાંક તત્ત્વો પણ કેળવવા જેવાં છે જ. એનો વિચાર

આગળ જતાં કરીશું. સામાન્યપણે એમ જોવાયું છે કે સમાજને સ્થૈર્ય અને પ્રગતિ બન્ને તત્ત્વો સાચવવાં પડે છે. જો સ્થિરતા ન હોય તો સામાજિક સદ્ગુણોની મૂડી બંધાય જ નહિ, ચારિત્ર્ય કેળવાય નહિ અને માણસને સામાજિક જીવનનો વિશ્વાસ પણ ન બેસે. ઊલટું જો આપણે અપરિવર્તનવાદી બન્યા તો જીવન કટાઈ જશે, કોહવાઈ જશે, અને તમામ જીવનરસો સુકાઈ જશે. સ્થૈર્ય અને પ્રગતિ આ જોડિયાં તત્ત્વો શ્રમ અને વિરામની પેઠે કોક કોક વાર એક પછી એક આવે છે. એ પણ પ્રગતિનો મોટો સિદ્ધાંત છે. એ બન્નેની અપરિહાર્યતા ધ્યાનમાં લઈને જ સામાજિક જીવનના નિયમો ઘડી કાઢવા જોઈએ. ધર્મશાસ્ત્રોએ સામાજિક નિયમો વખતોવખત ઘડ્યા છે. નિયમો ઈશ્વરે આપ્યા છે અથવા સામાન્ય બુદ્ધિથી પર એવા અલૌકિક દૃષ્ટિવાળા લોકો જ આપી શકે છે, એવી માન્યતા આપણા સમાજની કરી રાખવામાં આવી છે. પ્રત્યક્ષ વ્યવહારમાં તો બધા જ ફેરફારો કરે છે પણ માન્યતામાં બધા ઉપરના વિચારને જ ઉત્તેજન આપે છે કે ધર્મે આપેલી સમાજવ્યવસ્થામાં ફેરફાર કરવાનો સમાજને હક જ નથી. પ્રત્યક્ષ અનુભવ, એ અનુભવ ઉપરથી થતો વિચાર, સમાજની લાગણીઓ અને સમાજમાં વિકસતી સનાતન શ્રદ્ધા એના પર જ સમાજવ્યવસ્થા આધાર રાખે છે. આમાંની શ્રદ્ધા એ તે તે સમાજનું મૂળ ધન છે. એ ધનનું જતન કરવું એ સામાજિક શક્તિનો મૂળ મંત્ર છે.

ક્ષણે ક્ષણે ફેરબદલ કર્યા કરીશું તો સમાજ રેતીના ઢગલા જેવો થશે. એમાં ધૃતિ (કોહીઝન) આવશે જ નહિ, અને જો ફેરફારો ન જ કરવાનું નક્કી કરીશું તો મડદાની પેઠે સમાજ સડવા માંડશે.

સમાજમાં આવશ્યક ફેરફારો કર્યા છતાં ફેરફારો કર્યા નથી એમ - માનવામનાવવામાં દરેક સમાજે શ્રેય જોયું છે. ન્યાયાધીશો દરેક વિવાદનો ચુકાદો આપતાં કાયદામાં ફેરફાર કરે જ છે, પણ નથી કર્યા એમ બતાવવાનો એમનો પ્રયત્ન હોય છે, આને legal fiction કહેવાય છે. સમાજવ્યવસ્થા ધર્મશાસ્ત્રના હાથમાં સોંપ્યા પછી ત્યાં પણ ફેરફારો નથી કર્યા એમ બતાવવું પડે છે એટલા માટે ભાષ્યકારો ભાષ્યો રચે છે અને એક જ શાસ્ત્ર માન્ય હોવા છતાં જુદાજુદા ભાષ્યકારના અર્થ પ્રમાણે લોકોના વાડા બંધાય છે. શાસ્ત્રવચનનું પ્રામાણ્ય સાચવી લોકો પોતાને માન્ય એવા ભાષ્યકારના વચનને વધારે મહત્ત્વ આપે છે. અત્યાર સુધીનો બધા દેશોનો ઇતિહાસ જોતાં પ્રગતિનો આ પણ એક સાર્વભૌમ નિયમ કહી શકાય.

સામાજિક પ્રગતિનો બીજો એક મહત્ત્વનો સિદ્ધાંત બધે જોવાયો છે. એક જમાનો ધર્મવ્યવસ્થાના બાહ્ય આકાર સાચવી એ આકારમાં મઢાવવાના મસાલામાં ફેરફાર કરે છે. પશુના માંસનો યજ્ઞ કરવાને બદલે માશનો—(અડદનો) પશુ બનાવીને એને વધેરે છે અને માને છે કે માંસ યજ્ઞ સચવાયો છે. આમ અંદરનો મસાલો પૂરેપૂરો બદલાયા પછી નવા લોકો દલીલ કરે છે કે મસાલો એ મુખ્ય વસ્તુ છે, આકાર એ ગૌણ વસ્તુ છે, માટે અંદરની વસ્તુ સાચવીને એને ગમે તે આકાર આપીએ એમાં ધર્મદ્રોહ થતો નથી, તત્ત્વ સચવાય એ જ મહત્ત્વનું છે. આમ આકાર બદલાયા પછી નવા આકારને જ મહત્ત્વ આપવામાં આવે છે અને ફરી એમાં નવો મસાલો સ્વીકારવાની તૈયારી થઈ જાય છે. જૂનું એક વચન છેઃ चलत्येकेन पादेन तिष्ठत्येकेन पण्डितः । એક પગ ઉપાડીને આગળ મૂકવા માટે બીજો પગ અડગ સ્થિર રાખવો પડે છે. ઉપાડેલો પગ આગળ સ્થિર થયા પછી પાછળના અડગ પગનો ડગવાનો વારો આવે છે. આમ જ સામાજિક પ્રગતિ થતી આવી છે. આ સિદ્ધાંત જેમણે જાણ્યો તેમની સમાજસેવા કરવાની શક્તિ ઘણી વધે છે.

આજનો જમાનો ચર્ચાનો છે. જે વસ્તુ વિષે મનમાં પરમ આદર હોય એની ચર્ચા કરાય નહિ એવો જૂનો નિયમ હતો. માતા, પિતા કે ગુરુની આજ્ઞાનો વિચાર કરાય જ નહિ, आज्ञा गुरूणां ह्यविचारणीया ॥ મુરબ્બીઓના વર્તનના કાજી આપણે ન થઈએ, તેઓ જે કરે છે તે ઉત્તમ જ છે; वृद्धास्ते न विचारणीयचरिताः । એ વૃત્તિ પણ ખૂબ કેળવાઈ હતી. આજે જેની ચર્ચા જ ન થઈ શકે એટલી પવિત્ર વસ્તુ એકે રહી નથી, બધા જ બધી જ વસ્તુઓ ચર્ચે એમાં અમુક કેળવણી છે અને અનધિકારચેષ્ટા પણ છે. આ વાટે સમાજની આગેવાની ક્ષુદ્ર લાગણીઓ ઉશ્કેરનાર બેજવાબદાર લોકોના હાથમાં સહેજે જાય છે, પણ આ દોષ ટાળવા માટે જો નિયમ કર્યો હોય કે 'અધિકારી પુરુષો જ ચર્ચા કરવાને લાયક ગણાય' તો એના પણ જુદા ગુણદોષો છે જ. તેમ કરતાં એક રીતે સમાજહિતનો વિચાર પીઢપણે થાય છે, પ્રજાનો બુદ્ધિભેદ થતો નથી, સ્થિરતા સચવાય છે, અને સમાજ જબરદસ્ત સામર્થ્ય કેળવી શકે છે, પણ આવી સ્થિતિમાં ઘણી વાર લોકકેળવણી અટકે છે અને આગેવાનોની ન્યાત બંધાય છે. સમાજની કાર્યશક્તિ વધ્યા છતાં સૂઝશક્તિ કટાઈ જાય છે અને આગેવાન કોમનો નૈતિક અધઃપાત થતાં આખો સમાજ ભાંગી પડે છે.

* * *

ધર્મસુધારા કરનાર લોકો પરમ ધાર્મિક અને ત્રિકાલજ્ઞ હોવા જોઈએ. ધર્મના વિધિ-વિધાનમાં અને બાહ્ય રિવાજોમાં જે ક્રાન્તિ કરી શકે તેની પાસે ધર્મનો આત્મા અખૂટ હોવો જોઈએ. એમણે ધર્મતત્ત્વનું રહસ્ય પોતાનું કરેલું હોવું જોઈએ. આવા લોકો દરેક જમાનામાં અને દરેક દેશમાં કે સમાજમાં પેદા થાય જ છે એમ ધર્મગ્રંથમાં લખ્યું છે અને ઇતિહાસમાં દેખાઈ આવ્યું છે.

ત્રિકાલજ્ઞનો અર્થ આપણે બરાબર સમજવો જોઈએ. લાખો વર્ષ પૂર્વે અને લાખો વરસ પછી કંઈ કંઈ ઘટનાઓ બની છે અથવા બનવાની છે, દરેક વ્યક્તિ શું કરી ચૂકી છે અને શું કરવાની છે એ બધું વિગતવાર જે જાણે તે ત્રિકાલજ્ઞ એવી માન્યતા સમાજમાં ફેલાઈ છે. પોતાને ઈશ્વર તરફથી સંદેશાઓ મળે છે એવો જેમનો દાવો તે મહંમદ પેગંબર કહે છે કે બીજી ક્ષણે શું થવાનું છે એ ખુદાએ ન તો પોતાના નબીઓને કહી રાખ્યું છે, ન ફેરસ્તાઓને. ભવિષ્ય વિષેનું જ્ઞાન ખુદાએ પોતાની પાસે જ રાખ્યું છે. એટલે કે સર્વોચ્ચ માણસને પણ ભવિષ્યની વિગતોનું જ્ઞાન મળે એમ નથી. ત્યારે ત્રિકાલજ્ઞનો અર્થ શો?

દીર્ઘકાલના ઇતિહાસના અધ્યયનથી જે માણસ ભૂતકાલનું સ્વરૂપ બરાબર જાણે છે અને લોકસ્થિતિનું સૂક્ષ્મ અને બહોળું નિરીક્ષણ કરવાથી વર્તમાનકાલની વસ્તુસ્થિતિ સાથે પૂરેપૂરો પરિચય ધરાવે છે તેને, એણે શાસ્ત્રીય વૃત્તિ કેળવી હોય તો, સમાજશાસ્ત્ર રચતાં આવડે છે અને એ શાસ્ત્રને જોરે ભવિષ્યનો પ્રવાહ—વિચારપ્રવાહ તેમજ ઘટનાપ્રવાહ—કઈ દિશામાં વહેશે એ સહેજે કળી શકે છે; પછી આવા શાસ્ત્રીય દૃષ્ટિવાળાને આપણે ત્રિકાલજ્ઞ કહીએ છીએ. દરેક દેશના અને જમાનાના સર્વોચ્ચ આગેવાનો આવી રીતે ઓછાવધતા પ્રમાણમાં ત્રિકાલજ્ઞ હોય જ છે. અને જે આ અર્થમાં ત્રિકાલજ્ઞ છે તે જ સમાજનું વહાણ હંકારી શક્યા છે.

આવા માણસમાં એક વિશેષ શક્તિની આવશ્યકતા હોય છે, અને તે છે ભવિષ્યના આદર્શની ઝાંખી. જેમ વહાણનો ટંડેલ પોતા પાસેના નકશા પ્રમાણે જહાજ ચલાવે છે, જેમ મકાનો બાંધનારા પોતાના નકશા પ્રમાણે બધું ચણતર કરે છે, જેમ કોઈ મહાકાવ્યના લેખક ધારેલા ઉદ્દેશ પ્રમાણે કાવ્યનો વિસ્તાર કરે છે, તેમ સમાજનો ધુરીણ, સમાજનો

સંધવી પોતાના મનમાં જે આદર્શ બંધાયો હોય તે તરફ નિઃશંકપણે સમાજને દોરે છે. એની આગળ એના આદર્શનું ચિત્ર જેટલે દરજ્જે સ્પષ્ટ અને જીવતું હશે તેટલે દરજ્જે એ વિશ્વાસપૂર્વક સમાજને રસ્તો બતાવશે. બુદ્ધ અને મહાવીર આવા સમાજસુધારકો હતા, તેથી જ પોતાની પાછળ આવી સમર્થ સંસ્કૃતિ તેઓ મૂકતા ગયા.

પણ પાછળના લોકો ધર્મરહસ્ય ભૂલી જઈ કેવળ રૂઢિને અને પોતાની પ્રતિષ્ઠાને વળગી રહે છે. અહિંસાધર્મનો સર્વત્ર વિજય થયેલો જોવા ઇચ્છનાર જૈનોમાં જ્યારે સામસામે મારામારી થાય છે અને તે પણ ધર્મના નામે સારે ધર્મ લજવાય છે. શમદમનો ઉપદેશ કરનારા આચાર્યો જ્યારે રીસે ભરાય છે અને કોઈનો સત્યાનાશ કરવાની પ્રતિજ્ઞા લે છે ત્યારે જે ધર્મને નામે તેમને પ્રતિષ્ઠા મળી છે તે ધર્મ વિમાસણમાં પડે છે કે હવે હું ક્યાં જાઉં ? જેમનો આધાર મુખ્ય ગણ્યો તેઓ મારા રક્ષક હોવાનો દાવો તો કરે છે, પણ એમના જીવનથી જ મને ગૂંગળાવી મારે છે! મધ્યપ્રાંતમાં નાગપુર પાસે રામટેક કરીને એક સ્થાન છે. ત્યાંનું એક જૈન મંદિર જોવા ગયેલો. એને બારણે બંદૂક, તલવાર આદિ શસ્ત્રો રાખ્યાં હતાં અને સિપાઈઓ મંદિરનું રક્ષણ કરતા હતા! મંદિરમાં સંઘરેલી ધનદોલતનું રક્ષણ આમ જરૂર થતું હશે પણ અહિંસાધર્મનું તો ત્યાં અખંડ ખૂન જ ચાલ્યું હતું.

ધનદોલતના ઢગલા અને અહિંસાનો મેળ થાય નહિ. યુરપમાં અહિંસાવાદી ક્વેકર લોકોને અને હિંદુસ્તાનમાં અહિંસાવાદી જૈન લોકોને ઠીકઠીક માલદાર સ્થિતિમાં જોઈ મનમાં શંકા જાય છે કે આ લોકોને અહિંસાધર્મ બરાબર સમજાતો હશે? ગરીબોનો વૃત્તિચ્છેદ કર્યા વગર કોઈ ધનવાન થઈ શકે જ નહિ. અને વૃત્તિચ્છેદમાં શિરચ્છેદ કરતાં ઓછી હિંસા છે જ નહિ. જો ધર્માચાર્યો ધર્મનો વિજય જોવા માગતા હોય તો એમણે સમાજની અન્યાયમૂલક વ્યવસ્થા બદલાવવી જ જોઈએ, અને દરેકને એની મહેનતનું ફળ પૂરેપૂરું મળી શકે એવી સ્થિતિ લાવવા પ્રયત્ન કરવો જ જોઈએ.

આહારશાસ્ત્રના સૂક્ષ્મ નિયમો જૂના વખતમાં ઘડાયા એ સારું જ થયું, પણ આજે એ નિયમો બદલાવવા જ જોઈએ. નવું આહારશાસ્ત્ર ઝપાટાભેર વધે છે. એનો લાભ ધર્મની દૃષ્ટિએ લઈ પોતાના સમાજને નવો રસ્તો દેખાડવો જોઈએ. ડુંગળી, બટાકા, રીંગણાં કે ટમાટા ન ખાવામાં ધર્મ સમજનાર લોકો જીવડા બફાળીને તૈયાર કરેલો રેશમનો માલ ઘરમાં તેમ જ અપાસરાઓમાં કેમ વાપરતા હશે એ મારી સમજમાં નથી આવતું. પણ આ તો પ્રમાણમાં ગૌણ વસ્તુ થઈ. સ્ત્રીઓ પ્રત્યે, હરિજનો પ્રત્યે, ગરીબો પ્રત્યે, ખેડૂત અને મજદૂરો પ્રત્યે જે જીવનવ્યાપી અન્યાય ચાલી રહ્યો છે તેને અટકાવવા ધર્મવીરોએ કેડ કસવી જોઈએ.

જૈન એટલે વીરઃ એણે તો હમેશાં લડવાની તૈયારી રાખવી જ જોઈએ. એનું શસ્ત્ર અહિંસા છે પણ તેટલા માટે ઓછા વીરત્વથી એનું ચાલવાનું નથી. જે ધર્મ એક મહાન સુધારકે સ્થાપ્યો તેના અનુયાયીઓ પોતે જ સુધારાની સામે થાય એ એક આશ્ચર્યની ઘટના છે. બુદ્ધ અને મહાવીરે જાતિભેદનો વિરોધ કર્યો, અસ્પૃશ્યતા અવગણી, અને છતાં એમના અનુયાયીઓ જાતિના અભિમાનથી ભરાયા છે અને અસ્પૃશ્યતા ટકાવવામાં ધર્મ સમજે છે!

આવી સ્થિતિ જોઈને જ એક જણે અકળાઈને કહ્યું છેઃ સંતો ધર્મ ચલાવે છે, અને આચાર્યો એ ધર્મનું ખૂન કરી પાછા એની ભભીની પૂજા કરે છે. આમ થવું જ જોઈએ એમ હું માનતો નથી, એટલે જ આશા રાખું છું કે ધર્માચાર્યો પોતાની પ્રતિષ્ઠાને નહિ પણ ધર્મને જીવતો રાખવા પોતાનું સર્વસ્વ હોમી દેશે.

———o———

# સાંજે

[ મંદાક્રાન્તા ]

પ્રજારામ ન. રાવળ

સંધ્યા ટાણે શ્રમ વિસરવા કૈંક આરામ લેવા,
સંધ્યા કેરું નિતનિત નવું સૌમ્ય સૌન્દર્ય જોવા,
સ્નેહી પાસે મૃદુલ ઉરના ભાવ વિશ્રબ્ધ કે'વા,
જાતાં વૃન્દો કંઈક ફરવા મન્દિરે કાલિકાના.

આ વાટે મેં પણ સુહૃદયની સાથ સાંજો વિતાવી,
સાથે સંધ્યા, શશિ ઉદય, તારામઢી રાત ન્હાળી,
ખાલી કીધા અહિં જ ઉરના ગૂઢ, મોંઘા ખજાના,
જે પાસેનાં કદિય નવ કંપ્યાં હતાં વારિ ખ્હેલાં.

આખે રસ્તે ઉડતી હતી આનન્દની છોળ છોળો,
મૂંગા મૂંગા સ્વજન વિણ તે માર્ગને કાપવાનો,
બ્હાનાઓથી કુદરત તણા રોકી જે રાખતો, તે
આવ્યો તેવો ઘરભણી મને તુર્ત પાછો ધકેલે.

—રે ! ત્હોયે આ અધિક તુજની યાદને આપનારા
રસ્તે મીઠા–કટુ, પદ વળે સાંજના રોજ મારા.

———o———

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

### હિંદ અને સામ્રાજ્યવાદી વિગ્રહ

ઝેક જર્મન અથડામણ શરૂ થયા બાદ ઝેક-મ્યુનિકની સંધિ થયા સુધી યુરોપમાં વિગ્રહનાં વાદળ ઝઝૂમી રહ્યાં હતાં. હાઉસ ઑવ્ કૉમન્સમાં બ્રિટિશ વડાપ્રધાને કરેલી છેલ્લી કેટલીક જાહેરાતોમાં જો તથ્ય હોય તો એમ લાગે છે કે જો ઝેકોસ્લોવેકિયાને હિટલરની માગણી કબૂલવાની ફરજ ન પાડવામાં આવી હોત તો યુરોપિયન વિગ્રહ કરવાની હિટલરે સંપૂર્ણ યોજના અને તૈયારી કરી રાખી હતી. અને માત્ર છેક્છેલ્લી ઘડીએ બ્રિટિશ વડાપ્રધાને મળવાનું નક્કી કરવાને કારણે ને પોતાની મુલાકાતને પરિણામે હિટલરની માગણી કબૂલ રાખવાને લીધે જ વિગ્રહ શરૂ થતો રહી ગયો હતો. વિગ્રહ શરૂ થાય એટલે વહેલેમોડે બ્રિટનને પણ અનિવાર્યપણે એમાં સંડોવાવું પડે એમાં કોઈને શંકા નહોતી. બ્રિટન વિગ્રહમાં જોડાય એટલે સૌ'જે બ્રિટિશ સામ્રાજ્યના હિંદ જેવા બંદીવાન દેશોને પોતાને પક્ષે બ્રિટન યુદ્ધમાં સંડોવે. કારણ કે હિંદની પરદેશનીતિનું સંચાલન વ્હાઈટ હોલ પ્રેરિત ઈંડિયા ઑફિસ મારફતે થાય છે. હિંદી પ્રજામતની સંમતિ કે વિરોધની વ્હાઈટ હૉલના અગ્રણીઓને બહુ પરવા નહોતી. આમ છતાં હિંદી રાષ્ટ્રીય મહાસભાના વલણની અને પં. જવાહરલાલજીની વિગ્રહવિરોધી જાહેરાતોની બ્રિટિશ રાજપુરુષોના મન ઉપર ઊંડી અસર પડ્યા વિના રહી નથી. બ્રિટિશ સત્તાધીશો એ સારી પેઠે સમજે છે કે હિંદ ગમે તેટલું આજે પરાધીન હોવાં છતાં હિંદી પ્રજાનો ઘણો મોટો ભાગ પરાણે બ્રિટિશ ધૂંસરીમાં ફસાઈ પડ્યા જેવી લાગણી અનુભવે છે. હિંદી જનતાની બ્રિટનવિરોધી લાગણી રાષ્ટ્રીય મહાસભા ઉગ્ર અને લડાયક શબ્દોમાં વ્યક્ત કર્યા કરતી હોવાથી, ઝેક-જર્મન કટોકટી વખતે બ્રિટિશ સત્તાધારીઓ હિંદી પ્રજામતની બ્રિટનવિરોધી ભાવનાની ગરમીનું માપ જાણી શક્યા હતા. એમને એટલી ખાતરી થઈ ચૂકી હતી કે હિંદના જમીનદારો ને જાગીરદારો, નવાબો ને રાજામહારાજાઓ ગમે એટલી વફાદારીની જાહેરાતો કરીને સામ્રાજ્યાધીશોને પોતાના તરફથી રીઝવવાના પ્રયત્નો કરવા છતાં લડાઈની કટોકટીમાં તો મહાસભાસંચાલિત હિંદી પ્રજાનો વિરોધ એ જ અસરકારક ભાગ ભજવવાનો છે. વર્તમાન યુગની ખૂનખાર લડાઈઓમાં કોઈ પણ સામ્રાજ્ય અક્ષત રહી શકે એમ નથી. અને જે સામ્રાજ્યની પ્રજામાં સામ્રાજ્યવિરોધી પ્રવૃત્તિ સળગતી હોય એ સામ્રાજ્ય તો લડાઈના પહેલા આંચકાનો ભાર પણ ઝીલી શકે એમ નથી. હિંદને લાગેવળગે ત્યાં સુધી બ્રિટિશ સામ્રાજ્યની આજે આ સ્થિતિ છે. હિટલર સાથે સમાધાની કરવા જનાર અને ગમે તે ભોગે નાત્સી સરકારની માગણી કબૂલીને, આંતરરાષ્ટ્રીય કાનૂન, નીતિ અને સામુદાયિક સલામતીની ભાવનાને ઠોકરે મારી મ્યુનિકના કરાર કરનાર બ્રિટિશ વડાપ્રધાન એ સારી પેઠે સમજતા હતા કે એક વધારે વિગ્રહ, અને સામ્રાજ્યનું એક અગત્યનું અંગ હિંદ, પોતાને મળતી વહેલી તકે છૂટું પડીને સ્વતંત્ર થઈ જવાનું. હિટલરે પણ ચેમ્બર-

લેઈનના મનમાં આ જ વસ્તુ હથોડા મારીને ઠસાવી હશે કે વિગ્રહ વહોરીને હિંદ જેવા મહત્ત્વના ભાગો ગુમાવવા કરતાં પોતાની માગણી સંતોષવામાં બ્રિટનને ઘણું ઓછું ગુમાવવું પડશે! સ્વસ્વાર્થપટુ ચેમ્બરલેઈનને પરિસ્થિતિ સમજતાં વાર લાગે એમ નહોતું.

## મહાસભાની નીતિની સ્પષ્ટતા

છેલ્લાં બે વરસથી વારંવાર મહાસભા તરફથી સામ્રાજ્યવાદી વિગ્રહમાં હિંદનું વલણ કયા પ્રકારનું હશે એની ચોખ્ખા શબ્દોમાં વારંવાર જાહેરાત કરવામાં આવી છે. આમ છતાં કેટલીક વાર બ્રિટિશ સત્તા એ જાતની આશા વ્યક્ત કરતી જણાય છે કે આગામી વિગ્રહ લોકસત્તા અને સરમુખત્યારીસત્તા વચ્ચેનો હોવાથી લોકશાસનવાદી મહાસભા, લોકસત્તાનો બચાવ કરનાર બ્રિટનને પક્ષે જ લડશે. પરંતુ ઘણી વાર પં. જવાહરલાલજીએ બ્રિટિશસત્તાને સાફ સાફ જણાવી દીધું છે કે બ્રિટન સાચું લોકશાસનવાદી તંત્ર જ નથી. બ્રિટિશ સામ્રાજ્યની હિંદી નીતિરીતિ ફાસિઝમથી માત્ર નામે જ જુદી પડે છે, અને ફાસિઝમ અને સામ્રાજ્યવાદ વચ્ચે અંતઃસ્થ એકતા છે. માટે બ્રિટનને પક્ષે ફાસિઝમ અને સામ્રાજ્યવાદવિરોધી કૉંગ્રેસ લડી શકે એમ છે જ નહિ. ફાસિસ્ટ સત્તાઓ–ઇટલી અને જર્મની–અને બ્રિટન વચ્ચે પં. જવાહરલાલજીએ જણાવેલ સામ્ય છે એ હિટલર–મુસોલિની સાથે ચેમ્બરલેઈને કરેલા કરારનામા ઉપરથી સાવ સ્પષ્ટ થાય છે.

ફાસિઝમ અને બ્રિટિશ સામ્રાજ્યવાદ વચ્ચે આમ એક પ્રકારની સમાનતા છે એ મહાસભા સારી પેઠે સમજતી હોવાથી, એણે વિગ્રહમાં બ્રિટનવિરોધી વલણની નીતિ અખત્યાર કરી છે. પરંતુ છેલ્લાં બે વર્ષમાં વિગ્રહની શક્યતાઓ દૂર લાગ્યા કરતી હોવાથી મહાસભાની નીતની જાહેરાતોની સીધી અને વ્યવહારુ અસર બહુ નહોતી. પરંતુ છેલ્લી યુરોપીય કટોકટી દરમિયાન એવી સ્થિતિ ઊભી થઈ કે વિગ્રહ તદ્દન નજીક અને અનિવાર્ય લાગ્યો. એ વખતે મહાસભાની નીતિની અ. હિં. મ. સમિતિએ કરેલી જાહેરાત બહુ મહત્ત્વની હતી. મહાસભાની બેઠક દિલ્હીમાં ચાલુ હતી એ જ વખતે ચેમ્બરલેઈન હિટલર–મુસોલિની વગેરે વચ્ચે સમાધાની કરી વિગ્રહ અટકાવવાની વાટાઘાટો પણ ચાલતી હતી; અને એમ લાગતું હતું કે ચેમ્બરલેઈન ગમે તે ભોગે વિગ્રહ સળગવા નહિ દે. આથી વિગ્રહ સળગી ઊઠતાં મહાસભાએ શું કરવું એની વિગતવાર યોજના મહાસમિતિના ઠરાવમાં દાખલ કરવામાં નહિ આવી. કારણ કે જે પરિસ્થિતિ ઊભી થવાનો પૂરેપૂરો સંભવ નહોતો એને વિષે આગળથી ઠરાવ મારફત જાહેર કરીને પોતાની ગોઠવણ ઉઘાડી પાડવામાં રાજકીય ડહાપણ નહોતું એ મહાસભાના મોવડીઓ સારી પેઠે જાણતા હતા. આથી એમણે માત્ર વિગ્રહવિરોધી નીતિની જ માત્ર ચોખ્ખી જાહેરાત કરવામાં હરિપુરા મહાસભાના ઠરાવને ફરી બહાલ રાખીને જણાવ્યું કે, "યુરોપમાં લડાઈ સળગી ઊઠે તો, જે પરિસ્થિતિ વખતોવખત ઊભી થાય તેને, પરદેશી રાજનીતિ અને લડાઈના ભય વિષેના હરિપુરા મહાસભાના ઠરાવ અનુસાર, પહોંચી વળવાને મહાસમિતિ પોતાની સત્તા કાર્યવાહક સમિતિને સોંપે છે."

મહાસમિતિના ઉપલા ઠરાવમાં હરિપુરા ઠરાવની સ્પષ્ટ પુનરુક્તિ ઉપરાંત કાર્યવાહક સમિતિને કટોકટીની સ્થિતિમાં જરૂરી પગલાં લેવાની સત્તા સોંપવાનું એક મહત્ત્વનું અને અતિ જરૂરી પગલું ભર્યું હતું. કારણ કે યુદ્ધની કટોકટીમાં મોટી સભાઓ ને ચર્ચાઓ દ્વારા ક્ષણે ક્ષણે પલટાતી કપરી સ્થિતિને પહોંચી નહિ વળાય. એટલા માટે કોઈ પણ પક્ષ પોતાના

અતિવિશ્વાસુ, ધીર, કાર્યપટુ અને રાજદ્વારી કુનેહવાળા અગ્રણીઓને સર્વ સત્તા સોંપી દે છે. એમ જો ન કરવામાં આવે તો એ પક્ષ પોતાનું રાજકીય મરણ જ માગી લે છે. કટોકટીમાં વિવાદને સ્થાન નથી હોતું. એમાં કદમ માંડવાની જરૂર હોય છે. એ વખતે કદમની ગતિ અને દિશા નક્કી કરવાનું લાયક અને વિશ્વાસુ પક્ષનાયકોને જ સોંપાવું જોઈએ. ઝેક-જર્મન કટોકટીમાં પહોંચી વળવા માટે જેમ બ્રિટિશ કૉન્ઝર્વેટિવ પાર્ટીએ પોતાની સમસ્ત સત્તાની લગામ ચેમ્બરલેઈનના હાથમાં સોંપીને એની વિવેકદષ્ટિને સૂઝે એ પ્રમાણે કરવા એના હાથ છૂટા કરી દીધા હતા એમ જ મહાસમિતિએ પણ કર્યું; એ મહાસભાવાદીઓમાં વધતી જતી રાજકીય પરિપક્વતાની નિશાની છે.

## હિંદ અને વિગ્રહ

વિગ્રહમાં હિંદ શા માટે બ્રિટનવિરોધી નીતિ અનુસરે? એમાં એને પોતાને શો લાભ? અથવા તો હિંદ બ્રિટનવિરોધી નીતિ અનુસરે એટલે કે બ્રિટનના વિરોધીઓના પક્ષમાં ભળી જવાની એની મુરાદ છે? વગેરે પ્રશ્નો કોઈ પણ રાષ્ટ્રવાદીના મનમાં ઊઠે એ આજે સ્વાભાવિક છે. વિગ્રહમાં મહાસભાવાદી હિંદ બ્રિટનવિરોધી મોરચો માંડે એનો અર્થ એ તો નથી જ કે હિંદ બ્રિટનના દુશ્મનોના પક્ષમાં ભળી જવાની ઇચ્છા રાખે છે. તો શું હિંદ વિગ્રહમાં તટસ્થ રહેવા માગે છે? પણ આધુનિક વિગ્રહમાં કોઈ પણ સ્વતંત્ર રાષ્ટ્રોને માટે પણ તટસ્થ રહેવું અશક્ય છે. સાંસ્થાનિક ને ગુલામ દેશોને માટે તટસ્થતા શક્ય જ નથી. એણે કોઈ પણ પક્ષ લીધે જ છૂટકો. પ્રથમ તો સામ્રાજ્યવાદી રાષ્ટ્ર પોતાના તાબાના મુલકોની પ્રજાને પોતાના પક્ષમાં લડવા માટે ખેંચી જાય એને લીધે પણ તટસ્થતા ન જાળવી શકાય. અને જો તાબાની પ્રજા એ રીતે વિગ્રહમાં ખેંચાવા તૈયાર ન થાય તો બંને વચ્ચે વિગ્રહ જામે. એટલે કે તાબાના મુલકની પ્રજા બંડ જગવે ને લગભગ ક્રાંતિ કે આંતરવિગ્રહ સળગાવે. હિંદ બ્રિટનના વિરોધીઓનો પક્ષ લેવા તૈયાર નથી. બ્રિટનના પક્ષમાં ભળવાનું જ નથી. પોતે તટસ્થ પણ રહી શકે એમ નથી કારણ કે બ્રિટનના તાબાનું સાંસ્થાનિક રાજ્ય હોઈ એની પરદેશનીતિનું દોરીચાલન હિંદી વજીર કરે છે અને એનું લશ્કર ગવર્નર-જનરલને જવાબદાર છે; વડી ધારાસભાને નહિ. આથી ગવર્નર-જનરલના આદેશો પ્રમાણે હિંદી લશ્કર જ્યાં મોકલવામાં આવશે ત્યાં જઈને લડશે.

પરિસ્થિતિ આ પ્રકારની હોવાથી કોઈ પણ વિગ્રહમાં હિંદી પ્રજા અને બ્રિટિશ રાજસત્તા વચ્ચે જબરો હિતવિગ્રહ શરૂ થવાનો. આથી બાહ્ય વિગ્રહ ફાટી નીકળતાં થોડા જ વખતમાં હિંદમાં જબરદસ્ત ક્રાંતિ કે આંતરવિગ્રહ ફાટી નીકળવાનો એમાં શંકા નથી. ક્રાંતિ અને આંતરવિગ્રહ ફાટી નીકળશે (સવિનય કાનૂનભંગની અહિંસક હિલચાલ નહિ) એમ હું એટલા માટે કહું છું કારણ કે આજે આપણા દેશમાં ઉગ્રતમ બ્રિટિશ વિરોધ વ્યક્ત કરનાર વ્યાપક લડાયક પક્ષ કૉંગ્રેસ છે અને કૉંગ્રેસનો જનતા ઉપરનો કાબૂ બીજા કોઈ પણ પક્ષ કરતાં ઘણો વધારે છે અને કૉંગ્રેસ જ અતિ શિસ્તબદ્ધ, ધ્યેયજાગ્રત, ઉગ્ર રાષ્ટ્રવાદી, સત્તા-વાંચ્છુ અને તાલીમ પામેલ પક્ષ દેશમાં છે એટલે વિગ્રહ શરૂ થતાં જ બ્રિટિશ સત્તાધીશો કૉંગ્રેસવાદીઓને બ્રિટિશ વિરોધી કોઈ પણ પગલું ભરવાની તક સાંપડતાં પહેલાં જ કન્સેન્ટ્રેશન કેમ્પોમાં પૂરી દેશે; અને બીજા વફાદાર પક્ષોને મેળવી લઈ પોતાનું કામ સાધવા પ્રયત્ન કરશે એ સ્વાભાવિક છે. બીજી બાજુ, વિગ્રહની તડામારીમાં સત્તાધીશો સંપૂર્ણપણે રાષ્ટ્રવાદીઓને

ઝમે કરી શકે એવું પણ નહિ બની શકે, કારણ કે એમ કરવા માટે મનની અને કાર્યની જે સ્વસ્થતા ને નિશ્ચિંતતા એમનામાં હોવી જોઇએ એ વિગ્રહના દબાણને લીધે એમનામાં નહિ હોઈ શકે. આ ઉપરાંત થોડા જ વખતમાં બાહ્યવિગ્રહ એમનાં બધાં લશ્કરી સાધનો કબજે કરી બેસશે અને દેશની આંતરિક પરિસ્થિતિને પહોંચી વળવા માટે જેટલું લશ્કરી કે પોલિસ બળ જોઈએ એટલું એમની પાસે થોડા વખત પછી નહિ રહે. આથી આંતરિક વિરોધ ઉપર એઓ પૂરેપૂરો કાબૂ નહિ જમાવી શકે. કદાચ, શરૂઆતમાં કાબૂ જમાવી શકાય તોપણ દીર્ઘકાળ એ ટકાવી તો નહિ જ શકાય. પરિણામે એમની સત્તા નબળી પડવાની. જે સામે પક્ષે રાષ્ટ્રવાદી વિરોધીઓને બંડ જગાવવા ઉત્તેજી મૂકે. બીજી તરફ બાહ્ય વિગ્રહને મદદ કરવા માટે સત્તાવાળાઓનું જનતાનું શોષણ અતિ મોટા પાયા ઉપર એમનામાં બંડખોરવૃત્તિ પેદા કરશે. આ બધાની સામુદાયિક અસર બળવામાં પરિણમે એ સહજ છે. અને એકવાર બળવાવૃત્તિ શરૂ થાય એટલે વિગ્રહી પરિસ્થિતિમાં એને કાબૂગત કરી રાખવી એ અસાધ્ય વસ્તુ છે.

### કાળી સંભાવના

સામ્રાજ્ય ચલાવવામાં લગભગ પૂર્ણ નિપુણતા પ્રાપ્ત કરેલ બ્રિટિશ રાજપુરુષોની હિંદની પરિસ્થિતિની આ કાળી સંભાવના નજર બહાર નહિ રહે. આથી હિટલર સાથે વિગ્રહ ખેડવો એમને મન સામ્રાજ્ય ગુમાવવા માટેનો જુગાર ખેલવા બરાબર હોવાથી, હિટલર સાથે સમાધાન કરવું એ જ હિતાવહ ઉપાય હતો. પરિણામે મ્યુનિક કરારનામું ઘડાયું; જેમાં બ્રિટને નાત્સી સરમુખત્યારી સાથે ઝેકોસ્લોવેકિયાને ભોગે ભાઈબંધી ને હિતસમાનતાના કરાર કર્યા! તાત્કાલિક તો ચેમ્બરલેઇને સામ્રાજ્ય બચાવ્યું અને સાથે સાથે હિંદમાં 'બ્રિટિશરાજ' નો આથમતો સૂર્ય થોડા વખત માટે તો ક્ષિતિજ ઉપર ટકાવી રાખ્યો. પણ મહાત્માજીએ હમણાં જ લખ્યું છે એ પ્રમાણે, સાત દિવસની શાંતિ માટે ચેમ્બરલેઇને ઝેકોસ્લોવેકિયાનો દ્રોહ કર્યો. ઝેકોસ્લોવેકિયાનો દ્રોહ કરવામાં ચેમ્બરલેઇનના મનમાં સાત દિવસની શાંતિ જાળવવાના કરતાં બ્રિટિશ સામ્રાજ્યવાદને સાત દિવસની લાંબી જિંદગી આપવાનો ખ્યાલ કદાચ વધારે હશે. આમ છતાં સામ્રાજ્યને માથે ઝઝૂમતો ભય દૂર થયો નથી. વિરોધ અને વૈમનસ્યના પાયા ઉપર નભનાર સામ્રાજ્યવાદને ચેમ્બરલેઇન પણ દીર્ઘકાલીનતા આપી શકે એમ નથી.

### સમૂહતંત્ર : આગામી મડાગાંઠ

હજી પ્રાંતોમાં પ્રાંતિક સ્વરાજનો અમલ કરવામાં મહાસભા બ્રિટિશસત્તા સાથે સહકારનો હાથ લંબાવવામાં સ્થિર થઈ નથી ત્યાં નવા કાનૂનના બીજા વિભાગને મધ્યસ્થ તંત્રમાં દાખલ કરવામાં મહાસભાના સહકારની માગણી શરૂ થઈ ચૂકી છે. જેમ વિગ્રહમાં મહાસભા બ્રિટનને સાથ આપે એવી લાગણી રાજ્યકર્તાઓના અમુક વર્ગમાં પેદા થઈ હતી તે જ પ્રમાણે બ્રિટિશ ટોરીનેતાઓમાં હિંદ પ્રત્યે લિબરલ વલણવાળા કેટલાક ટોરીઓ એવી લાગણી વ્યક્ત કરતા માલમ પડે છે કે હિંદમાં સમૂહતંત્ર દાખલ કરવામાં આવે ત્યારે મહાસભા તરફથી સહકાર કરવામાં આવશે. સમૂહતંત્રના અખતરામાં મહાસભા બ્રિટિશ સરકારને સાથ આપશે એવી લાગણી પેદા થવાનું કારણ પ્રાંતિક બંધારણના અમલમાં એણે સાથ આપવાની લીધેલી નીતિને આભારી છે. આ ઉપરથી કેટલાક બ્રિટિશ મધ્યસ્થીઓએ મહાત્માજી અને બીજા

અગ્રગણ્ય મહાસભાના મોવડીઓ સાથે સમૂહતંત્રમાં સહકાર કરવા સંબંધે એમનું વલણ જાણવા અત્યાર સુધી ઘણી વાર પ્રયત્નો કરી જોયા છે. આને પરિણામે બ્રિટિશ પ્રધાનમંડળ અને હિંદી વજીરની કચેરીમાં તેમજ વિલાયતનાં કેટલાંક ટોરી મંડળોમાં એવી ધારણા ફેલાયેલી જોવામાં આવે છે કે સમૂહતંત્રનો ગમે એટલો મૌખિક વિરોધ કરવા છતાં મહાસભા એનો સામનો કરવામાં સત્યાગ્રહ કે કાનૂનભંગની હિલચાલ ઉપાડવા જેટલું સખત પગલું ભરવા તૈયાર નહિ થાય.

બ્રિટિશ રાજપુરુષોની આ ભ્રમણા ભાંગવાની જરૂર ક્યારની ઊભી થઈ હતી. પરંતુ ફેડરેશન દાખલ કરવાની મુદત યુરોપીય કટોકટીની હાડમારીમાં નક્કી થઈ શકી ન હોવાથી ફેડરેશનનો સામનો કઈ રીતે કરવો એ સંબંધે મહાસભાએ પોતાની યોજના તૈયાર નહોતી કરી. આમ છતાં વખતોવખત મહાસભાનો વિરોધ તો જરૂર જાહેર કરવામાં આવતો હતો. હવે જ્યારે થોડા વખત માટે યુરોપીય મામલો ઠંડો પડયો હોવાથી બ્રિટિશ પ્રધાનમંડળે હિંદમાં સમૂહતંત્ર દાખલ કરવાની મુદત લગભગ નક્કી કરી નાખી લાગે છે. ૧૯૩૯ના મધ્યમાં ગમે ત્યારે એ દાખલ કરવામાં આવશે એમ જણાય છે. આથી મહાસભા સમિતિની છેલ્લી બેઠકમાં ફરીવાર ફેડરેશનના સામનાનો પોતાનો નિર્ધાર જાહેર કર્યો કે: "મહાસભા સમૂહતંત્રની સરકારે ઘડેલી યોજનાનો ફરીવાર નિષેધ કરે છે, અને પ્રાંતિક તેમજ સ્થાનિક મહાસભા સમિતિઓને, સામાન્ય પ્રજાજનોને, તેમજ પ્રાંતિક સરકારો તથા પ્રધાનમંડળોને વિનંતી કરે છે કે તેઓ આ સમૂહતંત્રની સ્થાપના થતી અટકાવે. એ યોજના પ્રજાની જાહેર કરેલી અનિચ્છા છતાં દેશને માથે પરાણે લાદવાનો પ્રયત્ન થાય તો એવા પ્રયત્નનો સામનો દરેક રીતે કરવો જોઈએ, અને પ્રાંતિક સરકારો તેમજ પ્રધાનમંડળોએ તેની સાથે સહકાર કરવાનો ઇનકાર કરવો જોઇએ."

આ પ્રકારની સ્પષ્ટતા કર્યા બાદ બ્રિટિશ સરકારની મહાસભાના સાથ વિષેની ભ્રમણા ઉરાડવા માટે મહાસમિતિ પોતાના ઠરાવમાં જાહેર કરે છે કે, "મહાસભા સમિતિ બ્રિટિશ સરકારને ચેતવણી આપે છે કે દેશની અનિચ્છા પ્રગટ થયેલી હોવા છતાં પરાણે લાદવામાં આવેલા સમૂહતંત્રને મહાસભા કદી પણ તાબે થશે એવી આશા તે ન સેવે."

### ઠરાવનો પ્રત્યાઘાત

મહાસમિતિના ઉપલા ઠરાવે કદાચ બ્રિટિશ સરકારનું ધ્યાન નહિ ખેંચ્યું હોત; જો ચેમ્બરલેઇન ઝેક-જર્મન અથડામણનો નિકાલ કરવામાં નિષ્ફળ નીવડયો હોત તો. પણ હવે એ બાજુની નિરાંત હોવાથી બ્રિટિશ સરકારને હિંદમાં સમૂહતંત્ર દાખલ કરવાની ઉતાવળ થઈ આવી છે. આથી મહાસમિતિના એ સંબંધેના ઠરાવનો સત્તાવાળાઓના મન ઉપર ચોક્કસ પ્રત્યાઘાત પડવાનો. એમને કોઈ પણ રીતે હિંદમાં કટોકટીભરી અથડામણના સંજોગ ટાળવા છે. એટલું જ નહિ પણ જો બની શકે તો 'વાસ્તવદર્શી' ચેમ્બરલેઇનને કોંગ્રેસ સાથે બને તો કોઈ મેળાપનો રસ્તો શોધવાની પણ ઇચ્છા છે. પણ બ્રિટિશ પ્રધ[illegible] હવે પાકી ખાતરી થઈ જવાની કે સમૂહતંત્રને ચાલુ સ્વરૂપે દાખલ કરવામાં [illegible] સાથ મેળવી શકે એમ નથી. કદાચ એમને હિટલર–મુસોલિની તરફની કંપ[illegible] ગઈ હોત તો તો એઓ હિંદમાં મહાસભાના વિરોધને ઠોકરે મારીને પણ અમલમાં મૂકવાની હિંમત કરવા તૈયાર થાત. પણ એમનામાંના મોટા

હિટલર–મુસોલિનીનો કાયમી વિશ્વાસ નથી. ખુદ ચેમ્બરલેઇનને પણ એમ શંકા રહ્યા કરે છે કે હજી હિટલર–મુસોલિની પગ વાળીને બેસવાના નથી અને યુરોપમાં એક પછી એક સાહમારી ઊભી કર્યા કરશે. આથી હિંદમાં એઓ મહાસભા સાથે ઝઘડો બાઝવાનો વિચાર કરતાં ખૂબ ડરે છે. આમ છતાં પણ જો આવતા એપ્રિલ પહેલાં ચેમ્બરલેઇન યુરોપમાં 'ફોર પાવર્સ પેક્ટ' કરવામાં સફળ થાય તો હિંદમાં કોંગ્રેસના વિરોધની એ બહુ પરવા કરશે નહિ. પણ જો મૂળગત સ્વાર્થો છોડ્યા વિના કે અસરકારક સત્તાસ્થાનો છોડ્યા વિના સમૂહતંત્રની યોજનામાં આમતેમ નાની નાની છૂટછાટો મૂકવાથી જો કોંગ્રેસને મનાવી શકાતી હોય તો એમ કરવા ચેમ્બરલેઇન તૈયાર થશે. આ નાની નાની છૂટછાટોની યાદી તૈયાર કરવામાં અને એ સંબંધે હિંદી પ્રધાન સાથે ચર્ચા કરવા હાલ હિંદના ગવર્નર–જનરલ લોર્ડ લિનલીથગો હિંદીકચેરી ખાતે રોકાઇ રહ્યા છે એમ જણાય છે. અલબત્ત, આ ઉપરાંત રજવાડાંઓને રીઝવીને કઇ રીતે સમૂહતંત્રમાં દાખલ કરી શકાય એ બાબતની ચર્ચા કરવામાં એઓ હિંદીવજીર સાથે રોકાયા છે.

## મેળાપનો પ્રયાસ

'અમૃત બજાર પત્રિકા', 'હિંદુ' અને 'ફ્રી પ્રેસ જર્નલ' જેવાં કેટલાંક દૈનિક અખબારોના ખબરપત્રીઓના એ સંબંધેના લંડનથી મોકલાવેલ અહેવાલો ઉપરથી માલમ પડે છે કે ઑક્ટોબરની આખરે હિંદમાં આવી પહોંચ્યા પછી લોર્ડ લિનલીથગો સમૂહતંત્રમાં સાથ આપવા માટે કોંગ્રેસ ઓછામાં ઓછા કેટલા ફેરફારો કરાવવા માગે છે એની ચર્ચા કરવા માટે લોર્ડ લિનલીથગો મહાત્માજીને આમંત્રણ આપશે. આ અહેવાલ કેટલે અંશે આધારભૂત છે એ કહી શકાય એમ નથી, પરંતુ હાલની બ્રિટિશનીતિનું વલણ અને મહાસમિતિનો સમૂહતંત્ર ઉપરનો છેલ્લો ઠરાવ જોતાં એમ લાગે છે કે કોંગ્રેસના અણનમ વિરોધને હળવો કરવા માટે પ્રયત્ન કરવામાં આવશે. બ્રિટિશ હિતોના દૂરગામી લાભની દૃષ્ટિએ વિચાર કરીએ તો એ જ નીતિ બ્રિટનને લાભકર્તા છે એમાં શંકા નથી. કારણકે વિરોધી હિંદના કરતાં ભાઇબંધ હિંદ બ્રિટિશ સલામતીની દૃષ્ટિએ આધારભૂત થાપણ થાય એમ છે. જે આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિની ગણના કરીને બાલ્ડવીન અને ચેમ્બરલેઇને ઇજિપ્ત અને આયર્લાંડને દુશ્મનો મટાડી ભાઈબંધોમાં ફેરવી નાખ્યાં છે એ જ ગણનાએ ચેમ્બરલેઇનને હિંદ પ્રત્યેની નીતિનાં મંડાણ બદલીને નવી નીતિ અખત્યાર કરવાની ફરજ પાડવી જોઇએ. પણ કદાચ આટલી બધી આશા રાખવી વધારે પડતી ગણાય. કારણકે ઇજિપ્ત અને આયર્લાંડ પ્રત્યે ભાઇબંધીનો રાહ લેવરાવવામાં ત્યાંની પ્રજાનો મજબૂત અને સંયુક્ત સામનો વધારે કારણભૂત હશે. હિંદમાં એ જાતનો સમર્થ મોરચો ખડો કરવા હજી મહાસભા શક્તિમાન થઇ શકી નથી. હિંદની મુસ્લીમ લીગ અને દેશી રાજ્યોની બેવફાઈ ઇજિપ્શ્યન અને આયરિશ પ્રજામાં બ્રિટનને નહોતી મળી. હિંદમાં કોંગ્રેસને ન ગણકારવામાં બ્રિટિશ સરકારની નજર કોમીવાદી મુસ્લીમ લીગ ને મધ્યયુગી રજવાડાં પદ્ધતિના કોંગ્રેસવિરોધી સાથ ઉપર પડે છે.

## મહાસભાની રજવાડી નીતિ

મહાસમિતિની દિલ્હી ખાતે મળેલી છેલ્લી બેઠકમાં વિગ્રહવિરોધ અને સમૂહતંત્રના વિરોધના ઠરાવ પછી ત્રીજો મહત્ત્વનો ઠરાવ દેશી રાજ્યો પ્રત્યેની મહાસભાની નીતિની વધારે ચોખવટ કરવા સંબંધે હતો. દેશી રાજ્યોના કારોબાર તરફ—પછી એ આપખુદ અને અંધેરમય

જુલમી હોય કે નહિ હોય—સામાન્ય રીતે મહાસભાએ તટસ્થતા ને બિનદરમ્યાનગીરીની નીતિ છેક ૧૯૨૦ની સાલથી મહાત્માજીની સલાહથી સ્વીકારેલી છે. હજી પણ એ સંબંધે મહાસભા મહાત્માજીએ બાંધી આપેલ નીતિનો જ સ્વીકાર કરીને ચાલે છે. હરિપુરા મહાસભામાં કેટલાક મહાસભાવાદીઓ તરફથી એ નીતિમાં ફેરફાર કરાવવા માટે ભારે જોરપૂર્વક પ્રયત્ન કરવામાં આવ્યો હતો. પરંતુ પ્રતિનિધિઓની ઘણી મોટી બહુમતિએ નીતિફેરના ઠરાવને ઉડાડી દીધો હતો. એ ઉપરથી લાગે છે કે મોટા ભાગના મહાસભાવાદીઓ ૧૯૨૦માં સ્વીકારેલ રજવાડી બિનદરમ્યાનગીરીને જ વળગી રહેવા માગે છે. આ નીતિ ઘણા ઉગ્ર મહાસભાવાદીઓના હુમલાની ભોગ થઈ પડી છે. અને આ નીતિના સંસ્થાપક ગાંધીજીના ઉપર પણ ઘણી વાર ટીકા કરવામાં આવી છે. એ ટીકા અકારણ કે સકારણ ગમે તે રીતે કરવામાં આવી હોય. પણ એ જ નીતિને છેલ્લી મહાસમિતિએ પણ ફરીવાર ઘણી મોટી બહુમતિથી સ્વીકારી છે એટલે એ નીતિની યોગ્યાયોગ્યતાની મારી દૃષ્ટિએ અહીં સમાલોચના કરી લઉં. કારણકે ગયે વરસે મૈસૂરમાં શ્રી નરીમાન સામે ત્યાંની સરકારે મનાઈહુકમ કાઢ્યા પછી દેશી રાજ્યોની પ્રજામાં આશ્ચર્યજનક વેગથી રજવાડી આપખુદીનો સામનો કરવાની વ્યાપક ને લડાયક હિલચાલ દિવસે દિવસે વધારે જોર પકડતી જાય છે. આ જોર પકડતી હિલચાલ ઘણાંખરાં સ્ટેટોમાં સ્થાનિક ધોરણે છૂટક છૂટક લડાય છે. અને કોઈ પણ જાતનું મધ્યસ્થ સત્તાનું સંચાલન નથી કારણ કે મહાસભા જે મધ્યસ્થ સંચાલન કરી શકે એવી સંસ્થા છે એણે દેશી રાજ્યોના કારોબારમાં તટસ્થતાની નીતિનો સ્વીકાર કરેલ છે. દેશી રાજ્યોની પ્રજા પ્રત્યે બિનદખલગીરીની નીતિ ગ્રહણ કરવામાં મહાસભાનો હેતુ રાજાશાહીનો સ્વીકાર કરવાનો કે એને નારાજ ન કરવાનો નહોતો. એ વસ્તુ તો રાજાશાહીના મિત્ર ગણાતા ગાંધીજીએ પણ હમણાં જ જણાવી છે કે તટસ્થતાની નીતિ "સિદ્ધાંતરૂપ તો કદિ માનવામાં આવી જ ન હતી." આ ઉપરથી ફલિત થાય છે કે મહાસભાએ દરમ્યાનગીરી કરવાનો પોતાનો હક્ક તો કાયમ રાખ્યો જ છે. માત્ર દરમ્યાનગીરીની નીતિ ગ્રહણ કરવાનો હેતુ મહાસભાની શક્તિની મર્યાદાના સ્વીકારનો હતો. એ નીતિના સ્થાપક ગાંધીજીએ હમણાં જ લખ્યું છે એ પ્રમાણે "એ એક મર્યાદા હતી, અને તે મહાસભાએ પોતાની જ ખાતર, દેશી રાજ્યોની પ્રજાને ખાતર, સ્વેચ્છાએ સ્વીકારેલી હતી. દેશી રાજ્યો વિષેના પોતાના ઠરાવોનો અમલ દેશી રાજ્યો પાસે કરાવી શકાય એવી શક્તિ મહાસભા પાસે નહોતી."

મહાસભાની ગાંધીજીએ જણાવેલ શક્તિમર્યાદાની વાડ દિવસે દિવસે વિકસતી જાય છે; તેમ તેમ દેશી રજવાડામાં પણ હસ્તક્ષેપ કરવાની શક્તિ વધતી જાય છે. આમ છતાં હજી મહાસભાના ઘણા મોટા ભાગને એમ લાગે છે કે હજી હસ્તક્ષેપ કરવા જેટલી શક્તિ મહાસભા પાસે આવી નથી. કદાચ એ શક્તિ બ્રિટિશ રાજની નાબૂદી થયા પહેલાં મહાસભામાં કદિ નહિ આવે. અને જો શક્તિમર્યાદા જ દેશી રાજ્યો પ્રત્યે પોતાની નીતિ ઘડવામાં મહત્ત્વનો ભાગ ભજવવાની હશે તો આપણે આશા રાખીએ કે સંપૂર્ણ સ્વાતંત્ર્ય મળ્યા પહેલાં બિનદરમ્યાનગીરીની નીતિમાં પલટો થવાનો નથી.

### બિનદરમ્યાનગીરીના લાભાલાભ

મહાસભાની ઉપલી નીતિના સ્પષ્ટ ગેરલાભ પણ થયા છે. એનો સૌથી મોટો ગેરલાભ તો એ થયો છે કે મુક્તિની હિલચાલમાં દેશી રાજ્યોની પ્રજાની નીતિ નક્કી કરવામાં કોઈ

અખિલ હિંદીતંત્ર વિકસી શક્યું નથી. નથી મહાસભાએ એ પ્રજાઓને રાજકીય રીતે પોતાની છાયામાં લીધી. એકલ દોકલ તો કોઈ પણ દેશી રાજ્યમાં રાષ્ટ્રવાદી ધોરણે રાજકીય જાગૃતિની હિલચાલ ઊભી કરવાની છૂટ કોઇ પણ મધ્યયુગીય ને આપખુદી રાજા કે નવાબ આપે નહિ. આને લીધે બ્રિટિશ હિંદમાં જેટલા પ્રમાણમાં રાષ્ટ્રીયતા ને રાષ્ટ્રવાદનાં આંદોલનોએ પ્રજાને એક મોરચા ઉપર ભેગી થવા હક્કજાગૃત કરી મૂકી છે એ પ્રમાણ દેશી રજવાડી પ્રજામાં નથી જોવા મળતું. કેટલાંયે રજવાડાંમાં આજે પણ આપણે રાજકીય રીતે સાવ મધ્યયુગમાં જીવતી પ્રજા જોઈએ છીએ ત્યારે ખરેખર ભારે ખેદ થાય છે. અને ખરી આશ્ચર્યની વસ્તુ તો એ હોય છે કે એનાથી થોડે જ દૂર બ્રિટિશ હિંદમાં પ્રજા રાષ્ટ્રવાદી આંદોલનો ને લડાયક મોરચાના ઉછાળ ભરતી માલુમ પડતી હોય. આમ સંખ્યાબંધ દેશી રાજ્યોની પ્રજા રાજદ્વારી અંધારામાનમાં જીવતી જોવામાં આવે છે. દેશના સમસ્ત રાજકીય ઉદ્દંડ પ્રાણપ્રવાહ સાથે એને કશો જ નાતો હોય એવું દેખાતું નથી.

આનું એક કારણ મને એ લાગે છે કે છેલ્લાં સત્તર વરસથી બિનદરમ્યાનગીરીની નીતિનો ખ્યાલ મનમાં રાખીને બ્રિટિશ હિંદી મહાસભાવાદીઓ ફર્યા કરતા હોવાથી એમનામાં બિનદસ્તક્ષેપી ગ્રંથી પેદા થઈ છે. દેશી રાજ્યો પ્રત્યે આથી એક પ્રકારની ઉદાસીનતા વ્યાપક ને સ્થિર થઈ છે. દેશી રાજ્યોની મધ્યયુગી દરબારી ને વહીવટી પ્રણાલિઓની પ્રજાજીવન ઉપર પણ ચલનવિરોધી ને સ્થિરભાવજનક અસર પડી છે. આ અસરથી એમને મુક્ત કરી એમને પણ હક્કજાગૃત કરવાનો પ્રયત્ન નથી કરવામાં આવ્યો કે નજીવો જ કરવામાં આવ્યો છે. આથી લાલ અને પીળા હિંદની રાજકીય જાગૃતિ વચ્ચે ભારે છેટું પડી ગયું છે.

હિંદી રાજકીય હિલચાલનું એક મહત્વનું લક્ષણ એ જોવા મળે છે કે રાષ્ટ્રીય મહાસભા સિવાય બીજી કોઈ પણ રાજદ્વારી સંસ્થાને દેશમાં અસાધારણ મહત્ત્વ મળતું નથી. એનું કારણ ગાંધીજી જેવા અસામાન્ય શક્તિવાળા નેતાની મહાસભાને પ્રાપ્તિ થવાનું પણ હોય. બીજું કારણ સાથે સાથે એ પણ છે કે મહાસભા દેશના રાષ્ટ્રીય પુરુષાર્થને વ્યક્ત કરનાર લડાયક સંસ્થા હોવાથી દેશની લગભગ બધી વીરશક્તિ એણે પોતા તરફ ખેંચી લીધી છે. આથી કોઈ પણ રાજકીય પક્ષ મહાસભા સામે કે એની આગળ ટકી શકતો જ નથી.

આવી સ્થિતિને લીધે દેશની લડાયક સંસ્થા એક મહાસભા જ હોવાથી અને મહાસભાની દેશી હિંદ પ્રત્યે બિનદસ્તક્ષેપની નીતિ હોવાથી દેશી રાજ્યની પ્રજામાં લડાયક મોરચો જગાવવા એણે પોતાની પાંખ એ તરફ નહિ પ્રસારી. દેશી રાજ્યની પ્રજાને લડવા લાગવું હોય તો બ્રિટિશ હિંદમાં આવીને બ્રિટિશ સત્તા સામે લાલ હિંદની પ્રજાની બેરુબંધી ભલે કરે; પણ મહાસભા એમની ભૂમિ ઉપર આવીને એમના જુલમગારો સામે લડવા મોરચો નહિ માંડે. બિનદસ્તક્ષેપની નીતિનો આ વ્યવહારુ અર્થ દેખાય છે. હવે સમસ્ત દેશી પ્રજા કંઈ લડાયક મોરચાની તાલીમ લેવા બ્રિટિશ હિંદમાં આવી શકે એમ નહોતું અને એવા મોરચા માંડ્યા વિના જનતાને રાજકીય હક્ક જાગૃત નહિ કરી શકાય. એટલે દેશી પ્રજા એ સંબંધે પાછળ રહી ગઈ. મહાસભાની ઝળહળતી કારકિર્દિ સામે અ. હિંદ રાજસ્થાની પ્રજા પરિષદ જેવી રજવાડી પ્રજાઓની સંસ્થા ન તો વ્યાપક થઈ શકી કે ન તો વિકસીને લડાયક થઈ શકી. ઉપરાંત મહાસભાને સદ્ધર કરનાર નેતાઓમાંથી એક પણ સમર્થ માણસ દેશી રાજ્યની સંસ્થાને ન મળ્યો. આ બધાં કારણોને લઈને રાજસ્થાની પ્રજા પરિષદ દેશી રાજ્યોની

[ અનુસંધાન પૃ. ૪૩૧ ]

# સૌભાગ્યવતી !!

'દ્વિરેફ'

મલ્લિકા બહેન આવ્યાં ત્યારથી મારે તેમની સાથે મૈત્રી શરૂ થયેલી. બધાંમાં કંઈક તેમના તરફ મારું મન ઘણું આકર્ષાતું. એવી નમણી અને સુંદર બાઈ મેં દીઠી નથી. ઉંમર કાંઈ નાની ન ગણાય, પાંત્રીસ ઉપર શું, ચાળીસની હશે, પણ મોં જરાપણ ઘરડાયેલું ન લાગે. છોકરાં નહિ થયેલાં એ ખરું, પણ કોઈ કોઈ એવાં નથી હોતાં જેમને ઘણાં વરસ જુવાની રહે ? કશી ટાપટીપથી નહિ, સ્વાભાવિક રીતે જ.

અને ખાસ તો મને એટલા માટે આકર્ષણ કે મને બન્નેની જોડ બહુ સુખી ને રસિક લાગેલી. વિનોદરાય પણ સુંદર, પડછંદ શરીરવાળા! મને બરાબર યાદ છે, એમની સાથે અમારે કેમ ઓળખાણ થઈ તે. રાતના દસ વાગે ઓચિંતા 'ડૉક્ટર સાહેબ' 'ડૉક્ટર સાહેબ' કરતા આવ્યા! હું અને ડૉક્ટર ચાંદનીમાં બહાર ખુરશીઓ નાંખી બેઠેલાં. અલબત્ત સાધારણ રીતે જાણીએ કે નવા આવેલા એકસાઈઝ ઇન્સ્પેક્ટર છે. આવકાર આપી બેસાડ્યા, પૂછ્યું, તો કહે જુઓને ડૉક્ટર ગાલે ઝરકું ઘસાયું છે. ડૉક્ટરે ટૉર્ચ નાંખી જોયું તો ખાસ્સો અરધોક ઇંચ ઊંડો ઘા પડેલો. તે ને તે વખતે પાટો બાંધી આપ્યો. એ ગયા પછી ડૉક્ટર કહે આપણા દેશમાં મિલિટરી ખાતામાં આપણા લોકો જઈ શકતા હોત તો વિનોદરાય તો લશ્કરમાં શોભે એવા છે! અને ખરેખર એવા જ હતા. ઘોડદોડની શરતમાં સાહેબો સાથે પણ ઊતરે અને ઘણીવાર ઇનામ લઈ જાય!

કંઈક મારું વધારે એ દંપતી તરફ ધ્યાન ગયેલું તેનું કારણ મને તેમના જીવનમાં રોમાન્સ દેખાતું તે પણ હશે. માણસને ઘણીવાર પોતાથી વિરુદ્ધ સ્વભાવવાળાં માણસો તરફ આકર્ષણ થાય છે. અમે બન્ને શાન્ત સ્વભાવનાં, અને આ વિનોદરાય! અદમ્ય પ્રેમવાળો! એકવાર મળવા આવ્યા હતા, અમારે પછી તો ઘણો નિકટનો પરિચય થયેલો, ત્યારે ડૉક્ટર કહે, "વિનુભાઈ રાતમાં એટલા બધા શામાટે ઘોડો દોડાવતા આવ્યા કે ઝરકું વાગ્યું ?" ત્યારે કહે—મને બરાબર યાદ છે, એ મશ્કરીના અવાજથી બોલતા હતા પણ તેમનો આવેશ સાચો હતો—કહે: "મારો ઊંટવાળો એક દુહો ઘણીવાર ગાય છેઃ

પાંચ ગાઉ પાળો વસે, દશ કોશે અસવાર;
કાં ગોરીમાં ગુણ નહીં, કાં નાવલિયો નાદાર!

તે હું છતે ઘોડે દૂર પડી રહું તો નાદાર ગણાઉં ના ? દસ ગાઉમાં હોઉં તો નક્કી જાણવું કે રાત અહીં જ ગાળવાનો!" અને એ આવેશ એમના જીવનમાં સાચો હતો. એકવાર બપોરે હું મલ્લિકાને ત્યાં બેસવા ગઈ હતી. વિનોદરાય ડિસ્ટ્રિક્ટમાં લાંબું રહેવાના હોય ને મલ્લિકા એકલાં હોય ત્યારે ઘણીવાર એમને ઘેર હું બેસવા જતી. એકવાર અમે બન્ને વાતો

કરતાં હતાં ત્યાં ધબ ધબ કરતા વિનોદરાય દાદર ચડયા અને ઑફિસે મ ગયા વિના, પરભાર્યા ઘરમાં જ

કાં ગોરીમાં ગુણ નહીં, કાં નાવલિયો નાદાર !

ગાતા ગાતા વેગથી અંદર ધસ્યા. મલ્લિકાનું મોં પડી ગયું, અને સારું થયું તેમણે અંદર આવ્યા પછી મને તરત જોઈ ! પછી પોતે મોં ધોવા ચાલ્યા ગયા. હું પણ કામનું બહાનું કાઢી ચાલી નીકળી.

મને થયું : હું અને ડૉક્ટર જેવાં માણસોની વાત જુદી છે. પણ સામાન્ય લોકોમાં, દંપતીને પ્રસંગે પ્રસંગે થોડું જુદું રહેવાનું આવે, તો તેમના જીવનનો કંટાળો, પરસ્પરની ઉદાસીનતા ઓછી થઈ, પ્રેમ તો શી ખબર, પણ જીવનમાં રંગ તો આવે.

પણ એક વાત મને નહોતી સમજાતી. ઘણીવાર મલ્લિકાને ઊંડે ઊંડે કોઈ દુઃખ હોય એવું મને જણાતું. એને છોકરાં નહોતાં, પણ છોકરાંનું દુઃખ કરે એવી એ નહોતી. અને એ દુઃખ સાચું હોવું જોઈએ. એ કાલ્પનિક દુઃખથી દુઃખી થાય એવી નબળા મનની નહોતી. એનો સ્વભાવ જોતાં હું પૂછવાની હિંમત કરી શકતી નહિ. એ પોતાનું દુઃખ પોતે જ કોઈની સહાનુભૂતિ વિના સહી લે એવી માનિની હતી. દહાડા જતા ગયા તેમ તેમ તેના દુઃખની ખાતરી મને વધતી ગઈ અને તેનું કૌતુક પણ વધતું ગયું.

એક વાર વિનોદરાય ડિસ્ટ્રિક્ટમાં હતા અને મલ્લિકા મારે ઘેર બેઠી હતી. બપોરના ત્રણેકને સુમારે નોકર કહેવા આવ્યો કે સાહેબ આવ્યા છે. મારાથી કહેવાઈ ગયું કે "પધારો ગુણવંતી ગોરી, તમારા નાવલિયા આવ્યા." પણ એમ કહીને તેમની સામે જોઉં છું તો એટલી જુગુપ્સા સંતાપ તિરસ્કાર વ્યથા મલ્લિકાના મોં પર દેખાઈ કે હું આભી જ બની ગઈ. એ લગભગ મારી ઉંમરની જ, છતાં મેં તે તદ્દન જુવાન હોય એવી મશ્કરી કરી તેથી, કે મારી મશ્કરીમાં તે છોકરાં વિનાની છે એવા કટાક્ષનો એને વહેમ પડ્યો, કે તેના ઉપર પ્રેમની સ્થૂલતાનો કે ઘેલછાનો તેને આક્ષેપ જણાયો તેથી તેને માઠું લાગ્યું કે શું તે હું કશું જ ન સમજી શકી. તેને પૂછવાને, તેની માફી માંગવાને, મેં તેની સામે જોયું પણ તે મારી સામું જોયા વિના ચાલી ગઈ. બેત્રણ દિવસ પછી પાછી મને મળવા આવી ત્યારે, પહેલાં મળવા આવી ત્યારે હતી તેટલી જ ખુશમિજાજમાં તેને જોઈ એટલે પછી મારા મનનો વહેમ જતો રહ્યો. મેં તેને પૂછ્યું નહિ, પણ મારું કૌતુક દહાડે દિવસે વધતું ગયું.

એક દિવસ બપોરે મલ્લિકા મારે ઘેર હતી. અમે બન્ને એક કોચ પર બેઠાં હતાં. ત્યાં અમારી દૂધવાળી જીવી તેની નાની ૭ વરસની દીકરીને લઈને આવી. જીવી એક ખરેખર પ્રભાવશાળી વ્યક્તિ છે. ઊંચી અને કદાવર ! તેનું શરીર જુવાનીમાં જાડું નહિ પણ પુષ્ટ અને ભરાવદાર હશે. વર્ણે ગોરી છે, જાણે ક્યાંકની રાણી થવા સરજાયેલી હોય એવી મોટી અને ગંભીર ચાલે તે ચાલે છે. તેની ચામડી તેજસ્વી છે જોકે આંખના ખૂણાની કરચલી તેનો ઘડપણ અને જીવનની ઉપાધિઓ સૂચવે છે. ત્રણેક વરસ ઉપર અહીં આવી ચડેલી. અમારે ઘર માટે અને દવાખાનાના દરદીઓ માટે ઠીક ઠીક દૂધ જોઈએ પણ દૂધ ખરાબ આવતું.

અમને હમેશને અસંતોષ રહેતો. ત્યાં આ બાઈએ આવી ઘરાકી બાંધવાનું કહ્યું. ભાવ પણ તેણે જરાક ઓછો બતાવ્યો; અને મને તેના બોલવામાં શ્રદ્ધા આવવાથી મેં ડૉક્ટરને કહ્યું, ને ત્યારથી તેનું જ દૂધ અમે લેવા માંડયાં. કદી ભેગ નહિ, કદી બગડે નહિ. એના સામું જોઈ મેં કહ્યું. "કેમ અલી અત્યારે ?"

મલ્લિકા કહેઃ "તમે ઘણી વાર વાત કરો છો જે બાઈની તે આ ?"

મેં કહ્યું : "હા. કેમ જીવી આજ આટલું વહેલું દૂધ કેમ લાવી ?"

જીવી કહેઃ "બહેન, દૂધ તો નીતને વખતે લાવીશ. આ તો મારી પાડી વિયાણી, તે કહ્યું લાવ બહેનને આપી આવું! બળી કરીને શામને ને છોકરાંને ખવરાવજો. પહેલવેતરી છે. નહિ, તમારી પાસેથી પૈસા લઈને વેચાતી લીધી'તી, એ પાડી! રૂપાળી બળી થશે."

મેં કહ્યું : "ઠીક, સારું. પાડીને શું આવ્યું ? પાડી કે પાડો."

"બહેન આવી છે તો પાડી!" કહેતાં જીવીથી જરાક મલકાઈ જવાયું.

હું ઊભી થઈને કબાટમાંથી પૈસા લેવા જતી હતી, તે જીવી સમજી જઈને બોલી: "મારા સમ બહેન! તમારે પરતાપે તો અહીં હું ઠરીને રહી છું. અને આ તો શી વિસાત છે, પણ તમ જેવાં મારે ઘેર આવ્યાં હો ના, તો હું તો તમારા દૂધે પગ ધોઉં ! મેં તો ચાર ચાર ભેંશનાં વલોણાં કર્યાં છે, ને મહેમાનોને હોંશે હોંશે દૂધ ને ઘી પીરસ્યાં છે."

મેં પૂછ્યુંઃ "તે અલી તારું ગામ કયું ?"

"આ નહિ રહ્યું જીવાપર ? અહીંથી આઠ ગાઉ થાય."

"તે ત્યારે ત્યાંથી ઢોરઢોર બધું ફેરવી નાંખ્યું ?"

"ના બહેન, ત્યાં બધું ય છે. ચાર ભેંશું છે, ચાર બળદ છે."

"ત્યારે એ બધાંનું કોણ કરે છે ?"

"કાં, દીકરાનું વવું છે ને ! ચાર દીકરા છે, બેની વવું છે, એકની હમણાં આવશે, બે દીકરિયું છે, તેમાં એક તો આણું વળાવવા જેવડી છે. સારો પટેલ-બેઠો છે !"

મને વાતમાં વધારે રસ પડયો. મેં કહ્યું જીવી આજ તો વહેલી આવી છે તે બેસ. અમે કરેલી બળી ચાખતી જા. નોકરને બળી કરવાની સૂચના આપી ને પાછી આવી હું ફરી કોચ પર બેઠી. જીવી આડું ટેબલ આવતું હતું તે એક બાજુ મૂકી તેની સાથે વાત શરૂ કરી.

"લે જીવી નીરાંતે બેસ. વાત કર. મને કહે એવું ઘર મૂકીને અહીં કેમ આવી !"

"કંઈ નહિ બહેન, વળી અહીં આવી, બીજું શું ?"

"કેમ છોકરાની વહુઓ સાથે ન બન્યું, કે દીકરીઓને પરણાવવામાં કાંઈ તકરાર થઈ, થયું શું ? કહે."

"અરે બહેન ! હું તો વવુંઓને હાથેળીમાં રાખું એવી છું. મારે દીકરીઓ ને વહુવારુમાં જરાય વહેરાવંચો નહિ. બધાંયને સાથે લુગડાં લઉં. !"

મેં કહ્યું : "ડાહી થઈને કહે છે, પણ જરૂર વહુઓ સાથે નહિ બન્યું હોય. એવી જબરી છો, કે બધું ધાર્યું કર, ને ધાર્યું કરવા જતાં નહિ બન્યું હોય."

ફરી જીવીએ કહ્યું: "ના બહેન, સાચું કહું છું."

એટલામાં બળી તૈયાર થઈને આવી. ટેબલ ઉપર મૂકી. જીવી કહેઃ "બહેન, ઊની ઊની ચાખી જુઓ. ગોળ લઈને ખાઓ. ગોળ સાથે સારી લાગે." પણ મને તોફાન સૂઝ્યું તે કહ્યું: "ના, એ તો તારી વાત કહે તો જ ખાઉં નહિ તો ભલે ટાઢી થઈ જાય; એમ ને એમ પડી રહેશે, હાય અડાડે એ બીજાં!"

જીવી જરા હસી. "બહેન તમે ય તે." પછી ધીમે રહીને છોકરીને "જા બેટા, લોટો લઈ ને ઘેર જા, ભેંસું આવવા વેળા થશે. જા હું હમણાં આવી હોં." કહીને તેને ઘેર મોકલી. મેં કહ્યુંઃ "ભલે ને બેઠી." જીવી કહેઃ "ના, મોટાંની વાતુંમાં છોકરાંને બેસાડવાં સારાં નહિ. જા બેટા." મેં તાજી બળી પાંચછ ચોસલાં છોકરીના હાથમાં માય તેટલાં આપ્યાં, ને લોટામાં ગોળનું દડબું નાંખ્યું ને કહ્યું, "સંભાળીને જજે હોં!" છોકરી ગઈ એટલે મેં કહ્યું: "આને કેવડી લઈને આવેલી?"

"બે વરસની."

"ત્યારે કહે કેમ આવેલી? લડી નહોતી ત્યારે ઘર છોડીને કેમ ચાલી આવી? કેમ કાંઈ ઘરડી થઈ એટલે પટેલે બહાર ફરવા માંડ્યું, કે શું થયું કહે?"

"ના બહેન! એની પીડ સાંભળે છે, મારાથી ખોટું ન બોલાય. પટેલ એવો નથી."

"ત્યારે રીસાઈ હો તો તારા પટેલને બોલાવું. તને મનાવીને લઈ જાય. તારા જેવી બાઈ તો ઘરમાં કેવી શોભે!"

"અરે, એ તો હું કહું એટલું કરીને લઈ જાય એમ છે. પાછી લઈને આવી, એને ખબર પડી, મને તેડવા આવ્યો, ને કહે શહેરમાંથી કહે એ લૂગડાં ને ઘરેણાં લઈ દઉં હાલ, બસેં રૂપિયા બાંધીને આવ્યો છું. હાલ, જાણે શહેરમાં માલ લેવા આવ્યાં'તા. તને ગમશે એમ રાખીશ. પણ મેં જ ના પાડી."

મને બહુ આશ્ચર્ય થયું, બાઈ ને પટેલ માટે ભાવ હતો, સ્નેહ હતો, એ હું જોઈ શકતી હતી, અને છતાં આ બાઈ આટલી ઉમરે એકલી રહેવા નીકળી આવી! મને તો સમજાયું નહિ. મારું કુતૂહલ વધ્યું. "ત્યારે કેમ આવી કહે, મારા સમ ન કહે તો!"

જીવી બોલીઃ "બહેન એવા સમ શા સારુ દેતાં હશો? તમ જેવાં નસીબદારને મારે શું કહેવું?"

"ના જો, મારા સમ દીધા ને! મને કહે."

"જુઓ બેન! હું ઘરડી થઈ. હવે મને છોકરાં થાય એ ખમાતું નથી. એટલે આ છેલ્લી છોકરીને લઈને ચાલી નીકળી."

"પણ એવું હોય તો તને છોકરાં ન થાય એવું કરાવી આપું. હવે આ મોટાં ગોરાં માણસો એવું કરે છે. જાણતી નથી! આ દેસાઈ સાહેબ. ત્રણ છોકરાં છે. નાનું છોકરું આઠ વરસનું થયું, પણ તે પછી છોકરાં નથી!"

"પણ બહેન, મારે તો સંસાર વહેવાર જ નથી જોઈતો. હું ધરાઈ રહી છું. હું ઘરડી થઈ ને એ તો એવો ને એવો જુવાન રહ્યો! હું વીસ વરસની આવી ને હતો, એવો ને એવો છે. મૂઈ હું મરી એ ન ગઈ, નહિ તો એ એની મેળે જુવાન બેરી લાવત ને એના બધા કોડ પૂરા થાત. પણ બહેન, હવે આ ઘરડા શરીરે, એક જરા અડે છે એ ય નથી

ખમાતું ! કોણ જાણે કેમ એને મારાં હાડકાં ચામડાંની માયા હજી નથી છૂટતી ! હોય, માણસને જુવાનીમાં મદ હોય, મારે ય જુવાની હતી, પણ બધી વાતનો નેઠો હોય કે નહિ ? આ તો એવો ને એવો જ રહ્યો !"

હું તો બાઈના સામું જ જોઈ રહી. થોડી વારે કહ્યું: "જો જીવી ! આવી વાત હોય તો ધણીને સમજાવવી જોઈએ. એમાં શરમાવું શું ! ચોખ્ખેચોખ્ખું કહી દેવું જોઈએ કે આવું આમ છે."

"વ્હે...ન, મેં નહિ કહ્યું હોય ? કેટલી વાર કહ્યું. ઘરમાં કહ્યું. ખેતરે કહ્યું. એકવાર તો સાનમાં કહ્યું. મારો નાનો છોકરો, કેરી ચૂસી રહ્યા પછી એકલાં ગોટલાનાં છોતાં ચૂસતો હતો, એને પટેલે કહ્યું, 'અલ્યા હવે તો છાલ મેલ. એમાં શું રહ્યું છે તે ચૂસ ચૂસ કર.છ?" મોટાં છોકરા છોકરી કોઈ ઘરમાં નહોતાં તે મેં પટેલને સંભળાવ્યું: "એને કહો છો ત્યારે તમે જ સમજો ને!' એ સમજ્યા, હસ્યા, પણ રાત પડી ત્યાં એના એ ! ને રાતે મોટાં છોકરાં છોકરીઓ હોય એમના દેખતાં મારાથી ભવાડા થાય ? અમારાં તો ઘરે ય નાનાં, ઉતાવળું બોલાયે ય નહિ ! ને બ્હેન, સાચું માનશો ? હું ના કહું એમ એમ એને વાતનો કસ વધતો જાય. મારી ના સમજે જ નહિ ને ! જાણે પચીસ વરસનો જુવાન ! કેટલાં વરસ તો મેં ખમી લીધું. કોક કોક વાર તો એટલી ચીતરી ચડે એ વાતથી, પણ શું કરું ? બૈરીનો ઓશિયાળો અવતાર ! કોકવાર તો ચીડાઈને, જે થાય તે થવા દીધું,—જાણે એ મારી કાયા જ નથી. પણ છેવટે ન ખમાયું ત્યારે નક્કી કર્યું કે હવે આ છોકરી જરા મોટી થાય એટલી વાર છે. એ તો સારું છે, બ્હેન, મારો ઉખેસ[1] લાંબો છે, નહિતર સવાસૂરિયાં છોકરાં હોય તો કોઈ દી ઊંકવા વારો ન આવે! બ્હે...ન! હું બધી હિંમત હારી ગઈ ત્યારે પછી નાઠી ! નહિતર, ઘર ખેતર, વહેવાર વભો,[2] છોકરાં છૈયાં, બધું છોડીને કોઈને આવવું ગમે ? ને ગામમાં તો અમારી બેઈની કેવી આબરૂ ! હું અખોવન,[3] તે નવી વહુઓ તો બધી મને પગે લાગવા આવે. ભગવાને મને બધી રીતે સુખ આપ્યું. પણ છેવટે આ એક વાતથી હું થાકીને હારીને નાઠી !"

હું તો આ બાઈની વાત સાંભળીને તેના સામે જ જોઈ રહી ! મને તેના તરફ પૂજ્ય માન થયું. તેની હિંમત, સમજણ, ડહાપણ ! થોડી વાર રહી મેં કહ્યું: "અલી તારી જબરી હિંમત. તને એકલાં ખાશું શું એવી ફિકર ન થઈ ?"

"ના બહેન ! અમે ક્યાં તમારા જેવાં નશીબદાર છીએ, તે એવો વિચાર આવે. કામ કરીએ તો રોટલો તો મળી રહે. તમ જેવાં મળી જ રહ્યાં ના ! અમારામાં એક બેંશ ઉપર તો રાંડીરાંડ જન્મારો કાઢે ! તો મારે તો શું છે ? એક છોકરી છે તે મોટી કરીને સારી રીતે પરણાવીશ. અમે તો મહેનતુ વર્ણ તે કામ કરીને અમારું રોડી લઈએ !"

અત્યાર સુધી મલ્લિકા શાંત બેઠી હતી તે બોલી: "અરે બાઈ, તું જ સાચી નશીબદાર છે, તે આમ છૂટી શકી. અને અમે નશીબદાર ગણાઈ છીએ, તે જ અભાગિયાં છીએ. અમારા જેવાંને આવું હોય તો અમે શી રીતે છૂટી શકીએ, કહે જોઈએ."

---

૧. બે છોકરાં વચ્ચેનું વરસોનું અંતર.
૨. વૈભવ ૩. જે સ્ત્રીનું એક પણ બાળક મર્યું ન હોય તેને 'અખોવન' કહે છે.

જીવીએ કહ્યું: "બહેન, એવું તમારા જેવાં નસીબદારને હોય જ નહિ. એ તો અમે ભણ્યા ગણ્યા વગરનાં, કશું સમજીએ નહિ, અમારો તે કાંઈ અવતાર છે. લ્યો પણ હવે બેસો; બળી ખાઓ, ઉપરે ટાઢી તો થઈ જ ગઈ. અમારા જેવાંની વાતમાં નકામો તમને ઉદ્વેગ થયો."

મેં તેને થોડી બળી ચાખવા કહ્યું પણ અમારી આગળ ખવાય નહિ કહી માન્યું નહિ. મેં આપવા માંડી એટલે લ્યો તમારો શુકન રાખું છું કહી બે ચોસલાં લઈ ચાલતી થઈ. હું તેને ઝાંપા સુધી વળાવવા ગઈ, ને એ મોટી ક્યાંકની અધિકારી હોય એવી નિર્ભય ચાલે ચાલી ગઈ. એને જતી જોઈને થોડીવારે પાછી ફરી કોચ ઉપર બેસવા જાઉં છું, તો મલ્લિકા બહુ જ ગમગીન બેઠેલી. મેં કહ્યું: "સાંભળ્યું બહેન, બિચારાં ગરીબ માણસોને કેવી કેવી પીડાઓ હોય છે!" અને મલ્લિકાએ એકદમ જવાબ આપ્યો: "માત્ર ગરીબને જ હોય છે એમ શા માટે કહો છો? એણે કહ્યાં એવાં નસીબદારને પણ હોય છે, માત્ર એટલું કે એ નસીબદાર જ ખરાં કમનસીબ છે કે એનો કશો જ ઉપાય કરી શકતાં નથી!"

મેં કહ્યું: "સાચું કહે છે મલ્લિ?" અમે એકબીજાને ટૂંકે નામે બોલાવીએ એટલાં મિત્રો થયાં હતાં.

"સાચું નહિ પણ અનુભવથી કહું છું."

"શું કહે છે!"

"હા; એ બોલતી હતી તે જાણે એકેએક મારી જ વાત કરતી હતી. એની પેઠે જ મને પણ સ્પર્શની સૂગ થઈ છે, એટલે વાત આવી છે. એની પેઠે જ મેં ઘણી યે વાર તિરસ્કારથી અને જુગુપ્સાથી કોઈ ચીજ કૂતરાને નીરી દઈએ, એમ મારો દેહ સોંપી દીધો છે. એની પેઠે જ મેં નાસી જવાનો વિચાર કર્યો છે ને નાસી શકી નથી. આજ સુધી બે વાતની મને શંકા હતી તે આજ સમજાઈ ગઈ. મને એમ લાગતું કે મારે છોકરાં ન થયાં, તેથી જીવનમાં જે બીજું આકર્ષણ થતું જોઈએ તે ન થવાથી મારી આ દુર્દશા હશે. પણ આજ સમજી કે એવું નથી. બીજું એ કે મને જરા આશા હતી, કે જ્યારે ઘરડી થઈશ ત્યારે આ દેહનું આકર્ષણ કંઈક એની મેળે ઘટશે. આજ એ બન્ને વાત ખોટી પડી છે. મારી નજર આગળ મને મારી પીડાનો કાંઠો દેખાતો નથી. હવે તો મૃત્યુ જ મને ઉગારી લ્યે."

જ્વાળામુખીમાંથી જ્વાલા નીકળે એમ એનો અંતઃસ્તાપ બળતો નીકળતો હતો. મેં એને બાથમાં લીધી, આશ્વાસન આપ્યું. તે એકદમ અનર્ગળ આંસુએ રડી પડી. મેં તેને પાણી પાયું. તેને ઉઠાડી મોં ધોવરાવ્યું. તેને થોડી બળી ખાવાનું કહ્યું. પણ મને કહેઃ "આજે હવે નહિ ખાઈ શકું. મને આવું થાય છે ત્યારે તરત બળી ઝ્હૂરો આવે છે." પછી મેં કોફી પાઈ, ફરી વાર બેસાડી તેને ઘેર મોકલી.

થોડી વારે ડોક્ટર આવ્યા. ટેબલ પર રકાબીઓમાં પીરસેલી બળી જોઈ કહેઃ "કેમ મારા આવ્યા પહેલાં બધું પીરસી રાખેલું છે!" "મેં કહ્યું આ બળી ઉપર એવો શાપ છે કે એ ખાવાની વાત કરીએ ને ખવાય નહિ. મેં ગરમ ગરમ ખાવાનો વિચાર કરેલો ને બે જણી કલાકથી એમ ને એમ પીરસેલી પડી છે. એની ભયંકર વાતો સાંભળશો તો ખાઈ જ ન શકશો."

ડૉક્ટરે કહ્યું : "એવી તે શી વાત હતી વળી ?"

મેં કહ્યું: "એક વાર ખાઈ લો પછી કહીશ."

"અરે પણ અમે તો મડદું ચીરીને પણ તરત ખાવા બેસીએ. ઑપરેશનમાં જીવતા માણસને કાપીને પણ તરત પછી ખાવા બેસીએ."

મેં કહ્યું: "ના તોય ખાઈ લો. પછી કહીશ."

ડૉક્ટર કહે: "ના ત્યારે હવે તો સાંભળ્યા પછી જ ખાઈશ. નહિતર નહિ ખાઉં."

ડૉક્ટર માન્યા નહિ. મેં જીવીની ને મલ્લિકાની બન્નેની આખી વાત કહી સંભળાવી. વાત પૂરી થયે મેં કહ્યું: "એ પેલો દૂહો બોલતા ત્યારે તો મને એમના જીવનમાં કવિતા હશે એમ લાગેલું."

ડૉક્ટરે કહ્યું: "ખરાબ માણસ બૈરીને અને કવિતાને બેયને બગાડે છે."

પછી એક ખાવા ખાતર બળી ખાધી, પણ એ પણ વિચારમાં તો પડી ગયા. મને કહે: "હું વિનોદરાયને વાત તો કરીશ જ." મેં કહ્યું: "એને મલ્લિકા વિશે ખરાબ નહિ લાગે?" મને કહે: "અમે ડૉક્તરો તો ગમે તે વાતમાંથી ગમે તે વાત કરી શકીએ. હું તો એને છોકરાં નથી એ વાતમાંથી પણ તે વાત કાઢી શકું."

પછી એમણે વાત તો કરી પણ મલ્લિકાને મેં વધારે સુખી કોઈ દિવસ જોઈ નહિ. આઠેક મહિને એમની બદલી થઈ ત્યારે મલ્લિકા મને મળવા આવી. મારી પાસે પોસ આંસુ રોઈ. મને કહે: "હવે ઝાઝું નહિ જીવી શકું. કદાચ તમને કાગળ ન લખી શકું પણ મરતાં તમને સંભારતી મરીશ એમ માનજો." મને થયું માણસની કેવી નિરાધારતા છે ? અમે કે કોઈ એને કશી જ મદદ ન કરી શકીએ !

અને વરસેકમાં તેણે પોતાના જીવનનો અંત આણ્યો. વિનોદરાય ડિસ્ટ્રિક્ટમાં હતા ને એ મરી ગઈ. તેના મરણના ખબર આવ્યા ત્યારે અમારાં ઓળખીતાં મારે ઘેર આવ્યાં, અને મારે મોઢે ખરખરો કરવા લાગ્યાં. બધાં કહેતાં હતાં: 'કેવી રૂપાળી !' 'કેવી નમણી !' 'કેવી ભાગ્યશાળી !' 'એને જોઈએ ને સૌભાગ્યવતી સ્ત્રીનો ખ્યાલ આપણને આવે !' 'ને સૌભાગ્યવતી જ મરી ગઈ.'

મને મનમાં થયું: "સૌભાગ્યવતી !!"

# વિવાહપદ્ધતિ

દુર્ગાશંકર કે. શાસ્ત્રી

**શ્રી.** રામનારાયણ વિ. પાઠકે 'પ્રસ્થાન' વર્ષ ૧૨ અંક ૬માં "હિંદુઓની વિવાહપદ્ધતિ આપણા નવા વિચારોને અનુકૂળ કેવી કરવી જોઈએ" એ વિષયની ચર્ચાને આમંત્રી છે. એ આમંત્રણથી, એ વિષયની ચર્ચા હજી સુધી 'પ્રસ્થાન'માં તો આગળ ચાલી નથી. પણ ગયા ઉનાળાની રજાઓમાં શ્રી. રામનારાયણભાઈ મુંબઈ આવીને રહ્યા હતા ત્યારે વાતો કરતાં એમણે આ ચર્ચાપત્રની ચર્ચા કરી. જેને પરિણામે એમણે જ મૂળ ચર્ચાપત્રમાં તથા મોઢે સૂચના કર્યા પ્રમાણે આપણી વિવાહપદ્ધતિમાં શાસ્ત્રની દૃષ્ટિએ ઓછામાં ઓછું કેટલું આવશ્યક છે તે દર્શાવવાનો અહીં પ્રયાસ કર્યો છે.

અત્યારે વસ્તુસ્થિતિ એવી છે કે શાસ્ત્રોક્ત પદ્ધતિ અને રૂઢિ કે લોકાચારનું મિશ્રરૂપ પ્રચલિત છે અને તે રૂપ પણ બધી જ્ઞાતિઓમાં એકસરખું નથી. વળી મૂળ શાસ્ત્રોક્ત પદ્ધતિ પણ પહેલેથી એક જ રૂપમાં ચાલી આવે છે એવું નથી. એ ધીમે ધીમે વિકાસ પામી છે. લોકાચારની અસરથી મૂળ પદ્ધતિમાં ફેરફારો સ્વીકારવામાં પણ શાસ્ત્રકારોએ વાંધો નથી માન્યો. અને પાછળથી કેટલીક જ્ઞાતિઓમાં પ્રચલિત પદ્ધતિમાં શાસ્ત્ર ગૌણ–અતિગૌણ બની જઈને લોકાચાર જ વ્યાપક હોય એવી સ્થિતિ પણ જોવામાં આવે છે. છતાં અહીં તો શાસ્ત્રોક્ત વિવાહપદ્ધતિનાં અંગોનો સંક્ષેપમાં નિર્દેશ કરવાની ધારણા રાખી છે.

ઇતિહાસ—વિવાહપદ્ધતિનાં મૂળ ઘણાં ઊંડાં છે. છતાં વૈદિક સાહિત્યની પારદર્શકતાને પરિણામે એ ઠીક ઠીક જોઈ શકાય છે. વૈદિક સાહિત્યનો જે પ્રાચીનતમ ભાગ–ઋગ્વેદના મંત્રો તેમાં ગૃહ્યવિધિનું સાક્ષાત્ દર્શન થતું નથી. અલબત, લગ્ન જેવા અતિશય સામાજિક અગત્યના બનાવ સંબંધી કાંઈક ક્રિયાઓ ઋગ્વેદના સમયમાં કે તે પહેલાં યે પ્રચલિત હોય એ સંભવિત છે. પણ એ પ્રાચીન ઋષિઓનાં જીવનનો અને મનનો ખરી રીતે તેઓની કવિતાનો પ્રવાહ જે આપણને પ્રત્યક્ષ છે તે શ્રૌતયજ્ઞો તરફ વળેલો હતો. મતલબ કે ડા. ઓલ્ડનબર્ગ કહે છે તેમ, લગ્ન આદિ પ્રસંગોની ક્રિયાઓ ઋગ્વેદકાલીન ઋષિઓમાં બહુ સાદી રીતે થતી હશે એમ જ માનવું પડશે. કારણ કે એ ક્રિયાઓ વખતે બોલવાના મંત્રો ઋગ્વેદના જૂના ભાગમાં મળતા નથી. પણ ઋગ્વેદના દશમા મંડલના એક સૂક્ત (૧૦–૮૫)માં તથા અથર્વવેદના ૧૪મા અધ્યાયમાં ગૃહ્યસૂત્રોક્ત લગ્નવિધિમાં આવતા કેટલાક મંત્રો મળે છે. આ દશમા મંડલને પુરાવિદો પાછળનું ગણે છે. વળી ઋગ્વેદનું એ આખું સૂક્ત પણ ઉપલબ્ધ ક્રમમાં લગ્નપ્રસંગે બોલવાનું નથી. છતાં એમાંના અમુક મંત્રો લગ્નવિધિને લગતા છે એ ચોક્કસ. ઋગ્વેદનું આ સૂક્ત એ હિંદુઓની લગ્નવિધિનું પ્રાચીનતમ સાહિત્ય. અત્યારે પણ કોઈક બ્રાહ્મણ જ્ઞાતિમાં લગ્નપ્રસંગે એ સૂર્યાસૂક્તનો પાઠ થાય એવો રિવાજ છે.

ઋગ્વેદસંહિતા પછી બ્રાહ્મણ ગ્રન્થોમાં ગૃહ્યઅગ્નિ અને એ અગ્નિદ્વારા કરવાનાં કર્મોનું સૂચન મળે છે. ગૃહ્યસૂત્રોમાં ઉપયુક્ત અમુક પરિભાષા પણ બ્રાહ્મણ ગ્રન્થોમાં મળે છે.

અર્થાત્ લગ્નાદિ ગૃહ્યકર્મોનો વિધિ બ્રાહ્મણ ગ્રન્થોના કાળમાં વિકાસ પામ્યો હતો. છતાં તદ્વિષયક કોઈ ગ્રન્થો તે કાળે લખાયા નથી. જો કે ગૃહ્યસૂત્રોમાં વપરાયેલા મંત્રોમાંથી જે સંહિતાઓમાં ઉપલબ્ધ નથી તેનો મોટો ભાગ બ્રાહ્મણ ગ્રન્થોના કાળમાં રચાયો છે. અને છેવટ બ્રાહ્મણકાળના અંત સુધીમાં જે સામગ્રી તૈયાર થઈ તેમાંથી ગૃહ્યસૂત્રો રચાયાં છે. અને એ સૂત્રો રચાયા પછી તો સૂત્રોક્તવિધિ હિંદુસમાજમાં માન્ય અને રૂઢ થઈ ગયો.[1] આ માન્ય થયેલો સૂત્રોક્તવિધિ તે શાસ્ત્ર. અને શાસ્ત્રોક્ત પદ્ધતિમાં ભિન્ન ભિન્ન દેશ–કાળ–જ્ઞાતિમાં જે વધારા ઘટાડા તથા ફેરફારો અક્ષરારૂઢ થયા વગર થયા અને ચાલ્યા તે લોકાચાર કે રૂઢિ.

હવે શાસ્ત્રોક્ત પદ્ધતિના મૂળ રૂપ જે ગૃહ્યસૂત્રો તેનો સમય જો કે ચોક્કસ ન કહી શકાય, પણ ઈ. સ. પૂર્વે છઠ્ઠાથી ચોથા શતક સુધીમાં ઘણાંખરાં સૂત્રો રચાયાં હોવાનો સંભવ છે. આ સૂત્રો રચાયાં તે કાળે પણ શાખાસૂત્રભેદ, દેશભેદ, વર્ણભેદ વગેરે કારણોથી લગ્નવિધિ બધે એકસરખો નહિ હોય એમ ગૃહ્યસૂત્રો ઉપરથી જ લાગે છે.

આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં કહ્યું છે કે જુદા જુદા દેશમાં અને જુદાં જુદાં ગામમાં લગ્નવિષયક આચારો જુદા જુદા છે. છતાં જે સામાન્ય સ્વીકૃત છે તે નીચે કહ્યા છે ( આ. સૂત્ર ૧–૭–૧,૨ ).

છતાં ઉપલબ્ધ સર્વ ગૃહ્યસૂત્રોમાં લગ્નવિધિ કે તેનો ક્રમ સમાન નથી. મંત્રોનો ઉપયોગ પણ ભિન્ન છે. સૂત્રોને પરસ્પર મેળવી જોતાં આશ્વલાયનાદિ સૂત્રોમાં, કદાચ પ્રાચીનતર હોવાથી કે ગમે તેમ પણ ગૃહ્યવિધિ સાથે સ્માર્તવિધાનોની ગડબડ, વિધિક્રમ અસ્તવ્યસ્ત, વગેરે વિધિ સ્થિર થયા પહેલાંનાં લક્ષણો દેખાય છે. પછી ઓલ્ડનબર્ગ કહે છે તેમ સાંખ્યાયન અને પારસ્કર બેનું કદાચ એક મૂળ છે. અને છેલ્લો વ્યવસ્થિત વિધિ પારસ્કર ગૃહ્યસૂત્રમાં મળે છે. મતલબ કે પારસ્કર ગૃહ્યસૂત્રોક્ત લગ્નવિધિ એ જ શાસ્ત્રોક્ત વિવાહપદ્ધતિ. ઘણી બ્રાહ્મણ જ્ઞાતિઓમાં એ પારસ્કર સૂત્રોક્ત વિવાહપદ્ધતિ લગભગ મૂળ શુદ્ધરૂપે અત્યારે પ્રચલિત છે. અલબત મૂળસૂત્રના સંક્ષેપોના વિસ્તાર, મંત્ર પ્રતીકોને સ્થાને આખા મંત્રો વગેરે આચારના આવશ્યક અંશો સૂત્ર ઉપરની ટીકાઓમાં તથા તે ઉપરથી રચાયેલ પદ્ધતિગ્રન્થોમાં ઉમેરેલા છે પણ મુખ્યવિધિમાં તાત્ત્વિક ફેર નથી થયો. ભિન્નભિન્ન જ્ઞાતિના ધાર્મિક કર્મ કરાવનારા શુક્લોએ અનુકૂળતા ખાતર મૂળ સૂત્રોક્તવિધિ સાચવીને તે તે જ્ઞાતિના રૂઢિગત આચારોનો સમાવેશ કરનારી પદ્ધતિઓ રચેલી છે, જે મોટે ભાગે હસ્તલિખિત પુસ્તકરૂપે તે લોકો પાસે જ હોય છે. આ શુક્લ કુટુંબોમાં વિદ્યા ક્ષીણ થતાં કોઈક પદ્ધતિના પાઠો અતિભ્રષ્ટ જોવામાં આવે છે. પણ એ અધોગતિના ઈતિહાસથી મૂળ શાસ્ત્રોક્ત પદ્ધતિને બાધ આવતો નથી. **પારસ્કર ગૃહ્યસૂત્રોક્ત વિવાહપદ્ધતિ એ જ હિંદુઓની વિવાહપદ્ધતિ એ નિશ્ચય સપ્રમાણ અને સ્પષ્ટ છે.**

આ પારસ્કર સૂત્રોક્ત વિવાહપદ્ધતિમાં કહેલાં સર્વ કર્મો વિવાહવિધિનાં આવશ્યક ધાર્મિક અંગ રૂપ નથી. (૧) કન્યાનાં માબાપને ઘેર વર અતિથિ રૂપ હોવાથી મધુપર્ક આદિ સામાન્ય આતિથ્યનાં કર્મો છે. (૨) લગ્નતિથિનો નિર્ણય આદિ સામાન્ય વ્યાવહારિક કર્મો છે.

[1] ગૃહ્યસૂત્રસાહિત્યના આ વિકાસક્રમ માટે જુઓ ગૃહ્યસૂત્રોનાં અંગ્રેજી ભાષાન્તર સાથે જોડેલો ડા. ઓલ્ડનબર્ગનો ઉપોદ્‌ઘાત. ( સેક્રેડ બૂક્સ ઓફ ધ ઈસ્ટઃ ગ્ર–૩૦. ઈ. સ. ૧૮૯૨)

(૩) મહાવ્યાહૃતિ વગેરે ૧૪ આહુતિઓ જ્યાં હોમાત્મક કર્મ હોય ત્યાં સામાન્ય છે. બાકીનાં કર્મો વૈવાહિક છે. આમાં કન્યાદાનની વાત ફક્ત એક વખત આરંભમાં આવે છે. જ્યાં દાનનો પ્રસંગ ન હોય અથવા પિતા કે ભાઈ દાતા ન હોય ત્યાં એ કર્મ જ છોડી દેવું કે કોઈ મિત્ર પાસે દાનનો વિધિ કરાવવો એ વિચારણીય છે. દાનની વાત છોડી દેવાથી બાકીનાં કર્મને કાંઈ વાંધો આવે એમ મને લાગતું નથી. પારસ્કર સૂત્રમાંથી નીચે આપેલી કર્મસૂચીમાંનાં કેટલાં અને કયાં કર્મોને હિંદુ લગ્નવિષયક કાયદાએ આવશ્યક ગણ્યાં છે એ કોઈ કાયદાશાસ્ત્રી લખશે. પણ શાસ્ત્ર નીચેનાં કર્મોને આવશ્યક ગણે છે. અહીં વૈવાહિક કર્મોની ફક્ત સૂચી આપી છે. પ્રત્યેક કર્મની વિગતો તથા તે તે કર્મને લગતા મંત્રો નથી આપ્યા. અલબત વિગતો અને મંત્રો સાથે શુદ્ધ સૂત્રોક્ત વિવાહપદ્ધતિ કોઈ પ્રગટ કરે તો એ ઉપકારક થાય એમ હું ધારું છું.

## વૈવાહિક કર્મસૂચી

૧ લગ્નતિથિનો નિર્ણય.[1] (૧–૪–૫)

હાલમાં લગ્નતિથિનો નિર્ણય થયા પછી માતૃકાપૂજન અને નાન્દીમુખશ્રાદ્ધ વરના અને કન્યાના બેય પક્ષમાં થાય છે.

૨ વરનું મધુપર્ક આદિથી અર્ચન.[2] (૧–૩)

૩ કન્યાને તૈયાર કરવી.[3] (૧–૪–૧૨, ૧૩)

૪ સમંજન વિધિ.[4] (૧–૪–૧૪)

વરકન્યા બેયને શરીરે કાંઈક લેપ થતો હશે એવું અનુમાન થાય છે.

૫ પિતા તરફથી કન્યાનું પ્રદાન.[5] (૧–૪–૧૫)

કન્યાદાનની આ ક્રિયા વખતે બ્રાહ્મણ જ્ઞાતિઓમાં બન્ને પક્ષ તરફથી પોતપોતાનો ગોત્રોચ્ચાર કરવામાં આવે છે. પછી કન્યાદાનને અંગે કોદાત્ વગેરે મંત્ર બોલવામાં આવે છે અને કન્યાનો હાથ કાંઈક દક્ષિણા સાથે વરના હાથમાં પિતા તરફથી મૂકવામાં આવે છે. આનું જ નામ કન્યાદાન. સામાન્ય રીતે આ ક્રિયાને હસ્તમેળાપ કહેવામાં આવે છે. ગોત્રોચ્ચારાદિ કર્મનું સૂત્રમાં સૂચન નથી પણ પદ્ધતિમાં છે.

૬ કન્યાને લઈને વરનું નિષ્ક્રમણ. (૧–૪–૧૫)

---

૧ બીજાં ગૃહ્યસૂત્રોમાં પણ આ વાત છે. પણ આશ્વલાયન સૂત્રમાં "કેટલાક ગમે તે દિવસે વિવાહ થઈ શકે" એમ કહે છે એવું સૂત્ર છે (૧–૪–૨).

૨ વરના અર્ચનની વાત લગ્નવિષયક ચાલુ કંડિકામાં નથી પણ આગલી કંડિકામાં છે.

૩ કન્યાને તૈયાર કરવાના કર્મને અંગે કન્યાને વરે વસ્ત્ર આપવાની વાત સાંખ્યાયન (૧–૧૨–૩) સૂત્રમાં પણ છે.

૪ સમંજન વિધિની વાત સાંખ્યાયન (૧–૧૨–૪, ૫) અને ગોભિલ (૨–૨) માં પણ છે.

૫ કન્યાનું પ્રદાન કર્મક્રમમાં કયાં આવે એ વિષે સૂત્રોમાં અલ્પ મતભેદ છે. પણ ઉપરનો ક્રમ પારસ્કર અને પદ્ધતિને અનુસરતો છે.

૭ સમીક્ષણ વિધિ. (૧-૪-૧૬)

પિતાએ આપ્યા પછી કન્યાને લઈને વર અગ્નિ સમીપ જાય છે. પછી વરકન્યા એકબીજાને જુએ છે, અને તે પછી લાજાહોમાદિ લગ્નની અત્યન્ત આવશ્યક ક્રિયા કરે છે, એ ઘણું સૂચક છે.

૮ અગ્નિસ્થાપન અને અગ્નિ પાસે બેસી હોમ કરવો. (૧-૫)

૯ લાજાહોમ.[૬] (૧-૬)

આ ક્રિયાને અંગે લાજાહોમ પછી જે મંત્ર બોલવામાં આવે છે તેમાં જ પાણિગ્રહણનો ઉલ્લેખ છે. અને એ વખતે જ વર એ મંત્ર બોલતાં બોલતાં કન્યાનો હાથ ગ્રહણ કરે છે. મતલબ કે આ જ પાણિગ્રહણ—લગ્નનો આવશ્યક વિધિ.

૧૦ અશ્મારોહણ,[૭] અગ્નિને ફેરા અને પ્રજાપતિ હોમ. (૧-૭)

૧૧ સપ્તપદી (૧-૮-૧, ૨)

૧૨. કન્યાને મૂર્ધાભિષેક (૧-૮-૩ થી ૬)

૧૩ સૂર્યદર્શન (૧-૮-૭)

૧૪ હૃદયાલભન[૮] (૧-૮-૮)

૧૫ વધૂને અભિમંત્રણ (૧-૮-૯)

વધૂને અભિમંત્રણના આ કર્મ ઉપરથી એમ લાગે છે કે ત્યાં લગ્નનું કર્મ પૂરું થયું અને લાજાહોમથી હૃદયાલભન સુધીમાં કર્મો એ લગ્ન સંબંધી મુખ્ય કર્મો છે. બાકીનાં કર્મો આનુષંગિક છે. એટલી વાત તો એ કર્મો, તેમાં વપરાયેલા મંત્રો તથા વચનો જોતાં પણ સ્પષ્ટ દેખાય છે. આ પાંચછ કર્મો જુદાંજુદાં અહીં ગણાવ્યાં છે, પણ ખરી રીતે બહુ ટૂંકાં છે.

૧૬ વરપક્ષવાળા કન્યાને તેડી જાય છે.

૧૭ આચાર્યને દક્ષિણા.

૧૮ સૂર્યાસ્ત પછી ધ્રુવનું દર્શન વરે વધૂને કરાવવું.

ત્રણ રાત સુધી વરકન્યાએ ક્ષાર, અને મીઠું ન ખાવાં તથા નીચે ( ખાટલા ઉપર નહિ ) સૂવું અને એક વર્ષ, બાર રાત, છ રાત કે અનીતઃ ત્રણ રાત સુધી વરવધૂએ બ્રહ્મચર્ય પાળવું એમ સૂત્રકાર કહે છે.



૬ લાજાહોમની વાત શાંખ્યાયન (૧-૧૩-૧૫)માં ટૂંકામાં છે. ખાદિર (૧-૩), ગોભિલ (૨-૨), અને આશ્વલાયન (૧-૭-૧૪)માં પણ એનું સૂચન છે.

૭ અશ્મારોહણની વાત પણ આશ્વલાયન (૧-૭-૭) અને શાંખ્યાયન (૧-૧૩-૧૨) માં છે.

૮ પાણિગ્રહણનો મંત્ર તથા હૃદયાલભનનો મંત્ર બેય ઋ. ૧૦-૮૫ માં છે.

# મોટાભાઈ

ગુલાબદાસ બ્રોકર

માતા ગઈ! માત સમાન વિશ્વમાં
થયું ન કોઈ, નવ કો થવાનું;
ને તાતની તો સ્મૃતિ વિસ્મૃતિ સમી! ૩

અને પછી વર્ષ અનેક વીત્યાં,
અનેક સ્વપ્નો સમ જીંદગીનો
પ્રવાહ ધીરો, કદિ શોકઘેરો,
કદી વળી, વેગભર્યો વહી ગયો.
છતાં ન કો'દિ લવલેશ અંતરે
થયું, "પિતા છે નહિ તેથી મારી
સ્થિતિ થતી આમ," ન કોઇ દહાડો;
એકાંત ખોળી, મન મોકળું કર્યું
જરી, પિતા માત દુઃખે સ્મરીને. ૧૨

પિતા સમી મંગળ મૂર્તિ જેની,
ને મિત્ર શો પ્રેમળ સંગ જેનો
તે પ્રેમના મૂર્ત સ્વરૂપ જેવા
સ્મરું પડ્યે કઇ વડિલ બંધુને. ૧૬

કવિજનો ગીત અનેક ગાતા
પ્રિયા તણાં, કોઈ ઉદાર ચિત્તનો
સ્મરી જનેતા જરી આંસુ ઢાળતો,
ને કો'ક—હાં કો'ક જ—તાત કેરું
જરી કરુણા, જરી ભક્તિપ્રેરું
કદા જતો ગાઈ મધુર ગીતડું;
પરંતુ ના કોઈ સ્મરે છ બંધુને. ૨૩

છતાં મ એ ભાવ શું કાવ્યયોગ્ય ?

પોતે ભણ્યા ના મુજને ભણાવ્યો,
પોતે સહ્યાં કષ્ટ મને હસાવ્યો,
ને જીંદગી કંટક પુષ્પથી ભરી
તેના સહ્યા કંટક એમણે ને
સૌંદર્યથી પુષ્પ તણા નવાજ્યો
મને, ભુલું એ કયમ સર્વ ચીજને ?

ગાઉં ન, ગાતાં નવ આવડે મને,
અને કદાચિત્ કંઈ દિવ્ય યોગથી
ગાઈ શકું તો ય ગવાય કેમ
એ પ્રેમ, માંગલ્ય તણી સુગાથા ?



# નાનાભાઈને

'સ્વપ્રસ્થ'

તો દેહ કેરા શુચિ શ્યામ રંગો
એ સ્નિગ્ધને શ્યામ અમાસ ગાત્રો,
મહત્ત્વ આકાંક્ષિત કૈં કંઈ સ્પૃહા
તેજે ભર્યાં નિર્મલ-બિન્દુ, તારલા.

આ દિવ્ય ઉલ્લાસ પ્રભાત જેવો,
મધ્યાહ્નનાં સ્થૈર્ય બધાં વટાવતી
એકાગ્ર ને અધ્યયનસ્થ વૃત્તિઓ
હું જોઉં, સીમા મુજની તુટી જતી
ને અંતરે માંઘ ડુબાવી હર્ષ
વહી રહ્યો મંગલ આશિષો ભર્યો:–

હમેશ પ્રાતર્દિનને લલાટે
પ્રફુલ્લ રંગો નિરખંત લોક
આશા ધરે નૂતન જન્મ પામે
તેવું જ તારું લસજો લલાટ!

એ તેજ એ પ્રેરક શુભ્ર હાસ્ય
તારા થકી ન્હાનલ ભાંડુઓને
હૈયે જગાડો મધુરી મહેચ્છા!

હું ઝંખતો જીવનની પળેપળો
તારાં જ હાસ્યે ડુબતી નવી બનો:
અલક્ષ્ય લેવા નહિ કૈં સ્પૃહા હવે
છતાંય, – તારાં સ્મિતના તરંગો,
ભવિષ્યનાં કોઈ સુવર્ણ શૃંગો
પેખી રહેલી તવ આંખડીઓ,
એ પુષ્ટ ગાત્રો, બલવાન સ્નાયુઓ,

પ્રકાશવર્તી મૃદુ ઉગ્ર વર્તનો,
ધસી રહો જીવન જંગમાં બઢો !

નદી તરંગો પછીં ભવ્ય મોજો,
સમુદ્રના દુરગ ઓધ-વાહો
તારા જ અર્થે લહવાનીં રીતો—
તને સ્ફુરો, સેલ ! અનેક લોઢો
પરે સવારી કરીં, જો પડે તો
હસંત પાછો ઉઠીંને પલાણતો
હોજો સદાઃ એ તવ ભાલ તેજો
શ્રદ્ધા સ્મિતોની સુરખે છવાજો

હું કાંઈ શ્રદ્ધા, ત્યમ કાંઈ ચિંતા,
(ને) તારા જયેથી મલકંત ભાઈ!
રંગાઈ સોહીશ પ્રવૃત્તિના તટે!

આ ગેહમાં પુણ્ય તુફાન તારાં
ઉલ્લાસ પ્રેરે, તવ એ ઝગારા
'મોટાં' થયેલાં અમ મંદ વર્તનો
નવીન તેજે મઢતાં ઉજાળો.
આ પ્રાણ, આ ગેહ, ફળી અને બધે-
શેરી અને શ્હેર ચ માતૃ દેશે,
નાનાં પરંતુ તવ પુણ્ય હાસ્યે
ભરી રહો કૈંક ખુણા ઉજાસે !

# લેખક બનવાની કેટલીક તરકીબો

## [ મણકો પાંચમો અને છઠ્ઠો ]

રમણલાલ છોટાલાલ મહેતા

[ ગતાંકથી ચાલુ.]

૫

શૈલી વિષે મારે હવે તમને કંઈક કહેવું જોઈએ. આપ કંઈ મહાન પુરુષ થઈ ગયા નથી કે જેથી સ્વતંત્ર શૈલી આપની હોય. અને સ્વતંત્ર કહેવાતી શૈલીઓ પર પણ પુરોગામીઓની અસર તો હોય છે જ, એટલે 'સ્વતંત્ર શૈલી' એ બધું ઠીક છે; મને તો એ બધી વાતો જ લાગે છે.

એથી શૈલીની બાબતમાં તો હું અનુકરણ કરવાની સલાહ આપું છું. આજે લોકોને 'અનુકરણ' શબ્દની બહુ સૂગ ચઢે છે, એ હું જાણું છું. પણ હું પૂછું તેનો તેઓ જવાબ દે, કે ભાઈ! અનુકરણ ક્યાં નથી દીઠું ?! તમારા પોતાનામાં જ કેટલું અનુકરણ છે તે ખબર છે ? આપણે બેસીએ છીએ, ખાઈએ છીએ, પીએ છીએ,–ચા, કૉફી, દારૂ વગેરે–; પહેરીએ છીએ, ડિગ્રીઓ અને દીકરીઓ લઈએ છીએ, કવિતા નવલકથા વગેરે લખીએ છીએ, વગેરે આપણે પહેલાં તો અનુકરણથી જ કરીએ છીએ – ભલે તે પછી અજ્ઞાત હોય. માનસશાસ્ત્રીઓ બીજી કેટલીક બાબતોમાં જુદા પડે છે, પણ આ વિષયમાં તો એકમત જ ઉચ્ચારે છે કે આપણું હલનચલન, આપણાં કાર્યો વગેરે ઘણે મોટે ભાગે અનુકરણથી જ થતા જાય છે. માનસશાસ્ત્ર એમ કહે છે તો પછી શૈલીનું અનુકરણ કરીએ તો તેમાં કોઈ વાંધો લઈ શકે એમ નથી; વાંધો લઈ શકે એમ હોય તો જાહેર કરી શકે એમ નથી; જાહેર કરી શકે એમ હોય તો આપણે માટે તે સાંભળવું તો શક્ય નથી જ.

હું અહીં ત્રણ મુખ્ય શૈલીઓની જ ચર્ચા કરવાનો ઇરાદો રાખું છું. પહેલી શ્રી ન્હાનાલાલની, બીજી શ્રી બ. ક. ઠાકોરની અને ત્રીજી શ્રીયુત રમણલાલની—એટલે કે મારી. એ ત્રણે શૈલીઓમાંથી ન્હાનાલાલની શૈલી સહેલામાં સહેલી છે એ તો એમનાં દસપંદર નહિ પણ બાવન ઉપરાંત પુસ્તકોની જાહેરખબર જોતાં જ તમે પણ કહી શકો !

ન્હાનાલાલની ડોલનશૈલી—ડોલતાં ડોલતાં લખેલી શૈલી ( માણસ ડોલતાં ડોલતાં ધૂનમાં આવી જાય છે અથવા ધૂનમાં ડોલવા માંડે છે. એવું મારા એક મિત્રનું માનવું છે. )—સહેજમાં તમે પોતાની કરી શકો છો. એ લખતી વેળા, આપણે જોયું તેમ, પુષ્કળ ડોલવાની

જરૂર છે. એથી તમે તમારી શૈલીને ખરેખર 'ડોલાવી' નાંખી શકશો. બ્રહ્મ, અનંત, વિરાટ, આત્મા, ઉર, તેમજ શબ્દને છેડે '-લડી' પ્રત્યયનો હિંસાત્મક પ્રયોગ (જેમકે રાતલડી, છાતલડી, ભેંસલડી, હાથલડી, હિપોપોટેમસલડી વગેરે) અને ખાસ કરીને તો 'રસ' શબ્દનો જ્યાં લગાડી શકાય ત્યાં અને જ્યાં ન લગાડી શકાય ત્યાં એમ બંને સ્થળે ઉપયોગ કરવાથી સાધી શકાશે.

સૂના મંદિરના સૂના માળિયામાં બેસી, ઉરનાં બારણાં ખોલી, પ્રફુલ્લ પાંદડી પોયણાં સરીખી છતાં ય સૃજનજૂની યોજનગંધા પ્રિયાને રસપત્રિકા પાઠવવી હોય; કે શરદની રાતલડી રળિયામણીએ કે અમાસની પૂર્ણિમાએ કો બ્રહ્મકુમારિકાને—ગરમ દેશના પંખીડાને—હૈયે હાર ધરવા (ને એ રીતે રસમરકો મારવા), તે સ્નેહપર્વણિની બપ્પોરે કોક જગમાલણીને (વગરપૈસે) ફૂલડાંકટોરી ગૂંથી લાવવા રસભાષામાં ભાખવું[1] હોય; કે આત્મોપવને ઉરહિન્દોલે ઝૂલતાં ઝૂલતાં બ્રહ્મબંસરી વગાડી બ્રહ્માંડ મંડળના પડદાઓને ભેદી, પછી આભમાં બંધાયેલાં ત્રિલોકનાં તોરણોને ન્યાળતાં ન્યાળતાં અનન્તતાને (બેડેલે ઘાંટે) સાદ દેવો હોય ત્યારે, વેજિટેબલ ઘીથી તરબોળ બનેલા અને ચોરસા ખાંડથી અતિશય મિષ્ટ બની ગયેલા ગુલાબજાંબુ જેવી એ રસશૈલી ઉપયોગી થઈ પડશે.

બ. ક. ઠા. ની શૈલી વિષે બે શબ્દ — ના, કેટલાક પ્રમુખ સાહેબો 'હું બે શબ્દ બોલવાનું ઉચિત ધારું છું' એમાં જ બેથી વધુ શબ્દો વાપરી નાંખી બસો કે તેથી પણ વધારે શબ્દો બોલીબકી નાંખે છે, તેમ હું કરવાનો નથી. હું ફક્ત બે વાક્યો જ લખવા ધારું છું: એમની શૈલીની કુમાશ હાથઉદ્યોગથી બનાવેલા કાગળની કુમાશ બરોબર છે; અને રંગભાતમાં પણ એને મળતી આવે છે. એમની શૈલીનું ખરું લક્ષણ એમના આખા નામના ગુજરાતી પ્રથમાક્ષરોમાં નિશ્ચિત જગ્યાઓએ ત્રણને બદલે બે જ પૂર્ણવિરામો મૂકાવાથી જાણી શકાય છે એવું કોઈ જાણીતા માસિકમાં જ મેં વાંચ્યું છે.

કાંકરા, ખટારા, જાડી ખાદી વગેરે એ પ્રકારના વિષયો પર નિબંધ લખવા માટે; મોઢામાં સોપારી ભર્યાં હોય કે 'પતરાંભરી લારિઓ' ખખડતી હોય એવો ભ્રમ પેદા કરવા માટે, અથવા તો 'ઠેક ઠેક ઠોકરાતું ટાપડું' હોય કે 'બોલે બોલે લોચવાતું જિભડું' હોય એવી લાગણી બીજામાં ઉત્પન્ન કરવા માટે; તેમજ, બાદશાહીમાં વસતા કોઈ બડેભાઈ 'ડોલનશૈલીમાં કેટલાંક વિશિષ્ટ સારાં તત્ત્વો છે' એવું ભૂંગળભટિયું ફૂંકતા હોય કે કોઈ પદવીશિકારી અહંફીસિયારીની વાક્છટાથી સ્વ-પ્રશસ્તિ કે ચાટૂક્તિઓથી પરપ્રશસ્તિ લલકારતા હોય તેમને થોડીક ભાંડવી હોય,—તો તે માટે આ શૈલીનો જરૂર ઉપયોગ કરી શકાશે.

મારી શૈલી વિષે ન કહું તો મારું નિરૂપણ અધૂરું જ લેખાય. પ્રો. વિષ્ણુપ્રસાદ ત્રિવેદીએ 'ગોવર્ધનરામની શૈલી' પર 'માનસી'માં પ્રગટ કરેલ એક લેખમાં ગુજરાતી

૧. એક વિચાર પછી બીજો વિચાર કેવી રીતે સ્ફુરે છે, વગેરેનો અભ્યાસ કરતા માનસશાસ્ત્ર-શોખીનોને એક દાખલો પૂરો પાડવા જેટલું સૌજન્ય દાખવી, ઉપકાર હેઠળ દાબવા માટે મારે કહેવું જોઈએ, કે આ 'ભાખવું' શબ્દ ઉપરથી કોણ જાણે પણ કેમ મને 'ભસવું' શબ્દ યાદ આવે છે! તે શું 'ભાખવું' 'ભસવું'નું પ્રેરકરૂપ છે?

ભાષામાં વિશિષ્ઠ શૈલીઓ ગણાવી છે. એમાં તેમની પોતાની શૈલીનો નિર્દેશ કરવાનો રહી ગયો હતો; નમ્રતા તેમજ થોડેક અંશે ક્ષોભને કારણે. પરંતુ હું એવી ભૂલ કરું એમ નથી. ક્ષોભનો દુર્ગુણ મારામાં નથી. એમની થોડી ભૂલ તો શ્રી વિજયરાયે ટીપમાં સુધારી હતી, પણ તેમાં માનસીકારે ભાઈશ્રી રમણલાલ છોટાલાલ મહેતાની શૈલી નથી ગણાવી ને એથી ભૂલ પર વળી બીજી મોટી ભૂલ કરી છે, એનો હું અહીં અસંતોષ જાહેર કરું છું. એવો અસંતોષ મેં એકલાએ અનુભવ્યો નથી; બીજા ઘણા લેખકોએ પણ અનુભવ્યો છે જ. ફેર એટલો જ છે કે મેં તે અહીં જાહેર રીતે વ્યક્ત કર્યો છે, ત્યારે તેમણે પોતાનાં મિત્રમંડળોમાં જ વ્યક્ત કર્યો છે.

એટલે મારી શૈલી કેવી છે તે વિષયમાં મૌન સાચવવું મને યોગ્ય નથી લાગતું. પંડિતોની સભામાં **मौनं मोर्खस्य लक्षणम्।** કેટલાક વક્તાઓ ' હું તો અલ્પજ્ઞ છું ' એમ કહી પોતે મહાજ્ઞાની છે એનું જીવંતભાન શ્રોતાઓ કરે એમ તીવ્ર ઇચ્છા ધરાવતા હોય છે, તેમ મારી શૈલીની બાબતમાં કરવાનો હું ઇરાદો રાખતો નથી. મારામાં એવી ' નમ્રતા ' જરા પણ નથી. ' હમ તો કુછ નહિ જાનતે કિન્તુ આપ ક્યા જાનતે હો ? 'માં રહેલી ભારોભાર ' નમ્રતા ' હિંદના ઘણા ગવૈયાઓમાં હોય છે તેમાંનો એક અંશ પણ મારામાં નથી. મારી શૈલી સારી છે, બધા કરતાં સારી છે, એમ કહેતાં મને જરા પણ ક્ષોભ થતો નથી. ગુણદર્શન કરાવતાં ક્ષોભ શા સારુ થવો જોઈએ ? શેક્સપિયર પણ લખી ગયો છે : ' Is it a world to hide virtues in ? '

આટઆટલાં જેનાં વખાણ ' પ્રસ્થાન 'ના આ જ અંકમાં થયા છે તે શૈલી અપનાવવાની તમને સ્વાભાવિક રીતે ઇચ્છા થઈ હશે. મુજ રસશૈલી, પૂછું મને કહેવ, સ્વાધીન બનાવવી છે ? તમને બહુ જ મહેનત પડશે. એ કંઈ ન્હાનાલાલ કે પ્રો. ઠાકોરની શૈલી જેવી નથી. અલબત એ બંને શૈલીઓનાં ઉત્તમ તત્ત્વોનો એમાં સમન્વય તો છે જ પણ તે ઉપરાંત ઘણું છે. એ ' ઘણું 'માંનું ' કંઈક્ ' તે શબ્દોનું કંઈક વધારે વહન, શબ્દોનું કંઈક વધારે પ્રાબલ્ય. પણ તે ઉપરાંત એનાં બીજાં લક્ષણો છે. વધારે તત્ત્વચર્ચામાં આપણે પડીશું નહિ; ટૂંકમાં જ પતાવીશ.

કોઈ લાંબી વસ્તુનું વર્ણન કરવું હોય અથવા તેની ઉપમા આપવી હોય ત્યારે તેના એ વિશિષ્ટ સ્વરૂપનું વાચકને દર્શન કરાવવું એ મારી શૈલીનું એક મુખ્ય લક્ષણ છે. મારે મારા આ જ લેખમાંથી ઉદાહરણ આપવું પડશે;—મારા બીજા લેખોમાંથી આપી શકું એમ નથી કારણ કે આ લેખ સિવાય એ લક્ષણવાળી શૈલી મેં બીજે ખાસ વાપરી નથી, અને વાપરવાનો વિચાર પણ નથી.

આ લેખમાં જ અન્યત્ર લખ્યું છે: " મારી જે ઇન્દ્રિયદ્વારેથી વાયુ પ્રવાસ કરી પંચમહાભૂતના બનેલા આ શરીરના પોષણાર્થે ફેફસામાં થઈ પાછો બહિર્ગતિને પામે છે, તે ઇન્દ્રિયના જેટલું પ્રમાણમાં લિસ્ટ લાંબુ લાગે, તો તેનો કોઈ ઉપાય નથી. " મારું નાક

તો ' રસનાસિકા 'ની[1] લંબાઈ જેમ મૂળ દીર્ઘ વાક્યમાં જ ' દૃષ્ટિગોચર ' થાય છે તેમ થાય નહિ. વળી અહીં ' પ્રવાસ ' શબ્દ પણ તે દર્શાવવામાં મદદરૂપ થઈ પડ્યો છે. આ લક્ષણ કોઈની પણ શૈલીમાં નથી. મારી શૈલીના વખાણની યથાર્થતા તમને હવે સમજાઈ હશે !

વળી બીજું એક લક્ષણ છે તે ભાવની ઉચિત માત્રા. દાખલો આ લેખમાંથી જ : ' તમને જો કોઈ મારે — મારે લગાવે નિજ હસ્તથી કો, રે ! ' — આપણને જો કોઈ મારે તો કદી આપણે આમ કવિતા બોલવા માંડતા નથી. પણ એમ તો કાલિદાસનાં બધાં નાટકો ખોટાં ઠરે; સમકાલીન નાટકોમાં રાજાઓ ( કે વેશાંતર વેશકવિઓ ) બેચાર વાક્યો પછી તરત શેરો બોલે છે તે બધું ખોટું ઠરે ! એનો એક સર્વમાન્ય નિયમ છે કે પ્રસંગોચિત ભાવની તીવ્રતા દર્શાવવા કાવ્ય યથાર્થ રીતે મૂકી શકાય. મેં એ નિયમ બહુ કુશળતાથી સાચવ્યો છે. મારવાની ક્રિયા થતી વખતે મારનાર અને માર ખાનાર બંનેમાં ભાવો સ્ફુરે છે. મારનારમાં વીરરસનું અને માર ખાનારમાં કરુણરસના ભાવોનું ઉદ્દીપન થાય છે. મેં ગાંધીજીની માફક માર ખાવાની જ વાત કરી છે એટલે કરુણરસનું જ નિરૂપણ કર્યું છે; અને ' રે ! ' શબ્દ મૂકી વાસ્તવિકતા પણ સાધી છે કારણ કે રડતાં રડતાં આપણે ' રે ' ઘણીવાર બોલી દઈએ છીએ. શૈલીમાં આટલી તદ્રૂપતા બીજે કશે જોઈ છે ? ? ?

મારી શૈલીના ઉપયોગ અસાધારણ છે : અવતરણો, ફૂટનોટો વગેરેની સારી સંખ્યા ધરાવતા આ લેખ જેટલા લાંબાલચક લેખ લખી સાધારણ વાચક આગળ પોતાની વિદ્વત્તા સિદ્ધ કરવી હોય અને અવતરણ કરેલી બધી યે ચોપડીઓ લેખકે વાંચી છે, એવો લેખકને તો આવકારદાયક ભ્રમ પેદા કરવો હોય; અને મુખ્યત્વે તો પોતાનું ગુણદર્શન કરાવતાં કરાવતાં બીજા કઈ રીતે સ્વગુણદર્શન કરાવે છે તેની પિછાન આપવી હોય ત્યારે; તેમજ, વાચકને પણ વાચ્યાર્થ, લક્ષ્યાર્થ કે વ્યંગ્યાર્થમાં કંઈ ને કંઈ સુનાવવી હોય ત્યારે મારી શૈલી અચૂક ખપ લગાડી શકાશે.

૬

છેલ્લે હવે ઉપસંહાર રૂપે થોડુંક કહી લઉં.

હું જાણું છું કે તમે મોટે ભાગે કવિ જ બનવા માગો છો, એટલે આધુનિક કવિતાનાં લક્ષણોની ચર્ચા તમારા અને એમના ભલા માટે જ બીજા કોઈ પણ વિષય કરતાં વધારે કરી છે.

કાવ્ય, વાર્તા, નિબંધ વગેરેના નિયમો, લક્ષણો, તે તે વિષયની આજે પ્રગટ થતી મોટા ભાગની ચોપડીઓ પરથી જ મેં તારવ્યા છે.

વિવેચકો મોટેભાગે પરપીડનવૃત્તિવાળા, પરનિંદાશોખીન હોય છે. એ લોકો ઉપરની તરકીબોથી લખાયેલ કાવ્ય, વાર્તા કે નિબંધની વિશિષ્ટતા સમજી શકે એમ નથી. એટલે એ

---

૧. 'નાસિકા'ની આગળ 'રસ' શબ્દનો પ્રયોગ હજી સુધી કોઈએ પણ ( ન્હાનાલાલે સુદ્ધાં ) કર્યો નથી એ બહુ ખેદજનક છે. મને તો ' રસનાસિકા ' ના શબ્દપ્રયોગમાં *Approach to Reality*નો સિદ્ધાંત જળવાતો લાગે છે.—પણ, ભૂલ્યો ! ખરેખર એ જ કારણને લઈને, અહર્નિશ બલૂનમાં જ વિરાજતા ન્હાનાલાલે એ જાતનો શબ્દપ્રયોગ કદી કર્યો નથી; કદી કરશે નહિ.

પ્રાણીઓનાં વિવેચનની અસર આપણા પર જરા પણ ન થાય તેની કાળજી રાખવી તમારે જરૂરની છે.

સર્વ ધર્મકર્મોના આશ્રયને ત્યજીને કેવળ એક તું મારે શરણે આવેલો હોવાથી, હે વાચકશિષ્ય! તારી માગણીઓનો સ્વીકાર કરી મેં તને ગ્યોગ્ય જ સલાહ આપી છે.

—ચાલો, ચાલો, આપણે પણ સાહિત્યકારોના વૃંદગાનમાં આપણો સૂર મિલાવીએ. એ ગવાય છે મોટે ભાગે શંકરા રાગમાં, પણ આપણને તે શંકરા રાગમાં ગાતાં ન આવડતું હોય તો પછી ઠંડા પહોર શોધી જોગિયામાં તો વારંવાર ગાઈ શકીશું જ કે :

'હું લખું, લખું ન કેમ ?'—'ટેક'
'હું લખું, લખું ન કેમ ?'
'હું લખું, લખું ન કેમ ?'—હું૦

સંપૂર્ણ ]

---

## લખો બસ લખો

'અ—'

લખો બસ લખો એવી લેખકોએ લત લીધી
લખાણુના લોકમાં વખાણુ ખૂબ થાય છે.
માસિકોનાં અંકમાં નિહાળતાં નિઃશંક તમે
પંકજ* થી જોશો તો પાનાં છલકાય છે.
ભારખાનાં ભરી ભરી કારખાનાં કાઢે માલ
નિત્ય નવાં, નાટકો ને વારતા લખાય છે.
કાગળ કલમ આપો લેખકના સ્થાને સ્થાપો
કલમની ક્રીડા વડે કીતાબો રચાય છે.
જરાય જરૂર નથી કલ્પના વિચાર તણી
નહિં હોય નવું તો ક્યાં હરણુ ન થાય છે.
વાંચો કે ન વાંચો તમે તોય લખવાના અમે,
કીરતીનાં કોટડાં શું અમથાં ચણાય છે?
દેખી આવી શારદાની દીલ થકી સેવા થતી
ગુર્જરગિરાનું ભાવિ ઊજળું જણાય છે!

* 'જ' ભાર બતાવવા વપરાયો છે એવો અર્થ અભિપ્રેત નથી.

# નિદ્રા

પતીલ

[દ્રુતવિલંબિત]

૧

મુકતી હું અતિ કોમળ આંગળી
જગની પાંપણુ ઉપર માહરી
તલસતી બહુ જેહ જવા ઢળી,
કરી અદા ફરજો નિજ આકરી.

૨

ઉતરતી અવની પર હું અહીં
ગગનમાં પગલી મુજ પાડતી
નિરખી જેહ શકાતી કદી નહીં,
અગર ચિંતનની મહીં આવતી.

૩

શ્રમિત માનસને સુખ આપવા
ઉચિત યત્ન હું આદરતી સદા;
હ્રદય દુ:ખિતની બનતી દવા,
પરિહરી અનુતાપની આપદા.

૪

વિફલ ભાવિ ક્સે નિકચે કુડાં
મળતું સાન્ત્વન માહરું તે સમે;
નહિ શકે નિરખી દિવસો રૂડા
સુણવી તેહની દાદ મને ગમે.

૫

સ્મરણુ જેનું સદા દિલને દહે
થતું પલાયન તે મુજ દર્શને;
અવરને અધિકાર નહીં રહે
સ્થળનું જે ગયું રાજ મળી મને!

૬

પથ લઇ મુજ તારક વિસ્તર્યો
મનુજ મંડળમાં હું પ્રવેશતી;
કમખ ધારતી વિસ્મયતા ભર્યો
નહિ જણાતી કદીય હું જે હતી.

૭

સહુયને સરખાં ગણુતી, છતાં
મળતી ના સરખી મુજ બેલડી;
મુજ વિના બહુ જે દુખિયાં હતાં
પ્રથમ પાસ હું તેહ જઈ પડી.

૮

મુકતી હું મુજ આંગળીઓ જહીં
અસર અદ્દભુત ત્યાં ઉપજાવતી;
ગરક કેક કરી જગને મહીં
જય ભર્યું મુજ જાદુ જમાવતી.

૯

વહતી નામ હું; વસ્તુ રૂપે થતો
જગતમાં નહિ ઓળખ માહરી;
અભણુ સુજ્ઞ મહીં હું વિરામતી
રસકથા સમ કૌતુકથી ભરી!

# સંગીતકાર ખાં સાહેબ અબદુલ કરીમખાં

## વ્યક્તિ અને કલા

વૈદ્ય ચૈતન્ય દેસાઈ

### ૩

### કાઠિયાવાડમાં પર્યટન

અજમેરની દર્ગામાં ગાઈ ખ્વાજા સાહેબનો આશીર્વાદ મેળવ્યા પછી અને હિંદુસ્તાની તથા મદ્રાસી બન્ને પદ્ધતિના ઉત્તમ ગુણીજનો સાંભળ્યા પછી ખાં સાહેબનો જાણે આત્મવિશ્વાસ વધ્યો અને તેઓ કાઠિયાવાડ બાજુમાં ફરવા નીકળ્યા. તે વખતે કાઠિયાવાડમાં સારા સારા ગાયકો અને તજજ્ઞરસિકો હતા, એ સાંભળી આજના માણસોને જરૂર આશ્ચર્ય લાગશે. સંગીતને તે વખતે કાઠિયાવાડમાં ખૂબ રાજાશ્રય મળતો. પછીના રાજપુત્રોમાં કલા કરતાં બીજા શોખો વધ્યા અને એક ચારણ કવિએ રાજાને મોઢે સંભળાવ્યું તેમ, રજવાડાઓમાં 'કોઈ ધાયનકે, કોઈ મોયનકે' એવી સ્થિતિ થઈ; એટલે આજે ગાયકોનો રાજાશ્રય ગયો અને ઉચ્ચ સંગીત સાંભળવાની લોકોની ટેવ પણ જતી રહી. ખાં સાહેબ કાઠિયાવાડમાં વઢવાણ, લીંબડી, ભાવનગર, રાજકોટ, પાલીતાણા વગેરે શહેરોમાં ગયા અને રાજદરબારોમાં ગાયું, જેથી આ નાની ઉમરના ગાયકની તારીફ કાઠિયાવાડમાં ફેલાવા માંડી. તેઓ જુનાગઢ ગયા ત્યાંના નવાબ પાસે બે ગાયિકાઓ હતી. તેઓએ ખાં સાહેબનું ગાયન સાંભળી તે માટે નવાબસાહેબને ભલામણ કરી. ઉસ્તાદી ગાયન એટલે માથું ફેરવી નાંખે તેવું હોય છે, એવો નવાબને પહેલાં ઘણો અનુભવ થયેલો. તે અરસામાં નવાબને નિદ્રાનાશનો વિકાર થયેલો. ખાં સાહેબનું મધુર અને શાંત સંગીત સાંભળવાથી ઊંઘ આવશે એમ આ લોકોએ આગ્રહથી કહેવાથી નવાબ ગાયન સાંભળવા તૈયાર થયા. ખાં સાહેબે રાતે 'માલકંસ' રાગ અને મળસ્કે 'જોગિયા' રાગ ગાયો જેથી સાચે જ નવાબસાહેબને મળસ્કે ચાર વાગે નિદ્રાસુખનો અનુભવ થવા લાગ્યો. બીજે દહાડે તેઓશ્રીએ ગાયિકાઓને બોલાવી પૂછયુંઃ "ઉસ્તાદી ગાના ઈતના મીઠા હોતા હૈ! યહ ભી ઉસ્તાદી ગાના હૈ ક્યા? યા માશાલ્લા!" ઉક્ત સ્ત્રીઓએ ખાં સાહેબ પાસે ગાયન શીખવાની ઇચ્છા બતાવવાથી ખાં સાહેબને નવાબે નોકરીમાં રાખી લીધા. આ સમયમાં જુનાગઢમાં ફિરસ્તેવાલે હૈદરબક્ષ સારંગિયા, હદુખાંના માનેલા દીકરા બન્નેખાં (પંજાબી), અલિયાફતુખાંના ભાણેજ મિયાંજાન, નાસરખાં પખવાજી વગેરે પ્રસિદ્ધ ગાયકવાદકો ત્યાં હતા. પખવાજ જેવું કડક વાદ્ય પણ નાસરખાં એટલું સુરીલું અને નાજૂક વગાડતા કે તે સાંભળનારને તંદ્રા લાગી તેને ઊંઘ જ આવે, એમ ખાં સાહેબ કહેતા. આ વખતે ગામમાં મિયાંજાનનું ગાયન થયું હતું અને તે સાંભળવા માટેનુ નિમંત્રણ ખાં સાહેબને આવ્યું હતું. એટલે ખાં સાહેબ પોતાની બે શિષ્યા સુના અને નૂરજહાંને સાથે લઈ ગાયન સાંભળવા ગયા.

મિયાંજાનખાં ઉત્તમ ગાતા અને તેઓએ તે વખતે મુલતાની રાગ બહુ સારો ગાયો, પણ સાંભળનારાઓમાં ગવૈયાઓ છે એમ જોઈ તેમણે એક લાંબી તાન લીધી અને તેની ટૂટીફૂટી 'સારીગમ' (નોટેશન) કરી ખાં સાહેબ સામે સાભિમાન દૃષ્ટિપાત કર્યો. બીજે જ દહાડે પોતાની શિષ્યાઓનું ગાયન સાંભળવા માટે ખાં સાહેબે મિયાંજાનને બોલાવ્યા અને મુલતાની રાગ જ ગવરાવ્યો, જે વખતે એક શિષ્યા તાન લે ત્યારપછી તરત જ બીજી બહેન તે જ તાનની સારીગમ કરી બતાવે. ગાયન બંધ થયા પછી ખાં સાહેબે મિયાંજાનને કહ્યું: "સરગમ ઐસિકો કહતે હૈં. નહીં તો કિતને એક ગદ્ધે ટૂટીફૂટી સરગમ કરતે હૈં!" મિયાંજાને પૂછ્યું: "ઐસે ગદ્ધે કૌન હૈં?" ખાં સાહેબે ન ગભરાતાં જવાબ વાળ્યો: "તુમહિ!" ખાં સાહેબની પરંપરામાં નોટેશન પહેલેથી ચાલતું આવેલું. બીજા ઘણાખરા ગવૈયાઓને સારીગમનું જ્ઞાન તે વખતે ન હતું અને હજી નથી હોતું એટલે તે શું ગાય છે તે પોતે સમજતા નહિ. અને રાગનિયમો પણ સમજી શકતા નહિ. જેમ બચ્ચાંઓ પોતાની માતૃભાષા સાંભળી સાંભળીને શીખે છે, તેમ જ ગવૈયાઓ બાપનું કે ગુરુનું ગાયન સાંભળી સાંભળીને ગવૈયાઓ થતા. તેમજ પહેલાંના ગાયકો ગુણગ્રાહી હતા. પોતાની ખામી કોઈ બતાવે યા તો બીજા પાસેથી કંઈ શીખવાનો પ્રસંગ આવે તો તે ગુસ્સે થતા નહિ. પોતાનાથી બીજો સારો હોય, તો તેમ બેશક કબૂલ રાખતા.

વઢવાણના દરબારમાં ખાં સાહેબનો બન્નૂખાં સાથે સામનો (હરીફાઈ) થયો. બન્નૂખાં હદ્દુખાંનું ગાયન સારું ગાતા. આ બેયનું ગાયન સાંભળી ઠાકોરસાહેબે કહ્યું: "મેં જેટલા ગવૈયાઓને સાંભળ્યા છે તેમાં આ બે નાના ગવૈયાઓ ઉત્તમ છે."

૪

## વડોદરાની નોકરી

કાઠિયાવાડમાં એકાદ વર્ષ રહ્યા પછી ખાં સાહેબ ગુજરાતના પર્યટનાર્થે વડોદરા આવી ત્યાંની એક ગાયિકાને ઘેર ઊતર્યા. ગાયકવાડ મહારાજના વૃદ્ધ એ. ડી. સી. તાજુમિયાં તે ગાયિકાને ત્યાં ગાયન સાંભળવા આવ્યા. જ્યારે ખાં સાહેબનું 'મહેનત'નું ગાયન એટલે અભ્યાસ ચાલતો હતો, તે તેમના કાને પડ્યો. દરબારમાં ગાઈ ગયેલા સેંકડો ઉત્તમ ગવૈયાઓ તાજુમિયાંએ સાંભળ્યા હતા; પણ આ જુવાન ગવૈયાના ગાયનની કંઈ જુદી જ મોહની તેમના મન ઉપર થઈ. અને ત્યાં જ પૂછપરછ કરી. વડોદરા સરકારની નોકરીમાં રહેવા માટે ખાં સાહેબને પૂછ્યું. તેમણે હા પાડી. વડોદરામાં પહેલું ગાયન સયાજીરાવે જ સાંભળ્યું અને તરત જ નોકરીમાં રાખ્યા. 'પગાર શું લેશો?' આ પ્રશ્નનો ખાં સાહેબે જવાબ આપ્યો: "કુછ ભી દેવ, એક પૈસાભી દેવ; હમકો તો ખાના ઔર મહેનત કરના!" પૈસાની કિંમત ખાં સાહેબને છેલ્લે સુધી સમજાઈ જ નહોતી. ભાઈ અબ્દુલ હક્ક અને તેઓ બન્ને નવરાશને વખતે પતંગ ઉડાડી રમતા. રોજ સવારે કુસ્તી લડતા. ખાં સાહેબની કીર્તિ ફેલાઈ હતી અને સયાજીરાવ મહારાજ ગુણગ્રાહી હતા એટલે ખાં સાહેબને પ્રયાસ વગર નોકરી મળી ગઈ; નહિ તો દરબારનાં દર્શન થવા માટે ય કેટલી લાગવગ લગાડવી પડે! ઘણા ય ને આ ગમ્યું નહિ. ખાં સાહેબ દરબારની ખાસ નોકરીમાં હતા, છતાં વડોદરા કલાવંત ખાતાના પ્રમુખ ખાં સાહેબ મૌલાબક્ષે તેમની ઉપર પોતાની હકુમત ચલાવવાનો પ્રયત્ન કરી જોયો, જેને ખાં સાહેબે તોડી પાડ્યો હતો. મૌલાબક્ષખાં તેમના એક કટ્ટર અને પ્રમુખ વિરોધી હતા,

આ વખતે ( સં. ૧૮૯૩ ) ખાં સાહેબની ઉમર અઢાર વીસ વરસની હતી. નોકરીમાં રહી ૭ મહિના માંડ થયા એટલામાં તે વખતના એક મહાન અને ઉત્તમ વૃદ્ધ ગાયક અલિયાખાં ( પતિયાળા ) સાથે સામનો કરવાનો પ્રસંગ તેમને આવ્યો. અલિયાફત્તુ બંધુ જૂના જમાનાના ઉત્તમ ગાયકો ગણાતા અને તેઓ પોતાની જુવાનીમાં જ હદુહસ્સુખાં સાથે સામનો કરવાં નીકળી પડયા હતા. પૂનાના પં. જોશી લખે છે કે, " એઓની જોડના ગાયક રત્નો હિંદુસ્તાનમાં થોડાક જ થયા છે. આ ગવૈયાઓ જયપુર ઘરાનાના પ્રતિનિધિ મનાય છે. " ( ' સં. ક. ઇતિહાસ ' પૃ. ૮૧ ) મહારાષ્ટ્રમાં અજ્ઞાનથી ગાયનના બે ઘરાના જ ગણવામાં આવે છેઃ જયપુર અને ગ્વાલિયર. જયપુરના સવાઈ રામસિંગ મહારાજની ગાયિકા ' ગોખીબાઈ ' કરીને ઉત્તમ ગાઈ શકતી. તેણે પોતાના સારંગિયા ' કાલૂ 'ના આ બે દીકરાઓને ગાયન શીખવી તૈયાર કર્યા. એમ છતાં તેઓના ઉત્કૃષ્ટ ગાયનનૈપુણ્યને લીધે તેઓને ' ઘરાનેદાર ' ગાયક ગણવા રા. જોશી તૈયાર થયા એ સામંજસ્યનું લક્ષણ ગણાય. ગાયિકા પાસે ભણી ગવૈયા થયા આથી એમને બીજા ગવૈયાઓ હલકા ગણશે એમ ધારી ગોખીબાઈએ છોકરાઓને બહિરામખાંને પગે લગાડયા અને તેમનો ' ગંડો ' બંધાવ્યો એટલે શિષ્યત્વ અપાવ્યું. બહિરામખાં સર્વમાન્ય ગાયનશાસ્ત્રજ્ઞ ગણાતા, આ વાત કહી ચૂકયો છું. પણ એમ કહેવાતું કે તે વખતે તાનરસખાં કરીને આગ્રેવાલા ઘરાનાના એક ઉત્તમ ગવૈયા થઈ ગયા, તેમનું ગાયન અલિયાફત્તુ ગાતા. તેમનાથી મોટા મોટા ગવૈયાઓ ડરતા. ખાં સાહેબ કહેતા કે, " જબ અલિયાફત્તુ ગાતે થે, તબ બડે બડે ગવય્યે ચુપ્પે કે જૈસે મુંહ કરકે બૈઠાં રહતે થે ! " તેઓશ્રી વડોદરા ઉપર પતિયાળાની ચિઠ્ઠી લઈ આવ્યા હતા, જેને અંગે દરબારમાં તેમનાં ત્રણ ગાયનો થયાં. પણ તેમના નામ પ્રમાણે રંગ જામ્યો નહિ. છેલ્લા ગાયન પછી સયાજીરાવે દીવાનને પૂછયુંઃ " આપણા દરબારી ગવૈયાઓમાંથી હવે કોઈ ગાઈ શકશે કે નહિ ? " પણ, અલિયાખાં આગળ કોઈ ગાયક ગાવાનું સાહસ કરવા ન આવ્યો અને ચીડાઈ ગયેલા અલિયાખાં ક્રોધથી બબડયાઃ " જેઓએ મારી નિંદા કરી છે, તેઓને નીચું માથું, ઉપર પગ કરી પછી જ અહીંથી હું જવાનો છું. તો જ મારું નામ અલિયા ! " આ મગરૂરીની ભાષા સાંભળી ખાં સાહેબથી રહેવાયું નહિ અને તેઓએ જવાબ વાળ્યોઃ " તમારાં ત્રણે ય ગાયનો સાંભળ્યાં, પણ તેથી એવું કશું લાગ્યું નહિ ! " અલિયાખાં તેમની ઉત્તમ તૈયારીની વસંત રાગની ચીજ છેલ્લે ગાઈ ગયા હતા, તે જ ચીજ તે જ એકકમાં ખાં સાહેબે તાજુમિયાંના કહેવાથી શરૂઆતમાં અલિયાખાંની પદ્ધતિથી આબેહૂબ અને પછી પોતાની નિતાંતમધુર પદ્ધતિથી ગાઈ બતાવી અલિયાખાંને પરાજિત કર્યા. ગાયન પૂરું થયા પછી સયાજીરાવે થોડુંક ભાષણ કરી સાચી ગાયનકલા કોને કહેવાય અને ગળાની કસરત કોને કહેવાય આ બાબતનું વિવરણ કરી ખાંસાહેબના ગાયનની સ્તુતિ કરી. એકબે દહાડા પછી ગામમાં ગુલામ મહંમદખાં ગવૈયાને ઘેર અલિયાખાંનું ' દાવત 'નું ગાયન હતું. ખાંસાહેબને નિમંત્રણ હતું નહિ છતાં સરકારી નોકરી પેટમાં દુખવાના બહાને ચૂકવી તેઓ ગુલામ મહંમદને ઘેર ગયા અને બહાર ઊભા રહી અર્ધા કલાક સુધી અલિયાનું ગાયન સાંભળી રહ્યા. તેઓ અંદર ગયા એટલે અલિયાખાંએ ગાયન બંધ કર્યું. " ગાયન ઉત્તમ થતું હતું, માટે હજી ગાઓ " એમ ખાં સાહેબે અલિયાખાંને આગ્રહ કર્યો, પણ જમવાનું ઠંડું થાય છે, એમ બહાનું કાઢી અલિયાખાંએ મહેફિલ બંધ કરી. અને જમ્યા પછી ' ઉતારા ઉપર સામાન ઉઘાડો પડયો છે ' એમ કહી તેઓ ચાલી નીકળ્યા. એટલે " આ બડા ગવૈયા તો ભલે ગયા, પણ અમારા ગામના છોટા ગવૈયાનું ગાયન તો

અમને સાંભળવા દો!" એમ ભેગા થયેલા ગાયકનાયકોએ આગ્રહ કર્યો, જેથી ખાં સાહેબને ગાવું પડયું. તેમાં તેઓએ પહેલા અર્ધા કલાક સુધી અલિયાખાંની નકલ કરી; એટલે અલિયાખાંના પક્ષના મૌલાબક્ષવાળા લોકો ચિડાયા અને મૌલાબક્ષના જમાઈ રહિમતખાં (પંજાબી) બોલી ઊઠયા: "આપ આજ દૂસરાદિ ગાના ગા રહે હો!" ખાં સાહેબે પૂછયું: "ક્યોં, મૈં ઈસ વખત બેસુરા ગા રહા હૂં, યા બેતાલા ગા રહા હૂં, યા તોતડા ગા રહા હૂં ક્યા?" "નહીંજી! ફિર આપ અલિયાખાંકી નકલ કર રહે હો." "ક્યોં, મૈં અલિયાખાં કે જૈસા ગા રહા હૂં?" "જી હાં! મૈં કસમ ખાકે કેહતા હૂં, કે ઇસ વખત જૈસા અલિયાદિ ગા રહા હૈ, માલૂમ હોતા હૈ!" ખાં સાહેબે કહ્યું: "હું અલિયાખાં સાહેબનું ગાયન શી રીતે ગાઈ શકું? તેઓ તો ઉમરમાં અને જ્ઞાનમાં મોટા ગાયક છે અને હું સાવ બાળક છું. મેં તેમની નકલ કરી એમ જો તમારું કહેવું હોય, તો ઊલટું મારા ગાયનની નકલ તેઓ કરે, એમ હું તેમને આહ્વાન આપું છું!" આથી પ્રતિપક્ષી નિરુત્તર થયા. અને બીજા ગાયકવાદકોને એટલો હર્ષ થયો કે તે લોકોએ એક મલ્લનાં ખભાં ઉપર ખાં સાહેબને બેસાડી ગામમાં તેમનું સરઘસ કાઢયું અને "અરે અલિયાકો મારો, અલિયાકો મારો" એવા પોકાર કરતા ફર્યા!

અલિયાનું ત્રીજું 'દાવત'નું ગાયન ફૈજમહંમદખાંના ઘેર થયું. ફૈજમહંમદખાં એક સારા માંહ્યલા ગવૈયા હતા. તેઓ કૈ. ભાસ્કર બુવા બખલેના ગુરુ ખાં સાહેબને તેમનો બહુ પ્રેમ હતો. આ આવશે નહિ એમ ધારી પરોઢિયે વહેલા લાકડી ટેકવી ટેકવી ફૈજમહંમદખાં જાતે 'દાવત'નું નોતરું આપવા આવ્યા. "મિયાં, ઘરકી મેહ્ફિલ કાયકો બિગાડના?" એવો જવાબ આપી ખાં સાહેબે આવવાની ના પાડેલી, પણ ફૈજમહંમદના પ્રેમાળ આગ્રહને વશ થઈ તેઓ હાજર થયા. તે દહાડે અલિયાખાંનું ગાયન બહુ જ ઉત્તમ થયું એમ ખાં સાહેબ કહેતા. આ વખતે અલિયાખાંએ "जा जा रे पथिकवा" આ ગુજરી તોડીની ચીજ ગાઈ. તાનદારીના ગાયનમાં સ્વરોની સૂક્ષ્મ જગ્યાઓ રહી શકતી નથી (ફક્ત ગમકતાનમાં તે રહી શકે છે.) એટલું જ નહિ પણ અકુશલ ગાનારની તાનોમાં વર્જ્ય સ્વર પણ કેટલીક વાર લાગી જાય છે. તે પ્રમાણે અલિયાખાંની ગુજરીમાં તાનોમાં વર્જ્ય એવો પંચમ સ્વર કેટલીક વાર લાગેલો. આજે પણ કેટલાક ગનારાઓ આ ચીજ થોડોક પંચમ લગાડી ગાય છે. અને આવા ગાનાર પાસેથી આ ચીજ મેળવી બહુધા રા. ભાતખંડેએ તે તોડીના નામે છપાવી છે એમ લાગે છે. જેમાં પણ પંચમ અલ્પ છે. અલિયાખાંના ગાયન વખતે કેટલાક અનુભવી વૃદ્ધ ગવૈયાઓ હાજર હતા. તેઓએ આ પંચમ માટે તેમને પકડી પાડયા. એક અમરોહીવાળા વૃદ્ધ ગાયક હતા તેમણે કહ્યું: "બેટા અલિયા, તું તો બહિરામખાં, મુબારક-અલી ઔર તાનરસખાં ઐસે ઐસે નામચીન ગવય્યોંકો સુનકર ગવય્યા બના ઔર તુઝેકો યહ પંચમકી ભી ખબર અબતક નહીં પડી?" આ વખતે ખાં સાહેબને વિવાદમાં પડતાં, ફૈજમહંમદખાંએ પ્રેમથી સમજાવી અટકાવ્યા. પછી, અલિયાખાંના આહ્વાનથી ખાં સાહેબે સાચી ગુજરી ગાઈ બતાવી લોકોની વાહવાહ મેળવી. આ પ્રસંગ બન્યા પછી અલિયાખાં તરત જ વડોદરા છોડી ગયા.

અલિયાખાં એક ઉત્તમ ગાયક હતા, એમ ઉપર કહ્યું જ છે. શાસ્ત્રોક્ત ગાયનના ત્રણ પ્રકારો છે: (૧) રાગાલાપ સાથે વિલંબિત ('विलंपत') કહી રાગજનક સૂક્ષ્મ સ્વરો લગાડી

રસોત્કર્ષ કરવો. આમાં ગમકતાન વધારે આવે અને પતલીતાન થોડી આવે. આમાં ચીજના શબ્દોને મહત્ત્વ નથી હોતું. ખાં સાહેબ આ પ્રકારે ગાતા. આ પદ્ધતિ કરુણરસ મુખ્યતઃ ઉત્પન્ન કરે છે. (૨) આલાપ ઢંગની તાન અને પતલી તાન મુખ્ય હોય. તાલના લયમાં ચીજના શબ્દો જુદી જુદી રીતે ગોઠવી જોસથી બોલવા, જેને 'બોલતાન' કહે છે, તે પ્રકાર આમાં કરાય છે. તાન સુરેલી વર્જ્યવર્જ્ય નિયમયુક્ત અને વ્યવસ્થિત હોય છે. આવા પ્રકારના ગાયનથી ચમત્કૃતિ અને હર્ષ ઉત્પન્ન થાય છે. તાનરસખાં, હદુખાં, અલિયાખાં, રહિમતખાં વગેરે ગાયકો આ પ્રકારે ગાતા. પહેલા પ્રકારથી આ પ્રકાર ઊતરતા દરજ્જાનો છે, કેમ કે આથી રસોત્કર્ષનું પરિણામ આવતું નથી. (૩) ત્રીજો પ્રકાર તાનબાજી અને તાલબાજીના ગાયનનો. આમાં તાલની અને તાનની કસરત હોય છે, રાગ નિયમો અને રસોત્કર્ષની એમાં વારંવાર કતલ થાય છે; ચીજોના શબ્દો પીંખી પીંખી આડાંઅવળા મરડી કચરી નાંખી ધૂમ મચાવાય છે, તાન બસૂરી હોય છે અને તેની ચકરડી ભમરડીમાં માથાનો દુખાવો ઉત્પન્ન થાય છે. હીન પ્રકારનું આ ગાયન છે અને સામાન્ય ગાયકો આમાં પડયા હોય છે, જે હાલમાં મોટા પ્રમાણમાં ઉત્પન્ન થાય છે. આ ગાયન કરતાં ગરબા, લાવણી, ભજન કે કવાલી પણ સારી, એમાં શંકા નથી. વધારે ચાલુ પ્રકાર ત્રીજા નંબરના ગાયનનો હોવાથી ઉસ્તાદી ગાયનથી સામાન્ય શ્રોતા ડરતા હોય છે. ગ્વાલિયામાં અલાપી ગાયન ગાવાવાળા ઓછા જ હતા. હદ્દુખાં, તાનરસખાં અને અલિયાખાં આ બધા બીજા નંબરનું તાનદારીનું ગાયન ગાવાવાળા ઉત્તમ ગાયકો થઈ ગયા. અલિયાખાંની તાનો રાગપ્રતિપાદક, રાગપરિપોષક, સુંદર, મધુર અને દાણાદાર હતી. અનેક મનોહર રંગવાળા અત્તરનો જાણે ફુવારો ઊડે છે, એમ તેમનું ગાયન સાંભળનારને લાગ્યા કરતું અને હર્ષ થતો. ખાં સાહેબે તેમની નકલ કરી યા તેમની 'ઉપર' ગાયું, તો પણ તેમને અલિયાખાંના ગાયન માટે ખૂબ આદર હતો. તે કહેતા કે હદ્દુખાંના પુત્ર રહિમતખાં ઉપરાન્ત એવો બીજો ગાયક થયો નથી.

અહીંઆ બીજી એકબે બાબતનો ખુલાસો કરવો જોઈએ. 'સામના'નું ગાયન તેમજ 'દાવત'નું ગાયન આ ગાયનના હરીફાઈના પ્રકારો મુસલમાન ગાયકોમાં જ માત્ર થતા. તે વખતે મતભેદ થાય, તો બંને પક્ષ એટલા ગરમ થતા કે જોનારને એમ જ લાગે કે આ હવે એકમેકનાં મોઢાં ફરીથી જોશે નહિ. પણ ગાયનનો પ્રસંગ ખલાસ થયા પછી તે જ ગવૈયાઓ એકમેક સાથે અદબથી અને પ્રેમથી વર્તતા. તેઓની લડાઈ તત્ત્વ માટે હતી; એટલે મુસલમાન ગવૈયાઓ એટલે કજિયાખોર એવો પ્રચાર જે કેટલાક પંડિતોએ કરેલો છે, તે માત્ર તેમને ઉતારી પાડવા માટે જ કરેલો છે, એમ ઘણા અનુભવના આધારે હું કહી શકું છું.

પહેલાંના રાજામહારાજા અને રસિક ધનવાનો સારા સારા ગવૈયાઓના 'સામના' એટલે હરીફાઈનું ગાયન કરતા. ઉપરાન્ત બહારગામના સારા ગવૈયા એકાદ શહેરમાં જતા ત્યારે ત્યાંના બધા ગાયકવાદક ભેગા થતા અને તેમની સારી બરદાસ્ત કરી તેનું ગાયન સાંભળતા અને પોતાનું તેમને સંભળાવતા. આને 'દાવત'નું ગાયન કહેતા. આ બન્ને પ્રસંગોથી પદ્ધતિની લેવડદેવડ થતી, ચર્ચા થતી, સાચાખોટાનો નિવેડો થતો, હરીફાઈથી વધારે તૈયારી થવામાં ઉત્તેજન મળતું અને ગાનારાઓની લાયકાત નક્કી કરવાને સાધન થતું. આ બન્ને રૂઢી આજે લગભગ નષ્ટ થઈ છે. હમણાં દરેક ગવૈયાને બીજા ગવૈયાની બીક લાગે છે. તેથી જરાક ગળું ફરવા લાગે એટલે ચાર ભગત મંડળી ભજનમાં લગાડવી, મોટા ઘરાનાનું નામ

લેવું, ઘેર બેઠાં પોતે બધા ગવૈયાઓને જીત્યા એવો પોકાર કરવો, અને બહુ બહુ તો પોતાના એકાદ માણસ પાસેથી છાપામાં પોતાનું નામ અને ફોટા આવે એવી ગોઠવણ કરવી, આના ઉપર જ ગાનારાની મોટાઈની કસોટી આવી પહોંચી છે. તેથી કોઈ પોતાનું ગળું સાડાત્રણ સપ્તક દોડે છે એવી ખોટી બડાઈ ઉપર જ ગાયક કહેવરાવવાની હામ ભીડે છે, ત્યારે કોઈ ફિનખાબી સેરવાની ઝૂલ્ફ અને સુરમા ઉપર; તો કોઈ મૂછોની કુદરતી વૃદ્ધિ ઉપર પોતાનું ગાયનસમ્રાટ નામ પ્રસિદ્ધ કરવા પોતાના ભક્તગણને પ્રેરણા આપે છે. એવા દંભ આજે ચાલુ છે. વળી ગ્રામોફોન, રેડિયો અને સિનેમામાંથી 'સ્ટાર' ગાયકનો નવો જ ગ્રહ પેદા થયો છે. આવા આવા બધા ગાયકો વખતોવખત એકબીજાની જોડમાં ગાશે, તો દરેકનું શ્રેષ્ઠકનિષ્ઠત્વ સિદ્ધ થઈ યોગ્ય માન દરેકને મળશે.

ખાં સાહેબ અબદુલ કરીમખાંએ પોતે તે વખતના બધા ઉત્તમ ગાયકોની જોડે ગાયું છે. હરીફાઈની બુદ્ધિથી તેઓ કદી ગાતા નહિ અને તેવા પ્રસંગે હરીફની નિંદા પણ સહન કરી સ્વસ્થ બેસી રહેવાનું ચાહતા. પણ વિરોધી પક્ષની કાર્યવાહીથી તેમને સામનામાં ઊતરવું પડતું અને તેથી ઊલટું તેમનો યશ ઉજ્જવલ થવામાં મદદ મળતી!

બીજું, બીજા સારા ગવૈયાની નકલ કરી ખાં સાહેબ તેઓને ઉતારી પાડવાના પ્રયત્ન કરતા એવી ગેરસમજણ કેટલાક લોકોની થઈ છે. તેઓ ગવૈયાના ગાયનની જ નકલ કરતા એમ નહિ પણ નાટકી અને ઠુંબરી ગાયનની પણ નકલ કરતા. અને પછી તે તે ચીજ, પદ; યા ઠુંબરી વાસ્તવિક કેવી રીતે ગાવી જોઈએ તેનું વિવરણ કરી તેની પોતાની પદ્ધતિએ ગાઈ બતાવતા. સાચું ગાયન સમજવાવાળા શ્રોતાઓ તૈયાર કરવા એ જ આમાં તેમનો સદ્‌હેતુ હતો, નકલ કરી હસાવવાનો નહિ.

વડોદરાની નોકરીમાં હતા, તે દરમિયાન સયાજીરાવ મહારાજ પ્રવાસે નીકળતા ત્યારે ખાં સાહેબને સાથે લઈ જતા. અને શિકારમાંય સાથે લેતા. સિંહનો શિકાર કરવા માટે કોડીનાર અને વેરાવળ પાટણમાં ગીરના જંગલમાં સયાજીરાવ ખાં સાહેબને સાથે લઈ ગયેલા. આ જમાનામાં થયેલો શિકારનો શોખ અને અભ્યાસ ખાં.સાહેબને આખર સુધી રહ્યો. મોટા શિકારી કૂતરા રાખવા અને વાઘ, હરણ વગેરેનો શિકાર કરવો, આ તેમનો નવરાશનો કાર્યક્રમ મિરજના મુકામમાં જાણે ઠરાવેલો હતો. તેઓ ગુજરી ગયા તે વર્ષે પણ તેઓએ એક વાઘને બંદૂકથી માર્યો હતો. મહારાજના મુકામમાં સાથે ગુલાબભાઈ સારંગિયા અને રંગોબા તબલચી રહેતા. એક વખતે આ મંડળી સાથે ખાં સાહેબ ગિરનાર પર્વત ઉપરનું પવિત્ર મંદિર જોવા ગયેલા. ત્યારે ત્યાંનું સનાતની વાતાવરણ જોઈ પોતે મુસલમાન એટલે ગભરાવા મંડ્યા. સાંજના વખતે મંદિર પાસે ધૂણિ ધખાવી ધ્યાનસ્થ બેઠેલા એક બાવા પાસે આ ત્રણે ય જણ ગયા અને નમસ્કાર કરી પાસે બેઠા. તેમનામાંનો એક જણ મુસલમાન ગવૈયો છે એમ તેઓએ તે બાવાને બીતાં બીતાં કહ્યું, જેથી બાવાએ ખાં સાહેબને પોતાની તંબૂરી આપી ગાવાનું કહ્યું. ખાં સાહેબ 'જેવો સમો' સંભારી બેત્રણ ગરબાઓ અને ભજન રાગદારીથી બોલ્યા અને બાવાને ખુશ કર્યા. પછી આ ભક્તગણને ભૂખ લાગી છે, એમ જાણી બાવાએ એક મોટા પથ્થરને ખસેડી અંદરથી સ્વાદિષ્ઠ તાજી મેવામીઠાઈ કાઢી પ્રસાદી તરીકે આપી, એમ ખાં સાહેબ કહેતા હતા.

વડોદરામાં આ વખતે પહેલી મહારાષ્ટ્રીય નાટક કંપની 'કિર્લોસ્કર મંડળી' આવી

હતી. તેમાંના નટગાયક ભાઉરાવ કોલ્હટકરનો તેમને પરિચય અને સ્નેહ થયો અને તેમનાં આગ્રહથી ખાં સાહેબે 'સૌભદ્ર' નાટક પોતાની જિંદગીમાં પહેલવહેલું જોયું.

ખાં સાહેબનો સ્વભાવ મોઢા ઉપર કહી દેવાનો, અને તેમને વડોદરામાં પ્રજામાં અને રાજ્યમાં સારો માનમરતબો મળેલો જેથી બીજા સમવ્યવસાયીઓનું મહત્વ ઓછું થયેલું. તેને લઇને તેમને ગુપ્ત અને ઉઘાડા શત્રુ ઘણા થયા. એ જ વડોદરામાં ખાં સાહેબ આવતાં પહેલાં થોડાંક જ વર્ષો ઉપર હદ્દુખાંના પુત્ર મહંમદખાં આવેલા અને ગાવામાં મૌલાબક્ષખાંને જીતી તેમનો તંબૂર ઝૂંટવી લીધેલો, તેથી મહંમદખાંને રાતોરાત વડોદરા છોડી જીવ બચાવવા માટે નાસી જવું પડેલું. ત્યાંના વિરોધી કાવતરાંખોરોએ ખાં સાહેબને અનેક રીતે સતાવવાનું શરૂ કર્યું. તેમને હુક્કામાંથી વિષપ્રયોગ પણ થયો અને 'મૂઠ નાખવાનો' જાદૂનો જીવલેણ પ્રયોગ તે વખતે કાઠિયાવાડ ગુજરાતમાં જારી હતો તે પણ તેમની ઉપર કરવામાં આવ્યો. ખાં સાહેબ તંબૂર લઈને મેડી ઉપર ગાતા હતા એટલામાં દૂરથી હવામાં 'ઘર્રર' એવો અવાજ સંભળાયો અને નીચે એક દરજી રહેતો, તે " ખાં સાહેબ, બચો, બચો!" એવી બૂમ મારતો ઉપર દોડી આવ્યો. તે જ વખતે ખાં સાહેબના હાથમાંના તંબૂરના ટુકડેટુકડા થઈ જઈ તેઓ બચી ગયા. તેમનો જાન બચાવનાર આ દરજીભાઇનો અને તેમનો ત્યારપછી ઘણો સ્નેહ થયો અને તે માણસ તેમને ઘણો ઉપયોગી થઈ પડેલો. 'મૂઠ નાખવાનો' પ્રયોગ આપણે સાચો યા ખોટો માનીએ, તોય ઉપર કહેલી બીના સાચી જ બની હતી!

આટલું થયા પછી પણ ખાં સાહેબ વડોદરા છોડત નહિ. કેમકે તેઓ નિર્ભય અને શૂરા હતા. પણ તેટલામાં એક બીજી વાત બની. ખાં સાહેબ વડોદરામાં પહેલા જે ગાયિકાને ઘેર ઊતર્યા હતા, તેની દીકરી તેમની પાસે ભણતી. ત્યારપછી તે ગાયિકા ગુજરી ગયેલી અને પાછળ રહેલી આ એકલવાઈ દીકરીને એસ્ટેટની બાબતમાં તેનાં સગાંસંબંધીઓ ત્રાસ દેવા મંડ્યાં, અને જીવ પણ જોખમમાં છે એમ લાગ્યું. એટલે તેણે વડોદરા છોડી દેવાનો વિચાર કર્યો. ખાં સાહેબ અને તેમના ભાઈ વડોદરેથી નીકળ્યા ત્યારે સાથે જ આ શિષ્યા પણ નીકળી પડી. પછી કેટલાંક વરસ સુધી એ તેમની પાસે રહીને ભણતી અને ગાવામાં ખાં સાહેબની પાછળ તંબૂર લઈ બેસી સાથ પણ કરતી. તે બહુ બુદ્ધિમાન અને કરારી હતી જેથી તેમને વધારે પ્રિય બની. ખાં સાહેબના હુક્કાથી માંડીને તેમના ચાલિસપચાસ મફત વિદ્યાર્થીઓ સુધીની બધી વ્યવસ્થા તે જ ચલાવતી. ખાં સાહેબનો સ્વભાવ આકરો અને સનાતની શિસ્તવાળો હતો, તેમાં આ બાઈ 'આગમાં ઘી હોમતી' અને પરિણામે કેટલાંક ગરીબ બિચારાં શિષ્યશિષ્યાઓને જતાં રહેવું પડેલું એ ખેદજનક બીના છે. છતાં આ બાઈ હતી ત્યાં સુધી ખાં સાહેબનું કાર્ય વ્યવસ્થિત રીતે ચાલતું અને તેમના આરોગ્ય વગેરેની કાળજી લેવાતી, એ વાત કબૂલ કરવી જોઇએ.

## ૫

## મહારાષ્ટ્રમાં પર્યટન

વડોદરાથી નીકળી ખાં સાહેબ મુંબઈ આવ્યા. મુંબઈમાં તે વખતે રા. પુરુષોત્તમરાવ તેલંગ ગવૈયાઓના એક કદરદાન અને મદદગાર સજ્જન હતા. રા. મંગેશરાવ તેલંગ તે એમના સગા ભાઈ, જે અલીહુસેનખાં પાસે સિતાર શીખેલા અને હાલમાં બીનકાર તરીકે પ્રસિદ્ધ છે. તે અરસામાં મુંબઈમાં છજ્જૂખાં નઝીરખાં અને ખાદીમ હુસેનખાં કરીને 'ભેંડી

બઝારવાળા' કહેવાતા મારામારીવાળા ગવૈયાઓ હતા અને તેઓ બીજા ગવૈયાનું ચાલવા દેતા નહિ. ઉપરાંત ગાયનકલામાં હજીયે ઓછું સમજે છે તે પારસી અને ગુજરાતીઓ તે વખતે ગાયનના આશ્રયદાતા હતા. રા. તેલંગ ગામમાંના ધનિકોને ભેગા કરી ગવૈયાનું ગાયન કરાવતા અને તેને પૈસા અપાવતા. તેમની ઉપર ઓળખાણ લઈ ખાં સાહેબ તેમને ઘેર ગયા. તે જ વખતે ત્યાં કે. રા. ભાસ્કર બુવા બખલેનું ગાયન ચાલતું હતું. ફૈજમહંમદ પાસે રા. બખલે સારી રીતે તૈયાર થઇ ભરજુવાનીમાં મહારાષ્ટ્રમાં પહેલા સારા મહારાષ્ટ્રીય ગવૈયા તરીકે આવેલા એટલે તેમનું જ્યાંત્યાં બહુ કૌતુક થતું. ખાં સાહેબ સલામ કરી બાજુમાં બેઠા. ગાયનને અંતે તેઓ દરબારીની ચીજ બોલ્યા. ગાયનથી બહુ જ ખુશ થઈ રા. તેલંગે બખલેને કહ્યુંઃ "વાહ, ભાસ્કરરાવ! તમે આજે બિલકુલ ખાં સાહેબી ગાયન ગાયા, તમને હવે પાયજામો પહેરાવવો જોઇએ!" એટલે ખાં સાહેબ બોલ્યાઃ "વાહ જી! આપકા 'અડાના' તો બહુત અચ્છા હુવા!" દરબારી રાગના સૂક્ષ્મ સ્વરો અને વિલંબિત આલાપ એ બે અંગોનો અભાવ થાય એટલે 'અડાના' રાગ થઈ જાય છે, તે બતાવવાનો ખાં સાહેબનો ઉદ્દેશ હતો. એટલે રા. તેલંગે પૂછ્યું: "આપ કૌન હો?" "હમ્ અત્તરવાલે હૈં જી." "કુછ ગાનેમેં સમજતે હૈં?" "હાંજી, થોડા થોડા સમજતે હૈં!" "ગાતેભી હો ક્યા?" આવો પ્રશ્ન રા. તેલંગે માત્ર મશ્કરીમાં જ પૂછ્યો હતો. જેના જવાબમાં "હાં, યહ મેરા છોટાભાઈ થોડા ગાતા હૈ" એમ ખાં સાહેબે કહ્યું. એટલે "જરા ગા કે બતાઓ તો સહી" એવું રા. તેલંગે રમૂજમાં કહ્યું. એટલે ખાં સાહેબે પોતાના ભાઇને કહ્યું: "ભૈય્યા, આપકે ઘરાનેકી દરબારી સુનાઓ." અબ્દુલ લતીફે તંબૂર લઈ દરબારીના મર્મભેદી આલાપ કરવા શરૂઆત કરી. પાંચદશ સ્વરો મોઢામાંથી બહાર નીકળ્યા, એટલે તજ્જ્ઞ શ્રોતાઓ સમજ્યા કે આમાં કંઇક ભેદ છે, આ અત્તરવાળાઓ નથી પણ કોઇ અલૌકિક ગાયકો છે. રા. તેલંગે આદર અને આશ્ચર્ય વચ્ચે સવાલ કર્યોઃ "આપ કહાંસે આયે જી?" "બડોદે સે." "બડોદેમેં અબ્દુલ કરીમખાં ગવૈયા બડે નામચીન હૈં, ઉનમેંસે તો કોઇ નહીં?" "હાં જી, વો હી મૈં ખુદ હૂં!" આથી મંડળીને ખૂબ ગંમત પડી! રા. તેલંગે તેમનું ગાયન ગામમાં થાય તે માટે ખટપટ કરી પણ ફાવ્યા નહિ. આંટા મારી ખાં સાહેબ થાક્યા અને પાસેની ખર્ચી ખૂટી ગઇ. મુંબઇમાં તે વખતે પં. ભાતખંડેની 'ગાયનોત્તેજક મંડળ' કરીને કલબ હતી, તેમાં ગવૈયાઓનું ગાયન થઈ બિદાગી મળતી. પણ કલબની કમિટી હતી જેમાં રા. ભાતખંડે પ્રમુખ હતા. તે કમિટીને ગાયનનો નમૂનો સંભળાવવો પડતો અને પછી ગાયનની કિંમત નક્કી થઈ સોદો કબૂલ થાય તો ગાયન થતું. રા. તેલંગ ભાતખંડેને મળ્યા અને ખાં સાહેબને આ યોજના તેમણે જણાવી. આથી ખાં સાહેબ ચીડાઇ જઈ બોલ્યાઃ "ગાના ક્યા આલૂકી ભાજી હૈ, તો મૈં ઉસકા નમૂના ઘરઘર ચખાવૂં? આપ ગાનેમેં સમઝદાર હૈં ઔર મેરા ગાના આપને સુના હૈ. બખલે બોવાકો તો પાજમા પહેરાને કો આપ તૈયાર હુવે થે ઔર મેરે વાસ્તે કુછ નહીં કર સકતે!" કઠણ પ્રસંગમાંય ખાં સાહેબ હિંમત હારતા નહિ અને આફતમાં આવે તો ઊલટા વિનોદ કરી બીજાઓને પણ આનંદમાં રાખતા. આ તેમનો સ્વભાવ છેલ્લે સુધી કાયમ રહ્યો. આ પછી ખાં સાહેબનું એક ગાયન 'કિર્લોસ્કર નાટક મંડળી'માં થયું, બીજું નામદાર ચૌબળને ઘેર થયું, જે બૅરિસ્ટર જયકરે પહેલવહેલું સાંભળ્યું અને તે ખાં સાહેબના ભક્ત બન્યા.

મુંબઈથી ખાં સાહેબ મિરજ આવ્યા. મિરજમાં ખ્વાજા સાહેબનો દરગો છે, જે મુસલમાનોનું તીર્થ ગણાય છે. ત્યાં ખાં સાહેબે ગાયું. આ જ અરસામાં (સ. ૧૮૯૯) મિરજ પાસે આવેલ ઇચલ કરંજી સ્ટેટના રાજાસાહેબે તેમનું ગાયન સાંભળ્યું. ઇચલ કરંજીકરના મહારાજ ગાયનના સારા તજજ્ઞ છે અને કે. બાળકૃષ્ણ બુવા ઇચલ કરંજીકર ગવૈયા તે વખતે તેમની નોકરીમાં હતા. બન્ને ગાયન સાંભળી બહુ જ ખુશ થયા અને "આટલી નાની ઉમરમાં ઉત્તમ ઘરંદાજ ગાયકી ગાઓ છો" એમ ઉદ્ગાર કાઢી ખાં સાહેબનો સારો સત્કાર કર્યો. પછી ખાં સાહેબ બેલગામ શહેરમાં પધાર્યા. ખાં સાહેબ જ્યાં જાય ત્યાં પહેલાં ધર્મશાળામાં ઊતરતા અને પછી સારું મકાન ભાડે રાખી લેતા. કોઈ ઓળખીતાને તસ્દી આપતા નહિ. બેલગામમાં તેઓ જે ધર્મશાળામાં ઊતર્યા તેની સામે જ ત્યાંના એક પ્રસિદ્ધ પહેલવાન 'મડવળ અણ્ણા' રહેતો હતો. સવારના પહોરમાં તંબૂર મૂકી આ બન્ને પહેલવાન ભાઈઓ કસરત કરવા મંડયા, તે પોતાના મકાનની મેડી પરથી જોતાં મડવળ અણ્ણાને બહુ જ ગમ્મત પડી. તે ગાયનમાં સમજતો નહિ, પણ કસરતના શોખને અંગે તેણે નીચે આવી ખાં સાહેબની પ્રેમથી પૂછપરછ કરી અને પોતાના બીજા સારા મકાનમાં તેમને આગ્રહથી ઉતારો આપી તેમનું ગાયન ગામમાં થાય, માટે મોટા લોકોના ઘેર પોતે આંટા મારવા લાગ્યો. પણ મડવળ (ધોબી)ની કરેલ ગાયનની તારીફ ઉપર કોને વિશ્વાસ આવવાનો હતો? તે વખતે બેલગામના વકીલ લોકો અને સબજજ રાવબહાદુર લિમયે જેવા ગાયનના રસિકો ત્યાં ઘણા હતા. ખાં સાહેબ ત્યાં આવ્યા ત્યાર પહેલાં વડોદરાના અબ્બૂખાં અને બન્નૂખાં કરીને મોટા રૂવાબદાર ગવૈયાઓ ગામમાં ગાયન કરી ગયેલા. એટલે લોકો જવાબ આપતા કે "અહીં આ એવા મોટા મોટા ગવૈયાઓ ગાઈ ગયા, ત્યારે હવે આ છોકરાઓ શું ગાવાના હતા?" રા. બ. લિમયેના હેડકલાર્ક રા. નારાયણરાવ એમણે ખાં સાહેબનું સવારનું મહેનતનું ગાયન એકવાર સાંભળ્યું, જેથી તે રોજ સાંભળવા આવી બેસતા અને ખાં સાહેબને ખૂબ માનતા. ખાં સાહેબે કંટાળી બીજે ગામ જવાનું નક્કી કર્યું એટલે રા. નારાયણરાવે જતાં પહેલાં ખાં સાહેબને 'પાનસોપારી' (પાર્ટી) આપવાનું નક્કી કરી તેવી વિનંતિ કરી. ખાં સાહેબે કહ્યું કે, "હું પાનસોપારી લેવા આવીશ, એટલું જ નહિ પણ તે વખતે તમારે ત્યાં ગાઈશ પણ ખરો. માત્ર ગામના બધા સારા સારા લોકોને તમે તે 'પાનસોપારી' માટે આમંત્રણ આપો." રા. નારાયણરાવે બહુ જ ખુશી થઇને તેમ કર્યું; અને મુહૂર્તનો સમારંભ એટલે બધા શોખીનો આવ્યા. ખાં સાહેબના ગાયનમાં જેમ રંગ ચઢવા લાગ્યો તેમ લોકો પરસ્પર વાતો કરવા લાગ્યાઃ "આટલું સારું ગાયન આપણે કોઈ દિવસે સાંભળેલું નહિ. આ નાની ઉમરમાં ગાવાવાળા આટલા મોટા ગવૈયાઓ કોણ હશે?" આ સમારંભ રા. બ. લિમયેના સામેના મોટા મકાનમાં થયેલો. રાતના બાર થયા. લિમયે સાહેબ સૂતા હતા. પણ ગંધર્વ કંઠમાંથી જ નીકળી શકે આવા આલાપની હર્ષમધુર લહેર અને તોપના ગડગડાટ જેવી એકાદ ગમકતાન તેમના કાન ઉપર પડી, જેથી તેમની ઊંઘ ઊડી ગઈ અને રાતના બાર વાગ્યા પછી તેઓ ગાયન સાંભળવા આવ્યા અને પોતાની બેઅદબીની માફી માગી. બીજે દિવસે તેમણે માણસ મોકલી ખાં સાહેબને તેડાવ્યા. પણ ઈદનું બહાનું કાઢી ખાં સાહેબે ના પાડી. ફરીથી રા. બ. લિમયેએ રા. નારાયણરાવને મોકલ્યા. તેમણે ખાં સાહેબને સમજાવ્યા અને તે પ્રમાણે તેઓ સાંજે મળવા ગયા. આના પરિણામે તેમના લગભગ બાવીશ જેટલા ગાયનના કાર્યક્રમ બેલગામ–શહાપુર બાજુમાં થયા. અને બેલગામકર રસિકોના તેઓ ગાઢ પરિચિત, પ્રિય અને ઘણાના દૃઢ સ્નેહી બન્યા, તે આખર સુધી.

[ચાલુ]

# વિયેના

સરોજિની મહેતા

યુરોપની અમારી મુસાફરીના સાથી ડૉ.......ને પહેલાંની એક સફર વખતે વિયેનાના એક જ્યુ ગૃહસ્થ મિ. હે—ની મૈત્રી થયેલી. એમની સાથે અમે પણ વિયેનામાં એ ગૃહસ્થને મળવા ગયાં. જઈને બેઠાં કે તરત ત્યાંની રીત મુજબ અમારી સામે મીઠાઈ ધરવામાં આવી; ચા, કૉફી વગેરે પીવા માટે પૂછ્યું. થોડી વાર વાત કર્યા પછી મિસીસ હે–એ અમારી બધાંની આગળ રકાબી છરી કાંટા ગોઠવી દીધાં ને જમવાની તૈયારી કરી. "તમે આવવાનાં છો તે ખબર નહોતી ને આજે રવિવાર છે. એટલે દુકાનો પણ બંધ છે એટલે કશું મંગાવી શકાય તેમ પણ નથી. માટે જે ઘરમાં છે તે પીરસું છું" એમ કહી અમને આગ્રહ કરી ખૂબ ખવડાવ્યું. એમના આતિથ્યનો સ્વીકાર કરતાં હિટલરના નવા રાજ્યમાં જ્યુ લોકોને પડતાં પારાવાર દુઃખોનું વર્ણન અમે વિસ્તારપૂર્વક સાંભળ્યું અને એમનું પોતાનું દુઃખ નજરે જોયું.

મિ. હે—શ્રીમંત હોઈ વિયેનાના એક પરાના જે સુંદર ઘરમાં રહેતા હતા તે એમની પોતાની માલિકીનું હતું. પણ નાટ્ઝી રાજ્યમાં જ્યુને મિલકત ધરાવવાનો હક નથી એટલે ક્યારે એ ઘર પડાવી લેવામાં આવે તે કહેવાય નહિ. એ કારણથી એ ઘર એમણે પોતાની પત્નીની સાવકી માના નામ ઉપર ચઢાવી દીધું છે. એ બાઈ જ્યુને પરણેલી હોવા છતાં જન્મે 'આર્યન' હોવાથી નાટ્ઝી પ્રણાલિ પ્રમાણે મિલકત ધરાવી શકે છે. ઘરના ઉપલા બન્ને માળ એ બાઈ જ વાપરે છે. મિ. હે—ને પોતાની પત્ની અને પુત્ર સાથે ભોંયરામાં રહેવું પડે છે! જ્યુને ઘેર 'આર્યન' નોકરને કામ કરવાની મનાઈ છે અને જ્યુ નોકરો મળતાં નથી. એટલે છતે પૈસે મિસીસ હે—ને બધું કામ હાથે જ કરવું પડે છે.

રેસ્ટોરાં, સિનેમા, નાટક, જાહેર બગીચા, ગાયન નૃત્યના જલસા, એ બધાંનાં બારણાં જ્યુ લોકોને માટે બંધ છે. વેપાર, નોકરી, દાક્તરી, કે વકીલાત—ટૂંકામાં કોઈપણ ધંધો જ્યુથી થઈ શકતો નથી. નિશાળોમાં ભણતાં જ્યુ બાળકોને એક દિવસ શિક્ષકોએ આંસુભરી આંખે કહ્યું કે કાલથી તમારે આ નિશાળમાં આવવાનું નથી. બાળકોએ ગભરાઈ જઈને પૂછ્યું કે અમે કશું તોફાન કર્યું નથી ને ભણવામાં આળસ કરતાં નથી તો શા માટે કાઢી મૂકો છો? શિક્ષકો શો જવાબ દે? રડતાં બાળકોએ પોતાની શાળાઓ, મિત્રો, શિક્ષકો છોડ્યાં. જ્યુ લોકો માટે થોડી ખાસ નિશાળો રાખી છે તેમાં એ બાળકો જઈ શકે છે. એ શાળાઓની સંખ્યા વિશાળ વિયેનાના પ્રમાણમાં બહુ જ થોડી છે. એટલે નાનાં પાંચછ વરસનાં બાળકો માઈલોના માઈલો ચાલીને ત્યાં જાય છે. અને માબાપને એમને રોજ તેડવા અને મૂકવા જવું પડે છે, કારણકે રસ્તામાં એમને કોઈ રંજાડે એવો નિરંતર ભય રહે છે. શાળાના

શિક્ષણ માટે આ જેવી તેવી પણ ગોઠવણ છે. પણ યુનિવર્સિટીઓનાં બારણાં તો જ્યુ લોકો માટે સદંતર બંધ છે. કોલેજોમાં ભણતા જ્યુ વિદ્યાર્થીઓને વીણી વીણીને કાઢી મૂકવામાં આવ્યા છે, અને નવાને દાખલ કરવાની મનાઈ છે.

એક પ્રખ્યાત જ્યુ દાક્તર એક રેસ્ટોરાંમાં ખાવા બેઠો હતો ત્યાં આવી નાટ્ઝી સોલ્જરોએ કહ્યુંઃ "જ્યુ, ઊભો થા." અને પછી એક સોલ્જરે એના મોં ઉપર મુક્કી મારી દાંત તોડી પાડ્યા. બીજાએ હાથ અમળાવી હાડકું ભાગી નાખ્યું અને ત્રીજાએ ધક્કો મારી ફેંકી દીધો ! પછી ઊંચકીને જ્યુ હોસ્પિટલમાં નાખી આવ્યા !!!

મિસીસ હે—ને પોતાની સગી મા તરફથી વારસામાં બેત્રણ મોટાં ઘર મળ્યાં છે. પણ તે ભાડે આપવા બંધ કર્યા છે, કારણ કે ભાડાની આવકમાંથી માત્ર આઠ ટકા એ લઈ શકે, બાકીના બાણું ટકા નાટ્ઝી સરકાર લઈ લે ! વળી જો ભાડૂત આર્યન હોઈ ભાડું ન આપે તો એની સામે જ્યુ ઘરધણીથી ફરિયાદ પણ ન મંડાય !

અમે બેઠાં હતાં તે દરમિયાન એક વૃદ્ધ જ્યુ બાઈ અને એનો છોકરો મળવા આવ્યાં. એ બાઇની દીકરી પેરિસમાં રહે છે એટલે સ્વાભાવિક રીતે એને નાટ્ઝી રાજ્યમાં રહેતાં મા અને ભાઈ માટે ખૂબ ફિકર રહે છે. પણ કાગળમાં ન એનાથી કશું પુછાવાય કે ન આ લોકોથી કશું લખાય. કારણ કે જ્યુ લોકોના દરેક કાગળ નવી સરકાર 'સેન્સર' કરીને જ મોકલે અને ભૂલેચૂકે દુઃખની વરાળ સરખી કાગળમાં કાઢી હોય તો સીધાં જેલમાં જવું પડે. એટલે કાગળમાં તો "અમે ખુશીમાં છીએ અને તમે ખુશીમાં હશો" એવું જ લખી શકાય. બીજે દિવસે મિ. હે— પેરિસ જવાના હોવાથી પોતાની દીકરીને સંદેશો મોકલવા એ બાઈ આવ્યાં હતાં. મિ. હે—નાં 'આર્યન' સાસુ પણ ઉપરથી આવીને બેઠાં. નાટ્ઝી સરકારની ખફગીનો ભય વહોરી લઈને પણ સાવકી દીકરી અને જમાઈ સાથે સંબંધ જાળવી રાખનાર એ બાઇને ધન્ય છે.

હજારો જ્યુ સ્ત્રીપુરુષોને નાટ્ઝી તંત્રે કામ ચલાવ્યા વગર જેલમાં મોકલી દીધાં છે. મિસીસ હે—ની બહેન પણ એમાં સપડાઈ ગઈ છે. કયા વાંકસર એને પકડવામાં આવી છે તે નથી એને ખબર, કે નથી એનાં સગાંવહાલાંને ખબર. એને એક અગિયાર વરસની દીકરી છે, અને પતિ મરણ પામ્યો છે. છોકરીને સારે ભાગ્યે એની દાદી જીવે છે તેની પાસે એ રહે છે. બાકી માને જેલમાં મોકલનાર સરકારે તો છોકરીનું શું થશે તે જાણવાની દરકાર સુદ્ધાં કરી નથી. જેલમાં મોકલેલાં કેટલાંએ જ્યુ માબાપનાં છોકરાં રઝળતાં થઈ ગયાં છે.

જ્યુ પ્રજા સૈકાઓથી ઓસ્ટ્રિયામાં ઘર કરીને રહી છે, અને વ્યવહારમાં 'આર્યન' પ્રજા સાથે ભળી ગઈ છે. બન્ને વચ્ચે લગ્નનો વ્યવહાર પણ છૂટથી થતો. એટલે અત્યારે નવા રાજ્યમાં આખી પ્રજાને પોતાનાં સગાંવહાલાં, મિત્રોથી એકદમ છૂટા પડી જવાનું આવ્યું છે. જ્યુ લોકોને પોતાની માલમિલકતની સલામતીનો તો વિચાર સરખો કરવાનો રહ્યો નથી. માત્ર જીવતાં દેશ બહાર નીકળી જવાય તો ઈશ્વરનો મહાન ઉપકાર એમ એ લોકો માને છે. પણ તે પણ શક્ય નથી. કારણ કે બીજે દેશ જવા માટે પાસપોર્ટ મળતા નથી. મિ. હે—નો વેપાર હોલંડ, બેલજિયમ એ બાજુ હોવાથી એમને એકલાને પાસપોર્ટ મળ્યો હતો. પણ એમની પત્ની અને પુત્રને મળી શકે તેમ નથી. 'જે ઘડીએ ગારા

કુટુંબને પાસપોર્ટ મળે તે જ ઘડીએ પહેરેલ લૂગડે દેશ છોડી ચાલ્યાં જઈએ પણ એમ દિવસ ક્યાં ? ' એ દુ:ખભર્યા શબ્દો સાંભળી અમારું હૃદય પણ ભરાઈ આવ્યું.

બીજા દેશોમાં વેપાર હોવાથી મિ. હે—ને તે ચાલુ રાખવા દેવાની કૃપા નાટ્ઝી તંત્રે કરી છે, અને એમને એટલું ગુજરાનનું સાધન રહ્યું છે. પણ બીજા જ્યુ લોકોને તેટલું પણ નથી. દેશમાં એમને ગુજરાનનું સાધન ન આપવું, ન ઊભા રહેવા તસુ જમીન આપવી કે ન દેશ બહાર જવા દેવા. ભૂખમરો અને ત્રાસ વેઠી જ્યુ પ્રજા નાશ પામે એ જ નાટ્ઝી તંત્રની નીતિ છે. આવા તંત્રથી ત્રાસી જઈ સેંકડો જ્યુ લોકોએ આપઘાત કર્યો છે તેમાં કાંઈ નવાઈ છે ?

જ્યુ લોકોને ત્રાસ આપી નાટ્ઝી તંત્ર પોતાના પગ ઉપર કુહાડો મારે છે અને ભવિષ્યમાં એને પસ્તાવું પડશે એમ ઘણા માને છે. પણ એ તો ધુમાડાના બાચકા ભરવા જેવું હાલ તો નાટ્ઝી તંત્ર પોતાના અમાનુષી વર્તનમાં સંપૂર્ણ વિજયી થયું છે.

જ્યુ સિવાયની ઑસ્ટ્રિયન પ્રજામાં પણ નવા તંત્રથી જાણે ગભરાટની લાગણી ફેલાઈ ગઈ છે અને ભવિષ્યમાં શું થશે તેની ધડકતે હૃદયે પ્રજા વાટ જુએ છે. ઑસ્ટ્રિયન પ્રજાની ભાષા અને સંસ્કૃતિ જર્મન પ્રજાનાં છે તેનાં તે જ છે એ ખરું છે. છતાં પારકી પ્રજા આવી એક દિવસમાં વિજયવાવટો ફરકાવે તે કોને ગમે ? અમે વિયેનામાં હતાં તે દરમિયાન જર્મન સેનાપતિ ગોઅેરીંગ ત્યાં હોવાથી આખું શહેર સ્વસ્તિકના ચિહ્નવાળી ધજાપતાકાઓથી શણગારાયેલું હતું. પણ જાણે ફરજનાં માર્યાં બધું કર્યું હોય એમ જણાતું હતું. હાથ ઉપર કે છાતી ઉપર સ્વસ્તિક ચિહ્ન ધારણ કરેલાં અનેક માણસો ફરતાં હતાં. એમાંનાં કોઈ ઊગતા સૂર્યને પૂજવાની વૃત્તિવાળાં પણ હશે. તેમ જ રખેને નાટ્ઝી રાજ્યના વિરોધી ધારી નવી સરકાર ત્રાસ આપે એ બીકે એ ચિહ્ન ધારણ કરનારાં પણ ઘણાં હશે.

નાટ્ઝી રાજ્ય સ્થાપતા પહેલાં 'પ્લેબિસાઈટ' (એકેએક માણસનો મત) લેવામાં આવ્યો હતો એમ કહેવામાં આવે છે. પણ ઘણા માને છે કે એ તો તૂત જ છે. અમુક મહોલ્લામાંથી હજાર મત મળ્યા એમ કહે અને ત્યાં હજાર માણસની વસતી જ ન હોય ! મત લેનાર નાટ્ઝી જર્મન અમલદારો અને મતની ગણતરી કરી પરિણામ જાહેર કરનાર પણ એના એ !

ઑસ્ટ્રિયામાં નાટ્ઝી રાજ્યની સ્થાપનાને 'આનશ્લુસ' (સંગઠન) કહેવામાં આવે છે. પણ જ્યુ પ્રજા પૂછે છે કે એ 'સંગઠન' ક્યાં છે ?



# આધુનિક ગુજરાતી સાહિત્યક........૪

## શ્રી ઉમાશંકર જોષી

'પિપાસુ'

[ હવે તો 'પ્રસ્થાન'ના વાંચકો એડવોકેટ શ્રી. સુળેની મરાઠી પત્ર 'જ્યોત્સ્ના'માં પ્રકટ થતી 'આધુનિક ગુજરાતી સાહિત્યક'ની લેખમાળાથી પરિચિત થયા છે. શ્રી. સુળેએ આ લેખમાળા મરાઠી વાચકોને ગુજરાતી સાહિત્યકારોનો પરિચય કરાવવાના ઉદ્દેશથી લખવી શરૂ કરેલ છે. આપણા ત્રણ સાહિત્યકોનો પરિચય તો 'પ્રસ્થાન'માં અત્યાર આગમચ પ્રકટ થઈ ચૂક્યો છે. આ ચોથો શ્રી. ઉમાશંકર જોષી પરનો છે. આ પરિચયો મૂળ બીજી ભાષાના વાચકો સમક્ષ રજૂ કરવાના હોઈ કંઈ પણ ચિકિત્સા કરતાં પહેલાં અસલ લખાણની ભૂમિકા કરવામાં સહેજ લંબાણ થવાનો સંભવ રહે છે. પ્રસ્તુત લેખ મરાઠીમાં એટલો લાંબો છે કે તેના બે વિભાગ—પ્રથમ શ્રી. ઉમાશંકરનો ગદ્ય લખાણોનો અને બીજો પદ્ય લખાણોનો—પાડવાનું ઉચિત લાગવાથી, અત્યારે એક વિભાગ અહીં રજૂ કરું છું. પિપાસુ]

૧

ગુજરાત અને રાજપૂતાનાની સરહદ પર આવેલા ઉત્તર ગુજરાતના ઈડર સંસ્થાનના બામણા નામના એક ગામડામાં સને ૧૯૧૧ના જુલાઈ માસની ૨૧મી તારીખે એક બ્રાહ્મણ કુટુંબમાં શ્રી. ઉમાશંકર જોષીનો જન્મ થયો હતો. બાળપણનાં પ્રથમ દશ વર્ષો પોતાના જન્મગામમાં પસાર કરી તે અંગ્રેજી શિક્ષણ લેવા માટે ઈડર ગયા હતા. ત્યાં છએક વર્ષ રહી ૧૯૨૮ની સાલમાં અમદાવાદ સેન્ટરમાંથી તેમણે મેટ્રિકની પરીક્ષા આપી. એ પરીક્ષામાં તેઓ યુનિવર્સિટીમાં ત્રીજે નંબરે અને અમદાવાદ સેન્ટરમાં પહેલે નંબરે પાસ થયા હતા. ઈડર સંસ્થાનનું ગ્રામ વાતાવરણ છોડી તેઓ ગુજરાત કૉલેજના શહેરી વાતાવરણમાં આવી પડ્યા જ્યાં પણ અભ્યાસમાં મન ઘાલી યુનિવર્સિટીની પરીક્ષામાં માનસહિત ઉત્તીર્ણ બનીને પોતાનો ભાવી સમય સુખમય કરવાને બદલે ગુજરાત કૉલેજના મુખ્ય અધ્યાપક પ્રિન્સિપાલ ફ્રિન્ડલે શિરાસની વિરુદ્ધ કૉલેજના વિદ્યાર્થીઓને ચલાવવી પડેલી ચળવળમાં તેમણે આગળ પડતો ભાગ ભજવ્યો. ૧૯૩૦ની સત્યાગ્રહની ચળવળ ઊભી થતાં વેંત વિદ્યાભ્યાસ છોડી કૉલેજની બહાર નીકળી જવાનો પ્રસંગ ઊભો થયો. વિશ્વવિદ્યાલયમાં પ્રથમ વર્ગ મેળવવાનો રાજમાર્ગ ન સ્વીકારતાં તેઓ ખારાઘોડાના મીઠાના અગર પર ધાડ લઈ જનારી સત્યાગ્રહી ટુકડીમાં સૈનિક બન્યા અને જેલનો ત્રીજો વર્ગ પસંદ કર્યો. માંડ ઓગણીસ વર્ષ પૂરાં થયાં હતાં ત્યાં તો તેમને વિરમગામના યુદ્ધમંડળમાં લેવામાં આવ્યા હતા અને તેમને સત્યાગ્રહ પત્રિકા લખવાનું કામ સોંપવામાં આવ્યું હતું. ગુર્જર સાહિત્યકોની હારમાં પ્રસિદ્ધિ પામેલા આ યુવાન લેખકે પોતાની લેખનકળાની શરૂઆત સરકારના અત્યાચારોનું લાલભડક વર્ણન કરનારી સત્યાગ્રહ પત્રિકાનાં છૂપાં લખાણોથી કરી. આ સત્યાગ્રહમાં તેમને સાડાત્રણ

માસની સજા થઈ. કારાવાસની સજા ભોગવી બહાર આવી વિદ્યાભ્યાસની ફરીથી શરૂઆત ન કરતાં ગૂજરાત વિદ્યાપીઠના આચાર્ય શ્રી. કાકાસાહેબ કાલેલકરની સાથે તેઓ રહ્યા. કાકાસાહેબના જીવન દરમિયાનમાં તેમને શ્રી. ઉમાશંકર જેવો શિષ્ય મળ્યો નહિ હોય. સહવાસી અને વિદ્યાર્થી તરીકે શ્રી. ઉમાશંકરે કાકાસાહેબના ઉદાત્ત જીવનનો, તેમની વિદ્વત્તાનો, તેમના પ્રવાસી બહુશ્રુતપણાનો અને સાહિત્યરસિકતાનો પૂરેપૂરો લાભ મેળવ્યો છે. નિપુણતાથી શરીર પર વાઢકાપ કરનારા કુશળ શસ્ત્રવૈદ્યની જેમ માનવીના મનનો છેદ કરનારા ઉમાશંકરની નિષ્ઠુર ને વાસ્તવદર્શી સાહિત્યકૃતિમાં ઉચ્ચ અભિરુચિ અને સહૃદયતાનો જે અખંડ ઝરો વહી રહ્યો છે તે કાકાસાહેબના સહવાસનો પરિપાક હોઈ એમાં આશ્ચર્યને સ્થાન નથી. પોતાના કાવ્યસંગ્રહ 'ગંગોત્રી'નું સમર્પણ કાકાસાહેબના ચરણમાં કરતાં શ્રી. ઉમાશંકરે તેમને વિષે આદરભાવ વ્યક્ત કર્યો છે. એ આદરભાવ આ રહ્યોઃ

અજાણ્યું ન્હે આવ્યું ગભરુ ઝરણું કો તવ પદે,
પ્રવાસી, તેં એને હૃદય જગવી સિંધુરટણા !

૧૯૩૨ની સાલના બીજા સત્યાગ્રહના બીજા માસમાં જ ખેડા જિલ્લાના માતર તાલુકામાંથી તેમને ફરી આઠ માસની સજા મળી. ઈડરના ડુંગરાળ પ્રદેશમાં શહેરી વાતાવરણથી સેંકડો માઈલ દૂર આવેલા બામણા ગામના ખેડૂજીવનમાં પસાર કરેલું બાળપણ, વિરમગામ અને માતરમાં દેશસેવામાં વીતાડેલા ધમાલિયા દિવસો અને સાબરમતી, યરવડા તથા વીસાપુર જેલમાં સાથીઓના સહવાસમાં આનંદમાં બેદરકારપણે વીતાડેલું કષ્ટમય જીવન, અને આમ આવા નાનાવિધ અનુભવોથી ભરેલા તેમના સાહસપૂર્ણ જીવનની સારીય અસર તેમનાં લખાણોમાં સ્પષ્ટપણે દેખાઈ આવે છે. કાકાસાહેબની જેમ એમને પણ પ્રવાસનો અનિયંત્રિત શોખ છે. મહાસભાની બેઠકમાં હાજરી આપવા માટે કરાંચી જવાના પ્રસંગે સીધા રેલવે કે આગબોટ મારફતે ન જતાં તેમણે સાદા મછવામાં એ મુસાફરી કરી હતી. આપણો પશ્ચિમ દરિયા કિનારો પણ થોડોક તેમણે પગતળે કરી મૂક્યો છે. ૧૯૩૪ની સાલમાં સત્યાગ્રહની ચળવળ મોકુફ રહેતાં અનેક મિત્રોના આગ્રહને માન આપી તેમણે અધવચ રહેલો પોતાનો કૉલેજનો અભ્યાસ ફરીથી વિદ્યાર્થી બનીને પૂરો કરવાની શરૂઆત કરી. ચાલુ સાલમાં સંસ્કૃત અને ગુજરાતીના વિષયો લઈ તેઓ મુંબઈ યુનિવર્સિટીની એમ. એ. ની પરીક્ષામાં બેસનાર છે.* બી. એ. ના વર્ગમાં અભ્યાસ કરતા હતા ત્યારે જ તેમણે મુંબઈના અનેક ગુર્જર સાહિત્યકોની મદદથી 'ગુર્જર પુરોગામી સાહિત્ય સંઘ'નું સુકાન લીધું હતું. તેમનો 'ગંગોત્રી' નામનો કાવ્યસંગ્રહ મુંબઈ યુનિવર્સિટીએ ઈન્ટરની પરીક્ષા માટે પાઠ્યપુસ્તક તરીકે મંજૂર કરેલો છે. પોતાની વિદ્યાર્થી દશામાં જ પોતાનું પુસ્તક યુનિવર્સિટીની પરીક્ષા માટે પાઠ્યપુસ્તક તરીકે મંજૂર થયેલું જોવાનું અપૂર્વ ભાગ્ય એમને મળ્યું છે. ગઈ સાલ અમદાવાદમાં મહાત્મા ગાંધીજીનાં પ્રમુખપદે ભરાયેલા ગુજરાતી સાહિત્ય સંમેલનની ઘટના દુરસ્ત સમિતિમાં તેમની વરણી થઈ હતી. ૨૬ વર્ષની ઉમર પૂરી થવા પહેલાં જ કવિ, લઘુકથાકાર, નાટિકાકાર અને નિબંધ લેખકના વિવિધરૂપે શ્રી. ઉમાશંકરે ગુર્જર સાહિત્યનાં

* આ લેખ 'જ્યોત્સ્ના'માં પ્રકટ થયા બાદ શ્રી. ઉમાશંકરે એમ. એ. ની પરીક્ષા ગયા એપ્રિલમાં આપી હતી. 'પ્રસ્થાન'ના વાચકો જાણીને અત્યંત રાજી થશે કે શ્રી. ઉમાશંકર જોષી એમ. એ.ની પરીક્ષામાં પ્રથમવર્ગ મેળવી ઉત્તીર્ણ થયા છે.—'પિપાસુ'

અનેક ક્ષેત્રોમાં પોતાની કલાવતી લેખિનીને કીર્તિવંત કરી વહાવી છે. સ્વરાજની પ્રતિજ્ઞા લઈ સાબરમતી આશ્રમ છોડી પોતાના ૮૧ અનુયાયીઓ સાથે મહાત્મા ગાંધીજી જ્યારે સત્યાગ્રહ કરવા બહાર પડ્યા ત્યારનો પાશવી સત્તા વિરુદ્ધ આત્મબળનો પ્રથમ સામુદાયિક પ્રયોગ જગતના ઇતિહાસમાં અમર અક્ષરે નોંધાયેલો છે. તે પ્રસંગ પર ૧૯૩૧ની સાલમાં 'વિશ્વશાન્તિ' નામનું અદ્‌ભુત અને સુમારે પાંચસો લીંટીનું એક ખંડકાવ્ય લખી શ્રી. ઉમાશંકરે સાહિત્યના ક્ષેત્રમાં પ્રથમ પ્રવેશ કર્યો. ત્યારબાદ ૧૯૩૪માં 'ગંગોત્રી' નામનો પ્રથમ કાવ્યસંગ્રહ પ્રકટ થયો. ૧૯૩૬માં 'સાપના ભારા' નામનો એકાંકી નાટિકાસંગ્રહ, ૧૯૩૭માં 'શ્રાવણી મેળો' અને ૧૯૩૮માં 'ત્રણ અર્ધું બે' એમ બે લઘુકથાસંગ્રહો પ્રસિદ્ધ થયા. એમનો બીજો કાવ્યસંગ્રહ અને 'મેક્સીમ ગૉર્કીનો પરિચય' પણ પુસ્તકરૂપે પ્રકટ થનાર છે. 'વાસુકિ' નામથી તેમની ટૂંકી વાર્તાઓ જેમ જેમ પ્રસિદ્ધ થતી ગઈ તેમ તેમ તે વાર્તાના લેખક વિષે વાચકોનું ઔત્સુક્ય વધતું ગયું. એમનાં બધાંય લખાણો બુદ્ધિમત્તા, અભ્યાસ અને અભિજાત પ્રતિભા એમ ત્રણે ગુણોથી ભરપૂર છે. 'વિશ્વશાન્તિ' અને 'ગંગોત્રી' નામના એમના કાવ્યસંગ્રહોમાં ગગનચુંબી કલ્પનાનો વિલાસ આપણને જોવાનો મળે છે. અને 'સાપના ભારા' નામના નાટિકાસંગ્રહમાં તથા 'શ્રાવણી મેળો' નામના વાર્તાસંગ્રહમાં માનવીનાં મનનાં માર્મિક વિશ્લેષણનો કલાવિકાસ દૃષ્ટિગોચર થાય છે. આથી સહૃદય વાચકવર્ગ સમક્ષ જ નહિ પરંતુ ચિકિત્સક વિવેચકો સમક્ષ સુદ્ધાં કોયડો ઊભો થાય છે કે શ્રી. ઉમાશંકર કવિ તરીકે શ્રેષ્ઠ કે વાર્તાકાર તરીકે શ્રેષ્ઠ ?

### એકાંકી નાટિકા

'સાપના ભારા' નામના સંગ્રહમાં તેમનાં કુલ અગિયાર એકાંકી નાટકો છે. ગુજરાતી સાહિત્યમાં શ્રી. બટુભાઈ ઉમરવાડિયાએ જ એકાંકી નાટિકા લખવાની પ્રથાની પ્રથમ શરૂઆત કરી હતી. ત્યારબાદ કેટલાંય વર્ષો પછી પ્રસિદ્ધ થયેલાં આ નાટકો વાંચી થાય છે કે નળરાજાની રથ હાંકવાની અદ્‌ભુત કળાને લીધે માર્ગમાં પડી ગયેલો ઋતુપર્ણ રાજાનો રૂમાલ એક ક્ષણમાત્રમાં જ કેટલાય માઈલો પાછળ રહી ગયો હતો તેમ, શ્રી. ઉમરવાડિયાની કૃતિઓ શ્રી. ઉમાશંકરની કલાકૃતિને લીધે ઘણી જ પાછળ પડી ગઈ તો નથી ! આ નાટકો શ્રી. ઉમાશંકરે ગુજરાતના ખૂણેખૂણામાંથી વીસાપુર જેલમાં ભેગા મળેલા સત્યાગ્રહી મિત્રોના મનોરંજનાર્થે લખ્યાં હતાં. આ સંગ્રહનાં ઘણાંખરાં નાટકોનું વાતાવરણ આપણા ગ્રામીણજીવન એટલે કે એદ્રુત વગેરે હિંદુસમાજનું હોવાથી ઉત્તર ગુજરાતની લોકભાષાનો ઉપયોગ શ્રી. ઉમાશંકરે આમાં વિશેષ પ્રમાણમાં કર્યો છે. આ સંગ્રહની પ્રસ્તાવનામાં ગુજરાતના પ્રસિદ્ધ સમીક્ષાકાર પ્રો. રામનારાયણ પાઠક લખે છેઃ "આપણામાં ગામડાં સંબંધી સાહિત્ય છે. પણ તેમાંનું ઘણું, ગામડું તો આવું હોય કે તેવું હોય, ગામડું તો સુંદર હોય, નિર્દોષ હોય, તંદુરસ્તીવાળું હોય વગેરે માની લીધેલા પૂર્વમતો પરથી લખાયેલું છે. તેમાં ગામડાનું સાચું ચિત્ર હોતું નથી. તેમાં ઘણું તલ્લીન થયા વિના તટસ્થ રહી, જાણે ગામડાની સુંદરતાની કદર કરવાની લાગણીમાં, અથવા ગામડા તરફ દયાની લાગણીમાં કે તેની નિર્દોષતાના સમભાવમાં રાચવા માટે મનને હઠથી પ્રેરીને લખ્યું હોય તેમ જણાય છે. શ્રી. ઉમાશંકરે ગામડું જોયું છે, તેની સાચી સ્થિતિ તેઓ સમજ્યા છે, અને તેનું તેમણે સમભાવ અને વિચારપૂર્વક નિદાન કરેલું છે. તેમ કરવામાં તેમને જે રહસ્ય જણાયું તેને તેમણે નાટકદ્વારા મૂર્ત કરેલું છે. ઘણુંખરાં

નાટકોમાં તે વસ્તુસ્થિતિનો ચિતાર છે. આપણાં ગામડાંની સ્થિતિ કેટલી નિર્ધન, કંગાલ, અધમ, પતિત, દુર્જનતાથી ભરેલી છે તેનું નિરૂપણ ઘણું જ સચોટ છે. એથી ઘણાં દશ્યો ઘેરા રંગનાં થયાં છે, પણ ગામડાંનો એ ચિતાર સાચો છે. " શ્રી. પાઠક આગળ કહે છે: " આ નાટકોમાં નિરૂપણ દુઃખનું છે, નિરાશાનું છે, પણ તેમાં લેખકની શક્તિ સ્પષ્ટ રીતે આશાસ્પદ જણાઈ આવે છે. અને વાચનરસિક વર્ગ જે વધતો જાય છે, અને વિવિધભાવ રસજ્ઞતા કેળવતો જાય છે, જે ધીમે ધીમે ખોટા લાગણીવેડાથી ન રીજતાં, સાચી વસ્તુનું નિરૂપણ માગતો જાય છે, તે આને ઉત્તેજન આપશે એમ આશા રાખું છું. " આપણાં લાખો ગામડાંમાં પ્રસરેલાં અજ્ઞાન, ભૂખમરો, ક્લેશ અને કલહ તથા કષ્ટમય પરિસ્થિતિનું ચિત્ર આલેખી જૂનાપુરાણાં કાલ્પનિક સુખી ચિત્રોની પોકળતા સિદ્ધ કરવાનું ફક્ત પુરોગામી અને યથાર્થવાદી લેખકોથી જ થઈ શકે. ' સાપના ભારા ' નામની એમની પ્રથમ એકાંકી નાટિકા લો. મેના નામની સગર્ભા થયેલી એક વિધવા એ હિંદુસમાજની એક પુત્રવધૂનું કરુણ ચિત્ર છે. તેની કર્કશા સાસુ આ કૃત્ય બદલ ઝેર દઈ મારી નાખવાનું નક્કી કરે છે. મેનાની માતા તેને મળવા આવે છે. મેનાના મામા પણ મેનાની માતાના સંદેશાથી મેનાને સાસરે આવ્યા છે. પણ તે છોકરીએ કુળને કલંક લગાડયું એમ કહીને ઝઘડો કરી ચાલી જાય છે. શીરામાં કાચ નાખી પુત્રવધૂને મારી નાખવાનો સાસુનો વિચાર ચાલુ જ છે. પ્રસુતિકાળ જ્યારે પાસે આવ્યો ત્યારે મેનાને ઓરડીમાં પૂરી રાખવામાં આવી છે. મેના મૃત્યુના મોંમાં પડી છે. પણ તેના પાપનો ભાગીદાર પુરુષ કોણ છે એ જાણવા માટે જ માતા, મામા અને સાસુ એ સર્વેને કંઇક વિચિત્ર ઉત્સુકતા થઈ રહી છે. મૃત્યુ પહેલાં માતા તે પુરુષનું નામ પુત્રી પાસેથી મેળવી લે છે. મેનાનું કાસળ કઢાવ્યા પછી તેની સાસુ અંબા વેવણને પ્રશ્ન પૂછે છે:

ધનબાઈ : ( કૈંક સંતોષથી, કૈંક પક્કાઈથી ) કોઈનું નામ લીધું ?
અંબા : ( ડૂસકાં વચ્ચે ) પીટયો......
ધન : ( ઉતાવળી ) કોણ ? કોણ ?
અંબા : શાખરાસ !...નંદરાય વેવાઈ ! ( ધ્રુસકે ધ્રુસકે રૂવે છે )
ધન : ( પત્થર જેવી થઈ જાય છે ) મારી શોકય ! રાંડ લુચ્ચી ! !

સસરાએ ફસાવેલી આ ગામડાની હિંદુ, વહુનું આવું ભયંકર ચિત્ર નાટકકારે સસરાને અને પુત્રવધૂને રંગભૂમિ પર આણ્યા વિના કેવળ સાસુ, માતા અને મામાના સંભાષણથી દોર્યું છે.

' બારણે ટકોરા ' એ એક ભોળી ને વૃદ્ધ વિધવા બાઈનું ચિત્ર છે. પતિના મૃત્યુ પછી તેના નામરમરણ માટે એ બિચારી પતિના સાથી મિત્રોની પૂર્વપેઠે આગતાસ્વાગતા કરતાં કરતાં ખૂબ થાકી જાય છે. આમ અનામંત્રિત મહેમાનો વિશે તેના મનમાં અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે. તેનો પતિ હયાત હતો ત્યારે એક વેળા એવા જ કોઈ અતિથિને તેણે વિના સન્માન પાછો ઠેલ્યો હતો તે વખતે તેના પતિએ તેને કહ્યું હતુંઃ " મારા મૃત્યુ પછી કોઈ વખત હું તારે દ્વારે આવું તો તું મને પણ એમ નિર્મુખ કાઢશે. " બિચારી હિંદુ વિધવા ! પતિના મૃત્યુ બાદ તેને અનેકવાર એવો ભાસ થયો કે અતિથિરૂપે તેનો પતિ જ દ્વાર ઠોકે છે. એક વખત અનામંત્રિત મહેમાનના ત્રાસથી કંટાળી કોઈ ઘરે આવેલા મહેમાન માટે એ બારણા ઉઘાડતી નથી, અને તેના ચાલી જવા બાદ પોતાનો પતિ જ આવીને ચાલી ગયો એમ કહી તે પશ્ચાત્તાપ કરે છે. તે કહે છેઃ " એ જતા રહ્યા છેવટે, મારે પાપે ! એ જ પાઘડી, પેલો

લીલો' એસ, ને બટુ વિશંભર દાસવાળી પેલી લાકડી પણ મેં હાથમાં દેખી તો!" રોમાંચકારક પ્રસંગોથી ભરપૂર નાટકો લખનારા લેખકોની સરખામણીમાં કેવળ સામાન્ય પ્રસંગો પરથી જ માનવીના મનનું આ કેટલું સુંદર ચિત્ર શ્રી. ઉમાશંકરે દોર્યું છે? ગામડાંનું દશ્ય રજૂ કરતી વેળા અશિક્ષિત સમાજનો ઉપહાસ કરવાનો, તેમના અનેક હાસ્યાસ્પદ વિચારોની ઠેકડી કરવાનો અને હીનરુચિપૂર્ણ પ્રસંગ રજૂ કરવાનો મોહ બાષ્કલ વિનોદી લેખકો આવરી શકતા નથી. પરંતુ શ્રી. ઉમાશંકરનાં આ ગ્રામચિત્રોમાં સહાનુભૂતિપૂર્વક માનસનું ચિત્રાલેખન કરેલું હોવાથી એમાં માનવીભાવ યત્કિંચિત પણ બગડવા પામ્યો નથી. સાધારણ લેખકો માટે તો આવાં નાટકો માત્ર પ્રહસન જ બની બેસે છે.

'દુર્ગા' નાટકમાં મહાત્મા ગાંધીના તત્ત્વજ્ઞાનનો ભક્ત બનેલ હરનાથ નામનો લગ્ન પછી સાત વર્ષ સુધી કડક બ્રહ્મચર્ય પાળનારો આદર્શ જીવન જીવનારો એક સંયમી સત્યાગ્રહી ચીતર્યો છે. તેની પત્ની દુર્ગા તેના પતિને દેશસેવાના પ્રત્યેક કાર્યમાં સાથ આપે છે. માત્ર પુત્રવતી બનવાની તેની નૈસર્ગિક ઇચ્છાને તે રોકી શકતી ન હતી. સહજ સ્વભાવે તે 'એક જ દે ચિનગારી' એ પ્રાર્થનાગીત ગણગણતી હતી. પણ તેનો શુકમહામુનિ બનેલ પતિ તે પણ સહન કરી શકતો નથી. ચિનગારી શબ્દમાં કામચિનગારીનો અર્થ ભરેલો છે એવો આક્ષેપ મૂકી તે કહેતો: "આવો ભયંકર અર્થ તું ગીતમાં વણી શકે છે તે જોઈ હું કાંપું છું. બિચારો એનો પ્રથમ ગાનાર પણ આ જાણે તો થથરી ઊઠે!" પ્રો. પાઠક પોતાની પ્રસ્તાવનામાં કહે છે: "વચમાં કહેવાનું મન થઈ જાય છે. 'કંઈ થથરી ન ઊઠે!" સ્ત્રીહ્રદયમાં ઉત્પન્ન થયેલી આ નૈસર્ગિક જ્વાલા જ સંતતિ અથવા જીવનસાતત્ય એ શું કંઈ નવું છે? હરનાથનો એક પુરાણો મિત્ર બિહારી તેને ત્યાં આવ્યો છે. દુર્ગા અને બિહારીના નાનપણમાં લગ્ન ગોઠવાયાં હતાં. નિયમ પ્રમાણે પ્રભાતે બ્રાહ્મમુહૂર્તમાં ફરવા જનારા હરનાથને દુર્ગા પોતાની અતૃપ્ત હ્રદયવાસનામાં પોતાને જ વિશ્વાસ ઊઠી ગયેલો હોવાથી બહાર ન જવાનું કહે છે. પણ સિદ્ધાન્તી હરનાથ તે ન ગણકારતાં બહાર જાય છે. દુર્ગા ને બિહારી પ્રભાતને લીધે અંધારામાં ઘરમાં ભેગાં મળે છે. તેમની વચ્ચે વાતચીત શરૂ થાય છે. નાનપણના સંબંધયોગે એકમેક વચ્ચે વિશ્રબ્ધ ગોષ્ઠિ શરૂ થાય છે. દુર્ગા ધીમેધીમે બિહારી તરફ ઢળે છે. એટલામાં બહાર ગયેલો હરનાથ કોઈ બાઈએ તરતના જન્મેલા ને નાખી દીધેલા બાળકને લઈને ત્યાં આવે છે.

દુર્ગા: (ડધાઈ જઈને, કયાંથી આ...? (બિહારી જોઈ જ રહે છે)

હરનાથ: (એના ચહેરા પર અજબ ઉલ્લાસનું તેજ ફરકે છે) પેલા અનાથાશ્રમને ઓટલે મારી આગળ આગળ ચાલતી કોઈ બાઈ આને મૂકી ગઈ. (સહેજ સ્મિતથી) તારી સવારની પ્રાર્થના ફળી એમ મને થયું! તારે મારો ઉપકાર માનવો જોઈએ! (હાથ લંબાવી બાળક આપવા કરતો) દેહ અબજને તારાં કરી શકતી નથી તો લે આ 'એક જ'ને તારું કર!

દુર્ગા: (એક ડગલું પાછળ ખસી જઈને, શિથિલતાથી) આમ મારી મશ્કરી?

હરનાથ: (માથું નમાવીને) જગદંબા! હવે ચંડી મટી દુર્ગા થાઓ!

બિહારી: (હિંમત એકઠી કરીને બોલે છે, ધીમે અવાજે) હરનાથ! તારી બાજુ તો નિર્દોષ છે. તારો આદર્શ તો અજબ ઊંચો છે. પણ બિચારી (દુર્ગા તરફ આંગળી કરી) આને તું... (પળેક થંભીને) અમે...

દુર્ગા: (નાકે આંગળી અડાડી મના કરતી) અરે, નહિ! (હરનાથના પગમાં ઢગલો થઈ જાય છે) એમ તો મેં સાત વરસ એમની સાથે કાઢ્યાં છે!

'ઉડણ ચરકલડી', 'શલ્યા', 'ખેતરને ખોળે', 'કડલાં', ઇત્યાદિ અનેક નાટકોમાં તેમણે માનવી સ્વભાવના નિરનિરાળા નમૂના વાચકવર્ગ સમક્ષ રજૂ કર્યા છે. 'ઉડણ ચરકલડી' નામના નાટકમાં મિત્રના લગ્નમાં આવેલા એક તરુણ છોકરા પર ગામડાની એક ભોળી છોકરીનું મન ઠરે છે. બહેનપણી બહેનપણી વચ્ચે લગ્નની વાતો થાય છે. બિચારી ચંદણી રહુરહુ થાય છે. કારણ કે ગામડામાં વયમાં આવેલી પણ લગ્ન ન થયાં હોય તે છોકરીને કેટલીય વિટંબણા હોય છે. "મારાથી ય નાનીનાની ગોઠણો જતી રહી. લગ્નોમાં માલવું તે મરવા જેવું લાગ્યું છે મને ઓણ તો! ને પાણિયારીને કૂવે ઓછાં મેણાં સાંભળ્યાં છે? તોબા બાપજી" આવા ત્રાસથી કંટાળેલી ચંદણી કેશુના પ્રેમમાં પડે છે. પણ શું હિંદુબાળાનું લગ્ન તેની ઇચ્છા પર આધાર રાખે છે ખરું? તેનો બાપ ભારે હર્ષથી તેને કહે છે કે કેશુના બાપા સાથે તારા વિવાહ નક્કી કર્યા છે! 'કડલાં' એ ગરીબ ઠાકરડીનું ચિત્ર છે. ઘરે વેવાઈ આવ્યા હોવાથી રસોઈ માટે સાહુકારને ત્યાં ઉધાર દાણા માગવા જાય છે. પણ સાહુકાર કંઈ પણ ગીરો મૂકયા વિના થોડો જ માલ આપે! દલિત પ્રજાનું અત્યંત હૃદયભેદક ચિત્ર શ્રી. ઉમાશંકરે આ નાટકમાં આલેખ્યું છે. તેમણે દોરેલું એકેએક ચિત્ર આપણે જોતા જઈએ તો હળવા હાથે મનુષ્યમનના સૂક્ષ્મ ભાવોની સમસ્યાઓ છોડાતી જોઈને આપણને આશ્ચર્યચકિત કરી નાખે એવી એમની હથોટી છે. સૂક્ષ્મ નિરીક્ષણ, વેદનાયુક્ત વિનોદ અને વાસ્તવદર્શી લેખન એ એમના યશનાં ત્રણ પ્રધાન કારણો છે. તેમનાં લખાણોમાં મૂળથી તે અંત સુધી પુરોગામી તત્ત્વ ભરેલું છે. એમનાં પાત્રોનાં મનની સૂક્ષ્મ વેદનાઓ તેમની પાસેથી જ ન રજૂ કરાવતાં તે તે વેદનાના કારણરૂપ વ્યક્તિઓ પાસેથી આપણી સમક્ષ તેનું સારું ય દર્શન કરાવે છે. આ સંગ્રહમાંનું છેવટનું નાટક 'વિરાટ જનતા' છે. એની અગાઉના નાટકમાં સૂચિત કરેલા પણ ન દર્શાવેલાં બધાં ય પાત્રો તેમણે અહીં રજૂ કર્યાં છે. આ એક બુદ્ધિનો ખેલ છે. પણ તે એમણે ફતેહમંદ રીતે રજૂ કર્યો છે. શ્રી. ઉમાશંકરના આ સમગ્ર નાટકસંગ્રહનું જો મરાઠી ભાષાન્તર થાય તો કેવળ ઉપરોધ, નર્મ વિનોદ, ફ્રોઈડનાં પુસ્તકો વાંચી તૈયાર કરેલા કૃત્રિમ માનવી નમૂનાઓ ઇત્યાદિ સાધનો ઉપર જ આધાર રાખી લઘુકથાઓ અથવા નાટિકાઓ લખી પ્રકટ કરનારા આપણા અનેક લેખકોને પોતાને જ પોતાની કંગાળ સાહિત્યકૃતિનું ભાન થશે.

## શ્રાવણી મેળો અને ત્રણ અર્ધું બે

કાવ્ય અને નાટકોના બંધનયુક્ત ચોકઠામાંથી બહાર આવી સ્વતંત્ર બનેલી શ્રી. ઉમાશંકરની લેખનકળા લઘુકથાના ક્ષેત્રમાં ઘણી યશસ્વિની બની છે. 'શ્રાવણી મેળો' અને 'ત્રણ અર્ધું બે' એ એમના લઘુકથાસંગ્રહો પ્રસિદ્ધ થયેલા છે. નાટકોની જેમ એમની લઘુકથા પણ રોજના સામાન્ય પ્રસંગો પર આધારભૂત બનેલ છે. એક સમાલોચકના કહેવા પ્રમાણે વેધક, દર્દમય, રોમાંચકારી આપઘાત, આજારી, આત્મહત્યા, અત્યાચાર અથવા ભયંકર પ્રસંગ પોતાની વાર્તાના કથાવસ્તુ માટે શોધવાની એમને જરૂર પડતી નથી. વાસ્તવિક જીવનમાં જ મૂળ ઘાલી બેઠેલી કરુણતાને સહાનુભૂતિ તથા નાજુક વિનોદની સફાઈદાર પીંછીથી એમણે રંગી બતાવી છે. માનવી સ્વભાવમાં રહેલાં ઉદાત્તતા અને સંકુચિતતા, પ્રેમ અને નિષ્ઠુરતા, ઋજુતા અને દંભ એ બધાંને યથાર્થરૂપે દર્શાવતી વેળા એમની વૃત્તિ

નિર્વિકલ્પ યોગીની નહિ પરંતુ માનવસંસારમાં રસ લઈ રહેલા લોકસંગ્રાહકની છે. એમણે યોજેલા વિનોદી પ્રસંગો વાંચતાં ચાર્લી ચેપલીનનાં ચિત્રપટોનાં રહસ્યોની યાદ આવે છે. ચાર્લીનાં ચિત્રો વિનોદી છે. અનેક મુશ્કેલ પ્રસંગોમાં પડેલો ચાર્લી વિનોદ ઉત્પન્ન કરે છે એટલું જ નહિ, પરંતુ પોતા પ્રત્યે પ્રેક્ષકોના મનમાં જે કારુણ્ય, જે સહાનુભૂતિ નિર્માણ કરે છે તેથી તેમનામાં અને બીજા વિનોદી વિદૂષકોમાં મોટું અંતર રહેલું છે. એમનું Modern Times ( નવ મનુ ) ચિત્રપટ લો. યંત્રસિદ્ધ અને યંત્રમૂઢ બનેલા સમાજનો ઉપહાસ કરતાં તેમણે મનુષ્યકૃત યંત્ર અને યંત્રકૃત મનુષ્યોમાં રહેલો કરુણ ભેદ ઘણી જ સુંદર રીતે ચીતર્યો છે. વિનોદ એ શ્રી. ઉમાશંકરનો મોટો ગુણ છે. સામાજિક અને બૌદ્ધિક વિષમતામાં પણ સંસારમાં નિર્માણ થયેલા ભિન્નતા પાયા પર તેઓ પોતાના વિનોદની ભૂમિકા રચે છે. તેમનો આ વિનોદ તેમના કાવ્યમાં પણ ઠેકઠેકાણે તરી આવે છે. એમના કથાસંગ્રહમાંની સારીય વાર્તાઓનો અહીં ઉલ્લેખ કરવો શક્ય નથી. તથાપિ પુરોગામી લેખક કેવો હોય તેનું પ્રત્યક્ષ ઉદાહરણ બતાવવું હોય તો શ્રી. ઉમાશંકરની લઘુકથા, નાટકો, અને કાવ્યો સહેજે આગળ કરી શકાય. આપણી ભલીભૂરી જડ પૃથ્વીમાંથી જ એમણે પોતાની સારી ય સાહિત્યસૃષ્ટિ નિર્માણ કરી છે. પહેલા વરસાદથી ભીંજાયેલી માટીની વાસ જેમ મધુર હોય છે તેમજ પોતાની પ્રતિભાથી સીંચાયેલી આ માનવીમનની ભૂમિની આ કથાસૃષ્ટિ ઘણી જ મજેની લાગે છે. હમણાં જ પ્રકટ થયેલા 'ત્રણ અર્ધું બે' નામના કથાસંગ્રહમાં 'ચક્કીનું ભૂત', 'એક સુખી કરુણાન્ત', 'ત્રણ અર્ધું બે', 'પરબીડિયાં', 'વસ્તો', 'કલ્પના પત્ની', 'નંદિની' ઇત્યાદિ વાર્તાઓ આવેલી છે. 'ત્રણ અર્ધું બે' નામની વાર્તામાં એક તરુણ છોકરી પર પ્રેમ કરનારો એક તરુણ પોતાની એક મૈત્રિણીને ઘરે પોતાના પ્રેમપાત્રને મળે છે. ધીમે ધીમે તે મૈત્રિણીના મનમાં તેના તરફ અનુરાગ ઉત્પન્ન થાય છે. મનુષ્ય સમાજમાં સનાતન રહેલા પ્રેમત્રિભંગ (Love Triangle) પર આ વાર્તાની રચના થઈ છે. આ ત્રિભંગનો તોડ આણવાની ચતુરાઈ એક પારસી ફોટોગ્રાફર પાસે ત્રણે ફોટો પડાવવા ગયાં છે ત્યાં બતાવવામાં આવી છે. આ પારસી ફોટોગ્રાફરનું ઘણું જ મજાનું ચિત્ર શ્રી. ઉમાશંકરે દોર્યું છે. બિચારા ફોટોગ્રાફરના કલાપૂર્ણ મનથી બે છોકરી અને એક પુરુષ એવી સ્થિતિ સહન ન થઈ શકી. એક પુરુષને બે તરુણિકાને અર્ધે ભાગે વહેંચી આપવાની ફોટોગ્રાફરની ચાલાકી તેમણે બે જોડી નિર્માણ કરીને બતાવી છે. આમ ગણિતશાસ્ત્રને ન રુચે એવો 'ત્રણ અર્ધું બે'નો કોયડો જગત સમક્ષ રજૂ કર્યો છે. 'પરબીડિયાં' યા 'દસકા પછીની વાત' એ વાર્તામાં ઉપરોધ માર્મિક છે. રાષ્ટ્રીય ચળવળની ધામધુમીમાં જેલમાં ગયેલો એક આગેવાન જેલમાં જ પોતાના હાથે તૈયાર કરેલાં કાગળનાં પરબીડિયાં એક સ્વયંસેવકને બહાર મોકલી આપે છે. સરકારી કાગળના પરબીડિયાં પર પોસ્ટ ખાતાએ એક પાઈનો વધારાનો કર નાખ્યો છે. તેના વિરોધરૂપે અને સ્વાવલંબનના દૃષ્ટાંતરૂપે આ પરબીડિયાં તૈયાર કરવામાં આવ્યાં હતાં. અનેક વર્ષ પછી હિંદુસ્તાન સ્વતંત્ર થતાં રાષ્ટ્રીય ધારાસભા (National Assembly)માં એક વેળા એ શીપો સારો સ્વયંસેવક કાયદામંડળનો સભાસદ બની રાષ્ટ્રીય-નેતાઓની સ્મૃતિ રહે એટલા માટે એક રાષ્ટ્રીય સંગ્રહાલય (Museum) સ્થાપવાનો ઠરાવ લાવે છે. પોતાના ભાષણમાં ગતકાલના મહાન આગેવાને પોતાને હાથે તૈયાર કરેલાં પોસ્ટ પાકીટનો ઉલ્લેખ કરે છે. એવા સંગ્રહાલયને માટે થતા ખર્ચના પૈસા ક્યાંથી કાઢવા એવા

નાણાખાતાના મંત્રીના પ્રશ્ન પર વિચારતાં પોસ્ટના પરબીડિયાં પર એક પાઈનો વધારાનો કર નાખવાથી યે સહેજે એ ખર્ચ નીકળી રહેશે એમ એ સભાસદ કહે છે. સંગ્રહાલયમાં રાખવા લાયક પાકીટ જે કરના વિરોધરૂપે તૈયાર કરવામાં આવ્યું હતું તે જ પાકીટને માટે સંગ્રહાલય તૈયાર કરવાનાં નાણાં નવો એવો જ કર નાખી ભેગાં કરવાં એમ કહેનારા સભાસદના રાષ્ટ્રીયત્વ અને નૈતૃનિષ્ઠાનો સુંદર વિરોધ આ વાર્તામાં યોજવામાં આવ્યો છે.

'વસ્તો' એક ઉડાણી પણ ગુનેગાર વૃત્તિના માણસની કથા છે. 'એક સુખી કરુણાન્ત' તો કોલેજમાં યુવકયુવતીના પ્રેમ પર લખેલી એક ચટકદાર વિનોદી કથા છે. ગોપાળ ( વિદ્યાર્થીઓએ આપેલું નામ. સંપૂર્ણ નામ તો લાલા હરગોપાળ સોહાની ) મંજુલા ચિટણીસના પ્રેમમાં સપડાય છે. તે તો શ્રીમંતની લાડીલી દીકરી અને આ તો ભિખારી. તે તો હોશિયાર જ્યારે આ તો ઢ. સંસ્કૃતમાં બે વર્ષ નાપાસ થતાં તે અને મંજુલા એક વર્ગમાં આવ્યાં. જે સંસ્કૃતના વિષયે દગો દેવાથી મંજુલાની સંગતનો તેને લાભ મળ્યો તે જ વિષય મંજુલાએ બી. એ.માં લીધો તેથી આ શૂરવીરે પણ તે જ વિષય લીધો. ગોપાળની પ્રેમકથાની અને મૂક અનુરાગની મંજુલાને ખબર ન હતી. બીજા વર્ષની પ્રીલિમિનરી થતાં મંજુલા કોલેજમાંથી સદાની ચાલી જવાની એ વિચારે બિચારો પરીક્ષા વખતે ગાંડા જેવો થઈ ગયો. પરીક્ષા ચાલુ થતાં જે દિવસે પેપર હતું તે દિવસે અગિયાર વાગતાં જ આવે છે ને લાયબ્રેરીમાં જાય છે. તેને જોઈને ગોપાળ સામી દિશાએથી તેના તરફ જાય છે ને વિચાર બદલાતાં એકદમ પગનો અવાજ કરી પાછો ફરે છે. અવાજ સુણી મંજુલા પાછી વળી ચિઢાઈ જઈને એ તોફાની છોકરાને થાપટ લગાવવા તેના તરફ જુએ છે. ત્યાં તો તેનો નિર્દોષ પણ કરુણ ખિન્ન ચહેરો જોઈને પાછી પડે છે. બંને જણાની બી. એ.ની પરીક્ષા બે વર્ષ લંબાય છે. પાછળ રહેલા છોકરાઓ તેમની સાથે થઈ જાય છે. પણ લાયબ્રેરીનો એક ખૂણો 'મંજુલા ગોપાળ'ને માટે રિઝર્વ્ડ રહેવા લાગ્યો. કોઈ પણ સહૃદયી કોલેજિયન એમની રાખેલી જગાએ બેસતો નહિ. મંજુલા ગોપાળને ઋગ્વેદની ઋચાનો અર્થ સમજાવવા પ્રયત્ન કરે છે પણ એ દુર્દમ્ય પ્રણયી પુરુષના જડ ભેજામાં ઋગ્વેદની ઋચાઓ પ્રવેશવાને બદલે ઋગ્વેદનીય પહેલાં હજારો વર્ષ પર રચાયેલી સનાતન પ્રેમની ઋચાઓ ઘર ઘાલી બેઠી હતી! તે સારુંય દૃશ્ય જોઈ એક મિત્ર બીજા મિત્રને કહે છે, 'કેટલી કરુણાંત ઘટના.' બીજો કહે છે, "કેટલી સુખાન્ત! જગતના નૈષ્ઠુર્યમાંથી બેત્રણ વરસ માટે પણ મંજુગોપાળ બચી ગયાં એ કહેને! એ જ બસ છે. જગત જેવું છે તેમાં આથી વધારે સારો સુખાન્ત હું તો કલ્પી શકતો જ નથી." સંસ્કૃતનો વિષય સહન કરી શકે અને શોભી શકે એટલી વખત તેઓ નપાસ થઈ આખરે બિચારાં પોતપોતાના ભિન્ન સમાજચક્રમાં ખેંચાઈ જાય છે. 'ચક્કીનું ભૂત' એક કરુણ કથા છે. લોકોની ગેરસમજુતીને લીધે જબરજસ્તીએ જેને માંત્રિક બનાવેલો એવા અમથા નામના એક સુતારની એ દુઃખમય કથા છે. એક ગામડામાં બંધ પડેલી ચક્કી ગામના સુતારથી પણ યત્ન કરતાં ચાલુ ન થઈ. અમથો પોતાને ગામ પાછો જતાં સહજ સ્વભાવે અને તરસ લાગી હોઈ ટાળું જોઈને ચક્કી પાસે જાય છે. વિશેષ માહિતી નહોતાં એ સહેજ ઠોકઠાક કરે છે, ને એટલામાં ચક્કી ફરતી થાય છે. ગામના સુતારે ગામમાં પોતાનું વજન ઘટી જશે એમ સમજીને અમથાએ મંત્રવિદ્યાથી ચક્કીમાંનું ભૂત દૂર કર્યું હતું એવી થાપ આપી અને તેથી લોકાગ્રહને લીધે અમથો માંત્રિક ગણાયો. ધીમે ધીમે અમથાની કીર્તિ વધતી ગઈ. ભૂત કાઢવા માટે, છોકરાં થવા માટે, ઇત્યાદિ બધી વિદ્યાને અંગે લોકો તેને જ પૂછતા. અમથો શ્રીમંત બન્યો. એક વખત

અમથાનો પુત્ર ન્યૂમોનિયાની બિમારીનો ભોગ બન્યો. બધાંય છોકરાંને મંત્રેલું પાણી દેનારો ગરીબ બિચારો અમથો મરવા પડેલા પુત્ર માટે ડોકટરને કેમ બોલાવી શકે? જો તે ડોકટરને બોલાવે તો તેના માંત્રિકપણાનો સારો સરખો ફારસ થાય. અમથો પોતાના પુત્ર માટે નાઈલાજે પોતે જ મંત્રેલું પાણી તૈયાર કરે છે. તે જ વેળા અમથાએ પહેલાં ગામનાં ભૂતને જે શીશીમાં પૂરી રાખ્યું હતું તે શીશી ગામની બહાર જે શીમળાના ઝાડ પર રાખી હતી તે ઝાડ વીજ પડતાં તૂટી પડયું તેથી શીશી ફૂટી જતાં ભૂત છૂટું થયું એવી બાતમી એક ગામડિયો અમથા પાસે આવી તેના પુત્રને આપે છે. આખરી પુત્રને અમથો પોતે મંત્રેલું પાણી પાય છે પણ પુત્રના મનમાં થાય છે કે ભૂત છૂટો છતાં બાપની વિદ્યા નષ્ટ થઈ છે. પુત્રના મૃત્યુ પછી અમથાની પુત્રવધૂ ઘરમાં ભૂત ભરાયું છે એમ બહાનું કરી ઘરમાંની વસ્તુઓ, દાગીના વગેરે બાંધી લઈ રાત્રે પલાયન કરી જાય છે. અમથાનો હવે કોઈ ભાવ પૂછતું નથી. પોતે બાંધેલું મોટું ઘર તેણે વેચવા કાઢયું પણ ભૂતના વાસવાળા ઘરનો કોઈ ગ્રાહક ન મળ્યો. પહેલાંની જેમ પોતાનાં જૂનાં હથિયારો લઈ અમથો કામધંધા માટે ગામેગામ ભટકવા લાગ્યો. 'માત્ર, દરમિયાન, કાળના વાંસલાએ એના ચહેરા પરથી નિર્દયપણે છોડાં ઉખાડી લીધાં છે.' શ્રી. ઉમાશંકરની અનેક વાર્તાઓમાં આ એક ઉત્કૃષ્ટ વાર્તા છે.

'કલ્પના પત્ની'* એ એક રસિક વાર્તા છે. એમાં મુંબઈના અપરિણીત વિદ્યાર્થીઓ એક ખોલી શોધવા નીકળ્યા છે તેનું વર્ણન છે. મુંબઈના જુનવાણી ઘરમાલિકો કુંવારાઓને ખોલી આપતા નથી. રૂમ મેળવવા માટે એ વિદ્યાર્થીઓએ યોજેલી યુક્તિપ્રયુક્તિઓનું આ વાર્તામાં રમૂજી વર્ણન કરવામાં આવ્યું છે. આ વાર્તા નિર્દોષતાથી ભરપૂર છે. નિર્દોષ વિનોદ એ શ્રી. ઉમાશંકરની ખાસિયત છે. 'નંદિની'* એ એક પ્રેમાળ છોકરીની કરુણ કથા છે. એની માતા સ્વર્ગસ્થ થઈ છે. ને એની સારીય વાંછના એની સાવકી માતા પર આધારભૂત છે. સાવકી માતા પણ એક યુવાન સ્ત્રી છે. અને બાળકના પડોશણની બહેન પ્રત્યેના પ્રેમની વિરોધી છે. પડોશણની બહેન એક આધુનિક જમાનાની યુવાન સ્ત્રી છે. નંદિની સાવકી માતાની બેદરકારીને લીધે ન્યૂમોનિયાથી મૃત્યુવશ બને છે. બાળક નંદિની, સાવકી માતા, લીલા અને પેલી અતિઅર્વાચીન સ્ત્રી એ નાજુક ચિત્રો છે. નંદિનીનો કચડાયેલો માતૃપ્રેમ વીસમી સદીની સ્ત્રીના હૃદયમાં વાત્સલ્ય પ્રેમ ઉત્પન્ન કરે છે. એ જ એ વાર્તાનું મુખ્ય કથાવસ્તુ છે. વાર્તાસંગ્રહમાં આ એક સુંદર વાર્તાઓમાંની એક છે, જો કે 'ચક્રીનું ભૂત' તો આ સંગ્રહમાં નિઃસંશય સર્વોત્તમ વાર્તા છે.

એમનો પ્રથમ વાર્તાસંગ્રહ 'શ્રાવણી મેળો' પણ એવી જ ઉત્કૃષ્ટ વાર્તાઓથી ભરેલો છે. એમણે પોતે જ જાણે કે પોતાના આ કથાસંગ્રહનું વર્ણન એક બંગાળી કાવ્યપંક્તિમાં કર્યું છે તે યથાર્થ છેઃ "ધન્ય ધરાર માટી જગતે ધન્য જીવેર મેલા." 'શ્રાવણી મેળો' એ સંગ્રહમાં 'હીસ્લી', 'ઈનામી વાર્તા', 'અમુચમુ', 'લોહી તરસ્યો', 'મારી ચંપાનો વર', 'શેવમાનની', 'શ્રાવણી મેળો', 'પગલીનો પાડનાર', ઇત્યાદિ ઉત્તમોત્તમ પંદર કથાઓ આપેલી

* આ બે વાર્તાઓનો ઉલ્લેખ 'જ્યોત્સ્ના'ના અંકમાં પ્રકટ થયેલા શ્રી. ઉમાશંકર પરના પરિચયમાં નથી. પરંતુ શ્રી. સુજેએ સમય મેળવી શ્રી. ઉમાશંકરના વાર્તાસંગ્રહ વિષેના પોતાના લખાણમાં ગુજરાતીના વાચકો માટે આ 'કલ્પના પત્ની' અને 'નંદિની' વિષેનું લખાણ મને મોકલી આપ્યું છે. એ પરથી વાચક બંધુઓ જોઈ શકશે કે મૂળ મરાઠીમાં પ્રકટ થયેલા લખાણની અપૂર્ણ રહેલી વિગતો ગુજરાતીમાં આપણને મળી જાય છે. શ્રી. જોષીનાં કાવ્યો વિશે પણ શ્રી. સુજેએ આ પ્રકારની મહેનત લીધી છે—પિપાસુ]

છે. 'હીલ્લી'નો અનુવાદ બે માસ ઉપર 'વિહંગમ' માસિકમાં પ્રકટ થયો હતો. મહારાષ્ટ્રીય વાચકવર્ગમાં વાસ્તવ દર્શનનો પ્રેમ ઉત્પન્ન થયો છે. આ વખને પ્રો. રામનારાયણ પાઠકની અથવા શ્રી. ઉમાશંકરની લઘુકથાનો અનુવાદ (મરાઠી) જો કોઈ કરે તો તે મહારાષ્ટ્રમાં સત્વર લોકપ્રિય થઈ જાય. 'પગલીનો પાડનાર' એ એક હજી સુધી પોતાને ત્યાં પૌત્રનો જન્મ ન થયો હોવાથી ગામમાં આનંદી અને રમૂજી માણસ તરીકે ગણાતો એક વૃદ્ધ પોતાનો વંશ હવે ડૂબી જશે એવા ભયથી ધીમે ધીમે ચીડિયો, મનુષ્યદ્રેષી, ખિન્ન, ઉદાસ થઈ જાય છે તેનું કલાપૂર્ણ ચિત્ર છે. શ્રી. ઉમાશંકરની મોટે ભાગેની બધી કરુણાન્ત કથાઓમાં આશાભંગ દેખાઈ આવે છે. વાર્તાઓના પાત્રોના સ્વભાવનું પૃથક્કરણ કરતાં કરતાં જ્યારે એ મુખ્ય પાત્રોની ઉધ્વસ્ત થયેલી આશા ને ઇચ્છા બતાવે છે ત્યારે મનમાં એક પ્રકારની ઉદ્વિગ્નતા થઈ આવે છે. 'શ્રાવણી મેળો' એ એમની એવી જ કથા છે. ગામડામાં ભરાયેલા એક યાત્રાના મેળાનું આનંદદાયી વર્ણન એમાં છે. ગામેગામના લોકો એ મેળામાં આવે છે. ખેડૂતોનાં છોકરાછોકરીઓ ભેળાં મળે છે. જ્યારે આવે છે એકલાં ને જાય છે બેકલાં. ખેડૂતોના નાનકડા જગમાંના નિર્દોષ આનંદનું એટલું શુભ્રચિત્ર એમણે દોર્યું છે કે મન પ્રસન્ન થઈ જાય છે. મેળામાં મળેલી અંબી સાથે રહેવાની યોજના ઘડતો ઘડતો દેવો પ્રિયતમા સાથે ગામમાં પાછો ફરે છે ત્યાં માર્ગમાં તેને તેના પિતાનો શાહુકાર મળે છે. બાપે કરેલું દેવું ફીટાડ્યા પહેલાં અંબી સાથે લગ્ન કરવાની વાત વિચાર્યા બદલ દેવાને તે ટકોર કરે છે. બાપદાદાના ખેતરાં, "એ તો ચઢી ગયાં ચોપડે ક્યારનાં" એવું રાક્ષસી વાક્ય બોલી શાહુકાર ચાલી જાય છે. પોતાના લગ્ન પછી બાપદાદાની જમીન વીરચંદ કાકાની થઈ જવાની છે એ વિચારે દેવો ખૂબ અસ્વસ્થ બની ગયો. અંબીને થાપ આપી તે છટકી જાય છે. સંતપ્ત મનથી તે વીરચંદકાકાને એકાંતમાં મળવા વિચાર કરે છે. પછી શું થયું તે કોણ જાણે ? પણ દેવો રાજની તુરંગમાં બળદને ઠેકાણે જોતરાઈને ગોળગોળ ફરતો, રેંટની ગતિ તરફ જોતાં જોતા પોરના મેળાની યાદ તાજી કરતો, આપણી સમક્ષ શ્રી. ઉમાશંકરે ઊભો કર્યો છે. 'મારી ચંપાનો વર' એ એક માનસશાસ્ત્રીય કથા છે. તદ્દન યુવાનીમાં જ વિધવા બનેલી લક્ષ્મી અત્યંત રૂપવંતી છે. તેના જીવનમાં તેની નાની પુત્રી ચંપા તેનું સર્વસ્વ છે. ચંપા મોટી થાય છે ને લક્ષ્મી તેને માટે વર શોધી કાઢે છે. પોતાના બાળપણમાં જેની સાથે તે રમી હતી એવા પોતાની ઉમરના અને બીજવર પોતાની લાડકી ચંપાને માટે વર તરીકે પસંદ કરે છે. પોતાના બાળસખાને પોતાની પુત્રી જોડે પરણાવીને લક્ષ્મી જાણે પોતાના અનુપભુક્ત યૌવનનો અનુભવ લે છે એવી વિષમ ઘટના આ વાર્તામાં શ્રી. ઉમાશંકરે ઉપસ્થિત કરી છે. હીનરુચીનો સ્પર્શ પણ નથી એવી આ ચમત્કારિક કથા શ્રી ઉમાશંકરની અસામાન્ય કલાશક્તિનો નમૂનો છે. 'ગુજરીની ગોદડી', 'આદમિયત', 'છેલ્લું છાણું' આ વાર્તાઓ એક એક નવીન પ્રદેશ આપણી સમક્ષ ખડો કરે છે. એમની લઘુકથાની સમાલોચના કરતાં એક ટીકાકાર લખે છેઃ "એકંદર બધી જ વાર્તાઓમાં તળપદા લોકજીવનનું તીવ્ર સંવેદને ઘોળાતું વાતાવરણ સર્જાયું છે. એમાં લેખક પ્રચારક નહિ પણ પૃથક્કરણકાર બને છે. એ પૃથક્કરણને તળીએ લેખકનો પીડિત પ્રેમી આત્મા તો બેશક જાગૃત છે. ને વર્ગવિગ્રહના તૈયાર ચોકઠામાં ઢળવાતી વેળુશી વાણી જે કાળે આપણા પર વાહિયાત વાર્તાઓના ઢગલા લાદી રહેલ છે તે કાળે માનવતાનાં જ દિલસોજ પૃથક્કરણદ્વારા સમાજની સમસ્યાઓ પ્રત્યે આપણને અભિમુખ કરનારી આ વાર્તાઓ સાહિત્યકારોને માટે સવિશેષ આદરપાત્ર છે. કેમકે એ એક સમાજવાદી સાહિત્યકારનું સર્જન છે."

# ધ ર મા દા

[ A Child's Guide to Charity ]

મૂળ લેખકઃ બેવરલી નિકોલ્સ

અનુવાદકઃ રમણલાલ સોની

[ બાળક અને વડીલ વચ્ચે સંવાદો દ્વારા સમાજ ઉપર પ્રહારો કરવાની આ રીતનો સર્વપ્રથમ સફળ ઉપયોગ મહાત્મા ટોલ્સ્ટોયે કરેલો. ( જુઓ એમનું : 'તમને એ નહિ સમજાય.') તેવો જ બીજો. પ્રયત્ન હમણાં એક આંગ્લ લેખક Beverley Nichols–એણે કર્યો છે. બાળકના યુક્તિસંગત તર્ક આગળ વડીલનું શાણપણ કેવું પાંગળુ અને મૂર્ખ ઠરે છે એ આમાં બતાવ્યું છે. કટાક્ષનો આ અતિ તીવ્ર અને અસરકારક પ્રકાર ગણાયો છે. પાંચ વર્ષ થયાં આ સંવાદોનું પુસ્તક For Adults Only પ્રકટ થયું છે ત્યારથી દર વર્ષે એની બબ્બે આવૃત્તિઓ થતી જ આવી છે. આખા પુસ્તકમાં આવા અટ્ઠાવીસ સંવાદો છે, અને સંવાદો જેવાં જ કાતીલ ચિત્રોથી એ ભરપૂર છે. આ સંવાદો પરથી આજનું 'સંસ્કૃત' ગણાતું જીવન કયાં જઈ ઊભે છે તેનો અચ્છો ખ્યાલ આવે છે. હિંદને આ વિષે જે ચાનકની આ તબક્કે જરૂર છે તે આવા સંવાદો દ્વારા મળે છે એમ લાગવાથી, એકએ સંવાદના ગુજરાતી અનુવાદ આપું છું. 'સત્ય,' 'ફોટોગ્રાફી,' 'ટોકી,' 'ફર્સ્ટ નાઇટ,' 'સ્વાતંત્ર્ય,' 'જકાત,' 'પ્રસિદ્ધિ,' 'દવા' 'શાંતિ' વગેરે સંવાદો એ કોટિના છે. દરેક સંવાદનું નામ A Child's Guide to (Charity) આ જાતનું છે—આ નામમાં જ કેવો ભયંકર કટાક્ષ છે ! અનુવાદક]

વિશાળ ગોળ આયના સામે મા ઊભી છે—પોતાનું પ્રતિબિંબ અતિસંતુષ્ટ ચિત્તે જોતી. ઇન્દ્રધનુના રંગોના વાઘા તેણે સજ્યા છે, માથાના વાળમાં મુગટ સરીખી શોભતી વંકી તેજ પતરિયો બેસી છે. પગમાં ચંપલ છે—જે કલામય રીતે બતાવી આપે છે કે તેના પગના નખ સોનેરી રંગેલા છે.

બાળક આ પ્રતિમાને જુએ છે—તેની આંખમાં ગાંભીર્ય અને કંઈક મૂંઝવણ છે.

બાળકઃ તેં આવો સાજ શું કરવા સજ્યો છે, મમી ?
માતાઃ કારણ કે આજરાતે ધરમાદા ખેલમાં મારે ભાગ લેવા જવાનું છે.
બાળકઃ તું કયો પાઠ લેવાની છે ?
માતાઃ ( આનંદનો નિઃશ્વાસ લઈ ) હેલન ઑફ ટ્રોયનો.
બાળકઃ હેલન ખૂબ દયાદાન કરતી હતી, મમી ?
માતાઃ ( બેધ્યાનપણે ) હા.
બાળકઃ એટલે શું તેના નખ રંગેલા હશે ?
માતાઃ ( પહેલાં જેટલી બેધ્યાન નથી ) આટલા બધા સવાલ શા પૂછવા !
બાળકઃ હું રંગું મારા નખ, મમી ?

માતાઃ કદાપિ નહિ.

બાળકઃ શા માટે નહિ ?

માતાઃ કારણ કે એ ખ્યાલ જ હસવા જેવો છે. તું તો હજી બાળક છે.

બાળકઃ મારે હજી કેવડી મોટી થવું પડશે. મારા નખ રંગાવવા—

માતાઃ હં, ચૂપ કર.

બાળકઃ હેલને કેવડી ઉમરથી એના નખ રંગવા માંડેલા, મમી ?

માતાઃ મને નથી ખબર.

બાળકઃ એણે દયાળુ થવાનું શરૂ કર્યું પછી ?

માતાઃ હા, હા.

બાળકઃ એ કોની તરફ દયાળુ થતી, મમી ?

માતાઃ સૌની તરફ.

બાળકઃ અને તું પણ સૌની તરફ દયાળુ થાય છે, મમી ?

માતાઃ હું થવાનું કરું છું.

બાળકઃ તો જરા મને નખ રંગવા—

માતાઃ ( સખતાઈથી ) આમ તું મોઢામાં પીન નાખીશ તો પેટમાં ઊતરી પડશે, અને પછી તારાં આંતરડાં બહાર કાઢવાં પડશે.

બાળકઃ દાન શું કરવા કરતા હશે, મમી ?

માતાઃ ( અસ્પષ્ટપણે ) ઘણું ઉચિત કારણ હોય છે.

બાળકઃ શું કારણ ?

માતાઃ સેંકડો લોકોની ગરીબાઈ.

બાળકઃ કેવી ગરીબાઈ?

માતાઃ હં . . . ખરેખરી ગરીબાઈ વળી.

બાળકઃ એ ગરીબ લોકો ખેલમાં આવશે અને તારા નખ રંગેલા જોશે ?

માતાઃ ( ખિન્નતાથી ) કદાપિ નહિ.

બાળકઃ કેમ નહિ ? એમને નથી ગમતું એ ?

માતાઃ જરૂર . . . હું એમ કહું છું—એ જોવાનું નથી.

બાળકઃ ત્યારે શું જોવાનું છે ?

માતાઃ આ ખેલ ગરીબ લોકોના આનંદ માટે નથી.

બાળકઃ પણ તેં જ એવું કહેલું ને ?

માતાઃ ગરીબ લોકોને એનો લાભ મળે છે. પણ એ લોકો જોવા આવતા નથી.

બાળકઃ શા માટે નથી આવતા ?

માતાઃ છિ ! આવા અશક્ય સવાલો પૂછવા બંધ કર. એ લોકોને ફાવે જ નહિ.

બાળકઃ કેમ ન ફાવે ?

માતાઃ ન ફાવે. અને અમને પણ ન ફાવે.

બાળકઃ કેમ ? તને ગરીબ લોકો નથી ગમતા, મમી ?

માતાઃ બેશક મને તેઓ ગમે છે.

બાળકઃ તો પછી શું કરવા તું તેમને આવવા દેતી નથી ? એ લોકો જોશે તારા નખ—

માતાઃ (ગભરાઈને) ખુદાની ખાતર મારાં કપડાંને હાથ લગાડીશ નહિ! તું બધે ગંદા ડાઘા પાડી દઈશ. જાણે છે, આ કપડું સીત્તેર રૂપિયે વારનું છે!

બાળકઃ સાચેસાચ આ કપડું સીત્તેર રૂપિયા વારનું છે, મમી ?

માતાઃ હા. અને એટલી એની કિંમત છે.

બાળકઃ ગરીબ લોકો પણ એટલી એની કિંમત સમજે છે ?

માતાઃ (સાશંક) એટલે ? તું શું કહેવા માગે છે ?

બાળકઃ મને માત્ર નવાઈ લાગે છે.

માતાઃ હં, એમ નવાઈ લગાડવાની તારે જરૂર નથી. ભલીભોળી થતાં શીખ, અને વસ્તુ જેવી આવે તેવી સ્વીકારી લે.

બાળકઃ તેં તારા નખ જેવા હતા તેવા કેમ સ્વીકાર્યા નહિ ?

માતાઃ તું હવે બંધ કરીશ મારા નખની . . . ખરેખર . . . તું ત્રાસ આપે તેવી છોકરી છે. પાર્ટી વખતે મારે ખૂબ ઉત્સાહમાં હોવું જોઈએ, એને બદલે તું મારું મન છેક ખાટું કરી રહી છે.

બાળકઃ તું પાર્ટીમાં જવાની છે, મમી ?

માતાઃ ઠીક . . .

બાળકઃ તું જવાની છે, મમી ?

માતાઃ (પોતાની છોકરીનું મગજ ઘૂણ્યા થાય તેવો શબ્દાર્થને પકડવાનો ગુણ ધરાવે છે એ જોઈ શબ્દો કાળજીપૂર્વક પસંદ કરીને) હા, જરૂર, એમાં શ્રમ ઘણો પડે છે. મારે સરઘસ દોરવાનું છે. અને પછી . . . અને આખા ગામના ફોટોગ્રાફરો . . . (કંઈક આત્મભાન ભૂલીને) પણ ચોક્કસ, એ અફલાતુન બૅન્ડ તો હશે જ, અને વાળુ પછી ચારપાંચ બેહદ આનંદ પમાડનારા કલાકારો પણ ખરા જ. (એકાએક અટકી જઈને) કેમ તું આમ મૂરખ જેવું મોઢું કરી ઊભી છે ?

બાળકઃ હું વિચાર કરું છું કે આ ગરીબ લોકો કેવા નસીબદાર!

માતાઃ એટલે તું શું કહેવા માગે છે ?

બાળકઃ તેઓ કેવા નસીબદાર કે તું એમને કંઈ પૈસો આપી શકે તે પહેલાં તારે કેટલું કરવાનું છે તેનો તું વિચાર કરે છે.

માતાઃ મને નથી સમજાતું તું શું કહેવા માગે છે, પણ તું છેક મૂરખ દેખાય છે.

બાળકઃ ધાર કે તારે કોઈ પાર્ટીમાં જવાનું નથી, આ કપડાં પાછળ તું પૈસા ખરચતી નથી, પણ ઘેર જ રહે છે, અને તું એ ગરીબ લોકોને આપે છે આ નખ રંગવામાં વાપરેલા પૈસા . . .

માતાઃ (કઠોરતાથી) છેલ્લી વારકા કહું છું એ કોર પરની આંગળી ખસેડી લે. રીતભાત પણ તને કોઈએ હજી શીખવી નહિ ?

બાળક : હેલન બનવા માટે તને કેમ સૌએ પસંદ કરી, મમી ?

માતા : (રસથી હસીને) હો... મારા સમજવામાં, તેમને એમ લાગ્યું હશે કે હું જરા હેલન જેવી દેખાઉં છું.

બાળક : તું એવી દયાળુ દેખાય છે સમજી ?

માતા : દયાળુ ? (આસાનીથી) એની સાથે દયાદાનને શું સ્નાનસૂતક છે ?

બાળક : શું કહ્યું, મમી ?

માતા : (સહેજ ગુંચવાઈને) હું કહું છું... બેશક, અમે સૌએ બધો વખત દયાદાનનો જ વિચાર કર્યાં કરીએ છીએ, પણ એવો વખતે હોય છે.... હું એમ કહું છું ... મૂકી દે એ પીન બધી હેઠી ... મારે એ કહેવું છે કે દેર્લન કોણ બને એ વિચારતી વખતે તેમણે નક્કી કરવાનું હતું, હં, માત્ર દેખાવ પરથી. એટલે એમણે મને પસંદ કરી.

બાળક : હં, સમજી.

માતા : એમ તિરસ્કારભર્યા અવાજે 'હં, સમજી' કહેવાનું કંઇ કારણ ?

બાળક : 'દેખાવ પરથી' કહી તું શું કહે છે એનો હું વિચાર કરતી હતી.

માતા : હું નથી સમજતી.

બાળક : અદા કાકી કહેતી હતી કે તને પસંદ કરવાનું બસ એક જ કારણ હતું...

માતા : કહે, કહે.

બાળક : અદા કાકીએ શું કહ્યું એ કહું તો મારા નખ રંગવા દઈશ ?

માતા : નહિ, તારાથી ન રંગાય !

બાળક : તો મને લાગે છે કે અદા કાકીના બોલ હું ભૂલી ગઈ છું.

માતા : રે... તું કેવી રીતે આવું ભયંકર જૂઠાણું બોલી શકે છે !

બાળક : મારા નખ ...

માતા : વખતે... પછી વાત.

બાળક : ભલે, અદા કાકી કહે કે તને પસંદ કરવાનું એક માત્ર કારણ એ હતું કે કોઈ એ વિષે ઝઘડો ન કરે.

માતા : (હોઠના ખૂણામાં હસીને) વાહ અદા !

બાળક : અદા કહે, બાકી તો એ આખો વિચાર જ નરી બેવકૂફીથી ભરેલો છે.

માતા : શું ?

બાળક : અને કહે કે સાથેસાથ તારે પેલો પાઠ લેવો જોઈતો હતો મેસાનો...મેસાનો... શબ્દે યાદ નથી આવતો...

માતા : (ભૂત બોલતું હોય તેમ) અદા ! મને પહેલેથી વહેમ હતો કે... શું કરે છે તું ?

બાળક : મારાં મોજાં ઉતારી નાખું છું, મમી.

માતા : કેમ ? શા માટે ?

બાળક : કારણ કે મારે ય ધરમાદા ખાતે કંઈ કરવું છે.

માતા : ખસી તો નથી ગયું ? શું કરે છે આ !

બાળક : (ગળગળે સાદે) ઓ મમી, મમી, મને ખૂબ મન છે મારા નખ ...

માતા : (અને આ વખતે ખરેખરી થપાટનો અવાજ સંભળાય છે) જો તું એક પળ પણ હવે અહીં ઊભી છે તો મને ફેફરું થઈ આવશે. જા, જઈને સૂઈ જા. (થરથર કંપતી) મને ભય છે હું હવે રાત્રે મોઢું દેખાડી શકીશ...

[પણ એ દેખાડી શકે છે. અને સૌએ એક અવાજે કહ્યું એના નખ અતિ અતિ મધુર છે.]

## પ્રાતઃ-સ્મરણ

રમણ ન. વકીલ

પ્રતિ પ્રાતઃકાલે પ્રથમ પગલું જ્યાં હું ધરતો
પથારીમાંથી ત્યાં સ્મરણ તવ થાતું સહજમાં;
મ્હને ત્યારે થાતું દરદ ઉરમાં કૈં અવનવું
સુખી બીજી રીતે જીવન દિસતું સંકટભર્યું.

પ્રિયા દેખી દાઝે તવ પ્રતિ બતાવેલ મમતા,
પરન્તુ આ મ્હારે ઉર તવ સદા શલ્ય ખુંચતું.
કદી સ્વેચ્છાએ મ્હેં સ્મરણ તવ સ્વપ્ને નથી કર્યું,
છતાં કેડો મૂકે નહિ તું પછી મ્હારે કયહીં જવું ?

સ્હવારે હાથે હા! દરપણ ગ્રહી દાઢી ઉપરે
લગાવીને સાબુ, ખરરૂખરૂ અસ્ત્રે ઉઝરડી;
ખુંપો કાંટાળાને વદન પરથી દૂર કરવા
પ્રતિ પ્રાતઃકાલે મુકહૃદયથી દુઃખ સહવાં.

કદી એ નિષ્ઠાથી પ્રભુભજન જો મ્હેં કર્યું હતે,
અધિકારી આજે અમરપદનો તો બની જતે.



# પ્રજાબળનો પરિચય*

[ ખેડાનો સત્યાગ્રહ ]

તુલસીભાઈ મોતીભાઈ પટેલ

ઈ. સ. ૭૪૬ થી ૧૨૯૦ સુધી કાસરા અને કપડવંજ સિવાયનો ખેડા જિલ્લો અણહિલવાડ પાટણના રજપૂત રાજાઓને તાબે હતો. ચૌદમું સૈકું પૂરું થતાં તે અમદાવાદના રાજાઓના હાથમાં આવ્યો. અકબર બાદશાહે જ્યારે ગૂજરાત જીત્યું ત્યારે સન ૧૫૭૩માં મોગલ સલ્તનત સાથે તેનું જોડાણ થયું. સન ૧૭૨૦ થી ૧૭૫૦ સુધી ખેડા જિલ્લો મરાઠા અને મુસલમાન સૂબાઓ વચ્ચેના ઝઘડાનું ક્ષેત્ર થઈ પડ્યો હતો. ત્યારપછી દસ વરસ મુસલમાન બાબીઓના હાથમાં રહ્યો. સન ૧૭૫૩માં મરાઠાઓએ અમદાવાદ જીત્યું ત્યારે ખેડા જિલ્લો ગાયકવાડ અને પેશવાએ વહેંચી લીધો. આખરે ખેડા જિલ્લો ૧૮૧૭માં અંગ્રેજ સરકારના હાથમાં આવ્યો.

ગૂજરાત હિંદુસ્તાનનો બગીચો ગણાય છે. ખેડા જિલ્લાના સાત તાલુકાઓ પૈકી આણંદ, બોરસદ અને નડિયાદ તાલુકાનો ચરોતરમાં સમાસ થાય છે. તે સિવાય કપડવંજ, કાસરા, મહેમદાવાદ અને માતર એ ચાર તાલુકા મળી કુલ સાત તાલુકાઓ ખેડા જિલ્લામાં આવેલા છે.

ખેડા જિલ્લાનું ક્ષેત્રફળ ૧૬૦૮ ચોરસ માઈલ છે. તેની વસ્તી આઠ લાખ ચાર હજાર આઠસો માણસની છે. ખેડા જિલ્લાની એકંદર સરકારી ઊપજ રૂ. ૫૩,૪૦,૦૦૦ ની છે. તે પૈકી જમીનમહેસૂલની ઊપજ રૂ. ૨૨,૮૧,૦૦૦ છે.

ચરોતરમાં ગણાતા આણંદ, બોરસદ અને નડિયાદ તાલુકાની તમાકુ એકલા હિંદુસ્તાનમાં નહિ પણ દૂર દેશાવરોમાં વખણાય છે. આ સિવાય આ ભાગમાં મુખ્યત્વે કરીને બાજરી, બાવટો, જુવાર, કોદરા અને ડાંગર વગેરે કઠોર પાક છે.

મુસલમાની રાજ્ય દરમિયાન મહમદ બાદશાહે મહેમદાવાદ વસાવી ત્યાં ગૂજરાતની રાજધાની સ્થાપી હતી. તે સમયનાં ભોંયરાં, જૂનાં ખંડેરો અને ભમરિયો કૂવો જોવાલાયક છે. તે જ તાલુકાનું બીજું મુખ્ય ગામ ખેડા, શેઢી અને વાત્રક નદીના સંગમ ઉપર આવેલું છે. ખેડા અસલી ગામ છે. ગાયકવાડી રાજ્યઅમલમાં જિલ્લાનો સૂબો અહીં રહેતો હતો. હાલમાં પણ જિલ્લાનું સરકારી મથક અહીં જ છે; જોકે નડિયાદ ગામ આખા જિલ્લાની મધ્યમાં આવેલું હોવાથી અને વેપાર તેમજ રાજકીય જાગૃતિમાં સૌથી આગળપડતું હોવાથી તે જ જિલ્લાનું કેન્દ્રસ્થાન છે.

* તા. ૨૫-૯-૩૭ને રોજ ગૂજરાત વિદ્યાપીઠમાં આપેલું ભાષણ.

કેટલાંક વર્ષોથી ખેડા જિલ્લો પાકની નિષ્ફળતા, દુકાળ, ચેપી અને ઝેરી રોગો તથા ખેતીવાડીનાં સામાન્ય સંકટોથી પીડાતો હતો. ગુજરાતમાં છપ્પનિયાનો દુકાળ જાણીતો છે. તે વર્ષોમાં સેંકડો માણસો અને હજારો ઢોર આ જિલ્લામાં ભૂખે મરી ગયાં, ત્યારપછી નબળાં વરસ આવવા લાગ્યાં એટલે ખેડૂતોની સ્થિતિ બગડવા લાગી. છપ્પનિયા પછી કંઈક ઓછો આકરો દુકાળ અડસઠની સાલમાં પડ્યો. તે વર્ષે માણસો કરતાં ઢોરની પાયમાલી વધારે થઈ અને ખેડૂતોને માથે દેવાં ચડી ગયાં. આ પહેલાં અને પછી વરસાદની ઊણપ અને અનિયમિતતાને લીધે ખેતી નબળી પડવા લાગી. ૧૯૧૪માં લડાઈ શરૂ થઈ, તે પછી મોંઘવારી વધી ગઈ. તેથી એક રીતે ખેડૂતોને ફાયદો થયો, પાકની કમીના ભાવથી કંઈક પુરાતી. પણ બીજી બાજુએ જિંદગીની હાડમારી ઘણી વધી ગઈ. કાપડ, કેરોસીન, વગેરે વસ્તુઓ અને બહારથી લાવવા પડતા અનાજની મોંઘવારી સાલતી. આ હકીકત ધ્યાનમાં રાખી હવે આપણે લડતના ઇતિહાસમાં ઊતરીએ.

## લડતનો આરંભ

ગુજરાતમાં એટલે કે ખેડા જિલ્લામાં સાધારણ રીતે ૨૫ થી ૩૦ ઈંચ વરસાદ પડે છે. પણ સંવત ૧૯૭૩ના ચોમાસામાં તો ૭૦ ઈંચ વરસાદ પડ્યો. પરિણામે ચોમાસુ પાક નિષ્ફળ નીવડ્યો. આગેતર વાવેતરવાળાને ડૂંડાંમાં અનાજના કણ ભરાયા; પણ વરસાદના સતત મારથી ડૂંડાં અને રાડાં કોહી ગયાં. પરિણામે આ મહેનત નિષ્ફળ ગઈ. વરસાદ લગભગ દશેરા સુધી ધોધમાર પડ્યા જ કર્યો. એટલે બીજી વખત વાવેતર થઈ શક્યું નહિ.

ખેડૂતોના કમભાગ્યની કહાણી આટલેથી જ ન અટકી, પણ ભારે વરસાદના નુકસાન છતાં પણ જે કંઈ થોડોઘણો છૂટોછવાયો પાક ઊભો હતો તેમાં અનેક પ્રકારના રોગ પડ્યા અને ખેતરોમાં ભૂરા ઉંદરના ઉપદ્રવે પાકનો સમૂળગો અંત આણ્યો.

આવા સંજોગોમાં ખેડૂતોને રાહત કેમ મળે તે પ્રશ્ન ઊભો થયો. સાધારણ રિવાજ પ્રમાણે વરસાદ ન હોય ત્યારે સરકારની આંખ ઊઘડે; તેમ લોકો પણ જાણે કે દુકાળમાં સરકાર રાહત આપવા બંધાયેલી છે. પણ આ વખતે ઊલટું હતું, એટલે સરકારને રાહત આપવાનું તેમજ પ્રજાને રાહત માગવાનું સૂઝે તેમ ન હતું. આ સમયમાં 'હોમરૂલ'નો પવન વાતો હતો. સાથે સાથે 'મૉન્ટેગ્યુ પિટીશન'—એટલે હિંદી મહાસભા અને મુસ્લિમ લીગે લખનૌમાં ૧૯૧૬માં સુધારાની જે યોજના તૈયાર કરી હતી તે અમલમાં મૂકવાની અરજી–ઉપર મહાત્મા ગાંધીજીની સૂચનાથી સહીઓ લેવાનું કામ ચાલતું હતું, અને ગુજરાત સભાના ઉત્સાહી સભાસદોનાં પ્રતિનિધિમંડળો ઊંઘતી પ્રજાને કુંભકર્ણની નિદ્રામાંથી જાગ્રત કરવા ગામેગામ ઢંઢોળતા ફરતા હતા. પ્રજા કાંઈક જાગ્રત થઈ પણ ઊંઘનું ઘેન નહિ ઊતરેલું તેવા સમયમાં આ લડતની શરૂઆત થઈ.

ઠાસરા, ખેડા જિલ્લાના કપડવંજ તાલુકાનું પુરાતન ગામ છે. તે નાની પણ સુંદર સરિતાને કાંઠે આવેલું છે. ત્યાં બ્રાહ્મણ, પાટીદાર, વાણિયા, મુસલમાન, ધારાળા, ભાવસાર, અંત્યજ વગેરે કોમો વસે છે. ગામની કુલ વસ્તી ચાર હજાર ગણાય છે. હિંદનાં બીજાં ગામડાં માફક આ ગામ નિર્ધન થઈ ગયું છે, છતાં તેણે પોતાનું ગૌરવ ગુમાવ્યું નથી. પ્રજાજનનાં શરીર સુકાયાં છે, છતાં તેની અંદરનો આત્મા હજી લીલો અને તાજો છે.

એકંદરે અત્યારની દષ્ટિએ જોતાં ગામલોક અભણ અને પછાત કહેવાય; છતાં પણ રાજદ્વારી વિષયોમાં લડત કરનાર માણસોનો તેણે ઠીક ફાળો આપ્યો છે. એટલું જ નહિ, પણ પ્રત્યેક દેશોન્નતિના વિષયમાં તેઓ ભાગ લેતા આવ્યા છે. હોમરૂલની ચળવળની શરૂઆતમાં લીગની શાખા સ્થાપી, મિ. મોન્ટેગ્યુને કરવાની અરજી ઉપર સહીઓ કરી હતી. કૉન્ગ્રેસ અને મુસ્લિમ લીગની સ્વરાજની માગણીનો સ્વીકાર કરી, મિ. મોન્ટેગ્યુના હિંદમાં આવવાના, મુદ્દાઓનો અભ્યાસ કરી, તથા અલીભાઈઓ અને એની બિસેન્ટની નજરકેદ, યુરોપીય વિગ્રહ વગેરે વિષયોનો અભ્યાસ કરી અહીંના લોકો રાજકીય બાબતોમાં પોતાનું જિગર રેડી રહ્યા હતા.

### બેસતે વર્ષે

આવી જાગ્રત પ્રજાને અતિવૃષ્ટિનું દુઃખ સાલ્યા વગર કેમ રહે? સૌ કોઈ મુક્તિ અને રાહતનો માર્ગ શોધવામાં પડ્યા. કડલાલ અને તેની આસપાસનાં ગામોના ખેડૂતોના પાકની તપાસ કેટલાક માણસોએ શરૂ કરી. જેને પૂછ્યું તેણે દુઃખની કહાણી દયામણે મોઢે હૃદયના ઊંડા દર્દથી વર્ણવી. તપાસ કરનાર મંડળ ઉપર આની ઊંડી અસર થઈ. તેમણે જમીન-મહેસૂલની રાહતના નિયમો તપાસ્યા અને તેમાંથી એક મુદ્દો તારવ્યો કે ચાર આનીથી ઓછો પાક થાય તો એક વરસ જમીનમહેસૂલ મુલતવી રહે.

આ ઉપરથી એક અરજી ઘડવામાં આવી. તેમાં લખવામાં આવ્યું કે આ વરસે એકંદર પાક ચાર આનીથી ઓછો હોવાથી સરકારે મહેસૂલ લેવાનું આ સાલ મોકૂફ રાખવું.

કડલાલમાં બેસતા વર્ષને દિવસે આ અરજી લોકો સમક્ષ રજૂ કરી. અરજી સૌએ પસંદ કરી ને છપાવી ગામેગામ મોકલવામાં આવી. નડિયાદ હોમરૂલ લીગની મારફત ૧૮,૦૦૦ અને કડલાલ મારફત ૪,૦૦૦ સહીઓવાળી અરજી ઈ. સ. ૧૯૧૭ના નવેમ્બરની ૨૦ મીએ મુંબઈ સરકાર ઉપર રવાના કરવામાં આવી.

નડિયાદમાં તા. ૨૫મી નવેમ્બરના રોજ સંતરામના મંદિરમાં શ્રી. ગોપાળદાસ વિહારીદાસ દેસાઈના પ્રમુખપણા નીચે જાહેરસભા બોલાવવામાં આવી. જિલ્લાના પ્રતિષ્ઠિત ગૃહસ્થોના પ્રતિનિધિમંડળને કલેક્ટરસાહેબ પાસે મોકલવાની વ્યવસ્થા કરવી; ના. ગોકુળદાસ પારેખ અને ના. વિઠ્ઠલભાઈ પટેલને ધારાસભામાં આ સવાલ ઉપાડી ખેડૂતોને રાહત અપાવવા પ્રયત્ન કરવા વિનંતિ કરવી; આવા મહત્વના ઠરાવો આ સભામાં પસાર કરવામાં આવ્યા હતા.

તા. ૨૬મીની સભામાં કલેક્ટરસાહેબ પાસે ડેપ્યુટેશન મોકલવાનો ઠરાવ પસાર થયો હતો. તે ઉપરથી કડલાલ અને કપડવંજના ૭ આગેવાનો કપડવંજ મુકામે કલેક્ટરને મળ્યા. કલેક્ટરસાહેબે ચોમાસુ પાકની નિષ્ફળતા તથા શિયાળુ પાકની આશા સંબંધે ખૂબ પૂછપરછ કરી. બાદ જણાવ્યું કે હાલના સંજોગોમાં પાકની આનાવારી ચોક્કસ તૈયાર થયા બાદ ખેડૂતોને બને તેટલી રાહત આપવામાં આવશે.

આ જ પ્રશ્નના સંબંધમાં નડિયાદમાં બીજી એક જાહેરસભા સંતરામના મંદિરમાં શ્રી. ગોપાળદાસ વિહારીદાસ દેસાઈના પ્રમુખપણા નીચે તા. ૯મી ડિસેમ્બરના રોજ બોલાવવામાં આવી. તેમજ ના. પારેખ અને ના. પટેલના આગમન બાદ કડલાલમાં જાહેરસભા થઈ હતી. તેમાં ખાસ કરીને પાકના આનાવારી આંકડા મહેસૂલી ખાતા સિવાયના સરકારી અમલદારો અને પ્રજાના પ્રતિનિધિઓને સામેલ રાખી આનાવારી તૈયાર કરવાના અને મહુડાં સંઘરવાના પ્રતિબંધ કરતા આબકારી કાયદાની કલમ ૨૬ રદ કરવાના ઠરાવો પસાર થયા હતા.

મહાત્મા ગાંધીજી આ વિષયમાં શરૂઆતથી રસ લઈ રહ્યા હતા. વખતોવખત અહીંથી ખબરો મંગાવતા અને યોગ્ય સલાહ આપ્યા કરતા, જોકે તેઓશ્રી ચંપારણ્યના પ્રશ્નમાં પૂરેપૂરા ગૂંથાઈ રહ્યા હતા છતાં લખતા કે:- " જે જે સભાઓ ભરાય તેમાં મર્યાદાનો ત્યાગ ન થાય, વાતો વિવેકપૂર્વક થાય, તેમ સહેજ પણ અતિશયોક્તિ ન થાય, એ તમારાથી જળવાય તેટલે દરજ્જે જાળવજો. "

આ અરસામાં જિલ્લા કલેક્ટરે કપડવંજ તાલુકાના આનાવારી આંકડા મંગાવી જમીનમહેસૂલ વસૂલ કરવા તાકીદ હુકમ કાઢયા છે અને કોઈ કોઈ ગામે સખતાઈના ઉપાયો લેવા માંડયા છે એવી ખબરો આવવા લાગી. ખાતરી કરવા માટે તા. ૩૧મી ડિસેમ્બર ૧૯૧૭ના રોજ કકલાલ હોમરૂલ લીગે એક પ્રતિનિધિમંડળ મોકલ્યું. આ મંડળ પાકની તપાસ કરતું, ખેડૂતોનાં અનેક દુઃખો સાંભળતું, તોરણા, ભાટેરા, દૈયપ, બારસીદા અને કઠાણા થઈ કઠલાલ પાછું ફર્યું.

સખ્તાઈનાં પગરણ

આ વખતે લગભગ આખા જિલ્લામાં પ્લેગનો ઉપદ્રવ હતો. લોકોનાં દુઃખની હદ ન હતી. પાક નિષ્ફળ ગયો હતો. મામલતદારસાહેબે તલાટીઓને બોલાવીને ઘણાં ગામોના ચાર આની અંદરના આંકડા વધારાવી ચાર આની ઉપર કરાવ્યા હતા.

રસ્તામાં જ મંડળને એક મુસલમાન ખેડૂતે કહ્યું કે ' ગામમાં તો કાળો કેર વર્તી રહ્યો છે. બે દિવસથી લોકોને ત્યાં રાંધ્યાં ધાન રહ્યાં છે. તલાટી માબહેન સિવાય બોલતો નથી. સ્ત્રીવર્ગની રૂબરૂમાં નઠારી ગાળોનો વરસાદ વરસી રહ્યો છે. ઘર વેચો, ઘરેણું વેચો, જમીન વેચો, ઢોર વેચો, છેવટે બૈરીછોકરાં વેચો, પણ સરકારના પૈસા ભરો! માબાપ આવો અસહ્ય જુલમ ગુજરી રહ્યો છે.'

કઠલાલના મંડળે અહેવાલ મામલતદારસાહેબને લખી મોકલ્યો અને વર્તમાનપત્રોમાં પ્રગટ કર્યો. હિંદ સેવક સમાજના સભાસદ શ્રી. અમૃતલાલ ઠક્કરે દૈયપના જુલમની ખબર સાંભળી, જાતે તપાસ કરી, 'ટાઈમ્સ ઑફ ઇંડિયા' માં લાંબો પત્ર પ્રગટ કર્યો.

આ બાબત ના. ગોકુળદાસ પારેખે ધારાસભામાં ચર્ચેલી, તેના જવાબમાં કમિશનર મિ. પ્રૅટે જવાબ આપ્યો કે " ખેડા જિલ્લાના લોકો પોતાનાં દુઃખો ગાવામાં પાછી પાની નથી કરતા; અને હજી સુધી મેં આવી ફરિયાદ સાંભળી જ નથી.'

બારસીદાના એક મુસલમાન ખેડૂતને જમીનમહેસૂલ ભરવાની ખાતર પોતાની દસ વરસની કન્યાનું લગ્ન કરી જમાઈ પાસેથી પંદર રૂપિયા લેવા પડ્યા. તેની નાતના માણસોને પૂછવાથી ખાતરી થઈ કે જો તેણે જમીનમહેસૂલ ભરવા સિવાય બીજા કારણસર રૂપિયા લીધા હોત તો તેને નાતબહાર મૂકવામાં આવત, કેમકે તેમની નાનમાં દીકરીના પૈસા લેવાની સખત મનાઈ છે. આ ઉપરથી લાગે છે કે જમીનમહેસૂલ ભરવા માટે આ મુસલમાન ખેડૂતને આવું અધમ કામ માત્ર ચોથાઈ દંડમાંથી બચવાની ખાતર કરવું પડ્યું હતું.

આ વખતે મામલતદારે એક સરક્યુલર બહાર પાડ્યો, તેમાં જણાવવામાં આવ્યું હતું કે કઠલાલ હોમરૂલ લીગ તરફથી લોકોને સરકારધારો નહિ ભરવા બાબત જાહેર ભાષણો કરી, જાહેરખબરો વહેંચી, અગર માણસો મોકલી સમજાવવામાં આવે છે. તે માટે નીચેનો સરક્યુલર ગામકામદારો માટે બહાર પાડવામાં આવે છે કે સરકારધારો વસૂલ કરવા સંબંધી મે. કલેક્ટરસાહેબ બહાદુરનો હુકમ તમારા તરફ મોકલવામાં આવ્યો છે તેથી તે વસૂલ

કરવાનો આંકડો હવે નક્કી થયો છે. તેમાં ફેરફાર થશે નહિ. જો ધારો ભરવામાં નહિ આવે તો સખતાઈના ઇલાજો લેવામાં આવશે, વગેરે. આવી કેટલીક ચેતવણી આપવામાં આવી હતી.

### ચાર મુદ્દા

આમ આ બાબતમાં સમાયેલા મુદ્દાઓનું પૃથક્કરણ કરીએ તો આપણને માલમ પડશે કે આમાં નીચેના ચાર મુદ્દા સમાયેલા હતા:

(૧) પાકની આનાવારી તલાટી કાઢે તે ખરી, કે ખેતરે ખેતરે ફરી આગેવાન ખેડૂતો અને પ્રજાના આગેવાનો કાઢે તે ખરી ?

(૨) આ બંનેમાં મતભેદ પડે તો સરકાર પોતાના નોકરો અને પ્રજાના આગેવાનોનું પંચ નીમી તપાસ કરાવે કે કેમ ?

(૩) જે ખેડૂતોની કરોડોની જમીનમહેસૂલ ઉપર સરકાર પોતાનું રાજ્યતંત્ર ચલાવે છે તે ખેડૂતોની સાચી માગણી તે સ્વીકારે કે કેમ ?

(૪) પ્રજાના ખરા ટેકા આગળ જબરદસ્ત સલ્તનત નમે કે કેમ ?

તા. ૨૬મી નવેમ્બરના રોજ શ્રી. શંકરલાલ પરીખ મુંબઈ ગયા અને ત્યાં તેમણે ના. ગોકુળદાસ પારેખ અને ના. વિઠ્ઠલભાઈ પટેલને હકીકતથી વાકેફ કર્યા. બંનેને ખેડા જિલ્લામાં આવી, પાક સંબંધી જાતે તપાસ કરવા વિનંતિ કરી. તા. ૫મી ડિસેમ્બરે કપડવંજ અને ઠાસરા તાલુકાનો હપ્તો શરૂ થયો હતો તેથી પ્રજાની ઇચ્છા એવી હતી કે બંને નામદારો પધારી, સ્થિતિ તપાસી, કલેક્ટરસાહેબને મળે. બંને નામદારો નડિયાદ થઈ સીધા કઠલાલ પધાર્યા. કઠલાલમાં બંને નામદારોનો લાભ લેવા માટે તા. ૨૪મીએ જાહેરસભા બોલાવવામાં આવી. તેમાં નડિયાદ, આણંદ, મહુધા, ઉમરેઠ, કપડવંજ તેમજ કઠલાલની આસપાસનાં પાંત્રીસ ગામોના લોકો હાજર હતા.

નામદાર વિઠ્ઠલભાઈએ કહ્યું કે:—"અમે તમારી હાલની ખરી સ્થિતિનો અભ્યાસ કરી તમારાં દુઃખ સરકારને કાને પહોંચાડીશું. જ્યારે જ્યારે અમે પ્રજાનાં દુઃખ ટાળવા ધારાસભામાં પ્રયત્ન કરીએ છીએ ત્યારે ત્યારે અમારી બહુમતીના અભાવે અમારા હાથ હેઠા પડે છે. સરકારની રાજનીતિ એવી છે, કે નાનામાં નાનો સરકારી નોકર કહે તે ખરું અને અમે જાતે તપાસ કરી જે હકીકત રજૂ કરીએ તે ખોટી." આ ભવિષ્યવાણી અક્ષરશઃ ખરી પડી. મહાત્મા ગાંધીજીએ ફેબ્રુઆરી માસની આખર તારીખોમાં વડથલ ગામના એકેએક ખેતરનું પાણીપત્રક તૈયાર કરી, આનાવારી કાઢી સરકાર પાસે રજૂ કરી, પણ અમલદારોએ તે આંકડા માન્ય રાખ્યા નહિ. ના૦ પારેખે જણાવ્યું, 'ગયે વરસે મહુડાંનો કાયદો ખેડા જિલ્લાને લાગુ પાડવામાં આવ્યો છે તેથી ગરીબોનાં દુઃખમાં વધારો થયો છે.' આ વરસે તે કાયદાનો અમલ અને મહેસૂલ અટકાવવા પોતે બનતો પ્રયાસ કરશે એવી ખાતરી આપી બન્ને તપાસ કરવા નીકળ્યા હતા.

તા. ૧૫મી ડિસેમ્બરના રોજ કલેક્ટર પાસે પ્રતિનિધિમંડળ ગયું અને ત્યાં કલેક્ટરસાહેબ સાથે વાતચીત કરતાં કલેક્ટરે કહ્યું કે જે તાલુકાઓમાં હપ્તાની મુદત શરૂ થઈ ગઈ છે, છતાં લોકોએ મહેસૂલ ભર્યું નથી, તેઓના ઉપર છેવટના હુકમ નીકળતાં સુધી સખતાઈના ઇલાજો લેવામાં આવશે નહિ; આવી મીઠી પણ નિષ્ફળ ચર્ચા કરી પ્રતિનિધિમંડળ પાછું ફર્યું: કલેક્ટરના ના કહેવા છતાં કેટલાંક ગામોમાં સખતાઈનાં પગલાં લેવા માંડયાં, અને પાકની

આંકણી નકી કરી કલેક્ટરે તા. ૨૨મી ડિસેમ્બરે હુકમ મુજબ કેટલાંક ગામોનું અડધું અને ૯૬ ગામોનું આખું મહેસૂલ મુલતવી રાખવાના હુકમો બહાર પાડ્યા હતા છતાં મામલતદારોના હાથમાં આખા અંગ્રેજ રાજ્યની સત્તા આવી ગઈ હોય તેમ તેમણે તે હુકમો દાબી રાખ્યા!

કલેક્ટરસાહેબના મહેસૂલ માટેના છેવટના હુકમોની નકલો માગ્યા છતાં મળી નહિ, અને અમલદારોએ હુકમ દાબી રાખ્યા તેથી પ્રજાની મૂંઝવણનો પાર ન રહ્યો. આથી ના. પારેખ અને ના૦ પટેલ મુંબઈના રેવન્યુ મેમ્બર મિ. કાર્માઈકલને મળ્યા પણ તેમાં નિષ્ફળતા ગઈ.

ક્રાસ ડોળા

ના. પારેખ–પટેલની મુલાકાતનો પ્રયાસ મિથ્યા જાય એમાં નવાઈ નહોતી, કેમકે મુંબઈના રાજમહેલમાં અંદરખાને કોઈ બીજી જ રચના ઘડાઈ ચૂકી હતી, અને તે સરકારની તા. ૧૬મી જાન્યુઆરીના રોજ એક છાપાજોગી યાદી પ્રકટ થઈ હતી. આ યાદીમાં પ્રેસસાહેબના ક્રોધનો આવેશ દેખાઈ આવતો હતો. આ અણચિંતવ્યા ધડાકાથી સૌ કોઈ ચકિત થઈ ગયા. પ્રજાને ન્યાય આપવાની, નિષ્પક્ષપાત તપાસ કરવાની કે લોકમતને માન આપવાની વાત તો દૂર રહી, પણ પ્રજાકીય સંસ્થાઓ અને આગેવાનોના પ્રયાસને તોછડી ભાષામાં ઉતારી પાડવા સરકારે લખાય તેટલું લખ્યું. અસહ્ય સંકટના સમયમાં સરકારને જિલ્લાની સ્થિતિ ધનવાન અને આબાદ માલમ પડી. પ્રજાના ન્યાય માગવાના પ્રયત્નને બહારના માણસોની ખોટી શીખવણીથી ઊભી કરેલી તોફાની હિલચાલ ગણી કાઢી. અત્યાર સુધીમાં જે કંઈ કર્યું છે તે પૂરતું છે, અને હવે વિશેષ કાંઈ કરવા સરકાર ધારતી નથી, એમ સ્પષ્ટ રીતે સરકારે જણાવી દીધું!

આવી પ્રેસનોટ પ્રગટ થયા બાદ બંને નામદારોએ હિંદસેવક સમાજના સભાસદોને ખેડા મોકલવાની તજવીજ કરી. તેમણે સમાજના મુખ્ય સભાસદ શ્રી. ગોપાળકૃષ્ણ દેવધર અને નારાયણ મલ્હાર જોશીને આ વિષયમાં માહિતગાર કર્યા. શ્રીયુત અમૃતલાલ ઠક્કર તો મૂળથી જ હતા. આ ત્રણેએ તપાસ કરી સરકારને નીચે મુજબની નિર્મળ ભલામણ કરી હતીઃ

(૧) અમારા માનવા પ્રમાણે લગભગ બધો પાક નિષ્ફળ ગયો છે. રવીપાક સારી સ્થિતિમાં ઊતરે ત્યાં સુધી માર્ચની આખર સુધી મહેસૂલ મુલતવી રાખવું.

(૨) અમારા ધારવા કરતાં આનાવારીના આંકડા વધારે ગણવામાં આવ્યા છે તેથી ગામોનું મહેસૂલ અડધું મુલતવી રાખવું.

(૩) રૂપિયા ૧૦ની અંદરના તમામ ખાતેદારોનું મહેસૂલ અડધું મુલતવી રાખવું.

(૪) કલમબંધી ગામોના જે ભાગને ખારી નદીના પૂરથી નુકસાન થયું છે તેને માફીપત્રકમાં વધારી દેવાં અને તેનો દર માફ કરવો.

(૫) ખેડૂતોની દેવાદાર સ્થિતિમાં વધારો થતો અટકાવવાને તેમની સહકારી મંડળીઓમાં સરકારે એક લાખ રૂપિયા મૂડી તરીકે રોકવા.

આ માગણીઓ પણ સરકારે સ્વીકારી નહિ.

તા. ૯મી જાન્યુઆરી સુધીમાં મુંબઈ સરકારને કરેલી અરજીનો કાંઈ પણ જવાબ આવ્યો નહિ. ગામોમાં સખતાઈના ઉપાયો લેવામાં આવે છે એવા ખેડા જિલ્લાના ખેડૂતોના કાગળો આવતા હતા. આ ઉપરથી મુંબઈ સરકારને એક તાર મોકલવામાં આવ્યોઃ

"ખેડા જિલ્લામાં જમીનમહેસૂલ મુલતવી રાખવા સંબંધે ગૂજરાત સભાએ તા.૧લીના રોજ કરેલી અરજીનો છેવટ નિકાલ થતાં દરમિયાન જમીનમહેસૂલ ઉઘરાવવાનું કામ ચાલુ ન રહે એવી ગૂજરાત સભા નમ્રતાપૂર્વક અરજ કરે છે, કેમકે સાંભળવા પ્રમાણે જમીનમહેસૂલ ઉઘરાવવામાં અણઘટતું દબાણ થાય છે."

આ ઉપરાંત પ્રજાની જાણ માટે નીચેની જાહેરાત પણ પ્રસિદ્ધ કરવામાં આવી હતી:

ખેડા જિલ્લાનાં જુદાંજુદાં સ્થળો તરફથી પૂછવામાં આવે છે કે વિઘોટી મુલતવી રહેવાની હિલચાલ સંબંધી શું થયું. આ સંબંધમાં જણાવવાનું કે મુંબઈ સરકાર તરફથી હજી સુધી જવાબ મળ્યો નથી. તેથી જ્યાં સુધી મુંબઈ સરકારનો છેવટનો ઠરાવ માલૂમ નથી પડ્યો ત્યાં સુધી જેઓને પાક મુદ્દલ ન પાક્યો હોય તેમણે હાલ વાટ જોવી અને મહેસૂલ ભરવાનું મુલતવી રાખવું, એ સલાહભરેલું છે.

## 'સ્વરાજની શુદ્ધ હિમાયત'

ગૂજરાત સભાના મંત્રીઓએ ઉત્તર વિભાગના કમિશનરસાહેબને તા. ૧૦મી જાન્યુઆરીના રોજ એક પત્ર લખી મેળાપનો સમય પુછાવ્યો. તેમણે જવાબમાં લખ્યું કે, "હું સભાના મંત્રીઓ સિવાય કોઈને મળવા માગતો નથી." આથી મંત્રીઓ પૈકી શ્રી. કૃષ્ણલાલ દેસાઈ અને શ્રી. ગણેશ વાસુદેવ માવલંકર કમિશનરસાહેબની મુલાકાતે ગયા; પણ કમિશનર મિ. પ્રૅટ સાથે કાંઈ સમાધાન ન થયું. આ ખબર મહાત્માજીને બિહાર મોકલવામાં આવી. તેના જવાબમાં તેમણે લખ્યું હતું કે કમિશનરે જ્યારે આખા ડેપ્યુટેશનને મળવાની ના લખી ત્યારે મંત્રીઓ પણ માનમાં રહી, ન ગયા હોત તો વિશેષ સારું થાત. પ્રૅટની ભૂલથી પ્રજાનું કામ સુધરી જશે. ગૂજરાત સભાને તરછોડી કાઢવી હોય તો ભલે તેઓ તેમ કરે. "તમારામાં શક્તિ હોય તો તમે નિડરપણે રૈયતને પડખે ઊભી વિઘોટી નહિ ભરવાની સલાહ આપજો. તેમ કરતાં તમે પકડાઈ જાઓ તો તમારું કાર્ય પૂરું થયું કહેવાય. પરિણામની દરકાર ન રાખો. આ સત્યાગ્રહ છે. એમાંથી જ સર્વ સ્વમાન મળવાનું એ નિશ્ચય છે. અત્યારે જ ન મળે એ સંભવિત છે. સત્યાગ્રહનો મહિમા પોતાની શક્તિ પ્રમાણે પ્રસંગ આવ્યે બતાવવો એ પરમધર્મ છે. આપણે ભયરહિત થઈ આપણું કર્તવ્ય કરીએ તો પ્રજાને અદ્ભુત પદાર્થપાઠ મળે. અમલદારવર્ગ ચિડાય એ તદ્દન સમજી શકાય એવું છે. પ્રજા ઊંઘમાંથી જાગે, તે એ લોકોને કેમ ગમે? તમે બધાં હિંમત નહિ તજો એવી ઉમેદ રાખું છું. આવે સમયે જો આપણે કર્તવ્યપરાયણતા પૂરેપૂરી બતાવીએ તો સ્વરાજની શુદ્ધ હિમાયત થઈ શકે."

## ગાંધીજી આવ્યા

આવા કટોકટીના પ્રસંગે મહાત્મા ગાંધીજીની સલાહ ઉપયોગી થઈ પડે તેથી તેઓ ચંપારણ્યના કામમાંથી ફારગ થઈ થોડો વખત અહીં આવે એવા કાગળો લખ્યા. છેવટે તેમણે ગુજરાતમાં આવવાનો વિચાર કર્યો અને તા. ૪થી ફેબ્રુઆરીના રોજ મુંબઈથી આવી પહોંચ્યા. તેઓશ્રીનો લાભ લેવા માટે તે જ દિવસે ત્યાં સાંજના મૂળજી જેઠા માર્કેટમાં એક જાહેર સભા બોલાવવામાં આવી હતી. તેમણે ભાષણ આપતાં કહ્યું હતું કે:—

'પ્રજા પાસે બે હથિયાર છે. યા તો બંડ કરવું, અથવા તો સત્યાગ્રહ આદરવો. સત્યાગ્રહનો આશ્રય લઈ દુઃખ સહન કરી શુદ્ધ ન્યાય મેળવવા મારી ખાસ હિમાયત છે.

તે જ ખરો ક્ષાત્રધર્મ છે. બ્રિટિશ સરકારને મારે આ હથિયારના આશ્રયથી ખાતરી કરી આપવી છે, કે પ્રજાને શુદ્ધ ન્યાય મળી રહે છે.'

ગાંધીજીએ મિ. પ્રેટને મળ્યા પછી નડિયાદ આવીને આગેવાનો અને સ્થાનિક કાર્યકર્તાઓની મુલાકાત લીધી અને બીજે દિવસે એટલે કે તા. ૧૭મીએ તેઓ વડથલ ગામે ગયા અને શ્રીયુત વલ્લભભાઈને મહૂધાની સ્થિતિનો અભ્યાસ કરવા મોકલ્યા. બંને વડથલ અને મહૂધાની સ્થિતિનો અભ્યાસ કરી સાંજે નડિયાદ આવ્યા. બીજે દિવસે પોતે કઠલાલ ગયા. આમ પોતે અને બીજા સ્વયંસેવકોએ ઝપાટાબંધ બધાં ગામડાંમાં તપાસ કરવા માંડી. તપાસ પૂરી થયા બાદ ગાંધીજીએ કલેક્ટર મિ. ઘોષાલને તા. ૨૬મી ફેબ્રુઆરીના કાગળમાં લખ્યું કેઃ—

"મેં જાતે કરેલી તપાસ અને મારી સાથે કામ કરનાર ભાઈઓએ મેળવેલી હકીકત ઉપરથી મારી તો ચોક્કસ ખાતરી થઈ છે કે પાક ચાર આનીથી કમી છે, છતાં તમને સંતોષ થતો ન હોય તો સરકારી અને પ્રજાકીય ગૃહસ્થોના પંચ મારફત તપાસ કરાવવાનો સમય હજી પણ વીતી ગયો નથી. આ સ્થિતિમાં પ્રજાને હરકોઈ રીતે રાહત અપાવવા પોતે તપાસની શરૂઆત કરી ત્યારથી તે અત્યાર સુધીમાં કલેક્ટર, કમિશનર અને ના. ગવર્નર-સાહેબને સમજાવવા સંખ્યાબંધ કાગળો લખ્યા અને કેટલીયે મુલાકાતો લીધી પણ તેથી અમલદારોના મન ઉપર સહેજ પણ અસર ન થઈ."

આખરે ગાંધીજીએ અમલદારોને એક વધુ છેલ્લી તક આપી, અને મિ. પ્રેટને તા. ૨૦મી માર્ચના રોજ લખ્યું કેઃ—

"(સત્યાગ્રહના) પ્રતિજ્ઞાપત્રો જાહેરમાં બહાર પાડું, અને સભાઓ ભરું તે પહેલાં તમને એક છેલ્લી વિનંતિ કરવાની તક લઉં છું, કે બીજા હપ્તાની રકમ આખા જિલ્લામાં મુલતવી રાખવાના હુકમો બહાર પાડવા. તેમાં જણાવવું કે સણંદિયા જમીન ધારણ કરનારાઓ મહેસૂલ પૂરેપૂરું ભરી દેશે એવી સરકાર આશા રાખે છે. આવા હુકમો બહાર પાડવા એ શું અશક્ય છે? આથી ખળભળાટ શાન્ત પડશે અને હાલના સંજોગોને અંગે મારા માનવા મુજબ આ રહેમદિલભરી રાહત મળશે."

આટઆટલી વિનંતિ છતાં પ્રેટસાહેબ એકના બે ન થયા. અને તેઓ સાહેબે જવાબ આપ્યોઃ—

"તમારા પત્રમાં કરેલી માગણી મુજબ જાહેર કરવાનું શક્ય નથી. અતિ સંભાળપૂર્વક તપાસ કર્યા પછી રાહત આપવી જોઈતી હતી, તે અપાઈ છે, અને તે પૂરતી છે. બાકી રહેલી રકમ ઉઘરાવવા માટે કલેક્ટરના હુકમો બહાર પડી ચૂક્યા છે."

### ગાંધીજી લડતનો પાયો નાંખે છે

આટલેથી સમાધાનીના સંદેશા અને અમલદારો સાથેની મસલતનો અંત આવ્યો અને સત્યાગ્રહની લડત શરૂ થઈ.

ગાંધીજીએ આજ સુધી ગૂજરાત સભાના પ્રમુખ તરીકે અમલદારોને વીનવવામાં બાકી રાખી નહિ, પણ અમલદારોએ પોતાની હઠ છોડી નહિ. આ સંજોગોમાં ખેડૂતોને સત્યાગ્રહ આદરવાની સલાહ આપવાનું ઉચિત જણાયાથી ખેડા જિલ્લાના ખેડૂતોની સભા નડિયાદ

મુકામે મોગલના કોટ પાસે દશા ખડાયતાની વાડીમાં તા. ૨૨મી માર્ચના રોજ સાંજે છ વાગે બોલાવવામાં આવી.

નડિયાદના વતની શ્રી. ગોકુળદાસ દ્વારકાંદાસ તલાટીએ પ્રમુખસ્થાન લીધા બાદ મહાત્માજીએ સત્યાગ્રહની લડતનો પાયો નાંખતાં ખેડા જિલ્લાના ખેડૂતો પ્રત્યે નીચેના ઉદ્‌ગારો કાઢ્યા:—

"જે પ્રસંગ માટે આપણે આજ મળ્યા છીએ તે એટલો તો કિંમતી છે, કે તેની યાદગીરી-આપણા મનમાં હંમેશને માટે રહેશે. સરકાર મહેસૂલ મુલતવી રાખે તે માટે કેટલાક માસથી આ જિલ્લામાં ચળવળ ચાલી રહી છે. વરસ ચાર આની કરતાં ઓછું ઊતર્યું છે અને તેથી ધારા પ્રમાણે મહેસૂલ મુલતવી રહેવું જોઈએ.

ખરી રીતે તો પાક થાય તેમાંથી વિઘોટી ભરવાની છે. છતાં સરકાર દબાણ કરી વિઘોટી લે એ અસહ્ય છે. સરકારનો કક્કો ખરો પડવો જ જોઈએ એવો આ દેશમાં નિયમ થઈ પડ્યો છે. લોકો ગમે તેટલા સાચા હોય છતાં સરકાર પોતાનું ધાર્યું કરે છે. આવી સ્થિતિમાં મારી એ સલાહ છે કે સરકાર આપણી માગણી કબૂલ ન કરે તો આપણે સરકારને કહેવું જોઈએ, કે મહેસૂલ ભરવાના નથી; અને તે માટે અમારે જે સહન કરવું પડે તે ભોગવવા તૈયાર છીએ. જે જે પ્રજાઓ ચઢી છે તે દુઃખ ભોગવ્યા પછી જ ચઢી શકી છે. આપણે માનવી છીએ, પશુ નથી. સત્યની ખાતર આગ્રહપૂર્વક ના કહેવી એનું નામ જ સત્યાગ્રહ.

સત્યાગ્રહનો પાયો નાંખી માંડવો રોપવા આજ આપણે ભેગા મળ્યા છીએ. આપણે સરકારને આપવું નથી, પણ ઝૂઝવું છે; અને તેમ કરતાં જે દુઃખ પડે તે સહન કરવા તયાર છીએ. આ ઠરાવ પ્રમાણે ચાલતાં આપણા ઉપર જે દુઃખ આવવાનું છે તેનો ખ્યાલ કરી લેવો જોઈએ.

(૧) સરકાર માલ વેચીને વિઘોટી વસૂલ કરે.
(૨) ચોથાઈ દંડ લે.
(૩) સણંદિયા જમીનો ખાલસા થાય.
(૪) લોકો દાંડાઈ કરે છે એમ કહી કેદમાં નાંખે.

દાંડાઈ શબ્દ સરકારનો છે અને તે મને બહુ અળખામણો લાગે છે. જે સાચું કહે તેને દાંડ કેમ કહેવાય? તે દાંડ નથી પણ બહાદુર છે.

સત્યાગ્રહ ધારણ કરવાનું કામ ઘણું કઠણ છે પણ તેને પાર ઉતારવો એ તેથી પણ વધારે કઠણ છે. લોકો પ્રતિજ્ઞા લઈને તોડે અને ઈશ્વરથી વિમુખ થાય એ મને અસહ્ય છે. તમે મને છેતરો કે ખોટી પ્રતિજ્ઞા લો ત્યારે મને અત્યન્ત દુઃખ થાય અને દુઃખના આવેશમાં મારે કાંઈક કરવું જ પડે. હું અનશનવ્રત લઉં. મને ઉપવાસથી દુઃખ નથી. પણ લોકો છેતરે એના કરતાં મને ઉપવાસથી ઓછું દુઃખ થાય છે. સત્યાગ્રહમાં પ્રતિજ્ઞા દરેક વસ્તુ કરતાં કિંમતી છે, અને તે જાળવવી જોઈએ. ઈશ્વરને નામે લીધેલી પ્રતિજ્ઞા તોડી શકાય જ નહિ; અને હજારો માણસોની પ્રતિજ્ઞા મારા ભોગે પળાતી હોય, તો આ દેહ જાય તોપણ ભલે. જેને લડવું છે તેણે દૃઢ નિશ્ચય કરવો જોઈએ. જે એમ કહે કે બનતા સુધી અમે ટકી

રહીશું, પરંતુ અત્યન્ત જુલમ થાય ત્યારે કહેવાય નહિ, તો તેથી મને દુઃખ નથી; પણ પ્રતિજ્ઞા તોડીને મને આઘાત કરે તેના કરતાં રાત્રે આવી મારી ગરદન કાપે એ ઠીક. મારી ગરદન કાપનારને માફ કરવા હું ઈશ્વરને કહું, પરંતુ પ્રતિજ્ઞા તોડી આઘાત કરનાર માટે હું માફી માગી શકું નહિ. આથી આપ સર્વ ભાઈઓને હું વિનયથી કહું છું કે આ બાબતમાં જે નિર્ણય કરો તે સાવધ થઈને કરજો. પ્રતિજ્ઞા તોડનાર નથી દેશને કામના, નથી સરકારને કામના, કે નથી ઈશ્વરને કામના."

### ધર્મપ્રતિજ્ઞા

મહાત્માજીએ આટલેથી વ્યાખ્યાન સમાપ્ત કરી જુદાજુદા તાલુકાઓમાંથી આવેલામાં કેટલા પ્રતિજ્ઞા લેવા તૈયાર છે તે જાણવા સોગનપૂર્વક હાથ ઊંચા કરાવ્યા. આમ લાગલાગટ ત્રણ વખત પૂછતાં ચાર હજાર શ્રોતાઓમાંથી સો કરતાં વધારે આસામીઓ પ્રતિજ્ઞા લેવા માટે તૈયાર છે એમ જણાયું. આ પ્રતિજ્ઞાપત્ર આ પ્રમાણે છે.

ગામનું નામ..............................તાલુકો..............................

અમારા ગામનો પાક ચાર આનીથી ઓછો થયો છે, એમ અમે જાણીએ છીએ. અમે તેટલા કારણસર મહેસૂલ વસૂલ કરવાનું આવતા વર્ષ સુધી મુલતવી રાખવાની સરકારને અરજ કરી છતાં બંધ કરવામાં આવ્યું નથી. તેથી અમે નીચે સહી કરનાર પ્રતિજ્ઞા કરીએ છીએ કે અમે સરકારની મહેસૂલ આ વર્ષની પૂરી, કે જે બાકી રહી હોય તે નહિ ભરીએ. પણ તે વસૂલ કરવા સરકારને જે કાયદેસર પગલાં ભરવાં હશે તે ભરવા દઈશું અને તેથી થતાં બધાં દુઃખ સહન કરીશું. અમારી જમીન ખાલસા થશે તોપણ અમે થવા દઈશું, પણ અમારે હાથે પૈસા ભરીને જૂઠા ઠરી સ્વમાન નહિ ગુમાવીએ. જો નામ૦ સરકાર બીજો હપ્તો બાકી રહેલી બધી જગાએ મુલતવી રાખે તો અમારામાં જે શક્તિવાન હોઈશું તે પૂરી અગર બાકી રહેલી મહેસૂલ ભરવા તૈયાર છીએ. અમારામાંના જે શક્તિવાન છે તેઓને મહેસૂલ ન ભરવાનું કારણ એ છે કે જો શક્તિવાન ભરે તો અશક્તિવાન ગભરાટમાં પોતાની ગમે તે ચીજ વેચીને કે કરજ કરીને મહેસૂલ ભરે અને દુઃખ ભોગવે. એવી હાલતમાંથી ગરીબોનો બચાવ કરવો એ શક્તિવાનની ફરજ છે, એમ અમારી માન્યતા છે.

લડત ચલાવવા માટે સંમતિ ધરાવનાર માણસોનો મત લેતાં આખી સભામાં એક પણ માણસ વિરુદ્ધ મત ધરાવનાર માલૂમ ન પડ્યો. આ પ્રમાણે લોકોની લાગણી અને તૈયારીનું માપ જોયા પછી મહાત્માજીએ કેટલીક શંકાના ખુલાસા કર્યા, બાદ સભા વિસર્જન થઈ.

આજુબાજુનાં ગામડાંઓમાં સરકારે જપ્તીઓ કરવા માંડી અને લોકોને હેરાન કરવા તેમની ભેંસો વાસણ વગેરે લઈ જવા લાગ્યા. પણ મહાત્માજી અને સરદાર વલ્લભભાઈ ગામેગામ ફરી લોકોને સમજાવી પ્રતિજ્ઞા લેવડાવતા હતા.

તા. ૨૯મી માર્ચના રોજ નડિયાદમાં ભાષણ કરતાં સરદાર વલ્લભભાઈએ કહ્યું કે:— "આ લડતથી આખો દેશ સજાગી ઊઠશે. દુઃખ સહન કર્યા વગર સુખ મળતું નથી અને મળે તો લાંબો વખત ટકતું નથી. મજબૂત અને મક્કમ વિચારની પ્રજા હોય તેમાં જ રાજ્યની શોભા છે. નાલાયક અને બીકણ પ્રજાની વફાદારીમાં માલ નથી. નિડર અને સ્વમાન જાળવનારી પ્રજા જે વફાદારી બતાવે છે તે જ પ્રજા સરકારને શોભા આપનારી છે." તેમણે ઉપસંહાર કરતાં કહ્યું કે એકત્રીસ લાખના મહેસૂલમાંથી પોણા બે લાખની

રકમ મુલતવી રાખવામાં આવી છે. વળી પહેલો હપ્તો ભરાઈ ગયો છે; એટલે બાકી દસેક લાખ રહ્યા. આટલી રકમ મુંબઈ કે ગૂજરાતમાં ઉઘરાણું કરી ભેગી કરી સરકારને ભરી દઈએ તો લોકોને રાહત મળે એવો વિચાર કેટલાકને થતો હશે; પણ જે વીરપુરુષે આ લડત ઉઠાવી છે, તે નામર્દને મરદ બનાવે તેવા છે, અને ખેડા જિલ્લો હિંદમાં વીરપુરુષની ભૂમિ છે. તેઓ આવી મદદનો વિચાર પણ ન કરે. પૈસાની મદદથી ખરો લાભ ન થાય. તેથી કાંઈ ખરું દુઃખ ન ટળે. એક વખત દુઃખ ઉઠાવી ચિરકાળની પદ્ધતિ ફેરવીશું તો જ હંમેશનું દુઃખ ટળશે."

### જપ્તીઓ થવા માંડી

દરમિયાન અધિકારીઓ જબરાઈથી મહેસૂલ વસૂલ કરવા પોતાનું સમગ્ર બળ અજમાવી નવાગામ, પીપળગંજ વગેરે ગામોમાં અસંખ્ય ઘરોને બારણે જપ્તીની નોટિસો ચોડી રહ્યા હતા. વડોદ અને ઉત્તરસંડામાં જપ્તીઓ શરૂ થઈ હતી. આ જ પ્રમાણે ત્રાણજા, ઓડ, માતર, નડિયાદ વગેરે ઘણાં ગામોમાં ઢોર, દરદાગીના અને વાસણોની હરાજીઓ કરવા માંડી. કામ કરનારાઓ અધિકારીઓની પાછળ, જેમ નળ કળિયુગની પાછળ પડે તેમ, પડયા. મહાત્મા ગાંધીજી ઇંદોરમાં મળેલા હિન્દી સાહિત્ય સંમેલનમાં પ્રમુખપદે બિરાજવા પધાર્યા હતા. ત્યાંથી તા. ૧લી એપ્રિલના રોજ નડિયાદ આવી પહોંચ્યા. તેઓશ્રીને ખબર પડી કે કપડવંજ તાલુકાના કડાણા ગામ ઉપર છાપો મારવામાં આવ્યો છે, તેથી તેઓ કપડવંજથી સાત માઈલ દૂર ખરા બપોરે ઘોડા ઉપર બેસી ગયા. ત્યાં જઈ તેમણે એક સભા બોલાવી અને બહેનોને સંબોધી તેઓશ્રી બોલ્યા કે:—

'તમે તમારા ધણીને પરણ્યા છો, ઘરેણાં કે ઢોરને નહિ. તમારા ધણીઓએ લીધેલી પ્રતિજ્ઞા પાળવામાં તમારે મદદ કરવી એ તમારો ધર્મ છે.' આ પ્રમાણે મહાત્માજી લોકોને સત્યની લડત બહાદુરીથી લડવાનો ઉપદેશ આપી પાછા ફર્યા.

આ લડતની ઉત્પત્તિ રા. મોહનલાલ પંડયા અને શંકરલાલ પરીખથી થયેલી. તેઓ બંને લડતમાં ટકી રહેવા અને ન જોડાયેલાઓને જોડાવાનો ઉપદેશ આપવા ગામડે ગામડે ફરતા.

સરકારી અમલદારો શંકરલાલ પરીખ જેવા માણસનું મહેસૂલ વસૂલ કરવા ખૂબ પ્રયત્ન કરતા, કેમકે પછી બીજાઓને કહી શકાય કે શંકરલાલે મહેસૂલ ભર્યું તમે કેમ ભરતા નથી; એ તો તમને આડે રસ્તે દોરે છે એમ કહી શકાય. માટે મામલતદારે કઠલાલના મુખીને સાધ્યા અને મુખીએ શંકરલાલના ગરીબ, અભણ અને ભોળા ખેડૂતને ફસાવી, ખેડૂતને ખાતે લખાવી એક સાહુકારને ત્યાં પૈસા લેવડાવી ભરાવ્યા. આ વાતની શંકરલાલને ખબર પડતાં, તરત જ તેઓ મહાત્માજી પાસે ગયા અને તેઓશ્રીને બનેલી હકીકત કહી. મહાત્માજીની દિલગીરીનો પાર ન રહ્યો. તેઓશ્રીને ખૂબ લાગ્યું. તેમણે જણાવ્યું કે:—

"તમારા જેવા આગેવાન કામ કરનારના પૈસા કોઈ પણ પ્રકારે ભરાય એ ઇચ્છવાજોગ નથી. આથી તમારી પ્રતિજ્ઞા પળાતી હોય એમ મને નથી લાગતું, એટલે તમારે તો ટેક જાળવવા, તમારું નિર્દોષપણું સિદ્ધ કરવા, એ જમીન કઠલાલ ગામને કૃષ્ણાર્પણ કરી દેવી જોઈએ."

શંકરભાઈએ કઠલાલના લોકો સમક્ષ કહ્યું કે હું બરાબર જોઈ શકું છું કે મારા જેવા કામ કરનારને સારુ આ ભૂલ મહત્ત્વની ગણાય. મારે મારી ભૂલનું પ્રાયશ્ચિત્ત કરવું જ જોઈએ. એમ હું સમજું છું, અને આજથી આ જમીનનો ઉપયોગ લોકોની

કેળવણી અને તેઓનું આરોગ્ય વધે તેવા ઉપયોગમાં વપરાય એમ હું ઇચ્છું છું. આ મારી જમીન હું મારા કુટુંબવતી કૃષ્ણાર્પણ કરું છું અને તે જમીન કઠલાલની પ્રજાને સોંપી દઉં છું.

લડતનો રંગ દિન પર દિન જામતો હતો. અમલદારો અને સ્વયંસેવકો ગામડામાં ફરી રહ્યા હતા અને તેમાં કામ કરનારાઓની ભારે કસોટી થતી હતી. માતર તાલુકાના સ્વયંસેવક અને મામલતદારનો પ્રસંગ જાણવા જેવો છે. એક વખત મામલતદાર માતરથી ઉંટેલા, આલિન્દ્રા, હીરંજ અને મલિયાતજ થઈ ખાંધલી જવા નીકળ્યા છે એવી ખબર મળતા સ્વયંસેવક ઘોડા ઉપર બેસી તેમની આગળ નીકળી પડ્યો અને લોકોને સમજાવ્યા. અહીં જ્યારે મામલતદાર આવ્યો ત્યારે તેને એક પાઈ પણ ન મળી. મામલતદારસાહેબ ખાંધલી આવી પહોંચ્યા પણ તેમની પાસે નાણાંનો ભાર વધવાને બદલે ઊલટો ભાથાના દાબડામાંથી પૂરીઓનો ભાર ઓછો થઈ ગયો. આ દરમિયાન શ્રી. વલ્લભભાઈ, શ્રીમતી અનસૂયાબહેન અને શ્રી. બેંકર બધાં ગામડાંમાં ફરતાં હતાં.

મહાત્માજી ગામડાંઓમાં ફરતા હતા. તા. ૪થી એપ્રિલના રોજ મહાત્માજી આણંદ તાલુકાના કરમસદ ગામે જઈ પહોંચ્યા, અને સભામંડપમાં આવી તેઓશ્રીએ ભાષણ શરૂ કર્યું:

## કરમસદમાં ગાંધીજી

'આ ગામ વલ્લભભાઈનું છે. વલ્લભભાઈ જોકે હજી ભઠ્ઠીમાં છે, એમને સારી રીતે તપવાનું છે; તોપણ મને લાગે છે કે આપણે એમાંથી કુંદન કાઢીશું. આવા સંજોગોમાં તમે અમને સુખે વિદાય કરશો એવી હું આશા રાખું છું. તમે આજે અમને લાડુનું ભોજન કરાવ્યું પણ લાડુના ભોજન ઉપર દક્ષિણા આપવી પડશે. અને તે દક્ષિણા તે જ હોઈ શકે કે ભલે તમને પેલા તળાવમાં ડુબાડે કે અગ્નિમાં બાળે તોપણ તમે સરકારને એક પૈસો આપો નહિ. સરકારની ખોટી લડત સામે લડવું તેમાં જ આપણી વફાદારી, આપણો ખરો ધર્મ છે. લડાઈમાં શસ્ત્ર લેવાથી વીરતા નથી આવતી. શસ્ત્ર હોય પણ હૈયાં બીકણ હોય તો શસ્ત્ર નકામાં છે.'

મહાત્માજી તા. ૫-૪-૧૮ના રોજ નડિયાદથી વડથલની મુલાકાતે આવ્યા. શ્રીમતી કસ્તુરબા, આનંદીબાઈ, બાબુ રાજેન્દ્રપ્રસાદ, પ્રોફેસર બદ્રિનાથ વર્મા, શ્રીયુત વલ્લભભાઈ તથા શ્રી. કેશવપ્રસાદ દેસાઈ વગેરે તેમની સાથે હતા. ગામલોકોએ તેમનો સત્કાર કર્યો હતો.

ભાષણ આપતાં મહાત્માજીએ કહ્યું કે:—'ખેડા જિલ્લાની લડત વડથલથી બંધાઈ છે. તમે તમારી ટેક જાળવજો. પશુપક્ષીને પણ ટેક હોય છે તો તમે માણસ થઈ લીધેલી પ્રતિજ્ઞા ન ભૂલશો.. ઉત્તરસંડામાં તેમણે કહ્યું, આ સૌ દુ:ખોના શિક્ષણમાં–' સોનું જેમ અગ્નિમાં તપે તેમ આપણી કસોટી થાય છે. મને કેટલાક અમલદાર કહેતા હતા કે પાટીદારની કોમ દગો દેનારી છે. મને તો ખાતરી છે કે જે માણસ પોતાને દગો ન દે, તો તેને કોઈ દગો ન દે. આ ત્રિરાશિ મેં જાતે અનુભવથી કાઢેલી છે. મારો તો અનુભવ છે કે હું સાચની વાત કરીશ, તો હું બીજા પાસેથી સાચ જ માગી શકીશ. પ્રજામતની વિરુદ્ધ જઈને કોઈ રાજા રાજ નથી ચલાવી શકતો. આ સિદ્ધ કરવાનું મેં મારી જિંદગીનું પ્રધાન કાર્ય ગણ્યું છે.'

આ બાજુ કમિશનર, કલેકટર અને બીજા અમલદારો લોકોને સતાવતા, જમીઓ કરતા પણ તેમનું કાંઈ વળતું નહિ કમિશનર લોકોને કહેતો કે તમે પ્રતિજ્ઞા ખોટી લીધી

છે; ત્યારે બાપુજીએ કહ્યું કે 'પ્રતિજ્ઞા એટલે અનિવાર્ય નિશ્ચય. જે નિર્ણય નથી કરી શકતો, તે માણસ વગર સુકાનના વહાણની માફક આમતેમ અફળાઈ નાશ પામે છે.'

મહાત્માજી આણંદ, ઓડ, દંતેલી, ચિખોદ્રા, વગેરે ઘણાં ગામોમાં ફરતા ફરતા કાંઠાનાં ગામોમાં આવ્યા.

તા. ૧૮–૪–૧૮ના રોજ જંગાળ, બનીજરા, કણભા, કઠાણા, અમિયાદ, દીવેલ, ડભાસી, ગોબેલ, સૈજપુર, ખાનપુર, કઠોલ, વડેલી, વગેરે ગામોના આશરે ૩,૦૦૦ ખેડૂતોની સભા બોરસદ તાલુકાના રાસ મુકામે બોલાવી મહાત્માજીએ નીચે પ્રમાણે ભાષણ આપ્યું હતું:

### તપશ્ચર્યાનો માર્ગ

'આ આપણી લડત બે પ્રકારની છે. એક તો બિલકુલ ડરવું નહિ, પ્રેટસાહેબને હમણાં નડિયાદની સભામાં હિંમતપૂર્વક ખેડૂતોએ જવાબ આપ્યા તેમ ગવર્નરસાહેબની પાસે પણ આપણી હકીકત કહી શકીએ. આપણે લૂંટફાટ કરીને, ઉદ્ધતાઈ કરીને નથી લડવું; આપણી આત્માની શક્તિ ખર્ચીને લડવું છે. દુઃખ સહન કરી જીત મેળવવી છે. એ મનુષ્યનો કાયદો છે, ઈશ્વરી કાયદો છે. આપણાં શાસ્ત્રો કહે છે કે સુખ ભોગવવા સારુ દુઃખ સહન કરવાં પડે, તપશ્ચર્યા કરવી જ પડે. ભરત, રામ, લક્ષ્મણ, શત્રુઘ્ન એવા છોકરા પેદા થાય તે માટે દશરથે શું કર્યું? તપશ્ચર્યા કરી. નળ રાજાએ પણ શું કર્યું? તપશ્ચર્યા. પોતાનું માન જાળવવા ખાતર, સત્યનું સ્વરૂપ જાળવવા સારું અસંખ્ય દુઃખો સહન કર્યાં.'

શ્રીયુત વલ્લભભાઈનું ભાષણઃ—

"આજે આ કાંઠાની ભૂમિ ઉપર દેવલોક પધાર્યા હોય અને ભૂમિ પાવન થાય તેમ આજે મહાત્માજીનાં પગલાંથી તે પાવન થઈ છે. બોરસદ તાલુકાના લોકો તોફાનીમાં તોફાની છે એમ તેઓની આખા જિલ્લામાં ખ્યાતિ છે અને ખાસ કરીને કાંઠાના લોકો ઘણા તોફાની છે એમ કહેવાય છે. હવે સત્યાગ્રહની લડત કાંઠામાં શરૂ થઈ, માટે આપણે ટંટો, લૂંટફાટ અને દંગો વગેરે છોડી દેવાં જોઈએ, ન્યાયને રસ્તે લડવું જોઈએ. તમારામાં ઝનૂન હોય તેને ન્યાયને રસ્તે લડતાં વાપરવું. સરકાર શું કરશે? જપ્તીઓ કરશે, ચોથાઈ ચઢાવશે, જમીન ખાલસા કરશે. પરંતુ તમે કોઈ પણ જાતનું તોફાન ન કરશો. મેં જોયું છે કે તમારે ત્યાં જપ્તી થાય ત્યારે તમે ધારિયાં ઉછાળો છો. પરંતુ હવે તો આપણે લાકડી સરખીએ ઉગામવી નહિ.'

શ્રીયુત વલ્લભભાઈનું ભાષણ પૂરું થયા બાદ શ્રીયુત જમનાદાસ મહેતા (બૅરિસ્ટર–ઍટ–લૉ) જેઓ આ લડતમાં ભાગ લેવા મુંબઈથી પધાર્યા હતા, તેમણે ટૂંક ઉપદેશ આપ્યો અને સભા વિસર્જન થઈ.

ત્યારબાદ કાસર, અજરપરા, પાળજ, સુણાવ વગેરે ગામોમાં મહાત્માજી ફરતા હતા અને ડૉ. હરિપ્રસાદ દેસાઈ કપડવંજ તાલુકાના કઠલાલ, તોરણા અને કપડવંજ ખાતે જઈ વેઠવારાનું જડમૂળ કાઢતા હતા. આ સભાઓમાં પંચમહાલના વામનજી ખેડાના ખેડૂતો સમક્ષ પોતાનો સંદેશો ગાઈ બતાવતા હતા. તેમાં વળી સભાઓમાં ખૂબ ગવાતાં ગીતોના નમૂના તરીકે એક ગીત અહીં ઉતાર્યું છે:

"ખેડા તણા ખેડૂત વીરા વચન આપ્યું પાળજો,
ખોળે તમારે આબરૂ છે હિંદની સંભાળજો.

લીધી પ્રતિજ્ઞા ગાંધીજી નેતા ગણી પૂર આશથી,
રણમાં પડ્યા વીરા પછી ડરવું હવે શું ત્રાસથી ?
જપ્તી થશે ને ઢોર ગાડાં વાસણો લૂગડાં જશે,
પણ રાખશો જો વચન તો એ પુણ્યથી બમણા થશે.
જો કેદમાં લઈ જાય હસતે મુખે સિધાવજો,
જગ આરતી ઉતારશે કીર્તિ કમાઈ આવશો.
મારે ભલે, કાપે ભલે, ડામે ભલે તો સાંખજો,
પણ ઝોળીમાં અધિકારની મહેસૂલ તમે ના આપજો."

### આટલું તો કરો

આ સમયે યુરોપમાં ભારે જાદવાસ્થળી ચાલી રહી હતી. એ પ્રચંડ યુદ્ધમાં હિંદે લાખો સૈનિકો, અઢળક ધન અને લડાયક સામગ્રી પૂરી પાડી હતી. પરંતુ આ યુદ્ધ આધુનિક સુધારાની પરાકાષ્ટાએ પહોંચેલું હોઈ એવું તો સર્વભક્ષી ચાલતું હતું કે જે ગયું તે સ્વાહા થઈ ગયું. આખરે કટોકટીના પ્રસંગે વિલાયતની સરકારે હિંદ પાસેથી મદદની આશા રાખી અને તે વખતે હિંદના વાઈસરોય લોર્ડ ચેમ્સફર્ડે હિંદનાં જુદાંજુદાં મંડળોના આગેવાનોની મદદ માગવા દિલ્હીમાં એક દરબાર ભરવાનો સંકેત કર્યો. જુદાંજુદાં રાજદ્વારી મંડળોના નેતાઓ સરકાર સાથેના અંદરઅંદરના નાનામોટા ઝગડાઓ ભૂલી જઈ સામ્રાજ્યને મદદ કરવા વિનંતિ કરવામાં આવી. તે અનુસાર મહાત્માજીને પણ આમંત્રણ થયું. મહાત્માજી ના. વાઈસરોયની આ યુદ્ધ પરિષદમાં જવા તત્પર થયા અને જતાં જતાં કમિશનર મિ. પ્રેટને તા. ૨૨ મી એપ્રિલના રોજ લખ્યું કેઃ—

'યુદ્ધ પરિષદમાં હાજર રહેવા મને બોલાવ્યો છે. તેનો પહેલો જ હેતુ અંદરઅંદરના મતભેદોને દૂર કરવાનો છે. ખેડા પ્રકરણ એ જ કોટીમાં ગણાય. હું તમને આ પરિષદ અને તેના હેતુને આગળ ધરી ફરી પણ વિનંતિ કરતાં આંચકો ખાતો નથી. હું જો ના. વાઈસરોય સાહેબને દિલ્હીમાં કહી શકું કે અમે ખેડા પ્રકરણનો–અમારા ઘરનો–કજિયો હોલવ્યો છે તો તેમને કેટલી બધી શાન્તિ વળશે !

જો તમે મારી વિનંતી સ્વીકારો, એટલે કે બાકી રહેલી જમીનમહેસૂલની રકમ આવતી સાલ સુધી મુલતવી રાખો તો તમે ખાતરી રાખજો કે સરકારનો આવો ઠરાવ બહાર પડવાની સાથે જ સારી સ્થિતિવાળા લોકો મહેસૂલ ભરી દેશે. આ વાત તમારે ગળે ઊતરે તો મને તારથી અગર માણસ સાથે ખબર મોકલજો.'

પણ આ આજની લુચ્ચી સરકાર કેમ સમજે ! ના. પ્રેટે તો ઊંધે માથે ના પાડી દીધી.

### મુંબાઈમાં સભા

મુંબઈના નાગરિકોએ ખેડા જિલ્લામાં સત્યાગ્રહની લડત ચલાવતી વીર પ્રજા માટે સહાનુભૂતિ દર્શાવવા તા. ૨૩મી એપ્રિલે માનનીય નામદાર વિઠ્ઠલભાઈ ઝવેરભાઈ પટેલના પ્રમુખપણા નીચે સભા ભરી. ના. વિઠ્ઠલભાઈએ સભાનું કામ શરૂ કરતાં લડતની શરૂઆતથી તે આજ સુધીનો હેવાલ કહી સંભળાવ્યો. ત્યારબાદ સભામાં ગેરહાજર રહેવા માટે દિલગીરી દર્શાવનારા ના. મહમદઅલી ઝીણા અને શ્રીમતી સરોજિની નાયડુના તારો વાંચી બતાવ્યા. બાદ ગાંધીજીને વિનંતી કરતાં તેઓશ્રીએ નીચેનું ભાષણ કર્યું :

"જો આપણે સરકાર પાસે દાદ પણ માગી ન શકીએ તો આપણે સ્વતંત્ર થવાને નહિ, પણ ગુલામ થવાને જ લાયક ગણાઈએ. સરકારની હઠ છે, દુરાગ્રહ છે; આપણો સત્યાગ્રહ છે. પ્રજા દુઃખ સહન કરીને પોતાના હક્ક પ્રતિપાદન કરવાને તૈયાર છે. સત્યના બળ પાસે સરકારને નમતું આપવું જ પડશે.'

મનુભાઈ સૂબેદારે ટેકો આપતાં જણાવ્યું કેઃ—

"રાજા અને પ્રજા વચ્ચે મતભેદ થાય ત્યારે જૂના વખતમાં મહાજન પાસે નિવેડો કરાવવામાં આવતો. આજે પરદેશથી આવેલા અને પ્રજાથી દૂર રહેતા મિ. પ્રૅટ કહે છે કે મારો નિર્ણય ખરો. લૉર્ડ વિલીંગ્ડને તો પોતાનો જમણો હાથ કાપી આપ્યો છે. અમે સરકારને કહીએ છીએ. કે અમે માગીએ છીએ તે અમને આપો તો જ શાન્ત થઈશું. તમે જમીન ખાલસા કરશો તો ખેડૂતોને અમે ખભા ઉપર બેસાડી લૉર્ડ વિલીંગ્ડનના જેવા મહેલમાં બેસાડીશું, પણ તેમને દુઃખ તો નહિ જ પડવા દઈએ."

## સરકારી યાદીને જવાબ

એક તરફ આખા દેશની આ લડત પ્રત્યે મીટ નજર હતી, જ્યારે મુંબઈ સરકારે તા. ૨૪–૪–૧૮ના રોજ એક યાદી બહાર પાડી અને તેમાં જણાવ્યું કે ખેડાની આ ચળવળ મિ. ગાંધીના કપોલકલ્પિત ખ્યાલો ઉપર આજ લગી રચાયેલી છે અને એ માટે અમને ખેદ થાય છે. ગાંધીજીએ આ યાદીનો વિગતવાર જવાબ આપ્યોઃ

"ખેડાની મુશ્કેલીઓના સંબંધમાં પ્રકટ થયેલી સરકારી યાદીમાં કેટલીક બાબતો દબાવી દેવામાં આવી છે, અને કેટલીક વધારાપડતી દર્શાવવામાં આવી છે. આમ બંને રીતે તે દોષિત છે. ના. પારેખ–પટેલે કરેલી તપાસ ઉપરથી મેળવેલી હકીકતના ખરાપણા માટે કમિશનરે વાંધો ઉઠાવ્યો હતો. અને મેં તરત જ તપાસ કરવા માટે એક પંચ નીમવાની સૂચના કરી હતી. ખરેખર, સરકાર માટે એ જ સીધો માર્ગ હતો. જો એ પ્રમાણે કરવામાં આવ્યું હોત તો નજરે દેખ્યાં ન જાય એવાં—દાખલા તરીકે, ખેડૂતોની દૂઝણી ભેંસો દોરી જવાનાં, સ્ત્રીઓના દાગીના જપ્ત કરવાનાં અને જમીનો ખાલસા મૂકવાના હુકમો કાઢવાનાં— કામો કરવામાંથી સરકાર ઊગરી જાત. તેને બદલે યાદીમાં જણાવવામાં આવ્યું છે તે મુજબ એક બહુ લાંબા અનુભવવાળા કલેક્ટરની નિમણૂંક કરી. પરંતુ એ શું કરી શકે? સારામાં સારા અધિકારીને ખરાબ–હલકા વાતાવરણમાં રહેવાનું હોય છે. વળી, પ્રતિષ્ઠાને વધારેમાં વધારે વજન આપનારી અને હંમેશાં ખરું જ કરવામાં આવે છે એવી માન્યતાવાળી નોકરશાહીનાં બંધન અને પ્રણાલિકાને તેણે અનુકૂળ થવું પડે છે.

એક બાજુ જપ્તીઓ ચાલે છે ત્યારે બીજી બાજુ સરકારના જ નોકરો સુલેહના સંદેશા મોકલે છે. જુઓ અઘોરી રાજ. ના. વાઈસરૉય અંદરઅંદરના કજિયા સમાવી દેવાની ભલામણ કરે છે. શું આ અરજ પ્રજાને માટે જ છે કે અમલદારવર્ગને પણ તે લાગુ પડે છે?

જો પ્રજાની માગણી ન્યાયસર અને નીતિયુક્ત હોય તો તેમણે લોકમતને માન આપી શાન્તિ ન ફેલાવવી જોઈએ?"

મહાત્માજીએ યુદ્ધ પરિષદમાંથી આવ્યા બાદ તરત જ બિજાપુર ખાતે ના. વિઠ્ઠલભાઈ

રોજ ખેડા જિલ્લાની યાત્રા શરૂ કરી. ત્યારબાદ મહાત્માજી ઢૂંઢાકૂવામાં ભાષણ કર્યા બાદ તા. ૧૬મી મેના રોજ મહાત્મા ભક્તશ્રી પ્રિતમદાસના વતન સંદેસર જઈ પહોંચ્યા. તેઓશ્રીની સાથે શ્રીયુત વલ્લભભાઈ, આચાર્ય કૃપાલાની, મિ. તારાચંદ શહાની વગેરે હતા. મહાત્માજીની પધરામણી વખતે લોકોનો ઉત્સાહ અવર્ણનીય હતો. ગામથી અડધા માઈલ સુધી આખું ગામ કીર્તનિયાં, રણસીંગાં વગેરે અનેક વાજિંત્રો સાથે મહાત્માજીનો સત્કાર કરવા સામું ગયું હતું.'

બાજી સંભાળો

મહાત્માજીને ખાસ કામ પ્રસંગે બિહાર જવું પડ્યું હતું. તે વખતે લડત પૂરવેગથી ચાલી રહી હતી. આ પ્રસંગે પ્રજાનું શૂરાતન ટકાવી રાખવા શ્રી. વલ્લભભાઈએ નીચેનો સંદેશો ખેડા જિલ્લાની પ્રજાજોગ પત્રિકા દ્વારા બહાર પાડ્યો હતો.

"આપણી લડત સત્યાગ્રહની છે. પ્રજામત અને આંધળો અમલ એ બેની વચ્ચે દારુણ ધર્મયુદ્ધ ચાલે છે. સરકારે સત્તાના સબબથી જમીનમહેસૂલ વસૂલ કરવા નિશ્ચય કર્યો છે. પ્રજાએ પ્રતિજ્ઞા કરી છે કે સરકારના અણઘટતા હુકમનો માનપૂર્વક નિરાદર કરવો અને સરકાર સત્તાનો ઉપયોગ કરે તેથી થતાં દુઃખ સહન કરવાં, પણ જમીનમહેસૂલ ભરવું નહિ. ગામડાંમાં સ્ત્રીઓ અને બાળકાં સુધ્ધાં આ લડતમાં રસ લે છે એ આનંદની વાત છે. આપણે આખા દેશમાં કીર્તિ મેળવી છે, અને સંભવિત છે કે આપણે ખુદ પ્રૅટસાહેબના હૃદયમાં દયા અને ઇન્સાફની લાગણીઓને સચેત કરી છે. એવે પ્રસંગે આપણે જરા પણ ચૂક કરીશું તો જીતેલી બાજી હારીશું. માટે મારી સર્વ ભાઈઓને વિનંતી છે કે અકળાયેલા અમલદારો મર્યાદા છોડે અને કંઈ પણ અયોગ્ય કામ કરે તોપણ આપણે તેમની ઉપર કોઈ પણ પ્રકારનો દ્વેષ નહિ કરવો અને તેમને પ્રેમથી જ વશ કરવા બને એટલો પ્રયત્ન કરવો."

મહાત્માજી ચંપારણ્ય ગયા પછી પાછા આવતાં તરત જ ખાંધલી ગયા. આમ તેમને ઘડીની પણ નવરાશ ન હતી; છતાં તેઓ આખો દિવસ ગામડાંઓમાં કામ કરતા. જ્યારે તેઓ બહાર જતા ત્યારે અને તે વખતે ભાઈશ્રી મોહનલાલ પંડ્યા, કુંવરબહેન, શંકરલાલ પરીખ, શિવજીભાઈ, શ્રીયુત વલ્લભભાઈ, ફૂલચંદભાઈ અને માધવલાલ દ્વિવેદી વગેરે કાર્યકર્તાઓ આખો દિવસ ગામડાંઓમાં ફરી કામ કરતા અને લોકોને સત્યાગ્રહમાં મક્કમ રહેવાનું સમજાવતા.

લડતનો અંત

મહાત્મા ગાંધીજી તા. ૩જી જૂનના રોજ નડિયાદ તાલુકાના ઉત્તરસંડા ગામે પધાર્યા. ત્યાંના સ્ટેશને પહોંચતાં જ તેઓશ્રીને ખબર આપવામાં આવી કે મામલતદારસાહેબ તમને મળવા ઇચ્છે છે. ગામમાં પહોંચ્યા બાદ તરત જ મામલતદારને કહાવતાં તેઓ મહાત્માજીને ઉતારે આવ્યા. તેમની સાથે કેટલીક વાતચીત કર્યા બાદ મામલતદારે જણાવ્યું કે જો સારી સ્થિતિવાળા માણસો મહેસૂલ ભરી દે તો ગરીબ લોકોનું મહેસૂલ મુલતવી રાખવામાં આવશે, આ પ્રમાણે સરકારની ઇચ્છા છે. આ બાબતનું મહાત્માજીએ મામલતદાર પાસે લખાણ માગતાં મામલતદારે તરત જ લખાણ લખી આપ્યું.

આ મતલબના હુકમ તા. ૨૫મી એપ્રિલે નીકળી ચૂકયા હતા છતાં જ્યારે મહાત્માજીએ તા. ૨૨મી એપ્રિલે દિલ્હી જતાં મિ. પ્રૅટને આ બાબતના ખબર પુછાવ્યા ત્યારે તેમણે તેનો જવાબ નહોતો આપ્યો; અને સરકારી મંડળમાં અંદરખાને ઉપરની મતલબની ખબર આપવામાં

આવી. આ ઉપરથી કહી શકાય કે સ્થાનિક અધિકારીઓ યુદ્ધપરિષદમાં ના. વાઈસરૉયને પણ કહી શકે કે ગાંધીજીની માગણી પ્રમાણે હુકમો બહાર પાડવામાં આવ્યા છે.

મામલતદારે મહાત્માજીને લેખિત ખબર આપી તે ઉપરથી તેઓશ્રીએ કલેકટરસાહેબને લખ્યું કે, આવી જાતનો હુકમ આખા જિલ્લાને માટે બહાર પાડવામાં આવે અને ચોથાઇ દંડ માફ કરવામાં આવે તો તેમને કોઈ રીતનું લડવાનું બાકી રહેતું નથી. કલેકટરે આ વાત માન્ય રાખી અને તે પ્રમાણેના હુકમો જાહેર કર્યા.

### સમાધાન

સરકારે ઉપર પ્રમાણે સમાધાન કર્યું તેથી મહાત્માજી અને શ્રીયુત વલ્લભભાઈની સહીથી એક સંદેશો પત્રિકા દ્વારા ખેડા જિલ્લાના ગામેગામ પહોંચાડયો. તે સંદેશો નીચે પ્રમાણે છે:—

"જે લડત ખેડા જિલ્લાની પ્રજાએ તા. ૨૨મી માર્ચે શરૂ કરી હતી તેનો અંત આવ્યો છે. આ પ્રતિજ્ઞાનું તાત્પર્ય એ છે, કે જો સરકાર ગરીબોની મહેસૂલ મુલતવી રાખે તો શક્તિમાન આસામી મહેસૂલ ભરે. આવો હુકમ મહેરબાન ઉત્તરસંડાના મામલતદારસાહેબે તા. ૩જી જૂને કાઢયો. તે ઉપરથી ઉત્તરસંડાની પ્રજાના શક્તિમાન વર્ગને મહેસૂલ ભરી દેવાની સલાહ આપી છે ને ત્યાં મહેસૂલ ભરવાનું શરૂ થઈ ગયું છે.

ઉત્તરસંડામાં આ પ્રમાણે હુકમ થયો તે ઉપરથી મહેરબાન કલેકટરસાહેબને કાગળ લખ્યો ને વિનંતી કરી, કે જો ઉત્તરસંડા જેવા હુકમ બધે નીકળે તો લડતનો અંત આવે ને નામદાર ગવર્નરસાહેબને તા. ૧૦મીએ યુદ્ધપરિષદની બેઠકને સમયે કહી શકાય, કે ખેડા જિલ્લાના ઘરનો કજિયો પતી ગયો છે. મહેરબાન કલેકટરસાહેબનો ઉત્તર ફરી વળ્યો છે, કે ઉત્તરસંડાના મામલતદારનો હુકમ આખા જિલ્લાને લાગુ પડે છે. આખી પ્રજાની માગણીનો સ્વીકાર છેવટે થયો છે. જેઓની ઉપર ચોથાઈના હુકમ નીકળ્યા છે તેઓ મહેસૂલ ભરી દેશે તો તેઓની ચોથાઈ માફ થશે. આને સારુ આપણે તેઓ સાહેબનો ઉપકાર માનવો ઘટે છે.

### માધુર્યરહિત

અમારે દિલગીરી સાથે કહેવું પડે છે, કે લડતનો અંત તો આવ્યો છે, પણ તે અંત માધુર્યરહિત છે. તેમાં ખૂબી હોવી જોઈએ તે નથી. ઉપરનો હુકમ ઉદાર દિલથી રાજી થઈને કરવામાં નથી આવ્યો, પણ પરાણે થવા જેવો આભાસ આવે છે. મહેરબાન કલેકટર-સાહેબ જણાવે છે કે ઉપર પ્રમાણે છૂટ આપવાનો હુકમ તો તા. ૨૫મી એપ્રિલે મામલતદારો ઉપર મોકલવામાં આવ્યો હતો. વળી તેનો અમલ બરાબર થાય એવા હેતુથી ફરી પાછો તા. ૨૨મી મેના રોજ હુકમ મોકલવામાં આવ્યો હતો. જો આમ જ થયું હતું તો તે હુકમો પ્રજાને કેમ સંભળાવવામાં ન આવ્યા? તા. ૨૫મી એપ્રિલે આ હુકમો પ્રજાએ જાણ્યા હોત તો પ્રજા ખૂબ દુઃખમાંથી બચી જાત. ખેડૂતોને ત્યાં જપ્તી ન થઈ શકે માટે તેઓ બહાર રહ્યા છે, ખાવાનું પણ પૂરું ખાધું નથી, બૈરાંઓએ ન સહન કરવાનું સહન કર્યું છે, કોઈ કોઈ વેળા ઉદ્ધત અમલદારોનાં વેણ સહન કર્યાં છે. આ કડવાઈ જોવાની કમિશનરે પહેલેથી જ ના પાડી હતી. ઘણાએ કાગળો લખ્યા છતાં તેમની નાની હાં ન થઈ. આસામીદાર છૂટ અપાય જ નહિ, એવો કાયદો જ નથી. આ તેમના શબ્દો હતા. હવે કલેકટર કહે છે કે આમ

છૂટ આપવાની વાત તો જગજાહેર છે. ત્યારે લાગે છે કે પ્રજાએ તો જાણી જોઈને દુઃખ સહન કર્યું !

પ્રજાનું દુઃખ જોઈ તેઓ પીગળ્યા, તેઓને પોતાની ભૂલ જણાઈ, ને પ્રજાને સંતોષવા માટે છૂટ અપાઈ, એમ ઉદાર દિલે કહી જશ લેવાના રસ્તાનો અધિકારી વર્ગે હઠપૂર્વક ત્યાગ કર્યો છે, ને હવે પણ જે આપ્યું છે તે સંકોચાઈને, ન ચાલતાં, ભૂલનો સ્વીકાર કર્યા વિના, કંઈ નવી વાત નથી એમ કહી આપ્યું છે. તેથી અમે કહીએ છીએ કે "સમાધાનીમાં મીઠાશ નથી."

આમ આ લડતનો અંત તો આવ્યો પણ તેમાં મીઠાશ નહોતી, કારણ મહાત્માજી શરૂઆતથી જ કહેતા આવ્યા હતા કે જે જે ખેડૂતોને ચોથાઈ દંડ કરવામાં આવ્યો હોય તે પાછો વાળવો અને ખાલસા નોટિસો રદ કરવી. પણ સરકારે પોતાની યાદીમાં આ વાતનો ઉલ્લેખ પણ કર્યો નહિ. લડત બંધ થયા પછી પણ જપ્તીઓ થાય છે એવી ખબર મળતાં ગાંધીજીએ કલેકટરને પત્ર લખ્યો પણ તેનો પણ સંતોષકારક જવાબ મળ્યો નહિ.

## ડુંગળી ચોરી

સરકારે માતર તાલુકાના નવાગામના ખેડૂતની જમીન ખાલસા કરી હતી, તેમાંનો પાક જપ્ત થયેલો માનવામાં આવ્યો હતો. પણ ખાલસાની નોટિસમાં આ નંબર ખાલસા થયેલો ગણાય નહિ એમ મહાત્માજીએ કલેકટરને અગાઉથી લખી જણાવ્યું હતું. આ જમીનમાં પટેલ કાશીભાઈ દેસાઈભાઈની ડુંગળીનો પાક હતો તે આશરે છસો રૂપિયાની કિંમતનો હતો. પાક બગડી ન જાય માટે મહાત્માજીની સલાહ લઈ મોહનલાલ પંડ્યાની આગેવાની હેઠળ ગામના ૨૦૦ માણસો ડુંગળી ખોદવા ગયા; ત્યાં તો મામલતદારે આવી ચોરીનું તહોમત ચઢાવી ડુંગળી કબજે લીધી અને મોહનલાલ પંડ્યા સહિત ૭ જણની ધરપકડ કરી કેસ ચલાવવામાં આવ્યો. મહાત્માજીએ કોર્ટને જાહેર કર્યું કે ડુંગળી ખોદવાની સલાહ મેં આપી હતી, માટે ખરો ગુનેગાર તો હું જ છું. મને તમારે પકડવો જોઈએ.

મહાત્માજીની વાત કાને ન ધરતાં સરકારે પેલા ૬ જણને ૨૦ દિવસની સાદી કેદની સજા ફરમાવી. ત્યારબાદ મહાત્માજીએ લોકોને જેલનું રહસ્ય સમજાવ્યું અને કહ્યું કે આપણી લડતમાં ફક્ત જેલમાં જવાનું બાકી રહ્યું હતું તે પૂર્ણ થયું છે.

તા. ૨૭મીના રોજ, ડુંગળી ચોર્યાના આરોપસર જેમને પકડવામાં આવ્યા હતા તેમને મુદ્દત પૂરી થતાં છોડી મૂક્યા. જેલીભાઈઓને અભિનંદન આપવા મહાત્મા ગાંધીજી, શ્રીયુત વલ્લભભાઈ, કૃષ્ણલાલ દેસાઈ, ડૉ. કાનૂગા, શ્રી. માવળંકર વગેરે ગૂજરાત સભાના સભ્યો તથા ગામલોકો જેલીભાઈઓને સરઘસના રૂપમાં ગામમાં લાવ્યા અને તેમને અભિનંદન આપ્યું.

## પૂર્ણાહુતિનો ઉત્સવ

ખેડાના ખેડૂતોએ આરંભેલા સત્યાગ્રહના યજ્ઞની પૂર્ણાહુતિનો ઉત્સવ તા. ૨૯મીએ નડિયાદમાં ઊજવવામાં આવ્યો હતો. સાંજના ચાર વાગે સરઘસ કાઢવામાં આવ્યું હતું, અને તેમાં મહાત્માજી, શ્રીયુત વલ્લભભાઈ અને જેલવાસીઓને શેરીએ શેરીએ અવર્ણનીય માન મળ્યું હતું. મહાત્માજી પ્રત્યેનો ભક્તિભાવ પ્રદર્શિત કરવા સભામાં લગભગ પાંચથી ૭ હજાર સ્ત્રીપુરુષોએ હાજરી આપી હતી.

મહાત્માજીને માનપત્ર આપતાં નીચે મુજબ કહેવામાં આવ્યું હતું:

"ખેડા જિલ્લામાં ગયે વરસે અતિવૃષ્ટિ, અનેક રોગ અને ઉંદરોના ઉપદ્રવને લીધે ખરીફ્ અને રવીનો પાક નિષ્ફળ નીવડયો હતો. મરકીથી હજારો મનુષ્યો પીડાઈ એના ભોગ થઈ રહ્યા હતા. મોંઘવારીનો ત્રાસ વર્તાઈ રહ્યો હતો; તેવે વખતે આપે આવી અમને સીધે માર્ગે દોર્યા, અને લાખો નિરાશામાં એક આશારૂપ આપે અમારી વહારે ધાઇ, અત્યંત કષ્ટ વેઠી, અનન્ય પ્રેમ અને દયાભાવથી અમને આત્મભાન કરાવી આશ્વાસન આપ્યું, અમારા સત્યનું અને સ્વમાનનું વીરતાથી રક્ષણ કરી અમને નવજીવન આપ્યું. અમે અલ્પજન આપનું શું હિત કરીએ? આપને અમે શી ગુરુદક્ષિણા આપીએ?

પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી આ પૃથ્વી પાસેથી ક્ષમા મેળવો. સૂર્યમંડળ પાસેથી તેજ મેળવો, વાયુ પાસેથી બળ મેળવો, સર્વભૂતમાત્ર પાસેથી સંપત્તિ મેળવો, નિરોગ રહો અને આપની જગતને પાવન કરવાની ઉચ્ચ અભિલાષાઓ સિદ્ધ કરી કુશળતાપૂર્વક આપના જીવનનું મહાન કાર્ય સફળ થાય એવું અંતઃકરણપૂર્વક પ્રચ્છીએ છીએ."



## દાવાનળ

ભારદ્વાજ

આંધી ઘેરી ચડી ત્યાં સઘન વન વિષે ઘોર વિંઝાય ડાળો-
સામે સામી પ્રચંડ, પ્રલય રવથકી ભવ્ય તોતીંગ વૃક્ષો
સંઘર્ષાતાં કડેડી, દવ પ્રજળી ઊઠે-વહ્નિ ઝાળો ભભૂકી-
ફેલાવે કાળ-જિહ્વા ભસમ કરી જવા વૃક્ષના ઝુણ્ડ ઝુણ્ડે!

પંખીના વૃંદ ઊડી અણુઅણુયૂ હવાને ભરંતાં પ્રલાપે:
પાડી ભેંકાર ત્રાડો ભયકર પશુઓ નાસતાં જીવ લૈને!
ફૂટંતા કાચબાઓ ગઝબ રવ કરે: રાની સર્પો ઊડંતા:
ભીતિથી ગાભરા સૌ નિજનિજ જીવને રક્ષવા દોડી જાતાં.

કૈં દિનથી વ્યગ્ર અસહ્ય તાપે,
ઝંઝા પ્રહારે મણુ કૈં સહંતું;
ત્યાં મૂક ને સ્થિર ઊભેલ ઠૂંઠૂ-
જાણે વદંતું નિજ મૃત્યુકાળે:
'વાધો વેગે દવાગ્નિ! ભસમ કરી મને મૃત્યુનો મોક્ષ આપો!'



# શ્રીમદ્ રાજચંદ્ર

[ એક વ્યાખ્યાન ]

રસિકલાલ છોટાલાલ પરીખ

મહેરબાન પ્રમુખસાહેબ, મહેરબાન વજીરસાહેબ, સજ્જનો અને સન્નારીઓ,

શ્રી પાલણપુર જ્ઞાનોત્સવમાં આપે મને નિમંત્રણ આપ્યું તેથી મને આનંદ થયો છે; કારણ કે ઉત્સવ માણવાનું–અને તેમાં પણ જ્ઞાનોત્સવ માણવાનું નિમંત્રણ સુલભ નથી હોતું. આ માટે આપનો આભાર માનું છું.

આ સમાજમાં મારી સમક્ષ જે શ્રોતાઓનો સમુદાય હું જોઉં છું તેથી મને બીજા એક કારણથી પણ આનંદ થાય છે. આ સમાજ ખરેખર સાર્વજનિક દેખાય છે; અહીંઆ હિંદુઓને અને મુસલમાનોને જે એક જિજ્ઞાસાથી એકત્રિત થયેલા જોઉં છું તે રીતે અન્યત્ર જોવા મળતા નથી. જે સ્થિતિને માટે ગાંધીજી અને મૌલાના અબ્દુલ કલામ આઝાદ જેવા તલસી રહ્યા છે તે આ શ્રી પ્રહ્લાદનદેવના ઈતિહાસપ્રસિદ્ધ નગરમાં સહજસિદ્ધ જોઈ કોને હર્ષ ન થાય? અમને અમદાવાદમાં આવો વિષય સાંભળવા આવો સાચા અર્થમાં હિંદી સમાજ મળતો નથી! આ સાર્વજનિક ભાવ માટે મહેરબાન નવાબસાહેબને જેટલી મુબારકબાદી આપીએ તેટલી ઓછી છે.

શ્રી. છોટાલાલ હેમુભાઈ મહેતા જેમના પ્રયત્ને આ જ્ઞાનોત્સવ પાલણપુરમાં ઊજવાય છે તેમણે જ મને વ્યાખ્યાનનો વિષય નિયત કરી આપેલો હતો; એમણે આ વિષય મને આપ્યો એટલે જ કદાપિ હું અહીં આવવા લલચાયો! કારણ કે મને ભાષણ કરવાની ટેવ નથી; એટલે આ જાતના પ્રસંગોનો લાભ લેવાની ઈચ્છા હોવા છતાં તે લાભ લેતાં અચકાઉં છું.

શ્રી છોટાલાલે કયા કારણથી આ વિષય મને સોંપ્યો છે તે હજી તેમણે મને જણાવ્યું નથી! સામાજિક–આર્થિક–રાજકીય ઊથલપાથલના આ જમાનામાં શ્રીમદ્ રાજચંદ્ર જેવા પુરુષને વિષે વ્યાખ્યાન સાંભળવા આવવામાં આપ સૌની કઈ ભાવના હશે તે કહેવું અઘરું છે. 'આ કોઈ મહાન પુરુષ છે, ગાંધીજી જેવા મહાપુરુષે પણ જેના માટે પૂજ્યભાવ બતાવ્યો છે–એવા આ મહાન પુરુષ છે' એવી કોઈ લાગણીથી પ્રેરાઈને આપ સૌ અહીં એકઠા થયા છો એમ હું માની લઉં છું; અને આપને અત્યારે જ કહી દઉં કે મહાપુરુષના કીર્તનથી પુણ્ય થાય છે એવી જૂનીપુરાણી લાગણીએ જ મને આ વિષય ઉપર બોલવા લલચાવ્યો છે. બાકી, આ વિષયમાં મારો અધિકાર કંઈ નથી; અને તેથી તમને આ મહાપુરુષની મહત્તાનો હું ખ્યાલ ન આપી શકું તો તેમાં દોષ મારી અયોગ્યતાનો જ ગણશો.

'શ્રીમદ્ રાજચંદ્ર મહાપુરુષ છે'–એ વિધાન કરતાંની સાથે જ પ્રશ્ન થાય છે કે એમની મહત્તા કઈ જાતની હતી? પ્રશ્ન થવાનું કારણ એ છે કે 'મહાન' શબ્દ આપણે જાતજાતના માણસો માટે વાપરવાને ટેવાયા છીએ! નેપોલિયનને મહાન કહીએ છીએ, સિઝરને મહાન કહીએ છીએ, અકબરને મહાન કહીએ છીએ, અશોકને અને સમુદ્રગુપ્તને મહાન કહીએ છીએ,

શેક્સપિયરને મહાન કહીએ છીએ, કાલિદાસને મહાન કહીએ છીએ. વળી ન્યૂટનને અને આઈન્સ્ટાઈનને તથા ડૉ. જગદીશચંદ્ર બોઝને પણ મહાન કહીએ છીએ. કાર્લ માર્ક્સ અને લેનીનને મહાન કહીએ છીએ અને ગાંધીજીને પણ મહાન કહીએ છીએ! શ્રીમદ્ રાજચંદ્રે મોટી સેનાઓ દોડાવી નથી, મોટાં રાજ્યો જીત્યાં નથી; મોટી ભૌતિક વિજ્ઞાનની શોધો કરી નથી કે લોકનાયક બની મહારાજ્યો ધ્રુજાવ્યાં નથી; કે સાહિત્યની દુનિયામાં વાહવાહ મેળવી નથી. તો પછી શ્રીમદ્‌ની મહત્તા શેમાં છે એ જરા સમજવાનો વિષય બને છે.

એક રીતે, કહેવું હોય તો, એમ કહેવાય કે આમાંની કોઈ ચીજ નહિ કરવામાં જ એમની મહત્તા રહેલી છે. એમના જીવનચરિતનો બારીકાઈથી અભ્યાસ કરતાં જણાય છે કે તેમનામાં મહાશક્તિનો આવિર્ભાવ હતો; અને તેનો ઉપયોગ તેમણે ઉત્તરોત્તર અન્ય પદાર્થોમાંથી કાઢી લઈ કેવળ એક આત્મતત્ત્વની શોધમાં અને સાક્ષાત્કારમાં કર્યો. તેઓએ સાધારણ અર્થમાં સંસારનો ત્યાગ નહોતો કર્યો, કદી ભગવો કે પીળો-ધોળો વેષ ધારણ કર્યો ન હતો; તે છેવટ સુધી ગૃહસ્થના પર્યાયમાં હતા. છતાં તેઓ 'હૃદય ત્યાગી' હતા.[1]

પણ આ તો કઈ જાતની મહત્તા એવો તમને પ્રશ્ન થશે; કંઈ ન કરવાની મહત્તા એટલે શૂન્યની મહત્તા નહિ? અને આવી મહત્તાનાં આદરમાન શાં?

આનો એક ઉત્તર આપણો દેશ—હિંદુસ્તાન—આ જાતની મહત્તા પૂજતો આવ્યો છે! તે એની એક વિલક્ષણતા છે. આપણે ઘણીવાર દાવો કરીએ છીએ કે અમારો દેશ બીજા દેશોની સરખામણીમાં આધ્યાત્મિક છે; આ દાવો કરવામાં આપણે માન પણ સમજીએ છીએ. પણ આપણે કઈ રીતે આ દાવાનો હક કરીએ છીએ? બીજા ઘણા દેશો કરતાં આપણે સ્પષ્ટ રીતે સામાજિક, રાજકીય અને આર્થિક સ્થિતિમાં નીચે છીએ. આપણા લોકોના વર્તનની નીતિનું ધોરણ પણ બીજા કરતાં ઊંચું લાગતું નથી. આપણામાં સાર્વજનિક હિતબુદ્ધિ પણ કંઈક કમી છે. તો પછી આ દાવો શા માટે રદ ન થાય? કોઈ કોઈવાર એમ લાગે છે કે એ દાવો રદ થવો જોઈએ. પણ જ્યારે આપણા લોકોની માન આપવાની રીત જોઈએ છીએ, અને કોના તરફ ભક્તિભાવ બતાવે છે એ જોઈએ છીએ, ત્યારે જરા વિચાર કરવો પડે છે. આ દેશમાં સાધુ, સંત, ફકીરો, ઓલિયાઓ, (અરે ભગવાનનું નામ લેતા ભિખારીઓ પણ) પૂજાય છે; ઠગાઈ કરવા માટે આ દેશમાં આના જેવો બીજો નિર્ભય વેષ નથી. પણ આ પૂજામાંથી લોકમાનસનું એક તત્ત્વ અનુમાનમાં આવે છે: જેઓ આત્માની શોધ કરનારા છે, જેઓ ભગવાનની ભક્તિમાં પોતાનો સમય ગાળે છે, જેઓ પરમાત્મામાં લય ઇચ્છે છે તે આ દુનિયાના મોટામાં મોટા કરતાં પણ મોટા છે એવી આ દેશના લોકમાનસની માન્યતા છે; આ માન્યતાનો ગેરલાભ લઈ ઠગાઈ કરનારા ઘણા છે એ વાત અજાણી નથી, છતાં એ માન્યતા કંઈ અંશે ઓછી થતી દેખાતી નથી. હિંદુ અને મુસલમાન બન્નેમાં એક સરખી દેખાય છે. મોટા રાજાઓ, અમીરો, બાદશાહો અને નવાબો સાધુસંત અને ફકીર-ઓલિયાઓના ચરણમાં શિર ઝુકાવતા આ દેશના ઇતિહાસમાં પ્રસિદ્ધ છે, અને હજી પણ ચાલુ છે. આ એક અર્થમાં એમ કહી શકાય કે આ દેશ આધ્યાત્મિક વલણવાળો છે:

૧. "હું કેવળ હૃદય ત્યાગી છઉં." શ્રીમદ્ રાજચંદ્ર ખંડ ૪, પૃ. ૧.

આત્માપરમાત્માને શોધનારા આ દેશમાં મહાન ગણાય છે; એની સાચીખોટી વાત કરનારા પણ માન પામે છે !

આમ દેખીતી રીતે કંઈ નહિ કરવાની મહત્તાને સાબિત કરવાની આપણા દેશમાં જરૂર નથી !

પણ આ જે દેખીતી–રીતે–કંઈ–નહિ–કરવાપણું છે તેમાં ચિત્તની જે શક્તિ જોઈએ છે તે દેખીતી–રીતે–ઘણું–કરવાપણામાં જોઈએ છે તેના કરતાં ઘણી મોટી છે. જેઓ આત્માની શોધ પાછળ પડેલા છે તેઓએ આ સંસારના પદાર્થોનું માપ કાઢી લીધેલું હોય છે; તેમાં કેટલો સાર છે તે જોઈ લીધેલો હોય છે; તેઓ શક્તિના અભાવે હારેલા તામસ વૈરાગી નથી ! અને તેથી જ તેનાથી પર એવા કોઈ તત્ત્વ તરફ તેઓ વળેલા હોય છે કે જેનું ભાન જગતના સકલ પદાર્થો ઉપર પ્રકાશ પાડે. શ્રીમદ્ રાજચંદ્રની મહત્તા આ જાતના પ્રયત્નની મહત્તા છે; આ પ્રયત્નનું મહાન પરિણામ આત્મદષ્ટિ, આત્મદર્શન. શ્રીમદ્‌ની મહત્તા આ ક્ષેત્રમાં હતી.

તમે પૂછશો કે એમની આ જાતની મહત્તા હું શા ઉપરથી કલ્પું છું. હું એમના અંગત પરિચયમાં આવેલો નથી. જેઓ તેમના અંગત પરિચયમાં આવેલા છે તેઓમાંના કેટલાકને તેમની આ જાતની મહત્તા ઓછા વધતા પ્રમાણમાં સમજાઈ હતી. તેમની નોંધો ઉપરથી કંઈક અનુમાન કરવાને સામગ્રી મળે છે. પણ સૌથી વિશેષ શ્રીમદ્‌નાં પોતાનાં પત્રો અને નોંધપોથીઓ છે ! તેનો મોટો ભાગ ગ્રંથાકારે પ્રગટ થયો છે અને તેમાંથી તેમની આધ્યાત્મિક જીવનકથા કલ્પનામાં આવે છે. મારા અલ્પ જ્ઞાનના આધારે કહેવાની ધૃષ્ટતા કરું તો કહું કે આવી 'spiritual auto-biography' અન્યત્ર જોવામાં આવી નથી. આ લખાણોનો મોટો ભાગ શ્રીમદે જાહેર રૂપે પ્રગટ કરવાના ઈરાદાથી લખેલો નથી; એમાંનો મોટો ભાગ એક મુમુક્ષુમાન હૃદયની મુમુક્ષુહૃદયની સાથે વાર્તાલાપ જેવો છે.

આ લખાણો વાંચતાં શ્રીમદ્‌ની મહા વિદેહિદશાની કલ્પના થાય છે.

અહીં મારે આપને કહેવું જોઈએ કે શ્રીમદ્‌ને વિષે રસ તેને થાય એમ છે કે જેને આત્મતત્ત્વ વિષે રસ છે. આવું કાંઈ છે કે નહિ, અથવા આ આખીએ આત્માની વાત ધતિંગ છે, કે એમાં કંઈ છે–એટલી પણ જેને પૃચ્છા કે જિજ્ઞાસા હોય તેને આમાં રસ પડે એવું છે. આપને બધાને એવો કંઈક રસ હશે જ એટલે આપ સંપ્રદાયના વાડા મૂકી આ આત્માર્થી પુરુષના જીવન વિષે સાંભળતા અહીં ધીરજથી બેસી રહ્યા છો.

આપનામાંથી કોઈ મને એમ પૂછે કે શ્રીમદ્‌નું આત્મદર્શન કેવા પ્રકારનું હતું તો એનો ઉત્તર આપવા હું અસમર્થ છું; એ ઉત્તર આપનારને એ દર્શન થયેલું હોવું જોઈએ. હું તો હજી શંકાની સ્થિતિમાંથી પણ બહાર નીકળેલો નથી. છતાં આપની કલ્પનાને મદદ કરવા શ્રીમદ્‌નાં થોડાંક વચનો આપની આગળ રજુ કરું.

માણસ તત્ત્વજ્ઞાન તરફ ક્યારે વળે ? સાંખ્યદર્શનના મહાન આચાર્ય શ્રી ઈશ્વરકૃષ્ણે કહ્યું કે ત્રણ પ્રકારનાં દુઃખોનો અભિઘાત થતાં તે દુઃખોને દૂર કરવાના હેતુ વિષે જિજ્ઞાસા થાય છે; પણ જ્યારે વ્યવહારના કોઈ પણ ઉપાયો આ દુઃખનો, પૂરેપૂરો અને હંમેશને માટે

આ સાથે આત્મસિદ્ધિની પહેલી ગાથા વિચારોઃ

જેહ સ્વરૂપ સમજ્યા વિના પામ્યો દુઃખ અનંત,
સમજાવ્યું તે પદ નમું શ્રી સદ્ગુરુ ભગવંત.

શ્રીમદ્ રાજચંદ્રની મહત્તાની કલ્પના આવે તે માટે તેમની મનોદશા કેયા રૂપની હતી તે જાણવું અત્યન્ત આવશ્યક છે; તે જાણ્યા વિના અને તેના સંદર્ભ વિના એમના તત્ત્વજ્ઞાનની ભાષાની અપૂર્વતા સમજાય એવી નથી. પણ આ અવસ્થાનું વર્ણન અહીં કરવું શક્ય નથી; તેનું મુખ્ય કારણ એ છે કે તે ઉત્તરોત્તર બદલાતી અવસ્થા છે, વધારે ને વધારે ગહન થતી અવસ્થા છે. છતાં શ્રીમદ્ રાજચંદ્રનાં લખાણોના અભ્યાસને સમર્થ કરવા માટે અહીંઆ દૃષ્ટિબિંદુ ઉપર ભાર આપું છું; અને હવે સંક્ષેપમાં આત્મસિદ્ધિમાંથી થોડાક દોહરા શ્રીમદ્‌ની વિચારસરણીના નમૂના તરીકે વાંચી બતાવું છું.

આત્મસિદ્ધિ ગ્રંથ રચવાનું પ્રયોજન બીજી ગાથામાં જણાવે છે :

વર્તમાન આ કાળમાં મોક્ષમાર્ગ બહુ લોપ
વિચારવા આત્માર્થીને ભાખ્યો અત્ર અગોપ્ય.

હાલમાં આ ક્ષેત્રમાં શી સ્થિતિ પ્રવર્તે છે તેનું પછીની ત્રણ ગાથામાં વર્ણન કરે છે, એક બાજુ ક્રિયાજડો છે અને બીજી બાજુ શુષ્કજ્ઞાનીઓ છે;* અને પછી પોતાનું અનુભવમૂલક મંતવ્ય રજુ કરે છેઃ

વૈરાગ્યાદિ સફળ તો, જો સહ આતમજ્ઞાન
તેમ જ આતમજ્ઞાનની પ્રાપ્તિતણાં નિદાન.
ત્યાગ વિરાગ ન ચિત્તમાં થાય ન તેને જ્ઞાન
અટકે ત્યાગ વિરાગમાં, તો ભૂલે નિજ ભાન.

પોતાના અનુભવની કસોટીએ સત્યનું સંશોધન કરનારાઓ હંમેશાં revolutionary—પોતાના અનુભવના અગ્નિથી રૂઢ થયેલા કચરાને બાળનારા—હોય છે. શ્રીમદ્ રાજચંદ્રે આધ્યાત્મિક ક્ષેત્રમાં આવો ઘણો કચરો બાળ્યો છે. મતાર્થી અને આત્માર્થીનો વિવેક બહુ દૃઢ રેખાથી કર્યો છેઃ

બાહ્યત્યાગ પણ જ્ઞાન નહિ, તે માને ગુરુ સત્ય
અથવા નિજકુળ ધર્મના, તે ગુરુમાં જ મમત્વ. (૨૪)

અને

ગચ્છ મતની જે કલ્પના, તે નહિ સદ્‌વ્યવહાર
ભાન નહીં નિજ રૂપનું, તે નિશ્ચય નહીં સાર. (૧૩૩)
જાતિ વેષનો ભેદ નહિ ઇત્યાદિ. (૧૦૭)

પણ મતાર્થીનું દુર્ભાગ્ય તો તેની મનોદશામાં છે :

નહિ કષાય ઉપશાંતતા, નહિ અંતર વૈરાગ્ય
સરળપણું ન મધ્યસ્થતા, એ મતાર્થી દુર્ભાગ્ય. (૩૨)

* આ વિવેક આપણા રાજદ્વારી અને સામાજિક–આર્થિક ક્ષેત્રોમાં પણ કરવા જેવો નથી?

અને આવાની પાસે શાસ્ત્રજ્ઞાન આવે એટલે તેની શી દશા થાય તે પણ શ્રીમદે જણાવ્યું છેઃ

મુખથી જ્ઞાન કથે અને અંતર છુટચો ન મોહ
તે પામર પ્રાણી કરે, માત્ર જ્ઞાનીનો દ્રોહ. (૧૩૭)

આનાથી વિરુદ્ધ આત્માર્થીનું વર્ણન જુઓઃ

આત્મજ્ઞાન ત્યાં મુનિપણું, તે સાચા ગુરુ હોય
બાકી કુળગુરુ કલ્પના, આત્માર્થી નહિ જોય. (૩૪)

અને જુઓ કેટલી વિશ્વાસદઢતાથી વિધાન કરે છે કે:

એક હોય ત્રણ કાળમાં, પરમારથનો પંથ,
પ્રેરે તે પરમાર્થને, તે વ્યવહાર સમંત. (૩૬)

પણ માણુસ આત્માર્થી થાય તે પહેલાં અથવા તે સાથે તેની મનોદશા આવી હોયઃ

કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ
ભવે ખેદ પ્રાણી દયા, ત્યાં આત્માર્થ નિવાસ. (૩૮)
દશા ન એવી જ્યાં સુધી, જીવ લહે નહિ જોગ્ય
મોક્ષ માર્ગ પામે નહિ, મટે ન અંતર રોગ. (૩૯)

આ લક્ષણ ફરી ભાર દઈને જણાવે છેઃ

કષાયની ઉપશાંતતા, માત્ર મોક્ષ અભિલાષ,
ભવે ખેદ અંતર દયા, તે કહિયે જિજ્ઞાસ. (૧૦૮)

અને વળી

દયા શાંતિ સમતા ક્ષમા સત્ય ત્યાગ વૈરાગ્ય,
હોય મુમુક્ષુ ઘટ વિષે, એહ સદાય સુજાગ્ય. (૧૩૮)

આત્માના સ્વરૂપનું વર્ણન શ્રીમદે જૈન પરિભાષામાં ૭ પદમાં કર્યું છે; અને પછી પ્રત્યેક પદ પ્રશ્ન-ઉત્તર રૂપે રજુ કરી સંક્ષેપમાં પણ સ્પષ્ટતાથી વિષયનું નિરૂપણ કર્યું છે, તેમાં આત્માના અસ્તિત્વનું નિરૂપણ કરતાં કવિ આશ્ચર્ય વ્યક્ત કરે છે !

આત્માની શંકા કરે, આત્મા પોતે આપ
શંકાનો કરનાર તે, અચરજ એહ અમાપ. (૫૮)

[આપનામાંથી જેઓને યુરોપીય ફિલસૂફીનો પરિચય હશે તેમને ડેકાર્ટનું આ જાતનું વિધાન સ્મરણમાં આવશે. ]

છેવટે આત્માનું સ્વરૂપ ઉપનિષદની શૈલીમાં કરતાં કહે છેઃ

શુદ્ધ બુદ્ધ ચૈતન્ય ઘન, સ્વયંજ્યોતિ સુખધામ
બીજું કહિયે કેટલું, કર વિચાર તો પામ. (૧૧૭)
નિશ્ચય સર્વે જ્ઞાનીનો, આવી અત્ર શમાય
ધરી મૌનતા એમ કહી સહજ સમાધિ માંય. (૧૧૮)

આમ શ્રીમદ્‌નાં અનેક વચનો ટાંકી શકાય; પણ તે બધાંની વિશેષતા મેં આપને પહેલાં કહ્યું તે પ્રમાણે તે લખનારની મનોદશા સમજ્યા વિના સમજાય તેવી નથી.

શ્રીમદ્ કોઈવાર જૈન શૈલીએ વિવરણ કરતાં, કોઈવાર વેદાન્ત શૈલીએ બોલતા અને ઘણી વાર ભક્તની શૈલીએ ઉદ્‌ગાર કાઢતા. પોતે કહે છે કે "જૈનના આગ્રહથી જ મોક્ષ છે એમ આત્મા ઘણા વખત થયાં માનવું ભૂલી ગયો છે. મુક્તભાવમાં મોક્ષ છે એમ ધારણા છે."

પોતાની સ્થિતિનું વર્ણન કરતાં કહે છે: "પરબ્રહ્મ વિચાર તો એમને એમ રહ્યા જ કરે છે. કયારેક તો તે માટે આનંદકિરણ બહુ સ્ફુરી નીકળે છે, અને કંઇની કંઇ અભેદ વાત સમજાય છે. પણ કોઇને કહી શકાતી નથી; અમારી એ વેદના અથાગ છે. વેદનાને વખતે શાતા પૂછનાર જોઇએ; એવો વ્યવહારમાર્ગ છે; પણ અમને આ પરમાર્થ માર્ગમાં શાતા પૂછનાર મળતો નથી."

બીજે એક ઠેકાણે ભક્તિમાર્ગ વિષે પોતે જણાવે છે કે "ઘણા ઘણા પ્રકારથી મનન કરતાં અમારો દૃઢ નિશ્ચય છે કે ભક્તિ એ સર્વોપરિ માર્ગ છે, અને તે સત્પુરુષનાં ચરણ સમીપ રહીને થાય તો ક્ષણવારમાં તે મોક્ષ કરી દે તેવો પદાર્થ છે. વિશેષ કંઈ લખ્યું જતું નથી. પરમાનંદ છે, પણ અસત્સંગ છે. અર્થાત્ સત્સંગ નથી."

આ થોડાક ફકરાઓ વાંચવાથી આપને આ મહાપુરુષની કંઈક ઝાંખી થઈ હશે.

શ્રીમદે આત્મસિદ્ધિની અંતિમ ગાથામાં કહ્યું છે:

દેહ છતાં જેની દશા, વર્તે દેહાતીત
તે જ્ઞાનીનાં ચરણમાં હો! વંદન અગણિત.

આવાં અગણિત વંદન અમારાં પણ એ વિદેહી જ્ઞાનીનાં ચરણમાં હો!

આપે મને શાંતિથી અને ધીરજથી સાંભળ્યો તે માટે આપનો આભાર માનું છું.



અનુસંધાન પૃ. ૩૬૦ ]
પ્રજાની મહાસભા ન બની શકી. આપણા દેશની નિઃશસ્ત્ર પ્રજાને સંખ્યાબળ ને સંગઠન બળના ભાર ઉપર લડવાનું હોય છે; ને આ બંનેમાં રાજસ્થાની પ્રજાપરિષદ સફળ ન થઈ શકી. પરિણામે દેશી રજવાડાશાહીનો સામનો કરી એ પ્રજામાં લોકસત્તા ને રાષ્ટ્રવાદ વિકાસ કરે એવી બળવાન સંસ્થા રાજસ્થાની પ્રજાપરિષદ ન થઈ શકી.

### બિનદરમ્યાનગીરીની કિંમત

આમ સમસ્ત રજવાડી પ્રજાને બ્રિટિશ હિંદની પ્રજાની હારોહાર લોકશાસનવાદ વિશે જાગૃત કરે એવી મધ્યસ્થ સંસ્થાને અભાવે રજવાડી પ્રજાકીય હિલચાલો છૂટી છૂટી ઉપસ્થિત થવા લાગી. પણ એમની એકલતાને કારણે અને બ્રિટિશ હિંદી પ્રજાનું લડાયક માનસ બ્રિટિશ સત્તાનો સામનો કરવામાં વરસો સુધી રોકાઇ પડયું હોવાને લીધે, એ છૂટીછવાઈ હિલચાલો મોટો વેગ ધારણ ન કરી શકી કે ન તો એ સમસ્ત રજવાડાશાહી સામે એકત્ર ને એકસાથ મોરચો ખડો કરી શકી.

દેશી રાજ્યોનું આ જાતનું પછાતપણું પરોક્ષ રીતે મહાસભાની તટસ્થ નીતિનું કારણ છે, જો કે દેશી રાજ્યોની મધ્યકાલીન રીતિનીતિને કારણે પ્રજામાં વ્યાપક થઇ રહેલ જડતા પણ એનું મોટું કારણ છે. કારણ કે વ્યવસ્થિત અને શિસ્તબદ્ધ આપખુદી પ્રજામાં સામનાની વૃત્તિ જગવવાના કરતાં ઘણી વાર હકવિસ્મૃતિ અને આપખુદ રીતરસમોનો મૂંગો સ્વીકાર જ પેદા કરે છે. દેશી રાજ્યોની પ્રજાના રાજકીય પછાતપણાને ચાલુ રાખવામાં મહાસભાની બિનહસ્તક્ષેપી નીતિના કરતાં ત્યાંની પ્રજાનું જડ ને કલ્પનાશૂન્ય માનસ વધારે જવાબદાર છે.

આમ છતાં લાલ અને પીળું હિંદ એકભૂમિ છે. લાલ હિંદની પ્રજામાં અન્યાય ને આપખુદી સામે બળવો કરવાની જાગેલી તમન્ના બિનદરમ્યાનગિરિની કૃત્રિમ વાડોને માન નથી આપતી. બ્રિટિશ હિંદમાં જાગૃત થયેલ અમુક વર્ગે પોતાની જાગૃતિનો ચેપ પીળી ભૂમિમાં પણ બેસાડયો છે. અને આજે આપણે દેશી રાજ્યોમાં ચાલતાં લડાયક આંદોલનો એને પરિણામે જોઈએ છીએ.

મહાસભાની તટસ્થ નીતિના કેટલાક લાભ પણ થયા છે. એ નીતિમાં સારા પ્રમાણમાં રાજકીય ડહાપણ ભર્યું હતું એમ પણ આજે લાગે છે. એની સમીક્ષા આવતા અંકમાં કરીશું.

૧૦–૧૦–૧૯૩૮

અને લગભગ દરેક માગણી સંતોષતાં એમણે જાહેર કર્યું છે કે હવેથી હિટલરની માગણીનો સ્વીકાર કરવામાં નહિ આવે. પણ આપણે શું જોઈએ છીએ ? રૂહાઈન પ્રદેશોમાં કિલ્લેબંદીથી માંડીને ઑસ્ટ્રિયાના અપહરણ ને છેલ્લે ઝેક રાષ્ટ્ર પાસેથી સુદેટન પ્રદેશો ખૂંચવી લેવા હિટલરનાં પગલાં સફળ બનાવવામાં ગ્રેટબ્રિટને નાનોસૂનો ભાગ નથી ભજવ્યો. અને આ છેલ્લા ઝેક–જર્મન વિરોધમાં તો બ્રિટને સંપૂર્ણપણે હિટલરના સ્વયંનિર્મિત એજન્ટનું જ કાર્ય કર્યું છે. યુરોપની મોટામાં મોટી કરોકટી આજે આ જ છે કે બ્રિટિશ સત્તાધીશોને ખબર નથી પડતી કે હિટલરને ક્યારે ને ક્યાં 'ના' પાડવી. બ્રિટિશ ટોરીઓ નહિ માની શકાય એટલા બધા આ મુદ્દા ઉપર વિભક્ત થઇ ગયા છે. પરિણામે બ્રિટિશનીતિ લપસણા ઢાળ ઉપરથી ગબડી રહી છે. રસ્તામાં ક્યાંયે અટકી શકાય એવું નહિ લાગવાથી ખીણમાં જઇને જ અટકવાનું એણે પસંદ કર્યું લાગે છે. પરિસ્થિતિ આ જાતની હોવાથી જે રાષ્ટ્રો પોતાની પરદેશનીતિ અને ભાવિના છેડા બ્રિટિશનીતિ સાથે, સાથ કે મૈત્રીની રાહે જોડે છે એ બધાં પણ લપસણે રસ્તે ચઢી જાય છે. બ્રિટનને એ અટકાવી શકે એમ નથી. અને બ્રિટન એમને પોતાને રસ્તે તાણે છે. બ્રિટિશ નેતૃત્વના નેજા હેઠળ ભેગાં થયેલ રાષ્ટ્રો ઑસ્ટ્રિયા, ઝેકોસ્લોવેકિયા, ફ્રાંસ, રૂમાનિયા, જુગોસ્લોવિયા–દરેકની સ્થિતિ વારાફરતી એ થવાની કે હિટલરને સંતોષવા માટે બ્રિટન એમનો ભોગ આપ્યે જાય છે. દરેક કોળિયે હિટલરની ભૂખ વધારે ને વધારે ઉદ્દીપ્ત થતી જણાય છે.

## જર્મન–ઝેક સાઠમારી

યુરોપીય કટોકટીનું કેન્દ્ર સ્પેન અને ભૂમધ્ય સમુદ્રથી ખેસવીને હેર હિટલરે ઝેકોસ્લોવેકિયાને છેલ્લા બે માસથી બનાવી મૂક્યું છે. ઑસ્ટ્રિયાને હડપ કર્યા પછી કેટલાયે જાણકાર અને તટસ્થ નિરીક્ષકોએ જાહેર કર્યું હતું કે ઑસ્ટ્રિયાની નાબૂદી થઇ જવા છતાં બ્રિટન અને ફ્રાંસે નિષ્ક્રિયતાનો ત્યાગ ન કરવાથી હવે હિટલરની નજર ઝેકોસ્લોવેકિયા ઉપર મંડાશે. અને કેટલાકોએ તો આગળ વધીને એટલે સુધી જાહેર કર્યું હતું કે ઝેકોસ્લોવેકિયાની નાબૂદી કરવાનું પગલું પોતે ભરવા છતાં પણ ચેમ્બરલેઇન નિયંત્રિત બ્રિટિશનીતિ સક્રિય સામનો કરવા તૈયાર થવાની નથી એની હિટલરને ગળા સુધીની ખાતરી છે. પરંતુ ઝેકોસ્લોવેકિયાનું નાબૂદીકરણ બ્રિટન સાંખી શકે એમ છે જ નહિ એ પ્રકારની બ્રિટિશ જાહેરાતો ઉપરથી અને ઝેક પ્રજાએ પોતાના સ્વાતંત્ર્યના રક્ષણ માટે વિગ્રહનું જોખમ ખેડવાની પણ તૈયારી બતાવી હોવાથી અનેક પત્રોએ એ પ્રકારનો શોર મચાવી મૂક્યો કે ઑસ્ટ્રિયા સાથેની રમતનું પુનરાવર્તન કરવાની હિંમત હિટલર ઝેક પ્રશ્ન સંબંધે નહિ કરી શકે. જગતનાં જબરાં ને જવાબદાર વર્તમાનપત્રોના આ જાતના કાગારોળમાં થોડા તટસ્થ અવલોકનકારોના મંતવ્યનો અવાજ ડૂબી ગયો. અને આજે ( ઑક્ટો. ૧ લી ) આપણે શું જોઈએ છીએ ? અકલ્પ્ય ને અસાધારણ ગતિએ ચેમ્બરલેઇન અને મૉ. દલાદિયરે ઝેક રાજ્યની ચીરફાડ કરવાના વિષમ કાવતરામાં હિટલરની યોજનાને સંમતિનો મ્હોર લગાવી દીધી છે !

ઝેકોસ્લોવેકિયાની ચીરફાડની યોજના બર્ચટેસગેડન, ગોડેસબર્ગ અને મ્યુનિચની મંત્રણાઓને પરિણામે નથી કરવામાં આવી. એ મંત્રણાઓમાં તો માત્ર એની વિગતો અને કાર્યવાહી નક્કી થઇ છે. પરંતુ ચેમ્બરલેઇને લૉર્ડ રન્સીમનને, સુદેટન જર્મનો અને ઝેક સરકાર વચ્ચે પડેલી મડાગાંઠનો ઉકેલ લાવવા માટે મોકલ્યા ત્યારથી જ ઝેક રાજ્યનું ભાવિ

નક્કી થઈ ગયું હતું. હેર હિટલર અને ફૉન રિબનટ્રૉપને ચેમ્બરલેઈન તરફથી ક્યારની ખાતરી આપવામાં આવી હતી કે હિટલર સાથે સાહચર્યનો સંબંધ જાળવી રાખવા અને વધારવા માટે ચેમ્બરલેઇન હિટલરની મધ્યયુરોપીય મુરાદોના રસ્તામાં આવશે નહિ. યુરોપમાં સુલેહ-સ્થાપન કરવાની ચેમ્બરલેઇનની યોજનામાં બ્રિટિશ હિતોને સીધી રીતે નુકસાન ન કરતાં હોય એ દરેક પગલામાં હિટલર–મુસોલિનીને ટેકો આપવાનું ચેમ્બરલેઇને નક્કી કર્યું છે. ચેમ્બરલેઇન એમ ચોક્કસપણે માને છે કે હિટલર–મુસોલિનીની માગણીઓને સંતોષ્યા વિના ન તો યુરોપમાં શાંતિ જાળવવી શક્ય છે કે ન તો એમની સાથે બ્રિટનની મૈત્રી શક્ય છે. ચેમ્બરલેઇનની આ માન્યતા પ્રામાણિક હો કે ન હો, પણ એનાં સીધાં પરિણામ તો સ્પષ્ટ જ છે. સ્વહિતોને સીધી રીતે જોખમાવે એ રીતની નીતિ અખત્યાર કરવામાં બ્રિટન કોઇ પણ રાષ્ટ્રનો ભોગ આપવા કટિબદ્ધ થયું છે.

આથી જ ગમે તેટલી ખાતરી આપવા છતાં હિટલરની અણનમ રીતિનીતિ આગળ બ્રિટને એક પ્રજાનો દ્રોહ કર્યો છે. હવે હિટલરનો મધ્યયુરોપીય વર્ચસ્વનો દરવાજો ખુલી ગયો છે. આજે ચેમ્બરલેઈન હિટલરના માર્ગમાં અંતરાયરૂપ થવા માગતો નથી. કારણકે એ જાણે છે કે એ સિવાય હિટલરને દબાવવાનો વિગ્રહ સિવાય બીજો કોઈ માર્ગ જ નથી. અને વિગ્રહને કારણે, વિગ્રહ વિના હિટલર આગળ નમી પડવા કરતાં વધારે ગુમાવવું પડે એ સ્થિતિ પણ સાવ ઉઘાડી જ છે. જો વસ્તુસ્થિતિ આ પ્રકારની હોય તો નમવાનો રસ્તો શા માટે પસંદ ન કરવો ?

## રન્સિમેને શું કર્યું ?

મેં ઉપર જણાવ્યું તેમ, ચેમ્બરલેઇને હિટલર તરફથી મૈત્રીની ખાતરી મેળવી લીધા પછી ઝેકોસ્લોવેકિયા સંબંધે બ્રિટિશ તટસ્થતાની એને બાંહેધરી આપી હતી. જો આમ જ હતું તો લૉર્ડ રન્સિમેનને, ઝેક સરકારને મદદ કરવા શા માટે મોકલવામાં આવ્યો હતો ? કારણકે ઝેકોસ્લોવેકિયા સંબંધે જે કરવાનું હતું તે તો આગળથી નક્કી થઈ ગયું હતું. એનો જવાબ એ આપી શકાય કે જો જર્મની ઝેકોસ્લોવેકિયા ઉપર એકદમ હલ્લો કરે તો કુદરતી રીતે જ ઝેક લશ્કર એનો સામનો કરે અને જર્મન–ઝેક વિગ્રહ શરૂ થાય. જેને કારણે ફ્રાંસ સંડોવાય અને વહેલે મોડે બ્રિટનને પણ અનિચ્છાએ પણ ફ્રાંસનો પક્ષ લેવો પડે. આ પરિસ્થિતિ ટાળવા માટે ઝેક સરકાર ઉપર દબાણ લાવવાની ભારે જરૂર હતી. આ ઉપરાંત ફ્રાંસને, ઝેકોસ્લોવેકિયાથી અલગ કરી નાખવાની પણ આવશ્યક્તા હતી. આ બધું કરવા માટે અમુક સમયની અને સાથે સાથે અતિતંગ વાતાવરણની જરૂર હતી. અતિતંગ વાતાવરણ પૂરું પાડવાનું કામ હિટલરે કર્યું, ને વખત મેળવી એનો ઉપયોગ ઝેક સરકારને ફ્રાંસથી વિખૂટી પાડવાનું કાર્ય ચેમ્બરલેઇને કર્યું.

હવે આપણે જોઇએ કે રન્સિમેનના મિશને સુદેટન જર્મન અને ઝેક તકરારનું શાંતિભર્યું નિરાકરણ આણવા માટે શું કર્યું ? જ્યારે સુદેટન નાત્સી જર્મનો અને ઝેક સરકાર વચ્ચે ઝઘડો શરૂ થયો ત્યારે એક વસ્તુ દીવા જેવી સ્પષ્ટ હતી કે જર્મન લઘુમતિને પ્રાદેશિક સ્વરાજ જેવું મળે. નાત્સીવાદી જર્મનોની પ્રવૃત્તિ અને હિટલરના એજન્ટો ઝેક પ્રદેશોમાં જર્મનોને નાત્સી પ્રચારકાર્યથી ઉશ્કેરવાની જે પ્રવૃત્તિ કરી રહ્યા હતા એને લીધે ઝેક સરકારને

લાગ્યું હતું કે લઘુમતિ જર્મનોને પ્રાંતિક સ્વરાજ આપવામાં ચેક રાજ્યની સલામતી જ લ
ગાળે જોખમાયા વિના રહેવાની નથી. આથી ચેક સરકારે લઘુમતિ જર્મનોની વ્યાજ
ફરિયાદો—જેનાથી ચેક પ્રજાસત્તાકતંત્રની સલામતી ન જોખમાતી હોય—દૂર કરવાની તૈ
બતાવી પરંતુ ઉપલા જ કારણસર સુદેટનોની પ્રાંતિક સ્વરાજની માગણી નકારી. અ
સુદેટન જર્મનોએ હેર હેન્લીનની સરદારી હેઠળ ચેક સરકાર સામે વ્યવસ્થિત બંડ જગાવ
શરૂ કર્યું. સુદેટનોના બળવાને જર્મન સરકાર તરફથી સારી પેઠે મદદ મળતી હતી. અ
લીધે એઓ નિર્ભય બનીને એમની બળવાખોર પ્રવૃત્તિને જોર આપતા રહ્યા.

આ વખતે ચેમ્બરલેઇને ચેક સરકાર ઉપર દબાણ કર્યું કે ચેક સરકાર, બ્રિ
સરકારના એક પ્રતિનિધિની મદદથી જર્મનોની માગણી સંતોષવા તૈયાર નહિ થાય તો
ફ્રાંસ કે બ્રિટનની મદદ ખોવી પડશે. અને સુદેટન પ્રશ્નને કારણે હિટલર સાથે કોઈ અ
અથડામણ થાય તો એની જવાબદારી ચેક સરકારની ગણાશે.

ચેકપ્રમુખ ડૉ. બેનેશ અને વડાપ્રધાન ડૉ. હોડ્ઝાને માટે રન્સિમેનની દરમિયાનગી
સ્વીકાર્યા સિવાય બીજો રસ્તો નહોતો. એ દરમિયાનગીરી સ્વીકારાવતી વખતે બ્રિટિશ સર
ચેક સરકારને એટલી ખાતરી આપી હતી કે ચેક રાજ્યની સર્વોપરિતા–Czech Sta
Sovereignty–ની મર્યાદા સ્વીકારીને જ રન્સિમેનનું મિશન ચેક અને સુદેટન પક્ષને
કરશે. છેક સપ્ટેંબરની ૧૨ મી સુધી ચેક રાજપુરુષો એ જ ભ્રમણામાં રહ્યા કે બ્રિ
સરકારનો હેતુ મૈત્રીભાવે ચેક સરકારને મદદ કરવાનો જ માત્ર હતો, દ્રોહ કરવાનો ન
પરંતુ એ વખતે 'લંડન ટાઈમ્સ'ના એક અગ્રલેખમાં એમ જણાવવામાં આવ્યું કે સુદે
પ્રશ્નનું નિરાકરણ સુદેટનોની તે વખતની માગણી—જર્મન સરકારને સુદેટન પ્રદેશો સ
દેવાની—સંતોષવા સિવાય આવી શકે એમ નથી; ત્યારે બ્રિટિશ મૈત્રી અને નિષ્ઠા વિશે
રાજપુરુષોની ભ્રમણા ભાંગી ગઈ. કારણકે 'લંડન ટાઈમ્સ'ની સૂચના, બ્રિટિશ સત્તાધીશો
પ્રેરણાથી જ કરવામાં આવી હતી એ પ્રકારની જબરી શંકા ચેક રાજપુરુષોના મનમાં
થઈ. રન્સિમેનનું મિશન ચેક સરકારની હિંમત ભાગવા માટે અને એમને નિરાશા
નિઃસહાયતાના ગર્ભમાં ફેંકવા માટે જ યોજાયું હોવાની એમની શંકા ન્યૂરેમ્બર્ગ નાત્સી પા
કૉન્ફરન્સ સમક્ષ હિટલરે કરેલી જાહેરાત ઉપરથી દૃઢતર થઈ.

રન્સિમેને પ્રાગ સરકારને મદદ કરવા માટે સુદેટન અને પ્રાગ સરકાર વચ્ચે સુલેહદૂ
કાર્ય આરંભ્યું. પરંતુ એ જાતના સુલેહ દૂતીકાર્યની કશી પણ કિંમત સુદેટન પક્ષ
હિટલરને નહોતી. કારણ કે એમણે જોયું કે સરમુખત્યાર સત્તાની માફક પ્રજાસત્તાક
અણનમ અને કઠોર ન હોવાથી એના ઉપર જો હિટલરનું કઠોર દબાણ આણવામાં આ
તો એને વધારે ને વધારે નમાવી શકાશે. અને એમની અંતિમ મુરાદ 'ચેક રાજ્યમાં સુદે
પ્રાંતિક સ્વરાજ' નહિ પરંતુ જર્મની સાથે પ્રાદેશિક સંયુક્તિની હતી. આખા ચેક પ્રશ્
છેડવામાં હિટલરની કુનેહભરી સ્વાર્થવૃત્તિ કદાચ સમસ્ત માનવજાતિના ઇતિહાસમાં અ
હશે. એણે પહેલેથી ખાતરી કરી લીધી કે બ્રિટિશ સરકાર, ચેકોસ્લોવેકિયાનું ગમે તે થ
તોપણ એને ખાતર એટલે કે સામુદાયિક સલામતી–collective security–ને ખા

અને જર્મન લઘુમતિને ન્યાય મળે એ તરફ નહિ પરંતુ સુદેટન પ્રદેશોને જર્મની સાથે જોડી દેવાની જ નેમ રાખી. આ નેમને ધ્યાનમાં રાખીને હિટલરે સુદેટન જર્મનોને ઉશ્કેરવાની બાજી ઘડી કાઢી.

બીજી બાજુ સુલેહદૂત તરીકે કામ કરતા રન્સિમૅનનો ઉદ્દેશ શો હતો? ઝેક રાજ્ય અક્ષુણ્ણ જળવાઈ રહે અને જર્મન લઘુમતિની માગણી ઝેક સરકાર પાસે સ્વીકારાવવી. પરંતુ ધીમે ધીમે હિટલરની યોજના પ્રમાણે સુદેટનો આ વાટાઘાટો ચાલતી હતી એ દરમ્યાન વધારે ને વધારે બળવાખોર બનતા ગયા. એમની આ બંડવૃત્તિ અટકાવવીને શાંતિ ને વ્યવસ્થા જાળવવા માટે ઝેક સરકારને લશ્કરી તકેદારી લેવી પડી. આને કારણે અમુક જર્મનો માર્યા પણ ગયા હશે. પરંતુ હિટલરે આ સ્થિતિને એ જાતનું રૂપ આપ્યું કે સુદેટન જર્મનોનો રીતસરનો શિકાર કરવાનું પગલું ઝેક સરકાર ભરતી હતી! માટે એની સામે વધારે ને વધારે બળવો કરી સરકારી સત્તા સામે પડકાર કરવાનો જર્મનોનો હક્ક છે. આમ એક તરફથી દંગો કરાવીને ઝેક સરકારને લશ્કરી પગલાં લેવાની ફરજ પાડીને જર્મનો ઉપર જુલમ કરવાનો આક્ષેપ હિટલરે એટલા જોરશોરથી મૂકવા માંડ્યો કે જાણે બધી જ જવાબદારી ઝેક સરકારની હોય. બીજી બાજુ ઝેક સરકારે, અંતિમ ઘડીએ ફ્રાંકો-બ્રિટિશ મદદની અપેક્ષાએ મજબૂત હાથે બંડખોર સુદેટનોને દબાવવાનું ચાલું રાખ્યું. જેમ ઝેક સરકાર મજબૂત હાથે કામ લેતી ગઈ તેમ દોષની બધી જ જવાબદારી હિટલર અને હેર હૅનલીને ઝેક સરકાર ઉપર નાખી. છેવટે એમણે જાહેર કર્યું કે હવે કોઈ પણ રીતે સુદેટન જર્મનો ઝેક સત્તા હેઠળ રહી શકે એમ છે જ નહિ. ઝેક સરકાર સુદેટન જર્મનો ઉપર જુલમ કરવા માગતી હોઇ એની પાસે ન્યાયની માગણી કરવી શક્ય જ નથી. માટે હવે છેવટનો રસ્તો જર્મની પાસે એ જ રહે છે કે પોતાના જર્મન ભાઈઓને ઝેક સત્તાની ધૂંસરીમાંથી છોડાવવા માટે ઝેકોસ્લોવેકિયા ઉપર ચઢાઈ કરવી. ૧૨મી સપ્ટેંબરે ન્યૂરેમ્બર્ગ ખાતે હિટલરે કરેલી જાહેરાતમાં એણે ઝેકોસ્લોવેકિયાને છેલ્લી ચેતવણી જ આપી દીધી હતી. બીજી બાજુ લૉર્ડ રન્સિમૅન પોતાના નિષ્ફળ મિશનમાં જ મચી રહ્યો હતો. આમ અર્થ વગરની વાટાઘાટો કરીને છેવટે લૉર્ડ રન્સિમૅન ઝેક સરકારને હતાશ કરવા સિવાય બીજું કોઈ પણ કાર્ય સાધી શક્યો નહિ: કારણ કે હિટલરે તો પોતે પોતાની મૂળ યોજના જ બર આણી. ઝેક સરકારને ભૂલાવામાં નાખવાનું સમર્થ કાર્ય બ્રિટિશ ડિપ્લોમસીએ કર્યું છે. એને માટે હેર હિટલર ચેમ્બરલેઈનનો જેટલો પાડ માને એટલો ઓછો છે.

### બેધારી રમત

હિટલરની પૂર્વયોજના પ્રમાણે જ ઝેક રાજ્યની ચીરફાડ કરવાનો વ્યાપાર શરૂ થવાનો હતો તો રન્સિમૅન મિશન, નં. ૧ થી માંડીને નં. ૫ સુધીની યોજનાઓ (ઝેક-જર્મન ઝઘડો પતાવવા માટે પાંચ વાર જુદી જુદી યોજનાઓ ઘડવામાં આવી હતી. પણ હિટલરે એ બધી ધૂળધાણી કરી નાખી છે.) અને બબ્બે ત્રણત્રણ વાર બ્રિટિશ વડાપ્રધાનનાં લંડનથી હિટલરને પહોંચવા સુધીનાં હવાઈ ઉડ્ડયનોનો શો અર્થ હતો એ પ્રશ્ન સૌ'જે ઊઠે એવો છે. ચેમ્બરલેઈને આમની સભા સમક્ષ કરેલી છેલ્લી જાહેરાતમાંથી એના જવાબનો મુદ્દો મળી શકે એમ છે. એમણે બ્રિટિશ આમસભાના સભ્યોને જણાવ્યું હતું કે બ્રિટન નાના મુદ્દા ઉપર લડત ઉપાડીને આખા સામ્રાજ્યને એમાં સંડોવવા તૈયાર નથી. પણ આ જાહેરાત

બ્રિટિશ પરદેશખાતા તરફથી હિટલરને ઘણા વખત અગાઉ કરવામાં આવી હતી. એને લીધે તો હિટલરે આટલું મક્કમ અને બળાત્કારભર્યું વલણ લીધું હતું. ઝેકોસ્લોવેકિયા ઉપર ચઢાઈ કરવાની પૂરેપૂરી તૈયારી કરીને એનો હુકમ આપવાનો ટાઇમ મુકરર કરતી વખતે પણ હિટલરને એટલી ધરપત હતી કે ઝેકોસ્લોવેકિયાને માટે બ્રિટનને યુદ્ધમાં ઉતારવા ચેમ્બરલેઈન અને ટોરી અગ્રણીઓ તૈયાર નથી. અને જર્મની જેવી સમર્થ સત્તાને થોડા જ દિવસમાં ઝેક સત્તાને હુમલો કરીને તોડીફોડી નાખવામાં કેટલી વાર હતી? આથી એણે ચઢાઈ કરવાનું નક્કી કર્યું. પણ એ જ વખતે એને એટલી બીક હતી કે જો બ્રિટન ફ્રાંસને ઝેકોસ્લોવેકિયાથી અલગ કરી દઈ શકે તો વિના ચઢાઈએ ઝેકોસ્લોવેકિયાને હરાવી શકાય. હિટલરનું એ કાર્ય ચેમ્બરલેઈને છેલ્લી ઘડીએ કર્યું. નહિ તો છેક ૧૫ મી તારીખ સુધી ફ્રેંચ વડાપ્રધાન મોં. દલાડિયરે જાહેર કર્યું હતું કે ઝેકોસ્લોવેકિયા ઉપર જર્મની હુમલો કરશે તો ફ્રાંસ પોતાની મૈત્રીની રાહે એની મદદે પહોંચી જશે. આ જાહેરાત પછી ચેમ્બરલેઇને ફ્રેંચ વડાપ્રધાન અને પરદેશમંત્રી સાથે લાંબી વાટાઘાટો કરીને એમને એટલે સુધી ધમકી આપી કહેવાય છે કે બ્રિટનની મૈત્રી જોઈતી હોય તો બ્રિટનની પરદેશનીતિને પગલે આ બાબતમાં તો ફ્રાંસે ચાલવું જ પડશે. અને આ બાબતમાં ફ્રેંચ સરકારે બ્રિટિશનીતિને પગલે ચાલવું એટલે કે ઝેકોસ્લોવેકિયાની ચીરફાડમાં ફ્રાંસે બ્રિટનને ટેકો આપવો! ફ્રેંચ રાજનીતિના સૂત્રધારો એ પણ સ્પષ્ટ જાણતા હતા કે બ્રિટિશ ટેકા વિના સમર્થ જર્મની સામે એકલે હાથે ફ્રાંસ ઝેકોસ્લોવેકિયાને મદદ કરે તો હિટલર પાછો હઠવાનો નથી અને વિગ્રહ થયા વિના નહિ રહે. અને વિગ્રહની સૌથી વધારે બીક જો યુરોપમાં કોઈ પ્રજાને હોય તો તે ફ્રેંચ પ્રજાને છે. આથી કચવાતે મને પણ દલાડિયર ને બોનેટને ચેમ્બરલેઇન સાથે સંમત થવું પડ્યું. પરંતુ એ બંનેને સંમત કરવા માટે ચેમ્બરલેઈને એમને જે પ્રકારની દમદાટી આપી છે એની ખબર તો દુનિયાને જ્યારે એમનામાંથી કોઈ ભવિષ્યમાં પોતાની આત્મકથા લખશે ત્યારે પડશે!

### નાના મુદ્દા અને મોટા મુદ્દા

આમના સભ્યો સમક્ષ બ્રિટિશ વડાપ્રધાને કરેલ નિવેદનમાં બ્રિટન નાના મુદ્દા ઉપર સામ્રાજ્યને વિગ્રહમાં ધકેલવા માગતું નથી એમ કહીને જાહેર કર્યું હતું કે બ્રિટન અતિ જબરા મુદ્દા—અલબત્ત, પોતાના જ સ્વાર્થને લગતા—ઉપર લડતાં પાછું પડે એમ નથી. પરંતુ બ્રિટિશનીતિની કારકીર્દિનો ઇતિહાસ એવું સૂચન નથી કરતો. કોઈ પણ વખતે બ્રિટને ગમે તેવા જબરા ન્યાય્ય મુદ્દા ઉપર લડવાની તૈયારી નથી બતાવી. બ્રિટિશનીતિનું સારસૂત્ર એનાં અંગોપાંગ તપાસતાં એ બતાવે છે કે આંતરરાષ્ટ્રીય વિધાનનો કોઇ પણ સિદ્ધાંત નહિ પણ પોતાનાં હિતોની સલામતી જાળવવા માટે ગમે તેવા નાના કે મોટા મુદ્દા ઉપર જબરો વિગ્રહ લડતાં પણ એને આંચકો આવ્યો નથી. નહિ તો ૧૯૧૪માં નાનકડા બેલ્જિયમમાં પોતાનું લશ્કર જર્મનીએ પસાર કર્યું એને બેલ્જિયમનું અપહરણ ગણાવીને જર્મની વિરુદ્ધ બ્રિટન બેલ્જિયમને બચાવવા માટે વિગ્રહમાં કૂદી પડ્યું હતું એમાં કયો મુદ્દો હતો જેણે એને લડવાની ફરજ પાડી? બ્રિટન એ વખતે બેલ્જિયમ જેવા રાષ્ટ્રના નાના મુદ્દા ઉપર લડવા તૈયાર થયું હતું કારણકે કૈઝરે બ્રિટિશ નૌકાદળ સામે પડકાર ફેંક્યો હતો. અને વહેલે મોડે બ્રિટિશ સામ્રાજ્યને ઝૂંટવી લેવાનો એનો મનસૂબો હતો. આથી જ બેલ્જિયમને બચાવવાને

નામે, જર્મન સામ્રાજ્યવાદને છૂંદી નાખવા એણે ફ્રાંસ, રશિયા ને ઇટલી સાથે વિગ્રહમાં કદમ માંડયાં. આમ બ્રિટન વિગ્રહને નાના કે મોટા મુદ્દાની કસણીએ નહિ પરંતુ સ્વાર્થ ને સલામતીની કસણીએ કસે છે.

### બળજબરી

મ્યૂનિકમાં ચાર સત્તાઓ ભેગી મળી એ ઝેકોસ્લોવાક પ્રશ્નનું સમાધાન કરવા માટે નહિ, પરંતુ હિટલરે નક્કી કરેલ એના મૃત્યુપત્ર ઉપર સંમતિની મહોર મારવા ભેગી થઇ હતી. ફ્રાંસ, બ્રિટન અને ઇટાલિયન સૂત્રધારોએ હિટલરની નક્કી કરેલી નીતિ સ્વીકારી. સુદેટન પ્રદેશોને જર્મનીને સોંપી દેવાની બાજી ઉપર શાંતિ જાળવવાને નામે મહોર મારવામાં આવી. હિટલરની માગણીઓ તદ્દન ગેરવ્યાજબી હતી એ લૉર્ડ રન્સિમેને ચેમ્બરલેઇન સમક્ષ પેશ કરેલ પોતાના અહેવાલમાં પણ જણાવ્યું હતું. અને આમસભામાં વડાપ્રધાને પોતાના નિવેદનમાં પણ જણાવ્યું હતું: તો પછી એ ગેરવ્યાજબી માગણીઓ શા માટે એમણે સ્વીકારી? એનો જવાબ મેં ઉપર આપી દીધો છે. મ્યૂનિક સંધિ આંતરરાષ્ટ્રીય નીતિમત્તા અને ન્યાય ઉપર બળજબરીના વિજયની સંધિ છે. એ પ્રજાતંત્રવાદી સત્તાઓની વિગ્રહવાદી સરમુખત્યારો સામે પરાજયનું તહનામું છે. એ તહનામાનો સ્વીકાર કરતાં ઝેક સરકારે પણ જાહેર કર્યું છે કે અસામાન્ય દબાણને વશ થઇને જબરી નામરજી સામે એ મ્યૂનિકની યોજના સ્વીકારે છે.

### મ્યૂનિક તહનામું

હવે આપણે જોઇએ કે એ 'ઐતિહાસિક તહનામા'ના મુસદ્દા કયા કયા છે. ખરી રીતે તો એમાં કોઇ મુસદ્દા જ નથી. હિટલરે નક્કી કરેલા સુદેટન પ્રદેશોમાંથી અતિ મહત્ત્વના નિયત કરેલા ભાગો જર્મનીને એકદમ સોંપી દેવા. ઝેક સરકારે એમાંથી પોતાની સર્વસત્તા સમેટી લેવી અને જર્મન લશ્કર એનો કબજો લે. આ ઉપરાંત બીજા પ્રદેશો જ્યાં જર્મનો વસતા હોય એની વ્યવસ્થા જર્મનોની મતગણત્રી કરી એ એક આંતરરાષ્ટ્રીય કમિશન નક્કી કરે એ રીતે જર્મનીને સોંપી દેવા. સુદેટન ઝેક ઝગડાનો આ સમાધાનકારક નિવેડો. આની સાથે જ ઝેકોસ્લોવેકિયામાં વસતી બીજી પોલિશ અને હંગેરિયન લઘુમતિઓ પણ થોડા જ વખતમાં પોલાંડ અને હંગેરીને સોંપી દેવી. (પોલાંડે એ પ્રકારનું અલ્ટિમેટમ પણ ઝેક સરકારને પહોંચાડી દીધું હોવાથી એ પ્રશ્નનું સમાધાન પણ આ જ રીતે થશે એમાં શંકા નથી.)

આમ મ્યૂનિક તહનામું ઝેક રાજ્યની ચીરફાડ કરવામાં સુદેટનોને જર્મનીને સોંપીને જ નથી અટકવાનું. એના પડઘા અતિ દૂરગામી પડવાના છે. એ તહનામાએ મધ્ય યુરોપમાં લઘુમતિના પ્રશ્નને નવી જાતની ઉગ્રતા ને કટોકટીની ભેટ કરી છે. એમાં પ્રથમ, ઝેકોસ્લોવેકિયાની લઘુમતિનો પ્રશ્ન સળગાવવામાં આવ્યો છે. એને પહેલો સળગાવવાનું કારણ એ છે કે એથી હિટલર ફ્રાંકો-ઝેકો-રશિયન સંધિના મધ્ય ભાગને તોડી નાખી શકે એમ છે. આ ઉપરાંત એની મધ્ય યુરોપીય વર્ચસ્વની મુરાદ બર આણવા માટે ઝેકોસ્લોવાક રાજ્ય એક મજબૂત અને વિરોધી આડખીલી હતી. એ આડખીલીની મજબૂતીનું કારણ ઝેકોસ્લોવેકિયાને ફ્રાંસ અને સોવિયેટ સત્તાનો ટેકો હતો. હવે ઝેકોસ્લોવેકિયાને છિન્નભિન્ન કરી નાંખીને ફ્રાંસ અને સોવિયેટ રશિયાને એ અલગ પાડી દેશે. હકીકતે એઓ મ્યૂનિકના તહનામાથી અલગ પડી જ ગયાં છે. ઝેક આડખીલી નબળી પડતાં હવે એની સંપૂર્ણ નાબૂદીનો રસ્તો હિટલરને માટે નિષ્કંટક થઇ ગયો છે. પોલાંડ અને હંગરી બંને અર્ધ-ફાસિસ્ટ સરમુખત્યારીવાળાં

રાષ્ટ્રો હોવા ઉપરાંત બંને સામ્રાજ્યવાદી છે. એમની સાથે હિટલરે મૈત્રી સાધી છે. આથી એઓ એનાં અનુગામી રાષ્ટ્રો થઈ ગયાં છે. ઝેકોસ્લોવેકિયાને તોડી નાખવા માટે હિટલરે એના ઉપર લઘુમતિના પ્રશ્ન સંબંધે ત્રણ બાજુએથી હુમલો કરાવવાની યોજના કરી છે. આથી હવે પોલાંડ અને હંગરી, ઝેકોસ્લોવેકિયામાં વસતી પોલિશ અને હંગેરિયન લઘુમતિઓના પ્રદેશો પોતપોતાને સોંપી દેવાની મક્કમ માગણી રજુ કરી રહ્યાં છે. ઝેકોસ્લોવેકિયાની ૧૩૦ લાખની વસતીમાં ૫૦ લાખ જેટલી લઘુમતિ કોમો વસે છે. એમાંથી ૩૫ લાખ જેટલા જર્મનો જશે. બાકી રહેલી ૧૫ લાખની લઘુમતિ કોમોમાં પોલિશ, હંગેરિયન અને જુગોસ્લાવ લઘુમતિઓનો સમાવેશ થાય છે. આ ૧૫ લાખને પોતાના પ્રદેશોમાં લઈ લેવા માટે સુદેટન પ્રશ્ન ઊપડયા પછી પોલાંડ અને હંગેરી તળેઉપર થઈ રહ્યાં છે. હિટલરનો એમને ભારે સાથ હોવાથી એમની માગણીઓ સે'જે બર આવશે.

હિટલરને માટે સુદેટન જર્મનો કે ઝેકોસ્લોવેકિયામાં વસતી બીજી લઘુકોમોનો પ્રશ્ન સિદ્ધાંતનો પ્રશ્ન નથી, જર્મન આક્રમણવાદી વર્ચસ્વની યોજનાનો પ્રશ્ન છે. કારણ કે જો એને લઘુમતિઓનો ઉદ્ધાર જ કરવો હોય તો જર્મનીમાં વસતી ૧૫ લાખ પોલિશ લઘુમતિને એ પહેલી તકે પોલાંડને સોંપી દે. અને એણે શા માટે ઝેકોસ્લોવેકિયાની લઘુમતિઓનું ઉપરાણું લેવું જોઈએ? મધ્ય યુરોપના એકેએક દેશમાં લઘુમતિ કોમો વસે છે. પણ ના. હિટલરની યોજનાનો મુસદ્દો 'માંચેસ્ટર-ગાર્ડિયન'નો લંડન ખાતેનો ડિપ્લોમેટિક ખબરપત્રી જણાવે છે એ પ્રમાણે: "પ્રાગ અને બર્લિન વચ્ચેની વર્તમાન અથડામણનો સાચો ઇસ્યૂ જર્મનોના હક્કની જાળવણીનો નથી, પરંતુ એ છે લશ્કરી બાધાઓ (ઝેક-જર્મન સરહદ ઉપરની)નો કબજો લેવાનો. એમાં એને સફળતા મળે (સફળતા મળી ચૂકી છે.) તો જર્મની ઝેકોસ્લોવેકિયાનું રણીધણી થઈ શકશે એટલું જ નહિ પરંતુ એનો ડાન્યૂબ પ્રદેશોનો રસ્તો મોકળો થઈ જશે. દક્ષિણ બાજુએથી પોલાંડ ઉપર હલ્લો કરવાનું પણ સહેલું થઇ શકશે.... એક વાર લઘુમતિઓને સોંપી દેવાનો પ્રશ્ન છેડાયો એટલે એની કોઇ મર્યાદા રહેવાની નથી. કારણકે મધ્ય, પૂર્વ અને પશ્ચિમ યુરોપમાં ડેન્માર્ક, બેલ્જિયમ, ફ્રાંસ, સ્વીટ્ઝર્લાંડ, જુગોસ્લેવિયા અને રૂમાનિયામાં બધે જ એ પ્રશ્નની હસ્તી છે." ('માંચેસ્ટર ગાર્ડિયન' સાપ્તાહિક: તા. ૬-૯-૧૯૩૮)

## મધ્ય યુરોપનું ભાવિ

મ્યુનિક સંધિને પરિણામે ઝેકોસ્લોવેકિયાનું મૃત્યુપત્ર લખાયું છે એટલું જ નહિ, પરંતુ સમસ્ત પૂર્વ ને મધ્ય યુરોપના મૃત્યુપત્રની શરૂઆત થઈ ગઇ છે. સુદેટન પ્રશ્નમાં જે સહેલાઇથી હિટલર ફાવી ગયો છે એને લીધે જર્મન પ્રજા સમક્ષ તો એ ઘણો સમર્થ પુરવાર થયો છે એટલું જ નહિ, પરંતુ એનો આત્મવિશ્વાસ બલવત્તર થયો છે. અને ઇંગ્લેંડ જર્મની સામે યુરોપીય પ્રશ્ન ઉપર હાથ ઊંચકે એમ નથી એની એને ચેમ્બરલેઇને ગળા સુધી ખાતરી કરાવી આપી છે. ચેમ્બરલેઇને જે રીતે હિટલરના હાથ હળવા કરી આપ્યા છે—બ્રિટનના યુરોપીય વર્ચસ્વને ફટકો લાગવાને ભોગે પણ—એ જોઇને આશ્ચર્ય થયા વિના રહેતું નથી. બ્રિટિશનીતિ કેટલી ટૂંકદૃષ્ટિ અને સ્વાર્થપરાયણ છે એનો એ આબાદ નમૂનો થઈ પડશે. ડિઝરાયેલી, ગ્લૅડસ્ટન, સૅલિસબરી અને લૉઈડ જ્યોર્જની સ્વાર્થી છતાં દીર્ઘદૃષ્ટિભરેલી નીતિનો એ વિપર્યાય છે.

ઇંગ્લૅંડ તરફથી નિશ્ચિંતતા સર કરવા ઉપરાંત હિટલરે ફ્રાંસની સર્વોપરિતાની કેડ ભાંગી નાખી છે. જર્મનીથી બચવા માટે ૧૮૭૦ થી ફ્રેંચ પરદેશનીતિ જર્મનવિરોધી રાષ્ટ્રોની મૈત્રીનું જૂથ જમાવવા કાયમ મથતી રહી છે. ૧૯૩૫માં સોવિયેટ રશિયા સાથે મૉ. લાવલ જેવા ટોરી વલણના ફ્રેંચ રાજપુરુષે મૈત્રીકરાર કર્યા એનું કારણ હિટલરની બીક જ હતું. મ્યૂનિક તહનામાએ એ કરારોને નકામા કરી મૂક્યા છે. આ ઉપરાંત ઝેકોસ્લોવેકિયા, રૂમાનિયા અને જુગોસ્લેવિયાની ત્રિપુટી પણ તૂટી ગઇ છે. હવે એ બંને રાષ્ટ્રો જર્મનીથી રક્ષણ મેળવવા માટે એની સાથે સમાધાન કરવાનું જ યોગ્ય ધારશે. આમ હિટલર ચોમેરથી ફ્રાંસ અને રશિયાને અટૂલાં પાડવામાં સફળ થયો છે. પરંતુ રશિયાને પોતાના પ્રદેશની વિશાળતા અને જબરદસ્ત લશ્કરી તૈયારીને કારણે હિટલરની એટલી બીક નથી. જ્યારે ફ્રાંસને તો જર્મની સરહદી દુશ્મનસમું છે.

હવે બીજાં મધ્યયુરોપી રાષ્ટ્રો ફ્રાંસ તરફ મદદની નજર ફેંકી શકશે નહિ. કારણકે ઝેકોસ્લોવેકિયાના દ્રોહે એમની આંખ ઉઘાડી નાખી છે.

મધ્ય યુરોપનું નજીકનું ભાવિ જ કાળાં વાદળાંથી ઘેરાઈ ગયું છે. ઝેકોસ્લોવેકિયા પછી તરત જ રૂમાનિયાનો વારો આવે એમ છે. રૂમાનિયાના ધાન્યભંડારો ને તેલના કૂવા ઉપર જર્મનીની નજર મંડાઈ છે. હવે પછી રૂમાનિયાને હિટલર મરજી પ્રમાણે રાખી શકશે. ધાન્ય અને તેલની બાબતમાં જર્મની કદિ પણ સ્વયંપર્યાપ્ત થઈ શકે એમ ન હોવાથી અને કોઈ પણ વિગ્રહનાં એ બે મહત્ત્વનાં પૂરકો હોવાથી રૂમાનિયાની કિંમત જર્મની માટે અસાધારણ છે.

એ જ રીતે હંગરી અને જુગોસ્લેવિયાને જર્મન પ્રભાવક્ષેત્ર તળે લાવવાની હિટલરની નેમ છે. જર્મન વર્ચસ્વ હેઠળ સમસ્ત મધ્ય યુરોપની ૭ કરોડની વસ્તીને નાત્સી અસર હેઠળ લાવવાની હિટલરની યોજના દિવાસ્વપ્ન નહિ પરંતુ ચૅમ્બરલેઇન જેવા જર્મન મિત્રોની સહાયથી એ સિદ્ધ વાસ્તવિકતા થવા સરજાઈ હોય એવું આજે લાગે છે.

## કટોકટી પૂરી થઇ નથી

મ્યૂનિકની સંધિએ વિગ્રહનો ભય ટાળ્યો છે એમ ચૅમ્બરલેઇનમતવાદીઓ જોરશોરથી જાહેર કરી રહ્યા છે. કારણકે હિટલરે ચેમ્બરલેઇનને કહ્યું હતું કે સુદેટન પ્રશ્નમાં પોતાને સંતોષ થાય એટલે જર્મનીની યુરોપીય મુરાદ પૂરી થશે! વસ્તુસ્થિતિ એવી નથી. થોડા જ સમયમાં લઘુમતિનો આખોયે પ્રશ્ન યુરોપમાં નવી કટોકટી ઊભી કરશે. એમાં હિટલર બિન-મહત્ત્વનો ભાગ નથી ભજવવાનો. કારણકે ' ફર્સ્ટ ક્લાસ ' મહત્ત્વ સિવાયનો કોઈ પણ ભાગ ભજવવાનું એ શીખ્યો જ નથી. એથી જ આજે એ યુરોપનો ભાગ્યવિધાતા બન્યો છે. માત્ર યુરોપનું ભાગ્યવિધાન, બળાત્કારે ને જર્મન પ્રભુત્વ જમાવવા માટે થાય છે એ જ એક આપત્તિ છે.

તા. ૨-૧૦-૧૯૩૮

આખું પુસ્તક આ રીતે આપણી પ્રચલિત શ્રદ્ધા ઉપર પ્રચંડ પ્રહાર રૂપે છે. માણસ જાતને નીરોગી બનાવવા જતાં આ વૈદ્યકવિદ્યાએ કેટલો સંહાર કર્યો છે તે જાણતાં આપણે દિંગ થઈ જઈએ છીએ. માત્ર એ સંહાર કરનાર દાક્તરો છે અને તેમને કોણ પૂછી શકે તેમ છે? એની સામે નિસર્ગોપચારનો ઊગમ થયો અને એ શાસ્ત્રે પોતાના સિદ્ધાન્તોની તર્કસિદ્ધતાથી તથા પોતાના ઉપચારોની, બીજી પદ્ધતિઓના ઉપચારો કરતાં અનેક ગણી સફળતાથી પોતાની ઉત્કૃષ્ટતા અત્યારે જગતમાં સ્થાપી છે. યુરોપ અમેરિકામાં આ પદ્ધતિનો વ્યાપક રીતે સ્વીકાર થતો આવ્યો છે. આ પદ્ધતિની સમજણ આપણને જેટલી વહેલી મળે તેટલી સારું એમ આ પુસ્તક વાંચતાં થાય છે. આરોગ્યના આપણે સાચાં પૂજારી હોઈએ તો આ પુસ્તક જે બાબતો તરફ આપણું ધ્યાન ખેંચે છે તેને આપણે કદી વિસારે પાડી શકીએ તેમ નથી. લેખકના અનુભવો પરથી અને મારા નાનકડા અનુભવો પરથી પણ એમ લાગ્યું છે કે આ વસ્તુ એક ધર્માન્તર કરવા જેટલી વિકટ છે. પણ તે કરવી જ પડવાની છે–જો માણસે સાચું આરોગ્ય મેળવવું હોય તો. પણ રોગોના પ્રચલિત, રૂઢ અને પૈસાના તથા રોગના ખાડામાં ઉતારનાર ઉપચારોમાંથી છૂટી નિસર્ગોપચારને રસ્તે જવામાં માણસ જે શિથિલતા અને ભીરુતા બતાવે છે તે કેટલીક વાર તો આપણને એમ જ ભાસ કરાવે છે કે માણસને જાણે સાજા જ નથી થવું. છતાં અંતર્ગત ભીરુતા અને તંદ્રાને છોડી માણસો આ દૃષ્ટિએ વિચાર કરશે તો જરૂર વધારે સારું આરોગ્ય અને જીવનનો આનંદ મેળવી શકશે.

બીજું અને ત્રીજું પુસ્તક ક્રમે ક્રમે માણસના શરીરની ક્રિયાદોનો નિસર્ગોપચારની દૃષ્ટિએ સહેલો અને ઉત્તમ ઉકેલ સૂચવે છે, જેને થોડી ખંતથી અને જાગૃતિથી અનુસરતાં અચૂક ફાયદો થયાના સેંકડો દાખલા છે.



# 卐 પ્રસ્થાન 卐

। दृष्टिपूतं न्यसेत् पादम् ।

પુસ્તક ૨૬ આશ્વિન · ૧૯૯૪ અંક ૬

## કવિતાની પરખ

રસિકલાલ છો. પરીખ

પરીક્ષામાંથી પરખ શબ્દ આવેલો છે; છતાં પરીક્ષા શબ્દ ન વાપરતાં કવિતાના સંબંધમાં પરખ શબ્દ હું કેમ વાપરું છું તેની અટકળ તમે કરી હશે. પરખથી ગુજરાતી ભાષામાં જે ભાવાર્થ આવે છે તે પરીક્ષા શબ્દથી નથી આવતો એમ મને લાગે છે. પરખ શબ્દ આપણે હીરા, માણેક, મોતી, પાનાં આદિ ઝવેરાત, અને તેનો વ્હેવ્હાર કરનાર ઝવેરીઓના સંબંધમાં વાપરીએ છીએ. આપણે કહીએ છીએ કે ઝવેરી હોય તે રત્નને પારખે. ઝવેરીની રત્ન પારખવાની જે ક્રિયા છે તેને મળતી ક્રિયા કવિતાના સંબંધમાં કઈ છે તે વિષે હું તમારી સાથે વિચાર કરવા ધારું છું. પરીક્ષા એ વધારે શાસ્ત્રીય ક્રિયા છે, તર્કમૂલક છે; પરખ એ જોવાની ક્રિયા છે, જોઈને મૂલ્ય આંકતી ક્રિયા છે. કોઈ સારા ઝવેરી આગળ તમે રત્નો મૂકો એટલે તે જોઈને–જરા ધ્યાન કરીને તમને ખરાં ખોટાં, ખરાંમાં વધારે તેજસ્વી, સુંદર ઇત્યાદિ બતાવી આપશે. એ ઝવેરાતની વૈજ્ઞાનિક પરીક્ષા કે પૃથક્કરણ નહિ કરે: એમ કરવા જાય તો તેને હીરા અને કોલસા બન્ને એક જ માનવાની ફરજ પડે. એ તો ઝવેરીની નજરથી જુવે છે. કવિતાની બાબતમાં પણ આવી ઝવેરીની નજરની જરૂર છે; કવિતાની સાર્થકતા અનુભવવી હોય તો પરખની જરૂર છે. ઝવેરી જેમ રત્નો જોઈ–ધ્યાન કરી મૂલ્યાંકન કરે છે તેમ કવિતાનું મૂલ્યાંકન કરતાં આવડવું જોઈએ. કવિતા શીખવા–શીખવવાનો આ ઉદ્દેશ હોવો જોઈએ.

કવિતાની પરખ કેમ થાય? ઝવેરીને પૂછશો તો તે કહેશે કે નજર જોઈએ, નજર બેસવી જોઈએ, મહાવરો જોઈએ. કવિતાની બાબતમાં પણ એમ જ છે. નજરને બદલે આપણા પ્રાચીન વિવેચકો 'વાસના' એવો શબ્દ વાપરશે. કાવ્ય સમજવા–પરખવા કાવ્યની વાસના જોઈએ; આ વાસના જાગૃત થઈ ન હોય તો કાવ્ય ન સમજાય. આવી વાસના વિનાના, નાટક–કાવ્યની પરીક્ષા કરનારા વૈયાકરણોને અને મીમાંસકોને રંગભૂમિની

ભીંતો અને થાંભલા સાથે સરખાવવામાં આવે છે. મેથ્યુ આર્નોલ્ડ tact શબ્દ વાપરે છે, આ જો કે 'વાસના'નો પર્યાય નથી પણ તેના ભાવાર્થને કેટલેક અંશે સૂચવે છે; જેમ સ્પર્શના અનુભવથી પદાર્થ ઓળખાય તેવો કાવ્યને ઓળખવાનો માનસિક સ્પર્શ; અને આ કેળવાયેલા માનસિક સ્પર્શની કલ્પના ઉપર મેથ્યુ આર્નોલ્ડે એની Touchstoneની Theory કલ્પી છે.*

આ વાસના લગભગ દરેકમાં હોય છે; પણ કેટલાકમાં સૂતી હોય છે, કેટલાકમાં બુદ્ધિનાં બીજાં દબાણોથી જડ થયેલી હોય છે, દબાઈ ગયેલી હોય છે; જ્યારે કેટલાકમાં વિકૃત થઈ ગયેલી હોય છે. જેની કાવ્યવાસના આવી સ્થિતિમાં હોય તે કાવ્યની પરખ ન કરી શકે, અથવા વિકૃત કરે! તે કદાપિ કાવ્યની પરીક્ષા કરી તેનું પૃથક્કરણ કરી, તેના શબ્દો, અર્થો અને શબ્દોને સ્વર–વ્યંજનમાં છૂટા પાડી શકે; પણ તેની નજરે હીરા અને કોલસા એક જ તત્ત્વના બનેલા દેખાવાના; એને કવિતા અને વાઙ્મયમાં તફાવત નહિ દેખાવાનો.

અર્થાત્ કાવ્યની પરખ કરવા કાવ્યની વાસના જોઈએ; આ વાસના દરેકમાં સરખી તીવ્ર નથી હોતી; પણ તે અભ્યાસથી સંસ્કારી શકાય છે; ઝવેરીની જેમ મહાવરાથી નજર બેસે છે તેમ કાવ્યોના પરિચયથી વાસના જાગે છે, અને કાવ્ય પારખવામાં તીવ્ર બને છે.

જગતમાં જો એકલાં સાચાં રત્નો જ હોત, બધાં રત્નો એકસરખાં તેજસ્વી હોત અથવા રત્નો જેવા દેખાતા પણ રત્નો નહિ એવા કાચના ટુકડા ન હોત તો ઝવેરીને પરખ કરવાની તસદી લેવી ન પડત; તેમ વાઙ્મયની સૃષ્ટિમાં કવિતા અને કવિતા જેવું દેખાતું પણ કવિતા નહિ એવું વાઙ્મય ન હોત તો કાવ્યની પરખ કરવાની તસદી લેવી ન પડત; અને આ બાબતમાં તો ઝવેરીનું કામ વધારે સહેલું છે; કાચના ટુકડા અને રત્નો સહેલાઈથી પરખાય છે; કલ્ચર્ડ મોતી અને સાચા મોતી પારખનાર આંખથી પારખે છે, પણ જેઓ નથી પારખી શકતા તેમની મદદે યંત્ર આવે છે. કવિતાની સૃષ્ટિમાં આ ભેદ બતાવવો સહેલો નથી. પણ સહેલો નથી એટલે ભેદ નથી અથવા તે પરખાતો નથી એમ નહિ. કાવ્યવાસના એ ભેદ સમજે છે પણ બીજા પાસે તે સ્વીકારાવતાં તેને મુશ્કેલી આવે છે.

એટલે ઝવેરીની રત્નો પારખવાની ક્રિયાની કવિતા પારખવાની ક્રિયા સાથેની સમાનતા સમજી એ દૃષ્ટાન્તને આપણે પડતો મૂકવો પડશે; અને એ પ્રશ્ન વિચારવો પડશે કે કાવ્યવાસનાએ કવિતાને ઓળખવાને અને પારખવાને કંઈ લક્ષણો શોધી રાખ્યાં છે? આનો જવાબ આપણાં સંસ્કૃત કાવ્યશાસ્ત્રોએ અને પશ્ચિમનાં કાવ્યશાસ્ત્રોએ આપવા પ્રયત્ન કર્યો છે. તો પછી તમે કહેશો કે એ જવાબો જાણીએ તો કાવ્યની પરખ ન થઈ શકે? મને લાગે છે કે એકલા એ જવાબો જ જાણતા હોઈએ તો પરખ ન થઈ શકે; આપણી કાવ્યવાસનાને કવિતાનો સીધો પરિચય હોય, અને એ અભ્યાસથી એનું સંવેદન એટલું તીવ્ર થયું હોય કે તેમાં સારા–નરસાના ભેદ, ગમતા–અણગમતાના અભિપ્રાય ઘડાતા હોય તો એ કાવ્યશાસ્ત્રોના જવાબો કવિતા પારખવામાં સાહાય્ય કરે! પણ ઘણી વાર તો આપણી કાવ્યવાસનાની પરખમાં અને આ કાવ્યશાસ્ત્રનાં વિધાનોમાં મેળ ખાતો નથી હોતો તેનું કેમ? આનો જવાબ આપવામાં સાહસ લાગે. પણ જો આપણે એ યાદ રાખીએ કે આ કાવ્યાદિ કલાઓનાં શાસ્ત્રો લક્ષ્યપ્રધાન છે, લક્ષણપ્રધાન નથી તો સાહસ નહિ રહે. આપણે

* *Essays in Criticism* : Second Series, pp. 17, 19.

કાવ્યની ગમે તેટલી ચોક્કસ અને વ્યાપક વ્યાખ્યા બાંધી હોય છતાં કોઈ એવો જ પ્રકાર આપણા ધ્યાનમાં આવે કે જે તે વ્યાખ્યામાં બંધબેસતો ન હોય છતાં આપણી કાવ્યવાસનાને તૃપ્તિ આપતો હોય; તો તે કાવ્યની વ્યાખ્યા બદલવી, તે લક્ષણ સુધારવું, પણ લક્ષ્ય એટલે કે કાવ્યને ફેંકી નહિ દેવાય! અને આ છૂટ આપણે કદાપિ એમ માનીએ કે નૂતન છે, આધુનિક છે, ઈન્કીલાબી છે * પણ એવું કંઈ નથી. શાર્ઙ્ગદેવે સંગીતરત્નાકરમાં આ વિધાન સ્પષ્ટતાથી કર્યું છે. +

આટલા વિચારથી આપના ધ્યાનમાં એ આવ્યું હશે કે અંતે તો કાવ્યની પરખનો આધાર તમારી વાસનાના સંવેદન ઉપર છે, એ શેનાથી તૃપ્ત થાય છે એના ઉપર છે. પણ જો કાવ્યની પરખ આમ કેવળ પિણ્ડે પિણ્ડે ભિન્ન જ હોય તો તેની પરખની કિંમત કંઈ રહેતી નથી; ઝવેરીનું મૂલ્યાંકન ઝવેરી બજારમાં ચાલે નહિ તો એ ઝવેરી નહિ અને એ મૂલ્યાંકન નહિ! તેમ કવિતામાં પણ તમારી પરખ જો બીજા કોઈ કાવ્ય પારખનારા સ્વીકારે નહિ તો તે પરખ નહિ કહેવાય. આથી જ આપણા સંસ્કૃત વિવેચકો 'સહૃદય–સંવાદ'ને કવિતાના વિષયમાં છેવટના પ્રમાણ તરીકે ઉલ્લેખે છે. આ 'સહૃદય–સંવાદ' સમજવા આપણાં અને પશ્ચિમનાં કાવ્યશાસ્ત્રો અને વિવેચનોનો અભ્યાસ કરવો જરૂરનો છે. બીજી રીતે કહીએ તો: આપણી કાવ્યવાસનાને કાવ્યોના પરિચયથી જાગૃત અને ઉત્તેજિત કરી શકાય; પણ એને કેળવી શકાય એ સંવેદનો ઉપર પોતે વિચાર કરી, અને બીજાના એ જાતના વિચારો સાથે સરખાવી; આવી કાવ્યવાસનાની કેળવણીથી જ 'સહૃદય–સંવાદ' શક્ય બને છે; એવો 'સહૃદય–સંવાદ' કવિતાની બાબતમાં હજી સિદ્ધ થયો નથી, એ એ જાતના પ્રયત્નની વિરુદ્ધ દલીલ નથી; એમ તો આપણને મનુષ્યને કોઇ બાબતમાં સંપૂર્ણ જ્ઞાન મળ્યું નથી, અને તેથી 'સંવાદ' મળ્યો નથી, પણ તેથી જ તે માટે પ્રયત્ન યોગ્ય છે. આપણી કવિતાની પરખમાં આપણને એટલી તો ખાત્રી હોવી જોઇએ કે જો આપણે આપણી આખી વાત કહી શકીએ તો બીજા પાસે આપણી રુચિ સ્વીકારાવી શકીએ; આ કાર્યમાં કાવ્યશાસ્ત્રો અને વિવેચનોનો અભ્યાસ મદદરૂપ છે. આપણી પરખમાં સંવાદનું તત્ત્વ દાખલ કરવા માટે આવશ્યક છે; આથી આપણો અંગત અનુભવ ગૌણ થઈ જતો નથી. આધાર તરીકે તો આપણો જ અનુભવ રહે છે; એ અનુભવમાં પરિવર્તન થાય ખરું; પણ કાવ્યવાસનાને આઘાત પહોંચાડીને નહિ, તેને વધારે તીવ્ર બનાવીને.

પણ અહીં પ્રશ્ન થશે કે કાવ્યશાસ્ત્રોનો અને વિવેચનોનો અભ્યાસ જે કાવ્યની પરખ માટે આવશ્યક ગણીએ છીએ તે સંવાદને સ્થાને વિવાદ ઉત્પન્ન નહિ કરે? એ વિવેચનોમાં જ કયાં સંવાદ છે? જવાબમાં એટલું જ કહીશું કે ભલે સંવાદ ન હોય પણ એ વિવાદ સંવાદને માટે છે; પ્રગતિશીલ સંવાદ બીજી કોઈ રીતે શક્ય નથી. ઊલટું, કાવ્યચર્ચામાં આ વિવાદ જ

* ડૉ. આનંદશંકર ધ્રુવે revolutionary માટે તાજેતરમાં યોજેલો શબ્દ.

\+ यद्बालक्ष्यप्रधानानि शास्त्राण्येतानि मन्वते ।
तस्माल्लक्ष्यविरुद्धं-यत्तच्छास्त्रं नेयमन्यथा ॥ સં, ૨ અ. ૬ શ્લો. ૩૩૩

ટી. ક. કલ્લિનાથ આ શ્લોક દેશીવિષયક શાસ્ત્રો પરત્વે જણાવે છે. દેશ્યમાં જ નવા પ્રયોગો થાય એટલે એમાં પ્રશ્ન ઊભો થાય.

કવિતાને જીવતીજાગતી રહેવા દે છે. અથવા વધારે ચોકસાઈથી કહેવું હોય તો એમ કહેવાય કે મતોનું વૈવિધ્ય એ કવિતાના વૈવિધ્ય અને વ્યાપકતાનું સૂચક છે.

પણ આ ચર્ચા તો કવિતાની પરખની પ્રસ્તાવના થઈ; પરખ કેમ થઈ શકે એ પ્રશ્ન પૂછો તો કહું કે કાવ્ય તરીકે જે રજુ થતું હોય તેનો પાઠ કરો અને તમને શું લાગે છે તેનો વિચાર કરો!

ઉ. ત. આવી પંક્તિ હોય:

હવે તો મેદાને વરતનુ દિસે છે વિચરતી,

અથવા

હવે તો આ આવી સમીપ ગુરુકન્યા કચતણી—

આમાં છંદ બરાબર છે પણ આ પંક્તિઓ છંદમાં હોવાને બદલે ગદ્યમાં હોત તો તેની અસરમાં બહુ ફેર ન પડત.

હવે એ છંદ આખો લઈ પાઠ કરો:

હવે તો મેદાને વરતનુ દિસે છે વિચરતી
વિલોકે સામે, ત્યાં ત્વરિત ચરણોની ગતિ થતી;
રહ્યાં બન્ને બાજુ તરુવર, નહિ કોઈ વચમાં.

આ ત્રણ પંક્તિઓનો પાઠ કરતાં કંઈ વિશેષતા લાગતી નથી. પણ હવે ચોથી પંક્તિ સાંભળો:

વસેલું આવીને પણ સકલ સૌંદર્ય કચમાં.

વીજળીના ચમકારાની જેમ કવિતા ચમકે છે, અથવા કહો કે રેતીના રણમાં ઓચિંતો જલપ્રવાહ વહેવા માંડે છે. હવે પૂછો કે પહેલી ત્રણ પંક્તિઓમાં કવિતા નહિ અને છેવટનીમાં કેમ અને છેવટનીનો ચમકાર આખાને કેમ પ્રકાશિત કરે તો એટલું જ કહું કે એ તો એમ જ દેખાય છે; એકમાં કાવ્યવાસના ઉત્તેજિત થાય છે, બીજામાં નથી થતી. આ અનુભવ થયા પછી દલીલો કરવી શક્ય છે.

બીજો દાખલો લઈએ:

રે! પાનખરઋતુ આવી પહોંચી અને લીલાંછમ વૃક્ષો ઠુંઠા જેવાં બનીને ઊભાં રહ્યાં છે.

પાનને ખરતાં જોઈને જીવન ક્ષણિક છે એ વિચારે મન વ્યગ્ર નથી બન્યું; પણ પાનનો ઉપયોગ માટે અંત છે એવો આ જીવનનો પણ કોઈ હેતુ માટે અંત હોય!

અથવા આ સાંભળો:

આજે કાલિન્દીએ ધ્યાનસ્થ યોગી જેવા અનેક ઉચ્ચ પર્વતોના પગ ધોયા છે, આજે કાલિન્દીએ જગતનો કેટલો યે મેલ પોતાના વેગમાં ખેંચી તેને દરિયામાં લુપ્ત કર્યો છે, આજે કાલિન્દીએ તટ ઉપરનાં કેટલાંય ખેતરોને ફળદ્રૂપ કર્યાં છે, આજે કાલિન્દીએ કેટલાય દીવાઓ વક્ષસ્થલ ઉપર ધારણ કર્યા છે— કદાચ તેનો દીવો પણ ધારણ કર્યો છે, પણ "મારો દીવો સૌથી આગળ જઈને સર્વને વિસ્મિત કરશે" એટલો મનોરથ સિદ્ધ થયો દેખાડવા જેટલો સદ્‌ભાવ કાલિન્દીએ તેના તરફ બતાવ્યો નહિ!

જગતમાં પૂરનો હેતુ શો હશે?

આમાં છંદ નથી પણ છતાં કવિતા જેવું કંઈક છે એમ નથી લાગતું?

કવિતા માટે છંદ આવશ્યક છે કે નહિ એ ચર્ચાથી તમે પરિચિત હશો. આપણા સંસ્કૃત વિવેચકો આવશ્યક ગણતા નથી, છતાં સંસ્કૃત કવિતા મોટા ભાગે છંદોબદ્ધ છે; અંગ્રેજ

વિવેચકોમાં ઘણાખરા છંદને આવશ્યક ગણે છે; (ઑક્સફર્ડ પ્રોફેસર ગૅરોડ જેવા ચર્ચાની ખાતર આવશ્યક ન ગણે એ જુદી વાત.) છતાં છંદ વિનાની રચનામાં અંગ્રેજી કવિતા વિપુલ છે.

કવિતાની શાસ્ત્રીય ચર્ચામાં છંદ આવશ્યક છે કે નહિ એનો હજી નિર્ણય થયો નથી; પણ કવિતાની પરખમાં છંદ હોય તેથી છેતરાઈશું નહિ, અને છંદ નહિ હોય તો કવિતાને નહિ પારખીએ એમ પણ નહિ; અને છંદમાં કવિતા હશે તો છંદનો આનંદ લેવાની ના પણ નહિ પાડીએ.

કવિતાની પરખમાં કાવ્યશાસ્ત્રો જેને દોષો કહે છે તેનો બહુ ઝીણવટથી અભ્યાસ કરવા જેવો છે; અને છતાં એ દોષોના જ્ઞાનથી આપણી નજર એટલી બધી ઘેરી ન થઈ જવી જોઈએ કે દોષોની સાથે ગુણોનો વાસ હોય તે નજરમાં આવે જ નહિ. આવી દોષો ઉપર નજર રાખતી કવિતાની પરખ શાસ્ત્રીય હોય પણ તે સાચી ન હોય.

ઉ. ત.

આઘે ઊભાં તટદ્રુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાન્ત રેવા સુહાવે;
ઊંચાંનીચાં સ્તનધડકમાં હાલતાં સુપ્ત વારિ,
તેમાં ધીમે તલ સમ પડે ઊપડે નાવ મ્હારી.
માથે, જાણે નિજ નિરખતાં નગ્ન કાન્તિ કદાપિ,
જાગે સૃષ્ટિ, કુસુમવસને તેથી જ્યોત્સ્ના લપાતી;
ને બીડેલાં કમલ મહીં બન્ધાઈ સૌન્દર્ય-ઘેલો,
ડોલે લોટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.
ત્યાં સૂતેલો લહું નવલ અર્ધા અનાયાસછન્દ,
કે ડોલન્તી ગતિ પર સજ્યું બીનના તાર મન્દ;
તેમાં ક્યાંથી—રજનિઉરથી, નર્મદા-નીરમાંથી,
સ્વર્ગંગાની રજતરજ કે વાદળી ફેનમાંથી:—
પુષ્પે પાને વિમલ હિમમોતી સરે તેમ છાની,
બાની મીઠી ઉર ભીંજવતી નીતરે શી, સ્નેહેની?

આમાં છંદમાં યતિભંગ છે; એ મને ખટકે છે, હું એને દોષ માનું છું; પણ એટલા માટે એનો આસ્વાદ ન લઉં તો ગેરલાભ મને પોતાને જ છે એટલે એની કવિતા તરીકે પરખ કરું. છતાં દણ્ડીનો

तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथंचन ।

એવો આગ્રહ રાખું; પણ શ્વિત્ર (કોઢ) જેવો દોષ ન હોય તો બીજા દોષોથી સુંદર વપુને દુર્ભગ ન માનું.

કવિતાની પરખમાં ઘણી વાર એ પ્રશ્ન થાય છે કે કવિતાનું તત્ત્વ તેના શબ્દમાં છે કે અર્થમાં? આપણા સંસ્કૃત વિવેચકોમાં આ બાબતમાં સ્પષ્ટ મતભેદ છે. પ્રાચીનો—ભામહ, દણ્ડી અને વામન તથા અર્વાચીન પણ્ડિતરાજ જગન્નાથ શબ્દને મહત્ત્વ આપનારા છે; આનંદવર્ધન, અભિનવ ગુપ્તપાદ આદિ અર્થને મહત્ત્વ આપનારા છે. આ બાબતમાં મમ્મટનો મત છે કે शब्दार्थौ काव्यम् ન શબ્દ ન અર્થ પણ એ બન્નેનું દ્વન્દ્વ તે કાવ્ય. આવી

જ ચર્ચા પ્રો. બ્રેડલે, અને પ્રો. સેલિનકોર્ટના ઓક્સફર્ડ ભાષણોમાં જોશો. શબ્દ અને અર્થ એક બીજામાં પોતાનું વ્યક્તિત્વ શમાવી દઈ ઉત્તમ કવિતામાં એકાકાર થાય છે. પણ કવિતાની પરખમાં એકલી ઉત્તમ કવિતા જ આવે છે એમ નહિ; ઉત્તમ ન હોય તેને કવિતા જ ન ગણે એવો આગ્રહ શાસ્ત્રીય ચર્ચામાં રાખવો હોય તો રખાય પણ કવિતાની પરખમાં એવો આગ્રહ અસ્થાને ગણાશે. 'ગીતગોવિંદ'ની મધુર કોમલ કાન્ત પદાવલી, કે જગન્નાથનું શબ્દપ્રભુત્વ, કે ટેનિસનની સફાઈ અથવા ન્હાનાલાલનો વાગ્વૈભવ એ એકલાંની પણ કાવ્યપરખ થાય; અથવા નારિયેળના ગર્ભમાં રહેલી ભારવિની કવિતા કે બ્રાઉનિંગના કાવ્ય-ખડક, ઠાકોરની ભારે પગલે ચાલતી કવિતા-હાથણી! આ બધાની જરૂર હોય ત્યાં બાહ્યરૂપની ઉપેક્ષા કરી કવિતા-પરખ કરવી પડશે.

આવા અનેક મતભેદો હોવા છતાં કવિતાનું એક નિયામક લક્ષણ દેખાય છે, અને તે એ કે એ આનંદપર્યવસાયી છે; એ આનંદનું સ્વરૂપ અહીં ચર્ચી શકું એમ નથી; પણ આપણા વ્યવહારના અર્થમાં એ 'આનંદ' નથી એટલું તમારું ધ્યાન ખેંચું છું. જીવનમાં બધી લાગણીઓ આનંદ આપનારી નથી, જ્યારે કાવ્યરૂપ પામેલી બધી લાગણીઓ આનંદ આપનારી છે. તેમાં

'થાક્યા આવડું વૈરીથી ? નહિ નહીં મારી સ્મૃતિને કહું.'

એના હાસ્યને,

રૂઝવે જગના જખ્મો, આદર્શોને પૂરાં કરે
ચલાવે સૃષ્ટિનો તંતુ, ધન્ય તે નવયૌવન.

ના ઉત્સાહને, અને

પીળાં કરેણ ફૂલની ધરી માલ કંઠે
ને ચુંદડી ધરી શી સોરઠી લોબડીની
સૌભાગ્યનાં સકલ ચિન્હ કરાલ દિસે
અંગાંગમાં ભભૂકતો પણ અગ્નિ ભાસે.

એવા રૌદ્રભાવને, અને

આનન્દસિન્ધુ આમ ત્રે સ્વયં હસ્ત ઉછાળતો,
રંગબેરંગી ફોરોનાં મોતીઓ વરસાવતો
નહિ માર્ગ નહિ કેડી, દ્વાર કે દરવાન ના
જ્યાં હો ત્યાંથી અહીં આવો પાડ કે અહેસાન ના

જેવા અદ્ભુતભાવને, તેમ જ

વેણીમાં ગૂંથવાં'તાં, કુસુમતહિ રહ્યાં અર્પવા અંજલિથી

જેવા કરુણભાવને સ્થાન છે.

આ આનંદના અનુભવને અભિનવ ગુપ્તપાદાચાર્યે બ્રહ્માનંદથી જ અવર સ્થાન આપ્યું છે. બ્રહ્માનંદ આપણને મળે ત્યારે ખરો, પણ કાવ્યાનંદ તો પરખ હોય તો સુલભ છે! આપણા ગુજરાતી વાઙ્મયમાં આવી કવિતાની પરખ કરવાની પૂરતી સામગ્રી છે; છતાં કૂપમંડુક ન બનતાં સંસ્કૃત અને અંગ્રેજી કવિતાના પરિચયથી પણ કવિતાની પરખ કરતાં શીખવું આવશ્યક છે.*



* તા. ૨૨-૬-૩૮ અમદાવાદ ગુજરાત કોલેજના સાહિત્ય મંડળમાં આપેલું વ્યાખ્યાન.

# મનોવિહાર

'શારદ'

જન્માન્તરવાદ અને કર્મવાદ—એ ભારતીય તત્ત્વજ્ઞાનનાં અને સંસ્કૃતિનાં વિશિષ્ટ લક્ષણો છે. જગતમાં નજરે આવતી, વ્યક્તિ કે સમાજના પ્રયાસોથી પર એવી, સહજ વિષમતાઓનું બુદ્ધિને સંતોષે એવું નિરાકરણ તો કર્મવાદ અને જન્માન્તરવાદ જ આપે છે. કારણ કે 'કરે તેવું પામે : વાવે તેવું લણે' એ ઉક્તિમાં જે નિષ્પક્ષપાત તટસ્થ કાર્યકારણ સમ્બન્ધ બીજભૂત છે તેનો જ વ્યાપક વિનિયોગ આ વાદમાં કરવામાં આવ્યો છે. તેથી તર્કાવષ્ટબ્ધ હોવાને કારણે આ વાદ જેમ માનવબુદ્ધિને સંતોષે છે તેમ નિષ્પક્ષપાત અને તટસ્થ હોવાને કારણે માનવહૃદયને સંતોષે છે.

કોઈ પણ કર્મ ફલ આપ્યા વિના રહે નહિ–રહી શકે નહિ. ફલ આપવું એ કર્મનો સ્વભાવ જ છે. તેથી પોતે કરેલાં કર્મના ફલનો ઉપભોગ કર્તાએ કર્યે જ છૂટકો. કર્મમાત્રની ત્રણ અવસ્થા સંભવે છે: અમુક કર્મ ઉત્પન્ન થતું, અસ્તિત્વમાં આવતું હોય તે વેળાની દશા, જેનો પારિભાષિક પર્યાય क्रियमाण કર્મ છે. क्रियमाण દશાનો અન્ત આવે, અર્થાત્ કર્મ નિષ્પન્ન થઇ જાય, પરિનિષ્ઠિત થઈ રહે કે તત્કાલ એ સામાન્ય રીતે ફલ આપવામાં પ્રવૃત્ત નથી થતું. આવો વિલમ્બ થવાનું કારણ બીજાં તત્પૂર્વ કરાયેલાં કર્યો જે હજી સુધી ફલ આપવાની સ્થિતિમાં ન આવી શકયાં હોય, કે એવા બીજા અન્તરાયો હોય. તેથી નિષ્પત્તિ પામેલાં, क्रियमाण દશાની અવધિએ આવી પહોંચેલાં કર્મને થોભવું પડે છે. આ દશામાં રહેલું કર્મ सञ्चित કહેવાય છે. આવાં सञ्चित કર્મોમાંથી એક પછી એક કર્મ પોતાનો વારો આવે ત્યારે ફલ આપતું થાય છે. આ રીતે જે કર્મનું ફલ ભોગવવાનું શરુ થઇ ગયું હોય તે કર્મ प्रारब्ध કહેવાય છે. કયું કર્મ કયા કર્મ પછી કયારે ફલ આપતું થશે એ વિષયમાં નિયામક તત્ત્વ સામાન્ય રીતે તો આનુપૂર્વી ગણી શકાય. છતાં કોઇ કર્મ સારું કે નરસું–અત્યુગ્ર કે ઉત્કટ હોય તો તેનું ફલ, વ્યવહારમાં બને છે તે પ્રમાણે, તત્કાલ વિલમ્બ વિના ભોગવવું પડે.

હવે આ નોંધનો મુદ્દો સ્પર્શીએ. રઘુવંશના આઠમા સર્ગનું અધ્યાપન ચાલતું હતું. ઇન્દુમતી માટે શોક કરતા અજને વસિષ્ઠ ઋષિ આશ્વાસન–સંદેશ મોકલે છે. તેમાં તત્ત્વદષ્ટિ રજુ કરતાં ઋષિ કહે છે: रुदता कुत एव सा पुनर्भवता नानुमृतापि लभ्यते । परलोकजुषां स्वकर्मभिर्गतयो भिन्नपथा हि देहिनाम् ॥ આ શ્લોકના ઉત્તરાર્ધના રહસ્યનું વિવરણ કરતાં કર્મવાદ અને તેના ઉપર અવલમ્બી રહેલા જન્માન્તર–લોકાન્તરવાદની સમજણ આપી કાદમ્બરીમાંથી यदेतंवदनुमरणं नाम तदतिनिष्फलम् ઇત્યાદિ સમાનાર્થ વાકયો અવતારીને એ રહસ્યને સમર્થિત કર્યું. અને કર્મની શૃંખલા કેવી અપરિહાર્ય છે એ સમઝાવતાં ઉમેર્યું કે કોઇ પણ વ્યક્તિ પોતાના–ગમે તેટલા વહાલા–સ્વજનની પાછળ બીજી જ ક્ષણે મરે તો પણ એ લોકાન્તરગત સ્વજનનો મેળાપ ન પામે, એટલું નહિ, પણ બે વ્યક્તિઓ સમાન ક્ષણે જ

અવસાન પામે તો પણ મરણ પછી એક બીજાનો સહચાર ન પામે ( એક અપવાદ શિવાય ); પોતપોતાના પ્રારબ્ધાનુસાર એ વ્યકિતઓની ગતિ ભિન્નભિન્ન રહેવાની જ.

એક ભાઈને આ ગળે ન ઊતર્યું. કર્મનું ફલ ભોગવ્યે જ છૂટકો એટલું સ્વીકારવા છતાં એ ભાઇ એક જ ક્ષણે બે વ્યકિતઓ અવસાન પામે તો પણ પરલોકમાં સાથે કેમ ન રહે એ પ્રશ્નમાં ગૂંચવાયા. મેં સમઝાવવા પ્રયત્ન કર્યો: કોઈ સમાનાંશ પ્રારબ્ધના બળથી બે વ્યકિતઓ સગા તરીકે કે મિત્ર તરીકે આ જીવનમાં પરસ્પર સહચાર સેવે; પણ એ પ્રારબ્ધ ઉપભોગથી ઉપક્ષીણ થયા પછી, દરેકની ઔર્ધ્વદૈહિક ગતિ સ્વકર્માનુસાર થતી હોવાથી, એ સહચાર ચાલુ ન રહે એ દેખીતું છે. ઉદાહરણ લઈએ: ઘડિયાળના યન્ત્રમાં ઘણાં ચક્રો પોતપોતાની ધરી ઉપર ફરતાં રહે છે. અમુક સંજોગમાં કોઇ બે ચક્રના અમુક બે દાંતા એકબીજાને સ્પર્શે છે; અને એ સંજોગ પૂરો થતાં પોતપોતાના વર્તુલમાં ફર્યા કરે છે. તે જ પ્રમાણે વ્યકિતઓ સ્વકર્માનુસાર પોતાનું વર્તુળ ઉપસ્થાપિત કરે છે અને એ વર્તુલના કોઇ પ્રદેશમાં એક બીજાના સ્પર્શમાં–સહવાસમાં–આવે છે. પણ એ સહવાસ સનાતન ન રહી શકે એ સ્પષ્ટ છે.

એ ભાઈ સંતોષ પામ્યા હોય એમ એ વેળા તેની મુખમુદ્રા ઉપરથી મને જણાયું; પણ મને પૂરતો સંતોષ ન થયો. આ વિષયની ધૂનમાં જ હું ઘેર જવા નીકળ્યો. મરીન લાઇન્સ સ્ટેશનમાં દાખલ થયો ત્યાં મારા મામાના પુત્રને જોયા. એ પણ ગ્રાન્ટરોડ રહે છે. ત્યારે તે દવાખાનેથી ઘર તરફ વળતા હતા. અમે મળ્યા. ટ્રેન આવી, તેમાં અમે ચઢ્યા— અને ગ્રાન્ટરોડ પહોંચ્યા. ટ્રેનમાંથી ઊતરીને સ્ટેશનમાંથી બહાર પણ સાથે નીકળ્યા. બન્નેને સ્ટેશનનો પૂલ ચઢીને પેલી મેર જવાનું હતું—મારે ડાબી બાજુ, તેને જમણી. પૂલ પણ બેવડો છે તેથી બહાર નીકળતાં વેંત અમે છૂટા પડ્યા અને પૂલ ઉપર થઈને પોતપોતાને ઘેર ગયા.

આ પ્રસંગ મને બહુ જ સૂચક થઈ પડ્યો. વળતે દિવસ પેલા ભાઈને બોલાવીને એ પ્રસંગ રજુ કરી મેં સ્ફોટ કર્યો: જુઓ, સ્ટેશનના દ્વારમાં દાખલ થવું તેને જન્મ લેખીએ, અને દ્વારમાંથી બહાર નીકળવું તેને મરણ લેખીએ; તો હું મારા મામાના પુત્ર કરતાં મોડો જન્મ્યો કહેવાઉં. એ ભાઈ સ્ટેશનમાં એ જ સમયે આવ્યા હતા તેનું કારણ તેના ધંધાનો પ્રકાર કહો કે કર્મ કહો; પારિભાષિક પદ યોજીએ તો પ્રારબ્ધ કહેવાય. એ ભાઈ સ્ટેશને આવવા નીકળ્યા હશે ત્યારે ઘેર જવાના ઇરાદાથી નીકળ્યા હશે—આ પ્રમાણે તેનું કોઈ પ્રારબ્ધ નિશ્ચિત ફલ આપવામાં પ્રવૃત્ત થયેલું. હું નીકળ્યો ત્યારે મારું પ્રારબ્ધ પણ મને ઘેર લઈ જવાનું હતું. પ્રારબ્ધની આ ફલપ્રવૃત્તિ અમને બન્નેને સંજોગવશાત્ એક જ સમયે સ્ટેશનમાં લઈ આવી—અમે 'જન્મ્યા' ( હું મોડો, ઉપર કહ્યા પ્રમાણે ). સ્ટેશનમાં સાથે ઊભા, વાતચીત કરી, ટ્રેનમાં સાથે ચઢ્યા—આ પ્રમાણે 'જીવન' જીવવા લાગ્યા. ચર્નીરોડ આવ્યું અને ગયું. આ 'જીવન' દરમિયાન અમારા પ્રારબ્ધના દોરાની દડી ઉકેલાયા કરતી હતી. ગ્રાન્ટરોડ આવ્યું. અમે ટ્રેનમાંથી ઊતર્યા અને સ્ટેશનમાંથી સાથે જ બહાર નીકળ્યા અને તે પણ એક સમાન ક્ષણે. પણ ત્યાંથી જ અમારા માર્ગ પૂર્વનિશ્ચિત પ્રારબ્ધાનુસાર જુદા પડ્યા. હું ગયો ડાબી બાજુ, અને એ જમણી બાજુ.

આ વિવરણથી એ ભાઈના મોં ઉપર મૂંઝવણ દૂર થઈ છે એમ સૂચવતી પ્રસન્નતા દેખાઈ. મને પણ સંતોષ થયો.

———o———

# भगवद्गीतानुं अध्ययन

दत्तात्रेय बालकृष्ण कालेलकर

**ભગવદ્‌ગીતાનું જીવન** પ્રત્યેનું જે વલણ છે તે સમજી લીધા વગર અને એનો સ્વીકાર કર્યા વગર ભગવદ્‌ગીતાનો સંદેશો જીવનમાં ઉતારવાની વાત મિથ્યા છે. ગીતા પ્રત્યે અમારો પૂજ્યભાવ છે, ગીતાવાચનથી મન ઉન્નત થાય છે, પણ ગીતામાં આવેલા બધા જ સિદ્ધાંતો અમને માન્ય છે એમ નથી, એમ કહેનારા લોકો એટલું નથી સમજતા કે ગીતાનો સંદેશો એ સારા સારા સિદ્ધાંતોનો ખીચડો નથી; પણ એક જ બીજમાંથી જેમ અસંખ્ય શાખા-પ્રશાખાઓ નીકળે છે, તેમ એક મૂળભૂત સિદ્ધાંતમાંથી એની મેળે ફલિત થતા સિદ્ધાંત-ઉપસિદ્ધાંતનું એક જીવંત વૃક્ષ છે.

ગીતામાં અધ્યાત્મશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર એકરૂપે વણેલાં છે, તેથી ગીતાના સમાજશાસ્ત્રમાં ગીતાનું અધ્યાત્મ પરોવાયેલું જોવું આવશ્યક છે.

ગીતામાં મુખ્યત્વે દૈવી સંપત્ અને આસુરી સંપત્ વચ્ચેનો સનાતન ઝગડો બતાવેલો છે. દૈવી સંપત્ આત્માર્થી છે, અને આસુરી સંપત્ ભોગૈશ્વર્યપ્રસક્ત છે; તેથી પ્રથમ આત્માને ઓળખો, આત્માને ગૂંગળાવનાર વિષયો પર વિજય મેળવો, વિષયોએ આગળ કરેલી સુખ-દુઃખની કસોટીને ફેંકી દો, ત્રિગુણોનું રહસ્ય જાણી સત્ત્વ ગુણ કેળવો અને અંતે ત્રણે ગુણથી પર જઈને બધી જાતની આસક્તિ છોડી યજ્ઞરૂપ કર્તવ્યકર્મ કરી અમૃતરૂપી શાંતિ મેળવો, એ ગીતાનો ઉપદેશ છે. ઈશ્વરને શરણ જઈ, ઈશ્વરની ભક્તિ કરી, જીવનસર્વસ્વ ઈશ્વરને અર્પણ કર્યા વગર સાધના અથવા પ્રગતિ અશક્ય છે, એ પણ ગીતાએ બતાવ્યું છે.

'સમાજશાસ્ત્રમાં ગીતાએ સ્વધર્મપાલન, શ્રેષ્ઠોનું અનુસરણ, લોકસંગ્રહ, સર્વભૂતહિત-સાધન અને જ્ઞાનદાન એ વસ્તુને જ મહત્ત્વ આપ્યું છે. ઉચ્ચનીચભાવને સ્થાન ન જ રહેવું જોઈએ, એ પણ આગ્રહપૂર્વક કહ્યું' છે.

* * *

જીવનમાં સુખ અને દુઃખ બંનેએ મળીને લગભગ બધી જગ્યા રોકી છે. એમાં સુખનો મોહ ભયાનક છે. સુખ જીવનને પ્રમાદી અને છીછરું કરી મૂકે છે. સુખનો આરામ ક્ષણિક હોય છે, તે સંકલ્પને હીન બનાવે છે તથા ઇન્દ્રિયો અને તેમના વિષયો સાથે તન્મય કરી મૂકે છે. સુખ મોટે ભાગે પ્રગતિનું વિરોધી છે.

દુઃખ તેટલું ત્યાજ્ય એ કસોટી પણ ખોટી છે. ઊલટું દુઃખ આપણને જીવનના ઊંડાણનો અનુભવ કરાવે છે, જીવનમાં જાગૃતિ આણે છે. દુઃખના વેગ આગળ દબાઈ ન જઈએ તો દુઃખ પરમ સખા છે. પણ દુઃખની દોરવણી પાછળ જવાય નહિ. દુઃખ દુઃખ છે એટલા માટે એ ત્યાજ્ય છે એ સિદ્ધાંત જેટલો ખોટો છે, તેટલો જ દુઃખ દુઃખ છે એટલા માટે એને જ વળગો એ સિદ્ધાંત પણ ખોટો છે. એની પાછળ મનની વિકૃતિ જ રહેલી છે. સુખદુઃખ પ્રત્યે સામાન્યતયા ઉદાસીન ભાવ જ રાખવો ઘટે છે. કેળવણીના સાધન તરીકે બંનેનો

ઉપયોગ છે, પણ એ તટસ્થભાવે વપરાય તો જ. સુખના રસિયા અથવા દુઃખના ભોગ થઈ પડેલા લોકો કેળવણીમાં જોઈતી શાસ્ત્રીય તટસ્થતા ધારણ કરી નથી શકતા.

આ તટસ્થતા જ્ઞાનપ્રાપ્તિમાં જેટલી જરૂરી છે, તેટલી જ કર્મકુશળતા કેળવવામાં જરૂરી છે. ભગવદ્‌ભક્તિના ઉદય માટે પણ એ તાટસ્થ્ય એટલું જ આવશ્યક છે. આત્મા સૌથી મોટો છે, એ કશાથી દબાયો ન જાય એ જોવાની દરેકની ફરજ છે એટલું જો આપણે સમજીએ, તો તાટસ્થ્ય કેળવવામાં ઘણી મદદ થાય.

## અધ્યાય ૧લો

આ પહેલા અધ્યાય ઉપર મેં બેત્રણ વાર નોંધો લખાવી છે એટલે ફરી અહીં નથી લખાવતો. આંધળા ધૃતરાષ્ટ્રને માટે મહાભારતકારે અતીન્દ્રિયદર્શી સંજય જેવો યુદ્ધનો ખબરપત્રી તૈયાર કરી મજાનો રસ જમાવ્યો છે. એ દરબારમાં બેઠો બેઠો કુરુક્ષેત્ર પર ચાલેલું બધું જોઈ સાંભળી સમજી શકે છે.

અર્જુન અને દુર્યોધનનો સ્વભાવભેદ સ્પષ્ટ દેખાય છે. અર્જુન દૈવી સંપત્તિ માટે જન્મ્યો છે. મન્યુદ્રુમ દુર્યોધન આજ્ઞા કરતાં જ જાણે; એ 'મદર્થે'ની વાતો કરવા લાગ્યો એટલે દ્રોણાચાર્ય તો ઠંડા જ રહ્યા. ભીષ્મપિતામહ પીઢ અને વફાદાર સેવક : રાજાને જે આપવું જોઈએ તે બધું આપવા તૈયાર; પણ રાજા કંઈ થોડો એનો હૃદયસ્વામી બની શકે ? શ્રીકૃષ્ણે ભીષ્મના હૃદયનું સ્વામિત્વ મેળવ્યું હતું અને પાંડવોએ એમના આશીર્વાદ પણ મેળવ્યા હતા. બાકી રહી વફાદાર સેવા અને સલાહ. સેવામાં તો ભીષ્મ કશી મણા રાખે તેવા હતા જ નહિ, અને સલાહની દુર્યોધનને પડી ન હતી. ભીષ્મની સ્થિતિ કેટલી વિચિત્ર!

દુર્યોધનને બંને સેનાના વ્યૂહ, તેમની શક્તિ, જય વિશેની ખાતરી અને વ્યવસ્થાની દૃઢતા ઇત્યાદીની જ પડી હતી. જ્યારે અર્જુનને 'મદર્થે'ને ઠેકાણે 'યેષામ્ અર્થે'ની એટલે કે બાંધવોના ઉત્કર્ષની જ ચિંતા હતી. એને, આ યુદ્ધ ધર્મ્ય છે કે નહિ, સગાંસંબંધીઓને અને ગુરુઓને મારીને લાભ શો, એવા એવા ધર્મસંકટના વિચારો આવતા હતા. નમ્ર થઈ એણે પોતાની મનોવ્યથા પોતાના જીવન-સારથિ આગળ શિષ્યભાવે રજૂ કરી. પાંડવોનો હર્ષ કૌરવોના હૃદયને ચીરી નાંખે તેવો હતો; છતાં એમનો વીરધર્મ સંમૂઢ થઈને શોકાગ્નિથી બળી રહ્યો હતો. નરોત્તમ અર્જુનના ગુરુએ એનો ચિંતાભાર હળવો કર્યો અને એને, અને એની મારફતે દુનિયાને જીવનરહસ્ય આપી દીધું : હૃદયગત તેમ જ સમાજગત સનાતન સંગ્રામનું રહસ્ય એ વાટે દુનિયાને આપી દીધું. જનતાને કૃતાર્થ કરી.

અર્જુન જેટલો સગાંસંબંધીઓનો વિચાર કરતો હતો તેટલો જ સમાજહિતનો પણ વિચાર કરતો હતો. સમાજનો અધઃપાત ન થાય, કુલધર્મ અને જાતિધર્મ ડૂબી ન જાય એની એને ઇંતેજારી હતી. યુદ્ધવિમુખ કરનાર defeatismની વૃત્તિથી પણ એ ઘેરાયો. અને અંતે કૃષ્ણ ઉપર બધો ભાર મૂકી ન લડવાનો નિશ્ચય કરી બેઠો. અજ્ઞાની ભલે પાપમાં રાચે, જ્ઞાનીએ ધર્મપાલન કરતાં વિનાશને પણ સ્વીકારવો જોઈએ, અને પોતાના જ્ઞાનને વફાદાર રહી હોમાઈ જવું જોઈએ, એવા વિચારથી એણે શસ્ત્રસંન્યાસ ધારણ કર્યો. સ્વજનનિષ્ઠા આના કરતાં વધારે ક્યાં દેખાય?

આવા સુંદર ઐતિહાસિક પ્રસંગને ધાર્મિક રૂપક બનાવી આપણે આખું વાતાવરણ ફેરવી નાંખ્યું છે. પ્રસંગ અદ્વિતીય હતો – અનેરો હતો; રૂપક થતાં વેંત તે સર્વાનુભૂત – સનાતન બન્યો.

એની આકર્ષકતા જરૂર ઓછી થઈ પણ વ્યાપકતા વધી. વ્યાસને પહેલા જ અધ્યાયમાં એ અસર પાડવી ન હતી. એણે તો ઐતિહાસિક વાતાવરણ આબાદ જાળવ્યું છે. પણ એ વાતાવરણ જાળવવામાં જેટલી કુશળતા વાપરી છે, તેટલી જ કુશળતાથી બીજા અધ્યાયના અગિયારમા શ્લોકથી એ બધું વાતાવરણ એણે ધોઈ કાઢ્યું છે. અને તે રણક્ષેત્ર, તે ભારતવીરો, અઢાર અક્ષૌહિણી સેના, અને અર્જુનનો શરીરને સુકવનારો વિષાદ બધું એક ક્ષણમાં અક્ષેપ થાય છે, અને એને ઠેકાણે સર્વવ્યાપી અને અવિનાશી આત્માનું વિજયગીત (anthem) શરૂ થાય છે.

ભારતીય યુદ્ધનો પ્રસંગ કેટલો ભવ્ય! પણ તે ધરતી ઉપર આત્મતત્ત્વની ભવ્યતા, પુનર્જન્મની વિશાળતા, સ્વધર્મની સાર્વભૌમતા, યોગની પરમશાંતિ ઝાંખાં પડવાને બદલે વધારે સુહાવદાર દેખાય છે—દીપી ઊઠે છે. અને જાણે ભૌતિક યુદ્ધ આગળ આ કેવળ તત્ત્વો પૂરતી અસર ન કરે એ ખાતર અગિયારમા અધ્યાયમાં વિશ્વદર્શનનો અલૌકિક ચિતાર ઊભો કરી, મનુષ્યસૃષ્ટિમાં કોઈ કવિએ નહિ કલ્પેલો એવો ઉદાત્ત રસ જમાવ્યો છે. મિલ્ટનનો શૈતાન ભવ્ય છે, વાલ્મિકીના રાવણ અને કુંભકર્ણ ઉત્તુંગ છે, પુરાણકારોનું સમુદ્રમંથન આ વિશ્વ કરતાં મોટું છે, પણ ભગવદ્ગીતાનું વિશ્વરૂપદર્શન તો કલ્પનાશક્તિને પણ ઓળંગી જાય છે.

* * *

કુરુક્ષેત્રનું નામ લેતાં વેંત જ પરશુરામે ભરી કાઢેલાં લોહીનાં કૂંડાં યાદ આવે છે. એ ક્રૂર ક્ષેત્ર ઉપર ધર્માત્માઓ પણ ધર્મ ભૂલી જાય. એવે ઠેકાણે જનતા માટે જીવનધર્મનો નિર્ણય થયો એ કેટલું આશ્ચર્ય !

ભલભલાને પણ જે પ્રસંગ દબાવી દે છે, ત્યાં નરશ્રેષ્ઠ હૃદયમંથન દ્વારા જીવનનું પરમ રહસ્ય પામે છે. અને પ્રત્યક્ષ નારાયણ જ નરોત્તમ પર અનુગ્રહ કરવા તૈયાર થાય, ત્યારે તો સાર્વભૌમ સનાતન ધર્મ પ્રગટ થયા વગર કેમ રહે ? એ સાર્વભૌમ સનાતન ધર્મ તે આ યુદ્ધગીતા.

## અધ્યાય ૨ જો

ગીતાના શ્લોકોના ક્રમ ફેરવી વિષય પરત્વે નવી રચના કરવાના એક બે પ્રયત્નો મેં જોયા છે. એ પ્રયત્નો બહુ સુંદર નથી થયા, પણ વિશેષ પ્રયત્ને કશીક કરી શકાય ખરું. પણ પછી એ આટલો સ્વાભાવિક સંવાદ નહિ રહે. પણ બીજી એક વસ્તુ કરવા જેવી છે. સાતસો શ્લોકોનો ક્રમ એ ને એ જ રાખી કેટલાક અધ્યાયોના કકડા કરવા પડશે અને અધ્યાય પરત્વે નવાં નામો રાખવાં પડશે. દા. ત. ગુણત્રયવિભાગયોગ એ ચૌદમો અધ્યાય વીશ શ્લોકોનો જ જો રાખ્યો હોય, અને ત્યારપછીના સાત શ્લોકોનો ગુણાતીતયોગ બનાવ્યો હોય, તો એ વધારે સુંદર બને.

બીજા અધ્યાયમાં પણ આડત્રીસ શ્લોક સુધી જ સાંખ્યયોગ ગણી, પછીનો અધ્યાય જુદો પાડયો હોત અને ચોપનમા શ્લોકથી સ્થિતપ્રજ્ઞયોગ બનાવ્યો હોત, તો વધારે સગવડ થાત. મહાભારતયુદ્ધ અઢાર દિવસનું, સેના અઢાર અક્ષૌહિણી, મહાભારતનાં પર્વો અઢાર, એ સંખ્યાની જાદુમાં તણાઈ ગીતાના પણ અઢાર અધ્યાય બનાવ્યા હોય તો એ મોહ છોડી દેવો જોઈએ. આ નોંધો પૂરી થશે ત્યારે ગીતાના સ્વાભાવિક વિભાગો કેટલા પડે છે અને દરેકનું નામ શું, એ નક્કી કરવાનું છે.

પહેલો અધ્યાય પચીસ શ્લોકોનો જ બને. એનું નામ પ્રારંભયોગ અથવા દર્શનયોગ પણ રખાય. છવીસમા શ્લોકથી અર્જુનવિષાદ શરૂ થાય છે તે પહેલા અધ્યાયના અંત સુધી. અથવા બીજા અધ્યાયના (નવ) શ્લોકો પણ એ અર્જુનવિષાદના ગણી લેવા. કેમકે અહીં સુધી અર્જુનનો વિષાદ વધતો જ જાય છે. બીજો રસ્તો પણ છે. પહેલા ૧૯ શ્લોકો છોડી દઈ અથ વ્યવસ્થિતાન્‌થી જ મંગળાચરણ માનવું.

*　　　*　　　*

અર્જુન જે વૃત્તિને પ્રપશ્યતત્‌ની ધર્મવૃત્તિ ગણે છે, તેને ભગવાન હૃદયદૌર્બલ્ય તરીકે ઓળખાવે છે. અને સ્વજનહત્યામાં જ્યાં અર્જુન પાપ જુએ છે, ત્યાં ભગવાન કહે છે કે વિચાર કરીશ તો કોઈ મારતુંય નથી અને કોઈ મરતુંય નથી. દેહ તો નશ્વર છે અને આત્મા અવિનાશી છે. તેથી તારે ભૂતમાત્રને વિશે શોક કરવો ઘટતો નથી.

આ દલીલ કેટલી ભયાનક છે? આને સ્વીકારીએ તો પછી અહિંસાધર્મનો અર્થ કેટલો રહ્યો?

આમાં "આત્મજ્ઞાન"નો કેફ નથી દેખાતો? કોલસો અને હીરો રસાયનશાસ્ત્રની દૃષ્ટિએ એક જ વસ્તુ છે, માટે હીરાનો કશો વિચાર ન કર, એમ કોઈ રસાયનશાસ્ત્રી કહે, તો તેની વાત સાચી હોવા છતાં એની આપણા આચરણ ઉપર કેટલી અસર થવાની હતી? સમાનભાવે બન્ને પદાર્થોનો કોણ વિનિમય કરવા તૈયાર થાય?

*　　　*　　　*

"સ્વજનની[1]" દલીલ જો અસ્થાને ગણાય, તો "સ્વધર્મની[2]" દલીલ કેટલે દરજ્જે બંધ બેસતી ગણાય? અને અઢારમા અધ્યાયમાં જે "સ્વકર્મનો[3]" સુંદર સિદ્ધાંત આપ્યો છે, એને પણ આંચ નહિ આવે?

*　　　*　　　*

અધ્યાય બીજો, શ્લોક પાંચમામાં[4] દલીલ આ પ્રમાણે હશે એમ લાગે છે, કે મારા ગુરુઓ મહાનુભાવ છે, એમને ન મારતાં ક્ષત્રિયધર્મ છોડી:સંન્યાસીની પેઠે ભૈક્ષ્ય ભક્ષીને જીવવું સારું એમ માનવામાં પણ દોષ દેખાય છે; અને ગુરુઓ અર્થકામ થયેલા છે માટે ગુરુ મટી ગયા છે એમ સમજીને દયાધર્મ અને શિષ્યધર્મ ભૂલી જઈ લોહીથી ખરડાયેલા ભોગ પોતે ભોગવવા તૈયાર થવું[4] એમાં પણ દોષ દેખાય છે. હવે અહીં કયો ધર્મ સેવવો એ મુશ્કેલી છે. બંને રીતે પોતાને

---

१ तस्मान्नार्हा वयं हन्तुं धार्तराष्ट्रान्स्वबान्धवान् ।
स्वजनं हि कथं हत्वा सुखिनः स्याम माधव ॥ ( અ. ૧, શ્લો. ૩૭ )

२ स्वधर्ममपि चावेक्ष्य न विकम्पितुमर्हसि ।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते ॥ ( અ. ૨, શ્લો. ૩૧ )

३ स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विन्दति तच्छृणु ॥
यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ ( અ. ૧૮, શ્લો. ૪૫-૪૬ )

४ गुरूनहत्वा हि महानुभावान् श्रेयो भोक्तुं भैक्ष्यमपीह लोके ।
हत्वार्थकामांस्तु गुरूनिहैव भुञ्जीय भोगान् रुधिरप्रदिग्धान् ॥ ( અ. ૨, શ્લો. ૫ )

હાથે અધર્મ જ થશે એ બીકે અર્જુનમાં કાર્પણ્ય આવી ગયું છે. એને પોતાના ધર્મનો ખ્યાલ નથી આવતો. એટલે એ શ્રીકૃષ્ણના હાથમાં નિર્ણય સોંપી દે છે. પણ શ્રીકૃષ્ણ એને એ નિર્ણય આપતાં છતાં એનો બોજો પોતા પર નથી રાખતા. જે જ્ઞાનને અભાવે અર્જુન નિર્ણય કરવાને અસમર્થ થયો હતો, તે જ્ઞાન જ એને આપી દઈ ભગવાન કહે છેઃ 'હવે જેમ ઠીક લાગે તેમ કરજે.'

* * *

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचन्ति पंडिताः ॥ ( અં. ૨, શ્લો. ૧૧)

પંડિતો મૂઆજીવતાનો શોક નથી કરતા એમ કહી ભગવાને અહિંસાધર્મનું સાચું પાસું બતાવ્યું છે. મરણની બીક એ અહિંસાનું લક્ષણ છે જ નહિ. અહિંસા એટલે 'અવેર,' નિર્વૈરવૃત્તિ, સર્વભૂતહિતેરતત્વ. એ આંતરિક વૃત્તિ છે, હૃદયની કોમળતા છે. આત્મૌપમ્યમાંથી એ ઉદ્ભવેલી છે. ભૂતમાત્રના વિકાસની ચિન્તેજારી એની પાસે છે. એને ઠેકાણે પોતાના કે બીજાના મરણની બીક જો અહિંસાને નામે ફેલાય, તો ત્યાંત્યાં કલૈબ્ય ફેલાશે. એ કાયરતા અથવા નામર્દી હિંસાનો મુખ્ય ખોરાક છે. કાયરતા, બીકણપણું, દેહરખાપણું, સંકટ જોઈને ભાગવાની વૃત્તિ, આ બધી વસ્તુઓ શિકારવૃત્તિને – હિંસાવૃત્તિને નોતરે છે, પ્રેરે છે, પોષે છે. એટલા ખાતર જ ભગવંતે અર્જુનના હૃદયદૌર્બલ્ય પર પ્રહાર કરી એને મરણભય ટાળવાને કહ્યું, અને આત્માનું એના મન પર અવિનાશિત્વ ઠસાવ્યું.

સમાજમાંથી જ્યારે યુદ્ધ નીકળી જાય છે, ત્યારે સમાજ ભારે જોખમમાં આવી પડે છે; ક્ષાત્રધર્મ અને વૈરાગ્યધર્મ એ બંને જીવનને ખડતલ, તેજસ્વી અને તપસ્વી રાખે છે. અહિંસાને નામે જો ક્ષાત્રધર્મ નીકળી જાય અને સમાજ જો વૈરાગ્યધર્મ ભૂલી જાય, તો જોતજોતાંમાં નામર્દ વિલાસિતા પોતાનું સામ્રાજ્ય જમાવશે. કુનેહ અને નીતિનૈપુણ્યને નામે (અરે અહિંસાને નામે) લુચ્ચાઈ (વાણિયાગત ?) સમાજમાન્ય થશે, અને સમાજમાં મહાન સડો ફેલાશે. અહિંસાધર્મો સમાજે આ સંકટમાંથી હમેશાં બચવાનું રહ્યું. જે પોતે અહિંસાને નામે કાયર બને છે અને વિલાસથી ટેવાઈને સંપત્તિની સમૃદ્ધિ શોધે છે, તે બીજાને હાથે ખૂબ હિંસા કરાવે છે. એમ કર્યા વગર એને છૂટકો જ નથી. સમાજશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્ર પ્રમાણે એ સ્વાભાવિક ક્રમ છે, એ ટાળી ન શકાય.

વૈરાગ્ય વગર અહિંસા સંભવે જ નહિ. જ્યાં ખડતલપણું નથી ત્યાં અહિંસા નથી, કાયરતા ભલે હોય. એટલા માટે જ ભગવાને અગિયારમા શ્લોકમાં મૂઆજીવતાનો શોક નહિ કરવાનું કહીને તરત જ ચૌદમા શ્લોકમાં તિતિક્ષાધર્મ બતાવ્યો છે, અને એમાંથી જ સુખદુઃખની અદ્ભુત મીમાંસા ઉત્પન્ન કરી છે.

* * *

મનુષ્યના અનુભવમાં અત્યંત પ્રબળ વસ્તુ સુખ અને દુઃખ એ બે જ છે. ગીતા કહે છે કે જીવનસાફલ્યની દૃષ્ટિએ સુખદુઃખની કિંમત શૂન્ય છે. છે. જેમાં સુખ છે તે સેવવું અને દુઃખ છે તે ટાળવું એ પ્રાણીમાત્રની સ્વાભાવિક વૃત્તિ મનુષ્યને કોઈ પણ ક્ષેત્રમાં દોરવાને સમર્થ નથી. સુખદુઃખમાં આધ્યાત્મિક દૃષ્ટિએ દોરવાનું સામર્થ્ય તો છે જ નહિ; પણ શરીરયાત્રાની દૃષ્ટિએ ('બાયોલોજીકલ વ્યૂ' પ્રમાણે) પણ સુખદુઃખની કિંમત બહુ નથી. શરીરયાત્રા કે વંશવિસ્તારની દૃષ્ટિએ પણ સુખકર તેટલું સેવવું અને દુઃખકર તેટલું ટાળવું એ નિયમ શિષ્ટ નથી. સુખ અને દુઃખની પ્રેરણા ('અર્જ' urge) અથવા દોરવણી આંધળી છે. કુદરતની

અમુક ગરજ તેથી સરે છે, પણ એમાં જીવનતત્ત્વ, પ્રગતિતત્ત્વ, ઉન્નતિતત્ત્વ અથવા મોક્ષતત્ત્વ છે જ એમ નથી કહી શકાતું. તેથી સુખદુઃખને જીવનનો કાટ સમજી, એનાં પ્રત્યે ઉદાસીન-ભાવ કેળવવો એ જ મનુષ્યજીવનની પ્રતિષ્ઠાને શોભે, એમ ગીતાજીએ કહ્યું છે. સુખદુઃખની સલાહ પ્રમાણે ચાલવાનો વિચાર જેણે માંડી વાળ્યો છે, તે આત્મસમ્રાટ થયો જાણવો, એમ ગીતાજીએ ફરીફરી આગ્રહપૂર્વક કહ્યું છે.

* * *

દુનિયામાં બધે સત્ અને અસતનું મિશ્રણ દેખાય છે. એમાં અસતથી સતને વેગળું કરી જે સતને જ સેવી શકે છે, તે નીરક્ષીરવિવેકી પરમહંસ જાણવો.

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥ (અ. ૨, શ્લો. ૨૧)

જે અવિનાશી આત્માને ઓળખે છે, તેને કોઈને માર્યાનું પાપ નથી, એમ કહેવા કરતાં એવો માણસ શા માટે કોઈને મારવાને પ્રેરાય, અને કોઈને મારવાનું પ્રયોજન શું? એમ કહેવું સુસંગત છે. જ્યાં ભેદ હોય, પારકાપણાનો ભાવ હોય ત્યાં જ હિંસાવૃત્તિ સંભવે.

* * *

પુનર્જન્મની કલ્પના માણસને કેમ સૂઝી એવું આશ્ચર્ય શા માટે થવું જોઈએ? આશ્ચર્ય તો એ છે કે મનુષ્યમાત્રમાં—બધાજ સમાજોમાં પુનર્જન્મનો ખ્યાલ સરખો વ્યાપક કેમ નથી? સૂતેલો માણસ ફરી ઊઠે છે; ઘાસ દર વર્ષે સુકાઈ જાય છે અને ફરી ઊગે છે; સૂર્ય, ચંદ્ર, તારાઓ બધા જ આથમે છે અને ઊગે છે; પીપળ જેવાં મોટાં વૃક્ષો પણ પાનખર ઋતુ પછી નવાં પાંદડાં સાથે જુવાન થાય છે; અમાસ પછી ચંદ્ર પણ ફરી જન્મે છે; નદીનાળાં સુકાઈને ફરી પુષ્ટ થાય છે; વાદળાં ખાલી થાય છે અને ફરી ભરાય છે; ત્યારે આખો જન્મારો પુરુષાર્થ કરીને મેળવેલું ડહાપણ, સંગ્રહેલો અનુભવ, કેળવેલા સંસ્કારો, વિસ્તરેલો પ્રેમ અને બાંધેલા સંકલ્પો શું મરણ સાથે અલોપ જ થતાં હશે? આ વસ્તુનો જો નાશ જ થતો હોય, તો તેની પ્રાપ્તિની કિંમત શી? વર્ષની ખેતીને અંતે જેમ સારરૂપ અનાજ મળે છે, ઝાડના વિસ્તારનો સાર જેમ ફળ કે બીજમાં આવી બેસે છે, તેમ એક જન્મની કમાણી બીજા જન્મમાં મૂડીરૂપે મળવી જ જોઈએ; પછી તે પુણ્યની હોય કે પાપની. એ વિચાર એટલો સ્વાભાવિક છે કે કયામત અને 'ડૂમ્સડે' જેવી ધાર્મિક ભ્રમણાઓ આડે આવી ન હોત, તો મનુષ્યને સ્વાભાવિક રીતે જ પુનર્જન્મની કલ્પના સ્ફુરી હોત.

મનુષ્યની અમર્યાદ આકાંક્ષાઓ અને એની એક જન્મની અલ્પસ્વલ્પ કમાણી વચ્ચેનો તફાવત જોતાં પણ પુનર્જન્મની કલ્પના માણસને સ્ફૂર્યા વગર રહે નહિ. એક જન્મ એટલો ટૂંકો છે અને માણસની મહત્ત્વાકાંક્ષા એટલી બધી મોટી છે — મોટી શું, અનંત છે — કે પુનર્જન્મ છે એ આશ્વાસનને અભાવે વિચારી માણસ આત્મહત્યા કરવાને જ પ્રેરાયો હોત. મંગળાચરણમાં જ જો ગ્રંથ સમાપ્ત થતો હોય, તો એટલી પણ તસ્દી કોણ લે!

પુનર્જન્મ નથી એમ માનનારા કેટલાક, બૌદ્ધોના અનાત્મવાદની મદદ લઈને કહે છે કે, વંશપરંપરામાં જ સર્વ સંસ્કારોનું અને સંકલ્પોનું સાતત્ય ટકાવાય છે. વંશપરંપરા દ્વારા એ સર્વ સચવાતું હોવાથી પુનર્જન્મનું કલ્પનાગૌરવ બિલકુલ જરૂરનું નથી. પણ અનાત્મવાદ સ્વીકારવો જ અશક્ય છે. દાર્શનિક પરિભાષાના ગોટાળામાંથી અનાત્મવાદ ઉત્પન્ન થયો છે, અને વંશપરંપરામાં એક જ વ્યક્તિ અનુસ્યૂત હોય છે એવો પણ અનુભવ નથી. એટલે પુનર્જન્મની કલ્પનાનો સ્વીકાર કર્યા વગર છૂટકો નથી.

જાતિસ્મર-પૂર્વજન્મના સ્મરણવાળા જીવોના દાખલાઓ પણ પુનર્જન્મની કલ્પનાને દૃઢ જ કરે છે.

પુનર્જન્મ આશ્વાસનરૂપ છે કે ભીતિરૂપ? પુનર્જન્મની આપત્તિમાંથી બચી જવાનો આટલો આગ્રહ આપણે ત્યાં શા માટે છે? જીવન દુઃખમય છે એટલું માન્યા પછી દુઃખમુક્તિ સાથે અપુનર્ભવ પણ આવી જ જાય છે. જે આત્મામાં માને છે તેને માટે પુનર્જન્મમાંથી મુક્તિનો અર્થ શો? આત્મા સત્ છે, એનો અભાવ તો શક્ય જ નથી, એટલે પુનર્જન્મમાં જે મર્યાદા કે બંધનનો ખ્યાલ આવે છે તે મર્યાદા અને બંધનનો નાશ એ જ મોક્ષ અથવા અપુનર્ભવ છે. અનાત્મવાદ માનીએ તો મોક્ષ કે નિર્વાણમાં કંઈ અર્થ જ રહેતો નથી અને જીવનમાં તો એથીય ઓછો અર્થ રહે છે.

* * *

મનુષ્યજીવનની બધી વિવિધતા અથવા વિષમતાની ઉપપત્તિ લગાડવા ખાતર પણ પુનર્જન્મ માનવો જ પડે છે. માણસની બધી આશાઓ અને આકાંક્ષાઓ અને એના આધ્યાત્મિક આદર્શો પુનર્જન્મ અને એમાંથી મુક્તિની આસપાસ ગોઠવાયા છે. પણ પુનર્જન્મની કલ્પના તાણીને ઐહિક સંબંધોમાં ચઢતી પેઠે ગોટાળો ઉત્પન્ન કરવો એ તો બૌદ્ધિક અનાચાર જ કહેવાય. 'દશકુમારચરિત' જેવી કથાઓમાં જે ઢબે પુનર્જન્મની કલ્પનાનો દુરુપયોગ કર્યો છે, તે જોતાં એ કલ્પનાનો વિરોધ કરવાનું જ મન થઈ જાય, કાંઈ નહિ તો એ કલ્પનાની મર્યાદા તો સ્પષ્ટ કર્યા વગર તો છૂટકો જ નથી.

* * *

આત્મા છે એનો અનુભવ દરેકને છે. આપણું શરીર ચૈતન્યમય છે. સ્વલક્ષી વિચારો આપણે કરી શકીએ છીએ અને અખંડ સંવિત્નો અથવા સતત એકતાનો આપણે અનુભવ કરીએ છીએ. એ બધું આત્માનું અસ્તિત્વ સૂચવે છે. આત્મા છે એ વસ્તુ એટલી બધી સ્વતઃ સિદ્ધ છે કે પ્રાચીનોને પણ કહેવું પડ્યું હતું: अस्ति आत्मा; न अस्ति इति प्रमाणाभावात् । પણ એ આત્માનું સ્વરૂપ આપણે જાણતા નથી. કેમકે આત્માને નામે અને આત્માને ઠેકાણે વ્યવહાર કરનાર અહંકાર સાથે જ આપણો સંબંધ વધારે આવે છે. અને અહંકાર તો ઇન્દ્રિયો અને તેના વિષયોની દુનિયામાં જ હમેશ રાચનાર રહ્યો, તેથી આધ્યાત્મિક જીવનથી આપણે વિમુખ રહીએ છીએ. એ ભૂલ સુધારવા માટે જીવનનો આ પ્રયત્ન હોવો જોઈએ. આત્માનું સનાતનત્વ અને પુનર્જન્મનો હમેશ એકત્ર વિચાર થવો જોઈએ.

ભગવાને બે ઠેકાણે સ્પષ્ટ કહ્યું છે કે, માણસ પૂર્વજન્મની સ્થિતિ તેમજ પુનર્જન્મની સ્થિતિ સમજવાનો અધિકારી નથી. "ભૂતમાત્રની જન્મ પૂર્વેની અને મરણ પછીની સ્થિતિ જોઈ શકાતી નથી."[1] અને "મારા અને તારા જન્મો તો ઘણાય થઈ ગયા તે બધા હું જાણું છું અને તું નથી જાણતો."[2] તેથી પૂર્વજન્મની સ્થિતિ જાણવાનો મિથ્યા પ્રયત્ન નહિ કરવો અને આ જન્મમાં જે કાંઈ આધ્યાત્મિક ઉન્નતિ સાધી શકાય તે સાધી લેવી.

* * *

"કોઈ પરમાત્માને આશ્ચર્ય સરખો વર્ણવાયેલ સાંભળે છે અને સાંભળવા છતાં

---

૧ अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ (અ. ૨, શ્લો. ૨૮)

૨ बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन ।
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप ॥ (અ. ૪, શ્લો. ૫)

કોઈ તેને જાણતો નથી"[1] આની સાથે સરખાવો: "વળી કોઈ સાંભળેલા ઉપર શ્રદ્ધા રાખી તેમાં પરાયણ રહી ઉપાસના કરે છે તેઓ પણ મૃત્યુને તરી જાય છે."[2]

* * *

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ (અ. ૨, શ્લો. ૩૦)

બધાના દેહમાં રહેલો આ દેહધારી નિત્ય અવધ્ય છે એવી દલીલ રજૂ કરી ભગવાને કહ્યું કે 'તેથી તારે ભૂતમાત્રને માટે શોક કરવો ઘટતો નથી.' એ તો ઠીક; પણ બીજું પણ એક અનુમાન નીકળી શકે છે કે જે દેહધારી નિત્ય, અવધ્ય છે તેના દેહનો ઘાત કરવાનો મિથ્યા પ્રયત્ન મનુષ્ય શા માટે કરે? મારવાથી કોઈનું નુકસાન થતું નથી. કોઈને આપણે મટાડી શકતા નથી, મારવાથી કોઈનો સ્વભાવ બદલાતો નથી, પછી મારીને લાભ શો!

* * *

સ્વજન પ્રત્યેનો ધર્મ અને સમાજ પ્રત્યેનો ધર્મ બંને બરાબર ઓળખવા જોઈએ. બંને વ્યાપક ધર્મની અંદર આવી જાય છે. સ્વજન પ્રત્યેના ધર્મનો વિચાર કરી માણસ સમાજદ્રોહ કરે, તો એ સંકુચિત બને છે, સમાજને હણે છે અને સ્વજનો સમાજના અંશમાત્ર હોઈ એ સ્વજનોનો પણ પરિણામે દ્રોહ જ કરે છે. સમાજહિતનો દ્રોહ કરીને સ્વજનસેવા થઈ જ ન શકે.

સ્વધર્મની વાત એવી નથી. સ્વધર્મ તો ધર્મના સમગ્ર ક્ષેત્રનું ફક્ત મધ્યબિંદુ સૂચવે છે. એને પરિધિ અથવા મર્યાદા છે જ નહિ. તેથી સ્વધર્મનો ત્યાગ થઈ જ ન શકે. સ્થાનભ્રષ્ટ થઈને કોઈ કશો પુરુષાર્થ કરી જ ન શકે. પોતાનું જે સ્વધર્મપ્રાપ્ત સ્થાન છે, એનું જ નામ પ્રતિષ્ઠા છે. સામાજિક કીર્તિ અથવા માન્યતા એ કંઈ સાચી પ્રતિષ્ઠા નથી.

* * *

સ્વધર્મ અથવા સ્વકર્તવ્ય આપણે માટે સ્પષ્ટ હોય છે, પણ પરિણામ ઉપર નથી આપણો અધિકાર અને નથી એની આપણને સંપૂર્ણ કલ્પના. તેથી સુખદુઃખ, લાભહાનિ, જયપરાજય વગેરે બાહ્ય વસ્તુઓનો વિચાર કર્યા વગર, એની ચિંતા કર્યા વગર, જે પ્રાપ્તકર્તવ્ય હોય તે કરી છૂટવું, એ જ આપણો ધર્મ છે.

સ્વધર્મપાલનનું પરિણામ ગમે તે આવે તોય એ શુભ જ હોય છે, કેમકે ધર્મ સર્વતોભદ્ર છે. એનાં બધાં જ પાસાં કલ્યાણકારી હોય છે. "હણાઈશ તો તને સ્વર્ગ મળશે, જીતીશ તો તને પૃથ્વી મળશે"[3]

"આસક્તિ છોડીને પાળેલો સ્વધર્મ સર્વતોભદ્ર હોઈ એમાં આરંભનો નાશ નથી, વિપરીત પરિણામ આવતું નથી, અને એનું યત્કિંચિત પાલન પણ મહાભયમાંથી ઉગારી લે છે."[4] ચાલુ]

---

१ आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाप्येनं वेद न चैव कश्चित् ॥ (અ. ૨. શ્લો. ૨૯)

२ अन्ये त्वेवमजानन्तः श्रुत्वान्येभ्य उपासते ।
तेऽपि चातितरन्त्येव मृत्युं श्रुतिपरायणाः ॥ (અ. ૧૩, શ્લો. ૨૫)

३ हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौन्तेय युद्धाय कृतनिश्चयः ॥ (અ. ૨, શ્લો. ૩૭)

४ नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ (અ. ૨, શ્લો. ૪૦)

# કંકુડી ને કાનિયો

દ્વિરેફ

પરણ્યા પછી એ જ આંબાવાડિયામાં કંકુ ને કાનિયો એક જુદી ઝૂંપડી કરીને રહ્યાં. બન્નેને સુખી જોઈ કંકુનાં માબાપ રાજી થતાં. કંકુને પરણ્યાં ત્રણ વરસ થયાં છતાં તેને છોકરું ન થયું એટલો જ માત્ર તેમને અસંતોષ હતો.

એક વરસ આખા ગુજરાતમાં ભયંકર અતિવૃષ્ટિ થઈ. સાત દિવસ સુધી અનરાધાર મે વરસ્યા કર્યો. જરા વરસાદ ઓછો થયો લાગે, ત્યાં તો, જાણે કંઈ રહી રહીને સાંભરી આવતું હોય, તેમ પાછાં ઊમટી ઊમટીને ઝાપટાં પડવા માંડે! પવન ને વરસાદ બન્નેનું જોર! બધી નિશાળો બંધ, કચેરીઓ બંધ, વહેપારીઓના વહેપારો બંધ! ટ્રેનો બંધ, તાર બંધ, વર્તમાનપત્રો બંધ! કોઈને કશી ખબર પડે નહિ કે બહાર શું થાય છે! બહાર તો નીકળાય જ નહિ, ને ઘરમાં પણ સલામતી ન લાગે. કોઈ કોઈને મદદ કરી શકે નહિ. જાણે શું થઈ જશે એવી એક પ્રકારની ધાક સૌના મનમાં પેસી ગયેલી. કોઈનો અનુભવ, કોઈની હિકમત, કશું જ કામ આવી શકે નહિ! કુદરત આગળ માણસજાત કેટલી લાચાર છે એ જ લાગણી સર્વત્ર પસરી રહેલી! જગતનો પ્રલય પાણીથી થાય છે, ને સર્વ દેવોમાં વાયુ સૌથી બળવાન છે એ સર્વને પ્રત્યક્ષ થતું હતું!

ચોથે દિવસે સવારમાં વરસાદ કાંઈક ઓછો થતો લાગ્યો. કાનિયાના ઘરમાં, કંકુનાં માબાપના ઘરમાં, અંદર અંદર આપલે કરતાં પણ કેટલીક વસ્તુઓ ખૂટી હતી, કેટલીક ખૂટવા આવી હતી. કંકુનો બાપ અને કાનિયો ચીજો લેવા જવાનો વિચાર કરતા હતા, પણ કંકુએ હઠ કરીને બાપને બેસાડી દીધો, ને કાનિયા સાથે રેંકડી લઈ નીકળી. બન્નેએ એકેક કોથળો ઓઢયો, અને બેત્રણ કોથળા સામાન ઢાંકવા રેંકડી નીચે બાંધી રાખ્યા. દાણા સિવાયનો પરચૂરણ સામાન તેમણે પહેલો લઈ લીધો, તેના પર કોથળા ઢાંકયા, અને પછી બન્ને તેમના ઘરાક દાણાવાળાને ત્યાં દાણોદૂણી લેવા ઊપડયાં. એટલામાં જ પાછો ફરી ઝમઝીક વરસાદ શરૂ થયો. દાણાવાળાને ત્યાં જઈ વરસાદ ધીમો પડે ત્યાંસુધી રહેવા વિચાર કરી બન્ને દાણાવાળાને ત્યાં ગયાં. પણ ત્યાં તો દાણાવાળાએ બન્નેને ઘડી થોભ્યા વિના તેને તે ઘડી નરોતમ શેઠને ઘેર જવા કહ્યું. "ઘર પડવા થયું છે, ને બાઈને વેણ ઊપડી છે, ઝટ જાઓ!" કાનિયો દાણાની ગૂણો પહોંચાડવા ત્યાં વારંવાર જતો. બન્નેને લાગ્યું કે ગયા વિના છૂટકો નથી. વરસતે મેયે બન્ને ગયાં, પણ ત્યાં તો કંઈ જુદો જ રંગ જામ્યો હતો.

આખી સાંકડી ગલ્લી ગાડીઓ ને રેંકડીઓથી સલોસલ ભરાઈ ગઈ હતી. માણસો દોડાદોડ કરતા હતા, સામાન ઉતાવળા ઉતાવળા ઊતારીને મૂકતા હતા, એકબીજાને બૂમો પાડીને સામાન મૂકવાની ને મૂકવાની વાત કહેતા હતા, છોકરાં રોતાં હતાં, ગાડીવાળા એકબીજાને સંભાળવાની, ગાડી હાંકવાની જગા કરવાની બૂમો પાડતા હતા, પણ જાણે આ અવાજ

અને ગોટાળા પૂરા ન હોય તેમ માણુસો અંદર અંદર લડતાં હતાં અને ગાળો દેતાં હતાં! કાનિયો કંકુ તો આમાં કશું સમજ્યાં નહિ, અને લડનારા પણ એકબીજાનું સાંભળી શકતા હશે કે કેમ તે કોણ જાણે, પણ ગાળો અને મહેણાંનો તે વખતે પણ કોઈ કમીનો રાખતું નહોતું. મનસ્વીઓ જીવનની છેલ્લી ક્ષણ સુધી પોતાનું કર્તવ્ય કરે છે, તેમ આ મહાપુરુષો પણ, પ્રલયની મહાક્ષણે લડીને જીવનનું સાર્થક્ય કરી લેતા હતા!

વાત એમ હતી, કે નરોતમ શેઠને તેના પડોશી કેશવલાલની સાથે એક ભીંત સહિયારી હતી. કેશવલાલ ભીંત સમરાવતા હતા, ત્યાં નરોતમે કાંઈક હક્કને માટે, કોરટે ચઢી મનાઈ હુકમ મેળવી ભીંત ચણાતી અધૂરી રખાવી હતી, અને તેને લીધે બન્ને વચ્ચે ભારે અંટસ પડી હતી. પણ અત્યારે એ જ અધૂરી મૂકાવેલી ભીંતને લીધે ઘર પડવા જેવું થયું, ને નરોતમને પત્નીની નાજુક હાલતમાં ઘરવખરી ને કુટુંબ ફેરવવાનું આવ્યું તેથી કેશવલાલના ઘરનાં રાજી થઈ મહેણાં મારતાં હતાં. પણ ત્યાં તો કેશવલાલનું ઘર પણ પડવા જેવું થયાથી તેને પણ એ જ વખતે ફેરવવું પડ્યું. સામાન ફેરવતાં સહેજે પુરુષોને અને સ્ત્રીઓને મળવાનો પ્રસંગ મળી ગયો, તેનો બન્ને પક્ષ લાભ લઈ જરા દાઝ કાઢી લેતાં હતાં!

એક માણુસ કાનિયા પાસે આવ્યો ને તેને બન્ને ઘરની વચ્ચે એક જગાએ ઊભો રાખ્યો, ને તે માણુસ સામાન લેવા ઘરમાં ગયો. ત્યાં બીજો માણુસ હાથમાં પોટલી લઈને આવ્યા, ને જરા કાનિયા કંકુને ધમકાવી તેણે રેંકડીના કોથળા નીચે એક નાની પોટલી ઢાંકીને મૂકી, અને "અલ્યા સાચવજો હોં, હજી બીજો સામાન આવે છે" એમ કહી વળી ચાલ્યો ગયો. થોડીવારમાં તો ધમાધમ રેંકડીમાં સામાન ખડકાઈ ગયો ને એક માણુસ "એ...હું રેંકડી લઈ જાઉં છું." કહીને રેંકડી પોતાની પાછળ ખેંચાવી ગયો. દૂર દૂર વરસતા મેમાં એક ઘેર જઈ તેણે ગણીને પોટકાં લઈ લીધાં ને કાનિયાને પૂછ્યું: "અલ્યા આ કોથળા કોના છે?" કાનિયાએ કહ્યું : "એ તો અમે હટાણું કરવા ગયાં'તાં, તેનો થોડો અમારો માલ છે. દાણા લેવા ગયાં, ત્યાંથી દાણાવાળાએ, અદ્દર તમારે ત્યાં ધકેલ્યાં." પેલો માણુસ કહેઃ "પણ આવે વખતે તો કામ કરવું જોઈએ. શેઠ રાજી કરશે. હમણાં જાઓ."

કાનિયો કંકુ મજૂરી લેવાનું પણ બાકી રાખી, દાણાવાળાને ત્યાંથી દાણા લઈ ઘેર ગયાં. પોતાના દાણાના કોથળા ઘેર ઉતારી, ઢાંકેલા કોથળા એક કોર કરી જુએ છે તો અંદર નવતર પોટકી દીઠી. ગાંઠ ઉઘાડી જુએ છે તો સોના મોતી જવાહીરનાં ઘરેણાં! દાણાનું માટલું ઉઘાડતાં અંદરથી ફૂંફાડા મારતો ફેણ ચડાવી ડોકું કાઢતો સાપ કોઈ જુએ ને હેબકાઈ જાય, તેમ કંકુ કાનિયો હેબકાઈ ગયાં. વરસાદ રહે નરોતમ શેઠને પૂછવા જવું, ને દરમિયાન પોટકી ઝૂંપડીમાં જ દાટી રાખવી ને કોઈને કહેવું નહિ, એમ બન્નેએ નિશ્ચય કર્યો.

આ પોટકી પાડોશી કેશવલાલ શેઠની હતી. તેમણે સામાન ઊતરાવી પોટકી શોધી તો જડી નહિ! પોટકીમાં વીસ હજારનો દાગીનો હતો. તેમણે અને તેમના ઘરનાં બધાં માણુસોએ એમ જ માન્યું કે નરોતમ શેઠ કે એનાં માણુસો પોટકી લઈ ગયાં. કેશવલાલે તરત જ પોલિસમાં ફરિયાદ કરી જડતી લેવરાવવા વારન્ટ મેળવ્યું. અને આ જડતી વરસતા વરસાદમાં, જે મિત્રે નરોતમ શેઠનાં પત્નીની ઓપરી લેવા તેમને ઘરમાં રાખવાનું અનુકૃત્ય કર્યું, તેને જ ત્યાં લેવાઈ, અને શેઠનાં બીજાં માણુસો જે સામાન વહેતાં હતાં તેમને

પણ તેનો લાભ મળ્યો. કેશવલાલનાં ઘરેણાં ગયાં તેનો તેમને વિચાર ન આવ્યો, પણ પરસ્પર વેર ખેલવાની બાજીમાં સામા પક્ષના પોબાર પડતા તેમને લાગ્યા. તેઓ અપમાનથી ખૂબ ધૂંધવાઈ રહ્યા!

અણધારી જડતીમાં તો કશું હાથ લાગ્યું નહિ, પણ કેશવલાલનો અને પોલિસનો નરોતમ શેઠ ઉપરનો વહેમ ઓછો થયો નહિ. તેની હીલચાલ ઉપર પોલિસે દેખરેખ રાખી. બીજી તરફ પોલિસે કેશવલાલ પાસે દાગીના શોધી આપનારને રૂા. ૭૦૧નું ઇનામ જાહેર કરાવ્યું.

વરસાદ રહ્યો તેને બીજે દિવસે કાનિયો કંકુ બીતાં બીતાં નરોતમ શેઠ જેને ઘેર રહેવા ગયા હતા ત્યાં ગયાં. જઈને તેમણે ભાડું માગ્યું. શેઠનો માણસ અંદર પૂછી ભાડું આઠ આના અને બહુ કરે તો બાર આના આપવાને લઈ આવ્યો ને આઠ આના આપવા લાગ્યો. પોટકી સંબંધી કશી વાત છેડાઈ નહિ. એટલે કાનિયાને જરા હિંમત આવી ને તેણે શેઠને મળવાનું કહ્યું. માણસે બાર આના સુધીનો હુકમ કહી બતાવ્યો છતાં કાનિયાએ તો શેઠને મળવાની જીદ કરી. શેઠને મળ્યો. અને પૂછ્યું: "શેઠ, તમારું કાંઈ ખોવાય છે?"

"ના."

"તો તમારું નહિ તો તમારા પાડોશીનું હશે, એ ક્યાં રહેવા ગયા?"

નરોતમ શેઠને એકદમ બધું સમજાઈ ગયું. કાનિયો કેશવલાલને ત્યાં જઈ ઘરેણાં આપે તો પેલા લોકો ચુપચૂપ રાખી લે. કદાચ ઇનામના સાતસોમાંથી પણ બચી જાય. તેને બદલે કાનિયાને પોલિસ આગળ લઈ જઈ ઘરેણાં સુપ્રત કરાવ્યાં હોય તો કેશવલાલને સાતસો તો કાઢવા પડે, તે ઉપરાંત ખોટી જડતી લેવરાવી તેનો સામો કેસ કરાવી શકાય. એક અરધી ક્ષણમાં બધા વિચારો નરોતમ શેઠને આવી ગયા. તેમણે બહુ જ ધીમેથી કાનિયાને સમજાવ્યો: "સારું થયું મને કહ્યું, બીજાને કહ્યું હોત તો તને કદાચ પોલિસમાં પકડાવી દેત, અથવા તારું ઇનામ લઈ જાત. એ ઘરેણાં શોધી આપનારને તો પોલિસે ઇનામ જાહેર કર્યું છે. રૂપિયા સાતસોનું! ચાલ તને અપાવું. તેં વરસતે વરસાદે મારું કામ કર્યું, તો તું જિંદગીમાં ન કમા એટલા તને અરધા કલાકમાં કમાવી આપું, ચાલ!"

એ બે શેઠની વેરબાજી પછી કેટલી ચાલી હશે તેની સાથે આપણે કામ નથી. એ તો સોગઠી ગાંડી કરીને રમ્યા હશે. પણ બેની લડાઈમાં કાનિયો કંકુ એક અણધારી આફતમાંથી બચી ગયાં, અને રૂપિયા સાતસો કમાઈ ગયાં. તેમણે તરત તો રકમ દાણા-વાણાને ત્યાં વ્યાજે મૂકી. આખા આંબાવાડિયામાં આ એક બહુ મોટો બનાવ બન્યો!

હવે આ રૂપિયાનું શું કરવું તેનો કાનિયો ને કંકુ વિચાર કરવા બેઠાં. કાનિયાને સૌથી પહેલાં દેશમાં પાકું ઘર કરાવવાનું સૂઝ્યું. કંકુ કહે: "આપણે જનમભર રહેવું અહીં ને ઘર ત્યાં કરાવ્યે શો ફાયદો? દેશમાં આંટો જતાં જ પચીપચા તો થઈ જાય. અને અહીં શહેરમાં તો એટલાથી ઘર શું ઝૂંપડુંય ન થાય!" એટલે ઘરની વાત પડતી મૂકાઈ. કાનિયાએ ઘરેણાં કરાવવાનું પૂછ્યું. કંકુએ કહ્યું: "મારે તો એક વીંટીનું મન છે. એથી વધારે ઘરેણાં આપણને શોભે નહિ! પણ કાનિયા હું તને પરણી ત્યારનાં આપણે તારે ગામ કોઈ દી ગયાં નથી. તું નહોતો ગાતો?:

લેજૂડી, તારો મલક મારે જોવો છે!
તે તારો મલક મને દેખાડ."

એ ત્યાગ કિન્તુ નથી નિષ્કલંક,
ગણો ત્હમે જેહ સ્વદેશપ્રેમ
તે તો મહા માનવવંશ દ્રોહ.

જે આત્મ માહાત્મ્યની કલ્પનામાં
ઉડ્યા ત્હમે તે હતી ઈન્દ્રજાલ,
એમાં હતો કેવલ આત્મદ્રોહ.

ત્હમે ક્ષુધામત્ત બન્યા અને હા!
ગ્રસ્યા ઘણા માનવસંઘ, તો યે
શમી ત્હમારી નહિ ભૂખ ભૂંડી.

પ્રમાદથી મત્ત થઈ ત્હમે સૌ
મૃત્યુતણા ખેલ કરાલ ખેલ્યા,
હોડે મૂકી જીવન કૈંક કેરાં.

પાસા ત્હમારા સવળા પડ્યા ના
ને એક દાવે પળમાં ગુમાવ્યાં
જે સાધ્યનાં સાધન બે ગણાય
આ લોક ને માનવજીન્દગાની.

ત્હમે બધા માનવરક્ત ભૂખ્યા
આ માનવી જીવનના જુગારી!
ભલા જુગારી! રમવા ધરે શું
આ માનવી જીવનના જુગાર?

પ્રછિન્ન આ માનવતા પ્રસુપ્ત
અજ્ઞાનનાં ધારણ વેડફીને
જ્યાં કુંભકર્ણી ઉંઘ ટાળશે ત્યાં
અંધાર-ઘેરી ઉરની ગુહામાં
પ્રબુદ્ધ થાતાં પડશે પ્રકાશ.
અભિન્ન ને એક સમગ્ર રૂપે
ભેગી થશે માનવતા વિશાલ,
સંભાવના આ મનુએકતાની
આ વિશ્વમાં વ્યાપક જે દિ' થાશે
તે દિ' બધાં સ્મારક આ ત્હમારાં
ગાશે કરાલી તમ મૂઢ કલંકગાથા.
ન્હોતો ઉરે કારણ વિશ્વધર્મ,
કે માનવી મુક્તિની ભવ્ય જ્વાલ,

વિભાવના સામ્ય ઉતારવાની
અન્યાયઘેરી જગયોજનાં મહીં.

ત્હમે શહીદો ?
શહીદ કલ્પી જગ ભાનભૂલ્યું
પૂજે ભલે ને : પણ ના કદાપિ
ટકી શકે શાશ્વત સત્ય સ્હામે
આ સ્વાર્થની પાથરી ઈન્દ્રજાલ.

શહીદ શું માનવબન્ધુ કેરું
પી રક્ત રાચે? કદીયે બને એ!

કલ્યાણ કિન્તુ કરવા દીનોનું
શહીદ આપે બલિદાન આત્મનું.

શહીદના શોણિત બિન્દુમાત્રથી
અનેક જન્મે.
શહીદને તે વળી શસ્ત્ર શાનાં?

કદી શહીદો કર શસ્ત્ર ધારે
નહિ પરન્તુ નિજ સ્વાર્થ સાટે
કિન્તુ દીનોનાં દુઃખ ટાળવાને
ધરિત્રીથી પાપ નિવારવાને.

તે તો શહીદોઃ
મરે છતાંયે યશમન્દિરે તો
સદૈવ છે તે જીવતા શહીદો.

જે બુઝવીને શુચિ આત્મદીપ
પરાત્મમાં દીપક પેટવે છે;
તેવા શહીદો વિરલા જગે છે
તમિસ્ર ગાઢાં નહિ તો હતે ના.

ત્હમે શહીદો?
બરમાળસાં માનવવંશ ઘેટાં!
હતો હતો એક ઈસુ શહીદ.
અધર્મનું ઘોર તમિસ્ર ટાળી
જેણે ગુની માનવના જગાડી.

ઉદ્ધારવા માનવતા, જડાઈ
ખીલા થકી 'ક્રોસ' પરે, ધરીને
કાંટાતણો તાજ શિરે, નિમન્ત્યું
મૃત્યુ, પ્રભુ-પ્રેરિત ધર્મ માટે.

સહસ્ર બે વર્ષ વીત્યાં છતાં યે
આજે ગણાયે પ્રભુનો ફીરસ્તો.
દિક્‌કાલનાં ગાઢ તમિસ્ર ભેદી
સહસ્રરશ્મિ સમ આત્મદીપ
એનો હજુયે ઝગતો જણાય.
રૂધિરધારા હજુ ના સુકાઈ
એથી જ જગે વહતી જ ચાલી,
પ્રત્યેક બિન્દુ નિજ ઉષ્ણ સ્પર્શે
સુતેલ આત્મા મહીં પ્રાણ પૂરે.

દુષ્કૃત્ય આજે નિરખી ત્હમારાં
રંગાયલાં રક્ત વિષે, ઈસુનાં
અર્ધાં બીડાયાં નયનો મીચાતાં.

દુઃખે દીનોનાં રડીને ખૂટેલાં
આંસુ ફરીને ઉર ઉભરાતાં:
એના સદૈવે દુઝતા વ્રણોથી
રૂધિરધારા શત આજ વ્હેતી:
ધવાયું પાપે ઉર અન્યકેરાં
આજે ધવાતું અદકું બીચારું.

શહીદ એવા : ન ત્હમે શહીદો.
ત્હમે શહીદો ? તમ સ્મારકો આ ?
પાષાણનાં આ પૂતળાં કમાનો !

*

જુવો, ભરી ચોદિશ ગર્જતા આ
તમિસ્ર ઓઢી દળ વાદળાંનાં
ધસે : સમીરો અતક્રાન્ત ભેદી
પ્રચંડ વેગે જડ સ્મારકોની
પરે પ્રલેનાં પૂર શા ફુંકાતા.
પ્રચંડ એ કાલ તણાં બલોની
સ્હામે કહો ક્યાં સુધી સ્મારકો આ
ટકે ત્હમારાં ? *

---o---

# ટૉલ્સ્ટૉયના જીવનનો એક દિવસ

કાન્તિ ભટ્ટ

વૃદ્ધની આંખોમાંથી ધીરે ધીરે નિદ્રાનો પડદો હટી ગયો અને જાગતાં તેણે ચારે તરફ નિહાળ્યું તો સવારનું રૂપેરી તેજ તેના ઝરૂખા પર પડી રહ્યું હતું.—અંધકારના પડદાને ચીરીને સ્વચ્છ રહેલ તેજ જાગી ઊઠયું હતું.

"હું આજે પણ જાગ્યો છું," એ પહેલી જાણ કેટલી નવાઈભરેલી અને આનંદપૂર્ણ છે! બધા દિવસોની માફક તે પોતે એની રીતે ફરીથી નહિ જાગે, એવો મનમાં વિચાર કરીને તે નમ્ર ભાવે સૂતો હતો. પોતાની ડાયરીમાં આવતા દિવસની તારીખ લખીને તેની નીચે હોલવાય જતા દીવાની માફક તેણે માત્ર ત્રણ શબ્દો લખી રાખ્યા હતા—' જો કાલ બચું તો!' તેને આ અત્યંત નવાઈ ભરેલું લાગ્યું, કારણ ઈશ્વરે વળી એક દિવસ વધારે તેને જીવતો રાખ્યો હતો. તે જીવતો હતો, તેની શ્વાસોશ્વાસની પ્રક્રિયા પહેલાંની માફક ચાલુ છે અને બહુ જ સારી રીતે ચાલી રહી છે. આ ઈશ્વરની અસીમ કરુણાનું વિશેષ દાન છે. તે ઉત્સુકતાપૂર્ણ આંખોથી ચારે તરફ તાકીને જોવા લાગ્યો.

પરમાત્માની કૃતજ્ઞતાના ભારથી દબાતો તે ઊભો થયો. સૂવાનાં કપડાં બદલી નાંખ્યાં અને તે ઉપરાંત સ્નાનગૃહમાં જઈ ઠંડા પાણીથી સ્નાન કરી લીધું. તેના સ્વસ્થ અને બળવાન શરીરની નસોમાં લોહી ફરવા લાગ્યું. થોડી કસરત પણ કરી લીધી. લાંબો શ્વાસ ખેંચવો તથા શરીરના તમામ અવયવોને હેરવવાં ફેરવવાં એ તેની હંમેશની ટેવ હતી. તે પછી સાદાં કપડાં પહેરી ઓરડાનાં બધાં કમાડ ઉઘાડી નાંખ્યાં. ઓરડાને વાળી નાંખી જે કચરો તથા ફાટેલા કાગળો હતા તેને સગડીમાં બાળી નાંખ્યા. તે પોતે જ પોતાનો નોકર હતો.

સવારના નાસ્તા માટે તે રસોડામાં ગયો. ત્યાં તેની પત્ની સોફિયા એન્ડ્રિવના, તેની પુત્રીઓ અને એક મિત્ર પહેલેથી તેની વાટ જોતાં બેઠાં હતાં. સામેની સગડીમાં ચાનું પાણી ઊકળી રહ્યું હતું. સેક્રેટરીએ તે દિવસના ટપાલના કાગળો, સમાચારપત્રો, પુસ્તકો વગેરે લાવી તેની સામે રાખી દીધાં. પત્રો વગેરે ઉપર જુદા જુદા દેશોની ટપાલછાપો હતી.

ટૉલ્સ્ટૉયે કંઈક ઉદાસી અને વિરાગપૂર્ણ આંખોથી તે ટપાલના ગંજ ઉપર નજર નાંખી. પછી મનમાં ને મનમાં કહેવા લાગ્યો કે આ બધી જંજાળ છે. સંસારની વચ્ચે ઊભા રહી આ ઈશ્વરાર્પિત જીવનના ફેરાનું ચક્કર કાપવું યોગ્ય ન કહેવાય. ઈશ્વરનો એકાંત સહવાસ મેળવવા માટે હજુ પણ વધારે વખત આ સંસારની જંજાળમાંથી છૂટા થઈ મેળવવાની જરૂર છે. જેનાથી મનની સ્થિતિ ડામાડોળ બને છે, જે આપણને ગર્વિત અને આસક્ત કરે છે, જે મનમાં વિકૃતિના ભાવો ઉપજાવે છે એવાં કાર્યોમાંથી મારે તદ્દન દૂર રહેવાના પ્રયત્નો કરવા જોઈએ. આ ટપાલના ઢગને અગ્નિને સ્વાધીન કરી દઉં તો જીવનની નિશ્ચિંતતા અને આરામનો શ્વાસ લઈ શકાય તેમ છે. પણ અંતે તો વિરક્તિ ઉપર ઉત્સુકતાનો જ

વિજય થયો. કાગળોને એકદમ ખોલીને તે વાંચવા લાગ્યો. કોઈમાં પ્રાર્થના, કોઈમાં નિવેદન, કોઈમાં ફરિયાદ, તો કોઈમાં મુલાકાત લેવાની અનુમતિ; તો કોઈમાં પ્રસંગોચિત કામોની વાત. કોઈ કોઈમાં તો માત્ર અર્થહીન વાતો જ હતી. હિંદુસ્તાનમાંથી એક બ્રાહ્મણે વળી એવું લખ્યું હતું કે તે બુદ્ધને અને તેનાં કાર્યોને તલભાર પણ સાચી રીતે સમજ્યો નથી. એક કેદીએ જેલમાંથી પોતાનો નાનોસૂનો જીવનઈતિહાસ લખી મોકલ્યો હતો અને પોતાને ઉપદેશના રૂપમાં કંઈક લખી મોકલે એવી વિનંતી કરી હતી. કોઈ યુવાને પોતાનાં દુઃખો અને શંકાઓ શબ્દોમાં જકડીને મોકલ્યાં હતાં. કોઈ દુઃખી અને દુર્ભાગી માણસે પોતાની ઘોર નિરાશાની કથની લખી મોકલી હતી. એકેએકે અત્યંત નમ્ર ભાવથી પત્રો લખ્યા હતા; કારણ બધાં એમ જ માનતાં હતાં કે તે તેઓને મદદ કરશે—તે જ આખી દુનિયા માત્રની સજીવ ધર્મબુદ્ધિનો મૂર્તિમંત અવતાર છે.

ધીરે ધીરે તેના કપાળ ઉપર કરચલીઓ પડવા લાગી. તે મનમાં કહેવા લાગ્યો કે શું હું કોઈને મદદ કરી શકું તેટલો સમર્થ છું ખરો ? જુઓને, હું પોતે જ મારી જાતને કેટલી મદદ કરી શક્યો છું ? હંમેશ હું કેટલી ભૂલો કરું છું, અન્યાય કરું છું અને આ ભૂલોથી લદાયેલા જીવનને માણવા કેટલી જુદી જુદી જાતના નવીન નવીન ખોટા ઉપાયો યોજ્યા કરું છું ? આ ઢોંગી જીવન જીવવાનું ચાલુ રાખ્યા કરવા માટે, મારો કક્કો ખરો કરાવવા માટે, કેવા કેવા ઢોંગ રચી સત્ય અને ધર્મના બધાને પાઠ આપું છું અને આશીર્વાદો પણ આપું છું. આ પણ એક આશ્ચર્ય ઉત્પન્ન થાય એવો વિષય છે. બધાં મારી પાસે આવે છે અને મારી પાસે સલાહ માગે છે. લિયો નિકોલેવિચ, બતાવો મને કે કયા પ્રકારે આ વાતાવરણમાં જીવનનું સાર્થક્ય થઈ શકશે ? મારું તમામ જીવન હલાહલ જૂઠાણાંથી ભરેલ છે, આ બધાં બહાનાં છે, માત્ર આત્મપ્રચાર છે. સત્યને માટે તો હું હાલમાં તો ફૂટી ગયેલ વાસણ જ છું. આ હુંપદ કે આત્મપ્રચારની બળવાન ઇચ્છાને દાબી દેવા મારે મારી જાતને મારામાં સંકોરીને સમાવી દેવી એ મારું અત્યારનું કર્તવ્ય હોય. સારો યે દિવસ વાતો કે આ જંજાળી જીવનને વધારે દંભીલું ન કરતાં અંતરના એકાંતતમ પ્રદેશમાં ભગવાનનો પવિત્ર ઉપદેશ સાંભળવા તૈયાર રહેવું એ જ મારું અત્યારનું કામ છે; પણ એ માત્ર ઉપદેશ સાંભળીને હું તેને વિદાય નહિ કરું, તેણે આ જડ દેહમાં ચૈતન્ય ફૂંકી પોતાનો વિશ્વાસ મારામાં કેંદ્રભૂત કર્યો છે. જે કાર્ય મારા હાથથી થાય તેનો મારે તેને જવાબ દેવાનો છે.

બીજા બધા પત્રો છોડી તેણે એક પત્ર હાથમાં લીધો અને તેને બરાબર જોવા લાગ્યો. એ પત્ર કૉલેજમાં અભ્યાસ કરતા કોઈ વિદ્યાર્થીનો હતો. એ વિદ્યાર્થીએ એવો વિષય છેડી લખ્યું હતું કે 'બીજાને તો પાણી પીવાનો ઉપદેશ આપે છે તેમ છતાં પોતે તો દારૂ પીએ છે. હવે આ એશઆરામ છોડી, અને ભેગી કરેલી સમ્પત્તિ ગરીબોમાં વહેંચી આપી તેને તો હવે તીર્થપર્યટન કરવાનો વખત થયો છે!' આ વાંચીને તેણે મનમાં ને મનમાં કહ્યું—તેણે ઘણું જ સાચું કહ્યું છે. આ માત્ર તેની વાત નથી, પણ મારા અન્તરનો પણ પ્રતિધ્વનિ તેમાં ઊઠેલો છે. પણ હું અને હીન કહી શકયો એમ-તેને મારાથી કેમ કહી શકાય ?. જે દોષ તેણે કહ્યો તે મારામાં છે, તો પછી હું મારી જાતમાં એ દોષ નથી એમ

કેમ કહી શકું ? પત્ર હાથમાં લઈ પોતાના ઓરડામાં જવાના વિચારે તે ઊભો થયો. એ પત્રનો ઉત્તર લખવો એમ તેણે નક્કી કર્યું.

આ વખતે સેક્રેટરીએ તેને યાદ દેવરાવ્યું કે બે કલાક પછી *The Times*ના ખાસ ખબરપત્રી તેને મળવા આવવાના છે. તો તમે એને મળવાની હા કહેવરાવો છો ? ટૉલ્સ્ટૉયના મુખ ઉપર વિરક્તિની ગાઢી રેખાઓ પાછી પથરાઈ ગઈ—'શું આ આખો દિવસ આવી મુલાકાતો જ મારે આપવાની ? તે મારી પાસેથી શું મેળવવા માગે છે ? મારા અંતરાત્મા વિષે તેને આટલું બધું કુતૂહલ કયા કારણે છે ? મારે જે કહેવાનું છે તે તો બધું મેં પુસ્તકોમાં કહ્યું જ છે; જે જાણવું હોય તે પુસ્તકો વાંચ્યેથી જાણી શકાય તેમ છે.' બીજી જ ક્ષણે પહેલા ભાવને બળપૂર્વક દબાવી કંઈક નમ્ર સ્વરથી બોલ્યો: 'જો મુલાકાત લેવાનું અત્યંત જરૂરનું હોય તો અર્ધો કલાક મુલાકાત લેવાનું કહેજો.' પછી તે ઓરડામાં ગયો. ઓરડામાં જતાં ફરી એ જ ભાવના તેના મનમાં રમવા લાગી. પોતાને ધિક્કારતાં તેણે કહ્યું: 'મેં મુલાકાતની કેમ હા પાડી ? મારી મુલાકાત કરવા તે કેમ આવે છે ? મરણદ્વાર સુધી પહોંચ્યો છતાં પણ આત્મપ્રચારની બુરી વાસનાની પ્રવૃત્તિમાંથી હું નિવૃત્ત ન થઈ શક્યો. વાસનાના અંધકાર મારા જીવનમાંથી ન ખસેડી શક્યો. મારા અહંકારનો અંત ન આવ્યો. મારા 'હું'ને હું ક્યારે મારી શકીશ ? આ મારો બકવાદ ક્યારે બંધ થશે ? ઈશ્વર ! મને મદદ કરો.' ઓરડામાં તે એકલો જ હતો. સામી દીવાલ ઉપર એક કુહાડી ઝૂલી રહી હતી. ટેબલની સામે પુસ્તકોનો કબાટ આવી રહ્યો હતો. ટેબલ ઉપર એક અધૂરો લેખ પડ્યો હતો. તેનું મથાળું હતું: 'જીવન વિશે ચિન્તા.' ત્યાં બેસીને તે લેખ વાંચવા લાગ્યો. કાંઈક અંદર નવું ઉમેર્યું અને ક્યાંક ક્યાંક સુધારા કર્યા. વળી ફરી પાછો લખવા લાગ્યો. કોઈ ચંચળ બાળક પહેલી જ વાર કલમ ઉપાડી લખતું હોય તેમ અનિશ્ચલતાથી લખવાનું થતું હતું. વચમાં ઘણીવાર અટકી પડતો, ભૂલો પણ થતી. ધૈર્યથી લખી શકાતું નહતું. 'હું ખૂબ અસ્વસ્થ અને અધીરો થઈ જાઉં છું, ધૈર્ય જાળવી શકતો નથી. ઈશ્વરના વિષય સંબંધી હું આમ કેવી રીતે લખી શકું ? મારા મનમાં તો તેના વિષેની ધારણાની કંઈ સ્ફુટ ભાવના પણ જામી નથી. હું મારી જાતને સાચો રહી શક્યો છું ? મનમાં ધારણ કરેલા મતમાં હું હંમેશ કંઈ બદલ્યા કરું છું. આ મનોવ્યાપાર છે એટલે જ એ વસ્તુ બુદ્ધિથી એવી પર બની રહે છે. તો એને કઈ રીતે પ્રગટ કરું ? મારી ઇચ્છા તો સાધ્યથી પણ અતીત બનેલી લાગે છે. જ્યારે હું વાર્તાઓ લખતો ત્યારે પરમેશ્વરે આ બનાવેલી સૃષ્ટિના મારા તેના તરફના નિશ્ચિત વિશ્વાસના બળથી તેના ચૈતન્યના કુદરતી સ્વરૂપને પ્રગટ કરતો હતો; પરંતુ મારું હૃદય કેટલા દૌર્બલ્ય અને સંદેહથી ભર્યું છે ! નહિ, હું પ્રકૃતિનું દર્શન કરનાર કદી હતો નહિ અને આજ પણ નથી. કોઈને ઉપદેશ દેવાનો મને અધિકાર નથી. સાધારણ લોકોથી કંઈક વધારે ઈશ્વરે મને અવલોકવાની દૃષ્ટિ-ગંભીરતા આપી છે. મેં કળાનો ટેકો લઈને મારા જીવનમાં જે પ્રકાશ મેળવ્યો હતો—કલાજીવન ગાળતો તે જ સાચું હતું. આજે એ કળાને હું શાપ આપું છું !'

ચમકી જતાં અચાનક તે ચારે બાજુ ધ્યાનપૂર્વક જોવા લાગ્યો; રખે કોઈ તેને તેની આ સ્થિતિમાં જોઈ જાય. ત્યાર પછી બરાબર ખાતરી થઈ એટલે તેણે કબાટ ખોલીને એક છૂપા ખાનામાંથી બે નવલકથાની એક એક હાથપ્રત બહાર કાઢી. એ બે નવલકથા એ જ

હતી કે જેમાં બધી કલાઓને તેણે પાપના રસ્તા ઉપર જતી કહી છે. તે બન્ને નવલ-કથાઓ *Haji Murad* અને *The Lost Coupon* (આવું કેમ સૂઝયું) હતી. આ બંને નવલો તેણે બધાથી છાની રીતે લખી હતી. લોકોને તેની ગંધ પણ આવી નહતી. એએક લીટી તેણે વાંચી. આંખોમાં એકદમ તેજ પ્રગટી ઊઠયું. છલકતા આનંદને ધીરે ધીરે રોકતાં તે મનમાં કહેવા લાગ્યો: 'આ જ સાચું સર્જન છે—ખરી રીતે આ જ સર્જન સારી રીતે થયું છે. પોતાની રચેલી દુનિયાની જ છબી કલાદ્વારા અંકિત કરવી એવો ઈશ્વરનો આદેશ છે, પોતાનો અભિપ્રાય કલાદ્વારા વ્યક્ત કરવાની તેણે મને છૂટ નથી આપી. કલા—આહ! કેટલી સુંદર સૃષ્ટિ!—કેટલી મહાન ચિંતા!—કેટલી દુઃખદાયી અને વેદના કરનારી છે! આ પાનાંઓ લખતાં મારું હૃદય વસંતની માફક કેટલું ઉલ્લાસમય—કેટલું પ્રફુલ્લિત હતું! પ્રભાતનું વર્ણન કરતાં મારી આંખો આંસુથી છલકી ઊઠી હતી. પરંતુ મને અત્યારે મારી વર્તમાન સ્થિતિથી એક તસુ પણ આગળ જવાનો હક્ક નથી. જે રસ્તા ઉપર જીવનમંજલ કાપવી શરૂ કરી છે તેના પર જ મારે ચાલવું રહે છે; કારણ કોણ જાણે કેટલાંયે લોકો મારી મદદ માટે મારી ઉપર આશા રાખી, મારી ઉપર મીટ માંડી રહ્યાં છે. એ રસ્તા પરની મારી ગતિને અટકાવવી એ હવે મારો ધર્મ નથી, મારા જીવનનો પણ અંત પાસે ને પાસે આવતો જાય છે.' તેણે ફરીથી આ બંને પુસ્તકો એ છૂપા ખાનામાં સંતાડી દીધાં. પછી ફરીથી કોઈ દુઃખી લેખકની માફક અધૂરો લેખ પડયો હતો તે આગળ લખવા લાગ્યો. તેની લાંબી અને સફેદ દાઢી વચ્ચે વચ્ચે કાગળ ઉપર ઝૂકી પડતી હતી.

બપોર. આજનું લખેલું ટેબલ ઉપર પડેલું હતું. કલમ છોડી તે એકદમ સીડીથી નીચે ઊતરી ગયો. ખાસદાર તેના વહાલા ઘોડા 'મેલેરિક' ને ઝાલીને નીચે ઊભો હતો. ઠેકડો મારી અશ્વ પર સ્વાર થઈ તેણે, બેસીને લખતાં લખતાં નીચી વળી ગયેલી કેડને એકદમ ટટ્ટાર કરી. તે લાંબા, બળવાન, ઘટ્ટ સ્નાયુબદ્ધ અને સુંદર દેખાવા લાગ્યો. એક નિપુણ કોઝેક સૈનિકની માફક અશ્વના પેટમાં બંને પગોથી એડી મારતાં મેલેરિકને સીધો જંગલમાં પૂરપાટ દોડાવી મૂક્યો. તેની પાકી ગયેલ બરફ જેવી સફેદ દાઢી હવામાં ઊડવા લાગી. આસપાસ આવેલાં ખેતરોમાંથી આવતી સ્વચ્છ હવા તે ધરાઈ ધરાઈને લેવા લાગ્યો. આ તાજી અને ખુશનુમા હવાએ તેના આખા, વૃદ્ધ શરીરને સ્ફૂર્તિમાન કરી દીધું. નસેનસમાં ગરમ લોહી ફરવા લાગ્યું. કાન અને આંગળીઓની નસોમાં નવીન લોહી ધબકવા લાગ્યું. જંગલમાં પહોંચતાં તેણે અશ્વની ચાલ ધીમી કરી અને તે આશ્ચર્યભરી અને કુતૂહલપૂર્ણ દૃષ્ટિથી વનપ્રદેશમાં ખીલી ઊઠેલાં ફૂલો જોઈ રહ્યો. ધીરે ધીરે ખીલીને એ ફૂલો વસંતનાં આછાં અને મૃદુ કિરણો વચ્ચે કેવું સરસ સૌંદર્ય પાથરી રહ્યાં હતાં! કુતૂહલભરી નજરે તે આ જોઈ રહ્યો. તેનું ઊગતું રૂપ કેટલું સર્વાંગ સુંદર છે! અશ્વની પીઠ પર જરા ઊંચા થઈ એક બીચના ઝાડ સામું જોયું. પીઠ પર એક પુષ્પ ઝૂકી રહ્યું હતું તેની એક એક પાંખડીઓ સામે તે ટીકીટીકીને જોઈ રહ્યો. તેની આંખોમાં છલોછલ આંસુ ભરાઈ આવ્યાં. આહ! કેવું આશ્ચર્ય! આ કુદરત, ઈશ્વરની પ્રતિછબી—સત્તર વર્ષોના લાંબા સમયે પણ આમાં કંઈ પરિવર્તન થવા નથી પામ્યું; પરંતુ એ જે હતી તે તો નથી જ. દરરોજ નવી, પ્રત્યેક દિવસ વિસ્મિત અને આનંદપૂર્ણ, દરરોજ એ જ સ્થિતિમાં છતાં હમેશ—પ્રત્યેક દિવસ કેટલો પરિવર્તનશીલ છે! વચ્ચે વચ્ચે અશ્વ હણહણી ઊઠતો હતો. ચાલવા માટે તે અધીરો થઈ રહ્યો

હતો. ટૉલ્સ્ટૉયનું દિવાસ્વપ્ન ભંગ થયું. ખેપટ ઊડે એવી રીતે તેણે અશ્વને દોડાવી મૂક્યો. અશ્વ માતાની સમાન સ્નેહાળ, સેવાપરાયણ કુદરતની એક મૂર્તિ છે; પરંતુ આજે તે એની ઉન્મત્ત અને તાંડવમય લીલાનો પણ અનુભવ અંતરમાં કરશે; એ કારણે બેપરવા અને ઉલ્લાસી બનીને તેણે અશ્વને પૂરપાટ દોડાવી મૂક્યો. એકશ્વાસે અવિરત રીતે અશ્વે પંદર માઈલ કાપી નાખ્યા. ટૉલ્સ્ટૉયનું શરીર પરસેવાથી રેબઝેબ થઈ ઊઠયું. અશ્વની ચાલ ધીમી કરીને તે ધીમે ધીમે ઘર તરફ જવા લાગ્યો. તેની આંખોમાં રોશની હતી અને અંતર નિર્વિકાર ભાવે છલી ઊઠયું હતું. સ્વતંત્ર હતો ત્યારે પણ આ વનમાં આવી રીતે તે ઘોડો દોડાવ્યા કરતો.

જેમ જેમ ગામ નજીક આવતું ગયું તેમ તેમ તેના ચહેરાની ખુશમિજાજી દીપ્તિ ઓસરવા લાગી. તે ચારે બાજુ જોવા લાગ્યો. તેના ઘરની નજીક જમીનદારીમાં મળેલી જમીન તદ્દન પડતર પડી રહી હતી. તેની ચારે બાજુની વાડ તૂટી ગયેલ હતી અને લાકડાના થાંભલા તૂટેલી હાલતમાં આમતેમ પડયા હતા. આ કેમ બન્યું તેનો વિચાર કરવા, તેનું કારણ પૂછવા, પાસેના ઝૂંપડા તરફ અશ્વ હાંકયો. ઝૂંપડા પાસે પહોંચ્યો ત્યાં અંદરથી એક સ્ત્રી બહાર આવી. ઉઘાડા પગ, મેલાં અને ફાટેલાં કપડાં, અસ્તવ્યસ્ત વાળ, નિસ્તેજ આંખો અને નિરાશાપૂર્ણ દૃષ્ટિ—એવી જાણે મૂર્તિમંત ગરીબી તેની સામે આવી ઊભી હોય તેમ તે આવી ઊભી. ત્રણ નાનાં નાનાં બાળકો પણ તેને વળગતાં આવી ઊભાં. અંદરથી એક ધાવણા બાળકના રડવાનો અવાજ આવી રહ્યો હતો. તેણે ક્રોધથી તથા કંઈક વિરક્ત દૃષ્ટિ નાંખતાં એ સ્ત્રીને જમીનની આવી અવ્યવસ્થાનું કારણ પૂછયું. સ્ત્રીએ અત્યંત ગળગળા અવાજે માલિકની ક્ષમા માગી. તેનો પતિ લાકડા ચોરવાના ગુના માટે દોઢ મહિનાથી જેલમાં ગયો હતો! તે એકલી શું કરી શકે? ઘરમાં રોટલા ખૂટયા એટલે તેના ધણીએ લાકડાની ચોરી કરી હતી. આ વર્ષે પાક સારો ઊતર્યો ન હતો તો પણ વીઘોટી તો ચૂકવવી પડી હતી. તે ત્રણે બચ્ચાંઓએ પણ એ વાતમાં સાક્ષી પૂરી. ટૉલ્સ્ટૉયે પોતાના ગજવામાંથી જેટલા પૈસા હાથમાં આવ્યા તેટલા તે સ્ત્રીના હાથમાં દઈ દીધા. તેની જીભે ખંભાતી તાળું દેવાઈ ગયું હતું. અપરાધીની માફક તે ત્યાંથી રસ્તે પડયો. તેના મનની શાંતિના ચૂરેચૂરા થઈ ગયા હતા અને તેનો મ્હેરો વિષાદપૂર્ણ થઈ ગયો હતો.

'મારી નહિ, મારી સ્ત્રીની જમીનની આવી દુર્ઘટના! પરંતુ આ જમીન તો મેં તેને આપી છે. નિંદા, ઠેકડી અને શરમથી આ જાતને રક્ષવા ખાતર આ કેવો ભીરુ–બીકણ પુરુષના જેવો મારો વ્યવહાર છે! સંસારને જૂઠી રીતે છેતરવા આ કેવી મારી આત્મપ્રતારણા! શું હું નથી જાણતો કે જેવી રીતે હું મારી રૈયતને–ગરીબ ખેડૂતોને શોષતો–તેનું રક્ત ચૂસતો હતો તેવી જ રીતે મારી પત્ની પણ કરે છે! હું એ જાણું છું, અરે ખૂબ સારી રીતે જાણું છું. મારા મકાનની એક એક ઈંટ આ લોકોના પરસેવાની કમાણી છે. તે એક એક ઈંટનો ટુકડો તેઓના લોહીથી ખરડાયેલ છે. એ સંપત્તિ મારાં સ્ત્રી કે પુત્રોને દઈ દેવાનો મને કયો અધિકાર છે? જે ખેડૂત માથાનો પરસેવો પગ સુધી ઉતારી જમીન આબાદ કરે છે, તેને ફાલેફુલાવે છે, શું તે જમીન તેઓની નથી? હું લોકોમાં હમેશ ઈશ્વરના નામે ન્યાય અને ધર્મનો પ્રચાર કરું છું. આ આત્મવંચનાને માટે શું મારે ઈશ્વર પાસે શરમાવું નહિ પડે?

તેનો ચહેરો ધીમે ધીમે વધારે અને વધારે કઠોર થતો ગયો. ઘર નજીક આવતાં તેને અશ્વ પરથી ઊતરવા મદદ માટે ખાસદાર તથા ગાડીવાન સામે આવી ઊભા. તે મનમાં ને મનમાં કહેવા લાગ્યો—શું આ મારા નોકર છે?

કાઉન્ટ-પત્ની, તેનાં બાળકો, સૅક્રેટરી, કુટુમ્બનો ડૉક્ટર, બીજા બે જણા–એક અંગ્રેજ અને બીજી ફ્રેંચ-શિક્ષિકા, એક પાડોશી, એક રાજદ્રોહી વિદ્યાર્થી વગેરે ખાણાના ઓરડામાં બેઠાં તેની વાટ જોઈ રહ્યાં હતાં. એક મોટા ટેબલ ઉપર ચાંદીનાં તથા ચીની માટીનાં વાસણો ચકચકી રહ્યાં હતાં. જેવો તે ઓરડામાં આવ્યો કે તરત જ બધાં અંદર અંદર વાતો કરી રહ્યાં હતાં તે એકદમ અટકી ગયાં. બધાં પરોણાઓને યથા રીતે હસી બોલાવી તેમજ સમાચાર પૂછી તે એકદમ ચૂપચુપ પોતાની જગ્યા ઉપર બેસી ગયો. ચકચકીત ભપકાબંધ પોશાકમાં સજ્જ થયેલો રસોયો તેની સામે ટેબલ ઉપર નિરામિષ ભોજન મૂકી ગયો. તેના આ નિરામિષ ભોજન માટેની વસ્તુઓ મોટી કિંમતે બહારની જગ્યાએથી મંગાવવામાં આવી હતી. તેને પેલી ચીંથરેહાલ ખેડૂસ્ત્રીની વાત યાદ આવી. તેના શરીર ઉપરનાં ફાટેલ વસ્ત્રો, નિર્બળ અને નિરાશાપૂર્ણ દૃષ્ટિ અને તેનાં ભૂતદયાનાં મૂર્તિમંત અવતારસમાં અર્ધનગ્ન ત્રણ બાળકો તેની દૃષ્ટિ સમીપ ખડાં થઈ ગયાં. દુઃખ અને ચિન્તાભરી દૃષ્ટિથી તે ભોજન સામે જોઈ રહ્યો.

'મારી પત્ની અને મારાં બાળકો જો એક વાર સમજવાની કોશીશ કરે કે આ પ્રકારનું જીવન જીવવાનું મારે માટે હવે કેટલું અસંભવિત છે! મારે મારી જીવનયાત્રાની પ્રણાલી ત્યાગવી જ પડશે. મારી ચોતરફ આ અસંખ્ય નોકરો, પ્રચૂર ભોજનસામગ્રી, કીમતી ફરનિચર—અને મારાં જે પાડોશીઓ છે તેમને પોતાનાં જીવન ટકાવી રાખવા માટે દરરોજના જરૂરી પદાર્થો કે વસ્તુઓ પણ પરસેવો ઉતારવા છતાં મળતાં નથી! તેઓ આ સત્યને પૂરતી રીતે સમજે છે. તેઓની નિકટ જઈ તેમને મદદ કરવી એ મારું કર્તવ્ય છે અને તેને માટે મારે આ મારું વૈભવમય જીવન છોડવું જ જોઈએ. જરૂરિયાતથી વધારે આરામનાં સાધનોથી હું મારું અત્યારનું જીવન વિતાવી રહ્યો છું, તેને માટે હું ઇશ્વરનો અપરાધી છું. મારી સ્ત્રીનો ધર્મ મારી સહધર્મિણી થવામાં છે; પરંતુ તે મેં જે નવો ધર્મ ગ્રહણ કરવાનું શરૂ કર્યું છે તેની સામે હંમેશ મનમાં વિરોધનો ભાવ સેવે છે. ઘંટીના પડની માફક ગળાનું વજન બની તે ધીમે ધીમે મારા જીવિતને મિથ્યાવાદના અવળે રસ્તે ખેંચી રહી છે અને મારું જીવન વ્યર્થ બનાવી રહી છે. ઘણી અગાઉથી મારે આ બંધનમાંથી મારી જાતને મુક્ત કરવી જોઈતી હતી. ધર્મની બાબતમાં અમારી બન્નેની સમજણ તદ્દન ભિન્ન પ્રકારની છે. ધર્મના વિષયમાં અમે એકબીજાથી જુદા પડીએ છીએ. તે લોકોએ મારું જીવન અર્થહીન કરી નાંખ્યું, અને હું પણ તેઓની સાથે આ સ્થિતિમાં રહી તેઓનાં જીવન નષ્ટ કરી રહ્યો છું. હું મારા જીવનને તેમ તેઓનાં જીવનને, એક બોજારૂપ બની રહ્યો છું. મને આ જીવનની હવે કંઈ જરૂરિયાત લાગતી નથી અને છે પણ નહિ.'

આવેશમાં તેણે માથું એકદમ ઊંચું કરતાં પોતાની પત્ની સામે જોયુંઃ 'અરે! શું આટલી બધી બુઢ્ઢી થઈ ગઈ છે? વાળ સફેદ થઈ ગયા છે અને કપાળમાં અનેક કરચલીઓ પડી ગઈ છે! કેટલી અવ્યક્ત વેદનાઓ તેના હોઠ ઉપર કાંપી રહી છે!' ટૉલ્સ્ટૉયનું હૃદય દ્રવીભૂત થઈ ઊઠ્યું. મનમાં ને મનમાં તે કહેવા લાગ્યોઃ 'શું આ સાથેસાથ વૃદ્ધ થઈ ગઈ છે? પોતાની યુવાન વયમાં મુખમાંથી જે સદા હાસ્ય જ વેરતી તે શું આ જ સ્ત્રી છે? પોતાની

જીવનવસંત તેમજ પોતાના નિર્મળ કૌમાર્યને સાથે લઈને જે મારી-મારા જીવનની સહચરી બની હતી તે જ આ સ્ત્રી છે? અહા! તેને તો એક યુગ થઈ ગયો. એ તો ચાલીસ પીસતાલીસ વર્ષોની વાત છે કે જ્યારે તે પોતાનું નિર્મળ કૌમાર્ય લઈને મારી પાસે આવી હતી. અમે બંનેએ એકસાથે જીવનનો પ્રારંભ કર્યો તેને તો એક આખો યુગ થવા આવ્યો. ત્યારે હું યુવાન હતો તો ખરો, પણ પાપાચારથી ભરેલો એક મેલા હૃદયવાળો હતો. આજે તે તેર બાળકોની માતા છે! મારાં નાનાંમોટાં બધાં કાર્યોની તે સંગાથી છે; પરંતુ હું તેને શી મદદ કરી શક્યો છું? મેં તેને ખૂબ દુઃખ આપ્યું છે. મારે માટે તેણે અનેક વખત નિશ્વાસ નાંખ્યા છે. મારા પુત્રો—તેઓ મને વહાલની નજરે પણ જોતાં નથી. મારી પુત્રીઓ—તેઓને મેં યૌવનનાં સ્વચ્છંદ સુખોથી વંચિત રાખી છે. પંખીઓ જેમ રસ્તામાંથી દાણા ચાંચવતી ઉડાવે છે તેવી રીતે મારો સેક્રેટરી મારી આજ્ઞાઓ ઉડાવે છે. મારા મૃત્યુ પછી મારા શરીરને સુરક્ષિત રાખવા માટે આજથી જ જુદા જુદા પ્રકારનાં તેલ તથા સુગંધી દવાઓ અને મસાલા ભેગા કરી રાખવામાં આવ્યા છે. મારો અંગ્રેજ સેક્રેટરી પોતાની ખીસાપોથી પોતાની સાથે જ હંમેશ રાખે છે. ઈશ્વરના સ્વરૂપના પ્રકટીકરણના વિષય ઉપર હું ક્યારે અને શું કહું છું તે બધું તે પોતાની ખીસાપોથીમાં ઉતારી લેવામાં જ રત રહે છે. પરંતુ હું અને આ ટેબલની ચારે તરફ બેઠેલાંઓ ઈશ્વરની ઇચ્છા વિરુદ્ધ પણ કામ કરી શકીએ છીએ. આ નર્કાગારમાં બેસીને હું ખૂબ આરામથી તથા અકરાંતિયાની માફક ભોજન કરું છું. હું ખૂબ જીવ્યો હવે મૃત્યુ આવે તે જ ઉચિત છે. હું મારી જાતને જ સાચો ન થઈ શક્યો. મેં મારી જાતને-આત્માને જુઠાણાના અંચળામાં વીંટી રાખી અને સત્યથી અળગી રાખી.'

રસોયાએ વધુ એક ઠામમાં કંઈ ખાવાની વસ્તુ લાવીને તેના સામે મૂકી. ખૂબ ઉચ્ચ પ્રકારનું ભોજન હતું. બરફમાં રાખેલાં ફળો તથા ઠંડી પાડેલી મલાઈથી ભરેલી રકાબીઓ તેની સામે પડી હતી. કંઇ વિરક્ત થતાં તેણે તે રકાબીઓને પોતાની સામેથી દૂર ધકેલી દીધી.

પત્ની કંઈ ઉદ્વિગ્ન થતાં પૂછવા લાગીઃ 'શું ખાવાનું સારું થયું નથી?'

કંઈક તીવ્ર અવાજે તેણે ઉત્તર દીધોઃ 'બહુ જ સારું થયું છે. મારા માટે બનાવ્યું છે તે તો વળી ખૂબ સરસ બન્યું છે!'

બાળકોના ચહેરા ક્રોધ તથા ઉદાસીનભાવથી લાલચોળ થઈ ઊઠ્યા અને કાઉન્ટેસ અતિશય મર્મસ્પર્શી ઘાનું દુઃખ અનુભવી રહી.

ભોજન કરી રહ્યા બાદ બધાં બેસવાના ઓરડામાં આવ્યાં. વિદ્રોહી વિદ્યાર્થી સાથે તે તર્ક અને દલીલો કરવા લાગ્યો. જો કે વિદ્યાર્થીને ટૉલ્સ્ટૉય તરફ ખૂબ શ્રદ્ધા હતી તોપણ તે ટૉલ્સ્ટૉયની પ્રતિભામાં ખોટી રીતે ન દબાતાં ટૉલ્સ્ટૉયના સિદ્ધાંતો વિરુદ્ધ પોતાના વિચારો પ્રગટ કરવા લાગ્યો. ટૉલ્સ્ટૉયની આંખોમાં એક જાતનું તેજ ચમકી રહ્યું અને મુખમાંથી અવિરત વાક્ધારા વહેવા લાગી. સ્વર ધીમે ધીમે ઊંચો થવા લાગ્યો. યુવાનીમાં જેમ ટેનીસ અને શિકારમાં જે પ્રકારે ઉત્તેજિત થઈ ઊઠતો એ જ રીતે આ વખતે તર્ક તથા દલીલો કરવામાં ઉત્તેજિત થઈ ઊઠતો હતો. પછી બળપૂર્વક પોતાને રોકતાં તરત જ ધીરા અને નમ્ર અવાજથી કહેવા લાગ્યોઃ 'મારી જ ભૂલ હશે. ઇશ્વરની મંગળ ઇચ્છાનું બીજ બધાના હૃદયમાં રહેલું છે. એ કોણ કહી શકે એમ છે કે દરેક વ્યક્તિના હૃદયમાં એ બીજ

કામ કરે છે કે નહિ?' વાદવિવાદ આગળ ન વધે એ કારણે તેણે કહ્યું: 'ચાલો, જરા બહાર ફરી આવીએ.'

રસ્તામાં વળી એક બીજી મુશ્કેલી આવી ઊભી. તેના ઘરની પાસે જૂના ખખડધજ એલમના ઝાડ નીચે ઘણા પુરુષો એકઠા થઈ રહ્યા હતા. તેમાં કોઈ ખેડૂત, કોઈ ભિખારી, કોઈ સાધુ સંન્યાસી હતા. કોઈ કોઈ તો દસ ગાઉથી ટૉલ્સ્ટૉયના ઘરને તીર્થસ્થાન માની યાત્રા કરવા આવ્યા હતા. કોઈને ઉપદેશ જોઈતો હતો, કોઈ આર્થિક સહાયતા મેળવવાની પ્રાર્થના કરવા આવ્યા હતા. બધાં થાકીને લોથપોથ થયેલા હતા અને ધૂળમાં નહાઈ રહ્યા હતા. વૃક્ષની નીચે ઊભા રહી તેઓ તેની પ્રતીક્ષા કરી રહ્યા હતા. તે જેવો ત્યાં પહોંચ્યો કે તુરત જ તેઓએ ગુરુ પધાર્યા હોય તેવી રીતે તેને પ્રણામ કર્યા. હોઠ ઉપર ફીકકું હાસ્ય હસીને તેણે પૂછ્યું: 'તમારે કાંઈ પૂછવાનું છે?'

'મહારાજ (Your Highness), આપની પાસે કાંઈ નિવેદન......'

તેને ટોકતાં ટૉલ્સ્ટૉયે કહ્યું: 'હું તમારો કે લોકોનો મહારાજ નથી. ભગવાન સિવાય એ નામથી કોઈને સંબોધન ન કરતા.'

આ વખતે જે ખેડૂતો ઊભા હતા તેઓ પોતાની ટોપીઓ આમથી તેમ કરવા લાગ્યા અને માથું ખંજવાળવા લાગ્યા. આખરે બહુ જ અચકાતાં અચકાતાં તે લોકોએ પૂછ્યું: 'જે અનાજ તેઓ ઉપજાવે છે તે શું ખરેખર ખેડૂતોનું પોતાનું જ છે, એ વાત સાચી છે? અને જો ખેડૂતોની જ માલિકીનું તે હોય તો તે અનાજની માલિકી તેઓને ક્યારે સોંપી દેવામાં આવશે?'

કોઈએ એક ધર્મોપદેશના વિષયમાં પ્રશ્ન કર્યો. ટૉલ્સ્ટૉયે તેને પૂછ્યું: 'તમે લખતાં વાંચતાં જાણો છો?' 'હા' એવો ઉત્તર મળવાથી પોતે લખેલ 'ત્યારે કરીશું શું?' એ નામના પુસ્તકની એક નકલ મંગાવી તેને આપી. પછી, એક પછી એક જે ભીખ માગવા આવ્યાં હતાં તે તેની પાસે આવવા લાગ્યાં. તેણે બધાંને કાંઈ ને કાંઈ આપ્યું. બધાં ચાલ્યાં ગયાં ત્યારે તેણે જોયું તો અંગ્રેજ સેક્રેટરી તેનો ફોટો ખેંચી રહ્યો હતો. તે એકદમ ઉદાસ થઈ ગયો. મનમાં ને મનમાં કહેવા લાગ્યો: 'આવી રીતે લોકો મારો ફોટો ખેંચ્યા કરે છે. પ્રજાપ્રિય, દાનવીર, મહાત્મા ટૉલ્સ્ટૉય; પરંતુ જો તેઓને મારા હૃદયની સ્થિતિનો ખ્યાલ આવે તો તેઓ જાણી શકે કે હું અંશમાત્ર પણ ભલો નથી, કે નથી કોઈ દિવસ મનમાં ભલા થવાની ઇચ્છા પણ થઇ. હું તો મારામાં–મારા આમોદપ્રમોદમાં રત છું. ત્યાં બીજાઓનું શું કરું? યુવાનીમાં મેં મોસ્કોમાં કેવળ એક રાતમાં જુગારમાં જેટલા પૈસા ગુમાવ્યા તેનાથી અર્ધો પણ આજકાલ હું દાનમાં નથી દઈ શકયો. ડૉસ્ટૉવસ્કી ઉપર અસામાન્ય દુઃખ પડી રહ્યું છે એવા ખબર મળતા તોપણ શું મેં કોઈ દિવસ તેને આર્થિક મદદ પહોંચાડી હતી? જ્યારે મારા ધાર્મિક જીવનનું આ વખતે પ્રભાત છે ત્યારે હું કોઈ મહાન પુરુષોની માફક બધાની સેવા–ભક્તિ તથા શ્રદ્ધાંજલિ સ્વીકારી રહ્યો છું!

ઉતાવળે ઉતાવળે તે આગળ ચાલવા લાગ્યો. એટલો બધો ઉતાવળો ટૉલ્સ્ટૉય ચાલવા લાગ્યો કે જે લોકો તેની પાછળ આવતા હતા તેઓ મહામુશ્કેલીએ તેની પાછળ ચાલી શકતા હતા. હવે વાત બહુ જ ઓછી કરવા લાગ્યો. તેનું ધ્યાન માત્ર ચાલવામાં જ રહ્યું. વચમાં વચમાં થોડીવાર ઊભા રહેતાં પોતાની પુત્રીઓ ટેનીસ રમતી હતી તેઓને જોઈ લેતો હતો. રમતની વચ્ચે વચ્ચે આનંદની તીણી ચીસો અને ખડખડાટ કરતું હાસ્ય કાને પડતું હતું. આખરે તે શાન્ત મનથી ઘરે પાછો આવ્યા.

ઓરડામાં આવી થોડો વખત આવેલાં પુસ્તકો જોયાં અને પછી આરામ લેવા લાગ્યો. ચહેરા ઉપર થાકનાં ચિહ્નો સ્પષ્ટ દેખાતાં હતાં. ભીણથી જડેલા સોફા ઉપર પડતું મૂકીને આંખો બંધ કરી વિચારવા લાગ્યો: 'જ્યારે હું મૃત્યુથી, એક ભૂતને દેખીને ડરું તેટલો ડરતો હતો તે દિવસો મારે માટે કેટલા ભયવાહક અને ભીરુતા ઉત્પન્ન કરનારા હતા! એ વખતે મૃત્યુના પંજામાંથી બચી જવાની ચિંતા મારા હૃદયને વલોવીને છિન્નભિન્ન કરી નાંખતી હતી. હવે મને તેનો જરા પણ ડર લાગતો નથી: હવે તો ઊલટું તેને આદરપૂર્વક આમંત્રવાની ઇચ્છા થાય છે. અરે! તેને પકડી લાવી તેનો સત્કાર કરું એમ મનમાં થયા કરે છે.'

અનેક ચિંતાઓ અને વિચારો જુદાં જુદાં સ્વરૂપો ધારણ કરીને મગજનાં ચક્કરો ફેરવવાં લાગ્યાં. કલમ ઉપાડીને તેણે કંઈક લખ્યું. પછી સ્થિર આંખો રાખી સામે જોવા લાગ્યો. ભૂતકાળની સ્મૃતિઓ અને સ્વપ્નથી ઉપજેલ એક અભૂતપૂર્વ સૌંદર્યની દીપ્તિ તેના મુખમંડલ ઉપર થનગતી રહી

સાંજ થતાં તે ઓરડામાંથી બહાર નીકળ્યો. નીચે બેસવાના ઓરડામાં બધાં એ વખત દરમિયાન આવીને બેઠાં હતાં. તે પણ એ બધાંની વચ્ચે જઇને બેઠો. તેને બધાએ 'ગોલ્ડન માઈસન'માંથી કંઈ વગાડી સંભળાવવા વિનંતિ કરી. આનંદ સહિત તેઓની માગણી સ્વીકારી પિયાના ઉપર જઈ બેઠો. તેણે વગાડતાં પહેલાં પોતાનું મુખ સખત રીતે હોઠ દબાવીને બંધ કરી દીધું. કારણ કે સંગીતથી હૃદયમાં ઊઠતા સંવેદન કે આવેગ શબ્દો દ્વારા બહાર પડી જાય તે તેને યોગ્ય ન લાગ્યું. પોતે જ વગાડેલું સુમધુર સંગીત સાંભળીને તેના હોઠ કાંપવા લાગ્યા. શ્વાસ એકદમ વેગથી ચાલવા લાગ્યો. સંગીતમાં કેટલી મોહક શક્તિ છે! આરોહ સ્વરલહરીથી તેનું હૃદય, મન ધીર શાંત અને આનંદપૂર્ણ થઈ ઊઠ્યું. પોતાને ને પોતાને મનમાં તે કહેવા લાગ્યો: 'કળાને ઉતારી પાડવાનો કે તેને ધિક્કારવાનો મને કયો અધિકાર છે? સૃષ્ટિમાં એનાથી વધારે શાંતિદાતા બીજું શું છે? ચિંતા મનમાં ભ્રાંતિ ઉપજાવે છે અને બુદ્ધિ મનુષ્યને ગર્વિત કરનાર વસ્તુ બની રહે છે. કલાની અંદર હું જે પ્રકારે ભગવાનના સ્વરૂપનો અનુભવ અને સાક્ષાત્કાર કરું છું એવી રીતે બીજે હું એ ક્યાં કરી શકું છું! બિટહોન સોંપ, તું મારો ભાઈ છે! સંગીતકારો તમારી સંવેદન અનુભવની દષ્ટિનો હું મારા હૃદયમાં અનુભવ કરું છું, તથા તમારા હૃદયના ઉત્થાન. પતનના શબ્દો—અવાજો મારા કાનોમાં ધ્વનિત થઈ રહે છે. મને ક્ષમા કરો, સંગીતાચાર્યો, મેં તમોને તિરસ્કાર્યા છે.'

સંગીત પૂરું થયું. બધે આનંદસૂચક તાળીઓનો ગડગડાટ થઈ રહ્યો. ટોલ્સ્ટોયે પણ તેમાં સાથ પુરાવ્યો. તેના મનના બધા વિકારો અત્યારે ચાલ્યા ગયા હતા. આનંદપૂર્વક તેણે બધાની સાથે વાતચીત કરી. આઘાત પ્રત્યાઘાતથી ભરેલ દિવસ આનંદમાં વીત્યો એમ તેણે અનુમાન કર્યું.

સૂતાં પહેલાં ફરીથી તે પોતાના એકાંત ઓરડામાં આમથી તેમ ટહેલવા લાગ્યો. આખા દિવસનાં કાર્યોની નોંધ ડાયરીમાં લખતાં પહેલાં તેની સૂચી મનમાં તૈયાર કરવી રહેતી હતી. ડાયરી ટેબલ ઉપર ખુલ્લી પડી હતી. જ્યારે એક કઠોર વિચારકની માફક ડાયરીનાં પાનાં જોઈ રહ્યાં હતાં ત્યારે તેને પેલી ખેડૂતની સ્ત્રીની વાત યાદ આવી. તેને તે એકએ રૂબલથી વધારે મદદ કરી શક્યો ન હતો. પછી ભિખારીઓ સાથે વાત કરતો

હતો ત્યારે પોતાની ધીરજ પોતે સાચવી નહોતો શક્યો એ વાત યાદ આવી. તે પછી પોતાની પત્ની તરફ ચલાવેલ કઠોર વ્યવહારનું સ્મરણ થયું. તે એકાએક પોતાની બધી નબળાઈઓ ડાયરીમાં તટસ્થ રીતે લખવા લાગ્યો. અંતમાં લખ્યું: 'ફરી એ જ અસહાયતા–અસમર્થતા, આત્માના પતનનું સાધન, ફરી એ જ ભલાઈ કરવામાં અસમર્થપણું–લાચારી. તે ઉપરાંત સિદ્ધ થયું કે જે ખરેખર કઠીન છે એ કાર્ય કરવાની મારી શક્તિ નથી. આ વિશાળ જનપદ-માનવસમાજને (Humanity) છોડીને જે મારી આસપાસ અત્યંત નિકટ છે, તેના તરફ મને પ્રેમ નથી. હે ઈશ્વર! મને મદદ કરો.' આ બધી નોંધો લખી પતાવીને, આવતા દિવસની તારીખ નાંખી અને પેલું રહસ્યમય ત્રણ શબ્દોનું વાક્ય લખ્યું—'જો કાલ બચું તો.' એ દિવસનાં બધાં કામો સમાપ્ત થઈ ગયાં. નીચી નજર નાંખતો તે શયનગૃહમાં ગયો. જોડા કાઢી નાંખ્યા. કપડાં બદલાવીને પથારી ઉપર પડ્યો. મૃત્યુની દુઃખદ ચિંતા ફરીથી મનમાં ઊપજી. એક પછી બીજી એમ ચિંતાઓની હારમાળા મગજમાં ખળભળાટ ઉત્પન્ન કરવા લાગી. ઊંઘ લાવવા માટે તે એમ ને એમ પડ્યો રહ્યો. ધીમે ધીમે હૃદયનો ભાર હલકો થવા લાગ્યો અને ધીમે ધીમે આંખ મળી જવા લાગી.

એકાએક કોઈનો પગરવ સંભળાવાથી તેની નિદ્રા તૂટી ગઈ. પથારીમાં તે બેઠો થઈ ગયો. પાસેના ઓરડામાંથી પગરવ સંભળાતો હતો, પણ બહુ જ ધીમે આવતો હતો. તે છાની રીતે અવાજ થવા દીધા વગર બેઠો થયો અને ઓરડાના અધખુલ્લાં કમાડ પાસે પહોંચી જોવા લાગ્યો. ઓરડામાં દીવો જોયો. કોઈ તેના ટેબલમાં પડેલ કાગળો ઉથલાવી ઉથલાવીને જોઈ રહ્યું હતું. તેની ડાયરી બરાબર બારીકાઈથી વાંચી અને તેના હૃદયના ઊંડામાં ઊંડા પ્રદેશને ખોળી કાઢવા તથા તેની સ્થિતિ જાણવા પ્રયાસ કરી રહ્યું હતું. તે તો તેની પત્ની જ હતી.

આ ક્યાંથી? આ શું? ચારે બાજુથી પોતાના અંતરાત્માની ભાવનાઓ અને ગુપ્ત વાતોને જાણવાનો આ કેવો ઘૃણાભર્યો ચોરીછૂપીનો પ્રયાસ? ક્રોધથી તેના હાથ ધ્રૂજવા લાગ્યા. પત્ની સામે જઈ તેને ફિટકાર આપવાની પ્રબળ ઈચ્છા થઈ રહી હતી. પરંતુ તેણે તે ઇચ્છાને રોકી, મનમાં વિચાર્યું કે ઇચ્છીત જીવન મેળવવાના પ્રયાસમાં 'આ પણ મારી પરીક્ષા જ છે.' પાછો ફરી પથારીમાં પડ્યો. પરંતુ નિદ્રા ન આવી આખરે મોડી રાત્રે મહાપુરુષ લિયો નિકોલેવિચ ટોલ્સ્ટોય પોતાના તરફની છેતરપિંડી–પ્રવંચનાના વિચારે દાઝતો તથા બધાથી ત્યજાયેલો હોય એવો સંદેહ મનમાં લાવતો ગાઢ નિદ્રામાં પડ્યો.*

———

# મૂલ્યપરિવર્તક સંગ્રામ*

[ બારડોલીનો સત્યાગ્રહ ]

કુ. લક્ષ્મી નારણદાસ પટેલ

સત્યાગ્રહ વિષે જે વખતે લોકોની શ્રદ્ધા ઓછી થતી જતી હતી તેમજ દેશમાં પણ રાજકીય વાતાવરણ મંદ થતું જતું હતું. તે વખતે લોકોમાં નવું જીવન પ્રગટાવનાર અને સત્યાગ્રહને વિષે શ્રદ્ધા પેદા કરાવનાર બારડોલીનો સત્યાગ્રહ ૧૯૨૮માં થયો.

## બારડોલી

બારડોલી એ સુરત જિલ્લામાં એક તાલુકો છે. એની વસ્તી ૮૭,૦૦૦ છે. વસ્તીનો મોટો ભાગ ખેડૂતનો છે અને નાનામાં નાનો ભાગ મુસલમાનોનો છે. ૮૭,૦૦૦માંથી ૧૧,૦૦૦ રાનીપરજ છે. ૩૮,૦૦૦ દૂબળા છે અને બીજા ૩૮,૦૦૦માં વાણિયા, કણબી, અનાવલા અને મુસલમાનો આવી જાય છે. જૂજજાજ પારસી કુટુંબો પણ તાલુકાનાં ગામમાં પથરાયેલાં છે.

બારડોલીને ભલે કોઈ ન જાણતું હોય, પણ ગાંધીજીની દક્ષિણ આફ્રિકાની સત્યાગ્રહી સેનામાં અનેક કણબી, અનાવલા અને મુસલમાનો બારડોલીના હતા. આ બધા ત્યાં કમાવાના હેતુથી ગયા હતા, પણ લડત જાગતાં તેમાંના ઘણા ધંધો છોડીને લડતમાં જોડાયા હતા અને પોતાની વીરતા અને આપભોગશક્તિનો પરિચય ગાંધીજીને આપ્યો હતો. આ જ કારણે ૧૯૨૧માં સવિનય ભંગનો પ્રથમ પ્રયોગ બારડોલીમાં કરવાનું ગાંધીજીએ નક્કી કર્યું હતું અને ત્યારથી ત્યાં શ્રી. જુગતરામ દવે, નરહરિભાઈ, કલ્યાણજીભાઈ, ચૂનીભાઈ મહેતા વગેરે ભાઈ ઓ કામ કરતા હતા.

## કારણ

હવે આપણે બારડોલીની લડત કયા કારણે થઈ તે જોઈશું. આ લડત જમીનમહેસૂલમાં વધારો થયો તેથી થઈ. મુંબઈ ઇલાકામાં મહેસૂલનો વધારેમાં વધારે દર ગૂજરાતના જિલ્લાઓમાં છે અને તેમાં યે સૌથી વધારે સુરત જિલ્લામાં છે. દા. ત., બારડોલી તાલુકામાં ૧૮૬૪થી જમીનમહેસૂલ વધતું જ ગયું છે. ૧૮૬૫માં રૂા. ૩,૧૮,૧૬૨ હતું તે વધતું વધતું ૧૯૨૪માં રૂા. ૫,૧૪,૭૬૨ થયું.

ખરી રીતે ખેતીના નફા ઉપર જમીનમહેસૂલ વધે છે, પરંતુ સરકારી અમલદારોને ઊંડો વિચાર કરવાનો સૂઝ્યો જ નહિ.

મુંબઈ ઇલાકામાં ચાલતી પ્રથા પ્રમાણે ત્રીસ વર્ષ પછી બારડોલીની જમાબંધીમાં ફેરફાર કરવાનો વખત આવી પહોંચ્યો. આવા ફેરફાર કરવા માટે પહેલાં ગામડાંની સ્થિતિ જોવી પડે છે, આથી શ્રી. જયકરને આ કામ સોંપવામાં આવ્યું. શ્રી. જયકરને આવાં કામનો કશો જ અનુભવ ન હતો, આથી ખૂબ ગોટાળો થયો અને પરિણામ ખેડૂતોને વેઠવું પડ્યું.

એમણે ૧૯૨૫ની શરૂઆતમાં પોતાનું કામ શરૂ કર્યું ને પાંચ જ મહિનામાં બારડોલી અને ચોર્યાસી તાલુકાનાં 'રિવિઝન' તૈયાર કરીને સરકારને મોકલી દીધાં અને મહેસૂલમાં ૨૫ ટકા વધારો સૂચવ્યો. પણ ૨૩ ગામોને નીચલા વર્ગમાંથી ઉપલા વર્ગમાં ચડાવવામાં

* તા. ૨૫-૯-૩૮ના રોજ ગૂજરાત વિદ્યાપીઠમાં આપેલું વ્યાખ્યાન.

આવ્યાં એટલે આખા તાલુકાનું મહેસૂલ ૩૦ ટકા વધી ગયું. મૂળ મહેસૂલ રૂા. ૫,૧૪,૭૬૨ હતું તેને બદલે તે રૂા. ૬,૭૨,૨૭૩ કરવાની ભલામણ થઈ.

હવે શ્રી. જયકરે કઈ કઈ વસ્તુઓ જોઈને મહેસૂલનો વધારો સૂચવ્યો તે આપણે જોઈશું:

૧. લોકોનાં મકાનો મોટાં થયાં હતાં તેમ જ ઢોરની સંખ્યામાં પણ વધારો થયો હતો.

૨. ટાપ્ટીવેલી રેલવે નવી ખોલાઈ અને તાલુકામાં અનેક પાકા રસ્તાઓ થયા.

૩. રાનીપરજ લોકોમાં દારૂનિષેધ થયો એટલે તેમની સ્થિતિ પણ સુધરી છે.

આવી જાતનાં અનેક કારણો શ્રી. જયકરના રિપોર્ટમાં હતાં.

શ્રી. નરહરિ પરીખે ૧૯૨૬માં શ્રી. જયકરના રિપોર્ટની સારી રીતે ખબર લઈને બારડોલીના ખેડૂતોની પરિસ્થિતિ ગૂજરાતની આગળ મૂકી.

બારડોલીના લોકોએ શ્રી. જયકરના રિપોર્ટ સામે વિરોધ કર્યો અને જાહેર કર્યું કે શ્રી. જયકરે લોકોની મુલાકાત લીધા વગર જ ઉપલક જોઈને મહેસૂલ વધારી મૂક્યું છે.

ત્યારપછી ૧૯૨૭માં શ્રી. દાદુભાઈના પ્રમુખપણા હેઠળ ખેડૂત પરિષદ ભરાઈ અને આ પરિષદમાં વધારો ન ભરવો એમ નક્કી થયું, પરંતુ આ ઠરાવની જરા પણ અસર ન થઈ.

## પ્રતિજ્ઞા

તાલુકાની આવી સ્થિતિ જોઈને કલ્યાણજીભાઈ, કુંવરજીભાઈ અને તાલુકાના મંત્રી સરદાર પાસે પહોંચ્યા અને કહ્યું કે, "તમે બારડોલી આવો અને ખેડૂતો પાસે સત્યાગ્રહની લડત લડાવો."

સરદારે જવાબ આપ્યો: "જો લોકો આખું જ મહેસૂલ ન ભરવા અને તે માટે ખુવાર થવા તૈયાર હોય તો હું આવું."

કાર્યકર્તાઓ સરદારનો વિચાર જાણી બારડોલી પહોંચ્યા. ટાઢ, તડકો જોયા વગર રાતદિવસ રખડી આખો તાલુકો ખૂંદીને લોકોનો વિચાર તેમણે જાણી લીધો અને તેઓ સરદાર પાસે આવી પહોંચ્યા.

તેઓએ સરદારને ખેડૂતોની ખુવાર થવાની તૈયારીના સમાચાર આપ્યા. સરદારે બધી વાતો જાણી લીધી અને ગાંધીજીની સલાહ લઈ તેઓ બારડોલી આવી પહોંચ્યા.

શ્રી. વલ્લભભાઈએ પ્રથમ તો કાર્યકર્તાઓને તપાસ્યા અને જોયું કે કાર્યકર્તાઓમાં સત્યાગ્રહ કરવાની ચળ નહોતી.

આ પછી તેમણે ગામોના પ્રતિનિધિઓને બોલાવ્યા. ૭૯ ગામોના પ્રતિનિધિઓ આવી પહોંચ્યા. સરદારે તેઓ સાથે વાતો કરવા માંડી. લોકો નિખાલસતાથી વાતો કરતા હતા. સરદારે પૂછ્યું: 'કેમ! તમે સરકાર સામે ટકી રહેશો કે?' એક રાનીપરજ ખેડૂતે જવાબ આપ્યો: 'ટકી તો રે'હું પણ છરકારનો તાપ 'નીઓ (ન્હીઓ) છ્હરવી હકાય!' બીજો એક કણબી બોલ્યો: 'સરકારને જે ગમશે તે કરશે પણ હું તો એક પાઈ પણ ભરવાનો નથી!' ત્રીજો બોલ્યો: 'ચાર જણ જો સાચા હશે, તો આખો તાલુકો ટકશે.' સરદારે પૂછ્યું: 'ચાર જણ કોણ?' જવાબ મળ્યો: 'ચાર આગેવાન!' એટલે સરદારે કહ્યું: 'જે ચાર આગેવાનો મહેસૂલની લડત માટે ખુવાર થવા તૈયાર હોય તે ઊભા થાઓ.' ટપોટપ ચાર જણ ઊભા થયા. આખરે બધા જ લોકો લડતમાં ખુવાર થવા તૈયાર થયા.

આ રીતે બધાની ખૂબ તપાસ કરી શ્રી. વલ્લભભાઈએ જાહેર ભાષણમાં લોકોને ખૂબ ચેતવણી આપી કહ્યું: 'બિનજોખમી કામમાં હું હાથ નાખનારો માણસ નથી, જેને જોખમ ખેડવાં હોય તેની પડખે હું ઊભો રહીશ.' ત્યારપછી તેઓને સાત દિવસ વધુ વિચાર કરવાની સલાહ આપી તે અમદાવાદ ગયા.

અમદાવાદ આવી તેમણે ગવર્નરને આખી વસ્તુસ્થિતિ કાગળ લખીને જણાવી. સરકારને પોતાની ભૂલની સમજણ પડી, પરંતુ તે વખતે સરકારનું મન એવું જડ થઈ ગયું હતું કે સૂર્ય પશ્ચિમમાં ઊગે તોપણ પોતાની ભૂલ કબૂલ કરવાને તે તૈયાર ન હતી. ગવર્નરનો જવાબ જલદી ન આવ્યો એટલે વલ્લભભાઈ બારડોલી પહોંચ્યા.

### શરૂઆત

તા. ૧૨મીએ ખેડૂતોની સભા બોલાવી. સભામાં હજારો લોકો ભેગા થયા. સરદારે ખેડૂતોને કહ્યું: "આવું જોખમભરેલું કામ કરવાની જો તમારી ઇચ્છા હોય તો તેને પાર જ ઉતારજો. હારશો તો બારડોલીનું નાક અને દેશની લાજ બન્ને જશે. રાજ્ય આખું તમારા ઉપર જ ટકે છે છતાં તમારી ફરિયાદ કોઈ સાંભળતું નથી માટે આ સરકાર સામે તો જવાબદારીથી ભરેલી લડત જ લડવી જોઈએ. કેમ, તમે આવી લડત લડવા તૈયાર છો ને?" જવાબ મળ્યો કે અમે ગમે તે જાતનાં કષ્ટો સહન કરવા તૈયાર છીએ, પરંતુ સરકારનો આવો અન્યાય કોઈ દિવસ પણ સહન કરવાના નથી. આખી સભાએ આ જવાબને આનંદ સાથે ટેકો આપ્યો. ત્યારપછી શ્રી મહાદેવભાઈએ

શૂર સંગ્રામ કો દેખ ભાગે નહિ
દેખ ભાગે સોઉ શૂર નાંહીં

એ સંગ્રામગીત આખી પરિષદ ઝીલે એવી રીતે ગવરાવ્યું અને સભા વિસર્જન થઈ.

આ પરિષદ ઉપરથી સરકારે લોકમત જાણી લીધો અને લડાઈ માટે સ્વયંસેવકો ઊભા કરવાનું કામ શરૂ કરી દીધું. તાલુકામાં જુદીજુદી જગ્યાએ છાવણીઓ નંખાઈ ગઈ, અને લડતના સમાચાર છાપવા માટે પત્રિકાઓ પણ નીકળવા લાગી. શરૂઆતમાં દરરોજ ૫,૦૦૦ નકલ ખપતી હતી પરંતુ બેત્રણ મહિના પછી તો દરરોજ ૧૪,૦૦૦ નકલો ઊપડવા લાગી. આ પત્રિકાઓ લોકોનો રોજનો ખોરાક થઈ પડી. શ્રી. મહાદેવભાઈ દેશાઈ લખે છે કે 'હું એક વખત મુંબઈથી નવસારી આવ્યો. નવસારી હું બજારમાં થઈને જતો હતો. મારા ખભા ઉપર ખાદીની થેલી હતી. મને જોઈને એક પારસીને લાગ્યું કે નક્કી કોઈ પત્રિકા વહેંચનારો જ હશે એટલે તે મારી પાછળ દોડ્યો અને કહેવા લાગ્યો: 'ભાઈ, બારડોલી પત્રિકા આપતા જાઓની!' આ રીતે પત્રિકાએ પણ બારડોલીને ગુજરાતને ખૂણે ખૂણે ગવાતું કરી મૂક્યું હતું.

ખેડૂતોએ પણ પોતાના ગામમાંથી સ્વયંસેવકો તૈયાર કર્યા હતા. બધા સ્વયંસેવકોને વલ્લભભાઈએ ખૂબ સૂચના આપી.

### બહારના ચળવળિયા

તા. ૧૭મીએ ગવર્નરનો જવાબ આવ્યો, ગવર્નરસાહેબ તો તાલુકાની વધતી જતી આબાદીની વાતને જ વળગી રહ્યા હતા. શ્રી. જયકર દશ મહિના સુધી બારડોલી તાલુકામાં ફર્યા છે અને દરેક ગામની તેમણે બરાબર તપાસ કરી છે. તેમણે ગામેગામ ખેતરો ઉપર

જઈ ખેડૂતો સાથે વાતચીત કરી છે એમાં કંઈ પણ ભૂલ થઇ નથી. હવે બારડોલીના લોકો જો બહારનાઓની શિખામણને વશ થઈને મહેસૂલ ભરવામાં કસૂર કરશે તો સખતમાં સખત પગલાં લેતાં ગવર્નરને જરા પણ સંકોચ થશે નહિ.

સરદારે જવાબ આપ્યો કે તમે અમને આવી ધમકી આપી એથી હું તમારો આભાર માનું છું. તમે મને અને મારા સાથીઓને બહારના ગણો છો પરંતુ હું પોતે હિંદુસ્તાનના કોઈ પણ ભાગ જેટલો જ બારડોલીનો પણ રહીશ છું. ત્યાંના દુઃખી રહેવાસીઓનો બોલાવ્યો જ હું ત્યાં ગયો છું. કોઈ પણ ક્ષણે મને રજા આપવી એ એમના હાથમાં છે. એમના હીરને અહોરાત્ર ચૂસનાર અને આ તોપબંદૂકથી લદાયેલા રાજ્યતંત્રને પણ તેટલી જ સહેલાઈથી વિદાય દેવાનું કામ એમના હાથમાં હોય તો કેવું સારું!

## પહેલો ધડાકો

સરદારના આ પત્રથી ગવર્નર ખૂબ જ ઉશ્કેરાઈ ગયા અને તા. ૧૫મી ફેબ્રુઆરીને દિવસે સરકારે પહેલો ધડાકો કર્યો. વાણિયાભાઈને પોચા ગણીને પહેલાં તેમને જ પકડયા. વાણિયાભાઈઓ ઉપર નોટિસો નીકળી ગઈ.

બુહારીના ૧૧ વાણિયાઓએ રૂ. ૫૧૫ મહેસૂલ ભરી દીધું, પરંતુ અબ્બાસસાહેબના ઉપદેશથી તેઓને ખૂબ જ પસ્તાવો થયો. તેમાંના એક વણિકે કહ્યું: 'અમને ખૂબ જ પસ્તાવો થાય છે. હવે અમે વલ્લભભાઈને અમારું મોં શી રીતે બતાવીશું?'

અબ્બાસસાહેબે તેમને કહ્યું: 'તમારાથી આ ભૂલ થઈ ગઈ તો કંઈ નહિ, પરંતુ હવે તમે ચેતતા રહેજો અને તમારા ગામના બીજા ખેડૂતોને લડાઈનું જોર આપતા રહેજો.'

શ્રી રવિશંકરભાઈ અને શ્રી મોહનલાલ પંડ્યા ગામેગામ રખડી લોકોને નવું જોર આપતા હતા, અને પૂ. ગાંધીજી પણ લોકોને આગળ ને આગળ દોરી રહ્યા હતા.

સરભોણ અને કડોદ લડાઈમાં જોડાયાં ન હતાં, પરંતુ વલ્લભભાઈનાં ચમત્કારિક ભાષણને પરિણામે ત્યાંના લોકો પણ લડાઈમાં જોડાયા. સ્ત્રીઓ પણ સભામાં ખૂબ ઉત્સાહથી ભાગ લેતી થઈ.

રોજરોજ લડતના વાતાવરણની પારાશીશીની માફક પત્રિકાઓ લોકોની પાસે પડતી હતી. સરકારના સામ, દામ, ભેદ, દંડ વગેરે બધા ઉપયોગનું આમાં સચોટ રીતે વર્ણન થતું. કોઈ માણસ મહેસૂલ ભરી* આવે તો તે હકીકત પણ ગુપ્ત રાખવામાં આવતી નહોતી.

ખેડકૂવા ગામના તલાટીએ એક રાનીપરજ ભાઈને મુક્કા મારી પૈસા કઢાવ્યા.

એક વખત ડેપ્યુટી કલેકટરે એક ડોસાને કહ્યું: 'મારા માનને ખાતર એક રૂપિયો તો આપો!'

ડોસાએ કહ્યું: 'ના સાહેબ. તમારે માટે માન તો ઘણુંયે છે પણ શું કરીએ? ગામમાં રહેવું ખરું ને?'

'પણ જો તમે નહિ આપો તો જેલમાં પૂરીશ?'

'શા માટે? મેં કંઈ રાજદ્રોહ થોડો કર્યો છે?'

ડોસાની આટલી હિમ્મત જોઈ કલેક્ટરસાહેબ ખુશ થઈ ગયા અને ડોસાને રજા આપી. આ રીતે ડોસાઓને પણ લડાઈનો અજબ રંગ લાગ્યો હતો.

જપ્તીનાં કાગળિયાં તો જાણે છીનતાનની જાહેરખબરનાં જેવાં નકામાં હોય એમ લોકો ગણવા લાગ્યા.

શ્રી. વલ્લભભાઈનાં ભાષણોનો રસ હવે લોકોને લાગવા માંડ્યો હતો. ખેડૂતોનાં હૈયામાં સોંસરી પેસી જાય એવી તળપદી ભાષામાં તેઓ તેમને પ્રેરવા લાગ્યા. એક ગામના ભાષણમાં તેમણે કહ્યું હતુંઃ "હવે તમારી ભડક ભાંગવા માંડી છે એ જાણી મને ખૂબ જ આનંદ થયો છે. હજુ થોડી બાકી રહી છે તો તે કાઢી નાંખજો. ડરને કૂવામાં ફેંકી દેજો. ડરવાનું તમારે નથી, સરકારને છે. આ તાલુકામાં રાત્રે બારએકેક વાગે હું ફરું છું, પણ મને કોઈ 'કોણ છે?' એમ પણ પૂછતું નથી. રવિશંકરભાઈ કહે છે કે, આ તાલુકાનાં ગામોમાં અજાણ્યાને કૂતરું પણ કરડતું નથી તેમ જ કોઈ ભેંસ પણ શીંગડું નથી મારતી. તમારી શાહુકારી જ તમને નડે છે, માટે આંખમાં ખુમારી આવવા દો અને ન્યાયને માટે અન્યાય સામે લડતાં શીખો." આ રીતે પચી જાય એવી દવા સરદાર લોકોને વારંવાર આપતા હતા.

સ્થાનિક સ્વયંસેવકો તો વધતા જ જતા હતા. પરંતુ સાથેસાથે કાઠિયાવાડ તેમ જ બીજે સ્થળેથી પણ સ્વયંસેવકોની અરજીઓ આવતી જતી હતી. કાઠિયાવાડથી સ્વયંસેવકોની એક ટુકડી આવી પહોંચી તેને સરદારે પ્રેમથી વધાવી લીધી. આ ટુકડીમાં ફૂલચંદભાઈ પણ હતા. એમણે સત્યાગ્રહનાં ગીતો બનાવી લોકોને ઉત્સાહ આપ્યો, અને ભક્તિબહેન, મીઠુ-બહેન પીટીટ, સૂરજબહેન અને ઘેલીબહેન પણ ખાદી વેચતાં વેચતાં ગામડાંની બહેનોને નિર્ભયતાનો ઉપદેશ આપવા લાગ્યાં.

## ભેદનીતિ

જે કોઈ મહેસૂલ ભરતું તેનો સખત બહિષ્કાર થતો હતો. એક વખત અમલદારોએ વાલોડના બે વણિકોને ફોસલાવ્યા અને તેમની પાસેથી રૂા. ૧૫૦૦ કઢાવ્યા. લોકોને આ પ્રપંચની ખબર પડી ગઈ. તેમના ક્રોધનો પાર ન રહ્યો. તેઓએ બન્ને. વણિકોનો સખત બહિષ્કાર કરવાનો નિશ્ચય કર્યો. વલ્લભભાઈને આ વાતની ખબર પડી ગઈ. તે રાત્રે ને રાત્રે વાલોડ પહોંચ્યા અને લોકોને શાંત પાડી કહ્યું: "આપણા જ નબળા માણસો સામે જો આપણે લડીશું અને સરકારને જો આ વાતની ખબર પડશે તો આપણી આબરૂ જશે. ગંદી ચીજને જો આપણે ચૂંથીશુ તો તેમાંથી બદબો જ છૂટવાની છે. માટે આ બનાવ ઉપર મૂઠી મૂઠી ધૂળ નાંખી ઢાંકી દો."

વલ્લભભાઈ લોકોને આ વાત ભૂલી જવાનું કહીને બારડોલી પહોંચ્યા, પરંતુ લોકો કંઈ છોડે એવા ન હતા. તેઓ પેલા બે વણિકો પાસે ગયા અને તેમને જાહેર માફી માગવાની કહી. પેલા બન્ને સમજી ગયા અને પ્રાયશ્ચિત્ત રૂપે રૂા. ૮૦૦નું સત્યાગ્રહ લડતને દાન કર્યું.

એક વખત ડેપ્યુટી કલેકટરે એક ખેડૂતને પૂછ્યુંઃ 'તમે મહેસૂલ કેમ ભરતા નથી!' પેલા માણસે જવાબ આપ્યોઃ 'વધારો રદ કરો તો ભરીએ.' 'પણ તમારા ગામ ઉપર તો જૂજબાજ જ વધારો છે?' 'પણ જુઓ સાહેબ, પોણો મણ પાણીમાં ત્રણ શેર લોટ નાંખીને આપણે રાબડી બનાવીએ અને તેમાંથીયે સરકાર અચ્છેર લોટ લઈ લેવા માગે તે કેમ બને?' કલેકટરે કહ્યુંઃ 'મહેસૂલનો વધારો તો સાચો જ છે માટે તમે જો નહિ ભરો તો તમારી જમીન ખાલસા કરીશું!' 'અરે સાહેબ' આ તમારી વાત મને ગમતી નથી.

ફૂલમાં ફૂલ કપાસકા, ઓર ફૂલ કાયકા ?
રાજામાં રાજા મેઘરાજા ઓર રાજા કાયકા ?'

સ. એટલે શું ?

જ. ખાલસા તો મેઘરાજા કરવા માગે તો થાય, બીજો કોઈ પણ રાજા કરી શકવાનો નથી.

### ખાલસા

આ વધતા જતા બળને દબાવવા માટે સરકારને જલદ ઉપાયો લેવાની જરૂર પડી. સરકારે ખાલસા નોટિસો કાઢી અને તેમાં પણ વાણિયાભાઈને જ પહેલા પકડયા. તા. ૨૬મી માર્ચે બાજીપુરાના શેઠ વીરચંદ ચેનાજીને બારણે મહાલકારીની સહીની એક નોટિસ ચોડવામાં આવી અને તેમાં જણાવ્યું કે તમે જો તમારી જમીનનું મહેસૂલ ૧૨મી એપ્રિલ સુધીમાં નહિ ભરો તો જમીન ખાલસા કરીશું.

વીરચંદ શેઠે મહાલકારીને કાગળ લખીને જણાવ્યું કે આખા મહાલમાં આપ સાહેબ મને છેક જ નબળામાં નબળો સમજો છો. હું આપને કહી દઉં છું કે આ અન્યાય સામે હું એક પાઈ પણ ભરવાનો નથી.

વાણિયાઓની હિમ્મત જોઈને કણબીઓ માંહોમાંહે વાત કરવા લાગ્યા કે આ વાણિયાભાઈ ખાલસાથી ના ડગ્યા અને આપણે જો ડગી જઈશું તો આપણે કાચલીમાં પાણી લઈને ડૂબી મરવા જેવું જ થવાનું છે. આ રીતે લોકો એકબીજાની હિમ્મત જોઈ વધારે મજબૂત થતા ગયા. સરકારી અમલદારો લોકોને કહેતા કે ફલાણા ભાઈએ મહેસૂલ ભરી દીધું, તમે કેમ ભરતા નથી? પરન્તુ લોકોના શૂરાતનભર્યા શબ્દો સાંભળી તેમને નિરાશા જ થતી હતી.

પ્રજાની એકે પ્રવૃત્તિ ચોરીછૂપીથી થતી નહોતી. ભાષણોના રિપોર્ટ સરકારને મળે તે પહેલાં છપાઈને બહાર પડી જતા અને સભાઓમાં પણ સરકારી અમલદારોને આમંત્રણ આપવામાં આવતું. સભામાં સરકારી અમલદારો આવ્યા હોય તોપણ સભા શરૂ થતાં પહેલાં ફૂલચંદભાઈનાં શૂરાતનભર્યાં ગીતો લોકો નીડરતાથી ગાતા હતા.

દરેક ગામમાં ઢોલ અથવા બ્યૂગલ રાખવામાં આવતાં. આ ઢોલને ઝાડ ઉપર પાંદડાંની ઘટામાં ટિંગાડી રાખવામાં આવતું અને જે કોઈ સરકારી અમલદારને અથવા સરકારી મોટરને જુએ તે તુરત જ ઢોલ વગાડે અને ઢોલ વાગે કે તુરત જ ટપોટપ તાળાં વસાઈ જાય. મને લાગે છે કે આ એકીસાથે વસાતાં તાળાંનો દેખાવ જાપાનની કવાયતના જેવો જ હશે.

બધાં ઘરોને તાળાં વસાઈ જાય એટલે ગામ તદ્દન ઉજ્જડ હોય તેવું દેખાતું હતું. આપને કદાચ થશે કે તાળાં મારીને લોકો ક્યાં જતાં હશે? એટલા માટે મારે સ્પષ્ટીકરણ કરવું પડશે. બૈરાંછોકરાં ઘરમાં ભરાઈ રહે અને પુરુષો બીજે રસ્તે થઈ ખેતરોમાં જતા રહે. પરન્તુ જો સરકારી અમલદાર તાળું તોડી નાંખે તો શું થાય? જો પુરુષ ઘરમાં હોય તો થોડી ગોળપાપડી ચખાડી દે. પણ બૈરાંને તો કશું ન કરે. કદાચ દારૂ પીધો હોય તો ગાળો દે ખરા!

આજે આપણે જ્યાં કેળવણી લઈ રહ્યાં છીએ તે વિદ્યાપીઠની સ્થાપના જે વખતે થવાની હતી તે વખતે ગૂજરાતનું વિદ્વાનમંડળ ગાંધીજી સાથે આચાર્યપદ કોને આપવું તેની ચર્ચા

કરતું હતું. તે વખતે સરદારે કહ્યું હતું કે કોઈ ન મળે તો મને આચાર્ય બનાવજો. છોકરાઓને ભણેલું પણ ભુલાવી દઈશ. સરદારનાં આ શબ્દો સાંભળી આખું મંડળ ખડખડાટ હસી પડયું. પરન્તુ તે જ વલ્લભભાઈ ૮૮ હજાર માણસોના આચાર્ય થયા અને તેને એવી રીતે ભણાવી દીધા કે કોઈ દિવસ પણ ભૂલશે નહિ.

## ખેડૂતના સરદાર

સરદાર વારંવાર પોતાનાં ભાષણોમાં કહેતા કે હું પણ ખેડૂતનો જ દીકરો છું. મારા હાડમાં પણ ખેડૂતનું જ લોહી વહે છે. મને સાચે જ ખેડૂતોનું કંગાલપણું સાલે છે.

આ રીતે વલ્લભભાઈ જ્યારે પોતે કોણ છે તે લોકોને કહેતા ત્યારે લોકોમાં પણ જરા વધારે જોર આવતું. ખેડામાં તો તેઓ ગાંધીજીની સરદારી હેઠળ હતા એટલે ખેડૂત વિષે કશું બોલતા ન હતા.

તે વારંવાર કહેતા કે ખેડૂતો જાલીમની લાતો ખાઈ રહ્યા છે એની મને ખૂબ જ શરમ આવે છે. ખેડૂતને જો હું ઊંચે માથે ફરતા કરું તો મારું જીવ્યું સફળ માનું. જે ખેડૂત ટાઢ, તડકો, કાદવકીચડ અને મુશળધાર વરસાદમાં પણ પોતાનું કામ ચાલુ જ રાખે છે તેને વળી ડર કોનો? ખેડૂતો માટેનો સરદારનો ઊભરાઈ જતો પ્રેમ બારડોલીમાં જેવો જોવાનો મળ્યો તેવો ભાગ્યે જ બીજે મળ્યો. બારડોલીના લોકોની ધર્મશ્રદ્ધા અને પ્રતિજ્ઞા–પાલન માટેની તીવ્ર લાગણી જોઈને શ્રી. વલ્લભભાઈમાં જે ઈશ્વરશ્રદ્ધા અમુક વખત સુધી ગુપ્ત રહી હતી તે ફરી જાગૃત થઈ. ગાંધીજીએ એક વખત કહ્યું હતું કે વલ્લભભાઈને બારડોલીમાં ખરેખર વલ્લભ મળ્યા. બારડોલીનાં ખેડૂતો વલ્લભઘેલાં થયાં હતાં અને વલ્લભભાઈ પણ બારડોલીમાં આવીને ખેડૂતઘેલા થયા હતા.

## ભેંસોની જપ્તી

હવે આપણે સરકારનાં કાર્ય તરફ નજર કરીશું. સરકારે પહેલાં જમીન ખાલસા કરી અને જપ્તી કરવી શરૂ કરી દીધી. જપ્તીમાં પહેલાં તો ભેંસને વેઠિયાઓ થાણામાં લઈ જતા. પરંતુ પાછળથી વેઠિયાઓએ પણ ના પાડી દીધી કે અમે ભેંસોને નહિ લઈ જઈએ. આ રીતે ભેંસોને પકડી જનાર કોઈ ન મળ્યું ત્યારે સરકારે ઠેઠ મુંબઈથી 'લેભાગુ' પઠાણોને તેડાવ્યા. આ પઠાણો ભેંસોને મારી મારીને થાણામાં લઈ જતા હતા. આ વખતે ભેંસો એવા તો કરુણ અવાજો કરતી કે આપણું હૃદય પીગળીને પાણી થઈ જાય.

સરકારી નોકરો કહે છે, કે ગામનાં છોકરાંનાં ડંકાનગારાં કરતાં આ ઢોરોની રાડોથી કાન ફૂટયા. સરદારને આ વાતની જ્યારે ખબર પડી ત્યારે તેમણે પોતાના ભાષણમાં સરકારને ઉદ્દેશીને કહ્યું કે સરકાર લોકો ઉપર જાહેરનામાં કાઢે છે તો ભેંસો ઉપર પણ જાહેરનામું કાઢોને કે આવા અવાજ ન કરવા. તમારા જ થાણામાં તમારી હકૂમત હેઠળ એ બેઠેલી છે.

સરદારે એક ગામમાં જઈને લોકોને પૂછ્યું: 'કેમ, તમારી ભેંસો વિષે ભેપરવા છો ને?' લોકો કહેઃ 'હા જી, અમે એને મરેલી જ સમજીએ છીએ.' એટલે સરદાર લોકોને વધારે બેદરકાર બનાવવા માટે કહે કે, જાણજો કે સરકારી કાગળિયું આવ્યું હતું. આ રીતે કરુણરસ સાથે હાસ્યરસ વલ્લભભાઈ અજબ રીતે લાવી શકતા હતા.

વાલોડની સભા સરકારી થાણાની સામે જ ભરાતી હતી. ભાષણ પૂરું થવા આવ્યું ત્યાં તો ભેંસોના બરાડા સંભળાવા લાગ્યા. આ બરાડા સાંભળીને સરદારને વધારે બોલાવાની તક

મળી. તેમણે કહ્યું: 'સાંભળો, ભેંસોની રાડો. રિપોર્ટરો રિપોર્ટ કરજો કે વાલોડના થાણામાં ભેંસો પણ ભાષણ કરે છે! આ રાજ કેવું છે એ હજુ તમે ન સમજતા હો તો આ ભેંસો તમને રાડો પાડીને કહે છે કે આ રાજ્યમાંથી ઇનસાફ મેં સંતાડી નાસી ગયો છે.' આવી હાસ્ય અને કરુણની મેળવણી કેટલી સાદી અને અસરકારક છે? પણ સરદાર આવું બોલતાં બોલતાં એટલા તો ગંભીર થઈ જતા કે સરદારના હૃદયમાં સળગી રહેલી જ્વાળાનું માપ લોકો જાણી જતા.

સરદાર ખેડૂતોને કહેતા કે, 'આખો દિવસ તમારે બારણાં અડકાવીને પૂરાઈ રહેવું પડે છે, તે તમને વસમું લાગે છે. તે હું સારી રીતે જાણું છું, પણ મારે તમને સમજપૂર્વક દુઃખ સહન કરતાં શીખવવું છે ને તમને ઘડવા છે. નહિ તો આપણે આ ચાલાક અને બાહોશ સરકાર સામે ફાવવાના નથી. મારે તમને દેખાડવું છે કે સો રૂપિયાની નોકરી માટે જનોઈ પહેરેલો બ્રાહ્મણ હાથમાં દોરડાં ઝાલીને ખાટકીને આપવા માટે ભેંસોને પકડે છે. આપણા જ માણસોને આ રાજતંત્ર કેવા રાક્ષસ બનાવે છે તે તમે હવે જોશો.

## દારૂની જપ્તી

વાલોડના એક પારસી પીઠાવાળાને ત્યાં અમલદારો પહોંચ્યા અને તેનાં દારૂનાં પીપો જપ્ત કર્યાં, પરંતુ ઉઠાવવાં અઘરાં પડ્યાં એટલે દુકાનને તાળું માર્યું ને પહેરો રાખી કૂચ કરી. પેલા પારસીએ જપ્તી અમલદારને કાગળ લખ્યો કે, આપે મારી દુકાન બંધ કરી છે આથી મને જે ખોટ જશે તે માટે ડેપ્યુટી કલેક્ટર જવાબદાર છે.

બીજે દિવસે પેલો અમલદાર પોતાની ટુકડી સાથે આવી પહોંચ્યો અને તેને રૂ. ૨૦૦૦ દંડ કર્યો. પારસીએ દંડ ન ભર્યો એટલે દુકાનના બાંકડા જપ્ત કર્યા અને દુકાનની બહાર પડેલાં ખાલી પીપો પણ જપ્ત કર્યાં અને બાકીનો દારૂ પેલાં ખાલી પીપોમાં ભરવા માંડ્યો. કમભાગ્યે આ ખાલી પીપો કાણાં હોવાથી કેટલોયે દારૂ ગળી ગયો! ત્યારપછી તેઓ બીજી જગ્યાએથી પીપો લાવ્યા અને તેમાં દારૂ ભર્યો.

આ ઘટનાને પત્રિકા કાંઈ છોડે એવી નહોતી. બીજે દિવસે પત્રિકામાં ઘટનાનું વર્ણન કરનારી નોંધ આવી તેનું મથાળું આ હતું: '**સાલાં પીપો પણ સ્વરાજમાં ભળ્યાં!**' એવી ઘટનામાંથી વિનોદ કાઢી શકે એવી મનોદશા લોકો રોજ રોજ કેળવતા જતા હતા.

વાલોડના જે વીરોને નોટિસ મળી હતી તેમની જમીન સરકારી દફતરે ચડી ગયાના હુકમ નીકળ્યા. આ વાતથી દુઃખી થવાને બદલે એક સજ્જને તો ખાલસાનો ઉત્સવ ઊજવ્યો. આ રીતે સરકાર વાણિયાને ન દબાવી શકી એટલે તેણે મુસલમાનો ઉપર છાપો માર્યો. બારડોલીના ઇબ્રાહીમ પટેલને ખાલસા નોટિસનું પહેલું માન આપ્યું. હજારો રૂપિયાની જમીન હરાજ થઈ જશે એમ એ સારી રીતે જાણતા હતા છતાં એમના પેટનું પાણી પણ હાલ્યું નહિ.

## ધરપકડની શરૂઆત

એક વખત એક ગરીબ ગાડાવાળાને તેની ઇચ્છા વિરુદ્ધ સરકારી અમલદારો વેઠે લઈ ગયા. આ ગાડાવાળાને છોડાવવા માટે રવિશંકરભાઈ પણ કચેરીમાં પહોંચી ગયા અને પેલા ગાડાવાળાને કહ્યું: 'તારે વેઠે ન જવું હોય તો મારી પાછળ ચાલ્યો આવ.' પેલો ગાડાવાળો હિંમત કરી રવિશંકરભાઈની પાછળ પાછળ ચાલ્યો આવ્યો. આવું જોઈ બીજા બે ગાડાવાળા

પણ પોતાનાં ગાડાં કચેરીમાં જ મૂકી ચાલ્યા આવ્યા. સરકારથી આ શી રીતે સહન થાય? તેમની દૃષ્ટિએ રવિશંકરભાઈ દોષિત ઠર્યા અને તેમની ધરપકડ કરી. આ રીતે સૌથી પહેલા રવિશંકરભાઈ જેલમાં ગયા. બાપુજીને આ વાતની ખબર પડી કે તરત જ બાપુજીએ રવિશંકરભાઈને આશીર્વાદ આપ્યા કે તમે નસીબદાર છો. જેલમાં જવાનું સદ્ભાગ્ય તમને પહેલું પ્રાપ્ત થયું. ઈશ્વર જો અદલાબદલી કરવા દે અને તમે પણ ઉદાર થઈ જાઓ તો હું તમારી સાથે જરૂર અદલાબદલી કરું. તમારો અને દેશનો જય હો.

રવિશંકરભાઈએ કોર્ટમાં પોતાનું બ્યાન રજૂ કરતાં કહ્યું કે: 'પ્રાંત અમલદાર જેવા મોટા અમલદારને માટે મેળવેલાં ગાડાં ધોળે દિવસે કચેરીમાં પડ્યાં રહે અને ગાડાંવાળાઓ પોતાનાં ગાડાં ત્યાં પડ્યાં રહેવા દઈ ભાગી જવાની હિંમત કરે એ સરકારને વસમું લાગે એ હું સમજી શકું છું. અને કાયદાની દૃષ્ટિએ હું દોષિત તો છું જ. નીતિની દૃષ્ટિએ મેં એ ગરીબ માણસોનું રક્ષણ કરી મારો ધર્મ બજાવ્યો છે. પરંતુ જ્યાં નીતિને સ્થાન નથી એવા કાયદાના અમલમાં હું મોટો ગુનેગાર છું એમ માની આપ વિના સંકોચે મને વધારેમાં વધારે સજા કરશો એવી મારી વિનંતિ છે. આપ મારા પોતાના દેશબંધુ છો અને આપને હાથે જ મને સજા થાય એના જેવી આ સત્યાગ્રહની લડતમાં બીજી શરૂઆત શી હોઈ શકે? આપ જે કંઈ સજા ફરમાવશો તેને હું અત્યંત હર્ષથી વધાવી લઈશ.'

રવિશંકરભાઈના જેલ ગયાના ખબર ગુજરાતમાં વીજળીવેગે ફેલાઈ ગયા. ડૉ. સુમંત મહેતા આખી લડતનો રંગ શાંતિથી નિહાળ્યા કરતા હતા. અને ગાયકવાડી ગામડાંમાં ઠરાવ કરાવતા હતા કે બારડોલીમાં જપ્તીઓ થાય તેમાં સરકારને કોઈપણ રીતે મદદ કરવા જશો નહિ. તમે તમારો પાડોશી ધર્મ કદી ચૂકશો નહિ. ત્યારપછી તેમણે રવિશંકરભાઈની જગ્યા લીધી. રવિશંકરભાઈ પછી ભાઈ ચિનાઈને જેલનું તેડું આવ્યું, અને ત્રીજું તેડું વાલોડમાં ડૉ. ચંદુલાલના હાથ નીચેની નાનકડી સેનાને આવ્યું. આ રીતે ધરપકડ શરૂ થઈ.

### રાજીનામાની વૃષ્ટિ

આ જ અરસામાં વડી ધારાસભાના પ્રમુખ શ્રી. વિઠ્ઠલભાઈ પટેલે ગાંધીજીને એક પત્ર લખી લડત અંગે પોતાની સહાનુભૂતિ વ્યક્ત કરી અને તેના ચિહ્નરૂપે રૂ. ૧૦૦૦ નો ચેક મોકલી આપ્યો તથા જ્યાં સુધી લડત ચાલે ત્યાં સુધી દર મહિને એટલા રૂપિયા મોકલવાનું વચન આપ્યું. આની દેશ પર ભારે અસર થઈ.

મહાસભાની કાર્યવાહક સમિતિએ મુંબઈ સરકારને ઠરાવ કરીને કહ્યું કે, કમિશનર સાહેબે વલ્લભભાઈ વગેરે ખેડાના ચળવળિયા બારડોલીના ખેડૂત ઉપર જીવે છે એવું કહ્યું છે. કમિશનરના આવા અયોગ્ય વર્તન માટે તેમની પાસે માફી મંગાવો, પરંતુ કમિશનર જેવા મોટા માણસ પાસે માફી મંગાવાય? વળી મુંબઈ ધારાસભામાં શ્રી. નરીમાને બારડોલીના મહેસૂલ વધારા સંબંધે સરકારના ઉપર તિરસ્કારનો ઠરાવ રજૂ કર્યો હતો, પણ તે રદ ગયો. આથી ધારાસભાના સભ્ય શ્રી. નરીમાન ઉપરાંત ગુજરાતના પાંચસાત સભ્યોએ રાજીનામાં આપી દીધાં.

આ બાજુએ બારડોલીમાં પણ ૬૩ પટેલ અને ૧૯ તલાટીઓએ રાજીનામાં આપી દીધાં. રાજીનામાંનો આટલો બધો વરસાદ વરસતો જોઈને સરકારના સાંધા ઢીલા થઈ ગયા.

પરંતુ સાંધા ઢીલા કરે તો સરકારને શી રીતે પાલવે ? તેણે તો ફરી તેનું કાર્ય શરૂ કરી દીધું. કેટલાક ખેડૂતોને ફોસલાવ્યા અને તેમની પાસે જમીન મહેસૂલ લીધું.

સરદારે ખેડૂતોને કહ્યું: 'તમારે જો મહેસૂલ ભરવું હોય તો મારી ગરદન કાપીને જાવ.' તમારી જમીન ખાલસા થઈ એટલે તમે ડરી ગયા એ હું સમજી ગયો. પરંતુ આટલાથી ડરવાની જરૂર નથી. સરકાર કંઈ તમારી જમીન માથે મૂકીને વિલાયત લઈ જવાની નથી અને પોતે પણ અહીં ખેડવા આવવાની નથી. જો તમે મક્કમ રહીને છેવટ સુધી લડશો તો તમારી જમીન પોતાની મેળે હું તમારી છું તમારી છું એમ કહેતી આવશે.'

## બારડોલી દિન

મોટું મહાભારત યુદ્ધ થઈ ગયું તે પણ ૧૮ દિવસમાં પતી ગયું હતું. પરંતુ બારડોલીના લોકો કે જેમણે હાથમાં લાકડી પણ કદી પકડી નથી, તેઓ ચારચાર મહિનાથી આટલી તોપ બંદૂકવાળી સરકારને હંફાવી રહ્યા હતા. તેમની લડાઈની પ્રત્યે સહાનુભૂતિ દર્શાવવા એક દિન આખા દેશમાં ઊજવાયો. બારડોલીના સત્યાગ્રહીઓએ ૨૪ કલાકના ઉપવાસ કર્યા. આ દિવસે મુંબઈના યુવકોના ઉત્સાહનો તો પાર ન હતો. તેમણે ઘેરઘેર જઈને ઉઘરાણાં કર્યાં અને સરદારને મુંબઈ આવે ત્યારે ભેટ ધરવાની આલેશાન તૈયારીઓ રાખી. જુદેજુદે ઠેકાણેથી ચેક અને મનિઑર્ડરો આવવા લાગ્યા. ભાઈ મણિલાલ કોઠારીએ પણ મુંબઈના બૅરિસ્ટરો પાસેથી બારડોલી માટે મોટી મોટી રકમો કઢાવી અને ભૂલાભાઈ જેવા ધારાશાસ્ત્રીઓને લડાઈમાં રસ લેતા કરી દીધા.

આ નાણાં હિંદુસ્તાન ઉપરાંત ફ્રાંસ, બેલ્જિયમ, જાપાન, ચીન, ન્યુઝિલૅંડ, મલાયસ્ટેટ્સ અને ફીજીમાંથી પણ આવતાં હતાં. અમદાવાદના મજૂરોએ પણ એક એક આનાની રસીદો કાઢી પોતાના પરસેવામાંથી પેદા કરી દોઢ હજાર રૂપિયા મોકલ્યા. સ્વામી શ્રદ્ધાનંદજીના ગુરુકુળમાંથી ૨૫૦ રૂપિયા અને સૂપા ગુરુકુળમાંથી ૧૫૦ રૂપિયા આવ્યા. બંગાળથી અભય આશ્રમના કાર્યકર્તાઓએ શાકભાજીનો ત્યાગ કરી પોતાની નાનકડી રકમ મોકલી. આ રીતે બારડોલી ઉપર રૂપિયાની વૃષ્ટિ થઈ.

## ખાલસા થએલી જમીનોનું વેચાણ

ખાલસા થયેલી જમીન ચોરીછૂપીથી વેચવાને બદલે જાહેર લિલામથી વેચવાના ઢોંગ થવા લાગ્યા. ઇસ્માઇલ નામના મુસલમાન સત્યાગ્રહીની જમીન વેચવાનાં જાહેરનામાં નીકળ્યાં. આ ઉપરાંત બીજી ૨૫.૦૦૦ની કિંમતની જમીન વેચવાનાં પણ જાહેરનામાં નીકળી ગયાં. આવાં જાહેરનામાં વાંચીને કોઈ ડગે એમ ન હતું. ગામેગામના લોકોએ ઠરાવ કર્યો કે આવી રીતે જમીન રાખનારની જમીન કોઈએ ખેડવી નહિ, જો કોઈ ખેડશે તેનો સખતમાં સખત બહિષ્કાર કરીશું.

શ્રી. વલ્લભભાઈએ પણ 'બારડોલી દિન'ને દિવસે ભાષણમાં કહ્યું હતું કે: 'બારડોલીમાં હવે આબરૂદાર સરકારનું રાજ રહ્યું નથી, પણ ગુંડાઓ અને ચોરલૂંટારાઓનું રાજ્ય થયું છે. આ ગુંડાઓએ જે જમીન ખાલસા કરી છે તે કોઈ પણ ખરીદશો નહિ. ખેડૂતોનું લોહી પીનારાઓનો ઇન્સાફ ઇશ્વર કેવો કરશે તે ભૂલી જશો નહિ. આ મફતમાં જમીન લેવા આવનારાની પેલા નાળિયેરના લોભિયાની દશા જેવી દશા થશે એ ખચિત માનજો. આજે કુદરતમાં હવા બદલાતી જાય છે. આ પહેલાં ચૈત્ર વૈશાખની તાપ હતો, ખૂબ ઉકળાટ હતો,

સરકારે પણ ખૂબ તાપ કર્યો, અને પ્રજાને અત્યંત ઉકળાટ કરાવ્યો. એ તાપમાંથી અમૃતને બદલે ઝેર વરસે તોપણ એ ઝેરને અમૃત ગણી ગળી જવાની શક્તિ ઈશ્વર આપણને આપે એવી પ્રાર્થના કરવાને આજે આપણે ભેગા થયા છીએ.'

અમલદારો સ્વયંસેવકોને પકડતા હતા અને ખોટી ખોટી સાક્ષીઓ પૂરી તેમને જેલમાં મોકલતા હતા. આ રીતે કંઈ પણ કારણ વિના કેટલાયે સેવકોને સરકારે જેલમાં પૂરી દીધા હતા. આ વખતે સરદારને પણ પકડશે એવી અફવા ઊડી. એક માણસે સરદારને પૂછ્યું: 'સાહેબ, તમને સરકાર પકડવાની છે એ વાત સાચી છે?' સરદારે જવાબ આપ્યો: 'ના રે સાંભળ્યા કરો ની. મને શું કામ પકડે? બિચારી ભેંસનું લિલામ કરે તો તેના પાંચ રૂપિયા ઊપજે: મારું લિલામ કરે તો શું ઊપજવાનું હતું?'

## આરોપી ન્યાયાધીશ બન્યા!

એક વખતે પઠાણે એક સત્યાગ્રહીના ઉપર હુમલો કર્યો હતો. આના જવાબમાં સરકાર કહે છે, કે તેણે કાંઈ છરી ભોંકવાના હેતુથી હુમલો કર્યો ન હતો!

આપણે કહીએ છીએ કે એક પઠાણે અમારી ભેંસને દંડા મારીમારીને મારી નાંખી. આ વાતને તો સરકાર ગળી જ જવા માંગે છે. અને જવાબ આપે છે, કે વાણિયા પઠાણને ચોકીદાર તરીકે રાખે છે તે કેમ લોકોને ખૂંચતું નથી. આ રીતે ચોર ઊલટો શાહુકારને દંડવા લાગ્યો.

આ વખતે ધારાસભાના સભ્ય શ્રી. કનૈયાલાલ મુનશીએ ગવર્નરને લખ્યું કે સરકાર જો બારડોલીના લોકોની માગણી નહિ સ્વીકારે તો ખુનામરકી થશે.

ગવર્નરે જવાબમાં લખ્યું કે બધી જાતની પરિસ્થિતિને પહોંચી વળવા હું તૈયાર છું.

આ વિચિત્ર વિધાનના જવાબમાં ગાંધીજીએ લોકપક્ષનું સત્ય સ્વરૂપ વ્યક્ત કરીને એક લેખ લખ્યો અને સરકારે આદરેલી ખોટી પ્રવૃત્તિને ઉઘાડી પાડી.

ગાંધીજીનો લેખ વાંચી કનૈયાલાલ મુનશી બારડોલીની લડત જોવા આવ્યા. તેઓ અનેક સભાઓમાં ગયા, અનેક ખેડૂતોને મળ્યા, તેમની પાસેથી બધી વિગતો જાણી લીધી. તા. ૧૭મીએ ગવર્નરને એક વીરતા ભરેલો કાગળ લખી લોકોની સ્થિતિનું તથા કેટલી શાંતિથી અને ધીરજથી તેઓ દુઃખો સહન કરી રહ્યા હતા તેનું તાદૃશ ચિત્ર ખડું કર્યું. તેમણે પણ પોતાની જગ્યાનું રાજીનામું આપ્યું અને લોકોને દબાવવાને જે ઉપાયો યોજવામાં આવ્યા હતા તેની સામે તપાસ કરવા એક સમિતિ નીમી. મિ. બી. એફ. માદને એક વિચક્ષણ આંકડાશાસ્ત્રી તરીકે શ્રી જયકરના આંકડાની વ્યર્થતા એક સમર્થ નોંધમાં સિદ્ધ કરી આપી.

શ્રી. મુનશીના પત્રોએ ઘણાને ઘોર નિદ્રામાંથી જગાડયા. આ રીતે જાગનારાઓમાં એક 'ટાઈમ્સ ઑફ ઇન્ડિયા' હતું. તેણે પોતાના એક ખબરપત્રીને બારડોલી મોકલ્યો. આ ખબરપત્રીએ બારડોલીની સ્થિતિ જોઈ અને હકીકત જણાવી. કોઈ પાપીને પુણ્ય ખૂંચે, સ્વચ્છંદીને સંયમ ખૂંચે, સ્વાર્થીને ત્યાગ ખૂંચે, તેમ આ ખબરપત્રીને ખેડૂતનો નિશ્ચય ખૂંચ્યો, સ્વયંસેવકોની શિસ્ત ખૂંચી, અને વીરાંગનાઓની ભક્તિ ખૂંચી. તેણે પહેલાં એમ માન્યું હતું કે બારડોલીમાં રહેનારા સેવકો લોકોને પૈસે તાગડધિન્ના કરી રહ્યા હશે પણ બારડોલીનું દૃશ્ય જોઈ તેની આંખ જ ઊઘડી ગઈ. સરદારની ગેરહાજરીમાં પણ તેણે કામ કામ

ને કામ જ જોયું. કઠણ જીવન ગાળનારા સેવકો જોયા, આ બધું જોઈને એ બિચારો શું કરે? તેણે પોકારીને કહ્યું, બેશક બારડોલીનાં ગામડાં ભયંકર તાવણીમાંથી પસાર થયાં છે.

નામદાર ગવર્નર સાહેબ તા. ૧૮મીએ સુરત આવવાના હતા એટલે કલેક્ટરે જાહેર કર્યું હતું કે, બારડોલીના ખેડૂતો તરફથી લેખી અરજીઓ મળશે તો તેમના ૧૨ પ્રતિનિધિઓને ગવર્નરની મુલાકાત લેવા દેવાની પરવાનગી મળશે. પરંતુ કોઈની અરજી આવી નહિ.

કમિશનરે સરદારને ૧૨ પ્રતિનિધિ સાથે જવાનું કહ્યું. સરદારે આ આમંત્રણ સ્વીકારી લીધું અને ૭ સભ્યો હતા. વલ્લભભાઈ, અબ્બાસ સાહેબ, કલ્યાણજી, શારદાબહેન, મીઠુબહેન, ભક્તિલક્ષ્મી, એ ૭ પ્રતિનિધિઓ સુરત પહોંચ્યાં. ગવર્નર સાથે ત્રણ કલાક સુધી મીઠાશથી વાતો કરી પરંતુ સરદારને સમાધાન શક્ય ન લાગ્યું એટલે તેમણે ગવર્નર સાહેબને કહ્યું: સરકારને જે શરતો કબૂલ હોય તે લખી જણાવે.

બેત્રણ દિવસમાં સરકારની શરતોના જવાબ આવ્યા:

૧ આખું મહેસૂલ એકદમ ભરવું.

૨ આખી ચળવળ બંધ કરવી.

ગાંધીજીએ કહ્યું આવી શરતોથી કોણ છેતરાય? સરકારનું હૃદય હજી પીગળ્યું જ નથી. આ કાગળના જવાબમાં સરદારે પોતાની શરતો મૂકી:

૧ સત્યાગ્રહી કેદીઓને છોડી દેવા.

૨ ખાલસા થયેલી અથવા વેચાયેલી જમીન મૂળ માલિકને પાછી આપવી.

૩ હસવા જેવા ભાવથી વેચેલી લોકોની જંગમ મિલકત પાછી આપવી.

પરંતુ સરકારે એ શરતો કબૂલ ન કરી.

સર લેસ્લી વિલ્સને ધારાસભામાં ભાષણ કર્યું કે, ૧૪ દિવસમાં જો સુરત જિલ્લાના પ્રતિનિધિઓ સરકારની શરતો મંજૂર નહિ કરે તો ભયંકર પરિણામ આવશે. આ રીતે આ સાહેબે ધારાસભાના બારડોલીના લોકોના પ્રતિનિધિઓને બીક બતાવી.

લશ્કરી અમલદારો બારડોલીમાં લશ્કરી રચના શી રીતે કરવી તે જોઈ ગયા. ગરમ દલે ગવર્નરનાં ભાષણો હર્ષભેર વધાવી લીધાં અને કહેવા લાગ્યા કે સત્યાગ્રહીઓની હવે ખરેખરી કસોટી થવાની છે.

સરદાર શાર્દૂલસિંહ કવીશ્વરે ગાંધીજીને સલાહ આપી કે આખા દેશમાં સવિનયભંગની હિલચાલ શરૂ થવી જોઈએ. આ જ વખતે સરદારને પણ પકડશે એમ બધાને લાગવા માંડયું એટલે ગાંધીજી તેમની જગ્યા લેવા ઓગસ્ટની ૨જીએ બારડોલી આવી પહોંચ્યા. તેમણે જોયું કે બારડોલીના લોકો તો ભગવાનને ભરોસે છે. બપોર પછી ત્રણ ચાર ગામના ખેડૂતોને ગાંધીજી મળ્યા અને તેઓને કહ્યું: 'હજી તો તમારી મોટામાં મોટી કસોટી થવાની બાકી છે. હવે તો સરકાર તમને ગોળીથી મારશે.' ખેડૂતોએ જવાબ આપ્યો: 'પ્લેગમાં મૂઆં હતાં તેનાથી વધારે તો ન જ મારી શકે. પ્લેગ વખતે અમારા ગામમાં ૪૦૦ માણસો મરી ગયાં હતાં. સરકારની આટલાં માણસને મારવાની હિંમત છે? અમારા સરદાર અમારે ખાતર

આટલું દુઃખ વેઠે છે ને અમે આટલું દુઃખ ન વેઠી શકીએ ?' ગાંધીજીએ બારડોલી આવીને લોકોને વધારે વલ્લભભક્ત બનાવ્યા.

સર ચૂનીલાલ મહેતાએ વલ્લભભાઈને પૂના બોલાવ્યા અને એક ખરડો તૈયાર કરી આપ્યો અને સરદારને કહ્યું, આવો ખરડો સૂરતના સભ્યો પાસે તૈયાર કરાવી સરકારને મોકલાવો. સરદારને ચૂનીલાલનો ખરડો માલ વિનાનો લાગ્યો. આથી તેમણે ચૂનીલાલને કહ્યું: 'સરકારને આવા અર્થહીન પત્રથી સંતોષ થશે એવું મને લાગતું નથી.' પરંતુ તે ચૂનીલાલના માનને ખાતર ખરડો લાવ્યા અને સૂરતના સભ્યોને આપ્યો. સભ્યોએ ખરડા ઉપર સહી કરી અને સરકારને રવાના કર્યો. સરકારનો જવાબ આવ્યો. સરકારે જવાબમાં સરદારની બધી જ શરતો સ્વીકારી લીધી. સરદારને આ સમાધાનીની ખૂબ જ નવાઈ લાગી. તેમને ખૂબ જ સંતોષ થયો.

સરકારે નીચે પ્રમાણેની શરતો સ્વીકારી લીધી:

૧ કેદીઓને છોડી મૂકવામાં આવશે.

૨ જમીનમહેસૂલના વધારાની તપાસ સમિતિ નીમવામાં આવશે.

૩ લોકોની જપ્ત કરેલી મિલકત પાછી આપવામાં આવશે.

૪ જે પટેલ તલાટીઓએ રાજીનામાં આપ્યાં હતાં તેમને પાછા નોકરીએ લેવામાં આવશે.

હવે તો સરદારનો સંપૂર્ણ વિજય થઈ ગયો. ૪૮ કલાકમાં બધા કેદીઓ છૂટી ગયા. નિર્બલકે બલરામનો આધાર રાખી, પોતાની ટેક ઉપર ઝૂઝનારા અનેક કષ્ટો સહન કરી બળિયા સામે બાથ ભીડનારા બારડોલીના ખેડૂતોનો વિજય થયો.

અનેક દેશનેતાઓનાં અભિનંદન બારડોલી ઉપર અને બારડોલીના સરદાર ઉપર આવવા લાગ્યાં.

## જેલનું વર્ણન

જેલમાંથી છૂટેલા સેવકો હાસ્ય સાથે જેલનાં કષ્ટોની વાતો કરવા લાગ્યા. આ જેલી ભાઈઓમાંના કેટલાકને દરરોજ ૩૭ શેર દળવાનું આપવામાં આવતું. જો કોઈ વખત જેલર ખૂબ ભલો થઈ જતો તો ખરાબમાં ખરાબ ઘંટી ઉપર સેવકોને દળવા બેસાડતો.

ભાઈ ચિનાઈનું શરીર જેલનાં કષ્ટો સહન કરીને ભાંગી ગયું હતું, પરંતુ એમણે કોઈ દિવસ ફરિયાદ કરી ન હતી. આ જેલના રોટલા ખાઈખાઈને વિદ્યાપીઠના વિદ્યાર્થી ભાઈ દિનકર મહેતાને ઝેરી તાવ લાગુ પડ્યો હતો. સાધારણ રીતે જેલનો નિયમ જ એવો હોય છે કે કામ રાક્ષસનું લેવું અને ખોરાક દુકાળિયાનો આપવો.

રવિશંકરભાઈને જેલનાં પાણી બરાબર માફક આવી ગયાં હતાં. એમનું શરીર વજ્ર જેવું હશે કે શરીરમાંનું સંકલ્પબળ વજ્ર જેવું હશે ? જો સરકાર પાસે નરકવાસ આપવાનો અધિકાર હોય તો યુધિષ્ઠિરની માફક નરકને સ્વર્ગ બનાવવાની શક્તિ પણ એમની પાસે છે. તેમનું મધુરું હાસ્ય જેલમાં જઈ આવ્યા તોપણ જરાયે ઝાંખું થયું નથી. હસતા હસતા તેઓ કહે છે કે 'लाभस्तेषां जयस्तेषां कुतस्तेषां पराजयः' આ વાત અમારે માટે તદ્દન સાચી છે. આવી જીત મળશે અને આટલા વખતમાં અમે છૂટીશું એવું સ્વપ્ને પણ ધાર્યું નહોતું.

## સરદારનું સ્વાગત

વિજયી સરદારને માન આપવા માટે સૂરતે તો દિવાળી ઊજવી. સૂરતની રોશની, સૂરતના શણગાર, સૂરતની તાપી તટે ભરાયેલી ૨૫,૦૦૦ માણસોની અપ્રતિમ શાંતિભરી સભા લોકોની સ્મૃતિમાંથી પણ ખસવાની નથી. અમદાવાદે પણ સરદારનાં સન્માન કરવામાં કશી કચાશ ન રાખી, આખા જગતમાં બારડોલી પ્રસિદ્ધ થઈ ગયું.

બારડોલી સત્યાગ્રહની સફળતાને લીધે, પ્રજામાં સરકાર સામે લડવાનું નવું જોર આવ્યું. આ સત્યાગ્રહને લીધે શ્રીમાન વલ્લભભાઈ સરદાર બન્યા અને આખા હિંદુસ્તાનના આગેવાન થયા. સ્વરાજ્યની લડતના પહેલા પગથિયા તરીકે બારડોલીની લડત હિંદુસ્તાનની સ્વરાજ્યની લડતોના ઇતિહાસમાં સદાને માટે અમર રહેશે. જે વખતે બારડોલીની જીત થઈ તે વખતે બારડોલીના લોકો અપૂર્વ ઉત્સાહથી ફૂલચંદભાઈનું જે ચિરસ્મરણીય ગીત ગાતા હતા તેની થોડી લીટીઓ ગાઈને મારું કથન હું પૂરું કરીશ.

હાક વાગી વલ્લભની વિશ્વમાં રે
તોપ-બળિયાને કીધા મહાત. હાક૦

પ્રાણ ફૂંક્યા ખેડૂતનાં હાડમાં રે
કાયરતાને મારી લાત. હાક૦

હાથ હેઠા પડ્યા સરકારના રે
વધી સત્યાગ્રહીની સાખ. હાક૦

કર્યું પાણી પોતાના લોહીનું રે
નિજ ભાંડુની સેવા કાજ. હાક૦

કર્યું સાબિત કોઈથી ના હઠે રે
શૂરા સત્યાગ્રહીની જમાત. હાક૦

જીત ડંકો વગાડ્યો વિશ્વમાં રે
બારડોલીનો જયજયકાર. હાક૦

---

# ચિદ્વીણા

ગૌતમ કે. ભટ્ટ

[પૃથ્વી]

ભરી જગતપાટલે ભભક ભવ્ય સંધ્યા તણી,
કુસુમ સમૂહો મહીં રુચિર રંગ પૂર્યો દિસે;
નભે, સ્થલ, જલે, અને ગહન કારમા કાનને,
ચલાવી તવ અંગુલિ અજબ કીધ રેખાંકનો.

ધગંત રણુ વાલુકા ગિરિપરે બળે તાપ શો !
અગાધ જલ રાશિ આ ઉછળતો ધસે આભમાં;
બજાવી રણખંજરી, વિકટ હસ્તીરાજો સમાં
વિદારી નભ વાદળાં, ઝગમગે શી સૌદામિની.

કરાલ વિભૂતિ કણો, મૃદુલ અંશ તારા બધા
સુયોજી, કીધ માનવી અજબના કલાસર્જને
ક્ષમા પ્રણય તારથી, અસુરતા જગે ટાળવા
અનંત ભરી કૌતુકે સુરવતી દીધી ચિદ્વીણા.

સરો સતત શ્રેયદા સુભગ મંજુમંદાકિની,
વહો જીવનયાત્રીને, નિકટ ઓ વિભો તાહરી.



# અમેરિકાની કેળવણી અને કેળવણીની સંસ્થાઓ

પુરુષોત્તમ પટેલ

છેલ્લો પત્ર લખ્યા પછી આ વખતે અત્રેની કેળવણી અને કેળવણીની સંસ્થાઓ વિષે મને જે માહિતી અને અનુભવ મળ્યાં છે તે આપની જાણ માટે લખી મોકલું છું.

ચાલુ જમાનામાં આ દેશ દુનિયાના કોઇપણ દેશ કરતાં વધારે સંપત્તિવાન અને પ્રગતિમાન થયો છે. એનાં મુખ્ય કારણો નીચે મુજબ ગણાવી શકાય:

(૧) દેશની નૈસર્ગિક સંપત્તિ; (૨) સમાજવ્યવસ્થા; (૩) રાજ્યવ્યવસ્થા; (૪) નાગરિકોની સાહસિકતા; અને (૫) યુવકોની કેળવણી.

આ સર્વ કારણોમાં કેળવણી એ મૂળભૂત કારણ છે. દેશની નૈસર્ગિક સંપત્તિ ગમે તેટલી હોય ,છતાં કેળવણી સિવાય તેનો કશો ઉપયોગ ને લાભ શકય થતાં નથી. યુરોપીય પ્રજાએ આ દેશમાં વસવાટ શરૂ કર્યો તે વેળાએ આ બાબતનો પૂર્ણ ખ્યાલ એમને હતો જ. જ્યાં જ્યાં ગામડાં ને શહેરો વસાવ્યાં ત્યાં ત્યાં દેવળ અને નિશાળ એ બે સાર્વજનિક સંસ્થાઓ શરૂઆતથી જ એમણે સ્થાપી હતી, જેનો લાભ એમના વંશજોને આજ સારી રીતે મળી રહ્યો છે.

સ્વતંત્રતાની લડાઇમાં ફત્તેહ મેળવ્યા પછી આ દેશે સમૂહતંત્રનું જે બંધારણ ઘડયું તેમાં આમજનતાની કેળવણી એ સમસ્ત પ્રજાની સામુદાયિક જવાબદારી છે એ તત્ત્વ સ્વીકારવામાં આવ્યું હતું. આને અનુસરીને સમૂહતંત્રના દરેકે દરેક પ્રાંતે ફરજિયાત કેળવણીનો કાયદો ઘડયો અને તેનો ચુસ્તપણે અમલ પણ કર્યો. પરિણામે પ્રજાનો મોટો ભાગ સારી કેળવણી પામી શકયો છે, અને તેના ફળરૂપે આ દેશ સર્વ ક્ષેત્રોમાં પ્રગતિના પંથે ધપી રહ્યો છે.

કેળવણી મેળવવાની સંસ્થાઓના પ્રકારમાં નિશાળ, કુટુંબ અને સમાજ એ ત્રણ મુખ્ય છે. આમાં નિશાળ મુખ્ય ભાગ ભજવે છે; જ્યારે કુટુંબ અને સમાજ અનુકૂળ ભૂમિકા તૈયાર કરવામાં સહાયભૂત થાય છે. આપણા દેશમાં આ છેલ્લી બે સંસ્થાઓ યોગ્ય ભાગ ભજવતી ન હોવાથી આપણાં બાળકોને પૂરતો વેગ મળતો નથી.

કુટુંબમાં માબાપ કેળવણી પામેલાં હોય તો તે પોતાના બાળકના બુદ્ધિવિકાસ માટે યોગ્ય ઉપાય યોજે છે. બાળકની રમતનાં અને વિનોદનાં સાધનોની પસંદગી પણ ઉપલો હેતુ ધ્યાનમાં રાખી કરવામાં આવે છે. આ દેશનાં રમકડાંમાં પણ યાંત્રિક કરામતોનો ઘણો જ બહોળો ઉપયોગ કરવામાં આવે છે, જેને લીધે બાળક નાનપણથી જ તેમાં રસ લેતું થાય છે અને મોટપણે તે વિષયમાં પ્રવીણતા મેળવવામાં સરળતા મેળવી શકે છે. પોતાની કમાણીનો મોટો ભાગ બચત પાડી, સંતાનોને વારસામાં મોટી મિલકત આપવી અને સમાજમાં વાહવાહ કહેવડાવવી એ પ્રથા અત્રે પ્રચલિત નથી. આને બદલે પોતાનાં સંતાનોનાં શરીર, મન અને બુદ્ધિની ખીલવણી માટેનાં સાધનો વસાવવામાં માબાપ પોતાની આવકનો સારો ભાગ ખર્ચે છે. ગઇકાલે અમારી કોલેજના એક પ્રોફેસરનાં પત્ની તેમના ૭ વરસના નાના બાળક સાથે ફરવા નીકળ્યાં હતાં. રસ્તામાં મારી સાથે વાત થતાં મને જણાવ્યું કે હાલ વસંત ઋતુ ચાલતી હોવાથી નાના બાળકને પક્ષીઓની ઓળખ કરાવવાના હેતુથી ફરવા નીકળ્યાં

હતાં. પક્ષીઓ વિષેની માહિતી આપતું એક નાનું પુસ્તક પણ સાથે લીધેલું હતું. આવી રીતે કુટુંબનું વાતાવરણ બાળકની બુદ્ધિને જુદાં જુદાં ક્ષેત્રોમાં ખીલવે છે અને તેના મનમાં નવું નવું જ્ઞાન મેળવવાની વૃત્તિ કેળવવામાં મદદરૂપ થાય છે.

સામાજિક ધ્યેયો યુવાનોની પ્રવૃત્તિઓમાં સારું ચેતન રેડે છે. ગમે તે ક્ષેત્રમાં એકાદ નવી શોધ કરી જગમશહુર અથવા તાલેવંત થવું એ આ દેશના સમાજમાં ઊંચું ધ્યેય લેખાય છે. એની પ્રાપ્તિ માટે પ્રયોગશાળાઓમાં અનેક વિદ્યાર્થીઓ અને પ્રોફેસરો અહોનિશ અથાગ પરિશ્રમ કરે છે, જેમાંના કેટલાક લાંબી તપશ્ચર્યા પછી ધારેલી સિદ્ધિ મેળવવા ભાગ્યશાળી થાય છે. વળી કેટલાક ઉપલા બે ધ્યેયોને બદલે વિદ્યાદેવીની કેવળ નિષ્કામ વૃત્તિથી જનહિતાર્થે ભક્તિ કરે છે, અને માનવજાત માટે ઐહિક સુખનાં સાધનો પેદા કરવામાં જીવનની કૃતકૃત્યતા માને છે. આ સર્વ પ્રકારના લોકો યુવાનોની જ્ઞાનપિપાસા તીવ્ર કરે છે.

કેળવણીના જુદા જુદા પ્રકારોમાં બુદ્ધિનો વિકાસ એ મુખ્ય પ્રકાર ગણી શકાય. આ વિકાસ સાધવા માટે શાળા મુખ્ય સંસ્થા છે. શહેરોમાં વસતા સાધનવાળા લોક એમનાં બાળકોને ત્રણ વરસની ઉમરે કિન્ડરગાર્ટન શાળામાં મૂકે છે. આ સવડ ખેતર પર તેમજ નાનાં શહેરોમાં વસતાં લોકોને મળતી નથી. પાંચ વરસની ઉમર થતાં સુધી બાળક આ સંસ્થામાં રહે છે અને ત્યારબાદ પ્રાથમિક શાળામાં જોડાય છે.

વિદ્યાર્થીની વય પ્રમાણે અત્રેની કેળવણીની સંસ્થાઓના વિભાગ નીચે મુજબ પાડી શકાયઃ

| વિભાગ | વય | એકંદર વર્ષ |
|---|---|---|
| ૧ કિન્ડરગાર્ટન | ૪– ૫ | ૨ |
| ૨ પ્રાથમિક નિશાળ | ૬–૧૩ | ૮ |
| ૩ હાઈસ્કૂલ | ૧૪–૧૭ | ૪ |
| ૪ કૉલેજ | ૧૮–૨૧ | ૪ |
| ૫ પોસ્ટ ગ્રેજ્યુએટ | ૨૨–૨૪ | ૩ |

કિન્ડરગાર્ટનનું ધોરણ આપણા દેશના જેવું છે. પ્રાથમિક નિશાળોમાં ઘણી બાબતોમાં તફાવત માલમ પડે છે. નિશાળનો વખત સવારના નવ વાગ્યાથી સાંજના ચાર સુધીનો હોય છે. બપોરે ૧૨ થી ૧ જમવાની છૂટી પડે છે. નીચલાં ધોરણોમાં એક શિક્ષક સર્વ વિષયો શીખવે છે. પરંતુ પાંચમા ધોરણ પછી વિષયવાર શિક્ષકો હોય છે. દરેક સમય-વિભાગ (પીરિયડ) એક કલાકનો હોય છે, જેમાં શરૂઆતનો અર્ધો કલાક વિદ્યાર્થી પાઠ્યપુસ્તકમાંથી પોતાનો પાઠ તૈયાર કરે છે, અને બાકીના અર્ધા કલાકમાં શિક્ષક તેમાંથી સવાલ પૂછે છે. જો જવાબ ખરો ન હોય તો બીજા વિદ્યાર્થીને તે પૂછાય છે અને છેવટે સંતોષકારક જવાબ ન આવે તો શિક્ષક પોતે તે સમજાવે છે અને સાથે સાથે વધારાની ઉપયોગી માહિતી પણ આપે છે. શિક્ષણની આ સ્વાવલંબી પદ્ધતિ પ્રાથમિક શાળાથી માંડી કૉલેજ સુધી અનુસરાય છે.

વિદ્યાર્થીઓને પાઠ્યપુસ્તકો શાળા તરફથી પૂરાં પાડવામાં આવે છે. હાઈસ્કૂલ સુધી વિદ્યાર્થી પાસે કોઈ જાતની ફી લેવામાં આવતી નથી. મૅટ્રિક સુધી બધો અભ્યાસ શાળામાં જ

કરવાનો હોય છે. વિદ્યાર્થીને પાઠ્યપુસ્તકો ઘેર લઈ જવા દેવામાં આવતાં નથી. દરેક શાળાને લગતું એક પુસ્તકાલય હોય છે અને તેનો ઉપયોગ લગભગ ફરજિયાત જેવો કરાવવામાં આવે છે. દરેક વિદ્યાર્થીને બહારનું વાચન કરવાનું અપાય છે અને વાંચેલા વિષય પર નિબંધ લખવાનો હોય છે. આ વાચન અને લેખન ઘર આગળ તૈયાર કરવાનાં હોય છે અને ઘણુંખરું ઉપલા ધોરણના વિદ્યાર્થીઓને તે લાગુ પાડવામાં આવે છે.

શાળામાં કોઈપણ જાતનું ધાર્મિક શિક્ષણ અપાતું નથી, તેમજ સામુદાયિક પ્રાર્થના પણ કરાવવામાં આવતી નથી. આ શિક્ષણ માટે દરેક પંથનાં દેવળ તરફથી નાનાં બાળકો માટે રવિવારની શાળા (Sunday School) ચલાવવામાં આવે છે અને ભાવિક જનો એમનાં બાળકોને તેમાં નિયમિત મોકલે છે. અહીં પ્રાર્થના, ધાર્મિક વાચન (બાયબલમાંથી) વગેરે શીખવાય છે. આ સિવાય મોટી વયના વિદ્યાર્થીઓ માટે દેવળ તરફથી યુવકસંઘ ચલાવવામાં આવે છે. આપને જાણીને નવાઈ લાગશે કે ગયા અઠવાડિયે મને અત્રેના એક આવા યુવકસંઘ તરફથી 'હિંદુસ્તાનના ધર્મો' વિષે બોલવા આમંત્રણ મળ્યું હતું. આશરે ૪૦ જેટલા વિદ્યાર્થીઓ ને વિદ્યાર્થિનીઓ હાજર હતાં. ભાષણ બાદ લગભગ બે કલાક સુધી મને જુદા જુદા સવાલો પૂછવામાં આવ્યા હતા. આ પ્રસંગથી મને સમજાયું કે હિંદુ ધર્મની પ્રચલિત મૂર્તિપૂજા અંગે અત્રેના લોકોમાં ઘણી ગેરસમજ છે. એઓનું માનવું એવું છે કે મૂર્તિપૂજકો ઈશ્વરમાં માનતા નથી પરંતુ જંગલી લોકોની પેઠે પથ્થર અને કાષ્ટના પૂજકો છે. આ એમ્સ (શહેર)ની વસ્તી લગભગ ૧૦,૦૦૦ જેટલી છે અને બધાં મળી ૧૪ દેવળો છે. આપણા ધર્મની માફક ખ્રિસ્તી ધર્મમાં જુદા જુદા પંથો છે અને દરેકનાં જુદાં જુદાં દેવળો હોય છે. વિદ્યાર્થીઓમાં ૧૫–૨૦ ટકા જેટલા રવિવારે દેવળમાં નિયમિત જનારા હશે એવી મારી માન્યતા છે.

નિશાળમાં ગણિત, ઇતિહાસ, ભૂગોળ, વિજ્ઞાન, ભાષા વગેરે વિષયો ઉપરાંત ગાયન, વાદન, ચિત્રકલા, હસ્તકલા અને વકતૃત્વની કલાનું શિક્ષણ અપાય છે. ૨૦૦ થી વધારે સંખ્યાવાળી દરેક શાળાનું બેન્ડ હોય છે. અમારી કૉલેજ જો કે ટેકનિકલ કૉલેજ છે, છતાં સંગીતનું શિક્ષણ અત્રે અપાય છે. કૉલેજના બૅન્ડમાં આશરે ૧૫૦ જેટલા વિદ્યાર્થીઓ છે. ગયા ઉનાળાની રજાઓમાં આ બૅન્ડમાંથી પાંચ વિદ્યાર્થીઓને એક ફ્રેન્ચ સ્ટીમર કંપની તરફથી ન્યૂયૉર્કથી પૅરિસ સુધીની મફત મુસાફરી કરવાનો લાભ અપાયો હતો. આના બદલામાં આ વિદ્યાર્થીઓને સ્ટીમર પર ખાણાના સમયે બૅન્ડ વગાડવાનું કામ કરવાનું હતું. ફ્રાન્સમાં ૧૫ દિવસ રોકાઈ તે દેશ જોવાનો તેમને લાભ મળ્યો હતો. આ ઉપરાંત દરેક શાળામાં નાટ્યમંડળ, વિવાદમંડળ વગેરે પણ હોય છે અને વિદ્યાર્થીઓ એમાં રસથી ભાગ લે છે.

શારીરિક કેળવણી માટે પણ પૂરતી કાળજી લેવાય છે. નાનાં બાળકોના દાંત, કાન, નખ, તેમજ અન્ય સ્વચ્છતા હંમેશાં તપાસાય છે અને જો કાંઈ ખામી માલમ પડે તો તેમના વાલીને તે વિશે ખબર આપવામાં આવે છે. સ્કૂલ તરફથી વૈદકીય મદદ આપવામાં આવતી નથી. કૉલેજોમાં હૉસ્પિટલની સવડ હોય છે અને ત્યાં વૈદકીય સલાહ મફત આપે છે. અમારી કૉલેજની હૉસ્પિટલમાં ઑપરેશન થિયેટર, એકસ રે ઍપરેટસ, સોલેરિયમ, અલ્ટ્રા વાયોલેટ રે ટ્રીટમેન્ટ, વગેરેનાં સર્વ સાધનો વસાવેલાં છે. દરેક શાળામાં કસરત

શાળા અને તે અંગે એક શિક્ષક હોય છે. રોજ શાળાના સમય દરમિયાન એક કલાક રમત માટે ફરજિયાત ગાળવામાં આવે છે. આમાં આપણા ત્યાંની માફક ડ્રીલ ન કરાવતાં લોકપ્રિય રમતો શીખવાય છે, તેમજ રમાડાય છે. આ ઉપરાંત શાળાના સમય બાદ સાંજે સ્કૂલની ટીમોમાં રમનારાઓને ખાસ ટ્રેઈનિંગ ને પ્રેક્ટીસ અપાય છે.

અત્રેની સ્કૂલનું કામ કેવી રીતે ચાલે છે તે જાણવાની ઉત્સુકતાથી મેં બે મહિના પર અત્રેની એક પ્રાથમિક શાળામાં આખો દિવસ ગાળ્યો હતો. જુદા જુદા વર્ગમાં બેસી, શિક્ષકો કેવી રીતે શિક્ષણ આપે છે, તેનો જાતે અનુભવ લીધો હતો. આ પ્રસંગે નીચેની બે બાબતોએ મારા મન પર ઊંડી છાપ પાડી હતીઃ

(૧) શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચેનો મીઠો સંબંધ.

(૨) વિદ્યાર્થીઓનું શિસ્તપાલન.

આ દેશની પ્રાથમિક શાળાઓમાં શિક્ષકોના ૮૫ ટકા અવિવાહિત સ્ત્રીશિક્ષિકાઓ હોય છે. સ્વાભાવિક રીતે સ્ત્રીહૃદય કોમળ અને હેતાળ હોઈ નાનાં બાળકોનું મન સહેલાઈથી જીતી લઈ શકે છે. આને લઇ ને શિક્ષક અને વિદ્યાર્થીઓ વચ્ચેના સંબંધમાં કોઈ જાતની કર્કશતા જોવામાં આવતી નથી. આવું પ્રેમાળ વાતાવરણ બાળકને શાળાના કામમાં રસ લેતું કરે છે, જેનો પરોક્ષ લાભ ઘણો જ અમૂલ્ય લેખાય. શારીરિક શિક્ષા જવલ્લે જ કરવામાં આવે છે. દરેક સમય-વિભાગ (પીરિયડ)ને અંતે વિદ્યાર્થીઓને પાંચ મિનિટ વર્ગ બહાર જવા દેવામાં આવે છે, પરંતુ આ વખતે પણ શિક્ષક સાથે જ રહે છે. બીજા વર્ગનાં ૭ થી ૮ વર્ષની વયનાં બાળકો પાણી પીવાના નળ આગળ ૧૫-૨૦ની લાઈનમાં ઊભેલાં મારા જોવામાં આવ્યાં હતાં. કોઈ જાતની ધક્કામુક્કી સિવાય નંબર પ્રમાણે પાણી પીતાં હતાં. આ બનાવ જોયા પછી મને સમજાયું કે આ દેશનાં સાર્વજનિક સ્થળો જેવાં કે થિયેટર, રેલવે ઑફિસ, પોસ્ટ ઑફિસ, વગેરેમાં લોકો ૧૦૦-૨૦૦ની સંખ્યામાં હોવા છતાં પોલિસની હાજરી સિવાય, લાઈનમાં ઊભા રહી કેમ શિસ્ત પાળી શકે છે. ઘર આગળ માબાપો પણ આ બાબત પર પૂરતું લક્ષ આપે છે.

સ્કૂલના પ્રિન્સિપાલ સાથે વાત થતાં મને જણાયું કે શાળામાં દરરોજની હાજરી ૯૪ ટકા ઉપરાંતની રહે છે. વર્ગ ચઢાવવામાં એ આખા વર્ષનું કામ અને અવારનવાર લેવાયેલી પરીક્ષા ઉપર અવલંબે છે. નીચલા ધોરણોમાં જો અમુક વિષયો કાચા માલુમ પડે તો આખું વર્ષ ફરી કરાવે છે. પરન્તુ કોલેજ અને હાઈસ્કૂલમાં ફક્ત તે વિષયો જ ફરી કરવાના હોય છે.

આખા દેશમાં કોઈ સ્થળે ખાનગી ટ્યુશનની બદી જોવામાં આવતી નથી. પાછળ પડતા વિદ્યાર્થીઓને શાળાના ટાઈમ બહાર શિક્ષકો સહાય કરવા બંધાયેલા છે. સ્કૂલ બંધ થયા બાદ શાળામાં જ અર્ધો-પોણો કલાક રોકાઈ શિક્ષકો જોઈતી મદદ આપે છે. શિક્ષકોની લાયકાતમાં ઓછામાં ઓછો હાઈસ્કૂલ સુધીનો અભ્યાસ કરેલો હોવો જોઈએ એવું ધોરણ સર્વત્ર ઠરાવેલું છે. શહેરની શાળાઓમાં ગ્રેજ્યુએટ થયા બાદ શિક્ષકોની કોલેજમાં બે વર્ષ ગાળ્યાં હોય એવા જ શિક્ષકોને લેવામાં આવે છે. સ્ત્રી-શિક્ષિકાઓ જો પરણે તો તેમને નોકરીમાંથી રૂખસદ આપે છે. આ દેશમાં ૨૦ થી ૪૦ વર્ષની વયની અવિવાહિત સ્ત્રીઓ મોટે ભાગે શિક્ષકનો ધંધો કરે છે. સરકારી તેમજ ખાનગી ઑફિસોમાં કારકુનની

નોકરીમાં ૮૦ ટકા ઉપરાંત સ્ત્રીઓ જ કામ કરતી જોવામાં આવે છે. આ ધંધામાં વિવાહિત સ્ત્રીઓને બાતલ કરવામાં આવતી નથી. શિક્ષકોની આર્થિક જવાબદારી લાંબી ન હોવાથી તેઓ એમના પગારમાંથી સુખી જીવન ગાળે છે અને પોતાના કામમાં સારું લક્ષ્ય આપે છે.

આ દેશની કોઈ પણ શિક્ષણ સંસ્થામાં કાયમી નોકરીની જગ્યા હોતી નથી. કૉલેજ સુદ્ધાંમાં પણ નવ મહિનાનો કૉન્ટ્રેક્ટ હોય છે. કૉન્ટ્રેક્ટ દર વરસે બદલાય છે. વેકેશનના સમયમાં શિક્ષકો અને પ્રોફેસરોને શાળામાંથી છૂટા કરે છે અને તે સમય દરમિયાન તેમને પગાર આપવામાં આવતો નથી. હક રજા કે કેન્યુઅલ રજા એક દિવસની પણ આપવામાં આવતી નથી. માંદગીને અંગે જો એકબે દિવસ ગેરહાજર રહેવું પડે તો તે દિવસનો પગાર કપાય છે. આખા વરસમાં રવિવાર સિવાય ભાગ્યે જ ૬-૭ રજાઓ પડે છે. અમારી કૉલેજમાં ફક્ત ત્રણ રજાઓ મળે છે. કૉન્ટ્રેક્ટ પદ્ધતિની નોકરી હોવાથી કામમાં જો શિથિલતા દેખાય તો વર્ષ આખરે સહેલાઈથી રૂખસદ આપી શકાય છે. આ ઉપરથી સમજાશે કે શિક્ષકનો ધંધો અત્રે ઘણો જ આકરો છે. પણ તેના બદલામાં પબ્લિક સર્વિસ ઘણી જ સારી રીતે થાય છે.

આખા દેશમાં સહશિક્ષણની પ્રથા પ્રચલિત છે. છોકરા અને છોકરીઓની ઇલાયદી નિશાળો કે કૉલેજો બિલકુલ જોવામાં આવતી નથી. વર્ગમાં બેસવામાં પણ તેમના જુદા જુદા વિભાગ પાડવામાં આવતા નથી. પરન્તુ બધા ભેળસેળ બેસે છે. દર વરસે આ દેશની વસ્તીનો ચોથો ભાગ કેળવણીમાં રોકાયેલો હોય છે. હાલ તેમાં ૧,૫૦૦,૦૦૦ છોકરા, ૧,૫૦,૦૦,૦૦૦ છોકરીઓ અને ૧૦,૦૦,૦૦૦ શિક્ષકોનો સમાવેશ થાય છે. નીચેના કોઠા પરથી સમજાશે કે આ દેશમાં સ્ત્રીકેળવણીનું મહત્ત્વ એ પુરુષકેળવણીના જેટલું જ લેખાય છે:

આખા દેશની વસ્તી ૧૨,૭૦,૦૦,૦૦૦.

| નં. | શાળા | પુરુષ-વિદ્યાર્થી | સ્ત્રી-વિદ્યાર્થી | કુલ |
|---|---|---|---|---|
| ૧ | પ્રાથમિક | ૧,૧૮,૯૧,૬૩૦ | ૧,૧૩,૭૦,૪૭૦ | ૨,૩૨,૬૨,૧૦૦ |
| ૨ | હાઈસ્કૂલ | ૨૯,૯૯,૮૭૫ | ૩૦,૯૬,૬૧૩ | ૬૦,૯૬,૪૮૮ |
| ૩ | કૉલેજ | ૬,૧૫,૭૨૦ | ૪,૩૯,૬૪૦ | ૧૦,૫૫,૩૬૦ |
| | કુલ | ૧,૫૫,૦૭,૨૨૫ | ૧,૪૯,૦૬,૭૨૩ | ૩,૦૪,૧૩,૯૪૮ |

જુદી જુદી શાળાઓમાં કામ કરતા શિક્ષકોનું વર્ગીકરણ નીચે પ્રમાણે છે:

| નં. | શાળા | પુરુષ-શિક્ષક | સ્ત્રી-શિક્ષક | કુલ |
|---|---|---|---|---|
| ૧ | પ્રાથમિક | ૭૮,૪૮૨ | ૫,૯૨,૩૮૬ | ૬,૭૦,૮૬૮ |
| ૨ | હાઈસ્કૂલ | ૯૫,૮૩૩ | ૧,૫૨,૬૧૧ | ૨,૪૮,૪૪૪ |
| ૩ | કૉલેજ | ૬૭,૬૯૦ | ૩૧,૫૨૦ | ૯૯,૨૧૦ |
| | કુલ | ૨,૪૨,૦૦૫ | ૭,૭૬,૫૧૭ | ૧૦,૧૮,૫૨૨ |

મારા ખેતીવિષયક પત્રમાં * મેં જણાવ્યું હતું કે આ દેશમાં ગામડાં જેવી સંસ્થા જણાતી નથી. ખેડૂત ખેતર પર પાકાં મકાન બાંધી રહે છે. આ વર્ગનાં બાળકોની કેળવણી માટે આખા દેશના સ્કૂલ ડિસ્ટ્રીકટમાં વિભાગ પાડવામાં આવ્યા છે. એક સ્કૂલ ડિસ્ટ્રીકટનો વિસ્તાર ૪૦–૫૦ ચોરસ માઈલનો હોય છે. ફરજિયાત કેળવણીને અંગે દર ચાર ચોરસ માઈલે એક સ્કૂલ હોવી જોઈએ એવો આ દેશનો કાયદો છે. વિદ્યાર્થીની સંખ્યા ૮–૧૦ની હોય તો પણ આવી નાની પણ સ્વતંત્ર સ્કૂલો ચલાવવામાં આવે છે. આવી સ્કૂલોમાં ઘણી વખતે એક જ શિક્ષક અને એક જ ઓરડો હોય છે. ઉપલાં ધોરણો માટે નજીકનાં શહેરોમાં બાળકોને મોકલે છે. કેટલીક જગ્યાએ આવી નાની સ્કૂલોને એકઠી કરી એક મોટી સ્કૂલ સ્થાપે છે. અને નાનાં બાળકોને લઈ જવા લાવવા માટે સ્કૂલ તરફથી વાહનનો બંદોબસ્ત મફત આપવામાં આવે છે. મેટ્રિક સુધીના અભ્યાસ સુધી માબાપોને ફી કે પુસ્તકોનું કાંઈ ખર્ચ કરવાનું હોતું નથી. દરેક ડિસ્ટ્રીકટમાં આવેલી શાળાઓનો વહીવટ ચલાવવા એક બોર્ડ ચૂંટવામાં આવે છે. દર ત્રણ વર્ષે બોર્ડના સભ્યોની ચૂંટણી કરવામાં આવે છે. આ બોર્ડ સ્કૂલના ખર્ચનું અંદાજપત્ર નક્કી કરે છે. અને તેના આધારે ડિસ્ટ્રીકટમાંથી મિલકતનાં ધોરણે કર ઉઘરાવે છે. સ્થાનિક સ્વરાજ્યની આ એક સ્વતંત્ર સંસ્થા ગણાય છે અને તેના પર સ્ટેટના કેળવણીખાતાનો અમલ રહે છે.

કેળવણીને અંગે આ દેશમાં દર વર્ષે ૨,૬૦,૫૦,૦૦,૦૦૦ ડોલર એટલે લગભગ પોણું સાત અબજ રૂપિયા ખર્ચાય છે ! ૨૧ વર્ષની વય ઉપરાંતના દરેક નાગરિકને રોજના ત્રણ આના (૭ સેન્ટ) આ ખર્ચ પેટે સરકારને કર આપવો પડે છે. આ ગંજાવર રકમ નીચે આપેલા કોઠાની વિગત પ્રમાણે ભેગી કરવામાં આવે છે:

| નં. | વિગત | કુલ રકમ ડોલર | કુલ રકમના ટકા |
|---|---|---|---|
| ૧ | ફેડરલ સરકાર | ૪,૪૨,૬૧,૨૫૫ | ૨ |
| ૨ | સ્ટેટ સરકાર | ૫૮,૦૧,૯૦,૬૬૮ | ૨૨ |
| ૩ | સ્કૂલ ડિસ્ટ્રીકટ કરવેરા | ૧,૫૧,૦૮,૧૭,૪૦૧ | ૫૮ |
| ૪ | ફી (કૉલેજ) | ૧૩,૮૨,૫૭,૩૫૦ | ૫ |
| ૫ | બક્ષિસ | ૬,૧૭,૧૫,૧૮૦ | ૩ |
| ૬ | પરચૂરણ | ૨૬,૯૧,૬૯,૦૮૧ | ૧૦ |
| | કુલ | ૨,૬૦,૪૪,૧૦,૯૩૫ | ૧૦૦ |

ઉપલી રકમમાંથી ૭૦ ટકા શિક્ષકોના પગારમાં, ૪ ટકા પાઠ્યપુસ્તકોમાં અને બાકીના ૨૬ ટકા બીજાં સાધનોમાં વપરાય છે.

શિક્ષકોના માસિક પગારનું ધોરણ આખા દેશની સરેરાશ લેતાં નીચે પ્રમાણે છે ( નવ માસના ધોરણે ):

* 'પ્રસ્થાન' પુસ્તક ૧૩ અંક ૧ —સંચાલક

| નં. | જગા | સૌથી વધારે | સૌથી ઓછા | સરેરાશ ડોલર |
|---|---|---|---|---|
| ૧ | કૉલેજના પ્રેસિડેન્ટ (પ્રિન્સિપાલ) | ૨૨૫૦ | ૪૨૫ | ૮૫૦ |
| ૨ | કૉલેજના ડીન (Dean) | ૧૦૦૦ | ... | ૫૫૦ |
| ૩ | પ્રોફેસર | ૮૫૦ | ... | ૪૩૦ |
| ૪ | આસિસ્ટન્ટ પ્રોફેસર | ૬૭૦ | ... | ૩૦૦ |
| ૫ | લેક્ચરર | ૫૩૦ | ... | ૨૧૦ |
| ૬ | નિશાળના માસ્તરો | ૪૦૦ | ૬૦ | ૧૩૫ |

આ દેશમાં નાનીમોટી સર્વે મળી ૨,૭૯,૫૦૦ શાળાઓ છે, જેમાં ૧,૯૭,૭૯૦ ગામડી શાળાઓનો સમાવેશ થાય છે. ગામડી શાળાઓની વિગત તેમજ વર્ગીકરણ નીચે પ્રમાણે છેઃ

| નં. | શાળાની વિગત | શાળા સંખ્યા | શિક્ષક સંખ્યા | વિદ્યાર્થી સંખ્યા |
|---|---|---|---|---|
| ૧ | એક રૂમવાળી શાળા | ૧૩૮,૫૦૦ | ૧૩૮,૫૦૦ | ૧,૧૦,૦૦,૦૦૦ |
| ૨ | બે રૂમવાળી શાળા | ૨૪,૪૧૦ | ૪૮ ૮૨૨ | |
| ૩ | બે રૂમથી વધારે | ૧૭,૨૫૦ | ૧૯૨,૬૭૮ | |
| ૪ | હાઈસ્કૂલ | ૧૭,૬૩૦ | ૭૮,૫૦૦ | ૨૦,૦૦,૦૦૦ |
| | કુલ | ૧૯૭,૭૯૦ | ૪૫૮,૫૦૦ | ૧,૩૦,૦૦,૦૦૦ |

ધંધાદારી ઉચ્ચ કેળવણી આપતી કૉલેજની સંખ્યા ૧૪૧૮ની છે, જેમનું વર્ગીકરણ નીચે પ્રમાણે છેઃ

| નં. | કૉલેજનો પ્રકાર | સંખ્યા | નં. | કૉલેજનો પ્રકાર | સંખ્યા |
|---|---|---|---|---|---|
| ૧ | ખેતીવાડી | ૫૭ | ૯ | વૈદકીય | ૭૬ |
| ૨ | વેપારી | ૯૫ | ૧૦ | દાંતના સર્જન | ૩૯ |
| ૩ | શિક્ષણ (Teachers) | ૨૬૧ | ૧૧ | ફાર્મસી | ૬૬ |
| ૪ | એન્જિનિયરિંગ | ૧૩૯ | ૧૨ | નર્સિંગ | ૪૧ |
| ૫ | બાંધકામ (Architectual) | ૩૬ | ૧૩ | કાયદો | ૧૩૩ |
| ૬ | કલા | ૨૬ | ૧૪ | લાયબ્રેરી (સાયન્સ) | ૧૪ |
| ૭ | પત્રકાર | ૧૮ | ૧૫ | સંગીત | ૭૦ |
| ૮ | ગૃહચર્ય શાસ્ત્ર Home Economics(ફક્ત સ્ત્રીઓ માટે) | ૬૫ | ૧૬ | ધાર્મિક શિક્ષણ | ૧૨૧ |
| | | | ૧૭ | વેટરનરી | ૧૦ |

આ ઉપરાંત ધંધાદારી માટેની સ્કૂલો પણ કેટલીક ખાનગી સંસ્થાઓ ચલાવે છે. જેમાં સુથાર, લુહાર, દરજી, સોની, હજામ વગેરેના ધંધા શીખવાય છે. તે સિવાય દરેક ઉદ્યમનાં કારખાનાં ટ્રેનિંગ સ્કૂલો ચલાવે છે, જેમાં અક્ષરજ્ઞાન મેળવેલા લોકોને જે તે ઉદ્યમનું જ કામ શીખવે છે.

આખી પ્રજાનું કેળવણીના ધોરણે નીચે પ્રમાણેનું વર્ગીકરણ છેઃ

| નં. | શિક્ષણ | લોક વસ્તીના ટકા |
|---|---|---|
| ૧ | કૉલેજ ગ્રેજ્યુએટ | ૩ ,, |
| ૨ | કૉલેજ અન્ડર ગ્રેજ્યુએટ | ૭ ,, |
| ૩ | હાઈસ્કૂલ ગ્રેજ્યુએટ | ૧૪ ,, |
| ૪ | હાઈસ્કૂલ અન્ડર ગ્રેજ્યુએટ | ૩૩ ,, |
| ૫ | પ્રાથમિક શિક્ષણ મેળવેલા | ૩૮ ,, |
| ૬ | અભણ | ૫ ,, |
| | કુલ | ૧૦૦ ટકા |

ઉચ્ચ શિક્ષણ બાબતનું વર્ણન મેં મારા આગલા એક પત્રમાં આપ્યું હતું એટલે એનો અહીં ઉલ્લેખ કરવાનું ઉચિત ધારતો નથી. સરકાર તરફથી ચલાવવામાં આવતી કૉલેજોમાં દાખલ થવા માટેની આવેલી અરજીઓમાંથી એક પણ અરજીનો અસ્વીકાર કરવામાં આવતો નથી. દરેક નાગરિકને ઉચ્ચ શિક્ષણ પણ પૂરું પાડવા માટે સરકાર બંધાએલી છે એવો આ દેશનો કાયદો છે. વિદ્યાર્થીની શક્તિ કૉલેજના અભ્યાસ માટે પૂરતી ન હોય તો એને એક વર્ષની અજમાયશ બાદ કમી કરવામાં આવે છે.

વિદ્યાર્થી હોશિયાર ને મહેનતુ હોય તો એને ઉચ્ચ કેળવણી મેળવવામાં કોઈ જાતની અડચણ પડતી નથી. કૉલેજનું શિક્ષણકામ એવી રીતે ગોઠવેલું હોય છે કે ચાર વરસનો કોર્સ વિદ્યાર્થી હળવું કામ લઈ ૭ વર્ષમાં પૂરો કરી શકે અને સાથે સાથે પોતાનો બધો ખર્ચ મહેનત મજૂરી કરી કમાઈ લે. મજૂરીના દર અત્રે સારા હોય છે. હાલ એમ્સમાં દર કલાકના ૩૦ સેન્ટ એટલે રૂા. ૦–૧૨–૦ મળે છે. તેમજ સારા વિદ્યાર્થીને કામ મળી રહે છે. પરદેશીઓને થોડી અડચણ પડે છે. તે સિવાય વેકેશનના સમય દરમિયાન બધો વખત કામ કરી સારી રકમ મેળવે છે. કૉલેજનો બધો ખર્ચ આપકમાઈથી મેળવી લેનાર વિદ્યાર્થીઓની સંખ્યા આશરે ૧૫ ટકા જેટલી હશે, જ્યારે બાકીનો મોટોભાગ વત્તાઓછા પ્રમાણમાં પોતાના ખર્ચનો મોટો ભાગ જાતમહેનતથી મેળવી લે છે. નવ માસનું કૉલેજનું બધું ખર્ચ સામાન્ય વિદ્યાર્થી માટે ૫૦૦–૫૫૦ ડૉલર પૂરતા ગણાય.



## ન રહી

**પતીલ**

[ ગઝલ ]

મૂકવા શિર જા+ ન રહી.
સુધ કે નહીં સાન રહી;
બદલાઈ ગયું જ 'બધું—
દુનિયા દુનિયા ન રહી;
ચિત્રના સમ ખાઉં કઈ?
ચિત્ર કો કરમાં ન રહી;
અટકયો જીવ આવી ગળે,
પણ બંધ જબાન* કહી.
અફસોસ ! પતીલ, લવે
કવિતા કવિતા ન રહી !



+ જગા * જીભ

# ગ્રં થ કા ર

મૂળ લેખક : શ્રી શરદિન્દુ બન્દ્યોપાધ્યાય
અનુવાદક : દીપણ દયાળજી ઘેલાણી

પ્રકાશકનો, તેમને જલદી મળી જવાનો તાકીદનો પત્ર આવવાથી હું તે દિવસે ૯-૨૫ની લોકલમાં કલકત્તા જતો હતો. મનમાં નક્કી કર્યું હતું કે સાડાદશને સુમારે હાવરા સ્ટેશન પહોંચી કલકત્તાનું કામકાજ પતાવી દોઢની ગાડીમાં પાછો ઘર તરફ આવવા રવાના થઈશ.

અમારા ગામના સ્ટેશને ગાડી ફક્ત અરધી જ મિનિટ ઊભી રહેતી હતી. તેથી કોઈ ખાલી કે ઓછી ભીડવાળો કમ્પાર્ટમેન્ટ શોધી તેમાં બેસવાનું બની શકે તેમ નહોતું. સામે જ જે ઈન્ટર કલાસનો ડબો આવી ઊભો રહ્યો તેમાં જ ચડી જવું પડયું. ગાડીએ તે વખતે ચાલવાનો આરંભ પણ કરી દીધો હતો.

સરખે અંતરે બબ્બે બાંકડાઓની વચમાં લોખંડની જાળી અને સળિયા ભરી ડબ્બાને નાનાંનાનાં ખાનાંઓમાં વિભક્ત કરી નાંખ્યો હતો, કે જેથી એકસામટા ઘણા લોકલ પેસેન્જરો એકસાથે ભેગા થઈ મારામારી અને ઝઘડો કરે નહિ. જે ખાનામાં હું ઘૂસ્યો હતો તેમાં ચારપાંચ સદ્‌ગૃહસ્થો બેઠા હતા. બેઉ તરફના બીજાં બે ખાનાંઓમાં ચારચાર પાંચપાંચ ઉતારુઓ બેઠા હતા. એમના ચહેરા જોઈ મને એવું કાંઈ લાગ્યું નહિ કે આ લોકોને એકસાથે બેસવા દેવામાં આવે તો તેઓ એકબીજા ઉપર આક્રમણ કરે. ગમે તેમ હો, હું તો સંભાળીને એક ખૂણો શોધી આરામથી અઢેલીને બેસી ગયો.

મારી પાસે બેઠેલા એક પ્રૌઢ વયના સદ્‌ગૃહસ્થ એકચિત્તથી ચોપડી વાંચતા હતા. એમનું મન એ ચોપડીમાં જ પરોવાયેલું હતું, બીજી કોઈ તરફ એમનું લક્ષ જ નહોતું. ચોપડી વાંચતાં વાંચતાં વચ્ચે વચ્ચે જુદીજુદી લાગણીઓના આવેશથી એમની અરધી સફેદ અરધી કાળી કાચીપાકી દોઢ ઈંચ પહોળી મૂછો હાલી ઊઠતી હતી. અને ચશ્માના કાચની પેલીપાર રહેલી એમની આંખો આવેશના પ્રાબલ્યથી ચમકારા મારતી હોય એમ લાગતું હતું. કોઈ મહાકઠણ ખાદ્ય પદાર્થ ચાવતાં મહેનત પડતી હોય એવો ભાવ આ પુસ્તક વાંચતાં તેમનાં મોં પર દેખાતો હતો—તેઓ હાલી ઊઠતા હતા અને વચમાં વચમાં ગળામાંથી એક પ્રકારનો વિચિત્ર અવાજ કાઢતા હતા—ગરર્‌ર્‌—ર—!

એવી તે કઈ ચોપડી હશે કે જે વાંચી આ સદ્‌ગૃહસ્થ આટલા બધા ઉત્તેજિત થઈ ગયા હશે ? જીરાફની માફક ડોકું બની શકે તેટલું ઊંચું કરી, લંબાવી, ડોકિયું કરી ચોપડીનું નામ વાંચ્યું: 'નીલ રક્ત.' પુસ્તક પરિચિત હતું ખરું. લેખકનું નામ પ્રદ્યોતરાય. થોડા જ મહિના પહેલાં આ ચોપડી બહાર પડતાં સાહિત્યક્ષેત્રમાં એક જાતનું વિશિષ્ટ આંદોલન ઉત્પન્ન થવા પામ્યું હતું.

બાજુના ખાનામાંથી એક સદ્‌ગૃહસ્થે ઊંચે અવાજે પૂછ્યું: "પ્યારી'દા, આટલા બધા એકતાર થઈને શું વાંચો છો ?" ચોપડી વાંચતા આ મહાશય જ પ્યારી'દા હતા.

ચોપડીમાંથી મોં ઊંચું કરી પ્રથમ તેઓ થોડું ક્રોધમિશ્રિત ફિક્કું હસ્યા અને પછી બોલ્યાઃ "આ પદિયા (પ્રદ્યોતનું તિરસ્કૃત અપભ્રંશ) છોકરાની બહાદુરી, બીજું શું! શું લખ્યું છે! અરે મરું રે મરું. કહે છે કે આ ચોપડી પ્રસિદ્ધ થતાં ભારી ધમાલ મચી ગઈ છે! ચોપડી વિશો (વિશ્વનાથ) લાયબ્રેરીમાંથી લાવ્યો છું. મને થયું લાવને જોઉં તો ખરો પદિયાએ શું લખ્યું છે. હું એ છોકરાને તે નાનો હતો ત્યારથી જ ઓળખું છું—મારી સાળીના એક દૂરના સંબંધી જેઠનો એ દીકરો થાય—તે એણે એવું તે અક્કલનું શું પ્રદર્શન કર્યું છે કે ન પૂછો વાત."

બધા ઉત્સુક થઈ જોઈ રહ્યા. એક જણે પૂછ્યું: "નામ શું એ ચોપડીનું?" પ્યારી'દા તિરસ્કારસૂચક એક જાતનો અવાજ ગળામાંથી કાઢી ખોંખારો ખાઈ બોલ્યા: "હું-હું-'નીલ રક્ત.' જેવું નામ તેવી ચોપડી! અરે, મારે ચોપડી વાંચવા લેતાં પહેલાં જ વિચાર કરવો જોઈતો હતો કે પદિયો તે વળી કાંઈ ચોપડી લખી શકતો હશે ખરો? મોં ઉપરથી માખ ઉડાડી શકતો નહતો એ છોકરો વળી ચોપડી તે શું લખે? ત્રણત્રણ વાર તો મૅટ્રિક ફેલ—"

બીજો એક જણ વચમાં જ બોલી ઊઠ્યોઃ "નીલ રક્ત! હા, ચોપડીનું નામ સાંભળ્યું છે ખરું. તે દિવસે બોઝનો ગોપી (ગોપીનાથ) કહેતો હતો કે ચોપડી બહુ જ સરસ લખાઈ છે. ગોપી સાહિત્યની સારી ખબર રાખે છે-હાં-તે આપ એ લેખકને ઓળખો છો, એમ?"

પ્યારી'દા બોલ્યાઃ "મેં હમણાં જ કહ્યું મારી સાળીના જેઠનો પુત્ર! 'બાપે મારી ચરકલી ને બેટા તીરંદાજ.' દૂબળો પાતળો હાડપિંજર જેવો દેખાતો, રસ્તે રખડતો છોકરોઃ મોઢા ઉપર વિદ્યા કે અક્કલની જરાપણ નિશાની જણાય નહિ. વાત કરતાં કરતાં ત્રણ વાર તો ડચકાં ભરે. એ વળી ચોપડી લખે! હું તો હસવું જ ખાળી શકતો નથી ભાઈ."

'ગ્રંથકાર' શબ્દમાં કોણ જાણે શું એ એવી સંમોહન શક્તિ રહેલી છે—ખાસ કરીને કોઈ જો એમ કહે કે, 'હું અમુક લેખકને ઓળખું છું' તો થઈ જ રહ્યું-એનો બેડો પાર! જોતજોતામાં તે બધાની ઇર્ષ્યા અને શ્રદ્ધાનું પાત્ર થઈ પડે. પ્યારી'દાએ પણ ડબ્બામાં બેઠેલા બધા માણસોના મનનું પ્રબલ આકર્ષણ કરી લીધું.

એક બીજા પ્રૌઢ વયના મહાશય એક બાજુના ગલોફામાં એક ડૂચો પાન ભરી હથેળીમાંના જરદાને ચૂનામાં મેળવી તેને બીજા હાથવડે જોરથી થાબડી અંગૂઠા વડે ધીમે ધીમે મૃદુ મંદ મંથન કરતા હતા તે બોલી ઊઠ્યાઃ "પ્યારી ભાઈ, તું તો આ છોકરા ઉપર નકામો સાપની માફક ઉછળી ઊઠ્યો છે! ચોપડીમાં લખ્યું છે શું? વાર્તાનો વિષય શો છે તે તો કહે, અમે પણ સાંભળીએ!"

પ્યારી'દા બોલ્યાઃ "એણે લખ્યું છે મારું કપાળ અને એના બાપનું શ્રાદ્ધ!"

"અહાહા! વાર્તા શું છે તે જ કહેને ભાઈ? બીજું બધું ચૂલામાં પડ્યું."

"અરે એ વાર્તા કે ચીભડું! એક અસલ ખાનદાન જમીનદાર વંશના એક નબીરાનો કિસ્સો, અરે મને તો તેનું આ સાહસ જોઈ હસવું જ આવે છે.

"એનો બાપ તો હતો સબ પોસ્ટ ઑફિસર-સબ પોસ્ટ માસ્તર-અરે ભાઈ તે જમીનદારના છોકરાને કોઈ દિવસ આંખે પણ જોયા છે ખરા? કે તું આમ જમીનદારનો કિસ્સો લખવા તૈયાર થઈ ગયો? આને જ કહેવાય 'પેટમાં અન્ન નહિ અને કપાળમાં ચંદન તિલક'—હા,

હું પોતે જો એ વાર્તા લખત તો હજુ એ કાંઈક સમજી શકાય એવું હતું. હું પોતે તો ગરીબ ગૃહસ્થ છું પણ ત્રીસ વર્ષ થયાં સવારસાંજ બેઉ વેળા જમીનદારના બેઠકખાનામાં અડ્ડો તો જમાવી બેસું છું ને—એ લોકોને પગથી તે માથા સુધી રગેરગ ઓળખું છું અને બીજી બધી વાતની ખબર રાખું છું . . . શું કહો છો તમે મહાશય ?" આમ બોલી પ્યારી'દા અચાનક મારી તરફ ફર્યા.

પ્યારી'દાની વાત સાંભળતાં સાંભળતાં હું કેમ જાણે અંતરમાં ઊંડો ઊતરી ગયો હતો. જગત બધું જાણે માયામય જણાતું હતું—જગત ઉપર વૈરાગ આવી જતો હતો. હું ચમકી ઊઠ્યો અને બોલ્યોઃ "હાં, એ તો બિલકુલ બરાબર છે પણ—"

"એ પણ બણ નહિ. આ તો ચોખ્ખી નિર્ભેળ સાચી વાત છે. મને લખવાનો અભ્યાસ નથી એટલું જ, નહિ તો હું એવી વારતા લખત કે એ પદિયો તો શું પણ એનો બાપ પણ આંખો ફાડીને જોઈ રહેત."

પ્રથમ વર્ણવેલા પાન ચાવતા ગૃહસ્થ બોલ્યા : "પણ વાર્તા શું છે તે તો તું કાંઈ કહેતો નથી ને શું ?"

પ્યારી'દા : "વાર્તાનું કાંઈ મોંમાથુ હોય ત્યારે ને ? પહેલેથી છેલ્લે સુધી કલ્પનામાં પણ ન આવે એવાં ટાઢાં પહોરનાં ગપ્પાં. તમને બધાંને સાંભળવાની ઇચ્છા હોય તો લ્યો ત્યારે ટૂંક સાર કહું છું. સાંભળો." આમ કહી ફરી એકવાર તેણે ચારે તરફ નજર ફેરવી.

મારા મનમાં વિચાર આવ્યો કે પ્યારી'દા બધાંઓને વાર્તા સંભળાવવા ખાતર આટલું બધું મોણ નાંખતા હશે. જે લોકો વાર્તા કરવામાં હોશિયાર હોય છે તે લોકો સાંભળનારાઓના મનને પણ પ્રથમથી જ આવી રીતે આતુર બનાવી તૈયાર કરવામાં પ્રવીણ હોય છે. મેં જોયું કે ચાલતી ગાડીનો ખડખડાટ-અવાજ-થતો હોવાથી બધા એકી ટશે કાન માંડીને પ્યારી'દાની વાત સાંભળવા આતુર થઈ રહ્યા હતા. પ્યારી'દાના ચહેરા ઉપર આનંદનું મોજું ક્ષણભર ફરકી ગયું. તેણે હવે વાર્તા કહેવી શરૂ કરી.

શેક્સપિયર જેવા કોઈ કોઈ પ્રતિભાશાળી માણસો દુનિયામાં હોય છે, જેઓ બીજાની વાર્તાની તફડંચી કરી તેનું રૂપ બદલી નાંખી શકે. મેં જોયું કે પ્યારી'દા પણ એ જ કોટિના પ્રતિભાવાન ગૃહસ્થ હતા. મૂળ પુસ્તકમાંની વાર્તા કેવી રસમય લખાઈ હશે એ મારાથી કહી શકાતું નથી, પણ પ્યારી'દાની વાર્તા કહેવાની છટાથી વાર્તામાં રસ જામી ઊઠ્યો. અને યાદ છે ત્યાં સુધી તેના જ શબ્દોમાં એ વાર્તાનો સાર ટૂંકમાં નીચે આપું છું.

એક પ્રખ્યાત જમીનદારનો વંશ ત્રણસો વરસથી ચાલ્યો આવતો હતો. ત્રણ લાખ રૂપિયાની વાર્ષિક આવક, સાત સાત મહેલ, અગિયાર હાથી, બાવન ઘોડા, લાઠીબાજ, પટાબાજ, બંદૂકવાળા અને હોકો પકડી ચાલનારાઓનો તો કાંઈ સુમાર જ નહિ. જાણે મોટું એક લશ્કર. ટૂંકમાં એક નાનું સરખું રજવાડું કહીએ તો ચાલે.

તે વખતના જમીનદારો બહુ જ નિરંકુશ અને જુલમી હતા. લૂંટ, ધાડ, છૂપાં ખૂન, કોઈને જીવતો બાળી મૂકવો વગેરે—એવું કોઈ કામ નહિ હોય કે જે તેઓ ન કરી શકે. તેની એક વિધવા પુત્રીનું ચારિત્ર્ય અનીતિમય હતું. જમીનદારને ખબર પડતાં પોતાની પુત્રીને તથા તેના જારને પકડાવી મંગાવી પોતાના બેઠકખાનાના ઓરડાની જમીન ખોદી તેમાં તેમને જીવતાં દાટી દઈ બેઠકખાનાની ફરસબંધી રાતોરાત પાછી હતી તેવી બનાવી દીધી હતી. એ લોકોના

અત્યાચાર અને જુલમની કેટલીએ વાતો ગામમાં થતી હતી. આજુબાજુના નાના જમીનદારો; યમને જોઈ જેમ માણસ થરથર કંપી ઊઠે તેમ એનાથી ડરતા. સાંભળ્યું છે કે એમની જમીનના સીમાડા ઉપર એક ગઢવાલી સાથે સીમાડાની અમુક જમીનના કબજા બાબત તકરાર થતાં તે ગઢવાલીને ઘરમાંથી પકડાવી મંગાવી મુશ્કેટાટ બાંધી અમાવાસ્યાની ઘોર રાતે કાળી માતાને તેનો ભોગ ચડાવી દીધો હતો!

આજકાલ એટલું બધું તો કાંઈ નથી પણ રાજપાટ તો હજુ જેમનું તેમ મોજુદ છે. વાર્તાના વખતના જમીનદારને માત્ર એક જ દીકરો હતો. તેનું નામ અહીન્દ્ર. આ અહીન્દ્રને જ આ વાર્તાનો નાયક બનાવ્યો છે. તે ધોરણસર અંગ્રેજી વાંચતાં લખતાં શીખ્યો હતો. કલકત્તામાં એક મોટુંમસ મકાન ભાડે રાખી રહેતો હતો. તે બહુ જ સારો અને લાયક છોકરો હતો—વાત ધ્યાન દઈને સાંભળજો હોં—તે બહુ જ સારો અને લાયક છોકરો—બહુ જ શાંત પ્રકૃતિનો. એના પૂર્વજોનો દુષ્ટ સ્વભાવ એનામાં જરા પણ જણાતો ન હતો—બહુ જ નિરભિમાની ચહેરો પણ સુંદર—દેખાવડો. ભણવામાં પણ તેવો જ ચાલાક. એટલે ટૂંકમાં કહીએ તો જાણે હીરાનો ટુકડો.

આ છોકરો ભણતાં ભણતાં અચાનક એક બૅરિસ્ટરની છોકરી સાથે પ્રેમમાં પડી ગયો. તેણે બૅરિસ્ટરને ઘેર જવા આવવાનું ચાલુ કરી દીધું. બૅરિસ્ટરની અવસ્થા ઉપર ઉપરથી સારી જણાતી હતી, પણ અંદરથી બધું બોદું હતું. પગથી તે માથા સુધી કરજમાં ડૂબેલો હતો પણ તેની પુત્રી મનીષા બહુ જ ડાહી અને લાયક છોકરી હતી. સુંદરી હતી, ભણેલી હતી, છતાં 'ઓછું પાત્ર અદકું ભણ્યાં' જેવી ન હતી. શાંત–ધીર–નમ્ર. તે પણ મનથી અહીન્દ્રને ચાહવા લાગી.

પણ પ્રેમનો પંથ પાધરો હોતો નથી, અનેક વિઘ્નોથી ભરેલો હોય છે. જમીનદારના છોકરાએ જોયું કે તેની પ્રિયતમાને મેળવવાના રસ્તામાં ઘણી બાધાઓ હતી, એટલે કે મનીષાના હાથનો એક બીજો પુરુષ પણ ઉમેદવાર હતો. અને તે ઉમેદવાર બીજો કોઈ નહિ—બૅરિસ્ટરનો લેણદાર જ. તેની ઉમર ચાલીશની આસપાસ, હજુ સુધી અવિવાહિત, વિલાયત જઈ આવેલો અને રૂપિયાપૈસાનું તો પૂછવું જ શું? જાણે ધનનો સાગર. એના ચારિત્ર્ય વિષે ક્યાંક ક્યાંક ઘુસપુસ વાતો થતી, પણ જેની પાસે આટલું ધન છે તેને વિશેની આવી વાત કોણ સાંભળે? 'यस्यास्ति वित्तं ...' હં, તમે સમજ્યા ને?

બૅરિસ્ટર સાહેબ અત્યંત નબળા મનના હતા. તેને પોતાની પુત્રી પ્રાણથી પણ વહાલી હતી પણ તેનો ઉપાય ન હતો. લેણદારની જાળમાં તે સંપૂર્ણ રીતે ફસાયેલો હતો. તેથી જ તે પોતાની મરજી હોવા છતાં અહીન્દ્ર સાથે પોતાની પુત્રીના લગ્નનો વિચાર સુદ્ધાં મનમાં લાવતાં ડરતો હતો. અહીન્દ્ર પણ સ્પષ્ટ કાંઈ બોલતો ન હતોઃ ફક્ત આવતો જતો, અહીંતહીંનાં ગપ્પાં મારતો, ચાપાણી પીતો—એટલું જ. તેના મનનો ભાવ કોઈ કોઈ સમજી પણ શક્યું હશે પણ તે પોતે તેમજ બીજું કોઈ ચોખ્ખેચોખ્ખી વાત કરી શકતા નહતા. આમ ને આમ ૭ મહિના વીતી ગયા.

૭ મહિના પછી એક દિવસ વાતવાતમાં લેણદારનો મનોભાવ અહીન્દ્ર સમજી શક્યો. લેણદાર મનીષા સાથે લગ્ન કરવા માગતો નહતો—લગ્ન ઉપર તેને બહુ જ અરુચિ હતી—તેની મનસા કાંઈક બીજી જ હતી. પણ મનીષા ડાહી હોવા છતાંએ બહુ જ હઠીલી હતી

તેથી તે આવી બાબતોમાં કોઈ આપતી નહિ. બૅરિસ્ટર સાહેબ મનમાં બધું ય સમજતા હતા પણ લેણદારનો કોપ વહોરી લેવાની તેમનામાં હિંમત નહોતી—તેથી ફક્ત આંખમિંચામણાં કરી જે થાય તે થવા દેવાની ઇચ્છા રાખતા હતા. છતાં લેણદાર બાબુ કાંઈ સફળતા મેળવી શકતા નહોતા.

આ બધું જાણવા છતાં અહીન્દ્ર કાંઈ બોલ્યો નહિ—તે શાંત ચૂપ રહ્યો. તે એટલો તો સંયમી, બુદ્ધિમાન અને પાકો હતો કે લેણદાર બાબુ તેનો હરીફ છે એ જાણવા છતાં પણ તેના તરફ ઇર્ષા કે ક્રોધનો ભાવ સરખો યે દેખાડચો નહિ. ઊલટું ઉપર ઉપરથી બહુ જ સદ્ભાવ દેખાડી તે લેણદાર બાબુનો ખાસ્સો મિત્ર બની ગયો. લેણદાર અહીન્દ્રને 'ગૌબેબ બિચારો'—'અક્કલ શૂન્ય' માનતો અને તેથી તેના તરફ દયાની નજરે જોતો હતો.

એક દિવસ સાંઝ પછી અહીન્દ્ર બૅરિસ્ટર સાહેબને ઘેર ગયો અને જોયું તો મનીષા બગીચામાં ઘાસ ઉપર ઘૂંટણભર બેઠી હતી અને બન્ને હાથ વડે પોતાનો ચહેરો ઢાંકી દઈ રડતી હતી. અહીન્દ્ર કાંઈ પણ બોલ્યા ચાલ્યા વગર બગીચામાંથી જ પાછો ઘર તરફ ચાલ્યો ગયો.

બીજે દિવસે સાંઝને વખતે અહીન્દ્રે લેણદાર બાબુ સાથે એકાંતમાં મુલાકાત કરી અને બોલ્યો: "આપની સાથે એક બહુ જ ગુપ્ત વાત કરવાની છે—થોડા રૂપિયા ઉધાર જોઈએ છે. પણ આ કામ બહુ જ ખાનગી રાખી ચૂપચાપ કરવાનું છે કે જેથી મારા પિતાને એ વાતની કશીએ જાણ થાય નહિ."

મોટા માણસોના છેલબટાઉ છોકરાઓને પૈસા ધીરવા એ તો લેણદાર બાબુનો ખાસ ધંધો જ હતો. તે એકદમ ખુશમીજાજમાં આવી જઈ બોલ્યો: "ભલે, બહુ સારું; આજ રાતના દસ વાગ્યે મારે ઘેર આવજો. કોઈ પણ હશે નહિ. તદ્દન એકાંત, નોકર ચાકરને પણ રવાના કરી દઈશ."

રાતના દશને સુમારે લેણદાર બાબુને ઘેર અહીન્દ્ર પગે ચાલીને જઈ પહોંચ્યો. તેણે જોઈ લીધું કે ઘરમાં ઘરના ધણી સિવાય બીજું કોઈ ન હતું. બન્ને જણાએ રૂપિયા પૈસાની વાતચીત કરવા માંડી.

અહીન્દ્રે વીશ હજાર રૂપિયા ઉધાર માગ્યા. વ્યાજના દર બાબત બન્ને જણ વચ્ચે કસાકસી ચાલી. અહીન્દ્રે કહ્યું કે તે દર સેંકડે દશ ટકાથી વધુ વ્યાજ આપી શકશે નહિ. લેણદાર બાબુ કહે કે તે પંદર ટકાથી ઓછું વ્યાજ લેતા જ નથી. એનું કારણ એ કે જે લોકો એની પાસેથી નાણાં ઉછીનાં લેતા હતા તેમનાં નામ તે અત્યંત ગુપ્ત રાખતો હતો અને એમની આવી હકીકત કોઈ પણ રીતે બહાર જવા પામતી નહોતી—ખાનગી રહેતી. અહીન્દ્રે આ બાબતમાં શંકા દર્શાવી, ત્યારે તેણે પોતાની મોટી લોખંડની તિજોરી ખોલી અહીંતહીંની કેટલીએ હેન્ડનોટો બહાર કાઢી અને દેખાડ્યું કે બધાય સેંકડે પંદર ટકા વ્યાજ તેને આપતા હતા.

બરાબર આ જ વખતે ટેબલ ઉપરની બત્તી ઠરી ગઈ. તે પછી સંપૂર્ણ અંધકાર—ઘરમાં શું થયું તેની કોઈને કાંઈ ખબર પડી નહિ.

બીજે દિવસે સાંઝના હંમેશના નિયમ પ્રમાણે અહીન્દ્ર બૅરિસ્ટર સાહેબને ઘેર ગયો ત્યારે સાંભળ્યું કે લેણદાર બાબુ અચાનક મરી ગયા. કેમ મરી ગયા, શું હતું શું નહિ, તે કોઈ ચોક્કસ કહી શક્યું નહિ. પણ તેનું નૈતિક ચારિત્ર્ય સારું નહોતું તેથી બધાનું એવું અનુમાન હતું કે કોઈ સ્ત્રીને લઈને આમ બન્યું હશે.

## વસુંધરાને

'પુંડરીક'

મને વ્હાલી પૃથ્વી જગતજનની પ્રેમઝરણી,
લઈ અંકે વ્હાલાં ચર અચર બાળો રીઝવતી;
રચે મારે માટે નવનવ કલા પ્રાણ ભરતી,
ધરી વેષો જૂદા શિશુસમ મને મુગ્ધ કરતી.

મહાશ્ચર્યે ભૂરા ચકચકિત પૂરી રમકડાં,
દિને રાતે ગોળા ઝગમગ કરી સુંદર દડા
જગાડે ઉંઘાડે; ઋતુ વિવિધમાં ધારણ કરી
અનેરા કૈં ભાવો શિશુહૃદયને તે શિખવતી.

પડે લાખો ઘા તો સહન કરતી મૌન મનથી,
ધરેલા બીને તે સભર ભરતી હૂંફ દઇને.
કંઈ કાળોની સૌ પરિચિત ચીજો સંગ્રહ કરી,
જગાવે અંધારા ગહનમહીં સૂતી સ્મૃતિ ઘણી.

તને અર્પું શું હું જીવનમય તારો રસ ભર્યો ?
બધાં ગાનો મારાં તવ રસતણાં નિર્ઝર દ્હજો !

## આધુનિક ગુજરાતી સાહિત્યકા . . ૪
### શ્રી. ઉમાશંકર જોષી

'પિપાસુ'

[શ્રી. ઉમાશંકર જોષી પરના લેખનો પ્રથમ ભાગ—નાટકો અને લઘુકથાઓ—'પ્રસ્થાન'ના ગયા અંકમાં પ્રગટ થઈ ચૂક્યો છે. આ બીજો કાવ્યવિભાગ નીચે આપવામાં આવ્યો છે. હવે પછી શ્રી. સુંદરમ્ પરનો લેખ આવશે.—પિપાસુ]

૨

**'વિશ્વશાંતિ'નું મંગલ વાતાવરણ**

શ્રી. ઉમાશંકર ગુર્જર વાચકો સમક્ષ પ્રથમ કવિ તરીકે ખડા થયા હતા. 'વિશ્વશાંતિ' (૧૯૩૧) અને 'ગંગોત્રી' (૧૯૩૪) એ એમના કાવ્યસંગ્રહો આજ સુધીમાં પ્રસિદ્ધ થયેલા છે. એમનો ત્રીજો કાવ્યગ્રંથ અત્યારે છપાઈ રહ્યો છે. 'વિશ્વશાંતિ'માં શ્રી. કાકાસાહેબે મર્મસ્પર્શી પ્રસ્તાવના લખેલી છે. કાકાસાહેબનો સમર્થ હાથ ઝાલીને શ્રી. ઉમાશંકરે પ્રસિદ્ધિના ક્ષેત્રમાં પદાર્પણ કર્યું છે. 'વિશ્વશાંતિ' ખંડકાવ્ય મહાત્મા ગાંધીજી સત્યાગ્રહ કરવા દાંડી જવા નીકળ્યા હતા તે પ્રસંગને અનુલક્ષીને લખ્યું છે. પ્રસંગને અનુલક્ષીને એનો અર્થ એટલો જ કે એ મહત્ત્વપૂર્ણ ઐતિહાસિક ઘટનાની પાર્શ્વભૂમિ પર એ કાવ્ય રચાએલું છે. પોતાના નિવેદનમાં જ શ્રી. ઉમાશંકર પોતે જ લખે છે કે "બાપુ (મહાત્મા ગાંધીજી)નું પશ્ચિમપ્રયાણ હિંદના સ્વાતંત્ર્યને અંગે ભલે હોય, પણ એમાંથી હિંદને સ્વાતંત્ર્ય મળશે એ કરતાં પશ્ચિમને શાંતિનો પયગંબરી સંદેશ મળી રહેશે એ તત્ત્વ વધારે આકર્ષક લાગ્યું છે,' ને તેથી તેની ઉપર જ ભાર મૂક્યો છે." શ્રી. કાકાસાહેબ 'વિશ્વશાંતિ'નો પરિચય કરાવતાં લખે છેઃ "વસંત આવે છે ત્યારે એકલો આવતો નથી. એની સાથે બાલવૃત્તિ વાદળાં પણ આવે છે, અને ચંચળમતિ પવન પણ આવે છે. દુનિયાનું અશેષ દુઃખ હરી નાખનાર ફૂલો પણ આવે છે, અને ગાઈ ગાઈને આ બધાને ઓપ ચડાવનાર કોકિલ પણ આવે છે; દરેક ખૂણાની ખબર દરેક ખૂણે પહોંચાડનાર ખબરપત્રી પતંગિયાં પણ આવે છે, અને શાપમુક્ત થવાથી સ્મૃતિ જાગૃત થતી હોય એવી રીતે વનસ્પતિ સૃષ્ટિમાં નવા નવા અંકુરો પણ આવે છે. રાષ્ટ્રનો ઉત્થાનકાળ જ્યારે નજીક આવે છે, ત્યારે જીવનવીરો પણ જાગે છે અને સાહિત્યવીરો પણ ખીલે છે, સેવાવીરો પણ પ્રગટ થાય છે, અને યાત્રાવીરો પણ ચાલવા માંડે છે. ઊગતી સૃષ્ટિ સાથે જેમનો સંબંધ છે એવા કેટલાક માળીઓ કોઈની નજર પડે તે પહેલાં જ ઊગતી કળીઓને શોધી કાઢે છે અને એમનો વિકાસહાસ જોઈને આનંદ પામે છે. એ આનંદમાં ભાગ પડાવવા વાચકોને અહીં આમંત્રણ છે."

'વિશ્વશાંતિ' એ એક પ્રસન્ન ગંભીર ખંડકાવ્ય છે. ઓગણીશ વર્ષની જ વયે શાંતિ અને તે પણ વિશ્વશાંતિ જેવા કલિષ્ટ તાત્ત્વિક વિષય પર આટલું ભારદસ્ત કાવ્ય લખવામાં અસાધારણ પ્રતિભાની જરૂર છે. ઉદાત્ત, ભવ્ય અને ઉન્નત (grand and sublime) એ શ્રી ઉમાશંકરનાં કાવ્યોમાં વિશેષ ગુણ છે. તલસ્પર્શી સામાજિક ચિત્રો જે દોરી શકે તે જ કાવ્યમાં પણ

સારાય વિશ્વની ઉદાત્તતા આણી શકે છે એ ભારે કૌતુકપ્રદ છે. કાવ્યની શરૂઆત જ કેટલી સુંદર કરી છે તે જોઈએ:

ત્યાં દૂરથી મંગલ શબ્દ આવતો!
શતાબ્દિઓના ચિરશાન્ત ઘુમ્મટો
ગજવતો ચેતનમંત્ર આવતો!

આ જ કાવ્યમાં શ્રી ઉમાશંકર આગળ કહે છે: યુગયુગરૂપ અનેક પર્વતોની માળાની પેલેપારથી આ મંગલ શબ્દ આવે છે. આ શબ્દથી પાપનો નાશ થાય છે ને પાપી સુખરૂપ રહે છે. જગતના કિનારા પર ઉભેલા અનેક યોગી પુરુષોએ આ મંત્ર સુણ્યો છે, ઝીલ્યો છે. આરણ્યકોએ, ઋષિમંડળોએ, બુદ્ધે, ઈશુએ, મહાવીરે એમ બધાએ આ મંગલ શબ્દ સુણ્યો છે. પરંતુ આ મંત્રથી નિદ્રાજડ જગત જાગ્રત ન જ થયું. આમ ફરી ફરીને આ મંત્ર અનંતમાં વિરામ પામ્યો છે:

ત્યાં દૂરથી મંગલ શબ્દ આવતો!
યુગો તણી કૈંક પડી કતાર
આવે ધ્વનિ એહની આરપાર;
'તું પાપ સાથે નવ પાપી મારતો!'
એ મંત્ર ઝીલ્યો જગને કિનારે
ઊભેલ યોગીપુરુષે અનેકે,
આરણ્યકોએ, ઋષિમંડલોએ;
સુણેલ બુદ્ધે, ઈશુએ, મહાવીરે.
ન તોય નિદ્રાજડ લોક જાગ્યાં
ડૂબી ગયો મંત્ર અનંતતામાં!

ગુજરાતના સુપ્રસિદ્ધ અને વિદ્વાન ટીકાકાર સ્વ. પ્રો. નરસિંહરાવ દીવેટીઆના હાથમાં આ કાવ્ય જતાં તેઓ ખરેખર આનંદમુગ્ધ બની ગયા હતા. તે વેળા શ્રી. ઉમાશંકર જેલમાં હતા. શ્રી. નરસિંહરાવે આ કાવ્યની સમાલોચના કરતાં કહ્યું છે: "આ અસાધારણ ગુણવાળા કાવ્યનું સ્વરૂપ દર્શન કરિયે: હેમાં પ્રગટ થતું ગંભીર દર્શન કવિના પ્રતિભાદર્શન (vision)ની સાક્ષી પૂરે છે. હેમાં સૌન્દર્યના લાલિત્ય કરતાં ભાવની અને નાદની ગંભીરતા વિશેષ છે. ભાષાશૈલીમાં સાક્ષાત્ પ્રવર્તન (directness) છે, કેમકે કવિ પોતાના ભાવ અને ભાવનાના આવિષ્કરણ માટે આડાઅવળા પ્રકાશન માર્ગ શોધતો નથી, વક્તવ્ય તરફ સીધું પ્રયાણ કરે છે. ભાવ અને ભાવનામાં ભવ્ય અને ઉન્નત (grand અને sublime) એ બંને તત્ત્વોનું સુભગ મિશ્રણ છે... આ ગુણો સાથે જ સંબંધ રાખનારા ગુણોનું પણ દર્શન થાય છે: કલાની અકૃત્રિમતા, પદરચનામાં સ્વતન્ત્ર પદ્યનું સેવન, પદબંધમાં યોગ્ય સ્થળે આપોઆપ આવતી વિવિધતા અને પરિવર્તન."

દુનિયામાં ચાલેલા ઘનઘોર મહાયુદ્ધ વિષે લેખક કહે છે:

લોહીછાંટી આંગળીએ ઊભીને
મંડાણ જેણે યુદ્ધનાં ત્યાં રચ્યાં!
ને દેખશો કે દૂરના યા દ્વારના,
પ્રબળજનના શોણિત લેખ વાંચશો!

મનુષ્ય મનુષ્ય વચ્ચે ચાલેલા અખંડ સંગ્રામને પરિણામે થયેલો સંહાર જોઈને ભૂતકાળ રાક્ષસી હાસ્ય કરી રહ્યો છે.

ને . રક્તરંગો અતિ ચંડકાય,
રંગ્યા થયા માનવભક્ષતો જે,
ફેલેલ દેખી નિજકર્મને, તે
ડરી રહ્યો હર્ષથી ભૂતકાળ.

પરંતુ એક વેળા માણસજાતિએ શાંતિવ્રત લીધું કે સારી વસુધા એક કુટુંબ સરખી થઈ જશે. અને આ શબ્દ અનંત અવકાશની પાર જ્યાં કોટિ કોટિ સૂર્યમાલા ઘૂમે છે અને જ્યાં શાંતિના રસિક રાસ ચગી રહ્યા છે ત્યાં પહોંચશે. અને આખું વિશ્વ જાણે કે પક્ષીઓના એક માળા જેવું બની રહેશે.

ને એ જશે શબ્દ અનંત વીંધી,
જ્યાં ઘૂમતી કોટિક સૂર્યમાલા,
જ્યાં શાન્તિના રાસ ચગે રસાળા,
यत्रैव विश्वं भवत्येकनीडम् ।

'વિશ્વશાંતિ'ના છેવટના ખંડ 'કાલસાગરે'માં શ્રી ઉમાશંકરની ભવ્યોન્નત પ્રતિભાનું ખરું દર્શન આપણને થાય છે. "પૃથ્વીના પટ ઉપર આપણે માનવ એક બિન્દુ સરખા છે. વિશ્વના તેજસાગરમાં આપણી આ પૃથ્વીય તે એક બિન્દુ છે. અને અંતલાન્તિક અનંતમાં આ વિશ્વમાળા પણ એક બિન્દુ જેવી જ છે. પરંતુ સિન્ધુની શોભા તેમાંના પ્રત્યેક બિન્દુ પર અવલંબે છે. આકાશની તેજઘટાનો આધાર પ્રત્યેક અણુ પર છે. આ ગભીર કાળસાગરમાં આપણે બિન્દુ સરખા જ હોઈએ તો શું થયું? સર્વ બિન્દુઓ મળીને આવો આપણે એક ઉત્તાન ગાન ગાઈએ." શ્રી. ઉમાશંકરના કાવ્યમાં ભવ્ય કલ્પનાનું પ્રાચુર્ય છે. એટલું છે કે એકાદ પ્રયોગશાળામાં કાચનાં નાનાં નાનાં ઉપકરણ વાપરનાર રસાયનશાસ્ત્રી પ્રમાણે વિશ્વમાંનાં ગ્રહોપગ્રહો અને તારામંડળનાં ઉપકરણ પોતાના કાવ્યરસાયન માટે તે સહજ વાપરે છે. સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યરચના પણ તેમણે થોડી ઘણી કરી છે. આકાશ ફાડીને તેમાંથી થનારા વીજળીના ઉત્પાત અને ઘોર મેઘગર્જનાનું વર્ણન તેમણે પોતાના એક સંસ્કૃત કાવ્યમાં આકાશમાં ટાંગેલી સનાતનકાળની ઘંટા જાણે ભાંગી જતાં તેનો અવાજ થાય છે—*व्योमांगणे रणति खण्डित कालघटा* એમ કર્યું છે. આકાશમાં પ્રસરેલા મેઘાડંબરને કાલઘંટ કલ્પનારી આ પંક્તિ વાંચીને પર્વતટેકરીઓને શિવલિંગ બનાવી તેની ઉપર વરસાદ વરસાવનાર આકાશને અભિષેકપાત્ર ગણનાર મુક્તેશ્વરની સ્મૃતિ મરાઠી વાચકોને તરત જ થશે.

**'ગંગોત્રી' અને ઇતર કવિતા**

૧૯૩૪ની સાલમાં પ્રસિદ્ધ થયેલા તેમના કાવ્યસંગ્રહ 'ગંગોત્રી'માંની સારી કવિતા '૩૦ થી '૩૩ સાલ દરમ્યાન લખાયેલી છે. 'ગંગોત્રી'માં વિષયોની વિવિધતા વિપુલ છે. રાષ્ટ્રીય, તાત્ત્વિક, સામાજિક, વિનોદી એવા સર્વ પ્રકારનાં કાવ્યો આમાં મળે છે. પ્રણય કાવ્યો માત્ર બહુ ઓછાં, બેચાર જ છે. વિસાપૂર જેલમાં લખાયેલાં તેમનાં સામાજિક નાટકોની સાથે જ લખાયેલાં અને તેટલાં જ મહત્ત્વનાં સામાજિક વિષમતા પર રચાયેલાં દલિતવર્ગનાં કાવ્યો આ સંગ્રહમાં ઠીક ઠીક છે. શ્રી. સુન્દરમ્ કરતાં શ્રી ઉમાશંકરનાં આવાં કાવ્યોમાં શુદ્ધ સમાજદષ્ટિ વિશેષ છે, જ્યારે શ્રી સુન્દરમ્નાં કાવ્યોમાં લાગણી આગળ તરી

આવે છે. શ્રી ઉમાશંકરનાં કાવ્યોમાં પણ તેમની વાર્તાઓ અને નાટકોનો વિનોદ ઠેકઠેકાણે દેખાઈ આવે છે. આ વિનોદછટાને લીધે તેમનાં કાવ્યોમાં જે આકર્ષકતા ઉત્પન્ન થઈ છે તે બહુશઃ થોડાં કાવ્યોમાં નજરે પડે છે. મનુષ્યત્વનાં ચિત્રો જેને દોરવાનાં છે તેને વિનોદની બક્ષીસ અવશ્ય મળેલી હોવી જોઈએ જ. ન તો અભ્યાસજડ પંડિતોનું ગાંભીર્ય કે ન નિરાશાગ્રસ્ત દુર્બલનું રોતલપણું માનવતાનું વાસ્તવ ચિત્ર એકદમ સરસ રીતે દોરી શકે. મિલ્ટનને શેકસપિયરનો વિનોદ સિદ્ધ હોત તો તે શેકસપિયરથીય મોટો ગણાઈ જાત એમ કહેવાય છે તે આ અર્થમાં. "૩૪નું ગ્રંથસ્થ વાઙ્મય" એ નિબંધમાં શ્રી જ્યોતીન્દ્ર દવેએ 'ગંગોત્રી' વિષે નીચેના ઉદ્‌ગાર કાઢ્યા છેઃ "...ઊંડી માનવતા, સંસ્કારી સંયમ, કાવ્યના જુદા જુદા પ્રકાર પૂરતું જ નહિ પરંતુ વિચાર ને વિષયનું પણ વૈવિધ્ય, ચિંતનશીલતા, વસ્તુનું યથાર્થ દર્શન ને સ્વાભાવજન્ય વિનીતતા શ્રી ઉમાશંકર દાખવી શક્યા છે. ...'ગંગોત્રી...નો પ્રવાહ એકસરખો વહ્યો જાય છે'...'ગંગોત્રી'ના નાયકે 'ધોબી' ને 'મોચી' 'ચૂસાઈ ગયેલો ગોટલો' ને 'ઊકરડો' ઇત્યાદિ અત્યાર સુધી કાવ્યપ્રદેશમાં અવિષયરૂપ મનાએલા વિષયોને પણ કાવ્યવિષય બનાવ્યા છે. આમ એમનું વાસ્તવદર્શન વધારે વિશાળ ને વ્યાપક છે......શ્રી ઉમાશંકરની નિરૂપણશૈલી–આયોજન પદ્ધતિ પણ પ્રસંગે પ્રસંગે વૈવિધ્ય ધારણ કરે છે. કાવ્યના કલેવર ઉપરાંત કાવ્યના આત્મા પરત્વે પણ એમણે પ્રયોગો કર્યા છે. ઉપર ગણાવ્યા તે ઉપરાંત 'સમરકંદ ને બુખારા' 'કરાલ દર્શન' 'કરાલ કવિ' 'હરીફ' 'એક બાળકીને સ્મશાનમાં લઈ જતાં' 'નવો નાટકકાર' ઇત્યાદિ કાવ્યોમાં પણ નવીનતા, વિષયો પૂરતી જ નહિ પણ આયોજના અને નિરૂપણ પદ્ધતિમાં પણ રહેલી છે....શ્રી. ઉમાશંકરની (શૈલી) પ્રસન્ન ગંભીર છે. આથી ગંભીર અને પ્રૌઢ વિષયોનું નિરૂપણ એ સહેલાઈથી કરી શકે છે. અદ્‌ભુત કે રૌદ્રરસને પુષ્ટ કરે એવાં કાવ્યોમાં એ સહેજે સિદ્ધિ મેળવી શકે છે." '૩૪ ની સાલમાં શ્રી. કનૈયાલાલ મુનશીનું 'લોપામુદ્રા' ચાર વિભાગમાં પૂરું થતું ન હોત તો શ્રી. ઉમાશંકરનું 'ગંગોત્રી' તે વર્ષનાં ગુજરાતી પ્રકાશિત પુસ્તકોમાં સર્વશ્રેષ્ઠ લેખાત એવો અભિપ્રાય અપાયો છે. શ્રી. ઉમાશંકરનાં કાવ્યો જોઇને શ્રી. હરીન્દ્રનાથ ચટ્ટોપાધ્યાય એટલા ખુશ થયા કે તેમની કવિતાનું અંગ્રેજી ભાષાન્તર કરવાની ઇચ્છા તેમણે પ્રકટ કરી હતી. બુદ્ધિજન્ય કલ્પના અને તત્ત્વપ્રધાન વિચારને લીધે તેમનાં કાવ્યો સાધારણ વાચકને કોઈવાર દુર્બોધ રહે એવાં છે. તેમની સામાજિક કટાક્ષયુક્ત કવિતા અંદરના વિનોદને લીધે બહુ વાચનીય નીવડી છે.

'ગંગોત્રી'માં તેમનાં સુમારે એંશી કાવ્યો છે. કવિતા વિષે કવિની કલ્પના શી છે તે સ્પષ્ટ કરનાર અનેક કાવ્યો આ સંગ્રહમાં મળે છે. વિશ્વૈક્ય, વિશ્વસેવા અને વિશ્વશાંતિ એ શ્રી. ઉમાશંકરની કાવ્યદેવીનાં વરદાન છે. 'ગીતગંગોત્રી,' 'ધ્રુવ તારલી,' 'યુગદ્રષ્ટા,' 'કવિઓ,' 'કવિતાને,' 'ચિરંતનુ,': એ કાવ્યોમાં તેમની આ મનીષા સ્પષ્ટ થઈ છે. 'ગીતગંગોત્રી' એ ગીતમાં તેઓ કહે છેઃ "મારું ગીત ઠેરઠેર જઇને પૂછે છે કે એનું ઊગમ સ્થાન્ ક્યાં? ઝરણ, સરિતા, સિન્ધુ, પોતપોતાની રીતે ઉત્તર આપે છે. છેવટે મધ્યરાત્રિનું અનંત આકાશ ઉત્તરમાં કહે છે 'તું તો શબ્દ સનાતન સુંદર મૌનનો!'" 'યુગદ્રષ્ટા'માં વાલ્મિકી અને વ્યાસ જેવા ક્રાન્તદર્શી મહાકવિઓનો મહિમા ગાઈ ને આપણા કોઇ આગામી મહાકવિને આમંત્રણ દેતાં તે કહે છેઃ

પીલાએલાં જનોની સુકરુણકથની શબ્દનો દેહ માગે,
પ્રેમે, શૌર્યે પ્રજાના હૃદયઝરણનું મૂક સંગીત જાગે.
એને વીણા ભરીને જગતલ વહવા, વિશ્વ માંગલ્ય ગાવા,
જ્યાં હો ત્યાંથી ધરાપે અવતર કવિ! ઓ! મુક્તિભાનુ વધાવા.

'કવિઓ'માં

ધરી ઉરભાવ ઝારી
માંડી અમે પરબ વિશ્વતૃષા છિપાવા,
પીવાઈ તૃપ્ત બનવું, રીત એ જ ધારી.
મોજે પચાવી ઘટલીતર ઉષ્ણ લાવા,
રહેતા મથી સતત જગને છાપરે શાન્તિ છાવા.

આવી પ્રતિજ્ઞા કરીને આખરે પોતાની સ્થલકાલરૂપી પાંખો ઢાળી દઈને હાંફતા પડી રહેલા ખગ્રપંખીની યે પાર જઈ

તેની અમે પર રસેક રહંત ઝંખી
ખોલી અનાવરણ કલ્પ–કલાની આંખો,
ને કૈં જડયો કણ, કવનમાં વેરતા એહ ઝાંખો.

એમ કહ્યું છે. 'કવિતાને' એ કાવ્યમાં નિષ્ક્રિયતાથી, આળસથી, સ્વાર્થથી અથવા જડતાથી માનવસેવા કરવાનું જો મને ફાવે નહિ

તો માત! અંતર દબાવત અંધકારે
જાગ્યા પ્રમત્ત દાવાનળ મૃત્યુઘેરાં,
તેં વીજળી ભભુકતી બનીને કરાલી
ચાબૂક મારી વરસાવી જજે તું વર્ષા!
હૈયું ન ગુંજી ઉઠતું તુજ મર્મરે, તો
તજે બજાવી પગઠોકરથી જ મૈયા!

'ચિરંતંતુ'માં કવિતાનું રૂપ આમ આપ્યું છે: "આંધી વીંધત જ્યોત, એ જ કવિતા, માનવ્ય ગાથા ઊંડી." ઉત્ક્રાન્તિ આવો અને જાઓ, પણ તેમાંથી જ કવિ કાવ્યનો સ્થાયીતંતુ પકડી લે છે.

ઈડરના ડુંગરાળ પ્રદેશમાં રહેવાને કારણે આકાશના નીલદરિયા સાથે સ્પર્ધા કરનારો જમીન પરનો દરિયો જોવા ન મળવાથી ઉત્પન્ન થયેલા બાલમાનસના ઔત્સુક્યને લીધે કે કેમ પણ શ્રી. ઉમાશંકરની કવિતામાં સમુદ્ર વિષે એક પ્રકારનું ગૂઢ આકર્ષણ દેખાય છે. સમુદ્ર, સારસયુગલ અને ધ્રુવતારલી એ તેમની પ્રેરણાનાં ઊગમ કારણ લાગે છે. 'એકલ, સાથમાં વા,' 'માવતરને,' 'સિન્ધુદર્શન,' ઇત્યાદિ કાવ્યોમાં એ આકર્ષણ પ્રતીત થાય છે. તે જ પ્રમાણે નિસર્ગના રૂદ્રરૂપનો સ્પર્શ (Touch of the Terrible) આપણને થાય એવી પણ સુપ્ત વાંછા તેમના કવનમાં ઠેકઠેકાણે વર્તાય છે. 'વાંછા,' 'એની દૃષ્ટિ,' 'કરાલ દર્શન' અને 'કવિતાને' એમાં આ ભાવના સ્પષ્ટ થઈ છે.

તીણી વિદ્યુત્ ધારા ઉપર કટકા થૈ જવું ભલે!
('વાંછા')

એ દૃષ્ટિની જોઈશ વાટ ના તું!
એ તો પડે બીજાનું વીજ ઝાટકે,
ને તારું આ જીવન ના ઘડી ટકે!
('એની દૃષ્ટિ')

હૈયાં છલાછલ વલોવતી વાદળોનાં
વર્ષંત વીજનખલી જળગીતહેલી,
એ રીત ગાન સ્ફુરતાં પણ આ દિલોનાં,
વિંઝાય જે, તદપિ કવતાં કંપી ઝંઝાનિલોમાં.
('કવિઓ')

વિપુલ વિશ્વવિરાટ કરાલતા,
ધડકતી ઉદધિ તણી ઊર્મિએ.
વિરમવા પળ એક હયા પરે
કંઇક વાર વિંધાઇ જવું પડે.
('કરાલ દર્શન')

રૌદ્રના મોહનાં આ ઉદાહરણો પૂરતાં છે. શ્રી. સ્નેહરશ્મિના 'પ્રાર્થના' કાવ્યની 'ચહે પ્રબળ એક વીજ ઝબકાર ને ગર્જના' ઈત્યાદિ પંક્તિઓ અથવા રવીન્દ્રનાથના 'એકલા ચલો' ગીતમાંની 'ત્યારે આભની વીજે તું સળગી જઈ સૌનો દીવો એકલો થાને રે' એ પંક્તિઓ સરખાવવા જેવી છે.

માનવતા માટે કરવો પડે તે આત્મત્યાગ કરવો, ભોગવવાં પડે તે દુઃખ ભોગવવાં, એવો દુર્દમ્ય માનવીપ્રેમ કવિનાં કાવ્યોમાં મળે છે. 'વાંછા,' 'બલિ,' 'ધ્રુવતારલી' 'યુગદૃષ્ટા' 'હૃદયસિંધુ,' 'ઉરખાખ,' 'ગિરિદવ,' એ કાવ્યો આ મનોભાવનાનાં નિદર્શક છે. 'ઉરખાખ' એક ઓજસ્વી કાવ્ય છે. નીચેની પંક્તિઓ કેટલી ત્યાગવૃત્તિની દ્યોતક છેઃ

ભલે હૃદય ખાખ હો! ઉરની ઊર્મિ સૂકાય છો!
અને ભભૂકતી પ્રજાદુખની ઝાળમાં કોમળાં
બળી જળી જતાં ભલે લલિત ભાવ કવિતા કલા!
સ્મશાન સમ જિન્દગી બની રહો! શું શોભે બીજું?
હજાર ઉરખાખ અર્ચી, ત્રિશૂલી રુદ્ર કલ્યાણનાં
કરી જગ વિશુદ્ધ ગાઈ રહશું શિવો'હમ્! શિવો'હમ્!

'વાંછા'ની

પ્રભો! મારે તાપે તપી, અવરની શાન્તિ સૃજવી,
નિચોવી અંધારાં અજર રસ જ્યોતિ જગવવી.

આ પંક્તિઓમાં એ જ નિદર્શિત છે.

મારું વ્યક્તિત્વ નષ્ટ થાઓ, મારો પૃથગાત્મા વિશ્વરૂપમાં લીન થાઓ, પિંડ બ્રહ્માંડનું એકીકરણ હો, એવી ભાવના 'અંતિમ સંબોધન' 'આત્મ ટહુકે' 'વિશ્વમાનવી,' 'ઝંખના,' 'એતમા', 'હૃદયસિંધુ' એ કાવ્યોમાં પ્રગટ થઈ છે. 'અંતિમ સંબોધન' એ સુંદર કાવ્યમાં સખે હવે ફરીથી સખે–એવું સંબોધન હું વાપરીશ નહિ. ચરાચરમાંનાં સર્વવ્યાપી તત્ત્વ પ્રમાણે તું પણ પોતાનો પ્રાણ આ વિશ્વના વિરાટ વપુમાં ફેલાવી દે કે,

જેથી હું,

સઘું નિરખું વ્યોમમાં ભૂતલમાં બધે તું હિ તું.

'વિશ્વમાનવી' કાવ્યમાં

વ્યક્તિ મટીને બનું વિશ્વમાનવી
માથે ધરું ધૂળ વસુંધરાની.

આ નમ્રતા કેટલી મધુર છે! શ્રી. સુન્દરમનું 'માનવી માનવ' આની સાથે સરખાવવા જેવું છે:

'એક સુસાએલા ગોટલાને' 'મોખરે', 'વિકલ્પ', 'પંથહીણુ પંથ' 'કરાલ કવિ' એ કાવ્યોમાં આશાવાદ ક્રિયાશિલતા, પ્રખર વકતૃત્વનિષ્ઠા, ભરપૂર દષ્ટિગોચર થાય છે. 'મોખરે' અને 'પંથહીણપંથ' બંને ઉર્જસ્વલ કાવ્યો છે. કવિના પ્રબળ કર્તૃત્વને છાજે એવી ધીરગંભીર ભાષા કવિએ આ કાવ્યમાં વાપરી છે. 'મોખરે'માં કવિ કહે છે: "કાલ તો થંભતો નથી, ઇતિહાસ પોતાનું કાર્ય બજાવે જાય છે. સમયને હું તૈયાર નથી એમ કહેવું એ ચાલવાનું નથી. યુગકર્મમાંનો પોતપોતાનો હિસ્સો ઉપાડવામાં હું પાછળ નહિ રહું:

ત્યારે ન તૈયાર થવા સમા હશે,
'ઊભા રહો! આવું છું!' એ ન ચાલશે;
ન કાલ થંભે; ઈતિહાસપૂર
ધાયે જતું, ધૂમત માંહી શૂર.
એ કૃત્યમાં, એ યુગકર્મપૂરમાં
હું યે બનું એક લઘુ તરંગ,
ત્રિકાલનો દુર્લભ સાધુ સંગ.
–ચહી, ધપે જ્યાં યુગવ્હેણ દૂરમાં
ત્યાં ભાવિમાં યૌવન ઝંપલાવે
ને મોખરે અમ્મર નામ કહાવે.

પોતાનું નિયતકર્મ પૂરું પાડી ત્રિકાલમાં અમર ('ત્રિકાળનો દુર્લભ સાધુ સંગ') રહેવું એ કલ્પના ૯૭મા પાના પરના 'ઝંખના'* નામના બીજા કાવ્યમાં નિરુપાયેલી છે. 'વિકલ્પ'માં પોતાની કૃતિ વડે વર્તમાનને જ ચિરંજીવીકર એવું કહ્યું છે. ધૂનડ જેવા પ્રાત પાસેથી શાણપણ શીખીને કવિ કહે છે:

હવે ભય નથી, પથે વિજય છે, અને આખરે,
પહોંચી જઈ લક્ષ્યને ચરમ શ્રેય છ પામવું!

'પંથહીણુપંથ' એ આશાપૂર્ણ કાવ્યમાં અદમ્ય પૌરુષથી અમે અમારો માર્ગ આક્રમીએ છીએ. જૂના ચીલા–'ક્ષુણ્ણ વર્ત્મન' અમે છોડયા છે. યુગધ્યેયની પ્રતિજ્ઞા કરીને અમે અમારી કૂચ કરી છે. અમારી નજર સમક્ષ કોઈ કિનારા નથી. નજીક બંદરની આશા નથી. દષ્ટિ સમક્ષ અપાર સાગર ગર્જી રહ્યો છે. પણ ક્ષિતિજને ખૂણે પેલો સ્થિર ધ્રુવદીપ જળ્યા કરે છે તે જ અમારી માર્ગદિશા.

અમારી ઉર ઊર્મિને નજરમાં કિનારા નથી,
કુલેલ સઢ નાવને ન ભવસાગરે માર્ગ કો:
ન બંદર નજીકમાં; જળ અફાટ ગર્જે; ફકત
પણે ક્ષિતિજ ટોડલે અજરજ્યોત તારોડિયો
ઝબૂક ઝબકંત વ્યોમ ધ્રુવદીવડો; લક્ષ્ય એ.
યકીન બસ એ ધરી ઉર, ધપયે જતા કાફલા!

* 'ગંગોત્રી' નામના કવિના કાવ્યસંગ્રહમાં આ શીર્ષકવાળાં બે કાવ્યો છે—પિપાસુ

કલ્પનાપ્રાચુર્યને લીધે શ્રી ઉમાશંકરનાં અનેક કાવ્યોમાં 'પ્રવર્તન' (directness) કંઈક શિથિલ થાય છે, પણ આ કાવ્યમાં વેધકતા (thrust) જબરજસ્ત છે. આ ઓજસ્વી કાવ્યની સાથોસાથ તેમની નમ્રતાની સાક્ષી દેનારાં પણ અનેક કાવ્યો છે. 'ભાવના', 'નમ્રતા', 'વડ' આ કાવ્યોમાં નમ્રતા અને સેવાભાવ પૂર્ણ વ્યક્ત થયાં છે.

હેઠ તળિયે પડેલાં તણા પગ કરે
પ્રણત મુજ પ્રાણની પાદ પીડ.

આ 'ભાવના'ની પંક્તિ કેટલી ઉદાર લાગે છે 'વડ'ની છેલ્લી બે લીટીઓ સુંદર શૈલીના પણ નમૂના રૂપ છે. 'ઉકરડો' એ કાવ્ય પણ નમ્રતાનો જ વિજય બતાવે છે. 'પ્રશ્ન' એ કાવ્યમાં મારું આ દુનિયામાં કોઈ છે કે એવો પ્રશ્ન કવિ નિસર્ગની અનેક વસ્તુઓને પૂછે છે. પણ તેને કોઈ ઉત્તર દેતું નથી. છેવટે, દુનિયાની બેપરવાઈ પર ચિડાયેલો કવિ મોટા ભરોસાથી આશાપૂર્વક પોતાના હૃદયને પૂછે છે: હે હૃદય! કંઈ નહિ તો તું તો એક મારું રહીશને? પણ તે હૃદયે તેને શરમ છોડી ઉત્તર આપે છે: 'બાબા! તું મારો માલિક નથી. તારા દેહમાં હું તો કેવળ બીજાઓને માટે જ રહું છું.' કવિ ખૂબ ખિજાય છે. પણ આખરે તેને સૂઝે છે:

બીજાં કાજે વસતું મુજમા?! તો મદર્થે બીજાંમાં
હૈયાં વાસો નહિ શું વસતાં કૈં હશે સ્નેહભીનાં?

'એકલ, સાથમાં વા?' એ એક અત્યંત મધુર કવિતા છે. સુંદર સંધ્યા એકલી જ નહિશી થઈ ગઈ. ક્ષિતિજના ટોલા પરની શુક્રતારા એકલી એકલી અસ્ત પામી. જોતાં જોતાં આંખો સ્વપ્નધારા સેવવા લાગી. ઝબકીને ઊંચે જોયું તો આકાશમાં ચંદ્રીનું નાવ એકલું ડોલતું હતું. સારું જગ કવિને એકાકી જ લાગે છે. એવામાં

ત્યાં તો મીઠો બેવડ નાદ તીણો
કાને પડે સારસ બેલડીનો.
દામ્પત્યની એ સુણી સ્નેહ ગાથા
હું યે ચહું અન્ય ઉરે ગુંથાવા.

આ બે કાવ્યોમાં તેમજ 'ઉર સન્ધિ'માં પ્રેમ માનવી હૃદયમાં સાર્વત્રિક વસેલો છે અને પ્રેમી હૃદયને પ્રેમનો પ્રતિશબ્દ જગતમાં મળે જ છે એવું પ્રતિપાદીત કર્યું છે. પરંતુ આ ભાવનાનો વિરોધ દર્શાવનારી મનની એકાકી બેચેન સ્થિતિ 'ભોમિયા વિના' અને 'આંસુ' એ બે કાવ્યોમાં વ્યક્ત થઈ છે. 'ભોમિયા વિના'માં તે કહે છે: મારે ભોમિયા વગર ડુંગરે ડુંગરે ભટકવું હતું, જંગલની ઝાડીઓ જોવી હતી, ખીણો ને કોતરો ખુંદવી હતી, આંસુથી ભીંજેલી ઝરણાની આંખો લૂછવી હતી.

સૂના સરવરિયાની સોનેરી પાળે,
હંસોની હાર મારે ગણવી હતી;
ડાળે ઝુલંત કોક કોકિલાને માળે,
અંતરની વેદના વણવી હતી.

પ્રભુને અર્પણ કરેલું આ ગ્રંથમાંનું એક જ પણ નિરતિશય સુંદર એવું કાવ્ય આ રહ્યું:

સખે! સંધ્યાકાલે,
પ્રતીચીને ભાલે ટિલડી ટમકે શુક્રકણિકા,
પલક ઝબકે જ્યોતક્ષણિકા.
થતી તેજોવૃષ્ટિ,
પરોવી ત્યાં દૃષ્ટિ અનિમિષ ઘડીવાર ઊભજે!
હું ય નજર સાંધીશ તહીં,ને!
સુરશ્મિ અંકોરે,
સખે, દૃષ્ટિ દોરે પળ ઉમળકેથી ઝુલી રહી,
ઉભય મળશું આપણ તહીં.

આ સુંદર ભાવકાવ્યનો મરાઠી અનુવાદ વિલેપારલેના મારા રસિક મિત્ર ડોક્ટર વસંતરાવ અવસરેએ કર્યો છે.*

'પ્રેમલિપિ' એ કાવ્યમાં

તરુણ જનની કુખે, અરુણ બાલક મુખે,
સ્મિતપીંછીથી રચી પ્રણય રૂપી.

આ પંક્તિ સિવાય ઈતર ઠેકાણે પ્રેમનો અવસ્તનારોપ કવિએ કર્યો છે. ઉપરની પંક્તિમાં પ્રણય શબ્દનો પ્રયોગ દુષ્ટ છે... સ્ત્રી પુરુષ એ ભેદ ઉપરછલ્લો છે. ખરું જોતાં તેમનું અદ્વૈત જ છે એવો દૃઢ ભાવ કવિએ 'મુખરકંદરા' કાવ્યમાં

–જુદાં પુરુષ ને નહીં પ્રકૃતિ, કલ્પના ને કવિ.
અને મનુજ વ્યક્તિમાં નર અને ન નારી જુદાં.
વસે નર ઉરે ઉંડાણ મહીં નારી, નારી ઉરે
રહ્યો નર વળી, મળે ઉભય એક અસ્તિત્વમાં.

–સ્ફુરત ગૂઢ જીવન રહસ્ય એકત્વનું;
ધર્યું દ્વિદલ ઉર આ, જીવનવ્હેણ બે જીવનાં
અને પુરુષ અર્ધ, સ્ત્રી અરધનો ઘડ્યો પ્રાણ આ.

આ શબ્દોથી વ્યક્ત કર્યો છે. આ જ વિષય ઉપર 'સર્જકો સૃષ્ટિલીલાનાં' એ એક મંગલ કાવ્ય છે.

તેમનાં રાષ્ટ્રીય કાવ્યો ઉચ્ચ દરજ્જાનાં છે. તેમાં સ્વાતંત્ર્યપ્રીતિ, આવેશ અને

* એ અનુવાદ ગુજરાતી વાચકોને સહેજે સમજાય એવો હોઇ અત્રે આપવો ઉચિત લેખું છું:

સખે! સંધ્યાકાલીં
પ્રતીચ્યા ભાલીં ટિકલી ચમકે શુક્રકણિકા
નિમિષ થરકે જ્યોત ક્ષણિકા.
તિથેં તેજોવૃષ્ટિ
સખે હોતાં, દૃષ્ટિ અનિમિષ ધરી લાવિં અપુલી
મીંહી નજર ગુંફીન અપુલી.
સુરશ્મિ સ્રોતીં ત્યા,
સખે દક્‌પંથીં ત્યા! મનક્ષણુહિ આંદોલિત યદા!
મધુર અપુલેં મીલન તદા!

આર્તતા છે. 'ગુલામ', 'શૂરસંમેલન', 'પિપાસા', 'બારણે બારણે યુદ્ધ' ઇત્યાદિ કાવ્યો આ પ્રકારનાં છે. 'બાપુ પધારી' અને 'મૃત્યુનો યાત્રી' એ કાવ્યો મહાત્મા ગાંધીજીના ઉપવાસ પ્રસંગે લખાયાં છે. 'ગુલામ' એક નાનકડું પણ સુરેખ કાવ્ય છે. 'નિસર્ગમાં' સૌ કોઇ સ્વતંત્ર છે અને સૃષ્ટિના ઉદ્યાનમાંનું અમૂલ્ય ફૂલ જે માનવ તે જ માત્ર બદ્ધ, પરતંત્ર શા માટે એમ કહીને કવિએ વિવાદપૂર્ણ પ્રશ્ન કર્યો છેઃ

સ્વતંત્ર પ્રકૃતિ તમામ
એક માનવી જ કાં ગુલામ?

'શૂરસંમેલન' કાવ્યમાં પણ અપૂર્વ ઉત્સાહ છેઃ

ફુટે શિર, તુટે રગો, સતત રક્તધારા વહે,
દિસે ચળકતી કથા રુધિરઆંકી પૃથ્વીપટે.

આવી સ્થિતિ હોય ત્યારે યુદ્ધના ઉન્માદમાં એક જ ધ્વનિ ઘૂમી રહે છે. અને તે આ

સુખે સમરગાન હો! પ્રિય સ્વતંત્રતા પ્રાણ હો!

'બારણે બારણે યુદ્ધ' પણ એવું જ આવેશપૂર્ણ કાવ્ય છે. તેમાંનો આવેશ ઉચ્ચ અભિરુચિનો છેઃ

માનવતા ઉર ત્રાસી રહી રણ—આંગણ—શોણિત—ક્ષુબ્ધ
વીર ઊઠી આજ લડી લો ત્યારે જુદ્ધની સામે જુદ્ધ.

'બારણે બારણે યુદ્ધ' આ કલ્પનાનું સમાનાર્થક એવું વર્ષો પૂર્વે (૧૯૨૫) લખાયેલું 'મૃત્યુના ગાન' નામક શ્રી સ્નેહરશ્મિના કાવ્યમાંઃ 'મૃત્યુઘોષે જીવન દેતા ઘર ઘર યુદ્ધ જગાડો' એવી પંક્તિ વાચક જોઇ શકશે. 'પિપાસા' એ કાવ્યમાં આત્માહુતિનું નૈવેદ્ય અથવા ભોગ માગનારી કર્તવ્યની હાક સાંભળવામાં આવે છે. અને સ્વજનો તો કર્તવ્યના પથમાં પોતાના વાત્સલ્યનો પ્રેમનો બંધ રચીને પોતાને રોકવા માગે છે. આવી વ્યાકુળ મનઃસ્થિતિ જેને સાંપડી છે એવા કર્મવીરના ઉદ્‌ગાર દર્શાવ્યા છે. આર્તતાની દૃષ્ટિથી આ કાવ્ય અસાધારણ છે.

શો શોષ એવડો? દીધાં અનર્ગળ શોણિત તવ પેટાળે,
કંઈ સંત અને પયગમ્બરનાં, શહિદોનાં પ્રેમ ઉછાળે!
નવ શમતી પૂર્ણ પિપાસા!
ન તોય પડીક પણ શમાનું એવી અંતર મુજ આશા.

આવડો ઉપાલંભ દઇને ઉંવરે તો તે જીવનવીર કહે છે 'આવું છું, હું આવું છું.'

હું જ શોષ જતી પી અંતરથી રેલું જીવનધારા.'

કર્તવ્યની અથવા અન્ય કોઇ અગમ્ય પ્રેરક શક્તિથી ખેંચાતી જનારી મનઃસ્થિતિનું ચિત્ર 'બજીનાં પાણી' અને 'મોખરે' એ કાવ્યોમાં દેખાય છે.

લેખકના નિરાગસ વિનોદના ઉદાહરણમાં 'મમરકંદ બુખારા,' 'દળણાના દાણા,' 'મોચી,' 'નવો નાટકકાર,' 'હરીફ' એ કાવ્યો આગળ ધરી શકાય. ઉપરનાં ત્રણ કાવ્યોમાં તો ઉપરોધ (satire)નો ઉત્કૃષ્ટ વિલાસ નજરે પડે છે. 'દળણાના દાણા'માં વિનોદ અને ગરીબીનો બોઝો ભાવ એ એનું મિશ્રણ કેટલું સુંદર છે. કુતરા બિલાડીએ દીકરીક પીઠો પકડવા જેવું કર્યા પછી શું કરીશું એમ વિચારતી બિચારી ડોશી

છેલ્લુંય ઢેબરું તાણી ગ્યો કૂતરો
દયણું પારોર માટ બાકી રે લોલ.
'એ રે પારોર કણ પંખીડાં કાજે,
મારી પછાડે નંખાવજો રે લોલ.
કોડી ભાંગીને એના ચૂલા તે માંડજો,
કરજો વેચીને ઘર, કાચનું રે લોલ.'

એવા ઉદ્દગાર કાઢે છે ત્યારે વિનોદની સાથે સાથે કરુણ ઉત્પન્ન થતો નથી શું? 'હરીફ'માંનો બંગડીવાળો ગૌરાંગી સ્ત્રીઓના લસલસતા ભરાવદાર હાથ પોતાના હાથમાં લઈને ધંધાના સભ્ય સબબ (respectable plea)થી અંગના સ્પર્શ સુખ અનુભવે છે ત્યાં તેનો નાનકડો સુપુત્ર કેવળ બાલીશ અનુકરણ વૃત્તિથી તેવું જ કરી જુવે છે. તે વખતે પૂર્વજોનાં પાપ ('sins of the fathers') દૃષ્ટિ સમક્ષ ઊભાં રહેલાં જોઈને બાપથી બેટો સવાયો નીકળશે એમ જાણી દુકાનદાર બોલે છે:

આપણી આ બજારે તું બેટા સૌને ટપી જશે!
થોડાશા મ્હાવરાથી, ને, ટપી જશે મનેય તે!

'ધોબી' આ સંગ્રહગાંનાં અનેક ઉત્કૃષ્ટ કાવ્યોમાંનું એક છે. સાબરમતી નદીના કિનારા ઉપર ધોબી કપડાં ધુવે છે. કપડાંમાંથી ઊડનારા શિકરમાં મેઘધનુષ્ય દેખાય છે. તેની શોભા દેખી જતા કોઈ કવિ અને વિજ્ઞાની પેલા ધોબીની મૂર્ખતાની અને અરસિકતાની દયા ખાય છે. કવિ કહે છે: વર્ડ્ઝવર્થની પહેલાં હું જન્મ્યો હોત તો 'My heart leaps up when I behold a rainbow' એમ બોલનારા વર્ડ્ઝવર્થનું જ પદ મને મળ્યું હોત. વિજ્ઞાનીને દુઃખ થાય છે કે જલકણની આરપાર જનારાં સૂર્યકિરણોના જ આ સાત રંગો છે એ સાદી વાત પકડી પાડનારો એક પણ ધોબી ન્યુટનની પહેલાં જન્મ્યો નહિ એ કેવું દુર્દૈવ. કવિ તે અરસિક ધોબીને હાક મારે છે ને કહે છે આ ઇંદ્રધનુષ્યની શોભા 'તે તું ઉમંગે નિરખે કદી કે?' એને વૈજ્ઞાનિક જ્ઞાનનો લાભ આપી કહે છે કે સૂર્ય તરફ પીઠ ફેરવ, પછી જો કેવા મઝાના સાત રંગ દેખાય છે. પણ પેલો મૂઢ શું કહે છે?

બાખાપ! એવાં કરું જો હું ચાળા,
ઘરે બિચારાં મરી જાય છોકરાં!

સંગીત કલા વિહીન આ માણસને જોઈ કવિ અને વિજ્ઞાની વર્ડ્ઝવર્થ અને ન્યુટનનો જન્મ વ્યર્થ ગયો એમ બોલતા ચાલ્યા જાય છે. સૃષ્ટિના આનંદ વૈભવથી વંચિત રહેલા આ શ્રમજીવી ધોબીનું ચિત્ર કેવું વાસ્તવિક છે: પરપુષ્ટ વિદ્વાનોનો ઉપહાસ આમાં કેટલો માર્મિક છે! 'નવો નાટકકાર' એ કાવ્ય ઉપરોધ અને વિનોદની દૃષ્ટિએ અતિ ઉત્કૃષ્ટ છે. કાલિદાસ, ભવભૂતિ, મિલ્ટન, મેસ્ફીલ્ડ, શૉ આદિના સ્વભાવ વિશેષ ભારે કુશળતાથી રજૂ થયા છે. આ વિનોદપૂર્ણ કાવ્યમાં

આકાશથી હેમકિનાર વાળી
ઓઢી ઉશે સૌમ્ય સફેદ વાદળી
ચંદ્રી ધીરે ઊતરી પુસ્તકાલયે.

જેવી સુંદર કાવ્યકલ્પના ડોકિયું કરતી રહે છે જ.

કરુણુરસની દૃષ્ટિએ 'બાપદીકરો' 'એક બાળકીને સ્મશાન લઈ જતાં'. આ કાવ્યો અપૂર્વ છે. ભર શિયાળામાં ખેતરની રખેવાળી કરવા માટે કૂવા પર રહેવાનું થતાં 'બાળવા ઈંધણુ ઉપાડી લાવવા' ડુંગર પર ગયેલો બાપ ઠીક ઠીક સમય સુધી પાછો વળ્યો જ નહિ એટલે તેનો નાનો દીકરો તેને શોધી લાવવા છટકી જાય છે. બંનેય કયાંક મૃત્યુમુખમાં પડયા. પતિની અને પુત્રની બે આંખે વાટ જોનારી, માત્ર 'કળજગ તણું પાણી પીવા રામી રહી ગઈ એકલી!' મૃદુ માનવી મનનો ઉકેલ અને બાલમાનસની પ્રેમળતા એનું કરુણુ ચિત્ર આટલી સહૃદયતાપૂર્વક દોર્યું હોય એવાં 'એક બાળકીને સ્મશાન લઈ જતાં' જેવાં કાવ્યો ગુજરાતીમાં કેટલાં છે? આ એક જ કાવ્યથી શ્રી. ઉમાશંકર અમર થવા જોઈએ. કાવ્યનિર્મિતિમાં ઉત્તુંગ કલ્પનાવિલાસ કરતાં માનવી હૃદયનાં ઊંડાણુમાં ઊતરવું એ જ કદાચ ચિરજીવી યશનાં ભાગીદાર ગણાય.

રોજના વ્યવહારનાં ચિત્રો આબેહૂબ રંગવાની વાસ્તવદર્શી કલા શ્રી. ઉમાશંકરમાં ઓતપ્રોત થયેલી છે. આ વાસ્તવ ચિત્રણુની સાથોસાથ માનસિક વ્યાપારનું પણુ ભારે હૃદયંગમ ચિત્ર તેઓ દોરે છે. મરેલી છોકરીને લઇ જતાં બીજાઓએ કરેલા શોકનું અથવા ઈનામ સ્વીકારતાં શાળાના વિદ્યાર્થીઓનું તેમણે કેટલું સુંદર ચિત્ર રેખાંકિત કર્યું છે. ઈનામ વહેંચતાં ઈન્સ્પેક્ટરને પોતાના નાનપણુમાં બીજાઓના હાથથી પોતે આમ જ ઈનામ મેળવતો હતો તેનું સ્મરણુ થતાં તે ઈનામ વહેંચતાં થંભી જાય છે. અને ઈનામ લેવા આવેલા બાળકને

ને તુંય કો દી મુજ જેમ વ્હેંચશે,
તારા સમાં બાળકને ઇનામો!

એમ કહે છે તે કેટલું સ્વાભાવિક છે!

'કલાનો શહીદ' એ એક કલાને સર્વસ્વ માનનારા કલાવંતની કથા છે. છૂટવાનો પ્રસંગ આવતાં જે પ્રમાણે નેપોલિયને અમેરિકામાં એક સાદા નાગરિક થઈ બેઠાનું જીવન જીવવાનું નકાર્યું અને ખુશીથી રાજકીય કેદી તરીકે રહ્યો તે પ્રમાણે કલા છોડીને પોતાનું જીવન લંબાવવાનું આ કલાપૂજકે નકાર્યું. અને રાજાએ કરેલી શિક્ષા વેઠી લીધી. આવી કથા આ કાવ્યમાં છે.

પગ તળે પડેલાંના અથવા શ્રમજીવી વર્ગનાં દારિદ્રયનાં, દુઃખનાં, આશાનિરાશાનાં યથારૂપ ચિત્રો કવિએ 'ઘાણીનું ગીત', 'હથોડાનું ગીત', 'બુલબુલ અને ભિખારણુ', 'ધોબી', 'મોચી', 'જઠરાગ્નિ' ઈત્યાદિ કાવ્યોમાં આંક્યાં છે. 'ધોબી' 'મોચી' ને 'જઠરાગ્નિ'ના દરજ્જાની કૃતિઓ ગુર્જર સાહિત્યમાં પણુ બહુ સાંપડશે નહિ. આ સંગ્રહમાં આવેલા તેમનાં વર્ગ–ગીતોમાં પણુ 'મોચી'ની બરોબરીમાં આવે એવી કોઇ કૃતિ નથી. આ કાવ્યની વાસ્તવતા, ઉપરોધ, દૃષ્ટિશુદ્ધતા બહુ જ થોડા કવિઓને સાધ્ય હશે.

વિક્ટોરિયા બાગ વિષે સહેલવા
આવે સુખી લોક સવાર સાંજે;
ને એમનાં બૂટ પરે પડાપડી,
પાલીશ કાજે કંઈ છોકરાં કરે.

રાતા, કાળા,
યા તો ધોળા,
પૈસે પૈસે રંગી દે બૂટ મોજે.
સિંહાસને બાગ વચ્ચે જ બેસી
હસ્યાં કરે છે દિનરાત રાણી
વિક્ટોરિયા દેખતી લોકચર્યા.

આ ચિત્ર, અથવા

જોડા જુના સાધી કરી કરે નવાં,
ને થીંગડાં ક્યાંક લગાવી કામનાં
ઘરાકના કોટ ખીસાનું થીંગડું
ઠીલું કરતો હકથી. દિનદિને
મજૂરીથી થીંગડનો જ જિંદગી.

આ મોચીના કષ્ટમય જીવનનું વર્ણન કેટલું મર્મચ્છેદી છે।

'જઠરાગ્નિ' નામની સમાજવાદી કૃતિ અત્યંત ઓજસ્વતી છે. ગરીબોને પગ તળે પીલનારા ધનિકોને તે એક આહ્વાહન જ છે. ગગનને સ્પર્શનારા મહાલયો બાંધો, ફુવારા ઉડાવો, ચંદ્રશાળા રચો પણ દરિદ્રો જીવોનો ઉપહાસ કરનારી આ તમારી લીલા ક્યાં સુધી ચાલવાની છે?

રચો, રચો અંબરચુંબી મંદિરો,
ઊંચા ચણો મ્હેલ, ચણો મિનારા!
મઢો સ્ફટિકે, લટકાવો ઝુમ્મરો,
રંગે ઉડાવો જળના ફુવારા!
રચો, રચો ચંદન વાટિકાઓ,
રાચો રચી કંચનસ્થંભમાળા!
ઊંડા તણાવો નવરંગ ઘુમ્મટો
ને કૈંક ક્રીડાંગણ, ચંદ્રશાળા
રાચો ભલે!
અંતર રેંધતી શિલા
એ કેમ ભાવિ બહુ કાળ સાંખશે?
દરિદ્રની એ ઉપહાસલીલા
સંકેલવા, કોટિક જીભ ફેલતો
ભૂખ્યાં જનોનો જઠરાગ્નિ જાગશે.
ખંડેરની ભસ્મકણી ન લાધશે!

તેમની કાવ્યશક્તિનો પૂર્ણ વિકાસ, ભવ્ય અને ઉન્નત કલ્પનાનો વિલાસ તેમનાં 'કરાલ કવિ', 'માવતરને', વિશ્વમાનવી', 'એક ચૂસાએલા ગોટલાને' 'ઉકરડો' 'ધોબી' 'મુખરકંદરા' 'બળતાં પાણી', 'એક બાળકીને સ્મશાન લઇ જતાં' 'સમયની ભવ્ય આરામ ગાહે' ઇત્યાદિ કાવ્યોમાં પ્રકર્ષપણે વર્તાય છે. શ્રી ઉમાશંકરની તીવ્ર બુદ્ધિમત્તાની છાપ તેમનાં કાવ્ય ઉપર ઠેકઠેકાણે પડી છે. બુદ્ધિના પ્રવાહથી પોતાની કાવ્યભાવનાને હાનિ પહોંચશે કે શું એવી ભીતિ તેમને પોતાને લાગી હોય એવું દીસે છે. 'મારી ઋતુઓ'માં તેઓ કહે છે:

પ્રવાતે બુદ્ધિના જીવનતણું થીજેલ ઝરણું
ફરી ભાવોર્મિએ નવલ રસ ઝીલે અણુ અણુ.

'એક ચૂસાએલા ગોટલાને' ઉપરથી એકદમ સામાન્ય વિષય પણ તેમના સિદ્ધ હાથમાં કેવો કાવ્યપૂર્ણ બની રહે છે તેની પ્રતીતિ થાય છે. કોઇએ ચૂસીને ફેંકેલા ગોટલાને જોઇ કવિ બોલે છેઃ

વસંતની કોટિલી કોક મંજરી
કોકિલ ટ્હૌકે વિકસી હશે ઉરે,
ને ગ્રીષ્મની પ્રેમલ આંચ પામી
લાલી હશે સૌમ્ય ધરી શરીરે;
અમીરસે ધન્ય તને વીંટીને
વૈશાખની શાપ થઈ ફુલી હશે.

આમ્રરસ અને તેની ઉપર વળી રંગીન ત્વચા, તેની ભીંત પાછળ તું અટકમાં હતો. એક નાનકડુ દ્વાર જો કે હતું પણ કોઇ તને મુક્ત કરે ત્યાં સુધી તું પોતાના બંધન તોડી ન શક્યો. તારા રસનો આસ્વાદ કરતાં તને કોઇએ પોતાની સુકોમળ આંગળીઓમાં રાખ્યો હશે ( ઝાલ્યો હશે ).

કેવી હશે આંગળીઓ સુકોમળી
તારાં બધાં બંધન ધોળનારી?
આસ્વાદઘેલા રસલોભી ચુંબને
તુરંગ તારી મધુરી ખુલી હશે.
તારા ભરેલા રસરંગ ચૂસતા
સ્પર્શ્યા હશે ઓષ્ઠપ્રવાલ બે તને.

પણ આખરે તારો રસ ખૂંટયે તને ધૂળ ઉપર ફેંકી

કૃતઘ્નતા નિન્દી હશે ઉરે તેં.

કવિ એથી પણ આગળ જાય છે અને આશાપૂર્વક ઉચ્ચારે છેઃ બાળા! તું એક દિવસ રસદાર વૃક્ષમાં પરિણત થઇશ. અને બંધનમુક્ત બનેલો હું ભટકતો ભટકતો પુનઃ તારી પાસે આવતાં આજની આ કથા સંભારીશ.

કોણ કહી શકેઃ

—ને કોણ જાણે? પરથી ચુસાઇ
હું યે ભળું ધૂળ વિશે જ ગોટલો!
ફૂલે મહાવૃક્ષ સ્વતંત્રતાનું
ને ના રહે નામનિશાન મારું!
મારો લઘુ પથ્થર આવતાં પથે
સ્વાતંત્ર્યયાત્રી કવિ કો રસાત્મને,
આ આજ તારી જયમ એ મુખેથી
શું હું ગવાઈશ જ?—કોણ જાણે?

'ઉકરડો'ની કલ્પના રમ્ય છે. વાટમારગુનાં પગ તળે પડેલી હીનકુળની ધૂળ વાયુની સહાયથી વંટોળિયારૂપ ધારણ કરે છે અને ભારે ઐંટપૂર્વક ઉકરડાની ટેકડી કરે છે. 'જડ,

શાં જમીનને બાઝી રહ્યો ?' ચાલ ફેરફુદડી રમીએ. બિચારો ઉકરડો સ્વસ્થ બેસી રહ્યો. વાયરો પડયો અને વંટોળ પુનઃ ધૂળની ઢગલી થઈને નીચે લંબાવી ગયો. ઉકરડો માત્ર

બીજે પરભાત એક આવ્યો ખેડુત, ને
ઉકરડો પાદરથી ખેતર ગયો;
દખ્ખણના વાયરા સીંચી ગ્યા વાદળાં
ઉકરડો અંગ અંગ મ્હેકી રહ્યો.

'બળતાં પાણી' એ એક આવી જ અસાધારણ કવિતા છે. ડુંગર ઉપર દાવાનળ પ્રગટયો છે, અને નદી તો ઝડપભેર નીચે ચાલી જાય છે. જે ડુંગરના અંતરંગનું સારુંય પાણી પામીને પોતે પુષ્ટ થઈ છે તેને સમય ઉપર એક બિંદુ પણ પોતાથી આપી શકાતું નથી.

અરે ! જે પ્હાડોએ નિજ સહુ નિચોવી અરપિયું
નવાણોમાં, તેને સમય પર હે બુંદ ન શકે.

પોતાના સ્વજનને છોડી સિંધુના પેટાળમાંના અદીઠ વડવાગ્નિને સમાવવા તે ચાલી જાય છે. પોતાના જનકનો તાપ સમાવવા માટે નદી 'પછી ત્યાંથી કો દી જળચર ભરે વાદળ બની' પાછી આવે! પણ ક્યારે? 'ભસ્મ સહુ થૈ જાય પછીથી!' કેટલું અદ્ભુત કાવ્ય છે.. શ્રી. ઉમાશંકરની ભવ્યોન્નત શૈલીનો વિલાસ 'મુખર કંદરા', 'માનતરને', 'ધ્રુવતારલી', 'બીડમાં સાંજવેળા', 'સમયની ભવ્ય આરામગાહે' ઇત્યાદિમાં વિલાસ દૃષ્ટિગોચર થાય છે.

'ગીતગંગોત્રી' 'મિલન' 'પંપાસરોવરે' 'પીછું' એ તેમનાં કોમળ કાવ્યો છે. આ સંગ્રહમાંના છેવટના 'સમયની ભવ્ય આરામ ગાહે' કાવ્યમાં સૌંદર્યથી નિતાન્તરમ્ય છે. આ કાવ્યમાં નજરે પડતી કલ્પનાનું ઉડ્ડયન અને શબ્દચ્છટા આ સંગ્રહમાંના અન્ય કોઈ કાવ્યમાં નથી.

'ધ્રુવતારલી'માંની

જરી કિણકિણાવીને ઝણણતી પગે ઝાંઝરી,
સફેન સર સિંધુના સલિલ અંચળામાં વીંટી
શરીર, ખુરખો મુખે થકી ખસેડી તારાગુચ્છો,
ક્ષણેક જ નચાવજે નયન પલ્લવી મીંડડી.
જજે, પછી ભલે જજે ! જીવનમૃત્યુ વંટોળમાં
સુધા સ્મિત શી ફેંકી એક ધ્રુવ વ્યોમ તારાકણી.

'કરાલ કવિ'માંની

હવે રગ કરાલની ખૂબી બધેથી ખોળી શકે
—અઘોર વન, અદ્રિ ભવ્ય જળ ધોધ ચંડધ્વનિ
અખંડ કરતાલ, ને, બજત સિન્ધુના નાદની,
અમાસરજની અને તમપ્રભંજના ડુંગરે
દવાનલ, સ્મશાન,—જે ભય પમાડતાં'તાં મને.
હવે તવ સુણી મહા કવનમંત્ર 'મા ભૈ:' તણો
ધુમીરા સપળે પીતો શિવ કરાલ સૌંદર્યને.

અને 'મુખર કંદરા 'માંની

> મીઠા કલનિનાદ સારસ તણો કહીંથી યે તે
> ઉઠયો ગગનમન્દિરે ઝીલ્યો ગિરિની કન્દરે,
> સુમન્દ સ્મિત મર્મરે વનની રાચતી વલ્લરી,
> સુરાવલિ સુરમ્ય ઝિલ્લિરવકંપ સંગે મિલી
> સ્ફુરે દૂર દિગંતરાલ, ગિરિમાળ ગોરભતી
> રહંત પડઘા કંઈ વખત સામસામા ઝીલી.

આ પંક્તિઓમાં તેમની ઉત્કૃષ્ટ શૈલીનાં ઉદાહરણો જડશે.

'ગંગોત્રી'માં ન છપાયેલાં અનેક કાવ્યો તેમનાં દ્વિતીય કાવ્યસંગ્રહમાં છપાઈ રહ્યાં છે. તેમાં 'બેંક પાસેનું ઝાડ,' 'પિતાનાં ફૂલ' લૂલા આંધળાની નવી વાત' 'હોડીને દૂર શું? નજીક શું?', 'સાબરનો ગોઠીઓ' 'સીમાડાના પત્થર પર' 'લોકલમાં,' ઇત્યાદિ અન્યત્ર છપાયેલી સુંદર કૃતિઓ સમાવિષ્ટ હશે એમ માનીએ. આ સર્વ કાવ્યો તેમનાં ઉત્કૃષ્ટ કાવ્યોમાં ગણાના પામશે. એમાંનું 'બેંક પાસેનું ઝાડ' એ કાવ્ય એમની પૂરોગામી (progressive) કૃતિઓમાં સર્વોત્તમ ઠરશે. 'સાબરનો ગોઠીઓ' એ એક કરુણ ચિત્ર છે. 'લોકલમાં' એ કાવ્ય શ્રી ઉમાશંકરની કવિતા પૂરતી વાત કરીએ તો સાચે જ એક અપૂર્વ ચીજ છે. તેમની સર્વ કવિતામાં સ્ત્રીસૌંદર્યનો મહિમા ગાનારી આ એક જ કવિતા છે. તે વર્ણન પણ તેમણે પરાવર્તિત પ્રકાશથી કર્યું છે. લોકલગાડીમાં કવિ બેઠેલ છે અને સામે જ કોઇ વૃદ્ધ બેઠો છે. તે ઝોકાં ખાતો હતો. પણ એકદમ attention–હોશિયાર થઈ ગયો. ત્યારે કવિએ અંદાજ કર્યો કે પાછળ બેઠેલી કોઈ યુવતી અનન્ય અસાધારણ રૂપવતી હોવી જોઈએ.

> એનાં હશે પ્રણય કામણ પૂર્ણ નેણ,
> ધીરે ઢળી ઉછળતું ય હશે જ હૈયું.
> દીઠેલ આ નયનથી ન સ્વયં અરે મેં,
> તોયે કહું અમૃતકોશ હશે જ હૈયું.
> વેગીલી લોકલ તણા ધબકાર તાલે
> ધીરે ધીરે ઉછળી મસ્ત ઢળી રહંતું.

નિઃસંશય 'લોકલમાં' એ અતિ હૃદ્ય કવિતા છે. 'હોડીને દૂર શું, નજીક શું!' એ ઉમાશંકરનાં આશાવાદી કાવ્યોમાંનું એક પ્રખ્યાત ગીત છે. એની મધુરતા તો મુગ્ધ કરી દે એવી છે.

> એના પહોળા પાલવ દૂર ફરકે
> ને ઝીણું ઝીણું મરકે
> કે હોડીને દૂર શું નજીક શું?
> કદી કૂદી દે તારલાને તાલી
> હસંત પ્રતવાલી
> કે હોડીને દૂર શું, નજીક શું?

'પિતાનાં ફૂલ' એ એક મૃત્યુ પ્રસંગે લખાયેલું કાવ્ય છે. એમાંની શુચિતા માંગલ્ય ઉદાત્તતા અને તત્ત્વદષ્ટિ કૌતુકસ્પદ છે.

અને જેનાં હાડે પૂરવજદીધી પ્રાણસરણી
પુરાણી પોષાઇ વહી અમ મહીં કૌતુક વની,
અમે આવ્યા એ રે નિજ જનકના હાડ ઢગની
પડી સાનીમાંથી અગનબચિયાં ફૂલ વીણવા.
ભરી વાળી સાની ધખધખ થતી રોપલી મહીં
અને પાસે વ્હેળો ખળખળ વહતો ત્યાં જઈ જળે
ડબોળી, ઢંઢોળી, જરીક હલવી, ને દૂધ સમા
પ્રવાહે સ્વર્ગંગાજલ થકી શકે તારક વીણ્યા!

પિતાના એ અસ્થિ, અમે વીણ્યાં તે સાથે જ સઘળી સુંદરતા, સઘળું માંગલ્ય અમે પામ્યા. તે વેળાએ અમારો મૃત્યુશોક સમ્યો. કારણ કે તે પિતૃફૂલોમાં વિશ્વક્રમની કલગી અમે જોઈ.

શમ્યા મૃત્યુશોકો, અમર ફરકંતી નિરખીને
પિતાનાં ફૂલોમાં, ધવલ કલગી વિશ્વક્રમની.

'ગઢ શિવનેરી' એ દક્ષિણના શિવનેરી કિલ્લા વિષેનું કાવ્ય છે. વાંકાચૂંકા વળનારા રસ્તા પરનાં વૃક્ષોની ઘટાની આરપાર જોતાં મને નવમેઘના એક નાનકડા અપત્ય જેવો તું લાગ્યો. પણ આ જુન્નરનગરનાં મંદિરો ઉપર જાણે કે કાળે વાળેલી કટ્ટર મૂઠ્ઠી જેવો તું દેખાય છે. તું એક કાળમીંઢ કઠિન ખડક જ છે. હવે હું અહીં, આ શિવાજીનો જન્મમહેલ, આ શિશુવીરની પગલીઓ એવી ફોકટ કલ્પના કરવા બેસીશ નહિ. કોણ જાણે તોયે મારું અંતઃકરણ તને નમે છે. કારણ તેં

લાવાથી જન્મી, કરી કોટી યુગો પ્રતીક્ષા
દીધો શિવાજી, બજવ્યું ઈતિહાસકાર્ય;
છોને હવે ઈતર શો તુંય શૈલ રાશિ.

આમ આપણે તેમની એકંદર કાવ્યનિર્મિતિનું સ્વરૂપ જોયું. આટલી ઉમરમાં તેમણે લખેલા ગ્રંથોનો વિસ્તાર જોયો. અને અસાધારણ પ્રતિભા, વ્યાસંગ અને બુદ્ધિમત્તાનો તેમનામાં થયેલો સંયોગ જોયો. એટલે ગુર્જર સાહિત્યનો એક એક પ્રાન્ત પાદાક્રાન્ત કરતાં કરતાં યશઃસોપાનની પરંપરા ધીમે ધીમે ચઢતા રહીને આજના જ યુવાન ગુર્જર સાહિત્યકો નહિ પરંતુ આગામી સર્વ ગુર્જર સાહિત્યકોની માળામાં તે પ્રથમ પંક્તિમાં લેખાશે એમાં લવલેશ શંકાને સ્થાન નથી.



# ' જંગીઝખાન '

## [ એક અવલોકન ]

શંકરપ્રસાદ હરપ્રસાદ દેસાઈ

પૌરાણિક હિંદુઓની અનુભવજન્ય માન્યતા છે કે ઉત્પત્તિ, સ્થિતિ અને લયનો પ્રવાહ સૃષ્ટિના આરંભથી ચાલુ છે અને અંત સુધી ચાલુ રહેવાનો. આ સનાતન સત્ય ઇતિહાસના સૂક્ષ્મ અવલોકનનું પરિણામ છે અને જ્યારે જ્યારે આપણે શાંતિપૂર્વક ઇતિહાસની આરસીમાં જોઈએ છીએ ત્યારે આપણને આ સૂત્રનો સાક્ષાત્કાર થાય છે. સામ્યવાદ અને સામુદાયિક પ્રવૃત્તિના આ યુગમાં એ પ્રવાહમાંના ત્રણ તરંગો પૈકી એકાદને ઉછાળનારી વ્યક્તિઓ પ્રત્યે કાંઈક ઓછું ધ્યાન દેવાય છે પરંતુ અદ્યાપિ એકાદ વિશિષ્ટ વ્યક્તિનાં પરાક્રમ વિના ઇતિહાસના એકે યુગની ઉત્પત્તિ, સ્થિતિ કે લય થયાનું જોવામાં આવતું નથી.

અસંસ્કૃત વનવાસીઓ, વ્યાધો કે ગોપાલોની નાની નાની ટોળીઓમાંથી એકાદ વ્યક્તિની બુદ્ધિપ્રભા, સાહસ, વેગ, સ્ફુર્તિ કે આધ્યાત્મિક આત્મશ્રદ્ધા મહાપ્રજાઓ જન્માવે છે, સામ્રાજ્યો સ્થપાવે છે, ખવાઈ ગયેલી જર્જરિત પ્રજાઓ, રાજ્યો, ધર્મો કે સંસ્કૃતિઓને માટીમાં મેળવી દેવરાવે છે. તે સંધિકાળે સામાન્ય જનસમૂહ અનેક યાતનાઓ ભોગવે છે, મહાત્રાસ વર્તે છે પરંતુ ઇતિહાસના કાલાતીત પ્રવાહમાં આ ધમસાણોની ગણતરી જ નથી. ત્યાં તો માત્ર સંસ્કૃતિની પ્રગતિનાં જ પગલાં ગણાય છે, અને આજના મહાભયાનક આક્રમણકારોનાં અત્યાચારી કૃત્યો આવતી કાલની મહાપ્રજાઓ, મહાસંસ્કૃતિઓ કે મહાધર્મોમાં ફેરવાઈ જાય છે ત્યારે આપણે ટેનિસનનાં બે મહાવાકયોનું સ્મરણ કરવું પડે છેઃ એક તો, "God fulfils Himself in many ways;" અને બીજું, "There is a hand that guides." આમ ન હોત તો ઇતિહાસના પટ પરનાં અનેક દૃશ્યો નિરર્થક જ ગણાયાં હોત. પરંતુ, પ્રત્યેક યુગને સંધિકાળે સામુદાયિક ચળવળ કહો કે અકસ્માત કહો કે પ્રભુની લીલા કહો તે એકાદ વિશિષ્ટ વ્યક્તિને આગળ લાવે છે અને એ વ્યક્તિ કાળના પ્રવાહને ફેરવી નાખે છે, નવો યુગ રચે છે, સામુદાયિક બળોને સંગઠિત સ્વરૂપ આપી, નવો વેગ આપી, નવું ધ્યેય આપી એક અકલ્પ્ય કાર્ય કરી જાય છે. તે વેળા જુગજૂની માન્યતાઓ, અવિચળ મનાયેલી સંસ્થાઓ, અટલ ગણાયેલા સીમાસ્તંભો, છિન્નભિન્ન થઈ જાય છે અને જેની કાંઈ ગણતરી પણ ન હોય તેવી તુચ્છ મનાયેલી ચળવળ જગતમાં સર્વોપરિત્વને પહોંચી જાય છે. કુરાને શરીફના 'સુર એ રૂમ' નામના અધ્યાયમાં પ્રબોધાયું છે તેમ પ્રત્યેક જાતિનો એક યુગ આવે છે.

મિશ્રના ફેરાઓનાં દાસત્વમાં દળાતા બની ઇસિરાઇલને સ્વાતંત્ર્ય તો શું પણ જીવતા રહેવા જેટલી પણ શક્તિ રહી નહોતી; ત્યાં આત્મગૌરવ કે આત્મશ્રદ્ધા તો સંભવે જ ક્યાંથી? છતાં પ્રભુનો સંકેત હતો કે હઝરત મૂસા (અ. સ.) જેવો એક નેતા તેમનામાં

ઉત્પન્ન થાય. અની ઈસ્રાઈલને જાગૃત થવું પડયું, દાસત્વથી છૂટવું પડયું, મિશ્રનો પરિત્યા
કરવો પડયો, કનઆનની ભૂમિ વસાવવી પડી, જગતને એક મહાન આધ્યાત્મિક ફાળે
આપવો પડયો. અને હઝરત મુહમ્મદ મુસ્તુફા (સ. અ.)ના પ્રાગટય પહેલાં અરબ જાતિન
શી સ્થિતિ હતી? એમના પ્રતાપે પચાસ વર્ષમાં સ્પેનથી અફઘાનિસ્તાન સુધી અર
સંસ્કૃતિ, અરબી ભાષા અને અરબી ધર્મ-ઈસ્લામનો વિજયધ્વજ ફરકી ગયો. એ શકિ
અરબ લોકોની સામુદાયિક ચળવળની નહોતી પણ તેમના મહાન નેતાની પ્રેરણાની હતી.

અને ઈસ્લામની તો એક શ્રદ્ધા જ છે કે પરમાત્મા પ્રત્યેક જાતિમાં એક નેત
અવશ્ય ઉત્પન્ન કરે છે. આફ્રિકાનાં અરણ્યોમાં ભટકતા માનવભક્ષી વનચર મનુષ્યોમાં પ
અમુક વ્યકિત નેતૃત્વ મેળવી જ લે છે. ઘણીએ એવી નાની નાની ટોળીઓન
નેતાઓમાંથી એકાદ પુરુષમાં વિશેષ શક્તિ, શૌર્ય, બુદ્ધિ, બળ અને પ્રતિભા હોય છે તે અ
ટોળકીઓનો શિરોમણી નેતા થઈ એક નાની પ્રજા કે નાનું રાષ્ટ્ર રચવા પ્રયત્ન કરે છે
અને યાંત્રિક શસ્ત્રાસ્ત્રથી સુસજ્જિત આધુનિક સામ્રાજ્યોને પણ થોડો સમય ત્રાહે પોકરાવ
શકે છે. સુદાનના દરવેશોના મહાન નેતા મહાદી અને તેના મુખ્ય ઉપનેતા ઉસ્માન
દિગ્નાનાં પરાક્રમો વર્તમાનપત્રોમાં વાંચનારા હજુ પણ ભૂલ્યા નહિ જ હોય.

પરંતુ, ઈસ્વિના શકના બારમા સૈકામાં યાંત્રિક યુદ્ધસામગ્રી કે આધુનિક સામ્રાજ્યવાદ
જેવી વસ્તુઓ જ નહોતી. અને તેમાં પણ ગોબીનાં રણમાં મંગોલિયાનાં નિર્જળ, નિર્જન
અને નિર્વૃક્ષ પટોમાં તો સામ્રાજ્ય તો કોરે રહ્યું પણ કોઈ પ્રકારની વ્યવસ્થિત રાજસત્તાનો
વિચાર સુદ્ધાં જન્મ્યો નહોતો. એ વિશાળ પ્રદેશ સાધન, સંપત્તિ અને સમૃદ્ધિહીન
પશુપાલોની ભૂમિ હતી. જ્યાં સારું ચારિયાણ, થોડુંઘણું પાણીનું સાધન અને સુરક્ષિત નિવાસ
મળી આવતો ત્યાં આ પશુપાલોની નાની નાની ટોળીઓ પોતાનું મુકાડું વસાવતી અને
ચારોપાણી ખૂટવા આવે અથવા કોઈ પ્રબળ ટોળકી પાસે આવી પડે કે તેઓ બીજે
વસવા ચાલ્યા જતા. તેમને સ્થાયી ઘરબાર કે ખેતરવાડીની વ્યવસ્થા કરવાની ચિંતા હતી જ
નહિ. તેમનું ઘરબાર કે ખેતરવાડી તે તેમનાં ગાડાં અને તેના પર બાંધેલો દળીનો શિબિર.
એમણે નગરો જોયાં નહોતાં અને જેમણે ચીનનાં વિશાળ નગરોની વાતો સાંભળેલી તેમની
કલ્પનામાં તે મોટા મોટા શિબિરોના મોટા મોટા સંમૂહો રૂપે જ ભાસતાં. તેમનો ધર્મ પણ
પ્રકૃતિપૂજાનાં વિકૃત સ્વરૂપ જેવો "શમન" ધર્મ હતો. તેનો કોઈ સિદ્ધાંત કે મીમાંસા
હોવાનો સંભવ જ નહોતો. માત્ર પ્રકૃતિનાં ભયાનક સ્વરૂપને દાનવ માની, પિતૃઓના
આત્માઓને સદાસર્વદા સર્વવ્યાપી માની, કલ્પિત ભૂતો, પિશાચો ઇત્યાદિઓનું અસ્તિત્વ
માની તેમનાથી ડરવાનો અને તેઓ કોઈ પ્રકારની બાધા ઉપસ્થિત ન કરે તે માટે તેમને
તૃપ્ત રાખવાનો એમનો ધાર્મિક કાર્યક્રમ હતો. સાહિત્યમાં ખરા કે કલ્પિત પુરાતનો
યોદ્ધાઓનાં સાહસ કાર્યોનાં જોડી કાઢેલાં જોડકણાં વિના તેમની પાસે બહુ થોડું હતું. આવા
પરિમિત સંસ્કારોવાળી મોંગોલ જાતિમાં એ યુગમાં એક નાની ટોળીના નાયકને ઘેર આ
ચરિત્રના નાયકનો જન્મ થયો હતો.

બાલ્યાવસ્થાથી જ જંગીઝખાનને જમની દાઢમાં ખેલવું પડેલું. ભયંકર નાસેડુનું જીવન
એણે ગાળેલું, ભૂખમરો વેઠેલો, પ્રતિક્ષણ પ્રાણભયથી તેને છુપાતા ફરવું પડેલું. પરંતુ, એ
સઘળી આપત્તિઓમાં તેનો અદમ્ય ઉત્સાહ, અડગ નિશ્ચય, અટળ આત્મશ્રદ્ધા, અપરાજિત

સંકલ્પ, અમર્યાદિત મહત્ત્વાકાંક્ષા અને અજોડ આશાવાદ લેશ પણ ઘટયાં નહિ; ઊલટી આપત્તિઓએ તેમાં વધારો કર્યો. જંગીઝખાન વિશેષ બુદ્ધિમાન, વિશેષ કાર્યકુશળ અને વિશેષ ચતુર થતો ગયો. અને ધીમે ધીમે એની ટોળી વિસ્તરીને એક મહાપ્રજા બની ગઈ. લાખો મોંગોલ લડવૈયા એના તમનતાધના વિજયધ્વજ નીચે એકઠા થયા અને ચીનની કાળજૂની રાજગાદી તેને હાથ આવી. ચીની સામ્રાજ્યનો આખો ઉત્તરાર્ધ હસ્તગત કરી, ત્યાં પોતાનો છત્રપ બેસાડી, જંગીઝખાન પાછો ગોબીમાં ચાલ્યો ગયો.

ગોબીમાં બેઠે બેઠે પણ તેણે વ્યાપારવૃદ્ધિ અને સાંસ્કૃતિક વિકાસના માર્ગો શોધવાનું કાર્ય ચાલુ રાખ્યું. પોતાની અજીત સેનાની સુવ્યવસ્થા અને યુદ્ધકૌશલ્ય વધારવાના ઉપાયો યોજ્યા, મંગોલજાતિ જગત જીતવા સર્જાઈ છે અને જંગીઝખાન તેનો નૈસર્ગિક નેતા છે એ ભાવના તેણે સાર્વત્રિક બનાવી અને ધીમે ધીમે સઘળા મંગોલ લોકો પણ શ્રદ્ધાપૂર્વક માનવા લાગ્યા કે જંગીઝખાનના તમનતાધના ઝંડા અજીત હતા. વ્યાપારની વૃદ્ધિ માટે તેણે આદરેલા પ્રયાસોને પરિણામે ખારિઝમ (વસ્તુતઃ ખ્વારિઝ્મ)ના મુસલમાન સુલતાન સાથે તેને ખટરાગ થયો. ખારિઝમની સલ્તનત તે વેળા આખા મુસ્લિમ જગતમાં સર્વથી બળવાન ગણાતી અને તેની આણ ઉથાપવાની કોઈની છાતી નહોતી. એ મહત્ત્વના ગર્વથી ફુલેલા ખારિઝમના સુલતાને જંગીઝખાનને અપમાન્યો. એ અપમાન તે મંગોલોની પશ્ચિમાભિમુખ વિજયયાત્રાનું નિમિત્ત બન્યું અને જંગીઝખાનના પુત્રો અને યોદ્ધાઓએ ખારિઝમ પ્રતિ પ્રયાણ કર્યું. તે વિજયયાત્રાનો અંત પોલાન્ડ અને હંગેરીની સીમાઓની પેલી પાર આવ્યો.

ખારિઝમનો વિજયોન્મત્ત સુલતાન રખડી રઝળીને મુઓ. તેનાં નગરો—ખારિઝમ, ખીવા, બલ્ખ, સમરકંદ, બુખારા, હીરાત, ખર્વ, આખો ઈરાન અને અફગાનિસ્તાન ભસ્મિભૂત થયાં અને એ સુલતાનના રાજ્યકુમારને પકડવા જતાં જંગીઝખાને સિંધુ ઊતરી લાહોર અને મુલતાન લૂંટી, બાળી, ભસ્મ કરી નાખ્યાં. તેના સેનાપતિઓ અને ઉત્તરાધિકારીઓએ બગદાદ, પેલેસ્ટાઈન અને છેક પોલાન્ડ સુધી ઘોડા ફેરવ્યા અને જ્યાં જ્યાં જંગીઝખાનનો ધ્વજ ગયો ત્યાં ત્યાં તેના શત્રુઓ અસ્તવ્યસ્ત થઈ નાસી ગયા. મુસ્લિમ દેશોમાં તેણે ઝમીર વાળી નાખ્યો. પુરુષો અને બાળકોને રહેંસી નાખ્યાં, ગામો બાળ્યાં, ગઢ કોટ તોડયા, મસ્જિદો ભ્રષ્ટ કરી, પુસ્તકાલયો બાળી નાખ્યાં, સ્ત્રીઓ અને કલાકારોને દાસત્વ આપી ગોબીમાં મોકલી દીધાં અને ચારેકોર આવો પ્રલયકાળ વર્તાવી તે કાળનાં મુસ્લિમ જગતનો આત્મા હણી નાખ્યો. ઈસ્લામનું અપરાજિત ખાંડું તેણે ભાંગી નાંખ્યું, ઈસ્લામની સેનાનો મોખરો તેણે તોડી નાખ્યો. તેના પ્રહારની કળ ઈસ્લામને કદી ઊતરી નહિ; અને તે પછી મુસ્લિમ જાતિઓએ જગત જીતવાના પ્રયાસો કર્યા ખરા પણ તેમાં પહેલાં જેવો વેગ રહ્યો નહિ. મધ્ય એશિયામાં તે પછી ઈસ્લામી સામ્રાજ્ય પગભર થયાં નહિ અને તૈમુરલંગ વિના બીજો કોઈ વિશેષ પ્રતિભાશાળી યોદ્ધો ઉત્પન્ન થયો નહિ—અને તૈમુર પોતે અને તેના સૈનિકો મોટે ભાગે જંગીઝખાનના અને તેના સૈનિકોના વંશજો જ હતા. સ્વતઃ બાબર પણ જંગીઝખાનના કુળનો હતો અને ભારતમાં ઠરી ઠામ થતાં સુધી તે પણ જંગીઝખાનના ધારાનો જ અનુગામી હતો.

જંગીઝખાનનું પાછલું જીવન ચીનના દક્ષિણ વિભાગમાં બચી ગયેલાં સુંગ સામ્રાજ્યને નાશ કરવામાં વપરાયું, પરંતુ તેની એ ધારણા પૂર્ણ થવા પહેલાં તે પોતે જ મરણ પામ્યો. તેની ગાદી માટે થોડી ઘણી ખેંચતાણ થઈ પણ એ ભયાનક વ્યક્તિના મૃત્યુ પછી પણ તેના નામની ધાક એવી આકરી બેઠી હતી કે એ બધા ઝઘડા ઘડીભરમાં શમી ગયા અને ફરીથી મંગોલ સામ્રાજ્યની વિજયયાત્રાઓ ચાલુ થઈ. તેના વંશજોની એક શાખાએ ચીનમાં ધામા નાખ્યા અને ચીનથી માંડી ટિબેટ અને બંગાળ સુધી પોતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું. તેના વંશજોની બીજી શાખાએ છેક બગદાદ, શામ (સીરિયા), અને અંતે પોલાન્ડ અને હંગેરી સુધી પોતાનો પડો વગડાવ્યો. તેના વંશજો પૈકી ઈરાનમાં ઠરીઠામ થયેલાઓ ધીમે ધીમે મુસલમાન થઈ ગયા અને પાછળથી લાખો મુસલમાનોનો સંહાર કરનારા પશ્ચિમના મંગોલો પણ પાકા મુસલમાન બની ગયા.

મુસલમાનોને મન જંગીઝખાન ઈશ્વરના ક્રોધનું મૂર્ત સ્વરૂપ હતું. તે કાળના મુસલમાનો અને ખ્રિસ્તીઓ મંગોલોને તેમના પૂર્વાચાર્યોએ વર્ણવેલા આગામી ત્રાસદાયક જુઝ–મઅનુઝ કિંવા ગોગ–મેગોગ માનતા; પોતાનાં પાપોની શિક્ષારૂપ આ શાપ ભૂમિ પર ઊતર્યો હોવાની શ્રદ્ધા રાખતા અને જંગીઝખાન પોતે પણ તે શ્રદ્ધાને પોષતો. જંગીઝખાનમાં ધર્મદ્વેષ નામ માત્ર પણ નહોતો કારણ તેનો કોઈ ધર્મ નહોતો; છતાં પણ મુસલમાનોને ભારે પડે તેવા કેટલાક આચાર તેણે પોતાના શાસનમાં ચાલુ કરેલા. તેણે અકારણ કોઈ જાતિ પર અત્યાચાર કરેલો નથી તેમ તેનાં કેટલાંક કૃત્યો તેની અજ્ઞાનતા અને પરિમિત સંસ્કારનાં પરિણામ હતાં. આજના 'એરમેલ'નો પુરોગામી, સઘળી ટપાલનો પૂર્વપુરુષ, જંગીઝખાનનો ટટ્ટુમેલ–પોની એકસપ્રેસ–ગણી શકાય. તેના વિશાળ સામ્રાજ્યના ધોરી માર્ગો પર તેણે ટપાલ ગોઠવેલી અને ટપ્પે ટપ્પે ઉતારા બંધાવેલા તેમજ ચોકીઓ મૂકેલી અને તે પ્રથા છેક મંગોલ સામ્રાજ્યના અંત સુધી ચાલુ રહેલી.

આવો એક મહાન સમ્રાટ જે સામ્રાજ્ય મૂકી ગયો તે દોઢસોએક વર્ષમાં છિન્નભિન્ન થઈ ગયું. તેણે રચેલી મહાપ્રજા પાછી ગોવાળિયાઓની ટોળીઓમાં વહેંચાઈ ગઈ. આજે મંગોલિયાના નિવાસીઓ જંગીઝના જન્મ સમયે હતા તેવા જ છે. જંગીઝખાનની સ્મૃતિ હજુ પણ તેઓ ગૌરવ, માન અને ભક્તિભાવથી સંભારી રાખે છે. પરંતુ એ જંગીઝના અંતિમ નિવાસસ્થાન સુદ્ધાંની પાકી ભાળ લાગી જણાતી નથી. અને છતાં પણ જંગીઝખાનનાં જીવનકાર્યની છાપ આખાય જગતના ઇતિહાસ પર ઊંડી પડી છે. તેનાં આક્રમણોને પરિણામે યુરોપના લોકો એશિયાને ઓળખતા થયા. ચીનનાં હસ્તકૌશલ્યની વાનગીઓ આખા યુરોપમાં પ્રસરી. એશિયાવાસીઓ યુરોપને ઓળખતા થયા. પશ્ચિમ એશિયાના મુસ્લિમ દેશોનાં વેપારવણજ છેક ચીન સુધી પહોંચ્યાં. અને ચીનની વસ્તુઓ છેક અરબસ્તાન સુધી જવા લાગી. મંગોલ સમ્રાટની રાજસભા યુરોપ અને એશિયાના રાજવંશીઓને ભેગા થવાનું સ્થાન બની અને જ્યાં દેશદેશના રાજાઓ, પ્રધાનો, વિદ્વાનો અને ધર્માધ્યક્ષો એક બીજાના સંપર્કમાં આવવાથી દેશદેશની સંસ્કૃતિની આપ–લે થઈ. આ ઉપરાંત મુસ્લિમ રાજસત્તા અને સેનાબળનો નાશ થવાથી યુરોપ અને અંશતઃ ભારત પરથી મહાન ભય દૂર થયો કે ઘટયો અને ઈસવી શકના ૧૩મા અને ૧૪મા શતકમાં

દિલ્હીના સુલતાનોની નબળાઈ અને પરિમિત ક્રિયાશીલતાનું કારણ પણ મંગોલોએ તેમનાં સૈન્યભરતીક્ષેત્રો અફઘાનિસ્તાન, ઇરાન અને મધ્ય એશિયામાં મચાવેલો ઉત્પાત એ જ હતું.

પૌરાણિક હિંદુઓની પૂજ્ય ત્રિમૂર્તિમાંથી લય કરનાર ત્રિનેત્રની ભયંકર સંહારલીલાની આછી ઝાંખી કરાવનાર જંગીઝખાનની ભયંકર સંહારપ્રવૃત્તિમાં પણ પ્રભુનો સંકેત જ ભાસે છે. તેનાં ભયાનક આક્રમણોએ ઘણાંએ જર્જરિભૂત, મરે એ નહિ અને માંચો મૂકે એ નહિ તેવાં રાજ્યો અને સંસ્થાઓનો સોથાર વાળી નાખ્યો અને વિશેષ પ્રાણવાન અને વધારે વેગવંતાં રાજ્યો, પ્રજાઓ અને સંસ્થાઓને રુંધતું એ નિંદામણ ખોદી કાઢયું. ખિલાફતની સર્વવ્યાપી સત્તા ત્યારથી જ અદશ્ય થઇ. યુરોપના ખવાઈ ગયેલા રાજવંશો અને સામંતસમૂહો ત્યારે જ ધરાશાયી થયા અને જ્યાં જીવન કે શકિતવિહોણાં માનવી માત્ર ખ્યાતો (traditions) અને વાતો વડે જૂના અધિકારો જાળવી બેઠાં હતાં ત્યાં આ પ્રલયાગ્નિએ તથ્યની આણ વર્તાવી.

એવો હતો આ ચરિત્રનો નાયક જંગીઝખાન. તીમુગીના સમગ્ર જગતનો ખાકાન, મનુષ્યજાતિનો વાંગ (રાજા), ઇશ્વરના ક્રોધનું મૂર્તસ્વરૂપ, બુદ્ધિશાળી અભણ, મહત્ત્વાકાંક્ષી ગોવાળ, શિબિરવાસી જગવિજેતા. દહાડે દહાડે એશિયાના આ નેપોલિયન પ્રત્યે જગતના ઇતિહાસકારો વિશેષ લક્ષ આપતા થયા છે અને તેમાં પણ હેરોલ્ડ લેમ્બે અનેક ગ્રંથો પરથી અંગ્રેજીમાં રચેલી તેની જીવનકથા એવી રસિક શૈલીમાં લખાયેલી છે કે તે વાંચતાં થાક લાગે જ નહિ. પ્રસ્તુત ગ્રંથને શ્રી. રમણિકલાલ જયચંદભાઇ દલાલે તેવી જ સુંદર, સરળ —અને આજકાલ લગાર દુર્લભ—શુદ્ધ ગુજરાતીમાં ઉતારી ગુર્જર સાહિત્ય પર ઉપકાર કર્યો છે. તેમના આખા ગ્રંથમાં કોઈ પણ સ્થળે ભાષાંતરકારની કૃત્રિમતા દેખાતી નથી પણ સ્વતંત્ર ગ્રંથની પ્રતિભા તરી આવે છે. તુર્કી, અરબી અને મંગોલ શબ્દોને અંગ્રેજી જેવી અપૂર્ણ જોડણીવાળી ભાષામાંથી ગુજરાતી જેવી સંપૂર્ણ ધ્વનિવાહક લિપિમાં ઉતારવા જતાં ઉચ્ચારોની અશુદ્ધિઓ છૂટીછવાઇ મળી આવે છે પણ તે દોષ તો અનિવાર્ય છે. આવા ઉત્તમ ગ્રંથો આવી ઉત્તમ રીતે ગુજરાતીમાં લખાય અને આવી સુંદર રીતે છપાય તો જનસમૂહમાં વાંચનની અભિરુચી વધે અને નિરર્થક પ્રેમલાપ્રેમલીઓની અસંબદ્ધ પ્રેમકહાણીઓ કે રૂશિયન નવલિકાઓનાં દેઢગુજરાતી ભાષાંતરો કરતાં લોકોની જ્ઞાનસંપત્તિમાં ઘણો ભારે ફાળો મળે.

---o---

# સ્વપ્નમાં મળેલી સુંદરીને

હરિલાલ ગો. પંડયા

દરશન હતું પૂર્વ ભવનું,
સુખદ પળને વ્યકત કરતું?

મળી સ્વપ્ને જ્યારે, સ્મિત સુભગ દીઠું તવ મુખે,
કદી ના જોયેલું ઉર ધબકતાં, આર્દ્ર નયને–
ગહન જગના ગોર પડદે!

હસી ત્યારે તું હા! અકથ ઉર વાંછા જગવતી;
તદા હૈયે યે આ પ્રણય ભરતી ઉત્કટ ચડી,
વિરલ પરિતોષે પરિણમી!

અજાણી તું, તોયે ચિર, હૃદયમાં વાસ કરતી,
નિરાશા–આશાનાં વિષમ દરદો સર્વે હરતી;
હવે ના નિશ્વાસો, કરુણ રૂદનો વ્યગ્ર કરશે,
છબી ત્હારી હૈયે પ્રતિપળ નવું જોમ ભરશે!
સ્વપ્ન ગણું ના ક્ષણિક એ,
પ્રસાદી વર્ષો શી અખૂટ, ઉર સંચી મલકશે!



# ઝાડુ કાઢનારાઓના દેવ પીર ગુગા

છોટાલાલ માનસિંગ કામદાર બી. એ.

યુક્તપ્રાંતના બધા ઝાડુ કાઢનારાઓ ગુગાપીરના ચુસ્ત ભક્તો છે. તે તેમનાં દેવાધિદેવ છે. ઓગસ્ટ મહિનામાં તેના માનમાં તેઓ મોટા ઉત્સવ કરે છે. આ મહોત્સવ દરમિયાન પંડિતો તેના ગુણગાન કરે છે તથા તેના જન્મના તથા તેની બહાદુરી ભરેલાં કામોના ઇતિહાસનું વર્ણન કરે છે. તેમની કેટલીક વાતોની અત્રે નોંધ કરવામાં આવી છે.

કેટલાક લોકોની માન્યતા પ્રમાણે, પીરગુગા ચૌહાણ રજપુતના વંશજ હતા. તેનો જન્મ બિકાનેરના રાજગઢ પ્રાંતમાં થયો હતો. ઝાડુ કાઢનારાઓમાં ગુગા વિષે બે મત છે. આમાંનો એક યુક્તપ્રાંતમાં પ્રચલિત છે તે એ છે કે બિકાનેરમાં જીવર નામે એક રાજા હતો. આ રાજાને બચલ તથા કચલ નામની બે પત્નીઓ હતી. કમનસીબે બેમાંથી એકેયને કંઈ સંતાન નહોતું. વર્ષોની ભક્તિ તથા પ્રાર્થના બાદ બચલે પોતાને પુત્ર આપવાની દેવોને પ્રાર્થના કરી. તેની પ્રાર્થનાના ઉત્તરરૂપે ગુરુ ગોરખનાથ નવલખી વાડીમાં આવ્યા. આ વાડી અત્યાર સુધી તદ્દન સુકી હતી તે એકદમ તાજી તથા લીલી થઈ ગઈ. ઉપરાઉપર બાર વર્ષો સુધી બચલે ગુરુના આશીર્વાદ મેળવવા તેની સેવા કરી. તેરમા વર્ષની શરૂઆતમાં ગુરુએ ત્યાંથી જવાનો નિર્ણય કર્યો. રાજાની બીજી રાણી કચલને આ અચાનક જવાની ખબર પડી બચલ પ્રત્યેની અદેખાઈથી તેણે કોઈપણ યુક્તિથી ગુરુની કૃપા સંપાદન કરવા યુક્તિ કરી. તેથી બચલ જે કપડાં પહેરીને ગુરુની પૂજા કરતી તે કપડાં તેણે ચોરી લીધાં અને બચલનો સ્વાંગ ધરીને ગુરુ પાસે ગઈ અને તેના શિષ્ય કનીપ્સની મારફત ગુરુને કહેવરાવ્યું કે 'હે ગુરુદેવ ! મેં બાર વર્ષ આપની સેવા બજાવી છે. તમે આ વાડીને ફળ-ફુલથી સમૃદ્ધ બનાવી છે તો મને પણ પુત્ર આપવાની કૃપા કરો." કચલને બચલ ધારી ગુરુએ કનીપ્સને તેની પ્રાર્થના પૂરી કરવા કહ્યું. કનીપ્સે તેને અનાજના બે દાણા આપી દૂધ સાથે ગળી જવા કહ્યું. ઉપરાંત કહ્યું કે આ દાણાથી એક વર્ષ પછી તને બે જોડિયાં પુત્રો આવશે.

આ બનાવ પછી બચલને ગુરુના અચાનક અદશ્ય થવાની ખબર પડી. પોતાનાં પવિત્ર વસ્ત્રો પહેરીને તે સત્વર ગુરુની શોધમાં નીકળી પડી. થોડા માઈલ ગયા પછી તેણે ગુરુને પકડી પાડ્યા અને પૂછ્યું: " ગુરુજી, આટલી બધી પ્રાર્થનાનો બદલો આપે મને શું વાળ્યો ?" ગુરુએ તો ગુસ્સે થઈને તેને ત્યાંથી એકદમ ચાલ્યા જવાનું કહ્યું. બચલે તેના પગે પડીને ગુરુના ચાલ્યા જવા સંબંધી પોતાનું અજ્ઞાન સાબીત કરી બતાવ્યું. ગુરુને હવે કચલે કરેલ કપટની ખબર પડી અને ગુસ્સામાં તેને શાપ આપ્યો. અને નિર્દોષ બચલને ગુગળની એક ગોળી આપી કહ્યું: " આનાથી જા અને તારા પેટે મહાબળવાન ગુગાનો જન્મ થશે. તે દૂર દૂર દેશોમાં પૂજાશે."

ગુગાના જન્મ સંબંધી બીજી કથા પંજાબમાં પ્રચલિત છે. આ વાત પ્રમાણે સર્પોના પહેલા રાજા તેહતરના અનુયાયીઓની સંખ્યા લાખોની હતી. તેના સંબંધી એક વિચિત્ર વાત એ હતી કે તેના ગળા સિવાય શરીરના આખા ભાગને ઝેરની અસર થતી નહિ. તેહતર સર્પોનો પાક્કો દુશ્મન હતો. તેણે તેનો નાશ કરવાનું શરૂ કર્યું. છેવટ ત્રણ જાત–કોહમર, તિલ્વર તથા ભાશ્ર બાકી રહ્યા. હવે આ બાકી રહેલા સર્પો ખૂબ ચિંતાતુર રહેવા લાગ્યા અને પોતાના પ્રાણઘાતક દુશ્મનને મારી નાખવાનો તેમણે નિશ્ચય કર્યો. ત્રણેમાંથી કોહમરે તેહતર ઉપર વેર લેવાનો રસ્તો શોધી કાઢવાનું માથે લીધું. એક દિવસ જ્યારે તેહતર જંગલમાં થઈને જતો હતો ત્યારે કોહમર સોનાની લાકડી થઈને તેના રસ્તામાં પડ્યો. જ્યારે તેહતર આ અસામાન્ય લાકડી પાસે પહોંચ્યો ત્યારે તેનાથી શું અનિષ્ટ થવાનું હતું તે સમજી ગયો અને તેના બધા અનુયાયીઓને તે સંબંધી ચેતવણી આપી. તેનો એક અનુયાયી પાછળ રહી ગયો હતો. તેણે આ લાકડી જોઈ, અને તે ઉપાડીને પોતાના ગુરુ પાછળ દોડ્યો. તેની પાસે પહોંચતાં જ લાકડી સુસવાટા મારતા સર્પમાં બદલાઈ ગઈ. તે સર્પે ગુરુના ખભા પર કૂદકો મારી ગળામાં ઊંડો ડંખ દીધો. ત્યાર પછી તરત જ ગુરુ મરણ પામ્યા. મૃત્યુશય્યા પર તેણે પોતાના બધા અનુયાયીઓને બોલાવ્યા અને પોતે મૃત્યુ પામે એટલે શરીરના ટુકડેટુકડા કરી નાખવાની, તેમની પાસે પ્રતિજ્ઞા લેવરાવી. ત્યારબાદ તેણે દરેકને તે એક ટુકડો ખાઈ જવાનું કહ્યું. આથી તેઓ ઝેરની અસરથી મુક્ત રહેશે તેમ કહ્યું. ગુરુના મૃત્યુ પછી તેની ઈચ્છા પ્રમાણે તેના અનુયાયીઓએ તેના શરીરના કટકા કરી નાખ્યા અને તે રાંધવા લાગ્યા. સર્પોને આ દુષ્ટ યુક્તિની ખબર પડી ગઈ. તેઓ એક વૃક્ષ હેઠળ મળ્યા, આગેવાન સર્પે ઊભા થઈને કહ્યું: 'જ્યારે જગતમાં એક તેહતર હતો ત્યારે તે આપણામાંથી આવડી સંખ્યાને મારી નાખતો તો પછી જ્યારે સેંકડો તેહતરો થશે ત્યારે આપણું નામનિશાન પૃથ્વીના પડમાંથી ભૂંસાઈ જશે.' આ વખતે તિલ્વરે આ બાબત પોતાના હાથમાં લીધી અને એક વૃદ્ધ સાધુનો વેશ લઈને તેમના મંડળમાં જઈ ભિક્ષાની યાચના કરી. તેઓએ માંસનો એક પણ ટુકડો આપવાની ના પાડતાં તે નિરાશ થયો. તિલ્વરને બીજો વિચાર આવ્યો. તેણે તેમના તરફ પોતાની પીઠ ફેરવીને જાણે પોતે સમાધિ ચડાવી હોય તેમ ડોળ કર્યો, અને તે સ્થિતિમાં તેહતરના મૃત્યુસંબંધી આખી વાત કહી બતાવી. શિષ્યો તેહતરના મૃત્યુની વાતને ગુપ્ત માનતા હતા. તે આ અજાયબ સાધુની શક્તિથી ડઘાઈ ગયા. તેમણે તેને આગળ વાત ચલાવવાની વિનતિ કરી એટલે તેણે દેગડામાં પકાવાતા ખોરાકમાં મિશ્રિત થયેલ ઝેર સામે ચેતવણી આપી, અને તે બધું પાસેની નદીમાં ફેંકી દેવાની સલાહ આપી. પોતાનો હેતુ પાર પાડીને તે તેમની પાસેથી નીકળી પાસેની એક ઝાડીમાંથી પોતાની યુક્તિની સફળતા નિહાળવા લાગ્યો.

બધી દેગડીઓ પાણીમાં ડૂબી ગઈ, પરંતુ એક પાણીની સપાટી પર તરતી રહી અને તરતાં તરતાં જીવર રાજાના મહેલ પાસેથી નીકળી. એક દાસીની નજરે આ વિચિત્ર રીતે તરતી દેગડી જોવામાં આવી, અને તે બચલ રાણી પાસે લઈ ગઈ. અંદરનું માંસ હજી ઊકળતું હતું. રાણીએ જરા પણ વિચાર કર્યા સિવાય દેગડીમાં પોતાનાં આંગળાં બોળ્યાં ને તરતજ દાઝી જતાં સ્વાભાવિક રીતે જ મોઢામાં નાખ્યા. અને આ રીતે તેહતરના માંસના અમુક અણુઓ તેણે ચૂસી લીધા. આ બનાવ પછી થોડા દિવસે રાણીને જણાયું કે પોતે ગર્ભવતી થઈ છે અને તેણે ગુગાને જન્મ આપ્યો.

ઉપલી બન્ને વાતો દર્શાવે છે તેમ ગુગાના મૂળ સંબંધી લોકોની જુદી જુદી માન્યતાઓ છે પરંતુ તેના જન્મ તથા જીવન સંબંધી બધા એક મતના છે.

આ વખત દરમ્યાન કચલને બચલની અદેખાઈ આવવાથી અનેક ઉપાયો વડે તેણે રાજાની કૃપા સંપાદન કરી, અને રાજાને બચલના નિષ્કલંક ચારિત્ર્ય પર શંકા આવી: ગુસ્સામાં આવી તેણે તેને દેશનિકાલ કરી. હૃદયભગ્ન રાણીએ એક ગાડું ભાડે કર્યું અને પોતાના ભાઈ વાસિકદેવના મહેલે જવા નીકળી. આ વાસિક બધા સર્પોનો રાજા હતો. તે જ રાત્રે વાસિકને સ્વપ્ન આવ્યું કે તેને કોઈએ રાજ્યગાદી પરથી ઉઠાડી મૂક્યો છે. તેણે રાજ્યના બધા સર્પોને બોલાવી પોતાના સ્વપ્નનો અર્થ પૂછ્યો. તેઓએ તેને આવતા ભયના તથા તેમના પ્રાણઘાતક શત્રુ ગુગા વિષે ચેતવણી આપી. વાસિકને આશ્ચર્ય થયું. ગુગાના ભયથી તે ભયભીત થઈ ગયો. જે ગુગાને મારી નાખે તેને પોતાનું અર્ધું રાજ્ય આપવાનું તેણે વચન આપ્યું.

હવે ભાશ્રનો જોખમદારી વહોરવાનો વારો આવ્યો. તે બચલને રસ્તામાં પકડવા અને ગુગાને ત્યાંને ત્યાં મારી નાખવા માટે ઊપડયો. તેમને મળતાં જ પહેલાં તો તેણે બે બળદોને તથા ગાડું હાંકનારને ઝેર આપ્યું. ઊંઘતી બચલને ઝેર દેવા માટે તે અંદર જતો હતો ત્યાં ગુગાનો હાથ માતાના ગર્ભમાંથી બહાર નીકળ્યો અને ભાશ્રને ગળે ફાંસો દીધો. ઊંઘમાં ગુગાએ તેની માતાને મરી ગયેલ બળદોને તથા હાંકનારને કેમ સજીવન કરવાં તે કહ્યું. બચલે સ્વપ્નમાં તેને કહેવામાં આવ્યું હતું તે પ્રમાણે કર્યું. આ રીતે તેઓ વસિકદેવનાં ઘેર પહોંચ્યા. બચલને મારી નાખવા માટે બીજી ઘણી યુક્તિઓ કરવામાં આવી હતી. પરંતુ દરેક વખતે ગુગાએ તેની જિંદગી બચાવી લીધી.

લગભગ બાર વર્ષ સુધી બચલ તેના ભાઇને ત્યાં રહી. બધાના આશ્ચર્ય વચ્ચે ગુગાનો જન્મ થયો નહિ. આખરે એક રાત્રે બચલે ગુગાને એમ કહેતાં સાંભળ્યો કે ' હું મામાના ઘરમાં જન્મ લઇશ નહિ, માટે મારા પિતાના ઘેર જલદી ચાલ." બીજી બાજુ તેણે પિતાને સ્વપ્નમાં પોતાની માતાને પાછી બોલાવવા માટે સમજાવ્યા. બીજે દિવસે રાજા જીવરે પોતાની રાણીને પાછી બોલાવી અને તેની માફી માગી. આખરે ગુગાનો પોતાના ઘરમાં જ જન્મ થયો. તે મોટો થયો અને હજુ કુમારાવસ્થામાં હતો ત્યાં જ તેનામાં ભીમ જેટલું બળ તથા અદમ્ય ઉત્સાહ હતાં.

જ્યારે તે વીશ વર્ષની ઉમરનો થયો ત્યારે તેના પિતા મૃત્યુ પામ્યા. રાજાના મૃત્યુના ખબર સાંભળી તેના બે ઓરમાન ભાઈઓ અર્જુન તથા સર્જુન રાજ્યમાં ભાગ પડાવવા આવી પહોંચ્યા. રાજ્યના આખા લશ્કરને તેઓએ લાંચ આપીને તથા દિલ્હીના રાજાની મદદથી તેઓએ ગુગા પર હલ્લો કર્યો. ગુગા પોતાના ચાર વિશ્વાસુ મિત્રો સાથે પાંચ હજારના લશ્કરની સામે થયો. થોડા દિવસોના ભયંકર યુદ્ધ પછી તેના ચાર મિત્રો પૈકી એક પછી એક મરવા લાગ્યા અને ગુગો એકલો રહ્યો. પરંતુ હોરેશિયસની માફક તેણે એકલે હાથે પોતાના દેશનો બચાવ કર્યો. સતત યુદ્ધના તેર દિવસ પછી તે થાકયો અને શત્રુઓના આશ્ચર્ય વચ્ચે તેના પગ નીચેની જમીન ફાટી ને તેને અંદર લઈ લેવામાં આવ્યો. બીજે દિવસે તે બેવડા બળથી આવ્યો અને પોતાના મુલકમાંથી દુશ્મનને હાંકી કાઢયા. આ ચમત્કારને અંગે તે અમર મનાય છે.

જેને તેનામાં શ્રદ્ધા છે તેઓ ગમે તે વખતે હાજર થવાની તેની શક્તિમાં પૂરી રીતે માને છે. આ તો જાણીતી વાત છે કે જ્યાં ગુગા અદૃશ્ય થયો ત્યાં ગાય જઈને દૂધ આપે છે અને આથી ગુગાને પોષણ મળે છે. ગુગાની આસપાસ રહેતા અસંખ્ય સર્પોએ પોતાની દંશ દેવાની શક્તિ ગુમાવી છે.

તેના અનુયાયીઓનો મોટો ભાગ સર્પો પરની તેની દૈવી શક્તિમાં માને છે. તે સર્પોનો રાજા છે. તેના હુકમ સિવાય એક પણ સર્પ હાલીચાલી શકે નહિ. તેના ભક્તો તેના નામે કુકડા તથા બકરાનો ભોગ ધરાવે છે. તેથી તેઓ હંમેશ માટે ઝેરની અસરમાંથી મુક્ત થાય છે. જ્યારે કોઈ પણ મનુષ્યને સર્પદંશ થાય છે ત્યારે શરીરના તે ભાગ ઉપર ગુગાનું નામ લઈને તેઓ દોરી બાંધે છે. તેના ભક્તો એમ પણ માને છે કે તેના પર શ્રદ્ધા રાખનારને તે બાળકો તથા દોલત આપે છે. તેની કૃપા સંપાદન કરવા માટે તેઓ દૂધ, નાળીએર, ડુંગળી વગેરેની તેના નામે દક્ષિણા આપે છે. જેને પુત્ર જોઈતો હોય તે તેના સ્થાનકે જઇ સોના રૂપાના સિક્કા ચડાવે છે અને પોતાની પ્રાર્થના ફળીભૂત થાય તો વધારે ભોગ આપવાનું વચન આપે છે. ગુગાના ગુસ્સાના ભયથી તેઓ આ વચન પાળવામાં કદી પછાત પડતા નથી.

ઝાડુ કાઢનારાઓની ગુગામાં ખૂબ શ્રદ્ધા છે. તેઓ તેની ટીકા કરતા નથી તેમજ તેનું ચરિત્ર પણ લખતા નથી. એટલે આ બધી વાતો પુરાતન સમયથી ચાલી આવતી વાતો છે. ઝાડુ કાઢનારાઓ માને છે કે જો ગુગા સંબંધી કાગળ પર કંઇ પણ લખવામાં આવશે તો જરૂર તેમના પર કંઈક આફત આવી પડશે. જ્યારે તેઓ ગુગા સંબંધી કોઇને કંઇ વાત કરે છે ત્યારે તેઓ બીજા કોઈ ને તે વાત ન કહેવાનું તથા તેને પ્રગટ ન કરવાનું તેની પાસેથી પહેલવહેલાં વચન લે છે. હજુ સુધી પણ હિંદના હરિજનોમાં વહેમ મોટો ભાગ ભજવે છે. તેમની સ્ત્રીઓ સામાન્યતઃ વધારે વહેમી છે અને કંઇ પણ પ્રશ્ન કર્યા સિવાય તેઓ બાપદાદાનો ધર્મ પાળે છે. ધર્મ વિષે શંકા લાવવી તે તેમના મનથી પાપ છે.



## જિંદગી

ऋतूनां कुसुमाकरः

[ શાર્દૂલવિક્રીડિત ]

વાયે લ્હેર સમીરની કુસુમને ઉરાડી મુકે કહીં !  
ગાલીચે બડભાગીને અવરતો ભુંડી ગલીચે તહીં !  
કોઇને તક સાંપડે કનકની, કોઇ રહે ક્યાં પુગી !  
પેલી વૃક્ષલતા તણા કુસુમ શી—દીસે અહીં જિંદગી !

# આફ્રિકન ભાષાઓ અને સંસ્કૃતિના અભ્યાસની જરૂરિયાત

શિવાભાઈ અમીન

આફ્રિકાના મૂળ વતનીઓની ભાષાઓ અને રીતરિવાજો વિષેનું થોડા અંશે જે જ્ઞાન આફ્રિકા બહારની પ્રજાઓને છે તે મુખ્યત્વે મિશનરીઓ અને યુરોપિયન વેપારીઓની દૃષ્ટિથી સમજાયું તે જાતનું છે. આફ્રિકાના મૂળ વતનીઓ અત્યારના જમાનામાં એ સ્થિતિમાં નથી કે તેઓ પોતે પોતાની જૂની સંસ્કૃતિ અને આધુનિક રીતરિવાજોનો વ્યવસ્થિત અભ્યાસ કરી, તેને યુરોપ અને એશિયાની પ્રજાની સંસ્કૃતિઓ અને રીતરિવાજોની તુલનામાં મૂકી, પોતાની સંસ્કૃતિના ઉત્કર્ષ માટે પોતાના સ્વભાવને અનુકૂળ પાયા ઉપર બહારની પ્રજાઓમાંથી જરૂરી સુધારા ગ્રહણ કરી શકે. દુનિયાની સર્વ પ્રજાઓ પોતપોતાના સંયોગોમાં કંઈ કંઈ ખાસ વિશિષ્ટતાભરી ચીજો માનવજાતના સામાન્ય ભંડોળમાં લાવી શકે તેમ છે. આફ્રિકાની પ્રજાઓએ સામાન્ય ભંડોળમાં પોતાનો હિસ્સો લાવે એ માટે અત્યારે તો તેમના ભુલાએલા પુરાણા સાંસ્કૃતિક ઇતિહાસનો અને તેમના આધુનિક ધાર્મિક, સામાજિક અને રાજકીય રીતરિવાજોનો, એમાંથી ખાસ કરી બહારની દુનિયા સાથે સરખામણીમાં મૂકતાં ઊજળી દેખાય તે બાજુનો, સહૃદયતાથી અભ્યાસ શરૂ કરવાની જરૂર છે.

બહારથી આવેલ મિશનરીઓ પોતાનો અભ્યાસ આફ્રિકન પાસેથી કંઈ નવું જાણવા અને શીખવાની દૃષ્ટિથી કરતા નથી, પણ આફ્રિકન સંસ્કૃતિમાં કંઈ સારું છે જ નહિ એમ આફ્રિકનોના મનમાં ઠસાવવાની નજરે જરૂરી એવી જ વસ્તુઓને જુએ છે, અને આફ્રિકનો તેમ જ યુરોપ અને અમેરિકાની પ્રજાઓ આગળ મૂકે છે. સમજી શકાય એમ છે કે એમાં જ એમનો સ્વાર્થ સમાયેલો છે.

વેપારમાં પડેલા માણસો પણ પોતાની જરૂરિયાત પૂરતા જ આફ્રિકનોના સંબંધમાં આવે છે અને આફ્રિકનોને સીધી યા આડકતરી રીતે દબાવી જરૂરી યા બિનજરૂરી માલ વેચી, એના દેશમાં પેદા થતી વસ્તુઓ સસ્તામાં સસ્તી રીતે બહાર લઈ જવા માટે જરૂરી રાજકીય અને લશ્કરી વ્યવસ્થા કરવામાં જ પોતાની સર્વ ફરજો અદા થયેલી માને છે.

આફ્રિકનોની સ્થિતિ જાણી એનો નિસ્વાર્થ દૃષ્ટિએ અભ્યાસ કરવાની અનુકૂળતા યુરોપ અને અમેરિકાના સંસ્કારી વર્ગને હતી અને હજીએ છે. પણ, એ અનુકૂળતાનો સદુપયોગ એ લોકો કરી શકયા નથી. કદાચ આફ્રિકાના અંધકારમાંથી કોઈ પ્રકાશનું કિરણ ન જ મળી શકે એવી એમની માન્યતાને લીધે આમ થયું હશે, અથવા તો યુરોપની [illegible] પોતે લગભગ નિષ્ફળ નીવડેલા

આફ્રિકન સામાન્ય પ્રજાની મનોદશા હાલ તો નિરાશાથી ભરેલી છે. પોતાના બળ ઉપર પોતાની બુદ્ધિથી જગતની પ્રજાઓ સાથે એક કક્ષાએ આવવા માટેની યોજનાઓ વિચારે એવા આફ્રિકનો હજી પૂરતી સંખ્યામાં આફ્રિકન જાહેર જીવનમાં જણાતા નથી: પરતંત્રતા અને સાંસ્કૃતિક અંધકારમાંથી બહાર આવતી પ્રજાઓને આ જાતની અડચણો હંમેશાં નડે છે. આ સંયોગોમાં આફ્રિકન પ્રજાના નાના પણ અવ્યવસ્થિત એવા સમજુ વર્ગમાં પોતાને માટે આત્મવિશ્વાસ અને ભાવિને માટે ઉમંગ અને ઉત્સાહ જાગૃત કરવાની ફરજ હિંદની પ્રજા ઉપર આવી પડે છે.

પૂર્વ અને દક્ષિણ આફ્રિકામાં હિંદુસ્તાનમાંથી હિંદીઓ સારી સંખ્યામાં આવી વસ્યા છે. આફ્રિકનોની સાથેનો એમનો સંબંધ હજી કડવો બન્યો નથી. આફ્રિકાખંડ હિંદી મહાસાગરને સામે કાંઠે જ છે. આફ્રિકાના વતનીઓ પર રાજકીય દોર જમાવવાની હિંદની પ્રજાને જરૂર નથી અને હિંદની પ્રજાના સ્વભાવમાં પણ એ વસ્તુ નથી. આવાં ઘણાં કારણોને લીધે હિંદીઓ આફ્રિકનોને ઉપર જણાવેલી મદદ કરી શકે એમ છે. વિશેષ કરીને પરસંસ્કૃતિ અને પરધર્મ પ્રત્યે સહાનુભૂતિ અને માનથી જોવું એ હિંદીઓની એક પ્રજાકીય ટેવ છે, અને દુનિયાની પ્રજાઓમાં એક યા બીજે વખતે પ્રવર્તેલા સર્વ વિચારો અને રિવાજો હિંદની પ્રજાના લાંબા સંસ્કૃતિક જીવનમાં પણ એક યા બીજી વખતે પ્રવર્ત્યા હોવાથી સંસ્કૃતિઓના હિંદી અભ્યાસકને પરપ્રજાઓની સંસ્કૃતિઓનો તે પ્રજાઓને ઉપયોગી થઈ પડે તેવો તુલનાત્મક અભ્યાસ કરવાની સાંસ્કૃતિક સંયોગોએ ખાસ શક્તિ આપી છે.

આ શક્તિનો ઉપયોગ હિંદે કરવો જ જોઇએ. પરતંત્રતા અને સાંસ્કૃતિક અંધકારમાંથી હમણાં જ હિંદ છૂટે છે એટલે આફ્રિકાને એમાંથી છોડાવવા માટે જરૂરી અનુભવ હિંદને છે અને તેનો ઉપયોગ પણ થવો જોઇએ. અણીને વખતે કરેલી મદદ વિશેષ ઉપયોગી ગણાય છે.

ઉપરના કાર્ય માટે પ્રથમ તો ભાષા અને સંસ્કૃતિઓના અભ્યાસમાં અનુભવી એવા માણસોની એક કામચલાઉ સમિતિ હિંદમાં થવી જોઈએ, અને આફ્રિકાના મૂળવતનીઓની ભાષા અને સંસ્કૃતિના વ્યવસ્થિત અભ્યાસ માટેની યોજના એ સમિતિ મારફતે તૈયાર થવી જોઈએ. આ અભ્યાસનો ઉદ્દેશ તુલનાત્મક રીતે આફ્રિકાના મૂળવતનીઓના જીવનની ઊજળી બાજુને જગતની પ્રજા સમક્ષ રજુ કરવી અને આફ્રિકનોમાં આત્મવિશ્વાસ અને સ્વમાન ઉત્પન્ન કરવાં એ હોવો જોઈએ. આ અભ્યાસના પરિણામરૂપે હિંદની, યુરોપની અને આફ્રિકાની મુખ્ય ભાષાઓમાં પુસ્તકો લખાવાં જોઈએ. તેમ જ આફ્રિકામાં વસતા હિંદીઓમાં આફ્રિકનો પ્રત્યે હમદર્દી અને માનભરી વર્તણૂક કેળવાય એ જાતનું સાહિત્ય તૈયાર કરી તેનો પ્રચાર પૂર્વ અને દક્ષિણ આફ્રિકામાં કરવો જોઇએ. આ યોજનાના એક અંગ તરીકે આફ્રિકાથી આફ્રિકન વિદ્યાર્થીઓને હિંદમાં અભ્યાસ માટે બોલાવવા જોઇએ.

આફ્રિકાખંડ પર આફ્રિકનોનો પ્રથમ હક છે, એટલે આફ્રિકન જીવનમાંથી જ આફ્રિકનો પોતાના ઉદ્ધારનો રસ્તો શોધી શકે અને તે શોધવાને માટે પરદેશમાં જઇને પણ ચાલુ જરૂરિયાત પૂરતું માધ્યમિક અને ઉચ્ચ શિક્ષણ સંપાદન કરી શકે એ ઉદ્દેશથી આફ્રિકનો માટે હિંદુસ્થાનમાં નાના પાયા ઉપર પણ હાલ વ્યવસ્થા થાય તે જરૂરનું છે. હિંદુસ્થાનને આમાં કાંઇ મુશ્કેલી નથી.

આફ્રિકાથી હિંદીઓએ ઘણુંયે ધન હિંદુસ્થાનની શિક્ષણ સંસ્થાઓને પ્રતિકૂળ સંજોગોમાં પણ ટકાવી રાખવા માટે મોકલ્યું છે લગભગ ૩ લાખની સંખ્યામાં હિંદીઓ આફ્રિકામાં હજીયે પોષાય છે એટલે હિંદુસ્થાનનો બુદ્ધિમાન અને સંસ્કારી તેમજ અભ્યાસી વર્ગ અને આફ્રિકામાં અને હિંદમાં વસતો ધનવાન સંસ્કારી વર્ગ સહકાર સાધી ઉપર જણાવેલા કાર્યના પાયા અત્યારથી જ નાખી શકે.

આફ્રિકામાં આફ્રિકનોને ફાયદો જ કરે એવી ઘણી પ્રવૃત્તિઓમાં હિંદીઓ ભાગ લઈ શકે એવું ભવિષ્ય હજી હિંદ આગળ ખુલ્લું છે એવી પ્રવૃત્તિઓની પણ વ્યવસ્થિત યોજના વિચારવામાં અને અમલમાં મૂકવામાં આવે તો ત્રણ લાખ તો શું પણ ત્રીસ લાખ હિંદીઓ પણ પૂરતા નથી એટલું જ નહિ, પણ તેઓ આફ્રિકનોને ભારરૂપ ન થતાં ઉપયોગી જ થાય. આફ્રિકનોને સ્વતંત્રતા અને ઉન્નતિને માર્ગે લઈ જવામાં હથિયારરૂપ થઈ પડે એવાં કાર્યક્ષેત્રો પરદેશીઓ આગળ હજી અણખેડાયેલાં પડયાં છે. સંસ્કાર, કુદરતી સંયોગો અને સામાન્ય માનવતા એ માગે છે કે હિંદીઓએ અમુક કાર્ય ઉપાડી લેવું જોઇએ. તો હિંદીઓની ફરજ છે કે તેમણે તે કાર્ય ઉપાડી લેવું જ જોઇએ.

હિંદી પ્રજાનો સ્વાર્થ તથા પરમાર્થ આફ્રિકામાં તો આફ્રિકનોને મદદ કરવામાં જ છે. આવા સર્વ રીતે શુભ કાર્યમાં શીઘ્રતાથી પગલાં ભરવાં જોઈએ.

ક્ષેત્રફળ અને વસ્તીની દષ્ટિએ પણ દુનિયામાં આફ્રિકાખંડ અગત્યનો ખંડ છે. તેના ઉદ્ધારની યુરોપ, અમેરિકા અને રૂશિયાને પડી નથી કે આવાં કાર્ય માટે એ દેશોને નથી ફુરસદ. એશિયા અને આફ્રિકાનું ભૌગોલિક સામીપ્ય અનુકૂળ છે અને આ કાર્ય માટે હિંદને આહ્વાહન આપી રહ્યું છે. સ્વતંત્ર હિંદે પૂર્વ, ઉત્તર તેમજ તેની પશ્ચિમમાં વસતી પ્રજાઓની મૈત્રી રાખવી જોઇશે. આફ્રિકામાં વસતી પ્રજાઓની મૈત્રી પ્રાપ્ત કરવી અત્યારે સુલભ છે, અને તે પ્રાપ્ત કર્યા પછી તેનાં ફળ બેઉ દેશોને માટે હજારો વર્ષ સુધી મીઠાં રહેવા સંભવ છે.

આફ્રિકામાં અત્યાર સુધી તો હિંદીઓ આજીવિકા પૂરતા રહ્યા છે. પણ હવે દુનિયામાં હિંદની જવાબદારીઓ વધતી જાય છે. અને તેને ધ્યાનમાં લઈ તેઓ આફ્રિકનોને માટે કંઇક કરી છૂટવાની નીતિ કેળવે એ જ શોભાસ્પદ છે.

પૂર્વ આફ્રિકાનું ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળ આવાં કાર્યોમાં ઘણો સક્રિય ફાળો આપી શકે. હિંદુસ્થાનમાં આ વિષય પરત્વે પત્રોથી અને લેખોદ્વારા ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળે પ્રચાર કરવો જોઈએ. હિંદુસ્થાનમાં આ બાબત માટે કંઇ પગલાં ભરાય તે પહેલાં પણ આ મંડળના ઉમંગી સભ્યોએ આપમેળે પૂર્વ આફ્રિકાની પ્રજાઓની મુખ્ય ભાષાઓનો અભ્યાસ કરવાની શરૂઆત કરવી જોઈએ અને પૂર્વ આફ્રિકામાં વસતા આફ્રિકનોના સામાજિક રીતરિવાજો, આર્થિક પ્રશ્નો, ધાર્મિક વિચારો, ગીતો, લોકવાર્તાઓ, ઉત્સવો વગેરેનો અભ્યાસ કરવો જોઇએ અને એ અભ્યાસને પરિણામે તેની ખૂબીઓને હિંદ તથા પૂર્વ આફ્રિકામાં વસતા હિંદીઓ તેમજ આફ્રિકનોને પરિચય કરાવવો જોઇએ. +

+ ગુજરાતી સાહિત્ય ઉત્તેજક મંડળ નૈરોબી સમક્ષ અપાયેલું વ્યાખ્યાન

# ધ્વનિ-સમ્પ્રદાય

રતિલાલ જગન્નાથ જાની એમ. એ.

૨

**અ**હીં ભાવનું સંક્રમણ કેમ શક્ય બને છે, રસની પ્રતીતિ કેવી રીતે થાય છે, રસ કેટલા છે એ સર્વના વિવેચનમાં ઊતરતાં પહેલાં કાવ્યને ધ્વનિ નામ કેમ આપવામાં આવ્યું છે તે અને તેની સાથે જોડાયેલા કેટલાક સિદ્ધાન્તો જોઇ લઇએ. આનન્દવર્ધન કહે છે કેઃ

प्रथमे हि विद्वांसो वैयाकरणाः । व्याकरणमूलत्वात् सर्वविद्यानाम् । ते च श्रूयमाणेषुवर्णेषु ध्वनिरिति व्यवहरन्ति । तथैवान्यैस्तन्मतानुसारिभिः सूरिभिः काव्यतत्त्वार्थदर्शिभिर्वाच्यवाचक संमिश्रः शब्दात्मा काव्यमितिव्य पदेश्यो व्यंजकत्वसाम्याद्ध्वनिरित्युक्तः ।

આનો સાર એવો છે કે વ્યાકરણશાસ્ત્રીઓએ શબ્દમાંથી થતા અર્થની પ્રતીતિ વખતે શબ્દના અનિત્યસ્વરૂપ વર્ણોના ઉચ્ચારણને નિત્ય સ્વરૂપ સ્ફોટકના વ્યંજક તરીકે ગણેલ છે અને સ્ફોટના વ્યંજકને ધ્વનિ એવું નામ આપ્યું છે; તેથી વાચક શબ્દ અને વાચ્ય અર્થ જે વ્યંગ્ય અર્થના વ્યંજક છે તેને વ્યાકરણશાસ્ત્રીઓને પગલે ચાલનારા અલંકારશાસ્ત્રીઓએ ધ્વનિ એવું નામ આપ્યું છે. શબ્દ એ વર્ણોનો સમૂહ છે. એ વર્ણોના સમૂહમાંથી અર્થની પ્રતીતિ કેવી રીતે થાય છે? સર્વ વર્ણોનો એકી સાથે અનુભવ શક્ય નથી કેમ કે વર્ણોનું અનુક્રમે ઉચ્ચારણ થાય છે. અને પછીના વર્ણો ઉચ્ચારાય તે પહેલાં તો પૂર્વ વર્ણો નાશ પામ્યા હોય છે કેમકે ન્યાય સિદ્ધાંત પ્રમાણે "शब्दज्ञानकर्मणां द्विक्षणावस्थायित्वम्" 'ઘટ' શબ્દના ઘ અને ટ નો એકી સાથે અનુભવ શક્ય નથી, તેમજ એકલા ઘ કે એકલા ટ-માંથી અર્થની પ્રતીતિ સંભવે નહિ, તેથી વૈયાકરણોએ એવું પ્રતિપાદન કર્યું છે કે દરેક શબ્દને સ્ફોટરૂપી નિત્ય અવિભાજ્ય સ્વરૂપ રહેલું છે અને વર્ણોના ઉચ્ચારણથી તે સ્ફોટની પ્રતીતિ થાય છે. પૂર્વ પૂર્વ વર્ણના અનુભવે મૂકેલ સંસ્કારની સાથે છેલ્લા વર્ણના સાક્ષાત્ અનુભવથી સ્ફોટની પૂર્ણ અંશે અભિવ્યક્તિ થાય છે અને સ્ફોટની અભિવ્યક્તિ સાથે જ અર્થ મળે છે. સ્ફોટમાં જ અર્થ રહેલ છે. તે પ્રમાણે કાવ્યમાં વાચક શબ્દ અને વાચ્ય અર્થ પહેલાં સમજાય છે અને તે દ્વારા જ વ્યંગ્ય અર્થની પ્રતીતિ થાય છે. ઉપયોગી વ્યંગ્યરૂપે રહેલ સ્ફોટની પ્રતીતિ કરાવનાર વર્ણસમૂહના ઉચ્ચારણને જેમ વૈયાકરણોએ ધ્વનિ નામ આપ્યું છે તેમ આલંકારિકોએ કાવ્યમાં રહેલ વ્યંગ્ય અર્થની પ્રતીતિ કરાવનાર વાચક શબ્દ અને વાચ્ય અર્થના સમૂહને ધ્વનિ નામ આપેલ છે. બંનેનું સામ્ય નીચે પ્રમાણે છેઃ—

વૈયાકરણો શબ્દ (વર્ણોના સમૂહ)ને ધ્વનિ કહે છે કેમકે તે વર્ણો સ્ફોટના વ્યંજક છે. (વર્ણો ગૌણ છે).

આલંકારિકો શબ્દાર્થ (વાચક શબ્દ અને વાચ્ય અર્થના સમૂહ)ને ધ્વનિ કહે છે કેમકે તે શબ્દાર્થવ્યંગ્યના વ્યંજક છે. (શબ્દ અને અર્થ ગૌણ છે.)

મમ્મટ પણ કહે છે કે: "બુધોએ એટલે વૈયાકરણોએ, મુખ્ય એવો જે સ્ફોટરૂપ વ્યંગ્ય છે તેના વ્યંજક શબ્દને માટે ધ્વનિ શબ્દ વાપર્યો છે. તેથી તેના મતના બીજા અનુયાયીઓ વાચ્યને ગૌણ કરનાર એવા વ્યંગ્યને સૂચવવા સમર્થ શબ્દાર્થની જોડને પણ ધ્વનિ કહે છે" ( પ્રો. પાઠક કૃત કા. પ્ર.અનુવાદ ).

રસની પ્રતીતિરૂપ માનસિક વ્યાપારને સમજાવવા વ્યંજનાવૃત્તિનું પ્રતિપાદન કરવાની જરૂર પડી અને તે માટે ધ્વનિ સમ્પ્રદાયે વ્યાકરણશાસ્ત્રની મદદ લીધી છે. ધ્વનિસંપ્રદાયની એવી માન્યતા છે કે કાવ્ય સહૃદયને આકર્ષે છે કેમકે તેમાં વ્યંગ્ય અર્થ (suggested sense) રહેલ છે અને આ વ્યંગ અર્થ અભિધા અને લક્ષણાવૃત્તિથી ભિન્ન એવી વ્યંજનાવૃત્તિ દ્વારા જ ગમ્ય છે. "અમે નવું નથી પ્રતિપાદન કરતા" એવું દર્શાવવા માટે ધ્વનિસમ્પ્રદાય વ્યાકરણ-શાસ્ત્રનો આશ્રય લીધો છે, અને સ્ફોટના સિદ્ધાંતને અનુસરીને વ્યંજનાવૃત્તિનું પ્રતિપાદન કર્યું છે. વ્યંગ્ય અર્થ વાચ્ય કે લક્ષ્ય અર્થ કરતાં જુદો જ અર્થ છે. ધ્વનિ શબ્દ બે અર્થમાં વપરાય છે: એક તો વ્યંગ્ય અર્થના પર્યાયરૂપે અને બીજું વ્યંગ્ય અર્થના વ્યંજકરૂપે. વ્યંજનાવૃત્તિ નવું પ્રતિપાદન કરતી નથી પણ જે અસ્તિત્વમાં છે તેને અભિવ્યક્ત કરે છે-જેમ અંધકારમાં દીપ ઘરને ઉત્પન્ન કરતો નથી પણ અભિવ્યક્ત કરે છે તેમ. વ્યંજનાવૃત્તિને માટે ધ્વનન, ગમન, પ્રત્યાયન એવા પર્યાય શબ્દો પણ વપરાય છે. આવો અવાચ્ય અર્થ કે વ્યંગ્ય અર્થ વાક્યમાં મુખ્યપણે રહેલ હોય તો તે કાવ્યના સારરૂપ કે આત્મસ્વરૂપ મનાય છે. ઉત્તમ કાવ્ય કે ધ્વનિ કાવ્ય તો તે કહેવાય કે જેમાં વાચ્ય અર્થને ગૌણ કરીને વ્યંગ્ય અર્થ મુખ્ય રહેલ હોય. ધ્વનિકાર કહે છે કે:

"यत्रार्थः शब्दो वा तमर्थमुपसर्जनीकृतस्वार्थौ ।
व्यङ्क्तः काव्यविशेषः सध्वनिरिति सूरिभिःकथितः ॥

જ્યાં વાચક શબ્દ અને વાચ્ય અર્થ પોતાની જાતને ગૌણ કરીને તે મુખ્ય અર્થને–અવાચ્ય અર્થને–અભિવ્યક્ત કરે છે તે કાવ્યવિશેષને ધ્વનિ કહે છે. મમ્મટ પણ આને જ મળતું કાંઈક કહે છે: "શબ્દ અને અર્થના ગૌણપણાથી રસના અંગભૂત વ્યાપાર વિષે તત્પર હોવાને લીધે..." અને "વાચ્યથી વ્યંગ્ય ચઢી જતા ઉત્તમ કાવ્ય" સાહિત્યદર્પણકારને નીચેની ધ્વનિકારની કારિકામાં વિરુદ્ધ અભિધાન માલુમ પડ્યું છે:

अर्थः सहृदयश्लाघ्यः काव्यात्मा यो व्यवस्थितः ।
वाच्यप्रतीयमानाख्यौ तस्य भेदावुभौ स्मृतौ ॥

આંહીં વિશ્વનાથને ભાસ્યું છે કે કાવ્યના આત્મરૂપ અર્થના વાચ્ય અને પ્રતીયમાન એવા બે ભેદ પાડ્યા છે તો પછી પ્રતીયમાનને જ આત્મરૂપ ગણવો એમ કેમ બની શકે? અભિનવગુપ્ત એમ સમાધાન કરે છે કે વ્યંગ્યને જ આત્મરૂપ ગણેલ છે અને વ્યંગ્યથી તેનો ભેદ દર્શાવવા વાચ્યનો ઉલ્લેખ કર્યો છે. કદાચ એમ પણ હોય કે તેની દ્વારા જ વ્યંગ્ય અર્થની પ્રતીતિ થાય છે.

રસ પણ એક પ્રકારનો ધ્વનિ જ અને તેને અસંલક્ષ્યક્રમવ્યંગ્ય કહે છે. ભરત મુનિનું સર્વમાન્ય સૂત્ર છે કે "વિભાવ, અનુભાવ, વ્યભિચારિભાવના સંયોગથી રસનિષ્પત્તિ થાય છે." ભરતમુનિએ 'નિષ્પત્તિ' અને 'સંયોગ'ના અર્થ સ્પષ્ટ કર્યા નથી તેથી રસ-નિષ્પત્તિ માટે ચાર સિદ્ધાન્તો ઉદ્ભવ્યા છે. મીમાંસકોના મતને અનુસરીને ભટ્ટ લોલ્લટે ઉત્પત્તિવાદ સ્વીકારેલ છે, નૈયાયિકોના સિદ્ધાંતોને અનુસરીને શંકુકે અનુમિતિવાદનો પુરસ્કાર

કર્યો છે, સાંખ્ય સિદ્ધાંત પ્રમાણે ભટ્ટ નાયકે ભુક્તિવાદ ગ્રાહ્ય કર્યો છે, અને વેદાન્તને અનુસરીને અભિનવગુપ્તાચાર્યે અભિવ્યક્તિવાદ સર્વમાન્ય કરાવ્યો છે. અહીં આપણે વ્યંજનાવૃત્તિ સ્વીકારેલ હોવાથી અભિવ્યક્તિવાદને જ અનુસરવાનું છે. અલૌકિક વિભાવ, અનુભાવ, વ્યભિચારિના સંયોગથી એટલે વ્યંગ્યવ્યંજક સંબંધથી સામાજિકોમાં વાસનારૂપે રહેલ સ્થાયી આસ્વાદ યોગ્ય દશામાં આવે છે અને તેને રસનામ આપવામાં આવે છે. પ્રો. એસ. કે. ડે વ્યક્તિવાદ સમજાવતાં કહે છે:"

"There is in the mind a latent impression of feelings which we once went through, and this is roused when we read a poem which describes similar things. By universal sympathy or community of feeling we become part and parcel of the same feeling and imagine ourselves in that condition. Thus the feeling is raised to a state of relish, called Rasa, in which lies the essence of poetic enjoyment." આની સરખામણી માટે Richards ના 'Principles of Literary Criticism' નામના પુસ્તકમાંથી થોડીક લીટીઓ લખું છું:

"Communication takes place when one mind so acts upon its environment that another mind is influenced, and in that other mind an experience occurs which is like the experience in the first mind and is caused in part by that experience. Communication is a complicated affair and capable of degrees. In general, long and varied acquaintanceship, close familiarity lives whose circumstances have often corresponded, in short an exceptional fund of common experience is needed, if people, in the absence of special communicative gifts, active and receptive are to communicate and even were these gifts the success of communication...depends upon the extent to which past similarities in experience can be made use of. Without such similarities communication is impossible." (pp. 177–178).

નાટયના રસોને કાવ્યમાં મહત્ત્વનું સ્થાન આપવાનું માન આ સમ્પ્રદાયને ઘટે છે. નાટક અને નાટયશાસ્ત્રના રસોને હવે કાવ્ય અને કાવ્યશાસ્ત્રમાં સ્થાન મળ્યું. કાવ્યમાં પણ મૂળગત રસ જ છે. આ પ્રમાણે કાવ્યના સ્વરૂપને નવી દૃષ્ટિથી નિહાળવાનું થયું. કાવ્યશાસ્ત્ર ચર્વણાભાવને કે રસને ઉવેખી શકે નહિ. લાગણીઓના અમર્યાદિત ઉદ્‌બોધનું કે ભાવને આસ્વાદ યોગ્ય દશામાં લાવવાનું જેટલું નાટકનું કામ છે તેટલું જ કાવ્યનું પણ છે. કવિની લાગણી વિષે આ સિદ્ધાંતનો જ પ્રતિધ્વનિ પાડતા એક પ્રખ્યાત આંગ્લ વિવેચકના શબ્દો ઉતારવાનો લોભ રોકી શકાતો નથી:

"Feeling, then, of some sort is the root of all good poetry, lyric, dramatic or narrative; taking lyrical poetry to be that which has as its ground the personal feeling of the poet, and dramatic and narrative poetry to be that which gives us the emotions and actions of imaginary characters.... There is really no difference between them, as regards poetry, except perhaps in degree. We either have a feeling or we are without it, and we cannot imagine the feelings of others without to some extent feeling them ourselves. If we do not feel them, we have not imagined them, but only thought of them; quite different thing. When we think of a

ing, we take a cold abstract of it in our minds; when we imagine a thing has for us the whole content of reality except actual existence. But the content of a feeling is its existence, so that an imagined feeling acts on us in the same way as and cannot be distinguished from a real feeling. The difference between them is not the differenee of feeling, but a difference in what moves the feeling and what, in our lives, results from it. The feelings are actual in both the cases, as actual as the tears we shed in a theatre. But in one case the poet is moved by fact i. e. something that was actually happened: in the other case, he, is moved by the imagination, by something, which has not happened in real life, or not happened to him." —Mallam: Approach to Poetry p. 55–56.

રસ એ જ ગુરુત્વાકર્ષણનું મધ્યબિન્દુ છે અને તેની આસપાસ ગુણ, અલંકાર, રીતિ વગેરે ફરે છે. ગુણ, અલંકાર, રીતિ વગેરેની યોજના એવી ઔચિત્યવાળી હોવી જોઈએ કે તે રસની અભિવ્યક્તિમાં ઉપયોગી થાય. ગુણોને પ્રથમ તપાસીએ: ભરતે દસ ગુણો ગણાવ્યા છે પણ તેની વ્યાખ્યા સ્પષ્ટ નથી; ભામહને મતે ગુણોનું મહત્ત્વ નથી; દણ્ડી દસ ગુણોને વૈદર્ભ માર્ગના પ્રાણ ગણે છે. આમાં શ્લેષ, સમતા, સુકુમારતા અને ઓજસ્ શબ્દગુણો છે; પ્રસાદ, અર્થ વ્યક્તિ, ઉદારત્વ, કાન્તિ અને સમાધિ એ અર્થગુણો છે; માધુર્ય ઉભયાત્મક છે. કાવ્યનો આત્મા રીતિ કહેનાર વામનને ગુણો બહુ જ મહત્ત્વના લાગ્યા છે. રીતિ એટલે વિશિષ્ટ પદોની રચના અને વૈશિષ્ટ્ય ગુણોને લીધે જ છે. અલંકાર અને ગુણો વચ્ચેનો તફાવત પ્રથમ વામને કરી બતાવ્યો છે. તે કહે છે: 'કાવ્યશોભાને કરવાવાળા ધર્મો ગુણો છે, અલંકાર તો તેના અતિશયના હેતુ છે." ગુણો વિના કાવ્યમાં કાવ્યત્વ સંભવી શકે નહિ અને અલંકાર તો કાવ્યત્વ હોય તો શોભામાં વધારો કરે. વામને દસે ગુણોના દરેકને શબ્દ અને અર્થનો કહીને વીસની સંખ્યા આપી છે. ધ્વનિ–સમ્પ્રદાયે ગુણોને નવી દૃષ્ટિએ નિહાળ્યા. ગુણો શબ્દ કે અર્થના નથી કેમકે શબ્દ અને અર્થ તો કાવ્યનું શરીર છે. ગુણોનો સંબંધ આત્માની સાથે છે, નહિ કે શરીરની સાથે. અલંકારો શરીરને અવલમ્બે છે માટે શબ્દના કે અર્થના એમ કહી શકાય પણ ગુણો માટે એમ કહી શકાય નહિ. ધ્વનિકાર કહે છે કે:

तमर्थमवलम्बन्ते येऽङ्गिनं ते गुणाः स्मृताः ।
अङ्गाश्रितास्त्वलंकारा मन्तव्याः कटकादिवत् ॥

પ્રધાનરૂપ અર્થને–રસને–અવલમ્બીને રહેલ ગુણો અલંકારો કટક કુણ્ડલ જેવા છે મમ્મટે પણ એ જ વાત સ્પષ્ટ કરી છે:

ये रसस्याङ्गिनो धर्मा शौर्यादय इवात्मनः ।
उत्कर्षहेतवस्ते स्युरचलस्थितयो गुणाः ॥

જેમ શૌર્યાદિ આત્માના ધર્મો છે તેમ ગુણો રસના ધર્મો છે. ગુણો રસને ઉત્કર્ષ કરનારા છે અને તેમની સ્થિતિ રસની સાથે નિયત છે, કદાપિ વ્યભિચરિત નથી એટલે કે જ્યાં ગુણ છે ત્યાં રસ છે અને જ્યાં રસ નથી ત્યાં ગુણ નથી એમ અન્વય અને વ્યતિરેકવ્યાપ્તિ બાંધી શકાય. અલંકારને માટે મમ્મટ કહે છે કે

उपकुर्वन्ति तं सन्तं येऽङ्गद्वारेण जातुचित् ।
हारादिवदलङ्कारास्तेऽनुप्रासो पमादयः ॥

વાચક શબ્દ અને વાચ્ય અર્થ દ્વારા મુખ્ય અર્થને–રસને–કોઈક વખત ઉપયોગી થાય છે—અનુપ્રસાદી શબ્દાલંકારો અને ઉપમાદિ અર્થ અલંકારો, હાર વગેરે આભૂષણ જેવા છે. જ્યાં રસ નથી ત્યાં અલંકારો ઉક્તિના વૈચિત્ર્ય છે જો ા છે. કોઈક વખતે રસને વિરોધી પણ બને છે. ગુણો હંમેશાં રસને ઉપકારક જ હોય છે. ધ્વનિ–સમ્પ્રદાયે વામનના વીસ ગુણોને બદલે માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ એ ત્રણ ગુણોને જ સ્વીકાર્યા છે. જો રસ ચિત્તવૃત્તિ વિશેષ હોય તો ગુણને પણ ચિત્તવૃત્તિ સાથે સંબંધ ધરાવતા દર્શાવવા જોઈએ. " The main reason of the distinction seems to have been the fact that Rasa is regarded as a principal element in Kavya to which both शब्द and अर्थ are subordinated; and as Gunas—whatever their nature—help and accelerate the production of the emotional effect intended, it is right that they should be regarded as contributory to रस–the अङ्गिन् " ( Dr. Belvalkar). આ પ્રમાણે ગુણો રસના જ ધર્મો છે, વર્ણોના નહિ. યોગ્ય વર્ણોથી તેની અભિવ્યક્તિ થાય છે. શરીરના મોટા કદની સાથે શૌર્ય હોવું જોઈએ એવો નિયમ નથી; કેટલીક વખત આપણે ભૂલથી કહીએ છીએ કે " આકાર જ આનો શૂર છે." વાસ્તવિક રીતે તો શૌર્ય આત્મામાં રહેલ છે. એવી રીતે ગુણો વર્ણોના ધર્મો નથી પણ વર્ણોદ્વારા પ્રતીત થાય છે કે અભિવ્યક્ત થાય છે. મમ્મટ આનંદવર્ધનને અનુસરે છે અને તેના જ શબ્દોનું વિવરણ આઠમા ઉલ્લાસમાં ગુણ નિરૂપણ વખતે આપે છે. માધુર્ય એટલે આહ્લાદકત્વ અને શૃંગાર રસમાં દ્રુતિનું કારણ. ચિત્તનું કાઠિન્ય લઈ લે અને ચિત્તને પીગળાવી નાખે તે દ્રુતિ. દ્રુતિને લાવનાર ગુણમાધુર્ય. માધુર્ય ગુણ નીચેના રસોમાં ક્રમેક્રમે અધિક રહેલ છેઃ–સમ્ભોગ શૃંગાર, વિપ્રલમ્ભ શૃંગાર, કરુણ અને શાંતરસમાં. ચિત્તવૃત્તિ સાથે ગુણને સંબંધ છે એમ સહજ સિદ્ધ થાય. માધુર્યને વ્યંજકના નીચેના વર્ણો, સમાસ અને રચના છેઃ— વર્ણો–ક થી મ સુધીના ટ વર્ગ સિવાયના વર્ણો લઘુ ર અને ણ સંયુક્ત અક્ષરનો અભાવ અને જો સંયુક્ત અક્ષર હોય તો પ્રથમ અનુનાસિક હોવો જોઈએ અને તેના જ વર્ગના કોઈ પણ વર્ણ સાથે જોડાયેલો હોવો જોઈએ. જેમકે અંગ, રંગ, અન્ત, અબ્જન વગેરે. સમાસનો અભાવ કે અલ્પ સમાસ અને માધુર્યવતી રચના. આ સર્વે માધુર્ય ગુણના વ્યંજક છે. આટલું ફલિત થયું કે શૃંગાર, કરુણ અને શાન્તમાં માધુર્ય ગુણ હોવાથી મધુર વર્ણો હોવા જોઈએ, રચના કોમળ હોવી જોઈએ અને લાંબા સમાસ ન રાખવા જોઈએ. કાલિદાસના શૃંગાર અને કરુણમાં આપણે આનું સમર્થન જોઈ શકીશું. અજવિલાપ કે રતિવિલાપ લ્યો–કેટલી મધુર રચના! ગુજરાતીમાં ઉદાહરણ માટે રા. મેઘાણીની બે પંક્તિઓ 'કોઈનો લાડકવાયો' કાવ્યમાંથી લઈએઃ

"કંકાવટીએ આંસુ ઘોળી છેલ્લું તિલક કરન્તા,
એને કંઠ વિંટાયા હોશે બે કર કંકણવન્તા."

રજા લેતી વખતની કરુણની છાયા છે. કરન્તા અને કંકણવન્તા અનુસ્વારોએ કંઈક અનેરું માધુર્ય વ્યક્ત કર્યું છે. ઘોળી શબ્દનો ઉચ્ચાર પણ ઘોળવા જેવો છે. " છેલ્લા શબ્દમાં સંયુક્ત અક્ષરનો થડકારો રોકી રાખે છે અને તે છેલ્લાની જ પ્રતીતિ કરાવે છે. બીજી

પંક્તિમાં રહેલ ટ, ઠ, ડ એટલા બધા કઠોર લાગતા નથી અને કદાચ કઠોરનો ભાસ કરાવે તોપણ ઉચિત છે કેમકે પ્રિયાને અળગી કરી યુદ્ધમાં જતો પ્રેમી પણ કઠોર છે.

શાન્તને માટે કલાપીના 'બિલ્વમંગલ'માંથી થોડીક પંક્તિઓ જુઓ:

" ફાની છે આ જગત્ સઘળું, અન્ત આ જીવવાને."

કાન્તમાંનું એક સુંદર દૃષ્ટાંત લઈએ:

" ક્રીડંતો જ્યાં તરલ અલક શ્રેણી સાથે રહે છે."

આ અનુસ્વાર મૂકવાનું કવિને કોણે કીધું? કાન્તની નૈસર્ગિક પ્રતિભાશક્તિએ.

હવે ઓજસ્ લઈએ: ઓજસ્ દીપ્તિરૂપ છે, ચિત્તના વિસ્તારનું કારણ છે. વીર, રૌદ્ર, બીભત્સમાં તેનું ક્રમે કરીને આધિક્ય છે. વીરમાં શત્રુને જીતવાની ઇચ્છા છે, બીભત્સમાં જુગુપ્સિત વસ્તુના ત્યાગની ઇચ્છા છે અને રૌદ્રમાં શત્રુના સંહારની ઇચ્છા છે એટલે ક્રમે કરીને ઓજસ્‌નું આધિક્ય સહજ સમજી શકાય. પ્રેમાનન્દનાં યુદ્ધનાં વર્ણનો જુઓ; ખાસ કરીને 'ઓખાહરણ'માં અને 'રણયજ્ઞ'માં. 'વેણીસંહાર'માં અશ્વત્થામાના રૌદ્ર રસ વખતે કવિએ બોલાવેલ શ્લોક શિથિલ લાગે છે અને દોષરૂપ બને છે:—

"योयः शस्त्रं बिभर्ति" વગેરે. ઔચિત્યપુરઃસરનો પ્રયોગ 'વેણીસંહાર'માં "चञ्चद्भुज भ्रमित चण्ड गदाभिघात" એ શ્લોકમાંથી મળી આવે છે. ઓજસ્‌ના વ્યંજક નીચે પ્રમાણે છે: વર્ણો:

વર્ગનો પહેલો બીજાની સાથે કે ત્રીજો ચોથાની સાથે સંયુક્ત હોય તે, ટ, ઠ, ડ, ઢ, શ, ષ અને રની સાથે ઉપર કે નીચે.

સંયુક્ત "લાંબા લાંબા સમાસ, જડબાતોડ શબ્દો અને વિકટ રચના, એ ઓજસ્‌ના વ્યંજક છે.

ઉદાહરણ માટે, રા. ઉમાશંકર જોશીના 'બારણે બારણે બુદ્ધ'માંથી ચાર પંક્તિઓ લઈએ:

" માનવતા ઘર ગ્રાસી રહી રણ–આંગણ–શોણિત–ક્ષુબ્ધ,
વીર ઉઠી આજ લડી લ્યો, ત્યારે જુદ્ધની સામે જુદ્ધ
'અરે! જુદ્ધની સામે જુદ્ધ.
ઘરે ઘરે વીર ગાંધી જગાવો, બારણે બારણે બુદ્ધ."

મુખ્ય અર્થ શાન્ત રસ છે. ઘરે ઘરે ગાંધી અને બારણે બારણે બુદ્ધ પ્રકટાવવા છે પણ અહિંસાવાળા અસહકારના યુદ્ધથી. જેટલે દરજ્જે યુદ્ધની વાત છે તેટલા ભાગમાં 'રણ–આંગણ–શોણિત–ક્ષુબ્ધ'–જેવા સમાસ છે અને જુદ્ધ જેવા જોડાક્ષર છે. અને જ્યાં શાન્ત રસની વાત કરવાની છે ત્યાં "ઘરે ઘરે વીર ગાંધી જગાવો' જેવી સરલ કોમળ વહેતી પંક્તિ છે.

હાસ્ય, ભયાનક અને અદ્ભુતમાં માધુર્ય અને ઓજસ્ બન્નેને સ્થાન છે. હાસ્ય જો શૃંગારનું અંગ હોય તો માધુર્ય પ્રધાન અને ઓજસ્ ગૌણ અને જો વીરનું અંગ હોય તો ઓજસ્ પ્રધાન અને માધુર્ય ગૌણ હોય. ઓખાહરણ કડવું છવ્વીસમું

" આપણા કુળમાં ચાલ્યું આવ્યું, શરમાણા નવ થઈ એ"

એની સાથે 'રણયજ્ઞ'માં કુમ્ભકરણને નિદ્રામાંથી જગાડવાનું વર્ણન સરખાવો.

હવે પ્રસાદ ગુણ લઇએ:—જેમ શુષ્ક કાષ્ટમાં અગ્નિ પ્રસરી જાય છે; જેમ સ્વચ્છ જલ ફેલાઈ જાય છે તેમ જે ચિત્તમાં વ્યાપી જાય છે તે પ્રસાદ ગુણ. આ પ્રસાદ ગુણ સર્વ રસ અને સર્વ રચનાઓમાં રહેલ છે. પ્રસાદ ગુણ માધુર્ય અને ઓજસ્‌ની સાથે રહે છે; અર્થ પ્રતીતિ કરાવીને દ્રુતિ કે દીપ્તિમાં ચિત્તને લાવે છે. જગન્નાથ કવિ પોતાના કાવ્યને પ્રસાદના ઉદાહરણરૂપ કરે છે. ગુજરાતીમાં કાન્ત કવિને આ ગુણ ખાસ સહજ છે. ગમે તે રચનાની સાથે પ્રસાદ માલુમ પડશે. ઉદાહરણ:

(૧) " પ્રણયની પણ તૃપ્તિ થતી નથી,

. . . . . . . . .

અવધિ અંકુશ સ્નેહ સહે નહી."

(૨) " કરે એવું જ્યોત્સ્ના ભ્રમણ; ભ્રમણે જ્યાં અટકતો;
શશાંક પ્રેક્ષીને સુભગ મણિ-સેંથે ઝબુકતો. "

આ પ્રમાણે માધુર્ય, ઓજસ્ અને પ્રસાદ ક્રમે કરીને ચિત્તની ત્રણ અવસ્થાઃ દ્રુતિ, વિસ્તાર અને વિકાસ એમ લાવે છે માધુર્ય, ઓજસ્ અને પ્રસાદના વ્યંજક વર્ણોને કેટલાક ઉપનાગરિકા, પરુષા અને કોમલા વૃત્તિ કહે છે. કેટલાક વૈદર્ભી, ગૌડી અને પાંચાલી રીતિ એમ પણ કહે છે. વિદ્યાધર એકાવલીમાં નીચે પ્રમાણે નિર્દેશ કરે છે:

" दर्शनान्तरे त्वेता वैदर्भीपांचालीगौडीया चेति तिस्रो रीतयो मधुरमध्यमपरुषवर्णाढ्यत्वान्मधुरा मध्यमा परुषा चेति वृत्तयो रसविषयव्यापारत्वेन कथ्यन्ते। यदुक्तमलंकारसर्वस्वकारेण वृत्तिस्तु रसविषयो व्यापारः । "

પ્રતિભાસંપન્ન કવિઓને માટે નિયમ હોય નહિ પણ તેમની કૃતિઓમાંથી નિયમો તારવી શકાય.

> "The art which creates that divine music that seems independent of the mechanism of prosody is the gift of the great poets and sometimes seems beyond the reach of criticism, the effect of magic or inspiration. Yet it is art and as such depends upon a technique whose secrets are not all past our study.
>
> It is the nearest realised as we best succeed in approaching the sound the poet heard in the inward ear when he composed the lines–every vowel with its full value; every consonant, especially the terminets clear; the l's liquid: the r's illed, gently, but perceptibly; and without any unnaturalness or obvious effort or suggestion of 'prunes and prisms'."

ત્યારે ગુણ ત્રણ જ છે ? અલંકારનું કાવ્યમાં સ્થાન ? વગેરે પ્રશ્નો હવે પછી જોઈશું.

ચાલુ ]

———o———

# રાજકીય નોંધો

'નિરીક્ષક'

## કોંગ્રેસ અને દેશી રાજ્યો

### તટસ્થતા કે દરમ્યાનગીરી ?

**આ**ગલી નોંધમાં મહાસભાની બિનદરમ્યાનગીરીની રજવાડી નીતિનાં કેટલાંક અપકારક પરિણામોનો વિચાર કરવામાં આવ્યો હતો. રાજકીય લડતો ને હિલચાલો માનવસામંજસ્યના પાયા ઉપર નહિ પરંતુ વિપક્ષી સાથેની અથડામણના પાયા ઉપર ચાલતી હોવાથી એમાં કલહ અનિવાર્ય છે. અથડામણનું ક્ષેત્ર જેટલું વિશાળ ને લાગણીની તીવ્રતા જેટલી ઉગ્ર ને ગરમ તેટલો કલહ વધારે. મહાસભા એક વિશાળ અને ઉગ્ર રાજકીય પક્ષ હોવાથી એની નીતિરીતિની સ્થાપના કરાવવા માટે વિરોધી નીતિરીતિ આચરનાર, સરકાર કે દેશી રાજ્ય સાથે એને અથડામણ થાય એ ટાળી શકાય એમ નથી. હવે જ્યાં અથડામણનો વિસ્તાર અને તીવ્રતા વધારે, ત્યાં એનાં સારાં ને નરસાં–દ્વિવિધ પરિણામોનો પરિપાક પણ વધારે હોય. એ વસ્તુસ્થિતિ અથડામણ કે કલહ માત્રના સ્વભાવમાં છે. આ વિધાન વાસ્તવિક હોય તો મહાસભાની દેશીરાજ્યો પરત્વેની તટસ્થ નીતિમાં ગમે તેટલું વ્યવહારુ ડહાપણ સમાયેલું હશે તોપણ, એનાં નરસાં પરિણામો પણ આવવાનાં. એ પરિણામ વિશે આગળ વિચાર થઈ ગયો છે. હવે તટસ્થતાની લાંબા કાળથી સ્વીકારાયેલી નીતિનો સારો અંજામ શો આવ્યો એ જોઈએ.

એક વાત મહાત્માજીએ હમણાં જ સ્પષ્ટ કરી છે. તે એ કે કોંગ્રેસે રજવાડાંમાં હસ્તક્ષેપ ન કરવાની નીતિ ગ્રહણ કરવામાં કોઈ સિદ્ધાંત સમાયેલો નહોતો. એ માત્ર શક્તિ ને સંયમનો સવાલ હતો. બે મોરચે એકી સાથે મહાસભા લડી શકે એમ ન હોય તો એણે ક્યાં વધારે સારી રીતે ને વધુ સજ્જ બનીને હલ્લો કરી શકાય તે જોવું ને વિચારવું એ કુશળ સેનાનીઓની ફરજ હતી. બ્રિટિશ સત્તા સામે મહાસભા પોતાની યુદ્ધશક્તિ કેન્દ્રિત કરતી હોવાથી દેશી રાજાઓ સામે લડવામાં શક્તિવ્યય કરવો એ ડહાપણભરી રીત નથી એમ એ નીતિના હિમાયતીઓનું કહેવું હતું. રાજાઓની રક્ષા કરવાનો કે એમને અડચણમાં ન મૂકવાનો હેતુ નહોતો. જો કે આમાં ઘણી વાર ગેરસમજ ઊભી થતી ખરી.

### બ્રિટિશ હિંદની અસર

યુરોપીય શાંતિ વિશે રશિયન પરદેશમંત્રી મોં. લિટવિનોફે કહ્યું હતું કે યુરોપમાં શાંતિ અવિભાજ્ય છે. એક સ્થળે વિગ્રહ અને બીજે સ્થળે શાંતિ: એ સ્થિતિ યુરોપમાં શક્ય નથી. હિંદમાં લોકશાસનને વિશે પણ એ જ રીતે કહી શકાય કે લોકશાસન અવિભાજ્ય છે. બ્રિટિશ હિંદ લોકશાસન ભોગવતું થાય એટલે લગભગ એ જ વખતે રજવાડી હિંદમાં પણ રાજાશાહી નાબૂદ થઈ જ હશે. કારણકે બ્રિટિશ અને દેશી રાજની પ્રજા વચ્ચે રાષ્ટ્રીય ને પ્રાદેશિક જીવન્ત એકતા—organic unity—છે.

આથી હિંદમાં ચાલતી લોકશાસનની ચળવળના પડઘા વત્તાઓછા પ્રમાણમાં પણ દેશીરાજની પ્રજામાં પડવા લાગ્યા. પરંતુ જ્યાં સુધી મહાસભા અને હિંદી સરકાર વચ્ચે વિગ્રહી સંબંધ ચાલુ રહ્યો ત્યાં સુધી બ્રિટિશ હિંદના રાજપુરુષો ને બ્રિટિશ હિંદી રાજકારણનું મુખ્ય ધ્યાન ને માનસ વિગ્રહી રહ્યાં હોવાથી દેશી હિંદમાં એક પ્રકારની શાંતિ હતી. બ્રિટિશ હિંદમાં સળગતો રાજકીય દાવાનળ સ્તબ્ધ ભાવે દેશી રાજની પ્રજા જોઈ રહી હતી. એમાંનાં વધારે અકળાઈ રહેલાં તત્ત્વો મહાસભા સાથે બ્રિટિશ રાજ સામે લડવામાં રોકાઈ ગયાં હતાં. પણ છેલ્લા સવિનયભંગ પછી 'પ્રાંતિક સ્વરાજ'નો અમલ કરવાનું કોંગ્રેસે નક્કી કર્યા બાદ મહાસભાને બ્રિટિશ સત્તા વચ્ચે એક પ્રકારનો કલહવિરામ અસ્તિત્વમાં આવ્યો. સાથે સાથે મહાસભાવાદી સરકારોને કારણે કોંગ્રેસની અસર ને શક્તિ ઘણી વધી જવાથી આમસમૂહમાં સંગઠ્ઠન પ્રવૃત્તિને ખૂબ વેગ મળ્યો. દેશી રાજ્યો પ્રત્યે મહાસભાનું ધ્યાન ખેંચાયું. બ્રિટિશ પ્રદેશોમાં આવેલી જાગૃતિના પડઘા અસાધારણ વેગે દેશી પ્રજાઓમાં પડવા લાગ્યા. પરિણામે છેલ્લા દોઢેક વર્ષથી લગભગ બધાં જ રજવાડાંમાં પ્રજાનું માનસ લડાયક ને અધીર થતું ગયું છે. મહાસભાની સંસ્થાગત નીતિ બિનદરમ્યાનગીરીની હોવા છતાં મહાસભાવાદીઓ તો એ વધતી જતી ઉગ્રતા પ્રત્યે તટસ્થ મનોવલણ દાખવી શકે એમ નહોતું. બ્રિટિશ હિંદની શાંતિનો લાભ એમાંનાં ઘણાંએ દેશી રાજ્યોની પ્રજાની જાગૃત થતી ઉલટતાને વધુ ઉદ્દંડ કરવાની પ્રવૃત્તિ શરૂ કરવામાં ને વધારવામાં કર્યો. જવાબદાર રાજતંત્ર–લોકશાસન–અલબત્ત મર્યાદિત અર્થમાં–ની હિલચાલે દેશી રાજ્યોમાં જોર પકડયું.

દરમ્યાન મહાસભા તરફથી પોતાની તટસ્થ નીતિની વારંવાર જાહેરાત થતી રહી. હરિપુરામાં એ નીતિ ઘણી મોટી બહુમતિથી ફરી વાર સ્વીકારાઈ. મહાસભાની તટસ્થ નીતિનો અર્થ માત્ર એટલો જ હતો કે દેશીરાજ્યોની પ્રજા પોતાની જવાબદારી ઉપર જવાબદાર રાજતંત્રની હિલચાલ ચલાવે. એટલે કે એ આત્મનિર્ભર થાય. મહાસભાની એ ચળવળ પ્રત્યે જરૂર હાર્દિક સહાનુભૂતિ રહેશે. આથી એટલું તો સ્પષ્ટ જ થયું કે રાજાઓની બેજવાબદાર ને આપખુદ નીતિ મહાસભાને પસંદ નહોતી. મહાસભાની પ્રથમ સહાનુભૂતિ પ્રજા પ્રત્યે હતી, રાજાઓ પ્રત્યે નહિ. માત્ર મહાસભા દેશીરાજ્યોની પ્રજાને પોતે લડી લેવાનું કહેતી હતી એટલું જ.

આનો સરસ પ્રત્યાઘાત એ થયો કે દેશી રાજ્યોનાં રાજકીય મંડળો મહાસભા નિર્ભર થવાને બદલે આત્મનિર્ભર થવા લાગ્યાં અને દરેક પ્રસંગે મહાસભાનું પ્રચારબળ તો એમની સાથે હતું જ. મૈસૂર અને ત્રાવણકોરમાં રીતસરની જવાબદારતંત્રની હિલચાલ શરૂ થતાં મહાસભા તરફથી એને અપનાવી લેવામાં આવી એટલું જ નહિ, પરંતુ બ્રિટિશ હિંદમાં મહાસભાવાદીઓએ અને એટલો ઉહાપોહ કરી સમસ્ત હિંદના પ્રજામતનું બળ મૈસૂર અને ત્રાવણકોરની લડત પ્રત્યે દોર્યું. પરિણામે મહાસભાની લવાદી સ્વીકારવાની મૈસૂર સરકારને ફરજ પડી.

મૈસૂરની અથડામણ બંધ થઈ કે તરત ત્રાવણકોર, માણસા વગેરે સ્થળે પ્રજા રાજશાસનની સામે ખડી થઈ ગઈ. મૈસૂરની હિલચાલના એ પડઘા હતા. ગાંધીજીના શબ્દોમાં કહીએ તો, મૈસૂરના બનાવોની અસર પાર વિનાની થઈ છે. દેશી રાજ્યોની પ્રજાઓ કલ્પનામાં સ્વતંત્રતાની નવી ઝાંખી કરવા લાગી છે. એમને જે દૂરદૂરનું ધ્યેય દેખાતું હતું

તે હવે લગભગ હાથવેંતમાં આવી રહેલી ઘટના ભાસે છે. હું માનું છું કે જો પ્રજામાં આવેલી જાગૃતિ સાચી અને વિશાળ હશે તો એમની ધારેલા ધ્યેય પ્રત્યેની કૂચમાં ગમે તેવી સખત દમનનીતિ રોકાણ કરી શકવાની નથી.

જાગૃતિનું, ખાસ કરીને જુલમી શાસનનો વિરોધ કરવાની 'આવેલી જાગૃતિ'નું સાચું માપ એને માટે સહન કરવાની પ્રજાની તૈયારી કેટલી છે એના ઉપર અવલંબે છે. હચમચાવી નાખે એવા મૈસૂરના હત્યાકાંડ પછી પણ દેશી પ્રજાઓમાં જાગૃતિને હારી દે એવો ભય જણાયો નહિ. ઊલટું, ત્યાર પછી તરત જ ત્રાવણકોરમાં એવા જ પ્રકારના હત્યાકાંડો ને ગોળીબારો સહન કરવા છતાં પ્રજાજાગૃતિ દબાતી નથી. દેશીરાજની પ્રજાને જવાબદાર રાજ્યતંત્રની આપવી પડતી કિંમતનો વાસ્તવિક ખ્યાલ આવતો જાય છે. આ ખ્યાલ એમને પોતાના નિશ્ચયથી ડગાવી શકતો નથી. આથી એમ માનવાને સબળ કારણ છે કે 'આવેલી જાગૃતિ' નક્કર છે.

## હરિપુરાના ઠરાવને કારણે

હરિપુરાના ઠરાવે દેશી પ્રજાઓને દઢનિશ્ચયી થવા પ્રેરી છે. કારણકે એ ઠરાવમાં મહાસભાએ કદિ નહિ સ્પષ્ટ કરી હોય એ રીતે સાવ સાદા ને ચોખ્ખા શબ્દોમાં કોંગ્રેસ નીતિની સ્પષ્ટતા આંકી હતી. સરદારશ્રીએ હમણાં જ મુંબઈમાં રાજકોટની લડત વિશે બોલતાં જણાવ્યું છે કે દેશી પ્રજાઓની હાલની જાગૃતિ હરિપુરાના ઠરાવને આભારી છે.

દેશી રાજ્યોની જાગૃતિ સર્વાંશે હરિપુરાને કારણે નહિ હોય. આજે સમસ્ત હિંદનો આમસમુદાય એક અભૂતપૂર્વ જાગૃતિનો થડકાર અનુભવી રહ્યો છે. એ થડકાર સર્વવ્યાપી છે. દેશી રાજ્યની પ્રજાની જાગૃતિ આ થડકારને આભારી પણ છે. જો કે હરિપુરા ઠરાવે એને ગતિ આપવામાં અવશ્ય મદદ કરી છે.

આ ઉપરાંત દેશી રાજ્યોની જાગૃતિનું એક કારણ, હરિપુરા ઠરાવની બિનદરમ્યાનગીરીની નીતિને સર્વાંશે અમલમાં મૂકવાની મહાસભાને પક્ષે રહેલી વાસ્તવિક અશક્યતાને પણ કહી શકાય. લાલ અને પીળા હિંદનો અન્યોન્યાશ્રય એટલો જીવન્ત—organic—છે કે રાજકીય સીમાબંધન એને સ્પર્શી શકે એમ નથી. આથી મહાસભાની તટસ્થતાની નીતિ 'વૉટર ટાઈટ' તટસ્થતા આપવી અશક્ય ને કદાચ અનિષ્ટ પણ છે. તટસ્થતાની નીતિ હોવા છતાં કેટલા મહાસભાવાદીઓ દેશી રાજ્યોની હિલચાલોનું બ્રિટિશ હિંદમાંથી સૂત્રસંચાલન કરે છે? આથી કાઠિયાવાડ રાજકીય પરિષદનું સૂત્રસંચાલન, બ્રિટિશ હિંદવાસી અને તટસ્થતાની નીતિના જબરા હિમાયતી અને મહાસભાના એક જબરા મોવડી સરદારશ્રીની અસરકારક સલાહ હેઠળ ચાલે છે. અને રાજકોટના સત્યાગ્રહ પછી કોણ કહી શકે એમ છે કે કાઠિયાવાડ રાજકીય પરિષદ લડાયક નહિ પણ મવાલ અને સુધારવાદી છે? એ જ લડતને અંગે મુંબઈમાં ભરાયેલી સભા સમક્ષ સરદારશ્રીએ કરેલ જ્વલંત ને ઉગ્ર પ્રવચન તટસ્થતાની નીતિનું દ્યોતક હતું એમ કહી શકાય ખરું? એમણે તો ઊલટી દેશી રાજાઓને સત્વેળા ચેતી જવાની એક ગર્ભિત ચેલેન્જ ફેંકી હતી.

## બિનદરમ્યાનગીરી એટલે?

ત્યારે બિનદરમ્યાનગીરીનો શો અર્થ કરવો? બિનદરમ્યાનગીરી એટલે 'દેશી રાજ્યોની પ્રજા, તમે અને તમારા રાજકારણના ગેરઅંધેર સાથે અમને મહાસભાવાદીઓને કશું લાગે

વળગે એમ નથી' એ અર્થ તો હરગીજ નહિ કરી શકાય. બિનદરમ્યાનગીરીની નીતિના ઉત્પાદક ને પ્રચારક ગાંધીજી તાજેતરમાં જ એનો સ્ફોટક અર્થ કરતાં એને 'સ્વેચ્છાએ સ્વીકારેલ સંયમ,' 'એ વસ્તુ સિદ્ધાંતરૂપ કદિ માનવામાં આવી નહોતી,' 'એ એક મર્યાદા હતી,' એ રીતે સમજાવી છે. એટલે કે જો મહાસભામાં શક્તિ આવે તો દેશી રાજ્યોમાં હસ્તક્ષેપ કરવાનું જરૂરી લાગતાં એ પ્રમાણે જરૂર કરવામાં આવશે. અને આજે પણ જ્યાં હસ્તક્ષેપ કરીને દેશી રાજસત્તાને નમાવી શકાય એમ હોય ત્યાં તેમ કરવામાં આવે છે (કદાચ પરોક્ષ રીતે એમ થતું હશે). આ નીતિ સ્વીકૃત હોવા છતાં ગાંધીજી જણાવે છે કે "દેશી રાજ્યોની પ્રજા મદદ ને દોરવણી માટે મહાસભાની તરફ જોઈ રહી છે. હું માનું છું કે મહાસભાથી જ્યાં જ્યાં બની શકે ત્યાં બધે એમને એ દોરવણી ને મદદ આપવાની એની ફરજ છે." ('હરિજનબંધુ' તા. ૨–૧૦–૩૮)

છેલ્લો દિલ્હીની મહાસમિતિનો દેશી રાજ્યો વિશેનો ઠરાવ પણ એ જ વસ્તુ જાહેર કરે છે: "મહાસભાની જે તટસ્થતાની અને પોતાની સાધનસામગ્રી પહોંચે એટલે અંશે પ્રજાને મદદ કરવાની જે નીતિ છે, તેનું જ પુનરાવર્તન મહાસમિતિથી તો થઈ શકે. તટસ્થતાની નીતિમાં મહાસભાની મર્યાદાનો કબૂલાત રહેલી છે."

## અસ્પષ્ટતા

દિલ્હીમાં મહાસમિતિએ તટસ્થતાની નીતિનું પુનરાવર્તન કર્યું છે. તો 'સાધન સામગ્રી પહોંચે એટલે અંશે મદદ કરવાની' અને ગાંધીજીએ જણાવેલ દેશીરાજ્યોની પ્રજાને એમની લડતમાં 'દોરવણી ને મદદ' આપવાની 'ફરજ' નો અર્થ શો કરવો? દરમ્યાનગીરી કર્યા વગર દોરવણી ને મદદ કરવી? એ રીતે મદદ થઈ શકે? એ રીતે મદદ ન થઈ શકતી હોય તો મદદ ન કરવી? રાજકોટમાં તટસ્થતાની નીતિ જાળવીને મદદ કરવામાં આવે છે? તટસ્થતા જાળવીને દોરવણી ને મદદ કરવી એટલે શું? વગેરે પ્રશ્નોનો જવાબ મહાસમિતિનો ઠરાવ વાંચતાં ઊઠે છે.

તટસ્થતાની નીતિનો એવો અર્થ થઈ શકે ખરો કે જે રજવાડામાં પ્રજા પ્રથમ પોતાની મેળે લડત ઉપાડી લેતી હોય અને એ લડત મહાસભાની અહિંસાની વ્યાખ્યા પ્રમાણે લડાતી હોય તો મહાસભાવાદીઓ અલગ અલગ ને એકત્રપણે તે દેશી રાજ્યની પ્રજાને મદદ કરી શકે? આજે આ અસ્પષ્ટ લાગે છે ખરું, પણ દેશી રાજ્યોમાં લોકશાસનની હિલચાલ વધારે વ્યાપક ને ઉગ્ર થઈ જતાં મહાસભા જે પ્રકારનું પગલું ભરશે એનાથી એ અસ્પષ્ટતા દૂર થઈ જશે.

તા. ૧૬–૧૦–૧૯૩૮

———o———

# ગાઈ ઉઠો જગ–ગાયકો

[ એક અભ્યર્થના ]

'સ્વપ્નસ્થ'

ગાઈ ઉઠો જગ–ગાયકો !
ગાઈ ઉઠો તમ મંદ સાચા ધીર વીર સ્વરે,
દિગંતે
પ્હોંચતા, અંતર સ્વરે
ગાઈ ઉઠો !

ભેદી સકલ આંતર કલહ—
જગના કપટમય ગાયકો
ગવરાવતા ગીતોઃ–રૂધીરનાં પાન
રાતા અગ્નિ કાળાં કર્મ ને અંધારનાં,–
ત્યાં વાંસળીના સ્વર સમાં
ઊંડાં શ્વસનનાં પ્રાણનાં
સૌમ્ય સાચી ધીરતાને વીરતાનાં
ગાન, જેમ ઉષા ફુટે,
ને વાયુની લહરી જગાડે,
પરિમલો કલિઓ છુપા,
તેવા ગભીર સુધીર સૂરે
જગ–ગાયકો ગાઈ ઉઠો.

ગાઈ ઉઠો ! ગાતાં કશી રે વાર ?
શું જોતા નથી ?—

આ સૂર રોમાંચક વિમોહન
ઘોર હિંસાના કદમ નૃત્ય સાથ રેલાતા
અને જગ ત્રસ્ત તોયે દોડતું
કો' લઈ ગરુડ, કો' સિંહ, અશ્વ, વરૂ,
કુહાળી પાવડા,
કો' રંગ લઈ શાંતિ તણા
કો' નીલ, કાળા, ધર્મના,
કો'—રે હજીય તમે હૃદયના ધર્મીઓ !
રે પ્રેમ—માનવતા તણો
શી વિધ પરાજય આ સહો !

કવિઓ ! અરે, ઓ ! ગાયકો !
માનવ તણા ઓ એકલા અંતર–ગુરો !
ગુરુ–ભાર દમતા વિશ્વને
વાદો અને ઝેરી પ્રચારોના,
તમે કંઈ ગાન હાથ હલાવજો !
તમ યુગ–વધાં કલ્પન અને ચિંતન તણા
આંતર્ કલહની પાર જોતાં દર્શનો,
આ સૌમ્ય શાંત ધરા તણાં [ એકત્વનાં
પશુ પંખી ભાંડુ સાથ માનવ જીવનનાં
અમનાં ઔદાર્યનાં.

વાદો તણાં ખોટાં, ભભકનાં, ફૂલ છોડી
આ મૃત્તિકાની આર્દ્રતાની હૃદયસ્પર્શી સુગંધમાં
એકત્વ કો' અંતર વિષે પ્રકટાવતા
નિત નિત અમાન્ય રહેલ નામની સૌમ્ય,

વિસ્તૃત કલ્પના
જનહૃદયમાં ઉતરાવતાં
ગાઓ! ઉષાનાં ગાન ઓ જગ–ગાયકો!
હારો ન હિમ્મત, લોકમાં.
કો' અન્ય સૂર અસંભવે
સૌ હિંસ્ર સ્વર અનુસરી રહ્યાં.
ગાઓ! તમારાં ગાન,
શાંતિ પ્રેમ ને કલ્યાણનાં
ગાઓ, ગુરુ! બંધુ! સખાઓ!
ભૂતનાં સહુ ગાન તરતાં જે હવામાં
આવીં સૂર મિલાવશે મૃત સખ્યનાં!
ગાઓ, અહો! જગ–ગાયકો!

લાખ્ખો ચરણ થંભી જશે,
જોશે ખચીત કલંકહીણું
હાસ્ય. ને સુણશે નભે
પંખી સમાં ટહુકંત આત્માનાં સ્વનો!
સંસ્કાર પદ્મ બિડાયલું
દેઓ! દ્વિરેફો! ગાયકો!
ગાઓ! સુરભિનાં ગાન,
વિકસિત થવા તત્પર દલદલો!
ગાઓ–અકંપિત સત્ય સ્વર
અંતર તણા,
અંતરતણા સ્વર જીવ ઓળખતાં જ
સાથ ગહેકશે!

ગાઓ! તમારાં ગાન મંગલ ગાયકો
પ્રેરે પવન જલનિધિ જલો
પ્રેરંત ત્યમ આંતર બલો
ગાઈ ઉઠો! જગ–ગાયકો! ગાઈ ઉઠો!

૧૩–૧૦–૩૮



# રોજનીશી

## ઑગસ્ટ : ૧૯૩૮

તા. ૨૭ : સરહદ નજીકની તમામ મિલકતોનો કબજો લઈ લેવા માટે ફ્રેન્ચ ખેડૂતોને મુસોલિનીએ નોટિસ આપી.

તા. ૨૮ : બર્લિનનો બ્રિટિશ એલચી બ્રિટનના પરદેશમંત્રીની મુલાકાત લેવા લંડન ગયો, કાંતન નજીક ૧૨ જપાનનાં વીમાનો ચીનાઓએ તોડી પાડયાં.

તા. ૨૯ : હેર હિટલરે સ્ટ્રેસબર્ગ અને ફ્રેંચની સરહદની મુલાકાત લીધી; શ્રીનગરમાં ૧૪૪ મી કલમનો અમલ જાહેર થયો.

તા. ૩૦ : ઝેકોસ્લોવેકિયાનો તંગ મામલો : ડૉ. બેનેસ અને હેર હેન્લીનની પ્રેગમાં મુલાકાત : બ્રિટનના પ્રધાનમંડળની તાકીદની બેઠક મળી; શ્રીનગરમાં ૧૪૪ મી કલમના ભંગ માટે મુસ્લીમ પરિષદના પ્રમુખ સાથે કુલ ૬૬ જણાની ધરપકડ થઈ; સિંધના પ્રધાનમંડળ વિશે સરદાર પટેલ અને મૌ. આઝાદે પોતાના વિચારો બહાર પાડયા.

## સપ્ટેમ્બર : ૧૯૩૮

તા. ૧ : હેર હેન્લીન અને હેર હિટલર વચ્ચે વાટાઘાટ થઈ; ઈટાલિયન સરકારે પ્રજાશુદ્ધિ માટે સરકારી નોકરોના પગારમાં વધારો કર્યો; ચીનની સહાય માટેની હિંદી વોલન્ટીઅર મંડળી ડૉ. અતલની સરદારી હેઠળ મુંબઈથી ઊપડી.

તા. ૨ : મુંબઈ ધારાસભામાં ઔદ્યોગિક ઝઘડાબિલની ચર્ચા ચાલી.

તા. ૩ : ત્રાવણકોરની પરિસ્થિતિ અંગે મહાત્મા ગાંધીજીએ નિવેદન પ્રસિદ્ધ કર્યું; રંગૂનમાં ફરીથી રમખાણ ફાટી નીકળ્યું.

તા. ૪ : વર્ધામાં પ્રે. બોઝ, સરદાર પટેલ, મૌ. આઝાદ વગેરેએ સિંધ પ્રધાનમંડળ વિશે મંત્રણા કરી.

તા. ૫ : રાજકોટમાં સરદાર વલ્લભભાઈની સરદારી હેઠળ પ્રજાલડતનો મોરચો મંડાયો; પરિસમાં તમામ લશ્કરી અમલદારો અને હવાઈ દળના સૈનિકોની રજાઓ રદ કરવામાં આવી અને ઝડપથી નોકરી પર પાછા વળવાના ફરમાનો છૂટયા.

તા. ૬ : નુરમ્બર્ગમાં નાઝી પરિષદની શરૂઆત થઈ; પેલેસ્ટાઈનમાં આરબો અને યાહુદીઓ વચ્ચે ગોળીબાર થયા.

તા. ૭ : નિઝામની સરકારે પોતાના રાજ્યમાં સ્ટેટ કોંગ્રેસની રચના પર પ્રતિબંધ મૂકયો; જપાનીઓએ હેન્કાઉ નજીક ચીનાઓની ભયંકર કતલ કરી એવા સમાચાર પ્રસિદ્ધ થયા; લંડન 'ટાઈમ્સે' ઝેકોસ્લોવેકિયા જર્મનીને સોંપી દેવાનો માર્ગ સૂચવ્યો.

તા. ૮ : શ્રી. ઢેબરની રાજકોટની જનતાને હાકલ : ૨૪ કલાકમાં લડત માટે તૈયાર થઈ જાઓ; ફ્રાન્સનું લશ્કર સરહદ ઉપર ઊપડયું.

તા. ૯ : દિલ્હીના શિવમંદિરના પૂજારી પર એક મુસ્લીમે ખંજરથી હુમલો કર્યો : હિંદુઓમાં ઉશ્કેરણી ફેલાઈ; ૧૪૪ મી કલમ લાગુ પાડી. ફ્રાન્સે ઝેક સરકારની પડખે રહેવાનો નિર્ણય કર્યો; બ્રિટિશ પ્રધાનમંડળની બેઠકમાં આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિ વિશે લાંબી મંત્રણાઓ ચાલી.

તા. ૧૦ : સર કેડલ વિમાનદ્વારા લંડનથી રાજકોટ આવ્યા; અમદાવાદ કો-ઑપરેટિવ બેંકના પ્રમુખ તરીકે શ્રી. લીલાવતી દરિલાલ દેસાઈની નિમણૂક થઈ.

તા. ૧૨ : યુરોપીય પરિસ્થિતિ અંગે ઇંગ્લાંડ, ફ્રાન્સ અને ઝેક મંત્રીમંડળની વાટાઘાટ ચાલી.

તા. ૧૩ : ન્યુરેન્બર્ગ ખાતે હિટલરની ઐતિહાસિક ઘોષણા : હવે એ પાંત્રીસ લાખ માનવીઓની ગુલામી જર્મનીથી જરાય સહન નહિ થાય; તેમને સ્વયંનિર્ણયનો હક્ક મળવો જ જોઈએ; બ્રિટન હિંદના બચાવ ખાતાને ૫ લાખ પાઉન્ડ આપશે એવી જાહેરાત વડી ધારાસભામાં થઈ; આસામના પ્રધાનમંડળે રાજીનામું આપ્યું.

તા. ૧૪ : સુડેટન નેતાઓએ ઝેક સરકારને આખરીનામું આપ્યું : છ કલાકમાં તમામ વાંધાભર્યાં પગલાં પાછાં ખેંચી લો, નહિતર એનાં પરિણામો માટે અમે જવાબદાર નથી; યુદ્ધ શરૂ થતાં જ ૨૦ લાખ સૈનિકો મેદાનમાં રજૂ કરવાની ફ્રાન્સે જાહેરાત કરી.

તા. ૧૫ : બ્રિટનના વડાપ્રધાન મિ. ચેમ્બરલેન હેર હિટલરની મુલાકાત માટે લંડનથી બર્ક્ટેસગેડન ખાતે વિમાનમાં ઊપડયા.

તા. ૧૬ : રાજકોટની પરિસ્થિતિ અંગે સરદારશ્રીની સલાહ લેવા શ્રી. ઢેબર મુંબઇ ઊપડયા; ઝેક સરકારે ફરમાનો બહાર પાડયાં: સુડેટન પક્ષ વિખેરી નાખો : ૨૪ કલાકમાં હથિયારો સોંપી દો; સર ફિરોઝ શેઠનાનું મુંબઈમાં અવસાન.

તા. ૧૭ : આસામમાં મહાસભાવાદી પ્રધાનમંડળ હસ્તિમાં આવ્યું: શ્રી. ગોપીનાથ બારડોલોઈ વડાપ્રધાન બને છે.

તા. ૧૮ : સીમલામાં મળેલા ૨૭ મા હિંદી સાહિત્ય સંમેલનમાં ગાંધીજીને 'સાહિત્ય વાચસ્પતિ'ની પદવી એનાયત કરવામાં આવી; વડોદરા રાજ્ય પ્રજામંડળના ભાદરણ અધિવેશનના પ્રમુખ તરીકે સરદાર વલ્લભભાઈની ચૂંટણી થઈ; સુડેટન બહુમતીવાળા પ્રદેશો જર્મનીને સોંપી દેવાની હિટલરે માગણી રજૂ કરી; લંડનમાં બ્રિટિશ અને ફ્રેન્ચ વડાપ્રધાનોની મંત્રણા થઈ; મુસોલિનીએ જર્મનીને પડખે રહેવાનો નિર્ણય જાહેર કર્યો.

તા. ૧૯ : સરદાર સાથે મંત્રણા કરી શ્રી. ઢેબર રાજકોટ પાછા ફર્યા : પ્રજાને, રાજ્યને તક આપવા વિનંતિ કરી : સત્ય અને અહિંસાને વળગી રહેવા આહ્વાન આપ્યું.

તા. ૨૦ : મહાત્મા ગાંધી અ. હિં. મ. સ. ની બેઠક માટે દિલ્હી આવ્યા; આસામના પ્રધાનમંડળની રચનાને અંગે ઊભી થયેલી કટોકટીનો અંત આવ્યો અને શ્રી. બારડોલોઈના પ્રધાનમંડળે સોગનવિધિ પતાવી.

તા. ૨૧ : દેશભરમાં ગાંધીજયન્તી ઊજવાઈ; સર કેડલ અને શ્રી. ઢેબરભાઈની મુલાકાત થઈ; ત્રિવેન્દ્રમમાં ૧૪ મહાસભાવાદીઓ પકડાયા.

તા. ૨૨ : બ્રિટનના વડાપ્રધાન મિ. ચેમ્બરલેન હિટલરની મુલાકાતે ઊપડયા; ૨૭ વર્ષના દેશવટા પછી શ્રી. હરદયાળને હિંદમાં પ્રવેશ કરવાની પરવાનગી મળ્યાના સમાચાર પ્રસિદ્ધ થયા; ત્રિવેન્દ્રમ નજીક ગોળીબાર થયો.

તા. ૨૩ : રાજકોટમાં ઑર્ડિનન્સ રાજના શ્રીગણેશ મંડાયા : સભાઓ ભરશો નહિ, ભાષણો કરશો નહિ; દિલ્હીમાં મહાત્મા ગાંધીજીએ મહાસભાવાદી વડાપ્રધાનોને પોતાની અહિંસક યોજના સમજાવી; રાષ્ટ્રીય મહાસભાની કારોબારી સમિતિની બેઠક દિલ્હીમાં શરૂ થઈ.

તા. ૨૪ : હેર હિટલરે ઝેક સરકાર સમક્ષ પોતાની માગણીઓ રજૂ કરી : અને ૧ લી ઑક્ટોબર સુધીમાં જવાબ માગ્યો.

---o---



How will you fulfil your duty towards your dependents when you are no longer a breadwinner?